ઉત્યપારષદ સમેલન અંક





પુસ્તક ૧૯ મું
જાન્યુઆરી-૧૯
અંક ૧ લો


શ્રી. મોતીભાઇ ન. અમીન સાહેબની પાંચમી પુણ્ય સ્મૃતિ
( તા. ૧-૨-'૪૪ )




: વાર્ષિક લવાજમ :

રૂ. ૩-૮-૦ | પરદેશ રૂ. ૫-૦-૦ | છૂટક નકલ રૂ. ૦-૬-૦

: વ્યવસ્થાપક :
[illegible]ભાઇ નારણભાઇ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ [illegible]શંકર વ્યાસ

આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ.ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫–૧–૪૪

# બાલવિનોદનું બાલસાહિત્ય

બા લ કો મા ટે સ ર્વો ત્ત મ છે

**બારેબાર ચિત્રોવાળાં, છ થી પંદર વર્ષનાં બાલકો માટેનાં નીચેનાં પુસ્તકો વિના કોઈપણ પુસ્તકાલય અધુરું છે.**

" પુસ્તકાલયમાં વધુ વાચકો તો ગામનાં ઉછરતાં બાલકો અને જુવાનો હશે તેમ જ પ્રૌઢ શિક્ષણપ્રવૃત્તિના પરિણામે નવાં વાંચતાં શીખેલાં પ્રૌઢો માટેનાં પુસ્તકોનો પણ તમારે વિચાર કરવાનો છે. આ બાબતમાં બાળકો અને પ્રૌઢો સરળતાથી વાંચી સમજી શકે એવી નાની નાની સરળ ભાષામાં અને મોટા અક્ષરે જ્ઞાન આપે એવી જે પુસ્તિકાઓ પ્રકટ થઈ હોય તે પણ લક્ષ્યમાં લેતા જજો અને એમને માટેનાં પુસ્તકો પણ વસાવવાનું રખે ચૂકતા. "

**'પુસ્તકાલય'ના તંત્રીની જુલાઈ ૧૯૪૩ના અંકમાંની આ સૂચના ધ્યાનમાં રાખો અને તમારા પુસ્તકાલયમાં બાલવિનોદનાં પ્રકાશનો વસાવો.**

## બાલવિનોદ ગ્રંથાવલી (છથી આઠ વર્ષનાં બાળકો માટે)

૩ પુસ્તકો : ૯૦ ચિત્રો : ૯૬ પાનનું વાચન રૂા. ૧-૨-૦

## બાલવિનોદમાલા (આઠથી બાર વર્ષનાં બાળકો માટે)

૪૨ પુસ્તકો : ૭૦૦ ચિત્રો : ૧૫૦૦ પાનાંનું સુંદર વાચન :
બે મનોહર બોક્સમાં : રૂા. ૧૧-૮-૦

## અશોક બાલપુસ્તકમાળા (દસથી પંદર વર્ષનાં બાળકો માટે)

૮૩ પુસ્તકો : ૧૦૦૦ ચિત્રો : ૩૭૦૦ પાનનું રસિક વાચન :
આઠ સુંદર બોક્સમાં : રૂા. ૨૮-૦-૦

પુસ્તકોનાં નામ અને વિગત માટે "પુસ્તકાલય"ના જુલાઈ ૧૯૪૩ ના અંકની જાહેરખબરનાં પાન : ૨૭ થી ૩૨ સુધી જુઓ.

સૂચિપત્ર માટે લખો :

**બાલવિનોદ કાર્યાલય** ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ : [ મુંબાઈ ]

# ખાસ ઘટાડેલી કિંમતે આપવાનાં છે

## માત્ર જૂજ પ્રતો સિલક છે

પાછળથી નહિ મળે માટે આજે જ મંગાવીને વસાવો.

| મૂળ કિંમત રૂ. આ. | પુસ્તકનું નામ | લેવાની કિંમત રૂ. આ. |
|---|---|---|
| ૭– ૦ | ૮૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી ભા. ૧ લો | ૫– ૪ |
| ૫– ૦ | ૪૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલી ભા. ૨ જો | ૩–૧૨ |
| ૩– ૦ | વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ | ૧– ૮ |
| ૦–૧૪ | કસરત અને આરોગ્ય | ૦– ૭ |
| ૧– ૧ | પ્રગતિને પંથે | ૦– ૮ |
| ૦–૧૧ | ભૂરચના | ૦– ૫ |
| ૧– ૧ | વિદ્યાશાળા | ૦– ૮ |
| ૦– ૬ | સિંહ | ૦– ૩ |
| ૦–૧૪ | આહારશાસ્ત્ર | ૦– ૭ |
| ૦–૧૩ | બાળકેળવણી | ૦– ૭ |
| ૦–૧૨ | તારાશાસ્ત્ર | ૦– ૬ |
| ૦– ૬ | રામાયણરહસ્ય | ૦– ૩ |
| ૦– ૬ | શ્રેષ્ઠ સલાહકાર ભા. ૨ જો | ૦– ૩ |
| ૦–૧૧ | મધુમક્ષિકા અને ભ્રમર | ૦– ૫ |
| ૦–૧૪ | ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિહાસ | ૦– ૭ |
| ૦–૧૩ | કેટલાક રોગો—ભા. ૨ જો | ૦– ૬ |
| ૧– ૮ | વીર ગાર્ફીલ્ડ | ૧– ૦ |
| ૦–૧૪ | માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણકળા | ૦– ૭ |
| ૧– ૫ | રોગ અને આરોગ્ય. | ૦–૧૦ |
| ૦–૧૩ | માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦– ૬ |
| ૦–૧૧ | શિક્ષણનો ચાઆર્ય | ૦– ૫ |
| ૦–૧૨ | હિંદના ઇતિહાસની વાતો | ૦– ૬ |
| ૦– ૮ | હાડપિંજર | ૦– ૪ |
| ૦– ૫ | પરિમલ | ૦– ૩ |
| ૨– ૦ | ફૂલછાંબ | ૦–૧૦ |
| ૧– ૦ | અ. સૌ. કુમારી | ૦–૧૦ |
| ૦–૧૦ | મદનમંદિર | ૦– ૬ |
| ૧– ૮ | વૈયાસિક ન્યાયમાળા | ૦–૧૨ |
| ૧– ૨ | મોન્ટેસોરી પદ્ધતિનો આત્મા | ૦– ૯ |
| ૦– ૫ | આર્યોની ઓળખાણ | ૦– ૨ |
| ૧–૧૨ | બુકર ટી. વૉશિંગ્ટન | ૧– ૦ |
| ૧– ૮ | બાલવિજ્ઞાન ભાગ ૩ જો | ૧– ૪ |
| ૨– ૦ | અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | ૧– ૦ |
| 1– 8 | Flowers of Life | 1– 0 |

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા, વડોદરા**

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૯ મું જાન્યુઆરી-૧૯૪૪ અંક ૧ લો

# ગુ. સા. પ. સંમેલનની કાર્યવાહીનું વિહંગાવલોકન

—તંત્રીસ્થાનેથી

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૫ મું સંમેલન વડોદરાને આંગણે મળવાના સમાચારથી ગુજરાતભરના સાહિત્યરસિકોમાં એક અનેરો ઉત્સાહ વ્યાપી ગયો હતો. અનેકોએ ધાર્યું હતું કે, વડોદરામાં વિશાળ પાયા પર ચાલતા શિક્ષણપ્રચાર અને સાહિત્ય-વિકાસને અનુરૂપ આ પરિષદ કંઇક સક્રિય કાર્ય કરી બતાવશે. અને એ આશાએ અનેક સાહિત્યરસિકો એના તરફ મીટ માંડી રહ્યા હતા.

પરિષદસંમેલનનાં પ્રમુખ અને એના વિભાગીય પ્રમુખોનાં ભાષણો, રાબેતા મુજબનાં છતાં તે તે વિષયને સારો ન્યાય આપે તેવાં હતાં. અને કેટલેક અંશે પ્રેરણાપ્રદ પણ હતાં. પરંતુ પરિષદે પસાર કરેલા ઠરાવો જોતાં ખરેખર, હરકોઇ ક્રિયાશીલ સાહિત્યરસિકને અસંતોષ ઉપજે તેવું થયું છે.

જે ભવ્ય રીતે સ્થાનિક કારોબારીએ પરિષદ સંમેલનના સ્વાગત અને એની સફળતા માટેની પૂર્વતૈયારીઓ કરી હતી તેને અનુરૂપ એમાં પસાર થયેલા ઠરાવો જણાતા નથી. સંમેલનમાં પસાર થયેલા ૧૧ ઠરાવો પૈકી ૪ તો સદ્ગત સાહિત્યકારોના અવસાન પ્રત્યે શોક દર્શાવનારા ઔપચારિક હતા; જ્યારે પાંચમા ઠરાવમાં, " ગુજરાતી બોલતી પ્રજા માટે એક વિદ્યાપીઠ સ્થપાય એવી આકાંક્ષા ગુજરાતીઓ ઘણાં વર્ષો થયાં સેવતા આવ્યા છે, અને સંમેલને આ અગાઉ પણ ઠરાવો કર્યા છે તેને પૂર્ણ કરવા માટે વિગતવાર વિચાર કરવા અને લોકમત કેળવવા "ની હજી તો આ સંમેલન પરિષદને સૂચના કરે છે ! !

અગાઉ અનેક વાર વિચારાઇ ગયેલી વાતને ફરીવાર વિગતવાર વિચારી હજી તો લોકમત કેળવવાની આ સંમેલને વાતો કરી છે ! ! તો પછી આટઆટલા વખત પરિષદે " આ અગાઉ ઠરાવો કર્યા છે " એનો અર્થ શું ભલા ! શું હજી આ પારોરામાં પહેલી પુણી હશે ?

અમે કહીએ છીએ, ભલે એ પાશેરમાં પહેલી પુણી જ હોય, પરંતુ ગુજરાતને ગામડે વસતી પ્રજાનો ૮૦–૮૫ ટકા ભાગ જે હજી નિરક્ષરતામાં જ સબડયા કરે છે અને અજ્ઞાનાંધકારમાં જ અટવાયા કરે છે તેને માટે કંઇક પણ કરી છૂટવાનું આ પરિષદના સૂત્રધારોને હજી પણ નથી સૂઝતું એ ખરે જ, આશ્ચર્યની વાત છે! જે પ્રજાનો લગભગ પોણો ભાગ નિરક્ષરતામાં ગળાબૂડ ડૂબેલો છે તેના ચોથા ભાગના જ લોકો માટે મોટી મોટી ઇમારતો બાંધવી અને પેલા પોણા ભાગનાં માનવીઓને તેમની સામે ટગર ટગર જોતાં રહેવા દેવાં એ ન્યાય, અમને તો લાગે છે કે, પરિષદના સૂત્રધારોને જરાય શોભાસ્પદ નથી.

ભલે ગુજરાતની પોતાની વિદ્યાપીઠ સ્થપાય, ભલે તેમાં ગુજરાતીના માધ્યમ વડે ઉચ્ચ સંશોધનના અભ્યાસવર્ગો ચાલે, પરંતુ ઉપર જણાવેલા પોણા ભાગની પ્રજા સામે જ્યાં સુધી આંખ આડા કાન ધરવામાં આવશે ત્યાં સુધી, અમે માનીએ છીએ કે પરિષદના સૂત્રધારો પોતાની ફરજપાલનમાં સંપૂર્ણ સફળ થયા નથી.

છઠ્ઠો ઠરાવ, હિંદી સાહિત્ય સંમેલનના પ્રમુખ અને રાજપૂતાના સાહિત્ય સંમેલનના પ્રમુખ સાથે શ્રી. મુનશીએ પરિષદને નિકટ લાવવા માટે સાધેલા સંપર્કને આવકાર આપતો થયો.

અમે કહીએ છીએ કે, શ્રી. મુનશીએ આ ઠરાવના સમર્થનમાં ભલે ગમે તે કહ્યું, પરંતુ ગુજરાતની અતિનિકટની પડોશી ભાષા મહારાષ્ટ્રીય ભાષાના સાક્ષરોની સાથેનો સંપર્ક સાધવો છોડીને શ્રી. મુનશી એટલે બધે દૂર કેમ દોડી ગયા હશે, એ આશ્ચર્યજનક છે. શું તેમને દૂરના ડુંગરા જ રળિયામણા લાગ્યા છે? ૨૦૦–૩૦૦ ગાઉ દૂરના પડોશી સાથે સંપર્ક સાધવો છોડી શ્રી. મુનશીએ હજાર ગાઉ દૂરના સાહિત્યકારો સાથે સાધેલા સંપર્ક માટે પરિષદ આવો ભવ્ય ઠરાવ કરે, એ ખરેખર, શ્રી. મુનશીની અહંતાને પોષવા ખાતર નહિ તો બીજું શું હોઇ શકે?

અને સાતમો ઠરાવ–ગાંધીજીના ચાલુ બંધન પ્રત્યે અસંતોષનો ઠરાવ સાચે જ, યોગ્ય દિશામાં થયો છે, એમ સહેજે કહેવું પડે છે. કારણ કે ગાંધીજીના કારાવાસથી, ખરેખર, સાહિત્ય, સંસ્કાર અને માનવતાનો, અને હિંદુસ્તાનના વિકાસનો અવરોધ થાય છે, એમ આજની પરિસ્થિતિ પરથી લાગ્યા વિના નહિ જ રહે.

આઠમા ઠરાવથી પરિષદે હિંદી–હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષા તરીકે દરેક ગુજરાતી ભાષાભાષીએ અપનાવવાનું જે ઠરાવાયું છે તેને અમે હાર્દિક ટેકો આપીએ છીએ અને તેના વિસ્તૃત પ્રચાર માટે, પરિષદ માત્ર ઠરાવ જ કરીને બેસી નહિ રહેતાં કંઇક સક્રિય પગલાં ભરશે તો તે સાર્થ થયો લેખાશે.

નવમો ઠરાવ બ્રિ. ગુજરાત, રાજસ્થાની ગુજરાત અને કચ્છ–કાઠિયાવાડના સર્વસંગ્રહોનું પુનરાવર્તન કરાવવાને લગતો છે. આ ઠરાવ પણ ઉપયોગી હોઇને

અમલમાં મૂકવા જેવો છે; જ્યારે દસમા ઠરાવમાં યુનિવર્સિટીમાં ગુજરાતી ભાષાને માધ્યમ તરીકે સ્વીકારાવવાને લગતો છે. આ દિશામાં પરિષદને કેટલીક સફળતા મળે છે તે તો હવે પછી જાણવા મળશે.

છેલ્લો ૧૧ મો ઠરાવ ગુજરાતના ઘર ઘરના કવિ પ્રેમાનંદનું સ્મારક રચવાને લગતો થયો છે. બધા ઠરાવોમાં આ ઠરાવ સૌનું વધુ ધ્યાન ખેંચે તેવો થયો છે. છતાં તેને છેલ્લે જ પસાર કરવામાં આવ્યો છે.

> **નવરાશને વખતે મૂર્ખ** લોકો ગપ્પાં મારે, ઠઠ્ઠા મશ્કરી કરે કે લોકોની નિંદા કરે. અને ડાહ્યા લોકો? મનને આરામ અને શાંતિ આપે એવાં પુસ્તકો વાંચે. તમે મૂર્ખ છો કે ડાહ્યા? ડાહ્યા હો તો—આપના સાર્વજનિક પુસ્તકાલયનો લાભ લો.
>
> (પુસ્તકાલય સૂત્ર ૧૦)

કવિ પ્રેમાનંદ એ આપણો લોકકવિ છે. એણે રચેલાં આખ્યાનો, અને અન્ય સર્જનો આજે ભણેલાં–અભણ સૌને એકસરખાં રસપ્રદ નીવડયાં છે. અને કેટલીક વાર તો તેનાં ગામડાંઓમાં પારાયણો પણ થાય છે. એવા એ ગુજરાતના સંસ્કારધનનું સુયોગ્ય સ્મારક રચાય એ અત્યંત અગત્યનું છે. એની શિલ્પાકૃતિ વડોદરા શહેરના કોઈ ભાગમાં ભલે મુકાય, પરંતુ તેના કરતાં પણ અતિ અગત્યનું તો એણે રચેલાં સર્જનોની વિશુદ્ધ સંશોધિત આવૃત્તિઓ પ્રગટ કરવામાં આવે અને તેનો પ્રચાર ગુજરાતમાં ઘેરઘેર કરવામાં આવે એ જ એ કવિવરનું સાચું સ્મારક લેખી શકાય. અને એ જ પ્રમાણે, મધ્યકાલીન શિષ્ટ ગુજરાતી સાહિત્યના ગ્રંથોનું શાસ્ત્રીય સંપાદન અને પ્રસિદ્ધિકરણ પણ એટલું જ અગત્યનું છે.

પરિષદના સૂત્રધારો, તેમણે કરેલા ઉપરના દશેય ઠરાવોનો કદાચ અમલ ન કરી શકે પરંતુ આ છેલ્લા છતાં અગત્યના ઠરાવનો જો સંપૂર્ણ અમલ કરશે તો અમે માનીએ છીએ કે પરિષદે ઘણું કર્યું લેખાશે.

બાકી, પરિષદનાં સંમેલનો મળે છે, ઠરાવો કરે છે, એ ઠરાવો કાગળો પર અકબંધ રહે છે અને સૌ સાહિત્યકારો આવાં સંમેલનોમાં હળીમળીને વિદાય થઈ જાય છે.

આ સંમેલન બાબતમાં એવું ન બનવા પામે તેની કાળજી રાખવા અમે પરિષદના સૂત્રધારોને વિનંતિ કરીએ છીએ, અને ગાંધીજીએ નિરક્ષરતાનિવારણ માટે આપેલા આદેશને હજી પણ અપનાવે અને તેને માટેના સક્રિય પ્રયત્નો આરંભે એમ ઇચ્છીએ છીએ. ઉપરાંત, અંધેરી મુકામે યાદ કરાયેલ મૂળરાજ શતાબ્દીની પણ તેમને ફરી યાદ આપીએ છીએ.

આમ પરિષદે બે–ચાર અગત્યના ઠરાવો કર્યા છે. બાકી, જે ભવ્ય રીતે વડોદરાએ આ સમારોહ ઊભો કર્યો અને ઉજવ્યો તેને યોગ્ય પરિષદના ઠરાવો નથી થયા, એમ અમારે સખેદ નોંધવું પડે છે.

---

# ગુ૦ સાહિત્ય પરિષદનું ૧૫મું સંમેલન : કાર્યવાહી

ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૫મુ સમેલન વડોદરામાં ભરાનાર છે એવા સમાચાર જાહેર થયા ત્યારથી વડોદરાની સાહિત્યરસિક જનતામા એક જાતનું નવું ચેતન અને ઉત્સાહ આવેલ હોય તેમ જણાતું હતું.

એ સંમેલનની પૂર્વતૈયારીઓ અને એને સફળ બનાવવા માટે સ્થાનિક કારોબારી સમિતિની નિમણુક આપણા રાજ્યના મે. રા. રા. વિદ્યાધિકારી શ્રી. ડૉ. જ્યોતીન્દ્ર મહેતાના પ્રમુખપદે રચાઈ ગઈ હતી, જેના ઉપપ્રમુખપદે સાક્ષર શ્રી રમણલાલ દેસાઈ તથા પ્રાચ્ય વિદ્યામંદિરના વ્યવસ્થાપક ડૉ ભટ્ટાચાર્ય નિમાઈને મંત્રીઓ તરીકે પ્રકાશન અમલદાર શ્રી ગૌતમ અને શ્રી. કોઠારી નિયુક્ત થયા હતા, જેણે ૧૧ ઉપસમિતિઓની સ્થાપના કરી હતી. તેમાં મુખ્યત્વે, પ્રકાશન સમિતિ, ભોજન સમિતિ, સરભરા સમિતિ, રંજન સમિતિ, સ્વયંસેવક સમિતિ, સભાસ્થાન સમિતિ, વગેરે મુખ્ય હતી. દરેક સમિતિએ, તેની સ્થાપના થતાં જ પોતાનું કાર્ય શરૂ કરી દીધું હતું. આ ઉપરાત સ્થાનિક સાહિત્ય સભાએ પણ સમેલનને પોતાનો સહકાર આપવાનો ઠરાવ કરી પોતા તરફથી પ્રા શ્રી. અ. ક ત્રિવેદીને ઉપપ્રમુખ તરીકે અને શ્રી. રઘુનાથ પરીખને સંમેલનના મંત્રી :તરીકે મોકલ્યા હતા.



સ્થા કારોબારી સભાના પ્રમુખ
ડૉ. જ્યોતીન્દ્ર મહેતા

દરેક ઉપસમિતિઓના પ્રમુખપદે ઉત્સાહી કાર્યકર્તાઓ હતા, જેમાં પ્રકાશન વિભાગના પ્રમુખ તરીકે " નવચેતન " માસિકના તંત્રી શ્રી. ચાપશી ઉદેશી અને મંત્રી તરીકે શ્રી. ભદ્રાયુલાલ મજમુદાર તથા પ્રકાશન ખાતાના મદદનીશ અધિકારી શ્રી. મણિલાલ શાહ હતા. આ સમિતિએ વર્તમાનપત્રો દ્વારા અને ઇતર રીતે પરિષદસંમેલન અંગેનો એટલો અને એવો વિશાળ પાયા પર પ્રચાર કર્યો હતો કે એના પરિણામે પરિષદમાં હાજરી આપવા માટે હજારો માણસો વડોદરામાં ઊતરી આવ્યાં હતાં.



રચા કારોબારી સભાના ઉપપ્રમુખ
**સાક્ષર શ્રી. રમણલાલ દેસાઈ**

આ ઉપરાંત, સંમેલનમાં પધારનારાઓની અગવડ સાચવવા માટે સરભરા સમિતિ તેમ જ ભોજન સમિતિ તરફથી પણ એવી સુંદર વ્યવસ્થા કરવામાં આવી હતી કે તેથી પરિષદને ઉતારે ઉતરનાર-જમનારને કંઈ જ ફરિયાદનું કારણ નહોતું.



આ પ્રમાણે વિશાળ પાયા પરના પ્રચારના પરિણામે અને પ્રાથમિક શાળાના શિક્ષકોની પ્રેક્ષક ફી અર્ધી રખાવાના આકર્ષણે રાજ્યનાં ગામ–ગામડેથી સખ્યાબંધ શિક્ષકો જેઓ તે તે સ્થળોનાં પુસ્તકાલયના ગ્રંથપાલો પણ હોય છે તેઓ પોતાની સાહિત્યરુચિને સંતોષવા અને સાક્ષરદર્શનનો લાભ મેળવવા આ સંમેલનમાં મોટી સંખ્યામાં આવ્યા હતા. ઉપરાંત બહારગામના અન્ય પ્રેક્ષકોની હાજરી તો એટલી બધી વધી પડી હતી કે પાછળથી પ્રવેશટિકિટ પણ મેળવવી મુશ્કેલ થઇ પડી હતી.

ત્રણે દિવસે ન્યાયમંદિરના ધ્વજા–પતાકાથી શણગારાયેલા એવા સુસજ્જ હૉલમાં ભરચક માનવમેદનીએ ઠઠ જમાવી દીધી હતી અને હૉલની બહાર પણ સંખ્યાબંધ માણસો પ્રવેશપત્રોના અભાવે ઊભા હતા



પહેલે દિવસે સવારે, શ્રી મહારાણી સાહેબના હસ્તે આ પ્રસંગે ખાસ યોજાયેલા કલા પ્રદર્શનનું ઉદ્‌ઘાટન થયું હતું, જેમાં કલાપ્રેરક વિવિધ સુંદર નમુનાઓ સાદર કરવામાં આવ્યા હતા.

બપોરે, પરિષદની ખુલ્લી બેઠક મળી હતી, જેનું ઉદ્‌ઘાટન શ્રીમંત મહારાજા સાહેબ હાજર નહિ રહી શકવાથી ને. ના. દીવાન સાહેબે કર્યું હતું. ત્યારબાદ પરિષદનાં વરાયેલાં પ્રમુખ શ્રી. વિદ્યાબહેને તેમનું પ્રમુખ તરીકેનું ભાષણ * વાંચ્યું હતું.

બીજે દિવસે સવારે કલાવિભાગના પ્રમુખ શ્રી. કનુ દેસાઇનું એક સહૃદય કલાકારનાં મનોમન્થનો રજૂ કરતું વ્યાખ્યાન તેમણે વાંચ્યું હતું. ત્યારપછી, ચાર વાગે પરિષદની ખુલ્લી બેઠક મળતાં તેમાં સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રી. ધૂમકેતુએ સાહિત્યકારોને સરળ માર્ગદર્શન કરાવતા પ્રેરક ભાષણમાંથી ઉપયોગી કંડિકાઓ વાંચી સંભળાવી હતી. ત્યારબાદ ઠરાવોનું કામ હાથપર લેવાયું હતું, જેમાં મુખ્યત્વે સદ્‌ગત સાક્ષરોના અવસાન પ્રત્યે શોક-

* ઘણા ભાઇઓ ઉત્કટ ઇચ્છા છતાં આ સંમેલનમા, હાજર રહી શકયા નહોતા. તેમને સંમેલનના પ્રમુખ તેમજ વિભાગીય પ્રમુખોનાં વ્યાખ્યાનો વાચવા મળે તે હેતુથી આ પછી અન્યત્ર, બે ભાષણો, સારારૂપે આપ્યાં છે. ઉપરાંત, ગમે ત્યારે એ ભાષણો જરૂર હોય ત્યારે તરત હાથ આવે એ હેતુએ આ એક જ અંકમાં સંગ્રહ્યાં છે. —તંત્રી.

## કેટલાક સ્થાનિક કાર્યકર્તાઓ



શ્રી. ત્ર્યં. દિ. વાકનીસ
પુસ્તકાલય ખાતાના
વ્યવસ્થાપક અને
સભાસ્થાન સમિતિના
સ્વીકૃત સભ્ય



ડૉ. લેલે
નિબંધ સમિતિના સભ્ય



ડૉ. ભટ્ટાચાર્ય
સ્થા. કારોબારીના ઉપપ્રમુખ



શ્રી. ઉ. મો. પટેલ : સરભરા સમિતિના સંયુક્ત મંત્રી

પ્રદર્શનને લગતા હતા. એ ઠરાવો પસાર થયા બાદ ગુજરાત માટે પોતાની યુનિવર્સિટી સ્થાપવાને લગતો ઠરાવ રજૂ થઇ લંબાણ ચર્ચા અને સમર્થન બાદ તે પસાર થયો હતો.

ત્રીજા દિવસની બેઠકમાં, સવારે વિજ્ઞાનવિભાગના પ્રમુખ શ્રી. પટવાએ વિજ્ઞાન વિષેનાં તેમનાં વિવિધ મંતવ્યોને લગતું વ્યાખ્યાન વાંચ્યું હતું.

ત્યારબાદ, સ્થાનિક સાહિત્ય સભા તરફથી યોજવામાં આવેલી સંગીત હરીફાઇ અંગે નિયત થયેલ પારિતોષિક પ્રથમ બે નંબરે આવનાર ભાઇઓને પ્રમુખશ્રીને હસ્તે અર્પણ કરવામાં આવ્યું હતું. તે પછી. પાદપૂર્તિ હરિફાઇ માટે નીચે પ્રમાણે બે કડીઓ જાહેરમાં મૂકવામાં આવી હતીઃ—

( ૧ ) રંગ રહેશે જ ત્યારે
અને ( ૨ ) છતાં હાર્યો બધા સોદા.

ત્યારબાદ બપોરે વર્ષની શ્રેષ્ઠ નવલિકા માટે જાહેર કરવામાં આવેલ મહિડા ચંદ્રક શ્રી. રામનારાયણ પાઠકને પ્રમુખશ્રીને હસ્તે એનાયત કરવામાં આવ્યો હતો.

ચંદ્રકએનાયતનો વિધિ થઇ ગયા બાદ, પાદપૂર્તિમાં આવેલાં ૯૫ કાવ્યો પૈકી ૬ ની પસંદગી થઇ હતી અને તેમાં પ્રથમ આવનાર શ્રી. મનુ દવેને એને લગતું ઇનામ આપવામાં આવ્યું હતું. બીજી ઉત્તમ કૃતિઓમાં, શ્રી. વિનોદિની નીલકંઠ, શ્રી. કલ્યાણરાય જોષી તેમ જ શ્રી. રસિકલાલ જોષીની હતી, જે તે તે કાવ્યકારોએ સભા સમક્ષ વાંચી સંભળાવી હતી.

ત્યારબાદ બાકી રહેલા ઠરાવોનું કામ હાથ ધરવામાં આવ્યું હતું.

છેલ્લે પરસ્પર આભાર મનાઇ ત્રણ દિવસના સાક્ષરમેળાને અંતે પરિષદનું સંમેલન વિસર્જન થયું હતું.

કાર્યકરોનો ઉત્સાહ અવર્ણનીય હતો, સભાજનો અગવડસગવડ વેઠીને પણ હૉલના ખૂણેખૂણે છવાઇ ગયા હતા.

આમ વડોદરાના સ્થાનિક કાર્યકરોએ એક માસના સતત પરિશ્રમ વડે સંમેલનને સાચે જ સફળ બનાવ્યું હતું. તેમાં પણ પરિષદ સંમેલનના મંત્રીઓ પૈકી શ્રી. ભાઇલાલભાઇ કોઠારી અને સ્થા. સાહિત્ય સભા તરફથી મોકલાયલા મંત્રી શ્રી. રઘુનાથ પરીખ તેમ જ શ્રી. મણિલાલ શાહ, એ બધા ભાઇઓ તો ખરેખર, ખડેપગે કામ કરતા જણાતા હતા; જ્યારે દરેક બાબતની સૂચના સમજૂત દૂર રહ્યા રહ્યા પણ, શ્રી. રમણલાલ દેસાઇ અને શ્રી. ગૌતમ યોગ્ય દોરવણીપૂર્વક આપી રહ્યા હતા.

ત્રણેય દિવસ રાત્રે, રંજન કાર્યક્રમ રખાયો હતો, જેમાં મુખ્યત્વે "શક્તિ સંભવ" નામક શ્રી. રમણલાલ દેસાઇએ રચેલ પ્રાસંગિક નાટિકા ખૂબ આકર્ષક રીતે ભજવાઇ હતી.

## પરિષદે પસાર કરેલા ઠરાવો

**ઠરાવ ૧ થી ૪**—સ્વર્ગસ્થ ડૉ. આનંદશંકર ધ્રુવ, સ્વ. શ્રી. અંબાલાલ બુ. જાની તથા ભિક્ષુ અખંડાનંદ, શ્રી. મણિલાલ ઇચ્છારામ દેસાઇ અને સ્વ. શ્રી. કરુણાશંકર કુબેરજીના અવસાન પ્રત્યે ખેદ દર્શાવનારા પ્રમુખસ્થાનેથી રજૂ થઇ પસાર થયા હતા.

**ઠરાવ ૫ મો**—ગુજરાતી બોલતી પ્રજા માટે એક વિદ્યાપીઠ સ્થપાય એ આકાંક્ષા ગુજરાતીઓ ઘણા વર્ષો થયાં સેવતા આવ્યા છે, અને સંમેલને પણ અગાઉ આ વિષયમાં ઠરાવો કર્યાં છે.

હાલમાં સંયોગો જોતાં આ આકાંક્ષા કેવી રીતે પરિપૂર્ણ થાય તેનો વિગતવાર વિચાર કરવા અને તેને અંગે જરૂરપડતો લોકમત કેળવવા પરિષદને આ સંમેલન સૂચના કરે છે.

આ ઠરાવ શ્રી. દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીએ રજૂ કર્યો હતો અને તેનું ન્યા. મૂ હરસિદ્ધભાઇ દિવેટીઆ, ડૉ. હરિપ્રસાદ દેસાઇ, ડૉ. રમણલાલ યાજ્ઞિક, તથા શ્રી. શંકરપ્રસાદ શુકલે સમર્થન કર્યું હતું.

**ઠરાવ ૬ ઠ્ઠો**—હિન્દની પ્રાન્તીય ભાષાઓની પરિષદો વચ્ચે નિકટનો સંબંધ થાય એ ઇષ્ટ છે, અને તેથી હિન્દી સાહિત્ય સંમેલનના પ્રમુખ શ્રી. મખ્ખનલાલ ચતુર્વેદી, રાજપૂતાના સાહિત્ય સંમેલનના પ્રમુખ આચાર્યશ્રી જિનવિજયજી મુનિ અને ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી શ્રી. કનૈયાલાલ મુનશી વચ્ચે ત્રણે સંસ્થાઓને નિકટ લાવવાને થયેલા પ્રયાસોને આ સમેલન આવકાર આપે છે અને પરિષદને સૂચના કરે છે કે એ પ્રયાસોને સફલ કરવા પ્રવૃત્તિ યોજવી.

આ ઠરાવ શ્રી. કનૈયાલાલ મુનશીએ રજૂ કર્યો હતો અને પ્રો. કેશવલાલ કામદાર, શ્રી. હરિરાય બુચ અને શ્રી. વીરેન્દ્રરાય મહેતાએ એનું સમર્થન કર્યું હતું.

**ઠરાવ ૭ મો**—મહાત્મા ગાંધીજીના ચાલુ બંધનથી સાહિત્ય અને સંસ્કારનો અવરોધ થાય છે તે પ્રત્યે ઉગ્ર અસંતોષ વ્યક્ત કરવાનો.

**ઠરાવ ૮ મો**— ગુજરાતી બોલનારાઓએ હિંદી-હિંદુસ્તાનીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારી અપનાવવા,

**ઠરાવ ૯ મો**—ગુજરાત, કચ્છ, કાઠીઆવાડના સર્વ સંગ્રહોનું પુનરાવર્તન કરવા જે તે સરકારે ને સૂચનાનો-આ ત્રણે ઠરાવો પ્રમુખસ્થાનેથી મુકાઇ પસાર થયા હતા.

**ઠરાવ ૧૦ મો**—યુનિવર્સિટીએ હિંદની ભાષાઓ દ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાની ગોઠવણ કરવાનો પ્રો. જોશીની ગેરહાજરીમાં તેમના વતી સુરતના પ્રો. મોહનલાલ દવેએ મૂક્યો હતો તેને શ્રી. જ્યોતિંદ્ર દવેએ હાસ્ય શૈલિએ ટેકો આપ્યા બાદ પસાર થયો હતો.

**ઠરાવ ૧૧ મો**—કવિ પ્રેમાનંદનું વડોદરામાં સ્મરણ નિત્યતાનું રહે તે માટે અભ્યાસ સંશોધનની સંસ્થાપનામાં તેનું નામ પ્રેમાનંદ સાથે જોડવા, ને કવિની શિલ્પાકૃતિ કોલેજમાં ઊભી કરવા, પ્રેમાનંદ ગ્રંથમાળાનું સંપાદન કરવા અને ભંડોળ ઉભું કરવાનો ઠરાવ શ્રી. રામનારાયણ પાઠક મૂકતા તેને શ્રી. રમણલાલ દેસાઇ, ઉમાશંકર જોશી, ઝીણાભાઇ દેસાઇ, શ્રી. રાયચુરા અને શ્રી. કનૈયાલાલ મુનશીએ સબળ શબ્દોમાં ટેકો આપ્યા પછી ઠરાવ પસાર થયો હતો.

આમ જે સમેલનને સફળ બનાવવા સ્થાનિક કાર્યકરોએ રાતદિવસ જોયા વગર જહેમત ઉઠાવી હતી તેની પૂર્ણાહુતિ થઇ હતી.

ત્રીજે દિવસે, કલાવિભાગના પ્રમુખ શ્રી. કનુ દેસાઇના "**રામરાજ્ય**"ના કલાવિધાનનું નિરીક્ષણ કરવાની તક સંમેલનમાં પધારનાર સાક્ષરો, પત્રકારોને સ્થાનિક **પ્રભાત ટૉકીઝના સંચાલકોએ** આપ્યો હતો, જે પ્રસંગે તેમના તરફથી શ્રી. કનુ દેસાઇને ફૂલહાર કરવામાં આવ્યા હતા.

# શ્રી. મહારાજા સાહેબનું પરિષદઉદ્‌ઘાટન ભાષણ

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !

શ્રી ગુજરાતી સાહિત્ય પરિષદનું આ પંદરમું અધિવેશન ખુલ્લું મૂકતાં મને હાર્દિક આનંદ થાય છે.

પરિષદને સ્વાગત કરવાનું માન વડોદરાને આ બીજી વાર મળે છે. આ પરિષદ છેલ્લાં ૩૯ વર્ષથી અસ્તિત્વમાં છે. એની શરૂઆત સામાજિક સંમેલનોથી થઇ, જેણે સાહિત્યમાં રસ લેતી વ્યક્તિઓને મળવા હળવા માટે વ્યાસપીઠ પૂરી પાડી. ક્રમે ક્રમે એ વિકાસ પામી ગુજરાતને લગતી સઘળી સાહિત્યપ્રવૃત્તિઓ હાથ ઉપર લેવા, દોરવા અને ઉત્તેજન આપવા વાસ્તે નોંધાયલી સંસ્થામાં પરિણમી અને આજે સંશોધનક્ષેત્રમાં તથા સાહિત્યપ્રયાસમાં એની પ્રવૃત્તિ માટે એ એવો હેવાલ ધરાવે છે કે જેને માટે એ સગર્વ નિહાળી શકે.

પ્રાંતિક સાહિત્યનો જોશીલો ઉદય એ આપણા જમાનાનું આરોગ્યચિહ્ન છે. આ સંસ્કૃતિઓની ભિન્નતા વાસ્તવિક કરતાં ઉપરછલી વધારે છે. કારણ કે એ બધીયમાં એક મૂળભૂત ઐક્ય વહી રહ્યું છે કે જે આપણા સર્વસામાન્ય વારસા ઉપર સ્થપાયું છે, જેને માટે હિંદમાં સ્થપાયેલા ધર્મો અને ઇતર ધર્મો જેને ઇતિહાસમાં અન્યત્ર સંપૂર્ણ એવો સહિષ્ણુતાભર્યો સહૃદય આવકાર હિંદે આપ્યો છે તે તમામે પોતપોતાનો ફાળો આપ્યો છે. પ્રાંતિક સંસ્કૃતિઓ હિંદના જીવનને વૈવિધ્ય રંગ અને સમૃદ્ધિ સમર્પે છે; પણ એની અંદરખાને વહેતું ઐક્ય વિસરવું જોઇએ નહિ.

અમો વડોદરામાં શ્રી. ગાયકવાડ પૌર્વાત્ય માળાનાં અમારાં પ્રકાશનોથી અને બીજી રીતે હિંદના આ વિભાગમાં સાહિત્ય પુનર્જન્મને મદદ આપવા માટે અમારાથી શક્ય તે કરીએ છીએ અને આપોઆપ પરિષદને એના કાર્યક્રમ માટે જો હું બે દિશાઓ સૂચવું તો એ સાહસ માટે તમે મને કદાચ માફ કરશો. પહેલું તો એ કે, ગુજરાતી ભાષાની મહાન કૃતિઓ તથા લેખકોનાં જીવનવૃત્તાંતો ગુજરાત અને હિંદના સામાન્ય ઇતિહાસ અને સંસ્કૃતિ ધરાવે તેવાં સ્થાન દર્શાવનારી સટીક રજુઆતવાળી આવૃત્તિઓ પ્રસિદ્ધ કરવાની વ્યવસ્થા પરિષદે કરવી જોઇએ; અને બીજું એ કે અગ્રણી ગુજરાતી શિષ્ટ વાચનના ઉમદા વિચારોના સંપર્કમાં જનતા આવે એવા સર્વસામાન્ય વાચનને યોગ્ય એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાં જોઇએ.

લોવેલે કહ્યું છે કે–" મનુષ્યજાતિના વિચાર નૈતિક બળ, બૌદ્ધિક સુખ, આધ્યાત્મિક આશા અને સાંત્વનના ફાળામાં શું અને કેટલું આપ્યું તેના વડે રાષ્ટ્રનો સાચો વિજય માપી શકાય છે. "

હું આતુરતાપૂર્વક આશા રાખું છું કે આગામી વર્ષોમાં જ્યારે આપણે નવું હિંદ બાંધવા ચાહીએ ત્યારે, આપણે એનો પાયો આપણા બૌદ્ધિક અને આધ્યાત્મિક વારસાનાં શ્રેષ્ઠ તત્ત્વો ઉપર ચણીશું.

હિંદના જીવનના સાતત્યની સલામતીના આ મહાન કાર્યમાં તમારા જેવી પરિષદો ઉમદા ભાગ ભજવી શકે.

હવે, હું આ અધિવેશન ખુલ્લું મુકાયલું જાહેર કરું છું.*

* અંગ્રેજી ઉપરથી.

# સ્વાગતપ્રમુખ શેઠ શ્રી. ચતુર્ભુજદાસનું ભાષણ

## (સારાંશરૂપે)

સદ્ગત શ્રીમંત સયાજીરાવ મહારાજના વડોદરાને આપ સૌ સારી રીતે ઓળખો છો. શિક્ષણ, સંસ્કારિતા, સાહિત્ય, ઉદ્યોગ અને સામાજિક પુનર્વિધાન વગેરે પ્રજાકીય વિકાસને પ્રફુલ્લ બનાવવા જે પ્રવૃત્તિઓ એમણે શરૂ કરેલી તે આજે ફૂલીફાલીને કેટલી ફળદાયી બની છે એ પણ આપ સૌ જાણો છો. એ પ્રવૃત્તિઓને પરિણામે વર્તમાન વડોદરા અનેક દૃષ્ટિએ સંસ્કારસમન્વયનું કેન્દ્ર બની રહ્યું છે. આ વડોદરાના વિધાયક જો આજે આપણી વચ્ચે હોત તો એકત્રીસ વર્ષે ફરી પોતાને આંગણે આવેલા આ પ્રસંગને જોઈને રાજી થાત.


સ્વાગતપ્રમુખ શેઠ શ્રી. ચતુર્ભુજદાસ

બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ સદ્ગત શ્રીમંત સયાજીરાવ મહારાજે બોલાવી હતી, શોભાવી હતી અને પોતાની હાજરી અને દોરવણીથી એને યશસ્વી બનાવી હતી. તે વખતના દીવાન સર મનુભાઈ મહેતાએ એમાં અંગત અને સક્રિય રસ લઈને પરિષદની સફળતામાં મોટી સહાય કરી હતી. એ જ ભૂતકાળને આજે આપણે વર્તમાન સ્વરૂપે જોઈએ છીએ ગુજરાતી સાહિત્ય પરિષદના આ પંદરમા અધિવેશનને પોતાના પાટનગરમાં બોલાવીને પોતાની દોરવણીથી શ્રીમંત પ્રતાપસિંહ મહારાજે જે શોભા અને યશ આપ્યાં છે એ અમારું મોટું ગૌરવ છે; અને દીવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારિયરે એમાં ખૂબ રસ અને સમભાવ દેખાડીને આ કાર્યને દીપાવ્યું છે.

શ્રીમંતની પ્રેરણાને પરિણામે થએલી રાજકીય, સામાજિક અને સાહિત્યવિષયક પ્રગતિનું દિગ્દર્શન આપવું હોય તો મારે લાંબો સમય અને સ્થળ જોઈએ અને તે અત્યારે અશક્ય છે; પરંતુ કેળવણીવિષયક સવલતો, સાહિત્યવિષયક પ્રવૃત્તિઓ અને વિજ્ઞાનતત્ત્વજ્ઞાનના ઉત્તેજનાર્થે સ્થાપન કરેલા વ્યવસાયો વડોદરાને સંસ્કાર તથા કલાની બાબતમાં ખૂબ જાગ્રત રાખે છે.

બીજી સાહિત્ય પરિષદ વખતે શ્રીમંતે આપેલા બે લાખ રૂપિયામાંથી ઉદ્ભવેલી સયાજી સાહિત્યમાળા, બાલજ્ઞાનમાળા, ગ્રામવિકાસમાળા વગેરેના સેંકડો પુસ્તકો તૈયાર થયાં છે. તે ઉપરાંત અમારા પ્રાચ્ય વિદ્યામંદિરે પ્રગટ કરેલા ધર્મ-તત્ત્વજ્ઞાનના ગ્રંથો, પુરાતત્ત્વ ખાતા તરફથી પ્રસિદ્ધિ પામતાં નિવેદનો એ બધાંનો વિચાર કરતાં રાજ્ય તરફની સાહિત્ય-પ્રવૃત્તિ કેટલી ફલદાયી અને યશસ્વી છે, તે દેખાઈ આવે છે. આને પરિણામે અમારાં ઘરદીવડાં સરખાં સાહિત્યસેવકોનો સમુદાય અમને તો ખૂબ ગમતો અને ગર્વ આપતો બની ગયો છે.

× × ×

જે ગુજરાતી ભાષાના વિકાસ માટે પ્રેમાનંદે પાઘડી નહિ પહેરવાની પ્રતિજ્ઞા લીધી હતી, તે જ ગુજરાતી ભાષાને પોતાના તપથી ગાંધીજીએ સન્માનના સર્વોચ્ચ શિખરે પહોંચાડી છે. આ ગુજરાતી ભાષાના ભક્તો અને સેવકોની આખી નામાવલિ તો ખૂબ લાંબી થાય, પરંતુ આપણે ન ભૂલી શકીએ તેવાઓને સ્મરણની અને હૃદયના સન્માનની અંજલિ અર્પણ કરીએ તેમાં આપણું કર્તવ્યપાલન છે.

## આપણા સાહિત્યના પ્રથમ પૂર્વજો અને અર્વાચીનો

વૈષ્ણવજનનું ગીત માત્ર ગાઇને નહિ પણ જીવનમાં જીવી બતાવનાર આદિભક્ત કવિ નરસિંહ મહેતા અને હરિની લાડીલી પ્રેમદીવાની મીરાંબાઇ તે આપણા સાહિત્યના પ્રથમ પૂર્વજો છે. મધ્યયુગને પોતાની કવિતાથી દીપાવનાર વેદાંતી કવિ અખો, તત્ત્વજ્ઞ ધીરો ભગત, ચાબખાઓનો મારનાર ભોજો ભગત, વાર્તાકાર શામળ અને સ્વામીનારાયણ તથા વૈષ્ણવ સંપ્રદાયના અન્ય ઘણા કવિઓએ ગુજરાતી ભાષાને પોતાની સેવા આપી છે.

મધ્યયુગને અંતે પ્રગટેલા અને પ્રકાશેલા ગુજરાતી ભાષાના મહાકવિ પ્રેમાનંદે તો ગુજરાતીને જે ગૌરવ આપ્યું છે તેનું ઉદાહરણ જગતના સાહિત્યમાં પણ મેળવવું મુશ્કેલ છે. ભક્તકવિ દયારામે ગુજરાતી સ્ત્રીસમુદાયને કંઠે બેસીને પોતાની કવિતાનો જે વિસ્તાર સાધ્યો તેની સાથે આપણો મધ્યયુગ પણ પૂરો થયો. વીર નર્મદની પ્રેમ–શૌર્યની હાકલથી આપણા સાહિત્યનો અર્વાચીન યુગ શરૂ થયો. એમાં નર્મદ પછી યાદ કરવા જેવું પહેલું નામ એ વ્યવહારુ અને શાણા કવિ દલપતરામનું છે. નર્મદ અને દલપતે શરૂ કરેલા અર્વાચીન યુગનો પહેલો સંસ્કારદ્રષ્ટા તો 'સરસ્વતીચંદ્ર'નો કર્તા ગોવર્ધનરામ ત્રિપાઠી છે. ત્યારપછી ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યનો વિકાસ એ અર્વાચીન યુગની મોટી સંપત્તિ છે. સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઇ, આચાર્ય આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, કેશવ હર્ષદ ધ્રુવ, નર્મદાશંકર દેવશંકર મહેતા જેવા પંડિતો; કાંત, કલાપી, બાલાશંકર, બોટાદકર અને નરસિંહરાવ જેવા કવિઓની સાહિત્યસેવાથી આપણું સાહિત્ય સમૃદ્ધ થયું છે. એ જ યુગના પોતપોતાની રીતે અપૂર્વ પ્રતિભાવંત બે સાહિત્યકારો હજી પોતાની સેવાઓથી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરી રહ્યા છેઃ એ સાહિત્યકારો તે બળવંતરાય ઠાકોર તથા નાનાલાલ દલપતરામ કવિ. કનૈયાલાલ મુનશી, રમણલાલ દેસાઇ, મેઘાણી, ધૂમકેતુ જેવા નવલકથાકારો, રામનારાયણ પાઠક, વિજયરાય વૈદ્ય, વિશ્વનાથ ભટ્ટ, ત્રિવેદી જેવા સમર્થ વિવેચકો અને સુંદરમ્, ઉમાશંકર જેવા જુવાન કવિઓનો આખો સંઘ એ આપણી નાનીસૂની મૂડી નથી. આપણા પ્રાંતનાં સાહિત્ય અને સંસ્કારિતાના વિકાસમાં ગુજરાત વિદ્યાપીઠનું નામ પણ સદાય સ્મરણીય રહે તેવું છે

ઘણાં બંધનો અને મર્યાદાઓમાંથી ગુજરાતી ભાષાને મુક્ત કરીને એમાં શબ્દની શક્તિ અને અર્થની સરળતા મૂકી એનું ઓજસ્ વધારનાર પૂજ્ય ગાંધીજીનું સ્થાન ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ચિરંજીવ રહેશે. આજે આપણા એ ભૂતપૂર્વ પ્રમુખ અને નિમંત્રિત માનનીય મહેમાન આપણી વચ્ચે હાજર રહી શકયા હોત તો આપણું આ સંમેલન વધારે યશસ્વી થાત; એમની ગેરહાજરીમાં હું પ્રેમ અને સન્માનની અંજલિ એમને ચરણે ધરું છું.

### બુદ્ધિ અને ઊર્મિના ઉપયોગ જ નહિ, પણ સદુપયોગની દષ્ટિ.

જેમ જેમ સંજોગો પલટાતા જાય છે તેમ તેમ સામ્યવાદથી માંડીને સંસ્કારવાદ અને ઠેઠ માનવતાવાદનાં દષ્ટિબિંદુઓની આગળપાછળ આજનું સાહિત્યસ્વરૂપ ઘડાઇ રહ્યું છે; અને એમાં આજના યુવાન સાહિત્યકારો જે રીતે પોતાનો ફાળો આપી રહ્યા છે તે જોઇને મારા જેવો માત્ર સાહિત્યમાં રસ લેનાર વેપારી પણ ખુશી થાય એવી વાત છે. હું માનું છું કે અહીં પધારેલા સાહિત્યકારોને આજે જે શ્રદ્ધા, આનંદ અને ભાવિદર્શન થઇ રહ્યું હશે તેટલું જ બલ્કે તેથી પણ વધારે જ્વલંત ભાવિદર્શન મને થએલું લાગે છે. સાહિત્યકારોનો ફાળો સમાજપુનર્ઘટનામાં ઘણો મોટો છે. આજના સંમેલનમાં માનવતાને શોભે અને તેના વિકાસને પોષે એવી સાહિત્યચર્ચા અને એવાં નિર્ણયો આપ કરશો તેમાં મને શંકા નથી; પરંતુ હું રહ્યો વેપારી, એટલે મારા દષ્ટિબિંદુથી એક વિનંતિ કરી લઉં છું કે આપ સૌ બુદ્ધિ અને ઊર્મિનો માત્ર ઉપયોગ નહિ પરંતુ સદુપયોગ થાય એવી દષ્ટિ રાખજો, કે જેના પરિણામે અહીં મળેલું આ પંદરમું ગુજરાતી સાહિત્ય પરિષદ સમેલન ફળદાયી નીવડે.

આજના અસ્થિર અને ગંભીર સંજોગોમાં પણ તકલીફ વેઠીને દૂરદૂરથી પધારીને આપે અમારા શહેરને જે શોભા આપી છે તેને માટે સત્કારમંડળ તરફથી હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને સ્વાગત કરું છું.

---

# આપણું સંસ્કારધન

કલાપ્રદર્શન એ આપના પરિષદ સંમેલનનો એક મુખ્ય વિભાગ છે. એનું ઉદ્‌ઘાટન કરતાં મને બહુ આનંદ થાય છે.



વડોદરામાં આ રીતે સાહિત્યકારો તથા કલાકારો ભેગા થાય, જુદે જુદે સ્થળે વેરાયલા કલાનમૂનાઓ એકત્ર કરવામાં આવે, અને આજની કલારુચિનો આપણને પ્રત્યક્ષ પરિચય થાય એ ખરેખર આવકારપાત્ર છે,

અહીં થએલા વિવેચન અનુસાર આ પ્રદર્શનમાં આપણને ઘણું ઘણું જોવા જાણવાનું મળશે. એમાં ચિત્રકલાના નમૂના તો હોય જ, ઉપરાંત અન્ય કલાઓના નમૂના તેમજ ઇતિહાસના અવશેષો પણ મૂકવામાં આવ્યા છે. આ બધી કલાસામગ્રી આપણું સંસ્કારધન છે.

જનતા એ નિહાળી ઉચ્ચ પ્રેરણા મેળવે એમ હું આશા રાખું છું અને પ્રદર્શન ખુલ્લું મુકાયલું જાહેર કરું છું.*

**શ્રી. અ. સૌ. મહારાણી શાન્તાદેવી સાહેબ**

---

* સાહિત્ય પરિષદ સંમેલનના ૧૫ મા અધિવેશન પ્રસંગે કલાપ્રદર્શનના ઉદ્‌ઘાટન વખતે આપેલું પ્રવચન.

# શ્રી. વિદ્યાગૌરી નીલકંઠનું વ્યાખ્યાન

## ( સારાંશરૂપે )

સને ૧૯૦૧ માં અમદાવાદ મુકામે સાહિત્ય પરિષદનાં મંડાણ અત્યંત સાદા સ્વરૂપમાં થયાં ત્યારથી આજ સુધીમાં તેનાં ચૌદ સંમેલનો થયાં, તેમાં વડોદરા શહેરમાં આજ બીજી વાર એનું અધિવેશન થાય છે. જે રાજ્ય ગુજરાતમાં ચારે દિશામાં વિખરાયેલું હોઇ પ્રાંતના સર્વ ભાગમાં જેની હકુમત છે, જે રાજ્યના સદ્ગત ચિરસ્મરણીય મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકારે પોતાની પ્રજાની ઉન્નતિનાં સ્વપ્નો સદાકાળ સેવી તેને અમલમા મૂકવા ગુજરાત તેમ જ હિંદુસ્તાન-ભરમાંથી તેમ જ પરદેશથી નરરત્નોને વીણી કાઢી રાજ્યતંત્રમાં દાખલ કરેલા, જેઓ પોતે પ્રખર અભ્યાસી, વિદ્યા અને જ્ઞાનની ખરી કદર કરનાર હોઇ પ્રજાને વિદ્યાનું દાન કરવા જેમણે ફરજિયાત કેળવણી તથા જ્ઞાનપ્રચાર માટે પુસ્તકાલયોની સુદઢ યોજના કરાવી, પ્રજાના સુખ માટે જેમણે રાતદિવસ ચિંતન કરી પોતાના જીવનનું સાર્થકય કર્યું અને ઈશ્વરે જે મહાનપદ તથા સંપત્તિ તેમને બક્ષેલી તેનો સદુપયોગ કરી પોતાની કીર્તિ સર્વત્ર ફેલાવી, તે રાજ્યની છત્રછાયા નીચે આજે આપણે ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષની વિચારણા કરવા એકઠાં થયાં



શ્રી. વિદ્યાગૌરી નીલકંઠ

છીએ. આપણે સર્વ એવી ઉમેદ રાખીએ છીએ કે હાલના મહારાજા સાહેબ પોતાના મહાન પ્રતાપી વડીલને પગલે ચાલી તેમની ઉજ્જ્વલ કીર્તિમા વધારો કરશે. વડોદરા રાજ્યમાં પાટણની આયુર્વેદિક પાઠશાળા, શિક્ષકો માટેની કૉલેજ તથા કૉમર્સ કૉલેજ આ નવા મહારાજાના અમલ દરમિયાન આરંભાયેલી તેમ જ પુષ્ટિ પામેલી નવી વિદ્યાવિસ્તારની સંસ્થાઓ છે. ગુજરાતી ભાષા બોલનારી પ્રજાનો બહુ મોટો ભાગ વડોદરા રાજ્યની હકુમતમાં આવેલો છે. અને હજીપણ જ્ઞાનપ્રચારની સંસ્થાઓ જેવી કે મેડિકલ કૉલેજ, ખેતીવાડીની કૉલેજ, એન્જિનિયરિંગ અને ટેક્નોલૉજીની કૉલેજ આ રાજ્યમા નીકળે એવી આપણે શુભેચ્છા રાખીએ તો અસ્થાને નહિ ગણાય.

× × ×

ગુજરાતી સાહિત્યમાં મારો ફાળો નહિ જેવો છે. છતાં એટલું કહેવાની હિંમત કરું છું કે **ગુજરાતી ભાષા માટે મારી પ્રીતિ કોઇનાથી ઉતરે તેમ નથી. એ ભાષાના સાહિત્યની ચઢતી કેમ થાય એ મારો રાત્રિદિવસનો વ્યવસાય છે** ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સાથેની પંદર વર્ષથી વધારે સમયના મારા સંબંધને લીધે ગુજરાતી ભાષા, સાહિત્ય વિષે સતત ચેતનવંતા રહેવાનો મને સુયોગ પ્રાપ્ત થયો છે, જેથી કરીને

આપણી ભાષાના સાહિત્ય પ્રત્યેનો મારો અનુરાગ દઢતર થયો છે. કોઇ પણ પ્રકારે એ સાહિત્યની સેવા થાય–પુસ્તકો રચીને નહિ તો ગમે તે માર્ગે–નો તે કરવા મારી અતિ ઉત્કટ ઇચ્છા છે. મારી અલ્પ શક્તિઓનો ઉપયોગ અને તેટલો એ દિશામાં કરવા મારો સંકલ્પ છે. એ સાહિત્યના અતિ નમ્ર ભક્ત, ઉપાસક, પ્રશંસક, પ્રેમી, શુભેચ્છક તથા શ્રદ્ધાવાન હોનાર જો સાહિત્ય સંમેલનના પ્રમુખ માટે લાયક ગણાય તો હું પોતને લાયક માનું છું.

## વડોદરા સાહિત્યની વૃદ્ધિનું સ્થાન

વડોદરા શહેર અને રાજ્યમાં આપણા સાહિત્યના અગ્રણીઓ થઇ ગયા છે. તેમાં પ્રેમાનંદ અને દયારામ એ બે જૂના કવિઓનાં નામ અગ્રસ્થાને છે. સાહિત્યના ઉત્કર્ષ માટે રાજ્ય તરફથી જુદી જુદી ગ્રંથમાળાઓ રચવાનું જે કાર્ય થઇ રહ્યું છે અને જે દ્વારા આપણા સાહિત્યમાં સંગીન ઊમેરો થયો તેનો નિર્દેશ કરવો આવશ્યક છે. આજ એવે સ્થળે આપણે મળીએ છીએ કે જ્યાં ગુજરાતી ભાષાના ઉત્કર્ષ માટે પુષ્કળ કાર્ય ચાલી રહ્યું છે; સાહિત્યનાં સર્વ અંગો ખીલવવા માટે વ્યવસ્થિત યોજનાઓ ચાલુ છે અને રહેશે જ એમ માનીએ છીએ.

## સાહિત્યના અનેકશાખીય વિકાસની આવશ્યકતા

નર્મદ અને દલપતરામના યુગ પછી યુનિવર્સિટીના ગુજરાતી ગ્રેજ્યુએટોએ માતૃભાષામાં ગ્રંથો લખવા માંડયા અને ત્યારથી નવીન ગુજરાતી સાહિત્ય રચાવા માંડ્યું એ સર્વવિદિત છે. પરંતુ તેમાં વેગ અને ચેતન તો મહાત્મા ગાંધીજીની પ્રેરણાથી આવ્યાં, એ નિર્વિવાદ છે. દેશપ્રેમની હાકલ સાથે સ્વભાષાપ્રેમની છોળો આવી, જેથી સંખ્યાબંધ નવજુવાનોનાં દિલમાં સ્વભાષા પ્રત્યે માન અને પ્રેમ ઉત્પન્ન થયાં. પોતાની બુદ્ધિશક્તિ સ્વભાષાને ચરણે અર્પણ કરવાના કોડ તેમનામાં જાગ્યા અને એમાં જ પોતાનું ગૌરવ છે એવી માન્યતા વધારે ને વધારે પ્રસરી એ તો આપણે જોઇ શકીએ છીએ. એ પ્રબળ વેગ ક્યાં ક્યાં વહે છે તે સમીક્ષા અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા પ્રતિવર્ષ કેટલાંક વર્ષોથી કરાવે છે, જેનાથી સમર્થ વિદ્વાનોને હાથે આપણા સાહિત્યનું વધતું જતું પ્રમાણ આપણી નજર આગળ રહે છે. નાની મોટી વાર્તાઓ, નવલકથાઓ, નાટકો, નિબંધો, વિવેચનો, કાવ્યગ્રંથો વગેરેનો પરિપાક પ્રતિવર્ષ વધતો જાય છે. તથાપિ સાહિત્યનાં ઘણાં અંગો હજી પૂરાં વિકાસ પામ્યાં નથી; ઇતિહાસ, જીવનચરિત્રો–જેમાં તે તે સમય અને પરિસ્થિતિનાં તાદશ ચિત્રો આવે તેવાં–ની ઊણપ પડેલી નજરે જણાઇ આવે છે. વિજ્ઞાનનાં પુસ્તકો ઘણા અલ્પ પ્રમાણમાં લખાય છે, એમ સાહિત્યસભાના તે વિભાગના નિરીક્ષકે આ વર્ષ સખેદ જણાવેલું છે. ભૌતિકશાસ્ત્ર ઉપરાંત સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર વગેરે વિવિધ શાસ્ત્રોના ગ્રંથો ગુજરાતી ભાષામાં રચવા જોઇએ એમ આ પરિષદના સુકાનીઓએ વારંવાર કહેલું છે; પરંતુ એ દિશામાં આપણી પ્રગતિ નહિ જેવી છે. એ દિશામાં પ્રગતિ સાધવાનો એક માત્ર ઉપાય તો આપણા અભ્યાસક્રમમાં સ્વભાષાનો તમામ ઉપયોગ થાય તે જ છે. સને ૧૯૩૧માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી માટે કરેલા મારા વ્યાખ્યાનમાં મેં એ જ વસ્તુ ઉપર ભાર મૂકેલો છે.

ઘણી ઘણી માગણીઓ પછી માધ્યમિક શિક્ષણમાં માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનું કેટલેક અંશે દાખલ થયું છે. પરંતુ તેથી વિદ્યાર્થીઓની દશા દુઃખદાયક થઈ છે, કારણ કે ઉચ્ચ શિક્ષણમાં સ્વભાષાનું માધ્યમ નથી. વિજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન જેવા વિષયો મેટ્રિક સુધી ગુજરાતીમાં શીખનાર વિદ્યાર્થી કૉલેજમાં દાખલ થાય ત્યારે એ સર્વ વિષયો અંગ્રેજી દ્વારા તેને શીખતાં અત્યંત મુસ્કેલી પડે એ દેખીતું જ છે અને એ મુસીબત ટાળવા માતૃભાષામાં શીખવાની છૂટ હોવાની સુગમતાનો લાભ છોડી દેવાનું ઘણા વિદ્યાર્થીઓ પસંદ કરે છે. અભ્યાસક્રમોના રચનારને અમારી નમ્ર વિનંતિ છે કે એ ક્રમ ઉપર સળંગ નજર નાખે અને વિદ્યાર્થીઓનું દષ્ટિબિંદુ લક્ષ બહાર ન જવા દે. પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને વિદ્યાર્થી જગતની પરિસ્થિતિનો સુમેળ સાધે.

## આપણી પોતાની યુનિવર્સિટી

આટલા પ્રસ્તાવ પછી જે મુખ્ય મુદ્દા સંબંધી આપ સર્વની સમક્ષ યથાશક્તિ અને યથામતિ રજૂ કરવા માગું છું તે બાબત તે આપણી પોતાની યુનિવર્સિટી છે. યુનિવર્સિટી એ અંગ્રેજી ભાષાનો શબ્દ છે અને મધ્યયુગમાં યુરોપમાં હાલ જે અર્થમાં આપણે વાપરીએ છીએ તે કરતાં કાંઇક જુદા અર્થમાં વપરાતો–તેનો અર્થ કોઇપણ સંયુક્ત મંડળ એવો થતો. ત્યારપછી રાજ્ય તેમ જ ધર્મસંસ્થાએ માન્ય કરેલું અધ્યાપક મંડળ એ અર્થમાં શબ્દ વપરાવા લાગ્યો. વખત જતાં યુનિવર્સિટીનું ક્ષેત્ર વિશાળ થતાં તેના અર્થમાં વિશિષ્ટતા આવી અને હાલના અર્થમાં એ શબ્દ વપરાવા લાગ્યો. આપણી યુનિવર્સિટીનો ખ્યાલ મેળવવા થોડુંઘણું વાંચવામાં મેં પ્રથમ શોધ્યું કે શિક્ષણનું માધ્યમ–અથવા હવેથી વાહન શબ્દ વાપરવાનું યોગ્ય માની વાહન–શું હોય તે માટે પાનાં ઉથલાવ્યાં. અલબત્ત, આ શ્રમ નકામો જ હતો. કોઇ દેશ, કોઇ પ્રજા કે કોઇ કાળમાં સ્વભાષા સિવાય શિક્ષણનું વાહન, બીજું હોઇ શકે એવી કલ્પના પણ કયાંય નજરે પડી નહિ! એવી અસંગતતા આપણા દેશમાં જ પ્રવર્તે છે અને તેનો બચાવ કરવા આપણામાંના ઘણા નીકળી પડે છે. છેલ્લાં પચાસ વર્ષ દરમિયાન હિંદની કેળવણીને લગતાં કમિશનો, કેળવણીકારોના અભિપ્રાયો અને દેશહિતચિંતકોનાં મંતવ્યો એકે અવાજે એમ જ દર્શાવે છે કે તમામ શિક્ષણ સ્વભાષાદ્વારા જ અપાવું જોઇએ. એટલે કે આજ જે સ્થિતિ છે તેનો બનતી ત્વરાએ અંત આણવાની અત્યંત જરૂર છે. જ્યાંસુધી આ સત્ય આપણા મનમાં ઠસશે નહિ ત્યાંસુધી આપણે શિક્ષણમાં આગળ વધી શકવાના નથી. આપણાં બાળકો અને યુવકોનાં અમૂલ્ય વર્ષ, તેમની બુદ્ધિ અને સ્મરણશક્તિનો એટલો બધો નાહક વ્યય થાય છે કે તેની કલ્પના કરવી અશક્ય છે. યુરોપ–અમેરિકાની શાળામાંથી શિક્ષણ પૂરું કરી નીકળેલા યુવકો એટલા બધા ઉપયોગી વિષયોમાં પારંગત થાય છે કે કોઇપણ ધંધા માટે તેમની લાયકાત નક્કી થઇ ગઇ હોય છે. આપણી શાળાન્ત–મેટ્રિક પાસ થયેલો યુવક કાચું અને અશુદ્ધ અંગ્રેજી અને થોડાઘણા બીજા વિષયોનું જ્ઞાન લઇ દસ કે અગિયાર વર્ષ શાળાઓના અભ્યાસક્રમમાં પિલાઇ બહાર નીકળે છે. તેને પરભાષા દ્વારા વિષયો શીખવા પડે છે અને એ કાર્ય Uphill work એટલે કે ડુંગર ચડવા જેવું મુસ્કેલ લાગે છે. અંગ્રેજી ભાષાનું જ્ઞાન આપણે માટે અનિવાર્ય છે એ સ્વીકારવા છતાં એ ભાષા દ્વારા વિષયોનું શિક્ષણ કેવળ નિરર્થક છે, એટલું જ નહિ પણ એ વિદ્યાર્થીની વિચાર કરવાની શક્તિ તેમ જ કલ્પનાશક્તિને કચડી બચડી નાખે છે. આ પદ્ધતિની

વિપરીતતાનુ ખોટું માપ થોડાઘણા આગળપડતા વિદ્વાનો પરથી આપણુને કાઢવાની ટેવ પડી છે. પરતુ સાથે સાથે સેકડો ને હજારો વિદ્યાર્થીઓનો જે કચ્ચરઘાણુ નીકળી જાય છે તે તરફ આપણે દુર્લક્ષ કરતા આવ્યા છીએ.

## અંગ્રેજીની આવશ્યકતા કેટલી ?

સ્વભાષાના વાહન માટે આટલુ કહેવા સાથે એ કહેવાની જરૂર છે કે અંગ્રેજી ભાષાનો અભ્યાસ આપણી શાળા-પાઠશાળાઓમા અનિવાર્ય છે. એ ભાષાના પુસ્તકોનો અભ્યાસ હિતાવહ છે, એટલુ જ નહિ પણ જગતભર સાથે સપર્ક સાધવા માટે એ અનિવાર્ય છે. એટલે અંગ્રેજીની બિલકુલ જરૂર નથી એવા બીજા છેડાના મત ધરાવનાર સાથે હુ સમત નથી એ નમ્રતાથી કહેવુ યોગ્ય ધારું છું.

આવો સર્વમાન્ય હોવો જોઇએ તેવા તેમ જ સ્વતસિદ્ધ સિદ્ધાત માટે આગ્રહ દર્શાવ્યા પછી આપણે કેવી યુનિવર્સિટીની અપેક્ષા રાખવી જોઇએ તેનું આછુ દિગ્દર્શન કરાવવાનો પ્રયત્ન કરવો આવશ્યક છે.

## આપણી યુનિવર્સિટી કેવી હોવી જોઇએ ?

આપણા દેશમા અતિ પ્રાચીન કાળથી અધ્યયન અને અધ્યાપનની પદ્ધતિ ચાલતી આવેલી છે એ રીતે જ્ઞાનપ્રચાર કરનારા પોતે વિના વિક્ષેપે અધ્યાપન તેમ જ અધ્યયન કરી શકે તે માટે તેમને જીવન ચલાવવા દ્રવ્યોપાર્જનના શ્રમથી મુક્ત રાખવાનો પ્રબધ હતો. અધ્યાપકો પોતાનો સર્વ સમય એક જ વ્યવસાયમા ગાળી શકે તે માટે આ વ્યવસ્થા અતિ અગત્યની હતી અને બ્રાહ્મણો મુખ્યત્વે એ કાર્ય કરતા, એટલે તેમને કુટુંબના પોષણ માટે ખાસ ધધો કરવાની જરૂર રહેતી નહિ વખત જતા અધ્યયન-અધ્યાપન બધ પડયુ, પરતુ બ્રાહ્મણોની પરપરાથી ચાલતી આવેલી પરાવલબનની ટેવ દૃઢ થઇ ગઇ અને માનવતા ગુરુઓ મટી તેઓ ભિક્ષુકનુ પદ પામ્યા તત્ત્વજ્ઞાનનુ ચિંતન અને ધર્મનુ મનન-પઠન-પાઠન એ સેકડો વર્ષથી આ દેશની મહાન સપત્તિ છે ગુરુના આશ્રમો ઉપરાત મોટા વિદ્યાપીઠની સંખ્યા ઘણા પ્રાચીનકાળમા જાગતી હતી બૌદ્ધ ધર્મના પ્રચારસમયે પણ સખ્યાબધ વિદ્યાર્થીઓ જ્યા શિક્ષણ લે તેવી સસ્થાઓ હતી. તક્ષશિલા અને નાલદાના અવશેષો આ વાતની સાક્ષી પૂરે છે. હિદની સસ્કૃતિ કેટલી ઉચ્ચ કક્ષાએ પહોચી હતી તે આ પરથી કલ્પી શકાય તેમ છે.

આ વિદ્યાપીઠોના ધોરણે હાલ યુનિવર્સિટી સ્થાપી શકાય એમ નથી. સમયના વહેના સાથે સામાજજીવન પણ સર્વથા બદલાઇ ગયુ છે, એ જીવનને અનુરૂપ શિક્ષણની યોજનાઓ રચાવી જોઇએ તે દેખીતુ છે. આપણી સસ્કૃતિ, રહેણી કરણીને બધબેસતુ શિક્ષણ હોય તેજ તે પ્રજાજીવનના સર્વ અગોને સ્પર્શે. પશ્ચિમમાથી યુનિવર્સિટીનું આરોપણ આપણે ત્યા દાખલ કરવામા આવેલુ છે તે કેટલેક અશે સફળ ન થાય એવો સભવ છે અને તેમા કયા ફેરફાર કરવાની જરૂર છે તેનો ગભીરતાથી વિચાર કરવાનો સમય આવી લાગ્યો છે. પ્રોફેસર ગજ્જરે જેની બારીક રૂપરેખા દોરી છે તેમા હાલની સસ્થાઓની પુનરચના મુખ્યત્વે છે. તેઓ પ્રજાકીય કેળવણીને બે વિભાગમા વહેચી નાખે છે. પ્રથમ વિભાગ તે સામાન્ય કેળવણી છે. એ સામાન્ય કેળવણી મનુષ્યને પરિપકવ કરે છે. બીજો વિભાગ તે વિશિષ્ટ

કેળવણી છે. એ કેળવણી દરેક મનુષ્યને પોતાને હિસ્સે આવતા કર્તવ્યક્ષેત્ર માટે પ્રવીણ કરે છે. એ કેળવણી વડે મનુષ્ય રાષ્ટ્રને પોતાનો ફાળો અર્પણ કરે છે. તેમના મત પ્રમાણે પૂર્ણ શિક્ષણ લેવાનું કામ ચોવીસ વર્ષની ઉંમર સુધી ચાલુ રહેવાની જરૂર છે સત્તર વર્ષની વય સુધીમાં શાળામાં તમામ વિષયોનું એવું જ્ઞાન મળવું જોઇએ કે વિદ્યાર્થી પોતાના કર્તવ્યક્ષેત્રનો નિર્ણય કરી શકે. એ શિક્ષણમાં પ્રાચીન તેમ જ નવીન બંને વિદ્યાનો સમાવેશ થવો જોઇએ. ગન્જર સાહેબ પ્રખર વૈજ્ઞાનિક હતા. વિજ્ઞાન વડે જગતની જે પ્રગતિ થાય તેનો તેમને પૂરેપૂરો ખ્યાલ હતો. વિજ્ઞાનનું મહામૂલ્ય તેઓ સમજતા છતાં સામાન્ય અને પ્રાચીન એટલે Classical વિદ્યાને તેઓ અત્યંત મહત્ત્વ આપે છે. ઉચ્ચ શિક્ષણ, Humanistic-માનસિક ઉત્કર્ષ સાધનાર કે Realistic-વ્યવહારોપયોગી હોવું જોઇએ એ જૂના સમયથી ચાલતા આવેલા વિવાદને વિશે તેમનો મત બંનેનો સમન્વય સાધવાનો છે. તેમણે એવું કહ્યું છે કે શાળા પછી કોલેજનું શિક્ષણ લેવાની યોજના હોય અને ત્યારબાદ ખરું યુનિવર્સિટી શિક્ષણ થવું જોઇએ. તેમાં બે કે ત્રણ વર્ષ ગાળવાની જરૂર છે. આપણા પ્રાંતમાં ટેક્નોલોજી એટલે ખેતીવાડી, વ્યાપાર, લલિતકળાઓને યુનિવર્સિટીના ઉચ્ચ અભ્યાસમાં સ્થાન નહોતું તે દાખલ કરવાનો તેમણે આગ્રહ દર્શાવ્યો છે.* એ સર્વની શાખા યુનિવર્સિટીમાં (liberal) બુદ્ધિની સ્વતંત્રતા આણનાર અને ( professional ) દુનિયાદારીમાં ઉપયોગી શિક્ષણના ક્રમ હોવા જોઇએ એવી તેમની માન્યતા હતી. વ્યવહાર શિક્ષણના હિમાયતીઓ 'ઉચ્ચ પ્રકારના (Professional) વ્યવહાર શિક્ષણને Vocational-માત્ર ધંધાદારી કેળવણી સાથે ભેળી દે છે અને યુનિવર્સિટીએ ધંધાદારી કેળવણી જ આપવી નથી. પ્રજાનો મોટો ભાગ ભરણપોષણ કરી શકે એમ માનનારા ઘણીવાર નીકળે છે. વિજ્ઞાનને બહુ મહત્ત્વ આપનાર ગન્જર સાહેબ vocationl એટલે માત્ર ધંધાદારી શિક્ષણને યુનિવર્સિટીમાં સ્થાન આપતા નથી. ધંધાદારી શિક્ષણની આવશ્યકતા છે જ. સેંકડો માણસો એનો આશ્રય લેનાર હોઇ શકે તેમ જ ધંધા સુવ્યવસ્થિત રીતે ચલાવવા માટે તેનું રીતસરનું શિક્ષણ મળવું જોઇએ, એ સ્વીકારવા છતાં એ ઉચ્ચ શિક્ષણ એટલે કે યુનિવર્સિટીનો કાર્યપ્રદેશ નથી એવો મારો નમ્ર મત છે.

યુનવર્સિટીના કાર્યક્ષેત્રમાં મુખ્યત્વે નીચેની બાબતો આવવી આવશ્યક છે, એવો એક વિદ્વાનનો મત છેઃ

૧. સામાન્ય સંસ્કૃતિનું કેન્દ્ર,

૨. Professions વ્યવહાર માટે તૈયારી,

૩. જેમને ખાસ શોખ હોય તેવા વિદ્યાર્થીઓને શોધખોળ માટે તક.

બીજા એક વિદ્વાનના મત પ્રમાણે સુવ્યવસ્થિત યુનિવર્સિટીએ પોતાના અધ્યાપકોને મૌલિક શોધખોળ માટે વધારેમાં વધારે સુગમતા કરી આપવી જોઇએ. તેમને સંસ્કૃતિ સંબંધે સ્વતંત્ર વિવેચના કરવાની છૂટ હોવી જોઇએ. પ્રજાનાં શ્રેષ્ઠ લક્ષણોને ઉચ્ચ સ્થાન આપવું જોઇએ.

* ખેતીવાડી અને વ્યાપારના શિક્ષણને સ્થાન પ્રાપ્ત થયું છે. લલિતકળાઓ હજી દાખલ થઇ નથી.

આ સામાન્ય તત્ત્વો તો પ્રત્યેક યુનિવર્સિટી માટે અનિવાર્ય છે. નવા જમાનાની યુનિવર્સિટીની બીજી જરૂરિયાત તે સમાજજીવનને તેના ક્ષેત્રમાં દાખલ કરવાની આવશ્યકતા એ છે. જૂના વખતમાં શુદ્ધ જ્ઞાન, તત્ત્વજ્ઞાન, કુદરતનું જ્ઞાન એ ઉચ્ચ અભ્યાસમાં વધારે ભાગે યોગ્ય ગણાતાં. પરંતુ જીવન સાથે તેનો જાણે સંબંધ ન હોય, અભ્યાસ એ અલગ વસ્તુ હોય એવો એક ક્રમ થઇ ગયો હતો. પરંતુ જે જ્ઞાન જીવનને ઉચ્ચ કક્ષાએ લઇ જનાર છે, જે અભ્યાસ સમાજને ઉન્નત દશાએ પહોંચાડવાનું ધ્યેય રાખે છે તેને સમાજ-જીવનથી છૂટો પાડી નાખવામાં આવે એ આત્મઘાતક છે; એટલે નવી યુનિવર્સિટીમાં સમાજ-જીવન, ( હાલના Arts ને વિસ્તૃત કરીને ) કુદરત અને Asthetics–સંવેદનશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરવાની વ્યવસ્થા થવી જોઇએ.

## ગુજરાત યુનિવર્સિટી જોઇએ

ગુજરાતને પોતાની યુનિવર્સિટી હોવી જોઇએ, એ મતનું પ્રતિપાદન થઇ ચૂક્યું છે. મહાત્મા ગાંધીજીની આર્ષ દૃષ્ટિએ આ સત્ય જોઇ લીધું હતું અને ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના તેમણે દેશની પુનર્ઘટનાના એક અંગ તરીકે કરી હતી. રાજકીય કારણોને લીધે એ સંસ્થા બરોબર પોષાઇ નહિ, પરંતુ એ **સંસ્થાએ થોડાં વર્ષોમાં પણ જે મહત્ત્વની સેવા બજાવી છે તેમ જ જે એક આદર્શ રજૂ કર્યો છે તે સતત આપણી સમક્ષ રાખવા જેવાં છે.** તેમાં પુરાતત્ત્વ–સંશોધન તેમ જ નવીન શિક્ષણની વ્યવસ્થા હતી. એ યોજનામાં જે કાંઇ ઊણપો લાગતી હોય તે પૂરી કરી આપણે આપણી યુનિવર્સિટી માટે વિચારણા કરવાની જરૂર છે.

વડોદરાના સદ્ગત મહારાજાએ વડોદરા યુનિવર્સિટી સ્થાપવાનો વિચાર કરેલો અને તેની પૂર્વતૈયારીઓ તરીકે કમિશન પણ નીમેલું. પ્રાંતના અગ્રગણ્ય વિદ્વાનો અને કેળવણી-કારોની જુબાનીઓ લેવરાવેલી. પ્રશ્નપત્રો કાઢેલાં અને પોતાના રાજ્યની સંપત્તિ વડે એક આદર્શ યુનિવર્સિટીનો આરંભ કરવા ધારેલું. આ વિચાર કોઇ અજ્ઞાત કારણોથી પડી ભાંગ્યો. પરંતુ વડોદરાને બદલે ગુજરાત યુનિવર્સિટી સ્થપાય એ વધારે ઇષ્ટ છે. ગુજરાતમાં વડોદરાનો સમાસ તો થવાનો જ છે. તમામ દેશી રાજ્યો પણ તેમાં આવી જવાનાં એટલે બ્રિટિશ હકુમત નીચેની પ્રજા, તેમ જ નાનાં મોટાં દેશી રાજ્યોએ મળીને ઉપાડી લેવાનું આ કર્તવ્ય છે.

## પ્રજાકીય ધનથી યુનિવર્સિટી સ્થપાવી જોઇએ.

નવીન જમાનામાં યુનિવર્સિટી એ મોટી ખર્ચાળ વસ્તુ છે. હજારો નહિ પણ લાખો રૂપિયાનાં ભંડોળનું એ કામ છે, એ આપણે જાણીએ છીએ. રાજ્ય તરફથી સ્થપાયેલી આવી સંસ્થાને રાજ્યના દોરને વશ થવું પડે એ સ્થિતિ ઇચ્છવા જેવી નથી; માટે પ્રજાકીય ધનથી જો એ સ્થપાય તો જ તેમાં આવશ્યક એવી સ્વતંત્રતા રહે. બંધનમુક્ત ન હોય તો શિક્ષણની સંસ્થાનો વિકાસ થવો અશક્ય છે. વિચારની, વિવેચનની, અધ્યાપકોના ગતમતાં-તરની છૂટ ન હોય તેવા સંકુચિત વાતાવરણમાં વિદ્યાની વૃદ્ધિ ખરા અર્થમાં થાય એ બનવાજોગ નથી. માટે યુનિવર્સિટીનાં નાણાં મુખ્યત્વે પ્રજાએ જ એકઠાં કરવાં જોઇએ એમ હું નમ્રપણે માનું છું. રાજ્યની મદદ તો જોઇએ જ, કારણ કે તેની સહાનુભૂતિ વિના સંસ્થા આગળ વધી શકે નહિ, તથાપિ નાણાં સંબંધે સંપૂર્ણપણે રાજ્યના અવલંબન પર

રહેવાનું ના હોય એ ઇષ્ટ છે. ગુજરાતમાં સમૃદ્ધ રાજ્યકર્તાઓ છે, અઢળક ધનવાનો છે, મોટા ઉદ્યોગપતિઓ છે તેમ જ દ્રવ્યના ઢગલા પર બેઠેલા ધર્મગુરુઓ છે. **આ ધર્મગુરુઓના પ્રાચીન કર્તવ્યમાં પ્રજાશિક્ષણ હતું.** આ સર્વ એકમત થાય, આપણી પ્રાચીન સંસ્કૃતિ, સાહિત્યનું સંરક્ષણ અને નવીન વિજ્ઞાનના લાભ તેમના મનમાં વસે તો આપણા પ્રાંતની અતિ આવશ્યક એવી સંસ્થાનું સંસ્થાપન થાય. આપણા હિંદ દેશમાં ગણીગાંઠી યુનિવર્સિટીઓ છે. પૂર્વ તેમ જ પશ્ચિમના બીજા દેશોમાં—અલ્પ વિસ્તારવાળા દેશોમાં પણ અનેકાનેક યુનિવર્સિટીઓ છે. તો આપણે તેમનાથી સૈકાઓ પછાત છીએ એમ કહીએ તો ખોટું નથી. ધનનો શિક્ષણ આપવા કરતાં બીજો વધારે સદુપયોગ શો હોઇ શકે ? પોતાના દેશબંધુઓનું અજ્ઞાન દૂર કરવું, તેમના જીવનમાં રસ પૂરવો, તેમની બુદ્ધિશક્તિનો વિકાસ કરવો, પ્રાચીન સમયના વિદ્વાનો અને તત્ત્વવેત્તાઓએ મહામુશ્કેલીઓ વચ્ચે રચેલા અને સંગ્રહ કરેલા જ્ઞાનભંડોળનું રક્ષણ કરી તેનો પ્રજાને સુલભ ઉપયોગ કરાવવો એ મોટાં કાર્યો ધનિકવર્ગ નહિ કરે તો કોણ કરશે ? આ પરિષદે ચાળીસ વર્ષના પોતાના અસ્તિત્વનું સાર્થક્ય ત્યારે કર્યું ગણાશે, જ્યારે ગુજરાત માટે તેની પોતાની અસ્મિતા ધરાવતી મહાન શિક્ષણસંસ્થા ઊભી કરાવવામાં આવે.

### સાહિત્યની અનેક શાખાઓને વિકસાવવાની આવશ્યકતા

માત્ર ધનથી પણ આ મોટું કાર્ય સમાપ્ત થવાનું નથી. પુષ્કળ ધન ઉપરાંત પુષ્કળ વિદ્વાનો અને કાર્યકર્તાઓની તેમાં જરૂર રહેશે. ખાસ કરીને **પુસ્તકો રચવા માટે એક સબળ મંડળ રચાવું જોઇશે.** આપણે જાણીએ છીએ કે **ઘણી દિશામાં આપણું સાહિત્ય હજી અપૂર્ણ** છે. તેને સંપૂર્ણ બનાવવા માટે સંખ્યાબંધ લેખકોને રોકવાની જરૂર રહેશે. આમ પુસ્તકો રચાવવાનું કાર્ય અસંભવિત નથી. દક્ષિણમાં હૈદરાબાદના રાજ્યે ઉસ્માનિયા યુનિવર્સિટી સ્થાપી તેને માટે તમામ પુસ્તકો ઉર્દૂ ભાષામાં રચાવી દીધાં છે. એનો કાર્યક્રમ ઉર્દૂમાં ચાલે છે એ આપણે સહુ જાણીએ છીએ. સર્વ દિશા, સર્વ વિભાગો માટે મૌલિક તેમ જ ભાષાંતરરૂપે પુસ્તકો પ્રકટ કરાવ્યાં છે. જાણકારો કહે છે કે આ યુનિવર્સિટીનું કામ સફળતાપૂર્વક ચાલે છે. શિક્ષણનો સ્વાભાવિક ક્રમ સફળ થાય તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નથીઃ આશ્ચર્ય તો નિરર્થક જાય તેમાં છે.

હાલના ગુજરાતી સાહિત્યમાં દિનપ્રતિદિન જે શાખાઓ વૃદ્ધિંગત થઇ છે તે, એટલે કે નાટકો, કાવ્યો કે નવલકથાઓથી આપણી યુનિવર્સિટીનું કાર્ય ધપવાનું નથી. શરૂઆતમાં અંગ્રેજી પુસ્તકોની મદદથી કામ લઇ શકાય, પણ આપણો અંતિમ ઉદ્દેશ દરેક શાખા સમૃદ્ધ કરવાનો હોવો જોઇએ. વિજ્ઞાનનાં પુસ્તકો સંખ્યાબંધ રચાવાં જોઇશે. અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર વગેરે વિષયો પર એકેક નહિ, પણ વિવિધ દૃષ્ટિકોણ દર્શાવનાર પુસ્તકોની જરૂર પડશે. એક વાર યુનિવર્સિટી અસ્તિત્વમાં આવે એટલે આ જરૂરિયાતો પૂરી પાડવાનાં સાધનો આપોઆપ નીકળી આવશે.

### અંગ્રેજીની જરૂર રહેશે, પણ બીજી ભાષા તરીકે.

આ સ્થળે એટલું કહેવાનું ઉચિત છે કે આપણા અભ્યાસક્રમમાં અંગ્રેજીનું મોટું સ્થાન રહેશે. અંગ્રેજીને બિલકુલ તજી દેવાની યોજના મારા મનમાં નથી. અંગ્રેજી ભાષા એક બીજી ભાષા ( Second language ) તરીકે જરૂર રહેવી જોઇએ. યુરોપની યુનિ-

વર્સિટીઓમાં વિદ્યાર્થીઓને બે ત્રણ ભાષાઓ શીખવાની આવશ્યકતા હોય છે તે મુજબ અંગ્રેજી શીખવાનું અહીં ફરજિયાત હોવું જ જોઇએ. એ ભાષાના અભ્યાસ વિના જગત સાથેના સમાગમમાં આવવું અસંભવ છે, તેમ જ દુનિયાના આગળ વધતા સાહિત્યનો અભ્યાસ આપણા પોતાના ઉત્કર્ષ અર્થે અતિ અગત્યનો છે.

## સુશિક્ષિતો માટે કર્તવ્યભાન

સ્વભાષા દ્વારા શિક્ષણ આપતી આપણી યુનિવર્સિટી હોય તો તેને બંધબેસતો અભ્યાસક્રમ આપણી માધ્યમિક શાળાઓમાં રચાવો જોઇશે, અનેક કેળવણીકારોની આમાં સહાય જરૂર રહેશે. એ આવી મળશે એ નિ:સંશય છે. ઉચ્ચ શિક્ષણનો લાભ લેવાની તૈયારી તરીકે સમસ્ત પ્રજાને શિક્ષિત કરવી જોઇશે સેંકડે દશ માણસ ભણેલા હોય એ કંગાલ સ્થિતિ જેમ બને તેમ વહેલી દૂર થાય એ માટે ભગીરથ પ્રયત્ન કરવાના છે **તાજેતરમાં કોંગ્રેસ સરકારે અક્ષરજ્ઞાનની યોજના કરી હતી, પરંતુ એ સરકારના કારભારના અંત સાથે એ યોજના ખોરંભે પડી છે, એ ઉપાડી લેવી જોઇશે—ગ્રામવાસીઓને માટે-જેમની સંખ્યા કરોડોની છે-તેમને સમજાય તેવાં પુસ્તકો, વર્તમાનપત્રો, પુસ્તકાલયો વગેરેનો પ્રબંધ કરવાનો રહેશે. એકંદરે તમામ પ્રજામાં જાગૃતિ આવે એવા શિક્ષણનો પ્રચાર થવો જોઇશે માત્ર સારી સ્થિતિમાં મુકાયેલા અલ્પ સંખ્યામાં વસ્તીના પ્રમાણમાં-ઉચ્ચ શિક્ષણ લઇ બેસી રહે તેથી સંતોષ પામવાનો નથી"** ચાલિસ કરોડ હિંદના મનુષ્યો અને ગુજરાતને ભાગે આવતા એક એક કરોડ કરતા પણ વધારે દેશી ભાઈબહેનોના જીવન ઉજ્જવલ કરવા માટે સુશિક્ષિત ભાઇઓ તથા બહેનોને પોતાના કર્તવ્યનું ભાન થવાની જરૂર છે.

## સરકાર પાસેથી નાણાં મેળવવાનો પ્રયત્ન અમલમાં મૂકવો જોઇએ

આ પ્રકારના સર્વ કામોમાં ધનની મોટી અપેક્ષા રહે છે એ ધન રાજ્યકર્તાઓએ વાપરવાની તેમની ફરજ છે. સુધરેલી પ્રજા હોવાનો જેમનો દાવો છે, જેઓ આ દેશના હિત માટે રાજ કરવાનું કહે છે તેમના દોઢસો વર્ષના અમલ દરમિયાન દેશના શિક્ષણની સ્થિતિ જરાએ ગર્વ લેવા જેવી નથી જે જે દેશોમાં પોતાના રાજ્યો છે ત્યાં પાંચ કે દશ વર્ષની યોજનાઓ રચાઇ દેશભરની નિરક્ષરતા દૂર થઇ ગઇ છે અને આવી મોટી મહત્ત્વની બાબત માટે તે દેશોએ નાણાંના અભાવની દલીલ આણી નથી. જે કામ જરૂરી હોય, જેમાં આપણા દેશી ભાઇબહેનોની સર્વતોમુખી ઉન્નતિનો પ્રશ્ન હોય તે પ્રજાના અગ્રણીઓએ ઉપાડી લેવો જોઇએ સરકાર પાસે તે માટે નાણાં કઢાવવા માટે સર્વ ઉપાયો કરવા જોઇએ. આખી પ્રજા નિરક્ષર રહે ને છેક ઉપરની જનતા ઉચ્ચશિક્ષણ, શોધખોળ, ભાષાવિજ્ઞાન વગેરેના અભ્યાસ ચલાવે એ સુસંગત નથી. **નિરક્ષરતાના વિઘ્નને લીધે કેટલીએ બુદ્ધિશાળી વ્યક્તિઓ અજ્ઞાનમાં દટાઈ રહેતી હશે તેનો ખ્યાલ કરી શકાય તેમ નથી.** માટે આ સર્વ કાર્યો એકી સાથે કરવા જેવા છે. એક પછી એક થાય એમ બને તેમ નથી.

## યુદ્ધાદિ માટે નાણાં છે, કેળવણી માટે નથી !

જમાનના વારંવાર આવતા યુદ્ધો કેટલા યે નાણાંનો નિરર્થક વ્યય કરાવે છે. રાજ્યોને પોતાની પ્રજાના હિતના કાર્યો કરવા માટે નાણાંની તંગી હોય છે, પરંતુ લડાઇમાં લાખો નહિ, કરોડો નહિ પણ અબજો કાગળ પેઠે ખર્ચવા પડે છે તેવે પ્રસંગે પ્રજાઓ પણ પોતાના રાજ્યકર્તાઓને યુદ્ધના સરંજામ માટે પોતાના સર્વ ભોગે જોઇતા નાણાં પુષ્કળ આપે છે. એવું

કહેવાય છે કે છેલ્લા વિશ્વયુદ્ધમાં પડેલા દરેક દેશે જેટલો નાણાંનો વ્યય કર્યો હતો તે ધન વડે આખા જગતના સુખની અનેક કાયમની યોજનાઓ થઈ શકત. યુદ્ધ એવી વસ્તુ છે કે તેમાંથી બચવા, દુશ્મનોનાં આક્રમણથી મુક્ત રહેવા મનુષ્ય આત્મરક્ષણની પ્રેરણા વડે પ્રેરાઇ પોતાનું સર્વસ્વ હોમી દેવા તૈયાર થાય છે. બીજે કોઇ પ્રસંગે કે બીજા કોઇ કામ માટે એટલા મોટા પ્રમાણમાં રાજ્યને પૈસા મળતા નથી.

યુદ્ધની હાલની વિષમ પરિસ્થિતિમાં જ્યારે રાજ્યકર્તાના હાથ હમેશ કરતાં પણ વધારે ભીડમાં હોય ત્યારે યુનિવર્સિટી' જેવી અતિ ખર્ચાળ યોજના અમલમાં મૂકવાનો સંભવ સ્વપ્નવત્ છે. પરંતુ લડાઇને જ પરિણામે અઢળક કમાણી કરનાર વેપારીઓ ધારે તો એક રાતમાં આ નાણાં ઊભાં કરી શકે. એ ન બને તોપણ યુદ્ધ પછીની પુનર્ઘટના માટે પણ અત્યારથી જ વિચાર કરી મૂકવાની જરૂર છે. મહારાષ્ટ્ર યુનિવર્સિટી માટે પણ સરકારે લડાઈ પૂરી થયે મદદ માટે વિચાર કરવાનું વચન આપ્યું છે. મહારાષ્ટ્રની વિચારણા પહેલાં જેનો વિચાર થયેલો તે ગુજરાત યુનિવર્સિટી માટે હવે નરમ પ્રવૃત્તિ નહિ ચાલે. એ હિલચાલને વેગવંત બનાવી એવી ગતિએ પહોંચાડવી કે વહેલામાં વહેલી તકે તે વ્યાવહારિક સ્વરૂપ ધારણ કરે. નવીન યુનિવર્સિટી માટે પ્રાચીન અને અર્વાચીન જ્ઞાનસમુચ્ચયમાંથી એવી સુશ્લિષ્ટ રચના કરવાની જરૂર છે કે જે માટે પ્રતિભાશાળી વ્યક્તિઓની સમજશક્તિઓનો કેટલોયે સમય રોકાશે. આપણી સંસ્કૃતિને પોષણ મળે અને નૂતન ઉત્ક્રાંતિ ( Civilisation ) માંથી અનુકરણ કરવા યોગ્ય સર્વ કાંઇ સાથે ઘટાવી શકાય એ આપણું લક્ષ્ય હોવું જોઇએ.

કવિવર ટાગોરના ' An Eastern University ' એ નામના લેખમાંથી થોડો ઉતારો અત્રે અસ્થાને નહિ ગણાય. ટાગોર કહે છેઃ—' આપણી સંસ્કૃતિના સર્વ અંશોને એવા સબળ બનાવવા જોઇએ કે તે પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથે સંઘર્ષણમાં ન આવે, પરંતુ તેમાં ભળી જાય. ' ' હિંદી સંસ્કૃતિ ચાર પ્રવાહોમાં વહેલી છેઃ વૈદિક, પૌરાણિક, બૌદ્ધ અને જૈન. તે પછી. ઇસ્લામિક સંસ્કૃતિએ પોતાની પ્રબળ તેમ જ કીમતી છાપ આપણા શિલ્પ, ચિત્રકળા, સંગીત આદિ પર પાડી છે. પશ્ચિમની સંસ્કૃતિ ઉપરાંત સમસ્ત એશિયા–ચીન, જાપાન, ટિબેટ, ઝોરાસ્ટ્રીઅન એ સર્વની સંસ્કૃતિઓનો પણ અભ્યાસ આપણે માટે આવશ્યક છે. જેઓ એમ માનતા હોય કે પ્રાચીન કાળે આપણે માટે કાંઇ ઉપયોગી વારસો મૂક્યો નથી તેઓ ભૂલ કરે છે. પ્રથમ વાવેલા બીજમાંથી જ નવા વૃક્ષનો ઉદ્દ્ગમ થાય છે. માત્ર બૌદ્ધિક શિક્ષણ પર જ પશ્ચિમમાં પણ હજી વધારે ઝોક છે. જીવનને સમગ્ર રૂપે સમજવા માટે રંગો, સ્વરો વગેરે જાણવાની જરૂર રહે છે. એ કળાઓ સર્જકતા આણે છે. હાલનું આપણું શિક્ષણ મૂક ડહાપણનો બોજો ઉપાડવા સરખું છે; જાણે સખત મજૂરીવાળી જેલની સજા જેવું તે છે. મુગલ રાજ્યસમયમાં સંગીત અને કલાને રાજ્યકર્તા તરફથી ઘટતી ઉત્તેજના મળી હતી. શિક્ષણનો ઉચ્ચ સંદેશ તે મનુષ્યના સામાજિક અને આધ્યાત્મિક જીવનવિષયક જ્ઞાન અને પ્રવૃત્તિઓના ઐક્યનો અનુભવ કરવો તે છે. '

પોતાની ઉચ્ચ શિક્ષણ વિશેની છૂટક છૂટક વિચારકણિકાઓમાં આપણી નવીન યુનિવર્સિટી કેવી હોવી જોઇએ તેનું કાંઇ આછું દિગ્દર્શન ટાગોરે કરાવ્યું છે. આ પરિષદ એવી બળવાન ઘોષણા કરે, એવાં જબ્બર આન્દોલનો જગાવે, એવો ઉત્સાહ પ્રેરે કે આપણા પ્રાંતમાં આપણને સર્વથા અનુકૂળ એવી યુનિવર્સિટીનો આરંભ કરવા આપણે શક્તિમાન થઇએ.

---

# શ્રી. કનુ દેસાઈનાં મનોમંથનો

## ( સારાંશરૂપે )

ગુજરાતી સાહિત્ય પરિષદે સાહિત્યનો વિશાળ અર્થ કરી જીવનને ઉન્નત કરનારૂં સર્વ કોઈ ગણી લઇ કલાને પણ તેના અંગમાં સમાવી લઇ, એક અત્યન્ત ઉદાર અને વિશાળ ભાવનાનો પાયો રચ્યો છે; નહિ તો રંગ અને રેખાના ઉપાસકને ભાષાના પંડિતો આગળ ઊભા રહેવાનો આવો અમૂલો અવસર ક્યાંથી પ્રાપ્ત થયો હોત ? મારી વિનમ્ર કલા-સેનાઓને ગુજરાત આ રીતે ગણનામાં લઇને મારા જીવનને સધન્ય બનાવે છે અને તેથી હું ગુજરાતના સુજ્ઞ સાહિત્ય ઉપાસકોનો હૃદયથી ઉપકાર માનું.છું.



શ્રી કનુ દેસાઇ

### નવી અસ્મિતા

આવાં કાર્યોને લાયક બીજા ઘણા સાહિત્યકારો અને કલાવિશારદો છે, અને તેઓનો સહકાર આપણી કલાના સંસ્કાર અને ઉદ્ધાર માટે જનતાને ઉપકારક થઇ પડયો છે. એ બધાના સુપ્રયાસોથી સાહિત્ય, નાટય, શિલ્પ, સંગીત અને ચિત્રમાં ગુજરાતે નવી અસ્મિતા પ્રાપ્ત કરી છે અને ગુજરાતને ગુણગૌરવ અપ્યું છે; પરન્તુ હજુ આમજનતામાં તેમના આદર્શો અને પ્રતિભા જોઇએ તેટલા પ્રમાણમાં આદર અને સ્વીકારને પ્રાપ્ત થયાં નથી. તેથી આવાં સંમેલનો દ્વારા, તથા દેશની વિદ્યાપીઠો દ્વારા તેની પ્રતિષ્ઠા અને સંપાદનકાર્ય અતિ વિસ્તૃત કરવાની જરૂર છે.

ભૂતકાળમાં તો ધનિક અને સામાન્ય પ્રજાજનોને ચિત્રકળા પ્રત્યે પ્રેમ હતો તે બતાવતાં પુષ્કળ પ્રમાણપત્રો આપણી પાસે છે. મંદિરો અને પ્રાસાદોનાં ભીંતચિત્રોની શૈલી સાધારણ જનસમાજ નીરખી શકે તેવી હતી; તેમાં સામાન્યથી માંડી ભવ્ય વર્ણનો અને કથાવાર્તાઓમાં ચિતરાયેલી ચિત્રમાળાઓ ઉચ્ચ કોટિનાં હતાં, એમ જરૂર માલૂમ પડે છે. તે જોઇને પ્રેક્ષકોને ઉલ્લાસ અને આનંદ મળતો, એવું પણ આપણે વાંચીએ છીએ. પણ અત્યારે તેમાંથી આપણી પાસે થોડાં ચિત્રો સિવાય કાંઇ જ રહ્યું નથી.

### પ્રાચીન કાળમાં ચિત્રસંસ્થાનું સ્થાન

ઘણાં વર્ષો પહેલાંની બીજી કલાઓની સાથે સાથે આપણી ચિત્રકલામાં કેટલાક વિવેચકો વિદેશી શિક્ષણ અને સાંપ્રદાયિકતા જુએ છે, તેમને કલાશિક્ષાના પ્રાચીન સંસ્કૃત ગ્રન્થો જોવાની ભલામણ છે. કલાશિક્ષણથી પ્રજાનો ઘણો ભાગ પરિચિત ન હોય તો એ વિષય પર શાસ્ત્રીય વિવેચનો સંભવે નહિ. વિષ્ણુ ધર્મોત્તરપુરાણમાં ચિત્ર કરવાની ભૂમિકા કેવી રીતે તૈયાર થવી જોઇએ, કેવી જાતની પીંછીઓ ઉપયોગમાં લેવી, ઘરમાં, દીવાલમાં,

મંદિરોમાં અને પ્રજાસમૂહને ગળવાનાં આંગણાંની દીવાલો પર કેવાં ચિત્રો હોવાં જોઇએ, તેની વિસ્તારથી ચર્ચા કરેલી છે અને એ મર્યાદાનો ભંગ કરનારને શાપિત ગણેલા છે. એ સમયે ચિત્ર વિનાના ઘરને સ્મશાન સમું ગણવામાં આવતું. એટલે સ્પષ્ટ છે કે રામાયણકાળથી માંડી ૧૮ મી સદીના અંત સુધી હિન્દુસ્તાનના પ્રાન્તેપ્રાન્તમાં લોકમાન્ય થયેલી કલા-રૂઢિઓ પ્રચલિત હતી અને સૌમાં પશ્ચિમ હિન્દુસ્તાન અને ગુજરાતમાંથી જેટલો ચિત્રકલાનો ઇતિહાસ મળે છે તેટલો બીજા કોઇપણ પ્રાન્તમાંથી તે નથી મળ્યો.

આજે યુરોપ તથા અમેરિકાનાં વિદ્વાન મંડળો બહુ એકાગ્રપણે તેનો અભ્યાસ કરવા લાગ્યાં છે. એમને હિસાબે આપણી વિદ્યાપીઠો અને શિક્ષણદાતા સંસ્થાઓએ કશું જ કર્યું નથી તેમ કહી શકાય.

## કલા: ચિત્તની પરમસાધના

કાલાન્તરે પણ સચવાઇ રહેલાં થોડાં ચિત્રો ભારતીય કલાના દષ્ટિબિંદુનું મહત્ત્વ પૂરવાર કરે છે, બુદ્ધ અને શિવમુંદર સુશોભનો માત્ર નથી, પરન્તુ તેઓ લાંબા સમયના ચિંતન અને શોધનની ભૂમિકા પરથી મનઃસંવેદના અને ચિત્તંત્રના અનુભવની ઝાંખી કરાવે છે. અજંતાનાં ભીંતચિત્રોમાં કલાનાં અનેક સ્વરૂપો મૂર્તિમંત થયાં છે અને ભવ્ય સંસ્કૃતિની સાક્ષી પૂરે છે. તેમાં લાખો ભક્તહૃદયની આરાધ્ય મૂર્તિઓનું ચિત્રકારોએ અપાર્થિવ દર્શન કરાવ્યું છે. આપણા પૂર્વજોને મન કલા એ વિદ્યાપીઠની ચર્ચાનો વિષયમાત્ર નહોતી, કે નહોતી સામાન્ય સંપ્રાપ્તિ; પરન્તુ માનવીનું જીવનને ઉન્નત કરનારું તત્ત્વ અને ચિત્તની પરમ સાધના હતું.

મધ્યયુગમાં વિગ્રહ, કલહ અને અહંતાના ઊંડા અંધકારમાં ડૂબી ગયેલા હિન્દુસ્તાનમાં અનેક જગ્યાઓએ કલાનો સોનેરી તંતુ અખંડ સચવાયો છે. બૃહદ્‌ભારતનાં વિશાળ સંસ્થાનોમાં મધ્ય એશિયા, બાલી, જાવા, સિયામ, તિબેટ અને ચીનમાં અજંતાના કલાના પ્રસાદ સમું રેખાવિધાન સચવાઇ રહ્યું છે. ભારતમાં આ સંસ્કૃતિ અને કલાના સુવર્ણયુગનો કેમ અંત આવ્યો તે ઇતિહાસના પાને પાને લખ્યું છે. પરદેશી આક્રમણો અને પરસ્પરના વિગ્રહોએ આપણી ઘણી સંસ્કૃતિને છિન્નભિન્ન કરી નાખી; છતાં જરા એ સ્વસ્થતા થતાં, હિંદની કલા-પ્રતિભા ૧૨ થી ૧૮ મા સૈકા સુધી નવા અવતાર ધરતી આવી છે. રુદ્રમહાલ, ડભોઇ, ઝીંઝુવાડા, આબુનાં દેલવાડાનાં દેરાં અને તે પછી અમદાવાદ અને ચાંપાનેર, તેમ જ ૧૬-૧૭મા સૈકામાં મોગલ સામ્રાજ્યની જાહોજલાલીએ બધી કલાઓને નવપ્રફુલ્લતા આપ્યા જ કરી છે. ૧૮મી સદી સુધી હિન્દુસ્તાનને મૂર્તિકારો અને સ્થપતિઓની ખોટ પડતી નહોતી.

## મધ્યયુગમાં ચિત્રકલા

સર્જન અને સુશોભનોથી ટેવાઇ ગયેલા પ્રજામાનસે, એ સમયે ભારતમાં રજપૂતાના, માળવા અને ગુજરાતમાં નવી શૈલી જન્માવી અને તેનો પ્રચાર ૯માથી ૧૫મા સૈકામાં ચાલુ રહ્યો હશે, અને તેને જૈન સંપ્રદાય તરફથી બહુ સારો આશ્રય મળ્યો જણાય છે; કારણ કે

જેસલમીર, પાટણ, અમદાવાદ, ખંભાત વગેરે જૈન ભંડારોમાં અતિ ઉત્કૃષ્ટ ,સુશોભનકૃતિઓવાળા ગ્રન્થો આજે પણ મોજૂદ છે; અને તે શ્રી. સારાભાઇ નવાબના સુપ્રયાસથી જાણવા મળ્યું છે; પણ તે શૈલી ઇતર સંપ્રદાય અને સાહિત્યમા પણ એટલી જ સમૃદ્ધપણે ઉપયોગમાં લેવાઇ છે, તે વાત “ વસન્તવિલાસ ” અને “ બાલગોપાલસ્તુતિ ” આદિ નવા ગ્રન્થો મળતાં સિદ્ધ થયું છે.

ચિત્રકલાની આ વિશિષ્ટ શૈલીએ રાજસ્થાની કલમને જન્મ આપ્યો. એમાં રાગ-રાગિણીઓ, રાધાકૃષ્ણનાં ગીતો, લોકકથાઓ તથા મહાભારતના પ્રસંગોનાં ઉઠાવદાર અને સુરેખ આલેખનો થયાં છે. ૧૬મી સદીના મુગલ સમય દરમિયાન રાજપૂત કલમનો સમાદર થયો હતો અને મોગલ શહેનશાહતના સત્કારને પરિણામે, હિન્દમા અજોડ એવું રંગ અને રેખાનુ સૌન્દર્ય, માર્દવ અને લાલિત્ય મેળવ્યું છે.

મોગલ સામ્રાજ્યના પતન પછી હિમાલયની નજીકનાં રાજસ્થાનોમાં કેટલાક ચિત્રકારોને આશ્રય મળતો; ત્યાંથી પહાડી કલમ નામે ઓળખાતી એક નવી મનોહર ચિત્રશૈલી પ્રચારમા આવી. રાજપૂત અને પહાડી બન્ને શૈલીમા ચિત્રિત પ્રરૂગો તો એકસરખા જ છે છતાં સુરુચિ અને રચના-સૌષ્ઠવમાં રાજપૂત કલમથી આ ચિત્રો જુદાં તરી આવે છે.

## —અને અંગ્રેજી શાસનસમયમાં

અંગ્રેજી શાસનસમયમા ભારતીય કલાપદ્ધતિની ઉપેક્ષા જ કરવામાં આવી છે; એટલું જ નહિ પણ સુશિક્ષિત અને ધનિક વર્ગોના પ્રોત્સાહનના અભાવે તેનો વિનાશ થવા દેવામાં આવ્યો છે. કલાશાળાઓમા હિંદી ચિત્રકલાનો સ્વીકાર કરવામાં આવ્યો નહોતો જ, અને યુરોપમાં જુની થઇ ગયેલી ચિત્રરૂઢિઓ પ્રમાણે અભ્યાસ ઠોકી બેસાડવામા આવ્યો હતો; અને હજુ એ ભારતીય કલાનું શુદ્ધ સ્વરૂપમાં અનુષ્ઠાન અને અભ્યાસ કરવાની જોગવાઇ સરકારી તંત્ર કરી શકયુ નથી. ભારતીય સંસ્કૃતિની પરંપરાથી પોષાયેલી એ કલાથી એ શાળાઓનો અભ્યાસક્રમ નિર્લેપ હતો અને પારકી કલા હિંદી માનસમા સર્જનશક્તિ જાગ્રત કરી શકી નહિ. કલા વિષે કોઇ પણ પ્રકારના અભ્યાસક્રમની સોઇ રાખી નહોતી. ચિત્ર, શિલ્પ કે નાટય તેમને કોઇ પરભાષાના શબ્દો હતાં, છતા રોમ, ગ્રીસની શક્તિના ગુણ ગાતાં થાકયા નહોતા.

## કલાની અવનતિ

આપણી અજંતા, ઇલોરા, રાજપૂત અને મોગલ કે રાજસ્થાની કલાસમૃદ્ધિનું પાન કરાવનાર કોઇ જન્મ્યું નહોતું કે કોઇએ એનાં મૂલ્ય જાણ્યાં નહોતાં. આપણા કેળવાએલા વર્ગ પાસે શબ્દો હતા, લાગણી નહોતી. આપણા દેશનાં ચિત્રો, ગરબી, નૃત્ય કે ઉત્સવોમાં એમને આનંદ નહોતો અને એથી જ આપણી કલાની અવનતિ થઇ આપણુ ઘર કલા વિનાનું, આનંદ વિનાનું, દુઃખી અને વિરૂપ થઇ પડયું. આપણી સંસ્કૃતિ ઉપર વિદેશી અસરની અવધિ થઇ છે. રાચરચીલાથી માંડી દરેક ચીજો પર તેમની છાપ પડી છે; અને તે એટલે સુધી કે આપણા વિદ્વાનોએ આપણી સંસ્કૃતિના વિવેચનો ભાગ્યેજ દેશની ભાષામાં લખ્યાં હશે. સામાન્ય કેળવણી પામેલા વર્ગને પણ કલા વિષેનું જ્ઞાન તો અપ્રાપ્ય જ રહ્યું. પરન્તુ—

## નવયુગનિર્માણની ભાવનાનો ઉપઃકાળ

સ્વામી વિવેકાનંદ, સિસ્ટર નિવેદિતા, આનંદકુમાર સ્વામી, પ્રિન્સિપાલ હેવલ અને કવિવર ટાગોરના શાન્તિનિકેતનના સંદેશાઓ રાષ્ટ્રોદ્ધારની ભાવના સેવનારાઓએ પહેલા ઝીલ્યા; અને પૂ. ગાંધીજીના આગમન પછીથી તો હિન્દુસ્તાનની સંસ્કૃતિ અને અર્થશાસ્ત્રપર પ્રજાએ નવયુગનિર્માણ કરવા આત્મનિર્ણયનો સિદ્ધાન્ત સાબિત કરી દીધો છે. એટલે હવે યુરોપના મૂલ્યાંકનો ઉપર જ જીવતો કલારસિક વર્ગ આજે ઓછો થતો જાય છે. ભારતીય દૃષ્ટિબિંદુ તેમ જ ભારતીય સંસ્કૃતિની લહેરો બતાવતી કલા લોકાદર પામતી થઇ છે; અને તેમાં આપણી રાષ્ટ્રીય જાગૃતિ લોકોમાં પોતાપણું બતાવવા આગ્રહ જણાવે છે. પોતાના દેશની સસ્કૃતિ અને પ્રતિષ્ઠા આપવાની તમન્ના જાગી છે. શિક્ષણમાં રાષ્ટ્રીયતા અને સ્વ-નિર્ણયનો સિદ્ધાંત વિદ્યાપીઠે કબૂલ કર્યો, તેને લઇને જ મારી પોતાની કલા મુંબઇ ઇલાકામાં, પ્રવર્તતી કલાથી અલગ માર્ગે વળી છે અને તે કલાની પાછળ શ્રી. હેવલ, શ્રી. અવનીંદ્રનાથ, શ્રી. રવીન્દ્રનાથ ટાગોર, શ્રી. નન્દલાલ બસુ જેવાની તપશ્ચર્યાનું પીઠબળ છે. તેમાંથી જ આત્મપ્રતિભા જાગૃત કરવાનો મંત્ર ગ્રહણ કરી, કલાની ઉપાસના અને અનુષ્ઠાન કર્યાં; અને તેના પ્રસાદરૂપે ગુજરાતને જનતાની અને સાહિત્યની સેવા કરવાની અનેક તકો મળી છે. મારી તો ખાતરી જ થઇ છે કે કલાની દીક્ષા આપવાનો અધિકાર રોમ, ફ્રાન્સ કે ઇંગ્લન્ડની મોટી કલાપીઠો કે સરકારે નીમેલા અધિકારીઓના હાથમાં નથી. પણ પ્રજાજીવનનો સાચો પરિચય, તેનું લાગણીપૂર્વક દર્શન, અને સહૃદયતાથી કરેલો આવિષ્કાર કલાની કૃતિઓને લોકસન્માન્ય બનાવી શકે છે.

× × ×

## એ સૃષ્ટિના મંત્રગુરુઓ

આપ પૂછશો કે એ સૃષ્ટિના મંત્રગુરૂઓને કયાં શોધવા? યુરોપનાં પાઠયપુસ્તકો અને વાર્ષિકો વિના અમારૂં શું થાય? અમે શુદ્ધ ભારતીય કલારસ શી રીતે પ્રાપ્ત કરી શકીએ? તો મારો જવાબ એ જ છે કે આપ યુરોપ અને યુરોપીય સામગ્રી પરથી દૃષ્ટિ પાછી ખેંચી લો, અને આપના મંત્રસામગ્રીથી સુસજ્જ થયેલા દોડધામ અને ધમાલિયાનગર છોડી ભારતની સાચી જનતા અને ભારતભૂમિની સુંદરતા જોવા બહારગામ નીકળો. તમારૂં હૃદય શુદ્ધ હશે, તમારી વિચારશક્તિ શુદ્ધ હશે, તમે સાચા હિન્દીજન હશો તો તમને **ભારતીય જનતાનું જીવન, સુંદરતા અને કલાના કુમકુમ પગલે રંગાએલું દેખાશે. જ્યાં જુઓ ત્યાં કોઈ ખેડૂત, તો કોઈ મહિયારી, તો કોઇ ઘાસભારો લઇ જતી સ્રી, તો કોઇ પાવા વગાડી આનંદ લેતો ભરવાડ છોકરો, કે વૃક્ષ હીંડોળે રમતાં બાળકો સુન્દરતાને ખોળે અચૂક જોવા મળશે.**

### કલાકાર : પરમાત્માનો દૂત

કલાની પ્રદીપ્તિ મનુષ્યને એવા સંસ્કાર આપે છે કે એ દ્વારા જીવનના અનેક રસો અને ઉલ્લાસોનો એ સહજે ભોક્તા બની શકે છે. સંગીત કે નાટક કે શિલ્પ કે ચિત્ર એ બધી કલાનો એક મહાન યોજનામય રાગ દેખાય છે, અને તેથી પ્રત્યેકમાં રહેલા તાલ અને

ડોલનનો ઉન્માદ અનુભવે છે. તેનુ ચિત્ત સમાધિયોગને પામે છે અને તેથી જેને કોઈ વસ્તુ, ક્રિયા કે પ્રવૃત્તિનો વિચાર કરે છે તા એ જ ડોલન અને સ્પન્દનથી નવા સ્વરૂપો, નવા આકારો જન્માનવાની શક્તિ ઉત્પન્ન થાય છે આ સમાધિયોગ એટલે પરમાત્માની સર્જનશક્તિ સાથે સહયોગ એક રીતે કહો તો કલાકાર એ પરમાત્માનો દૂત બની, તેની સૃષ્ટિને સવિશેષ શણગારથી વિસ્તારવાનો અધિકાર મેળવે છે, એટલે નિરાકાર દેવસ્વરૂપોને જે પાષાણ લાકડા કે ચિત્રપટ પર સાકાર બનાવે છે. પદાર્થો પર, વસ્ત્રો પર કે કાગળ પર આની જગનામા તે રંગ અને રૂપની નવી ભરતી ઉતારે છે, અને માનવીના ઇતિહાસમા અમર આનન્દની લહરીઓ મૂકતો જાય છે.

આવતી કાલની ઉષાના રંગો કલાકારની કલ્પના જ રંગશે, અને તેના સદ્ગુણો જ જગતમા પવિત્ર રંગોથી રંગાએલુ ભવ્ય સર્જનરૂપે રહેશે આજનો કલાકાર આવતી કાલના નવી પ્રેરણા અને કલ્પનાસામગ્રી અનુભવો આપી સમાજસંસ્કૃતિને સ્વતંત્રતાની ટોચે રાખશે જ. પરંતુ તે પહેલા એનો એ અધિકાર મેળવવાને તેને શા શા તપ શા શા મનોમન્થનો અને કેવી કેવી કૌશલ્યપરાયણતાનો સંચય કરવો પડશે, તેનો ક્રમ માત્ર માનસશાસ્ત્રના અભ્યાસીઓને જ સમજાશે જીવનના અગોચર આદર્શો, પ્રથમ જોતા મથનાર, અનુભવ આપનાર અને જન્મ આપનારને કળાકારની મનોવ્યથા પ્રસવ કરનાર સ્ત્રીના કરતા પણ અનેકગણી વિશેષ હોય છે, અને એવાને કાજે જો સંસારમા યોગ્ય સાધનો સગવડો અને અવસરો ના મળે, તો કોઈક જ તેમાથી સહીસલામત પાર ઊતરી શકે છે એવા દુર્ભાગી કલાકારના જીવનમા કા તો ભાવનાનો ગર્ભપાત, કા તો માનસવિભ્રમ, અથવા નિરાશાની કાળી ખીણમા તેને જીવનભર નિષ્ફળતાના દુઃખો ભોગવતા રહેવુ પડે છે.

### કલાકારોનુ અવલંબન

સંસારની બેપરવાઈ, બેકદર અને દરિદ્રતા, દુઃખોમાથી કોઈ પાર નીકળ્યો તો તેને ઉલ્લાસ અને ઉત્સાહનો જીવનસંદેશ આપનાર પયગમ્બરનુ સ્થાન જરૂર મળે છે, પણ પ્રજા સમસ્તની ઊંડી મનોવાછનાઓ બળ પૂરે, ત્યારે જ તેવો બડભાગી કળાકાર પ્રજાને સાપડે એવા પુરુષની શોધ માટે પ્રત્યેક દેશના સરકારી મંડળો આખી પ્રજા માટે કોઈ એવી યોજના ધરાવે છે કે દેશના કોઈ પણ ખૂણે સર્જનશક્તિનો અંકુર દેખાય તો તેને ગ્રામ, જીલ્લા કે પ્રાન્તના અધિકારીઓ યોગ્ય પ્રકાશ અને ઉત્સાહ આપી પ્રજાના મુખ્ય કલાકેન્દ્ર સુધી પહોચાડવાના પૂરતા સાધનો અને સહાય આપ્યા કરે છે. એ સાથે જોઈએ તો આપણા પ્રાન્તમા કલાના ચારિત્ર્યને માટે કેટના આશ્રયસ્થાનો કે અનંગના સાધનો છે? જર્મની, ફ્રાન્સમા કે અમેરિકામા ગામેગામની શાળાઓ કલારસિકોનો કાલ ઉછેરવાને, સાચવવાને હરીફાઈ કરતી જણાય છે, અને પ્રજામંડળો તેઓની કૃતિઓનો આદર કરવાને માટે સ્પર્ધા કરી રહ્યા હોય છે ગામેગામ મુખ્ય મકાનો કલાકારો પાસે નગરનો ઇતિહાસ કે ઉદ્યોગનો ઇતિહાસ ચિતરાવે છે મહાન સંસ્કૃતિકારો પાસેથી કથા આલેખે છે કુદરત અને જીવસૃષ્ટિના અદ્ભુત દૃશ્યો શાળાઓ હોસ્પિટાલો, નગરભુવનો, રેલવે કે કારખાનાઓમા કલાકારને હાથે રજૂ થાય છે અને બાળકો તેમની આખે દેખાએલુ નવુ સત્ય અને નવુ સૌન્દર્ય જોતા અને સમજતા શીખે છે

## કલાસંસ્થાનાં પોષક બળો

હવે આપણી દશા જુઓ! છેલ્લા વર્ષોમાં આપણું સર્જન શું? આપણી આંગળીને વેઢે ગણીએ તેટલા પણ હાલનાં, શિલ્પ પ્રતિમાઓ કે ચિરંજીવ ચિત્રોનાં નામ આપી શકશો? કોઇ એવું ભવન કે મંદિર બંધાયું છે, કે જેની રાજપૂત કે મોગલ ભવન સાથે સરખામણી કરી શકીએ? રાજા રવિવર્મા જેના સમર્થ કલાકારનાં ચિત્રો વીસરાવા લાગ્યાં છે અને ભીંતો પરથી અદૃશ્ય થાય છે; તો પછી દિવાળી અંકોના તંત્રીની કલમે ગર્જના કરતાં ચિત્રોનો હિસાબ ક્યાં રહ્યો? એવાં કેટલાં ચિત્રો આપણને મળ્યાં છે કે જેની વાતો આપણે દશ વર્ષ કરીશું? તો પછી સૈકાઓથી કલાની કસોટી ઝીલી રહેલા અજન્તા, ઇલોરા અને હિન્દના અનેકાનેક શિલ્પસ્વરૂપોની હોડ કોણ કરી શકે? એનું કારણ શોધશો તો જણાશે કે જનસમુદાયમાં કલાની અભિરુચિ અને રસિકતા પોષનારી અને રક્ષનારી સંસ્થાઓનો લોપ થયો છે; અને એવી સંસ્થાઓને અભાવે સાચાં મૂલ્યાંકનો કરનારા માણસોની ખોટ પડી છે. એટલે જ કલાકાર કે કારીગર એક બજારૂ આદમીમાત્ર બની ગયો છે; અને તેને પોતાનાં સર્જનો વિકસાવવાનો કે ઉન્નત બનાવવાનો કોઇ અવસર સાંપડતો નથી. કલાના યુરોપીયન શિક્ષકોએ યુરોપના ધોરણે હિન્દી વિદ્યાર્થીઓને શિલ્પ અને ચિત્રકામ શીખવ્યાં અને એમને હિન્દુસ્તાનનાં મકાનોમાં ચિત્રો કરવાના કામમાં રોકયા. જાણે કે એ રીતે હિન્દુસ્તાનની લોકરુચિને તેઓ બહુ ઉન્નત કરી નાખતા હોય! પણ હિન્દુસ્તાનની ઊંડી ધર્મસંસ્કૃતિ અને નૈતિક ભાવનાને તેઓ કદી નહિ સમજ્યા હોવાથી એવાં ચિત્રોનો શું ફેજ થયો છે તે સમજાવવું મુશ્કેલ નથી. દિલ્હીના સરકારી મહાલમાંનું ચિત્રકામ હિન્દી જનતાને શું સંદેશો આપી શક્યું છે? અને છેલ્લામાં છેલ્લા મુંબઇના સિનેમાગૃહમાં કરેલા યુરોપીયન ચિત્રકામનો પાઠ હિન્દુસ્થાન માટે કયા પ્રકારનો છે તે સમજાવી શકશો? છતાં તત્કાલપૂરતી તેની બોલબાલા અને વાહવાહ કરતા પત્રકારોએ કલાનું તેમાં શું નવું હાર્દ જોયું છે તે આપણે પૂછવું જોઇએ.

## કલાનો પાયો : દેશનું ચારિત્ર્યબળ

હિંદુસ્તાન પાસે અનેક સૈકાઓથી કલાકૃતિની એક મહાન કસોટી ચાલી આવી છે, અને તે છે કલાના સંસ્પર્શ દ્વારા જીવનનું ઉન્નતિકરણ; આત્માની રસસમાધિ, હૃદયની સંસ્કૃતિ કઇ કૃતિઓમાંથી તમને મળી રહી છે, એ જાણી શકો એટલે એ કૃતિઓને તમારા જીવનની આરાધ્ય પ્રતિમાઓ બનાવવા તમે જરાએ સંકોચ માનતા નહિ. આજના યુરોપે તો આ બાબતમાં હિન્દુસ્તાન પાસેથી શીખવવાને બદલે શીખવાનું રહ્યું છે. યુરોપની કલામાંથી એમનો નવો સાહિત્યકલાયુગ આવ્યો ત્યારથી જ ભાવના અને સંસ્કૃતિનો નાશ થયો છે, પણ હિન્દમાં ક્યાંક ક્યાંક તેના થોડાં તત્ત્વો મોજૂદ છે હિન્દુસ્તાનની કલામાં, સૌન્દર્યભાવના ઉપરાંત એક પ્રકારનું ધર્મબળ છે, તે આજે કોઇ સમજતું નથી અને એનો ઉપયોગ કરી જાણતું નથી. એ તત્ત્વને આજની કેળવણી, પુરાણ, સંસ્કૃતિ અને કલાનાં અભ્યાસને જુદાં પાડી જુદી દૃષ્ટિથી જુએ છે. દરેક દેશની કલાનો પાયો એ દેશના ચારિત્ર્યબળમાં નંખાએલો હોય છે. એટલે જ્યારે આપણે આજની બજારૂ કલા, હિન્દની સુપ્રસિદ્ધ શિલ્પસમૃદ્ધિ સાથે સરખાવીએ છીએ ત્યારે એમાં ક્યાંથી આ ભાવ અને દિવ્ય દૃષ્ટિ ઊતરી આવી તેનું આશ્ચર્યમાત્ર થાય છે. એ તો સાવ દેખીતું જ છે કે આપણે ગ્રીસ અથવા પ્રાચીન હિન્દની સાથે સરખાવતાં આપણી આજની

કેળવણી સાવ નમાલી છે, કારણ કે પ્લેટોના શબ્દોમાં કહીએ તો " જીવનને ઉન્નત કરનારાં પૃથ્વીનાં સૌન્દર્યસ્વરૂપોનો પ્રયોગ આપણે સમજતા જ જ નથી. " Negleot to use beauties of Earth as steps along which we mount upwards." આજની કેળવણીથી અને આજની વ્યાપારબુદ્ધિમાં જન્મેલા હલકા આદર્શોથી કંગાળ બનેલા ભારતે ગુમાવેલી મનુષ્યજાતને પડેલી સૌન્દર્યપ્રતિષ્ઠાની ખોટ ક્યારે પુરાશે! પોતાના પાશ્ચિમાત્ય સંસ્કારો અને ધોરણોને વળગી રહીને કોઈપણ યુરોપીયન, હિંદી સંસ્કૃતિ કે કલા સમજવાનો દાવો કરે તો તે મિથ્યા છે. હિંદી દૃષ્ટિ મેળવ્યા વિના હિંદી કલા ગ્રીસ રોમનો ઉતાર છે, છાયા કે પડઘો છે, એવું માનનારને શી રીતે સમજાય કે હિંદની સૌન્દર્યદૃષ્ટિ કાવ્ય, નાટક અને કલાઓમાં સાવ અનોખી છે; અને જીવનના ગૂઢતમ રસાસ્વાદ અર્પનારી હોવાથી પશ્ચિમના કલાકારોને પણ અભ્યાસપાઠરૂપ છે. ગુપ્તયુગની સાહિત્યસમૃદ્ધિ ભારતનાટ્ય, કથકલિ, મણિપુરી, કથકલી નૃત્યવૈવિધ્યનો પડઘો હિંદના વિરાટ શિલ્પો અને રૂપવિસ્તારમાં નથી શું ?

મુગલ સમયના મહાલયો જોઈ આપણે છક થઈએ છીએ. ઇલોરાનાં પ્રચંડ શિલ્પ મુગ્ધ ભાવે નીરખીએ છીએ, તેનું ખંડેરપણું વીસારી તેમાં અહોભાવ ધરીએ છીએ, છતાં દેશના બુદ્ધિમાનો ગજાવ અને શિક્ષાના તંત્રવાહકો તેની અસર વિસ્તારવાને શું કરે છે ! મેકોલેના ચેલાઓ ભલે માને કે હિંદી કલા માલ વગરની છે, પણ યુરોપીયન કલા કદી જ નહિ આપી શકે એવું આપનારી અમૂલ્ય પ્રતિભા હિંદીવાનોને ફાળે તો રહેશે જ. ભલે આજના મેકોલે, વિદ્યાર્થીઓ આ મહામૂલા વારસાથી વંચિત રહ્યા પણ હવે તેમની પ્રજા રહી ન જાય તે જ જોવાનું છે. આપણે તો હવે ઉગતી પ્રજાની તરફ જ આશાથી જોવાનું રહ્યું છે. તેઓ પોતાના દેશની મહામૂલી કલાસંપત્તિનો આદર કરતાં શીખે, સાચા કલાકારને પિતાની સમાજમા તેની પ્રતિષ્ઠા સ્વીકારે અને સંસારના વ્યવહારમાત્રમાં કલાની સૌરભ અનુભવે. ત્યારે જ પ્લેટોનુ ઉપર્યુક્ત વચન સાર્થક થાય. બીજી તરફ કલાકારનો પરમ ધર્મ રહેશે કે તેણે પોતાની કલાકૃતિમા જીવનને હીન કે અધોમુખ કરનારા તત્ત્વોથી મુક્ત રાખી સમાજને સંજીવન અને નવપ્રફુલ્લતા આપે એવાં સર્જનો કરી બતાવવાં પડશે. એવા કલાચરણથી મી. એમર્સન કહે છે તેમ–Function of Art is to give to pots and pans the grace of Romance." વ્યવહારના રાચરચીલાં અને પદાર્થીમા અદ્ભુત આકર્ષણ ઉત્પન્ન કરવું એ કલાનું પરમ કર્તવ્ય બનશે; અને કલા પ્રત્યેક માણસના ઘરમા ગરજાવી થઇનેમહાલશે. એટલે કે પ્રત્યેક મનુષ્યમાં રહેલો કલાવંત આત્મા સચેત બની જીવનને અનેકવિધ દિશામા તેજસ્વી અને સંસ્કારી બનાવી શકશે.

× × ×

## કલાકારો માટેનું વિશાળ ક્ષેત્ર

હું ગુજરાતી કલાકાર મિત્રોને હિતભાવે એવું પૂછીશ કે હિન્દી કલામાં બંગાલના કલાસ્વામીઓએ કઇ આગેકદમ કરી બતાવ્યું તેના હિસાબે આપણે કેવું કરી શક્યા છીએ; અને છતાં તેમની તરફ કટાક્ષ કરવામા કે વખત પડતાં ઉતારીને ઓળવવામાં પાછા નથી રહેતા. શ્રી. અવનીંદ્રનાથ અને શ્રી. નન્દલાલ બસુની કલાસાધના અને તપશ્ચર્યા આપણે માટે

હજુ આદર્શ રહ્યા છે. શ્રી મુકુલ દે, રમેન ચક્રવર્તી, યામિની રૉય, પી સેન વગેરે જેટલી કલાનિષ્પત્તિમાં સ્પર્ધા થઇ જ નથી.

યુરોપીય શૈલીએ શીખેલા કલાકારોએ પણ શું કરી બતાવ્યું છે ? સૌરાષ્ટ્ર અને ગુજરાતનાં અદશ્ય થતાં માનવીપાત્રોની તસવીરો લેવાને ઑસ્ટ્રિયાની યુવનર બાઇઓ નીકળી પડી, પણ કયો તરુણ ગિરમાં, ભીલોમાં કે રાનીપરજમાં રખડયો ? કામ કરી બતાવે તેનું મૂલ્યાંકન થાય, માલ વગરની શાની કદર થાય ? ગિરનાર, આબુ, શેત્રુંજયનાં દશ્યો કોઇ સમર્થ ગુજરાતપ્રેમી કળાકારની રાહ જોઇ રહ્યાં છે. ભીલો, ધારાળા, કોળીઓ, કણબીઓ અને રાનીપરજના નૃત્યો, ગરબા અને જાગના નૃત્યો ચિત્રકારની પીંછી માટે અખૂટ સાધન છે. ક્ષેત્ર બહોળું અને ખુલ્લું છે. જૈન સાહિત્ય, સંસ્કૃત સાહિત્ય અને રાસમાળાઓ પર નવી કલમ ચાલવી જોઇએ. આપણે તો કામ કરનારા જોઇએ. ઇરાની ચિત્રકાર મિ. કાયાંદોરિયાં એકલો આવીને હિંદની બધી ગુફાઓનાં ભીંતચિત્રો કોઇના આશ્રય વિના કરી ચાલી ગયો, અને એમ કરીને પણ આપણાં ખંડેરોની કલામાંથી એ હજારો રૂપિયા રળી શકે છે.

આજની ગુજરાતી સંસ્કૃતિનું દર્શન, સાહિત્યના સચોટ આકર્ષક પ્રસંગોનું ચિત્રનિરૂપણ, કવિ દયારામ, પ્રેમાનંદનાં પાત્રો અને કૃતિઓનું રૂપકરણ ગુજરાતી કલાકારની રાહ જુએ છે. આજના યુગનાં મનોમંથનો, સિદ્ધિઓ, રાષ્ટ્રવિધાયકો, વિકટ વિગ્રહોનો ઇતિહાસ કળાકારની પીંછીએ નહિ ચડે ત્યાં સુધી કળાકારને પિછાનશે કોણ ? રાષ્ટ્રના અને પ્રજાના સુખદુઃખ અને ભાવનાનો ચિતારો તે ન બની શકે ત્યાં સુધી તેના રંગ અને પીંછીનું સાર્થક શું ?

× × ×

## ગુજરાતે પ્રારંભેલી કલાસાધના

ગુજરાતે આજે આખા ભારતવર્ષના ઇતિહાસમાં કલાના સમુત્થાનમાં પોતાનું પ્રકરણ આરંભી દીધું છે, એની કોઇ ના પાડશે નહિ. ચિત્રપટની સૃષ્ટિમાં સમર્થ દિગ્દર્શકો, નેપથ્યવિધાયકો અને તેને સમર્થ સાહિત્યસ્વામીઓનો તેમાં સાથ મળ્યો છે. આપણા તરુણ, કલાકારોને દૂર દૂર પ્રદેશોનાં ચિત્રાલયોમાં સ્થાન અને કીર્તિ મળ્યાં છે અને આપણાં તરુણ કુમારકુમારીઓમાં કલાનાં વિવિધ પ્રકારોને ખીલવવાની અજબ તમન્ના જાગી દેખાય છે. શહેરોમાં અને ગામડાંઓમાં નાટય, નૃત્ય, ચિત્ર, ચિત્રપટ એ દરેક કલામાં રસ જાગ્યો છે; અને દરેક કલાનાં પ્રસંગોપાત પ્રદર્શનો પણ યોજાય છે. એ પ્રસંગે દેશના કલાકારોનો પરિચય, કલાચર્ચા, અને કલાકૃતિઓનો આદર પણ થતો દેખાય છે. ગુજરાતી જનતામાં ગુજરાતી કલાકાર એ એક આદરપાત્ર વ્યક્તિનું સ્થાન ભોગવવા લાગ્યો છે, અને સામાન્ય જનસમૂહમાં તેની કૃતિઓની છાપેલી પ્રતો ઠેરઠેર ભીંતો પર સ્થાન પામતી જાય છે. આ એક એવી નક્કર હકીકત છે કે તેને પ્રજાની સહૃદયતાની સાચી નિશાની તરીકે ગણી શકાય. આપણે ઇચ્છીશું કે ગુજરાતની કલાનો, ગુજરાતી સંસ્કારિતાનો, ગુજરાતની અસ્મિતાનો એકેએક કલાકાર પ્રતિનિધિ બની પ્રત્યેક રાજતંત્રમાં પ્રત્યેક સંસ્થામાં અને પ્રત્યેક ઉદ્યોગકેન્દ્રમાં મુખ્યપદે વિરાજી ગુજરાતનું નવયુગવિધાન કરનારો સમર્થ સેનાની બની રહે અને કળાની રોશનીથી સંસારના બધા વ્યવહારોમાં નવીન દીપ્તિ, નવું સૌજન્ય અને નવીન પ્રતિભા પ્રકટાવી મનુષ્યમાત્રને જીવનના ઉલ્લાસ અને પ્રેરણા યથેષ્ટ ભોગવતા કરે.

# શ્રી. ધૂમકેતુનું ભાષણ

સાહિત્ય પરિષદસંમેલનના આ પંદરમા અધિવેશનના સાહિત્યવિભાગના પ્રમુખ તરીકે મારું નામ પ્રગટ કરવામાં આવ્યું ત્યારે મને ઘણું જ આશ્ચર્ય થયું હતું. આ 'આશ્ચર્ય' શબ્દ ઔપચારિક રીતે નહિ, પણ ખરો માનભાવ બતાવવા માટે જ મેં વાપર્યો છે. સ્વજનોના પ્રેમ સિવાય બીજો કોઈ જ અધિકાર આ સ્થાન માટે મારો હોય, એમ હજી પણ મને લાગતું નથી. મારામાં એવી કોઈ પ્રખર વિદ્વત્તા નથી—અને હવે તો એ આવવાનો સંભવ પણ નથી, ગુજરાતીસાહિત્યના કોઈ ગૂઢ કોયડા વિષે, કાવ્યની રસમીમાંસા વિષે, સાહિત્યના કોઈ પણ વિભાગ વિષે, મેં ભૂલેચૂકે વિવેચન કર્યું હોય એવું મને સાંભરતું નથી. કવિતા મેં નાનો હતો ત્યારે લખી હતી—અને મારા સિવાય બીજા કોઈને એમાં આનંદ આવતો નથી એ જોઈને—મોટો થયો ત્યારે ફાડી નાખી હતી. એટલે હું કવિ નથી, વિવેચક નથી, વિદ્વાન નથી, સંશોધક નથી, કોઈ પણ વિષયનો નિષ્ણાત પંડિત નથી, એ ઉપરાંત મારું પોતાનું મારા વિષેનું મંતવ્ય સાચું હોય તો, હું મિલનસાર વ્યક્તિ નથી, ગઈ પેઢીના કે આવતી પેઢીના કે ઊગતી પેઢીના સાહિત્યકારોની મૈત્રી કેળવવાનો લાભ પણ હું મેળવી શક્યો નથી. કોઈ સંસ્થા સાથે હું જોડાયો નથી, આવા ઘણા 'નથી' જેનામાં 'છે,' એવા સામાન્ય માનવતામાં રાચતા એક માણસને, આ સ્થાને તમે સ્થાપ્યો અને આવા મહામોટા માનનો અધિકારી ગણ્યો, એ તમારા સૌના સમભાવ—સદ્‌ભાવનું જ પરિણામ હોઈ શકે. માણસ પોતાની શક્તિને જાણી શકે છે, પણ પોતાની મર્યાદાને તો એ ભાગ્યે જ પિછાની શકે છે. એટલે આ સ્થાનેથી હું બે શબ્દો કહું—અને થોડો વખત તમને કંટાળો આપું, તો તે નિભાવી લેજો. નિયમ તરીકે માણસને, લખાણ જ્યારે પોતાનું હોય ત્યારે હંમેશાં સુંદર લાગે છે, અને સ્ત્રી બીજાની હોય ત્યારે સુંદર લાગે છે! એટલે મને પોતાને મારા આ શબ્દો રોચક અને આકર્ષક જ લાગવાના છે, તમને એ કંટાળારૂપ ન થાય તો સારું. અને એનું કારણ છે. તમારો પ્રેમ મને અહીં ખેંચી લાવ્યો ત્યારે હું તો હજી ગનકના મીનળદેવી, જયસિંહ સિદ્ધરાજ, દામોદર મહેતો, ઝાંઝણ અને વાચિનીદેવી પાસે ઊભો હતો. દુનિયામાં કેટલીક વખત એક દિશાની સંપત્તિ માણસને બીજી દિશાની ગરીબી પણ આપે છે. નવલિકા ને નવલકથાઓ લખાવી જોઈએ અને વંચાવી જોઈએ એમ હું માનતો નથી. હિંદમાં સેંકડો ને હજારો ને લાખો મનુષ્યો એવાં છે કે જેમના જીવનમાં નવલકથાની જરૂરિયાત કોઈ દિવસ લાગી નથી. એક અંગ્રેજ લેખકના શબ્દો ટાંકું તો એમના સુખી લગ્ન જીવનની અને પ્રીતિ આવે છે. અગિયારથી પાંચ સુધી કારકુની કે માસ્તરી કે ડાક્ટરી કે, જે કાંઈ કરવાનું હોય તે કરીને, પાંચ વાગે સાંજનો ચા લેવા જાતાં આવતાં નિર્વિઘ્ન સંસારની—ઈચ્છાનાં લગ્નની ને પોતાની અમીનાં મોસાળની—એવી એવી 'ગુજ-



શ્રી. ધૂમકેતુ

રાતી જીવનને અનુરૂપ, શાંત વાતો કરતાં કરતાં સુખી નિદ્રા લેખે–જીવનનો એવો કાર્યક્રમ જે કેટલાકના ભાગ્યમાં નથી, એ કેટલાકમાં સદભાગ્યે કે દુર્ભાગ્યે હું આવી પડ્યો છું. હું ધારું કે ન ધારું, પણ જ્યાં સુધી નવલિકા કે નવલકથા કે એવું કાંઇક ને કાંઇક મારામાં ઘૂમતું હોય ત્યાં સુધી જ મને જીવનમાં આનંદ સંતોષ ને આકર્ષણ રહે છે.

હું તો દરેક ઉગતા લેખકને કહું છું કે જો **તમારા દિલમાં કોઈ કાલ્પનિક ભૂતાવળ જાગીને તમને વારંવાર સતાવતી ન હોય તો, મહેરબાની કરીને મિલમાં કારકુન થજો, પણ લેખક ન થતા. લેખક થાવું સહેલું છે, પણ લેખકપણું ટકાવી રાખવું બહુ જ મુશ્કેલ છે;** ખાસ કરીને ગુજરાતમાં–કે જ્યાં શ્રીમંતો ચોપડીઓ ખરીદતા નથી, ને ગરીબો ચોપડીઓ લઇ શકતા નથી. દિવસો સુધી, મહિનાઓ સુધી, વર્ષો સુધી પોતાની સ્વપ્નસૃષ્ટિમાં મગ્ન રહેવું એ ભયંકર ને આપઘાતી કામ છે. તજવી હોય તો પણ આવી અનિવાર્ય સ્વપ્નસૃષ્ટિ લેખક–તજી શકતો નથી. એટલે એને પોતાનું જીવન તો જીવવું–રેશનકાર્ડ લઇને સબેસા ઘઉં લેવા માટે દોડવું–અને એ ઉપરાંત, પોતે ઊભી કરેલી પોતાની જ સ્વપ્નસૃષ્ટિના મનુષ્યોનું જીવન જીવવું; એમનાં આશા, નિરાશા, વિરહ, વિલાપ, વીરત્વ ને ક્રૂરતા સઘળાં, પોતાના ભાગ્યે જ એકસો સાડાબાર શેર વજનના શરીર ને માનસ દ્વારા અનુભવવાં ને વ્યક્ત કરવાં–આ જીવનપ્રણાલી, જેમને કાલ્પનિક ભૂતાવળ વારંવાર સતાવતી હોય એમને માટે ભલે યોગ્ય રહી, બીજાને માટે તો એ 'કૅરીઅર' નવગજના નમસ્કાર કરવા જેવી છે.

### જેમણે ઘરઘરમાં જ્ઞાનનો દીપક પ્રકટાવ્યો

ગુજરાતી સાહિત્યની દુનિયાને પોતાના સતત પ્રયત્નથી વ્યાપક બનાવનાર બે વિરલ વિભૂતિ આ નગરીને આંગણે થઇ ગયેલ છે, એ વિચાર હરકોઇ ગુજરાતીને અહીં ઉભા રહેતાં પહેલવહેલો આવશે. એમાં એક છે મહાકવિ પ્રેમાનંદ–જેણે પોતાની અનેક કથાઓને ગુજરાતીને ઘેરઘેર પહોંચાડી; બીજા છે કૈલાસવાસી મહાન સયાજીરાવ–જેમણે ગુજરાતીઓના ઘર ઘરમાં જ્ઞાનનો દીપક પ્રગટાવ્યો; જેમણે ગુજરાતીને પોતાની માતૃભાષા માની; જેમણે ઉદાત્ત રાજવીમાં જ શક્ય એવો ગુજરાતીભાષાપ્રેમ બતાવ્યો. એ બન્ને મહાન વિરલ વ્યક્તિઓને આજે આપણે પ્રેમથી વંદીએ છીએ.

સાહિત્યને વિષે જે કહેવાયું તે ઉપરથી એને કેવળ કાલ્પનિક ભૂતાવળ ગાનવાની જરૂર નથી. એ વિભ્રમ કે સ્વપ્ન કે માયા નથી. સાહિત્ય જેવું વાસ્તવદર્શન બીજા કશા દ્વારા માણસને મળી શકે તેમ નથી, એની એ શકિત છે.

—કારણ કે જીવનસમુદ્રના અનંત તરંગોની પરંપરા જોવા માટે, સેંકડો યુગની મહાન વ્યક્તિઓની મૈત્રી માટે, હૃદયગત ભાવના આનંદ માટે, અનેક જીવનનો એક જ જીવનમાં રસાસ્વાદ મેળવવા માટે, સામાન્ય માનવતામાં લાવીને એમાં રહેલા અસામાન્ય તત્ત્વોનાં પરિચય માટે, સમાજને સમૃદ્ધ ને સંસ્કારી ને સમર્થ બનાવવા માટે–જીવનમાં પ્રેમ પ્રકાશ ને પ્રાણ મેળવવા માટે, **સાહિત્ય જેવું બીજું કોઇ પ્રબળ સાધન હજી સુધી તો સંસ્કારી દુનિયાએ જાણ્યું નથી.** એકાદ શેક્સપીઅરને, કાલિદાસને, ભવભૂતિને, બાલ્ઝાકને પૂછશો તો કહેશે કે અમારી સ્વપ્નમૂર્તિઓએ અમને છોડ્યા નહિ માટે અમારે

લખવું પડયું. પ્રેમાનંદ મીરાં નરસિંહ ને દયારામ જણાવશે–કે અમારે ગાવું પડયું, કારણકે એ વિના જીવન અકારું જણાતું હતું. આવી કોઇ અનિવાર્યતા સતાવતી ન હોય તો લેખક ન થવામાં મજા રહી છે. બાલ્ઝાક, કહેવાય છે કે, તદ્દન જુદીજુદી પ્રકૃતિની–આકારે રૂપે રંગે ને સ્વભાવે લગભગ બેહજાર માનસપ્રતિમાને સરજી છે. શેલીના ચંડુલની પેઠે કંઠ ગાણા માટે ફાટફાટ થતો ન લાગે–તો તો ન ગાવામાં જ જીવનનો ખરો આનંદ રહ્યો છે; છતાં સાહિત્ય પરિષદ જેમ કોઇને લેખક બનાવી શકતી નથી તેમ કોઇને લેખક થતાં અટકાવી પણ શકતી નથી. માત્ર એટલું જ કે સાહિત્યમાત્ર-કલામાત્ર–અનિવાર્ય થઇ રહેવી જોઇએ. અનિવાર્યતા એ સાહિત્યનો પ્રથમ ગુણ છે. પણ આ સાહિત્ય છે શું ? સાહિત્ય કોને કહેવું ? સાહિત્ય, સાહિત્યકાર ને સમાજ વચ્ચે શો સંબંધ છે ? સાહિત્ય ન હોય તો શું ઉલ્કાપાત થઈ જાય ? સાહિત્યકાર ન હોય તો સૃષ્ટિ શી રીતે અટકી પડે ?

× × ×

કુંવરબાઈનું મામેરું લખનાર પ્રેમાનંદે કેવળ કથાને આધારે એ લખ્યું હતું કે એના પોતાના જીવનમાં બેઠેલી, કે એણે સમાજમાં અનુભવેલી—કોઈ કુંવરબાઇએ એની પાસે એ લખાવ્યું હતું એ પ્રશ્ન ભલે અનુત્તર રહે, પણ પૃથક્કરણ થઈ ન શકે એવા કેટલાક આભ્યંતર જીવનપ્રવાહો—ઇચ્છાઓ, આશાઓ, લાગણીઓ, બુદ્ધિના ચમત્કારો—એ દરેક વ્યક્તિના જીવનમાં સૂતેલા પડયા છે. આ જીવનપ્રવાહો દિક્ અને કાલથી પર છે. એ જીવનપ્રવાહોમાંથી જ લેખક પોતાનાં સ્વપ્નાં રચે છે.

લાખો શબ્દસમૂહમાંથી, પ્રેમાનંદે કુંવરબાઇને ઊભી કરી, તેને હસાવી, રડાવી, તેની પાસે નરસિંહ મહેતાનો સંસાર દર્શાવ્યો, તે વખતનાં અનેક માનવ આપ્યાં—આ સઘળું એણે જે શક્તિ વડે કર્યું તે શક્તિને નામ ગમે તે આપો, તે શક્તિનો સ્વીકાર તો આપણે કરવો જ રહ્યો. અત્યારે તો વામાવરીયના શબ્દો જ વાપરીએ કે પ્રેમાનંદમાં શક્તિ હતી. પ્રતિભા પણ હતી, ને પ્રેમાનંદમાં વ્યુત્પત્તિ પણ હતી–બહુજ્ઞતા હતી અને એણે આ કાવ્યો રચ્યાં.

× × ×

## કાવ્યરસ

કાવ્યનો આત્મા રસ છે. આનંદવર્ધન રસાદિને કાવ્યનાટકનું જીવન ગણે છે. **रसेनैव सर्वं जीवति काव्यम् । न हि तच्छून्यं काव्यं किंचित् अस्ति ॥** રસ એ જ કાવ્યનું જીવન છે. રસશૂન્ય કાવ્ય એ કાવ્ય નથી. **रस एव वस्तुत आत्मा । वस्तवलंकारध्वनी तु सर्वथा रस प्रति पर्यवस्येते ।** પ્રેમાનંદના સુદામાચરિત્રમાં સુદામો દ્વારકાં જાય છે ત્યારે એના હૃદયમાં બે ભાવ છે. એક ભક્તિભાવ છે, બીજો વાસનાભાવ છે. વાસનાને બદલે અભિલાષા કે ઇચ્છા મૂકીએ તો ચાલે. સુદામો દ્વારકાંને નિહાળે છે તે વખતનું પ્રેમાનંદનું વર્ણન એ આ મુખ્ય રસના પોષણમાં ફાળો આપનાર બને છે. એમાં આવતા શબ્દાલંકારો, વર્ણનો, અતિશયોક્તિઓ, એ સઘળાં સ્વતંત્ર રીતે કાવ્ય નથી એમ કહો તો ચાલે. સ્વતંત્ર રીતે તો એ વર્ણનકાવ્ય છે. પણ કાવ્યનો જે મુખ્ય રસ-કરુણ રસ–એને આ વર્ણનથી પુષ્ટિ મળે છે. કૃષ્ણની મહત્તા, ગૌરવ, વૈભવ, એ સઘળું સુદામાના હૃદયની અભિ-

> સંસાર, વેપાર, વહેવાર, ખાવું, કમાવું, પરણવું, એ તો આખી દુનિયા જાણે છે, પણ દુનિયાને જાણવા માટે તમારે રોજ પુસ્તકો વાંચવા જોઈએ.
>
> (પુસ્તકાલય સૂત્ર ૧)

ભાષાને વધારે જાગ્રત કરે છે. આટલું બધું આંહીં છે એટલે હવે મારો બેડો પાર-સુદામાના મનની ધારી શકાય એવી આ કાલ્પનિક અવસ્થા-અને પછી એને કાંઈ જ મળતું નથી-એ વિષાદભરી અવસ્થા-એ બન્ને વચ્ચેના વિરોધી રંગોથી આખું ચિત્ર જેમ સજીવ બને છે, તેમ સ-રસ બને છે. પ્રેમાનંદ પોતે જ્યારે માણ ઉપર ' ટંકાર દેતો હશે ત્યારે આ કાવ્યે અનેકને રોવરાવ્યા હશે. 'અરે પ્રભુ! આટલું બધું દુઃખ એ બિચારા ગરીબ બ્રાહ્મણને કાં આપો ?' એમ પોતાના મનમાં પ્રાર્થતી ડોશીઓને આપણે કલ્પનાથી રડતી જોઈ શકીએ છીએ.

## સાહિત્યકૃતિનો પરમ ઉત્કર્ષ

કૃષ્ણનો વૈભવ, તેનો વિવેક, રાણીઓની આગતાસ્વાગતા, સુદામા સાથે ગોષ્ટી-દરેક વસ્તુ મુખ્ય રસને પોષવામાં પોતાનો ધ્વન્યાત્મક અંશ આપ્યે જાય છે. જ્યારે સુદામો પાછો ફરે છે-અને પ્રેમાનંદ અત્યંત ઔચિત્યથી ' બ્રાહ્મણ ચાલ્યો થઈને નિરાશ ' એમ પંક્તિ મૂકે છે ત્યારે એ કરુણરસની અવધિ આવે છે. આ રસને લીધે એ આખું કાવ્ય સજીવન બને છે. કથાને વિષે રસની જે વાત કહી એ જ વાત નાનામાં નાના ઊર્મિકાવ્યને વિષે પણ કહી શકાય. આ કાવ્ય પ્રેમાનંદ જ્યારે ગાતો હશે ત્યારે આખો પ્રેક્ષકવર્ગ તન્મય થઈ જતો હશે. આ રસધ્વનિની ખૂબી એ છે કે આપણા ચિત્તના એ અમુક સ્થાયી ભાવ છે. એ ભાવને જાગ્રત કરે છે. અને તેથી, આ કાવ્ય છે, કવિની કલ્પના છે, વર્ષો પહેલાંની વાત છે-એ વસ્તુ ભૂલી જઈ, એક માનવ બીજા માનવની વાત સાંભળતો હોય તેમ, સહૃદયતાથી વાત સાંભળે છે. અને એના મનુષ્યત્વમાં રહેલા સ્થાયીભાવોએ જે રીતે પડઘો આપવો જોઈએ. એ રીતે પડઘો આપે છે. રસની આ સમાધિથી માનવ, માનવની વધુ નજીક આવે છે-અને કોઈપણ સાહિત્યકૃતિનો એ પરમ ઉત્કર્ષ છે. દરેક માણસને આ રસનો અનુભવ થતો નથી-એના માટે અધિકારની અપેક્ષા છે, એ વસ્તુને પણ અર્ધસત્ય કહી શકાય. અંશનો ફેર વ્યક્તિ પ્રમાણે પડે, ને સહૃદયો વધારે તીવ્રતાથી આ રસ અનુભવે એ સ્પષ્ટ છે, અને કોઈક બહુ જડ હોય તો ન પણ અનુભવે.

## દરેક માણસ કેટલેક અંશે કવિ

પણ સાધારણ રીતે દરેક સામાન્ય માણસ કેટલેક અંશે પોતે કવિ છે, અને તેથી કવિનો ભાવ અનુભવવાની યોગ્યતા ધરાવે છે. એટલું જ નહિ, કવિ અને મહાકવિ વચ્ચેનો એક તફાવત તો આપણે એ ગણીએ, કે જીવનનાં અમુક જ અંગોને અમુક મર્યાદામાં જે સ્પર્શી શકે તે કવિ છે. જ્યારે મહાકવિ જીવનની નાની મોટી દરેક વસ્તુને એટલા અતલ ઊંડાણથી અને બૃહદ્ વ્યાપકતાથી સ્પર્શે છે કે અધિકાર અનધિકારની વાત એના માટે અર્ધસત્ય બની રહે છે. વાલ્મીકિના રામાયણનો રસ ન અનુભવી શકે એવા અનધિકારી કેટલા બધા ઓછા ? એટલે ઉત્કૃષ્ટ કાવ્ય વધારે અધિકારની અપેક્ષા રાખે છે, એ વાત પણ અર્ધસત્ય બને છે. કવિની પોતાની શૈલીની વિચિત્રતાને લીધે કે એની વ્યાપકપણે વિસ્તાર પામવાની અશક્તિને લીધે પણ એમ બને,

## જીવનપ્રવાહોને વ્યક્ત કરવાનું સાધન

કાવ્યનાં બીજાં બધાં અંગો–શબ્દ, અલંકાર, રીતિ, ગુણ–આ રસ પ્રતિ ભાવુકને દોરી જવા માટે છે. આપણું આધુનિક જીવન ભલે સુધરેલું હોય–પણ એ સંસ્કારી નથી. અતલ ઉંડાણના પ્રવાહો સાથે આપણા જીવનનો મેળ નથી આવતો. જીવનપ્રવાહોને વ્યક્ત કરવા માટે સાહિત્ય એ એક મુખ્ય સાધન છે. આવી રીતે સાહિત્યની સરસતા એ માનવ-જીવનમાં રહેલા અનેક સ્થાયીભાવોને સન્રમતા અર્પે છે. કુંવરબાઇનું મામેરું લ્યો. નરસિંહ મહેતો એક તૂટેલી વેંસ જોડે છે–ને આપણને પ્રેમાનંદ ઘડીભર ત્યાં હાસ્યમાં તરબોળ કરતો દેખાય છે. પરંતુ પ્રેમાનંદ જીવનકલાધર છે એ હાસ્યની ખાતર હાસ્ય ઉત્પન્ન કરીને જીવનને ઉપહાસનો વિષય નહિ બનાવે. એના એ હાસ્યરસની પશ્ચાદ્ભૂમિકામાં નરસિંહ મહેતાની, કેવળ ભગવાનને આધાર ગણનારી મૂર્તિ, રહેલી છે. પ્રેક્ષક, શબ્દેશબ્દે હસે છે. બળદનાં, માળાનાં, સાધુનાં સઘળાં વર્ણનો હાસ્યરસને વધુ ને વધુ બહલાવે છે. અને છતાં આખા કાવ્યનો જે એક સ્થાયીપ્રધાનરસ છે–કરુણરસ–એને આ હાસ્યરસ દ્વારા પણ વધુ ઘેરો બનાવવાની, મહાકવિમાં શક્ય એવી શક્તિ, પ્રેમાનંદ બતાવે છે. આપણે ખડખડાટ હસીએ, અને છતાં નરસિંહ મહેતાના જીવનની શ્રદ્ધાભરી નિગૂઢ વેદના–ભગવાન કરે તે ખરું–એ આપણા હાસ્યમાં સૂત્રતંતુની માફક વણાતી આવે છે. સામાન્ય જન–ત્યાં કેવળ હાસ્યરસની જ તૃપ્તિ અનુભવશે. પણ રસની ઊંડી સમજ ધરાવનારની તો 'એક આંખ હસતી ને એક આંખ રડતી' એવી ચિત્તની અવસ્થા થશે. મહાકવિનો આ ગુણ છે. આની બે રસની સંમિશ્રિત અપૂર્વ યોજના–પ્રેમાનંદને મહાકવિને સ્થાને મૂકે છે.

પ્રેમાનંદ કવિ, નાટકકાર ને કથાકાર, એ ત્રણના મેળમાંથી જન્મેલી પ્રતિભા ધરાવે છે. એનું સાચું મૂલ્યાંકન કરવા માટે રંગભૂમિનો આશ્રય એ અત્યંત જરુરી વસ્તુ બની રહે છે. માત્ર પ્રેમાનંદ માટે જ નહિ, જે કોઇ સાહિત્યકારની કૃતિ ખરેખરી જીવનાભિમુખ હોય છે, તે એક જ રીતે નહિ પણ અનેક રીતે જીવનમાં પ્રવેશ મેળવી લે છે. પ્રેમાનંદ પાસે જે સરળતાથી યથાર્થ શબ્દો આવે છે એનાં વર્ણનો જે રીતે મુખ્ય રસને પોષક બને છે, એની કાવ્યકૃતિમાં જે મનોહારી ગેયત્વ છુપાયેલું પડ્યું છે, એથી રસનિષ્પત્તિની જે શક્યતા છે–એ સઘળું જોતાં એનામાં સાચું ને સો ટચના સોના જેવું શુદ્ધ કવિત્વ રહ્યું છે એ વિષે કાંઇ જ શંકા નથી.

પ્રેમાનંદ વિષે એમ કહીએ કે એનાં કથાકાવ્યોમાં જે ધ્વનિત જીવનઅર્થ પડેલો છે તે વ્યક્ત કરવાનું કામ એના જેવા જ બીજા મહાન 'માણભટ્ટ'નું છે. માણભટ્ટ શબ્દ આંહીં અત્યંત ગૌરવશાળી હોય એમ હું વાપરું છું. અને લોકયાત્રા એ જીવનનો ઉત્કર્ષ હોય ને સાહિત્યનો પણ એ જ સાર હોય તો માણભટ્ટ વિના લોકયાત્રા સંભવી શકતી નથી. × × × માણભટ્ટ શબ્દને તિરસ્કારથી બોલનારો માણસ, પ્રેમાનંદને, માણભટ્ટને, ગુજરાતી જીવનને કે જીવન પ્રત્યે દૃષ્ટિ કરનાર સાહિત્યને–કોઇ પણ વસ્તુને સમજી શકેલ નથી એટલું જ કહી શકાય.

× × ×

## સાહિત્યકારની જવાબદારી

> જ્ઞાનથી જ હિંદુસ્તાનનો ઉદ્ધાર છે. પુસ્તકો વાંચવાથી જ્ઞાન વધી શકે છે. માટે તમારા દેશની ખાતર વાંચો અને વાંચવા ખાતર રોજ **પુસ્તકાલયમાં જાઓ.**
>
> (પુસ્તકાલય સૂત્ર ૨)

શબ્દની ઉપાસનાદ્વારા જીવનસંપર્ક ને જીવન-રહસ્ય પામવા માટે સાહિત્યકારોએ જે અનેક પ્રકારના પ્રયત્નો કર્યા તેમાંથી નાટક, કાવ્ય, નવલિકા, નવલકથા, નિબંધ, પ્રહસન વગેરે ઉદ્ભવ્યાં છે. આ પ્રયત્ન માટે સાહિત્યકારમાં પ્રતિભા જોઇએ. અને એનામાં બહુશ્રુતતા પણ જોઇએ. આ બધા પ્રયત્નો દ્વારા સાહિત્યકાર જે કલાની ઉપાસના કરે છે તે કલાનું અંતિમ ધ્યેય, ટાગોરના શબ્દોમાં કહીએ તો, સત્ય અને સંસ્કારને પ્રતિષ્ઠા અપાવવાનું છે. પોતે જે વેદના અનુભવી, પોતાને જે સત્ય મળ્યું, પોતાને મનોમંથન દ્વારા જે સૌન્દર્યદર્શન થયું, અવનવી બુદ્ધિના ચમત્કારોમાં રહેલી શક્તિની પોતાને જે ઝાંખી થઇ, તે સૌને માટે હોય એમ ઇચ્છવું-અને સર્વસાધારણ જનતાના હૃદયમાં એની પ્રતિષ્ઠા સ્થાપી, જીવનની સાંત્વના મેળવવી, એ આ સર્વ સાહિત્યપ્રકારનો હેતુ છે. સાહિત્યરચનામાં-રચના અભિનિવેશમાં પણ આ જ પ્રયોજન છે. સૌન્દર્યદર્શન એ સૌન્દર્યના ઉપભોગની ગભીરતા સમજાવનાર એક પ્રકારનો સંયમ છે, એ ટાગોરની વાણી, કલા માત્રનું પ્રયોજન કહી બતાવે છે. સાહિત્ય જીવનાભિમુખ હોવું જોઇએ. **જીવનનો દ્રોહ કરે એવી કોઇ કૃતિ સાહિત્યકાર આપે તો એમાં એની શોભા નથી.** શિશુ પોતાનું હોય છતાં એને વિકૃત બનાવવાનો કે મારી નાખવાનો કોઇ અધિકાર જેમ માબાપને મળતો નથી-તેમ કૃતિ મારી છે, એને હું ગમેતેમ પ્રગટાવું, ગમેતેમ ફેંકું, ગમે તેવી રીતે ફેંકુ, એમાં સમાજને શું ? એમ કહેવાનો સાહિત્યકારને અધિકાર નથી. એ પોતે પણ સમાજનું એક અંગ છે. ભલે ઘણું મૂલ્યવાન અંગ છે-પણ તેથી તો એની જવાબદારી ઘણી વધારે છે.

'માણસની શક્તિનો ઊંચામાં ઊંચો આનંદ એ શક્તિ દ્વારા અનેકને પોતાના જેવા બનાવવામાં રહ્યો છે. જે શક્તિ પોતાને મળી-તે શક્તિનો વધારેમાં વધારે કેમ ઉપયોગ થાય-એવી ઊંચી ભાવનાથી પ્રેરાઇને માણસ જે કાંઇ કરે તેમાં અકૃત્રિમ સૌન્દર્ય આવશે જ. કદાચ મહાકવિ વાલ્મીકિ જેવાના મહાકાવ્યમાં રહેલી સાદાઇનું રહસ્ય આ ભાવનામાં પણ હોય.

## સાહિત્ય અને સમાજનો મિલનમાર્ગ

જ્યારે આપણે કવિ અને સહૃદય વચ્ચે કોઇ સામાન્ય તત્ત્વના અસ્તિત્વનો સ્વીકાર કરીએ છીએ, ત્યારે આપણે સાહિત્યકાર અને સમાજ વચ્ચે, સાહિત્ય એ એક પ્રકારનો મિલનમાર્ગ છે, એમ સ્વીકારીએ છીએ. દુનિયામાં અનેક પ્રકારના વ્યાપાર ચાલે છે. એમાંથી કેટલાક વ્યાપાર જ્ઞાન પરત્વે હોય છે; નિત્ય નવી શોધખોળથી એ બદલાતા રહે છે; કેટલાક વ્યાપાર માનસ પરત્વે હોય છે; એ બદલાતા નથી, પણ એમના યથાર્થ પ્રકટીકરણથી મનુષ્ય મનુષ્યને બરાબર સમજી શકે છે. એવો મનુષ્ય, પોતાના જીવનમાં જેટલો રસ લે છે, તેટલો જ બીજાના જીવનમાં પણ લે છે. આવા મનુષ્યને આપણે સંસ્કારી કહી શકીએ. **સમાજમાં આવી સસ્કારિતા પ્રસરાવવી એ સાહિત્યનાં પ્રયોજન અને હેતુ છે.** અને એટલા માટે સાહિત્યકાર અને સમાજ એકબીજાને આશ્રયે છે, ને એકબીજાના આશ્રયે શોભે છે.

ભવભૂતિ જેવો કોઇ અતિ પ્રતિભાશાળી કવિ जानन्ति ते किमपि કહીને સામાન્ય જનસમૂહને અવગણી કાઢે, તો એમાંથી એટલું જ ફલિત થાય કે, સમાજમાં ક્રાન્તદર્શનનો વિસ્તાર કરવાની એની શકિતને અમુક મર્યાદા છે. એમાં એ મહાકવિ મટી જતો નથી. તેમજ આ પ્રમાણે જનસમૂહને અવગણવાની વૃત્તિથી વધારે મોટો મહાકવિ પણ થઇ શકતો નથી. એનું સૌન્દર્યદર્શન એ તદ્દન સ્વતંત્ર હોઇ દિક્ અને કાલથી પર છે. પણ આપણે સ્વ. આનંદશંકરના શબ્દોમાં કહીએ કે ' કવિ ગાયક નથી પણ ક્રાન્તદર્શી છે ' એ સાચું હોય તો કોઇપણ સાહિત્યકારે પોતાના મધ્યમ ' શબ્દ 'ની પેઠે જ પોતાના સમાજ અને સમયના અસ્તિત્વનો પણ સ્વીકાર કરવો ઘટે. કવિ કોઇ લાવણ્યમયી સ્ત્રી અંગ ઉપાંગ દ્વારા ગમે તેટલા વર્ણનથી બહલાવે, છતાં ચિત્રકાર જે રીતે એને રજૂ કરી શકશે, એ રીતે એ રજૂ કરી શકતો નથી. એનું કારણ એની કલાના ઉપાદાન દ્રવ્ય–શબ્દમાં રહ્યું છે; એ ઉપાદાનની મર્યાદાનો એને સ્વીકાર કરવો ઘટે છે. તેમજ પોતે જે સમય ને સમાજમાં છે એની મર્યાદાનો પણ સાહિત્યકારે વિચાર કરવો ઘટે છે. તો જ એ સર્જક કહેવાય. સર્જ્ ધાતુ એ જેમ ઉત્પન્ન કરવું એ અર્થમાં વપરાય છે, તેમ તજી દેવું એ એનો બીજો અર્થ પણ સૂચક છે. એટલે સાહિત્યકારે પોતાના સમાજ, સમય અને શકિત ત્રણેનો વિચાર કરવો જોઇએ.

સાહિત્યકારને એ ઉપરથી કેવળ વર્તમાન જીવનનો દ્રષ્ટા ગણવાની જરૂર નથી, કે એની કલાને 'ફોટોગ્રાફીક' ગણવાની જરૂર નથી. જીવનના બે પ્રકાર હમેશાં અસ્તિત્વમાં રહ્યા છે. એક સમયપરત્વેનું પરિસ્થિતિથી મર્યાદિત જીવન છે; બીજું દિક્ અને કાળથી પર ચિરંતન જીવન છે. આ ચિરંતન જીવન એટલે માનવમાં રહેલું દેવત્વ. એ ચિરંતન જીવનનો સામયિક જીવન સાથે શી રીતે સુયોગ કરી દેવો એ સાહિત્યકારના ક્રાન્તદર્શનનો વિષય છે. ને એમાં જ એની સમાજ ઉપયોગી ઉપકારતા રહી છે. કોઇ પણ સાહિત્યકાર, ગમે તેટલો મહાન હોય તો પણ, મારી કવિતાઓ તો પાંચ હજાર વર્ષ પછી વંચાશે, એમ કહીને સમાજથી વિમુખ થઇ બેસે તો આપણને એની આ ગાંડી બહાદુરી માટે આશ્ચર્ય થાય એટલું જ ! એની સમાજઉપકારી શક્તિઓને આવી ભયંકર મર્યાદા છે, એ જોઇને અફસોસ પણ થાય !

## કલાકારની વિપુલતા

આ પ્રમાણે, સાહિત્ય, એ સાહિત્યકાર ને સમાજ વચ્ચેનો એવો સેતુ છે, કે જેના ઉપર યથેચ્છ વિચરીને, એક બીજાનો વિકાસ સાધી શકે. સામાજિકોએ સમજવું જોઇએ કે કેવળ અયત્નથી જે સમજાય એ જ સાહિત્ય, એ એમની માન્યતા અર્ધી સાચી છે. સાહિત્યકારોએ સમજવું જોઇએ કે જો એમની પાસે વૈભવ ન હોય તો સમાજ એની પાસે શી આશાથી આવે ? વૈભવ એટલે ટાગોર કહે છે તેમ ' Abundunce of an artist ' કલાકારની વિપુલતા. જીવનનાં એટલાં એટલાં રહસ્યો, પ્રકારો, ચિત્રો, વર્ણનો, વર્ણનાતીત વિષયો, દ્રવ્યો ને આકારો સાહિત્યકાર પાસે હોવાં જોઇએ કે, જેમ એને પોતાના સર્જનની અનિવાર્યતા સમજાય છે, તેમ સમાજને એ સર્જનના દર્શનની અનિવાર્યતા સમજાવી જોઇએ. તુલસીકૃત રામાયણે ક્યાંય પોતાની મહત્તા ગાવા આખું પાનું ભરીને જાહેરખબર આપી

નથી. દયારામ, નરસિંહ, મીરાં, પ્રેમાનંદ કે શામળ—લોકજીવનમાં આજે પણ રમી રહ્યાં છે. એનું કારણ શું કેવળ ધાર્મિક અંધશ્રદ્ધામાં જ હશે ? અને એ ધાર્મિક અંધશ્રદ્ધાથી પ્રેરિત મોટો જનસમૂહ અણઘડ ને અસંસ્કારી માનીને ઉપેક્ષા યોગ્ય હોય તો, સાહિત્યકાર પોતાની કૃતિઓ લઈને જે એક નાના વર્ગને પહોંચી વળવાની તૈયારી કરે છે—એ વર્ગને તૈયાર કરતાં આજે એને સો વર્ષ ઉપરાંત થઈ ગયાં—અને છતાં એ વર્ગને વધારે વિસ્તૃત કરવાના સઘળા પ્રયત્નો થયા છે ખરા ? દરેક સાહિત્યકાર જુદી જુદી મગજફાંટાબાજી દ્વારા, સમાજના અસ્તિત્વનો જ સ્વીકાર ન કરે, ' એનું એકનું સાહિત્ય એના એક માટે ' એવું વિધાન કરીને, મિત્રોની અરસપરસ પ્રશંસાવાળું એક પ્રકારનું સંકુચિત સાહિત્ય રચ્યા કરે, તો એ પ્રયત્ન નિર્ભેળ ને શુદ્ધ હેતુથી પ્રેરિત ન હોઈ, સમાજ એને ન અપનાવે, તો એમાં એણે સમાજની અરસિકતા પ્રગટ કરતાંની સાથે સાથે, પોતાની શક્તિની મર્યાદાનો પણ વિચાર કરવો ઘટે છે. એવું જાતનિરીક્ષણ તો સાહિત્યકારને પોતાને જ ઉપકારક છે. આપણો સમાજ અણઘડ–અસંસ્કારી એ સાચું; એની રસવૃત્તિ ઘણી સંકુચિત એ પણ સાચું; છતાં એ બધી પરિસ્થિતિઓ વચ્ચે માર્ગ કાઢવાની સાહિત્યકારની સાચી શક્તિનો પડઘો કેટલો ઓછો ને આછો ?

> **તમને શું પસંદ છે ?**
>
> રોજ પુસ્તકાલયમાં જઈ જ્ઞાન મેળવવાની ટેવ મગજ અને જીંદગીને લાભ કરે છે. તમને શું પસંદ છે ? પુસ્તકાલય કે ચૅારો ? વેપારી ગુજરાતને એ કહેવું નહિ પડે.
>
> (પુસ્તકાલય સૂત્ર ૩)

× × ×

થોડાં વર્ષો પહેલાં જ લોકસાહિત્યમાં કવિત્વ હોઈ શકે એ માન્યતાને ગંભીરતાથી હસી કઢાતી હતી. આજે એ વૃત્તિ એટલી બધી હાસ્યાસ્પદ હવે જોવામાં આવતી નથી—કારણ કે એના પ્રચારકોએ શુદ્ધ નિષ્ઠાથી એમાં પોતપોતાને જોવામાં આવેલું કવિત્વ દર્શાવ્યું—છતાં કેવળ વૈયક્તિક સંબંધોને લીધે મોંએથી જળવાતી મીઠાશ કરતાં, કાંઈક વધારે તત્પરતા એના સાચા સ્વીકાર માટે દર્શાવવામાં આવે, ને લોકસાહિત્યનુ પણ હાસ્યાસ્પદ અનુકરણ કરવાની ઊગતી વાત ઉપર કાબુ મેળવી લેવામાં આવે, તો વધારે કાંઈ નહિ તો, સમાજ-જીવનના થોડાક નીચલા થરમાંથી આપણે આ વસ્તુઓ મેળવી, એટલો સંતોષ થાય. એમાંથી કોઈક દિવસ કોઈક સાહિત્યકાર–કોઈક શબ્દ અને ગેયત્વનો સાચો સ્વામી, એવો જાગે કે જેનું કાવ્ય એક કંઠથી ઝીલાતું હોય એમ દસહજાર ગુજરાતીઓ ઝીલતા હોય–ને આ કાવ્યના પદેપદે જીવનનો તાલ પણ અનુભવતા હોય ! એ કાવ્યમાં શબ્દનો, અર્થનો, ગેયત્વોનો ને સાહિત્યનો અલૌકિક મેળ જામ્યો હોય ! કોઈક દિવસ એ બને !

## આજનો ગુજરાતી સાહિત્યકાર

આજનો ગુજરાતી સાહિત્યકાર જુદી જ પરિસ્થિતિમાં બેઠો છે. સમાજ સાથેના એના સંબંધો પણ જુદી જ રીતે રચાયલા છે. જૂના જમાનાના ઋષિમુનિની એની પાસે દૃષ્ટિ નથી. અને એવી એની શક્તિ પણ નથી. એ ઋષિમુનિ કે કાન્તદર્શી કવિ રહ્યો નથી. એ ગમે તેટલું ગૌરવ રાખે પણ છેવટે તો એ શિક્ષક નામનું જંતુડું છે કે બહુ

બહુ તો તંત્રીની એક ફૂંકે ઉડી જાય એવું વર્તમાનપત્રનું પંખીડું છે. પણ વ્યક્તિની આર્થિક કે સામાજિક સ્થિતિ ગમે તે હોય, છતાં એનામાં અંદરથી ઉઠતો એક મહાસમર્થ જીવનપ્રવાહ હોઇ શકે છે, ને ગુજરાતી સાહિત્યકાર પણ જીવશે કે મરશે કે સમાજને કાંઇક માર્ગદર્શન આપશે એનો આધાર એની પાસે કેટલી અર્થસમૃદ્ધિ છે એના ઉપર નથી, પણ ભામહ કહે છે, તેમ, શબ્દાર્થની સમૃદ્ધિ ઉપર છે. એનામાં સામાજિક જીવનમાં ઓતપ્રોત થઇ ને પોતાના સામર્થ્યની પ્રતિષ્ઠા સ્થાપવાનું બળ હશે તો જનતા—એ તો છેવટે ઘેલી મંડળી છે ! હા, એ ઘેલી મંડળીના અભિપ્રાયો ઉપર પોતાના મસ્તકને ગર્વાન્વિત રાખનારો પોતાની ખીણને દેખશે ત્યારે ધ્રુજશે. પણ હું મારું કામ કરું છું—મારામાં જે હતું, હું જે આપી શકવા સમર્થ હતો, જે સમાજમાં હું જન્મ્યો, જીવ્યો, શ્વાસ લીધો ને રહ્યો એ સમાજનું જે સામાજિક ઋણ હતું તે મેં ચૂકવી દીધું—એમ માનનારો, તરીને પાર ઉતરશે. **મહાન સાહિત્યકાર વિના પ્રજાને મહત્તાનો સન્દેશો કોઇ આપી શકતું નથી.** જાતવિલોપન વિના કોઇ મહાન થઇ શકતું નથી. ગુજરાતને સાચા અર્થમાં સાહિત્યકાર—એવા સાહિત્યકારોનો આજે ખપ છે. એક જમાનો એવો ગયો કે જ્યારે પંડિત–અપંડિત વચ્ચે, સાહિત્યકાર—સમાજ વચ્ચે, એક ખંભાતી અખાત સરજાયો, જ્યારે સાહિત્યનાં દ્વાર ઉપર ખંભાતી તાળાં હતાં. આજે એનાથી ઊંધી જ વાત ચાલી છે. આજે દરેક જણ કહેતો આવે છે કે હું સાહિત્યકાર છું. એને કોણ કહે કે ભાઇ ! તું હજી સાહિત્યકાર નથી. પણ આ અવ્યવસ્થા એ બહુ આશાસ્પદ ભવિષ્યનું ચિહ્ન છે.

**જનતામાં સાહિત્યનો શોખ જાગ્યો છે. લોકો સાહિત્ય માંગે છે. ખરી રીતે તો સાહિત્યકારો હજી સાહિત્ય આપી શકતા નથી.** જેમ સિનેમાની પાસે અભિનયકારો ન હતા માટે એમણે કંઇનો વ્યાપારી માર્ગ લીધો, ને વાર્તા ન હતી માટે જૂના જમાનાના નાટકની પેઠે મોહક દશ્યો ઊભાં કર્યાં—તેમ **સાહિત્યકારો પાસે આજે વિપુલ સમૃદ્ધિ નથી—ને જનતાની ભૂખ જાગી છે—એટલે સારું નરસું, સાચું ખોટું સાહિત્ય આપવા માંડ્યું છે. આ વસ્તુસ્થિતિ ઉપર કેવળ અલિપ્તની જેમ ઉપેક્ષાવૃત્તિથી જોઇ રહેવામાં તો એકંદરે શિષ્ટ સાહિત્યના પ્રચારને મોટું નુકસાન છે.** આ પરિસ્થિતિ સૌ સાહિત્યરસવાંચ્છુઓની ગંભીર વિચારણા માગે છે. હજી સુધી ઉત્તમ સાહિત્ય આપવાનો કોઇ પ્રયોગ આર્થિક દૃષ્ટિએ સફળ થયો નથી. પણ ઉત્તમ સાહિત્ય વિષેની માન્યતાને થોડીક વિસ્તૃત ને રોચક બનાવવામાં આવે—ને પૂરપના ઘણા વિદ્વાનો પરિભાષાની આવશ્યકતા હોય એવા વિષયોને પણ, રોચક શૈલીએ મૂકવાની લઢણ શીખવામાં કોઇપણ પ્રકારની લઘુતા માનતા નથી, એ ઉદાહરણથી પ્રેરાઇને, થોડોઘણો આવશ્યક ફેરફાર, વિષય શૈલી ને વિધાનો પ્રત્યે કરવાનું ઉદારપણું, વિદ્વાનો સ્વીકારે તો આ પ્રયોગ સફળ ન જ થાય એવું કાંઇ નથી.

### સૌથી વધારે અગત્યનો આજનો પ્રશ્ન

ગુજરાતી સાહિત્યને શી રીતે વેગ આપવો—એને શી રીતે વધારે વિસ્તૃત કરવું અને શી રીતે લોકની સમક્ષ એને લઇ જવું, એ પ્રશ્ન અત્યારે સૌથી વધારે અગત્યનો છે, એને સપાસી લેવાની જરુરિયાત છે. એ પ્રશ્નના બે ઉકેલ દેખાડાય છેઃ એક એનો એવો ઉકેલ

> **તમે લાભ લ્યો છો ?**
> વિદ્યાવત્સલ શ્રીમંત મહારાજા સાહેબ એમના રાજ્યમાંનાં સાર્વજનિક પુસ્તકાલયોમાં સર્વ કોઇને વાંચવાનાં સાધનો મફત પૂરાં પાડે છે. તમારા ગામના પુસ્તકાલયનો તમે લાભ લો છો ?
> **(પુસ્તકાલય સૂત્ર ૪)**

છે કે લોકોને સારું સાહિત્ય તો ધીમે ધીમે જ સમજાય; લોકોની રસવૃત્તિ ન કેળવાય ત્યાંસુધી નિરાશ ન થતાં વિદ્વાનોએ તો એમની શૈલી પ્રમાણે કામ કર્યે રાખવું; બીજો માર્ગ લોકને ધીમેધીમે ઉપર લાવવા માટે પોતે થોડુંથોડું નીચે ઊતરવું એ છે. કુદરતી રીતે જ વિદ્વાનો પહેલો માર્ગ સ્વીકારે છે. અને માને છે કે લોકોમાં સાહિત્ય સમજવાની શક્તિ નથી. ખરી રીતે આ બન્ને માર્ગ સ્વીકાર્યે જ છૂટકો છે. આજે નહિ તો વહેલે મોડે; એ સિવાય અન્ય કોઇ રસ્તો જ નથી. આજે એક દિશામાંથી લોકસાહિત્ય ઉપર, નવલિકાઓ ઉપર, નવલકથાઓ ઉપર, ને વધતી જતી અનેક ગ્રંથાવલિઓ ઉપર, તેમ જ સાહિત્યની લોકપ્રિયતા ઉપર એક પ્રકારની ઘૃણાસ્પદ તીખાશ જોવામાં આવે છે. આવી તીખાશ વૈયક્તિક સબંધો કરતાં સામાજિક કલ્યાણની ભાવનાને પણ વધુ આભારી હોઇ શકે. એમાં સાહિત્યના હ્રાસ પ્રત્યેનો પુણ્યપ્રકોપ પણ હોય. **દરેક છાપાળવું લખાણ સાહિત્ય બની જાય એ શકય પણ નથી,** તેમ જ આવા બધા પ્રયત્નોમાં ગંભીરતા પણ ઘણી ઓછી હોય છે, એ સમજાય તેવું છે; પણ દુનિયાભરના સાહિત્યમાં નવલકથાઓએ થોડાં વર્ષોમાં જે અવનવાં સ્વરૂપો બનાવ્યાં છે, ને ઝીણામાં ઝીણા માનસિક પૃથક્કરણના માર્ગથી માંડીને મોટામાં મોટાં સામાજિક ને રાષ્ટ્રીય પ્રશ્નોની છણાવટ, અત્યંત મનોરમ શૈલીથી માંડી છે, એ સ્વરૂપને જો નવલોહિયાઓ બગાડી નાખે છે એમ લાગતું હોય તો વિદ્વાનો જ શા માટે એ અપનાવી લેતા નથી ? એક સામાજિક બળ તરીકે તો એનો સ્વીકાર ત્યારે જ થશે. ને સાહિત્યકૃતિ તરીકે પણ એની ગુણવત્તા ત્યારે જ વધશે.

### એ સમય આવી પહોંચ્યો છે.

કહેવાનો ભાવાર્થ એ છે કે સાહિત્ય અધિકારની લેશ પણ ગૌરવહાનિ કર્યા વિના સાહિત્યકારોએ સમાજ અને સાહિત્ય વચ્ચે સેતુ જેવો સંબંધ સ્થાપવાનો સમય આવી ગયો છે. યુગના આચાર્યનો વિચાર કરીને–વિદ્વાનોએ પોતાની શૈલીને નવેસરથી ઘડયા સિવાય બીજો ઉપાય જ નથી. સંકુલ માનસવ્યાપાર દર્શાવવા માટે સંકુલ જ વાકયરચના જોઇએ–એ જમાનો આથમી ગયો. આજે ગુજરાતી ભાષાનું ગૌરવ જે લોકો જાળવી રાખવા માગતા હોય તેમની સમક્ષ એક વિકટ પ્રશ્ન ઊભો થયો છે. ભાષા અત્યંત સાદી બની છે ને બનતી જાય છે. શબ્દ અને અર્થનો વિવેક ભુંસાતો જાય છે. એકની એક વાત વારંવાર ભારપૂર્વક કહેવાની ભાવલુટોથી આવતી જાય છે. એ વખતે કોઈ સિદ્ધહસ્ત લેખક, પોતાના નૈસર્ગિક ગૌરવથી રંગીને, સાદી ભાષાને, જો વાપરી બતાવશે, તો ભાષાને જે અમુક પ્રકારનો અર્થવિહીન આડંબરનો ઝોક મળ્યો છે, તેમાં ફેરફાર થઇ જશે. કવિતાની પણ એક વ્યાખ્યા છે કે કહેવાયલી વસ્તુ કરતાં વધારે ઉપયોગી તો *કહેવાની રીત છે.

આવી રીતે ગુજરાતી સાહિત્યનો, આધુનિક સામાજિક ઘટના અંગે વિચાર કરીએ,

---

* Name and Nature of Poetry. Housman.

તો કેટલીક વાતો આપણી ગંભીર ક્રિયાત્મક વિચારણા તળે લાવવા જેવી લાગે છે. સર્જનાત્મક સાહિત્ય આજે સમાજના અંગ તરીકે જ રહી શકે તેમ છે. કોઇપણ સાહિત્યકાર પોતાની કૃતિને સર્વોત્તમ માને, તો પણ, એની નકલો ઉતારી ઉતારીને પોતાને ત્યાં પટારામાં સંઘરી રાખે એટલો બધો અવ્યવહારુ હજી સુધી તો જોવામાં આવ્યો નથી. એનો અર્થ એ થયો કે આજના આપણા જીવનવ્યવહારમાં સર્જનાત્મક સાહિત્ય વિષે વિચાર કરતાં એને અનુષંગી બીજી અનેક બાબતોને પણ સ્પર્શવી પડે. એમાં અસાહિત્ય જેવું કાંઇ નથી.

## કેટલાંક વ્યવહારુ સૂચનો

(૧) ગુજરાતી ભાષાને યુનિવર્સિટીએ સ્થાન આપ્યું છે એ ખરું; પણ એ સ્થાનને હજી ગૌરવ કે પ્રતિષ્ઠા મળ્યાં નથી; એ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે વિદ્વાનો ને સર્જકો–આ બે ભેદ ખાસ એટલા માટે પડાયા છે કે ઘણા વિદ્વાનોને લખતાં આવડતું નથી અને ઘણા સર્જકોને વિદ્વાન થતાં આવડતું નથી. માટે વિદ્વાનો ને સર્જકો–વારંવાર એ દિશામાં પ્રયત્ન કરે, અને ભાષાને અવનવા ગૌરવશીલ પ્રયોગોથી શણગારીને એની શક્તિ વિષેની દેશી ભાષાના ભયંકરમાં ભયંકર ટીકાખોરોને પણ ખાતરી આપે. સાહિત્યનાં અવનવાં સ્વરૂપો, નવા પ્રયોગો, નવી રચનાઓ, વિવેચનની નવી દૃષ્ટિઓ, લોકજીવનની ઉત્તુંગ શિખરાવલિ ને ઊંડી ખીણો, જૂના સાહિત્યની ને લોકસાહિત્યની વધુ શક્યતાઓ, એ સઘળાં માટે મંથન, મૈત્રી ને સંઘબળ જમાવે. 'હું મોટો' એ ભાવના છોડી દરેકેદરેક ગુજરાતી સર્જક પોતાની શક્તિનો સારામાં સારો ફાલ ઉતારવા યત્ન કરે–તો ભવિષ્યમાં ગુજરાતીને સારું સ્થાન પ્રાપ્ત થાય ત્યારે આપણી પાસે ખરેખરાં સારાં પુસ્તકો હોય. અત્યારની 'મારા મિત્રનું તે સારું' એ ભાવનામાં તો ફેરફાર થાય.

## પુસ્તકોના ખરા ગ્રાહકો

(૨) ગુજરાતી સાહિત્યને અત્યારે મોટામાં મોટું ઉત્તેજન વડોદરાની પુસ્તકાલયપ્રવૃત્તિનું મળે છે. એ પ્રવૃત્તિ ધન્યવાદને પાત્ર છે. એનો વધુ વિકાસ થાય એમ સૌ કોઇ સ્વભાવિક રીતે પ્રચ્છે છે. એ ઉપરાંત સાધનસંપન્ન ઘરમાં જ્યાંસુધી ફર્નિચરની માફક પુસ્તકોને આવશ્યક રાચરચીલા તરીકે સ્વીકારવાની મનોવૃત્તિ નહિ આવે, ત્યાંસુધી પુસ્તકોની ખપત વિષે દરેક વિક્રેતાને વસવસો રહેવાનો છે. ગ્રંથપ્રકાશક, ગ્રંથવિક્રેતો ને ગ્રંથસર્જક–એ ત્રણેના કોઇપણ પ્રકારના ગૌરવભર્યો સંબંધો આપણે ત્યાં હજી સ્થાપિત થઇ શકયા નથી, એમાં ગુજરાતીઓની આ મનોવૃત્તિ મોટા કારણરૂપે છે. અત્યારે તો સારાં પુસ્તકો–કે અમુક પ્રકારની મનોવૃત્તિથી પસંદ કરીને રચેલું, નાના ઘરનું નાનું પુસ્તકાલય–એ શિક્ષકના ઘરની એક આવશ્યકતા ગણાતી હોય તો ભલે ! બાકી, બીજું કોઇ પુસ્તકો પસંદ કરતું નથી. લલિત સાહિત્યને ઉત્તેજન આપનારાઓમાં સૌથી પહેલો નંબર સ્ત્રીઓનો છે ! પછી થોડા કાલ્પનિક જુવાન વિદ્યાર્થીઓ આવે છે. કોઇ શ્રીમંત તો ભૂલેચૂકે એમાં પડતો જ નથી ! હા, મજૂરો, ખેડૂતો, રબારીઓ ને ડ્રાઇવરો સારી નવલકથા હોય તો વાંચે છે ખરા, વર્તમાનપત્રના તંત્રીઓ તો મફત મળે તો સ્વીકારે, ને ઉપકાર કરતા હોય તેમ–પુસ્તક સારું હોય કે નરસું–એ નકલો મોકલો, તો 'રિવ્યુ' લે ! શિષ્ટ સાહિત્ય તો બહુ જ

થોડા જણા લે છે—ને ભાગ્યે જ પાંચપચીસ નકલથી વધારે ખપત લાગે છે! આ દિશાને પણ અવનવા પ્રયોગોથી વિકાસ પમાડવી યોગ્ય છે.

(૩) સિનેમા, વર્તમાનપત્રો, રંગભૂમિ ને સર્જકો—એ ચારેનો એકબીજામાં ઘર્ષણ કર્યા વિના મેળ મેળવવો એ ઘણું મુશ્કેલ કામ છે; પણ એમાંનાં પહેલાં ત્રણ તો આવશ્યક રીતે ને ચોથો રેડિયો પણ ઘણી રીતે, પ્રજાજીવનમાં એક પ્રકારનું અગત્યનું સ્થાન મેળવી ચૂકેલ છે. એમને એમની બારી પણ સંભાળવાની હોય છે. એ વ્યવહારુ બાજુની ઉપેક્ષા કરી શકાય તેમ નથી.—સાહિત્યકાર ને સિનેમાને પાસે પાસે લાવવાની વાતો થાય છે—પણ એ બની શકે તો કેવળ એવા 'ડાયરેક્ટર'થી જ કે, જેનામાં સાહિત્યની થોડીઘણી પણ સાચી સમજ હશે, શબ્દ ' દૃશ્ય 'માં ફેરવવાની સાચી ફુનેહ હશે. દૃશ્યમાં રૂપાંતર પામેલો શબ્દ અર્થગૌરવ ધારે એવી માવજત કરવાની જેનામાં આવડત હશે. સિનેમાની ઘણી વ્યાપક અસર વિષે તો બે મત નથી. પણ સિનેમા કે સાહિત્યે એકબીજાની ' ટેકનિક ' સમજવાનો ખરો પ્રયત્ન હજીસુધી કર્યો નથી. એમાં સાહિત્યકૃતિઓ પડદા ઉપર વિફળ જાય છે એટલે પણ આ સંબંધ વિષે શંકા ઊઠી છે. ખરી સચ્ચાઈથી એ સંબંધ સ્થાપિત કરવામાં આવે તો બન્ને બાજુને લાભ છે—ને પ્રજાજીવનને કાંઈક વધારે સુંદર ને સારું અપાયાનો સંતોષ સંચાલકોને પણ મળશે.

**એ મજૂરથી પણ જશો ?**

વિલાયતનો ગરીબ મજૂર પણ પોતાની ટૂંક કમાણીમાંથી છાપું ખરીદીને વાંચે છે. તમે ખેડૂત છો ? વેપારી છો ? વિદ્યાર્થી છો ? નોકર છો ? તમારા ગામના સાર્વજનિક પુસ્તકાલયનો તમે તદ્દન મફત લાભ પણ નહિ લો ? વિલાયતના એ મજૂરથી પણ તમે જશો ?

(પુસ્તકાલય સૂત્ર ૫)

આજના આપણા સિનેમાના સંચાલકો વધારે સંસ્કારી હોય—ને સાહિત્યકારો જરા ઓછા અવ્યવહારુ હોય, તો આ બને ખરું. સ્ટંટનો મહિમા એટલે સિનેમામાં સ્ટંટ આવે છે તે નહિ, પણ સિનેમાવાળાઓ સ્વભાવથી જ પોતા વિષે સ્ટંટનો મહિમા સ્થાપે છે એ, ઓછો થાય ને વર્તમાનપત્રો એમને આધારે શ્વાસ લે છે છતાં થોડીઘણી બાટાઇ ઓછી કરે, તો વસ્તુની પરિશુદ્ધિ થાય, ને એક બીજાની નિકટતા માટેનું વાતાવરણ તૈયાર થાય છે. ગુજરાતે પોતાની રંગભૂમિના ઉદ્ધારની કલ્પના ઘણા વખતથી ચલાવી છે. પણ હજી એ સિદ્ધ થઈ શકી નથી. પરંતુ આ વિષય ઉપર વિદ્વાનો, આંતરિક શ્રદ્ધાથી પ્રેરાઈને, કાંઈક એવું કરવા તત્પર થાય કે જેથી સામાજિક જીવન, સંસ્કારજીવન ને સાહિત્યજીવનનો ત્રિવેણીસંગમ થાય. ભજવી શકાય તેવાં કેવળ વિચારનાટકો નહિ, પણ પ્રસંગનાટકો-આપવાનો પ્રયત્ન કરવામાં આવે તો સામાજિક જીવનનું અતિ અગત્યનું—ને વિદ્વાન અવિદ્વાન, રંક રાય, રસિક અરસિક સૌને સાથે લાવનારું આ અંગ વિકાસ પામે. શેરીની કે પોળોની નાની નાની રંગભૂમિઓ સ્થપાય તો એ ઘણી જ લોકપ્રિયતા મેળવે. ને ઘણા સામાજિક પ્રશ્નોમાં માર્ગદર્શન પણ આપે. પરંતુ કેવળ અત્યુત્સાહમાં કે પોતાની વૃત્તિના પ્રદર્શનમાં પડી જાય—ને કલાના ચિરંજીવ અંશોને બહાર લાવી ન શકે તો એમાં સફળતા ન મળે.

(૫) ઇંગ્લીશમાં જેવી ' પેન્ગ્વીન સીરીઝ ' પ્રગટ થઈ છે તેવી—જૂના નવા, તમામ

૬

સાંસ્કારિક, સામાજિક, ઐતિહાસિક ને રાષ્ટ્રીય પ્રશ્નોને આવરી લેતી, ને અનેક યુગોને પ્રગટ કરતી, એવી એક ગ્રંથમાલા, લોકરુચિને લક્ષમાં રાખીને પ્રકટ કરવામાં આવે. ને વિદ્વાનોની મંડળી એમાં રસ ધરાવતી થાય તો–લોકની અભિરુચિ ને વિદ્વાનોનું માર્ગ-દર્શન, એ બન્ને વચ્ચે એક સેતુ બંધાઈ જાય. આવો કોઇ સેતુ બાંધવામાં નહિ આવે–ને કેવળ બે વર્ગના અસ્તિત્વની અનિવાર્યતા પર જ ભાર મૂકવામાં આવશે તો સાહિત્યને એનાથી ઘણું જ નુકસાન થશે; ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ કોઇ પણ દિવસ શક્ય જ નહિ બને.

( ૬ ) ગુજરાતના વિદ્વાનો, લેખકો, સર્જકો, પુસ્તકાલયના સંચાલકો, પ્રકાશકો, ગ્રંથ-વિક્રેતાઓ, વર્તમાનપત્રના સંચાલકો, સિનેમા સૃષ્ટિમાં પડેલાઓ, રેડિયો સંચાલકો, નવીજૂની રંગભૂમિના સંચાલકો–અને એવા અનુષંગી ક્ષેત્રમાં કામ કરતા તમામ માણસો–કેવળ વિચારની આપ-લે કરવાના હેતુથી, જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે મળવાનું રાખે, તો એમાંથી કોઇક દિવસ એક એવું સંગઠન જન્મે–કે જેનું સામાજિક મૂલ્ય ઘણું જ હોય. અત્યારે આ ક્ષેત્રો વિભક્ત જેવાં બની રહ્યાં છે. એક ક્ષેત્રનો માણસ બીજા ક્ષેત્રના માણસને સમજતો નથી કે સમજવાનો પ્રયત્ન કરતો નથી. દરેકને પોતાના વાતાવરણમાં પોતાનું પ્રભુત્વ લાગે છે. પણ સંપૂર્ણ સમાજજીવનને, જો સમજીને નવેસરથી ઘડવું હોય ને એવા સામાજિક પ્રયોગોમાં સાહિત્યે મુખ્ય સ્થાન લેવું હોય, તો છેક નીચેથી ઉપર સુધીના તમામે તમામ થરના માણસોનો સંબંધમેળ મેળવી લેવાનો મહાયત્ન કરવો પડશે. અત્યારે જીવનની સંકુચિતતાને લીધે–સાહિત્યનું ક્ષેત્ર પણ એકધારુ ને એકસૂરીલું બની ગયું છે. એમાં ફેરફાર કરવાથી બન્ને વધારે વ્યાપક સ્વરૂપ લેશે.

**( ૭ ) આપણે ત્યાં દરેકેદરેક ગામમાં થોડાઘણા સાહિત્યરસિકો હોય છે જ. ઉત્તેજન ને માર્ગદર્શન મળે તો દરેક ગામ પોતાની નાની સરખી સાહિત્યસભા રચી એક જેવો તેવો પણ જ્ઞાનદીપ પ્રગટાવી રાખે. મોટાં શહેરોમાં એને માટે Book club—જેવી મંડળી કાઢીને, અમુક વિષયના અભ્યાસની તૈયારી કે રૂપરેખા પણ વિચારાય. એવા એવા નાના નાના પ્રયાસો પણ લોકની અભિરુચિ ઘડવામાં ઘણો મોટો ફાળો આપે. એટલું જ નહિ, એમાંથી અભિરુચિની પણ વધારે ને વધારે પરિશુદ્ધિ થાય.**

( ૮ ) 'રણજિતરામ સુવર્ણચંદ્રક' જેવા એક જ ચંદ્રકનું અસ્તિત્વ આપણે ત્યાં છે, એમાં વધારો થવાની જરૂર છે. સાહિત્યને ઉત્તેજન આપવું એમ જે સંસ્થાઓ પોતાના મૂળભૂત સિદ્ધાંતોમાં સ્વીકાર કરતી હોય તેમણે હિંદીના દાખલા ઉપરથી પારિતોષિકો ને ચંદ્રકોની રચના કરવી ઘટે. એનાથી ઊગતા લેખકોને પ્રસિદ્ધિ મળશે. ને એવા ઉત્તેજનથી પ્રેરાઇને ઘણા સાહિત્યકારો પોતાની કૃતિઓને ઉત્તમ કરવા પ્રયત્ન કરશે.

( ૯ ) આપણે ત્યાં સાહિત્યકૃતિઓને વાંચવાની લઢણનો તદ્દન અભાવ છે. મુશાયરા ને લોકગીતોના જલસાની જેમ–પ્રસંગે પ્રસંગે સાહિત્યકૃતિઓના વાચનની–તેમ જ ટૂચકા કહેવાની નાની મંડળીઓ ઉદ્ભવે, ને રામકથા, પુરાણકથા વગેરેને તેમ જ સાહિત્યના નવા પ્રકારોને ઠેઠ જૂના માણભટ્ટની ઢબથી નહિ, તેમ જ હરિકથા કરનારની ઢબથી પણ નહિ–પણ કોઇ અનોખી ઢબથી રજૂ કરવાની નવી શૈલી દાખલ કરવામાં આવે, તો એવા પ્રયોગો

પણ સફળતા પામે. સાહિત્યપરિષદ તો બે ત્રણ વર્ષે એક વખત મળે, પણ દરેક નાનું મોટું ગામ, સાહિત્યની અનેક અનુષંગી પ્રવૃત્તિઓને સજીવન રાખવાનો બારે માસનો વ્યવસ્થિત કાર્યક્રમ રચી, પોતપોતાના ગામની સાહિત્યસભા દ્વારા એ પ્રગટ કરે, તો એથી એ હમેશને માટે એકસરખું આકર્ષણ જમાવી શકે. ને રફતે રફતે એમાંથી જ પોતાની નાની રંગભૂમિની પણ ભૂમિકા તૈયાર કરી શકે.

(૧૦) વર્તમાનપત્રો અત્યારે સાહિત્યમાં જે રસ લે છે એ નિષેધાત્મક સ્વરૂપ જેવો છે. પ્રસંગ આવ્યે એ સાહિત્ય વિષે અઠવાડિયે કાંઇક લખે છે. એમ ન કરતાં દરેક વર્તમાનપત્ર દર અઠવાડિયે સાહિત્યના કોઇ ને કોઇ પ્રકાર ઉપર એક એક લેખ આપવાની પ્રથા ચાલુ કરે, તો સાહિત્યને લોકપ્રિય બનાવવામાં તેમ જ જન અભિરુચિને ઊંચે લઇ જવા પણ મોટો ફાળો આપી શકે. પોતાને ત્યાં પસંદગી પામતું લખાણ ઉચ્ચકોટીનું હોય–ને વાક્છટા વાગાડંબર ને વાગ્દારિદ્ર્ય ત્રણેથી વિમુક્ત હોય–એવો આગ્રહ વર્તમાનપત્રના મુખ્ય સંચાલકનો હોય તો વર્તમાનપત્રો જ સાહિત્યના વિસ્તાર તેમ જ વિકાસ બન્ને માટે સુંદર પૂર્વભૂમિકા રચી શકે. વર્તમાનપત્રોના નોકરિયાત તંત્રીઓ નહિ–પણ મુખ્ય સંચાલકો–સાહિત્યમાં થોડોઘણો પણ સાચો રસ ધરાવતા હોય તો તંત્રમાં ઘણો ફેર પડે તેમ છે. એમની પાસે ધંધાદારી દૃષ્ટિ હોય એ જરૂરતું છે; પણ ધંધાદારી દૃષ્ટિને સાહિત્યદૃષ્ટિ સાથે બાપે માર્યાં વેર રાખવાની કાંઇ જ જરૂર નથી. 'રૂઢ'ની જાહેર ખબરમાંથી 'ઢ' કાઢી નાખવા જેટલો રસ ધરાવવો એ ખરૂ મોટો ત્યાગ નથી.

આપણું કામ ઘણું વિકટ છે. જનઅભિરુચિને ઓળખવી, એને કેળવવી, એના દાસ ન થવું, ને સર્જનાત્મક લખાણોની શ્રેષ્ઠતા જાળવી રાખવી–એ ચારે વસ્તુઓનો સુયોગ મેળવવો–એ કલા સિદ્ધ કરવી લગભગ અશક્ય. એમાં ઊંચામાં ઊંચા પ્રકારની કલાનો આવિર્ભાવ રહ્યો છે. પણ જે હેતુ માટે આપણે સાહિત્યકૃતિઓ રચીએ છીએ–જનતા માટે એનો મોટો ભાગ હજી તો અક્ષર પણ ઓળખી શકતો નથી. અને છતાં દરેક માનવહૃદયમાં હોય છે તેમ એનામાં પણ જ્ઞાનદીપક માટે લેહ લાગેલી છે. એની એ અભિરુચિને શી રીતે જગાડવી, પરિશુદ્ધ કરવી, ઊંચે લેવી, ને ઉડ્ડયન કરતી કરવી એ કામ ઘણું વિકટ છે. એ વિકટ કામ સિદ્ધ ત્યારે જ થશે, જ્યારે પહેલાં પૂર્વભૂમિકા રચાવા માંડશે. ને સાહિત્યકારો સંઘબળ સ્થાપશે અને પોતપોતાનામાં પોતે ધારી લીધેલી વિદ્વત્તાથી પોતાની જાતને બચાવશે !

કલામાત્રનો નિયમ છે કે એનો ઉપયોગ ન થાય તો એ વિનાશ પામે. માનવના હૃદયમાં રહેલ અથાક સામર્થ્યને, એના શારીરિક બંધનમાંથી મુક્ત કરીને, એના ખરા સ્થાનનો પરિચય આપવાનું કામ કલા કે સાહિત્યનું છે. એ કાર્ય સિદ્ધ કરવા માટે જે જે વસ્તુનો જે જે વખતે જરૂર પડે તે તે વખતે સ્વીકાર કરી લેવો એમાં કેઇ જાતની હીનતા નથી. પ્રેમનું સત્યનું અને શાંતિનું જીવન જ્ઞાન દ્વારા જ શક્ય છે. એ જ્ઞાન દરેકનું હોવું જોઇએ ને દરેક માટે હોવું જોઇએ.

ગુજરાતી સા. પરિષદ દ્વારા ગુજરાતી ભાષાના જયરંગની એ ભાવના સિદ્ધ થાઓ-ને શ્રી તથા સરસ્વતીનો કાલિદાસે ઇચ્છેલો વિરલ સંયોગ ગુજરાતમાં શક્ય બનો.

---

# શ્રી. ભોગીલાલ પટવાનું ભાષણ

સાહિત્ય પરિષદનો વિજ્ઞાન વિભાગ અમદાવાદના સંમેલન ૧૯૨૦ થી શરૂ થયો ત્યાર પછી ૧૯૨૮ માં નડીઆદમાં, ૧૯૩૪માં ભાવનગરમાં, ૧૯૩૬માં અમદાવાદમાં અને ૧૯૪૧માં અંધેરીમાં વિજ્ઞાન વિભાગ રાખવામાં આવ્યો હતો. અધ્યાપકો પ્રો. સાંકળચંદ શાહ, ડો. કાંતિલાલ પંડયા, ડો. કુંવરજી નાયક, શ્રી. પોપટલાલ શાહ અને ડૉ. ભાઈલાલ પટેલ જેવા ઉચ્ચ પદવીઓ ધરાવતા ગુજરાતના નામાંકિત વિદ્વાનો કે જેઓએ આખું જીવન વિજ્ઞાનના ઉચ્ચ અભ્યાસમાં જ ગાળેલું એવા વૈજ્ઞાનિકોની રાહબરીનો આ પરિષદને લાભ મળ્યો છે.



શ્રી ભોગીલાલ પટવા

ઉપરના ગૃહસ્થોની તુલનામાં તેટલા પૂરતો હું નબળો જણાઉં તો દરગુજર કરશો. પણ વિજ્ઞાનને સેવા આપવાની મારી ધગશ જરા પણ ઓછી નથી અને તેથી જ પ્રેરાઈને મેં આ પદ એક સૈનિક તરીકે માનસિક સંકોચ સાથે સ્વીકાર્યું છે.

૧૯૦૫ થી એટલે કે પરિષદની શરૂઆતથી તે વખતના તેના સુકાનીઓએ વિજ્ઞાન વિભાગની જરૂર સ્વીકારી હતી, ૧૯૧૨માં વડોદરામાં ભરાયેલી ચોથી પરિષદના પ્રમુખ સ્વ. દિ. બ રણછોડભાઈએ પોતાના ભાષણમાં, તે વખત સુધીમા પ્રસિદ્ધ થયેલાં વિજ્ઞાનનાં પુસ્તકોની સમાલોચના કરી હતી. ૧૯૧૫માં સુરતમાં ભરાયલી પાંચમી પરિષદમાં સ્વ નરસિંહરાવે પ્રમુખપદેથી " વિજ્ઞાન સાહિત્યનો ખંડ લગભગ ખાલી છે" એવી ફરિયાદ કરી હતી. પરિષદના ઠરાવમા પણ વિજ્ઞાન સાહિત્ય, કોષ અને ભાષણો પ્રગટ કરવા ઉપર ખાસ લક્ષ ખેંચ્યું હતું.

આમ લગભગ પંદર વર્ષમાં ભરાયેલી પાંચે પરિષદોને અંતે ૧૯૨૦માં અમદાવાદમાં છઠ્ઠી પરિષદમા તેના સંચાલકોએ જુદા વિભાગ યોજ્યા અને પહેલી જ વાર વિજ્ઞાન વિભાગ પોતાના જ અધ્યક્ષ સ્વ ત્રિભુવનદાસ ગજ્જરના શિષ્ય શ્રી. સાંકળચંદ જેઠાલાલ શાહની દોરવણી નીચે શરૂ થયો.

અમદાવાદમાં ૧૯૩૬માં બારમી પરિષદ વખતે વિજ્ઞાન વિભાગને મંત્રીપદે મને નિમવામાં આવેલો અને પ્રમુખ તરીકે આપણા વિજ્ઞાન સાહિત્યની ધગશવાળા શ્રી. પોપટલાલ શાહને બોલાવ્યા હતા

## સાત પ્રકારનાં કરવા યોગ્ય કામ

કેટલીક ચર્ચા અને સૂચનાઓ બાદ વિજ્ઞાનસાહિત્ય અંગે નીચેનાં ૭ પ્રકારનાં કામો

કરવા યોગ્ય છે તેમ લાગેલું: (૧) વૈજ્ઞાનિક કોષ (૨) ગુજરાતી ભાષા દ્વારા સ્કૂલો અને કોલેજોમાં વિજ્ઞાનશિક્ષણને સ્થાન (૩) વિજ્ઞાનના લેખકો અને પ્રકાશક સંસ્થાઓ વચ્ચે સહકાર (૪) ભાષણો, લેખો અને પ્રદર્શનો દ્વારા વિજ્ઞાન સાહિત્યનો પ્રચાર (૫) છપાઈ ગયેલા વિજ્ઞાનવિષયક ઉત્તમ લેખોની યાદી અને તેમનું પુનઃ પ્રકાશન (૬) વિજ્ઞાન લેખકોની યાદી અને (૭) વિજ્ઞાનનું માસિક ચલાવવા સંબંધી વિચાર.



## પુસ્તકો શા સારૂ લખવાં ?

માત્ર નફો મેળવવાની દૃષ્ટિએ નહિ પણ વિજ્ઞાન તરફના પ્રેમથી તેને લોકપ્રિય કરવા માટે જ અને તેની ભૂખ લોકોમાં ઉઘાડવાની દૃષ્ટિએ જ ખાસ મહેનત લઈને પુસ્તકો લખવાં જોઈએ. છેલ્લાં દસ વર્ષમાં વિજ્ઞાનનો અભ્યાસ શાળાઓમાં પ્રચાર પામ્યો છે. આ દસકામાં પાઠ્ય પુસ્તકોની દૃષ્ટિએ તો સારી પ્રગતિ થઈ છે એમ કહેવાય વૈજ્ઞાનિક શબ્દકોષની મોટી ઊણપ પૂરી પાડવાને સાધનો પ્રાપ્ત થઈ શકે એમ છે. વડોદરા રાજ્યે પોતાનો શબ્દકોષ પ્રસિદ્ધ કર્યો છે. મરાઠી અને હિંદી ભાષામાં પણ તેવા શબ્દકોષો છે. વિજ્ઞાનસમિતિએ પણ લગભગ ૪ હજાર શબ્દોનો સંગ્રહ કર્યો છે. આ બધા સંગ્રહો પરથી વિદ્યાપીઠ કોષ તૈયાર કરી રહી છે, જેવી રીતે વિદ્યાપીઠના ગુજરાતી ભાષાના કોષની જોડણી સર્વમાન્ય બની છે તેવી જ રીતે વિજ્ઞાનકોષની જોડણી સર્વમાન્ય અને તો વિજ્ઞાન પુસ્તકના પ્રકાશનમાં ઘણી સરળતા થાય.

## વિજ્ઞાન સાહિત્ય

શ્રી. પોપટલાલ શાહે તેમના ભાષણમાં ૧૯૩૪ સુધીનાં વિજ્ઞાનવિષયક પુસ્તકોની સમાલોચના કરી છે એટલે હવે ત્યાર પછીથી અત્યાર સુધીમાં લગભગ સો પુસ્તકો વિજ્ઞાન સાહિત્ય પર બહાર પડયાં છે તેમ જ બાળસાહિત્ય વિભાગમાં પણ તેટલી જ સંખ્યામાં વિજ્ઞાન સાથે સંબંધ ધરાવતી પુસ્તિકાઓ લખાઈ છે. આ સાહિત્યમાંથી તેમના ગુણની દૃષ્ટિએ નોંધપાત્ર તો વીસેક પુસ્તકો જ છે. સૌથી વધુ ૪૩ પુસ્તકો વૈદક શાસ્ત્ર તથા જાતીય વિજ્ઞાનને લગતાં છે.

પ્રાણીશાસ્ત્રમાં પણ કેટલાંક ઉપયોગી અને સુંદર પુસ્તકો હાલ આપણને પ્રાપ્ત થયાં છે. ભૂગોળ, ભૂસ્તર અને ખગોળમાં પણ આપણને સારાં પુસ્તકો પ્રાપ્ત થયાં છે. સામાન્ય વિજ્ઞાનનાં પણ ચાર સરસ પુસ્તકો આપણને આ વર્ષમાં મળ્યાં છે.

સાહિત્યની પ્રતિષ્ઠિત સંસ્થાઓમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું સ્થાન અનોખું છે. તેની પાસે સાધન, વ્યવસ્થાશક્તિ, કાર્યકર્તાઓની પણ અનુકૂળતાઓ છે. લગભગ ૪૦ પુસ્તકો આ સંસ્થાએ વિજ્ઞાન પર પ્રગટ કર્યાં છે. પણ વિજ્ઞાન માટે ખાસ એક સમિતિ

**જ્ઞાનનું ચણતર**

અમેરિકા યુરોપ વગેરે દેશો સુખ, સમૃદ્ધિ, સ્વતંત્રતા ભોગવે છે. એનું કારણ તમે જાણો છો ? ત્યાંના તમામ લોકો ભણેલા છે. એકલી નિશાળના ભણતર પર જિંદગીના જ્ઞાનનું ચણતર ન થાય. તમારા ગામના સાર્વજનિક પુસ્તકાલયમાં જાઓ અને વગર પૈસે જ્ઞાન મેળવો.

(પુસ્તકાલય સૂત્ર ૭)

નીમી તે દ્વારા આવાં પુસ્તકો છપાવે તો તે આવકારલાયક છે. સાહિત્ય સભા દ્વારા પણ મેં થોડાંક ભાષણો, ચલચિત્રો, રેડિયો, શિક્ષણશાસ્ત્ર, શિક્ષણ અને સાહિત્ય વગેરે પર ગોઠવ્યાં હતાં. તેના ઉપપ્રમુખ ડૉ. હરિપ્રસાદ પણ વિજ્ઞાનરસિક હોઈ નાની પુસ્તિકાઓ અવારનવાર લખતા રહે છે.

### ગુજરાતનું ગૌરવ વધાર્યું.

વડોદરા રાજ્ય શ્રી સયાજી સાહિત્યમાળા અને બાળજ્ઞાનમાળા કાઢે છે તે દ્વારા પણ વિજ્ઞાનનું સાહિત્ય ઠીક પ્રમાણમાં બહાર પડે છે. તેના તરફથી ૩૭૦ પુસ્તકો છપાયાં છે એમાંથી ૭૭ વિજ્ઞાન સંબંધી છે. છેલ્લાં દસ વર્ષમાં તેની ભાષા અને શૈલી સરળ અને લોકભોગ્ય થતી જાય છે તે આનંદની વાત છે. ના. ગાયકવાડ સરકારે ૧૯૪૨માં ઇંડિયન સાયન્સ કોંગ્રેસને તેની સ્થાપના પછી ૨૮ વર્ષે પહેલી જ વાર વડોદરામાં નોતરી ગુજરાતનું ગૌરવ વધાર્યું છે. શ્રી. સરકારનો વિજ્ઞાન અંગેનો પ્રેમ આપણને ઉત્સાહ પ્રેરે તેવો છે. તેમણે વિજ્ઞાનને જે વેગ આપ્યો છે તે માટે આપણે તેમના ઋણી છીએ. ફાર્બસ ગુજરાતી સભાએ પણ ત્રણ ચાર પુસ્તકો વિજ્ઞાન સાહિત્ય પર લખાવ્યાં છે. મુંબાઈમાં બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળાને અંગે પણ આ દિશામાં થોડુંક કામ થયેલું છે.

ગુજરાતમાં સદ્ભાગ્યે હાલમાં વૈજ્ઞાનિક સંશોધનનાં બે સામયિકો ચાલે છેઃ ગુજરાત સંશોધન મંડળનું " જર્નલ " અને ગુજરાત પ્રકૃતિ મંડળનું " પ્રકૃતિ. " આ મંડળો ગુજરાતની વધુ સેવા કરે એવી આપણી અભિલાષા છે.

### ધન છે પણ પ્રેમ નથી.

સ્વ. ડૉ. આનંદશંકર ધ્રુવના પછી અખિલ હિંદમાં પહેલી હરોળમાં મૂકી શકાય તેવા તત્ત્વવેત્તા કે કેળવણીકાર ગુજરાતમાં નથી. ગુજરાત પાસે ધન છે પણ વિજ્ઞાન તરફ પ્રેમ નથી, નહિ તો ડૉ. આનંદશંકર ધ્રુવને પોતાનો કાર્યપ્રદેશ ગુજરાત બહાર શોધવો પડે ? ડૉ. બાલકૃષ્ણ જેવાંને પણ ગુજરાત સંઘરી નથી શક્યું ને તેમને બનારસ જ જવું પડયું.

### વિજ્ઞાનની જ્યોત જીવંત રાખનાર

ફક્ત પહેલા સર ચિનુભાઈએ અને શ્રી. સયાજીરાવ ગાયકવાડે ગુજરાતમાં વિજ્ઞાનની જ્યોત જીવંત રાખવા પ્રયત્ન કર્યો છે.

મારો ખાસ શોખનો વિષય તો ખગોળ છે.

ખગોળના અભ્યાસથી એટલે કે આકાશના દર્શનની પરમાત્માની અગાધતા અને મનુષ્યની પામરતાનું મને ભાન થયું છે. વેદકાળથી આપણા પૂર્વજોએ જ્યોતિઃશાસ્ત્ર ઉપર

વધારેમાં વધારે લક્ષ આપ્યું છે. ગણિતશાસ્ત્ર જ્યોતિશાસ્ત્રને અંગે જ આપણે ત્યાં ખીલ્યું.

ખરી રીતે તો તા. ૨૨ મી ડિસેમ્બરે ઉત્તરાયણ અને ૧૪ મી જાન્યુઆરીને દિવસે (વાસ્તવિક તો ૧૦ મી જાન્યુઆરીએ ) મકર સંક્રાંતિ લખવી જોઇએ. આ બાબત ૧૯૧૯ થી હું લડત ચલાવી રહ્યો છું. હાલના વૈજ્ઞાનિક જમાનામાં બદલાયનીય ગણિત હવે ખૂબ જ સ્થૂળ અને બીનઅનુકૂળ લાગે. ગુજરાતમાં શ્રી. હરિહર પ્રાણશંકર ભટ્ટનો પંચાંગશુદ્ધિ માટેનો છેલ્લાં ૨૫ વર્ષનો અવિશ્રાંત શ્રમ છે, તેમની ધગશ અજોડ છે; પણ જરૂરી સાધનો મળતાં નથી. ઇ. સ. ૧૯૨૩ માં ખગોળ સંબંધી ભાષણો આપવા માટે શ્રી. ભરતરામ મહેતાના નિમંત્રણથી હું વડોદરા આવ્યો હતો ત્યારે મારે સ્વ. અમૃતરામ શાસ્ત્રીની મુલાકાત થયેલી તેમને પણ શુદ્ધ પંચાંગની ધગશ હતી. જો તેઓ લાંબુ જીવ્યા હોત તો આ દિશામાં જરૂર કંઇ કરી બતાવત.

> **વિદ્યાવિહીનઃ પશુઃ ।**
> વિદ્યા વિનાનો નર ખર સમાન છે ઘર આંગણે ગંગાજી આવ્યાં છે. સાર્વજનિક પુસ્તકાલયમાં આવો અને લાભ લો.
> (પુસ્તકાલય સૂત્ર ૮)

## વેધશાળાની જરૂર

આપણા ગુજરાતમાં આ પરિષદની યાદગીરીમાં વડોદરામાં એક સારી વેધશાળા સ્થપાય તો ગુજરાતની એક મોટી ખોટ પુરાય. વડોદરા ગુજરાતની આટલી જરૂરિયાતને પાર પાડશે એવી ખાતરી છે.

ખગોળ અને ગણિત સાથે સાથે ખભેખભો મિલાવીને હરિફાઇથી પ્રગતિ કર્યે જાય છે. ખગોળ અમુક સામગ્રી ગણિત આગળ મૂકે છે. ગણિત બુદ્ધિનો ઉપયોગ કરી ગણતરીથી અમુક વસ્તુ વિષે ખબર આપે છે.

ખગોળનો હેતુ માત્ર ક્ષણિક આનંદ આપવાનો નથી. બુદ્ધિને વધારે પ્રોત્સાહિત કરનાર, કલ્પનાને વધુ તેજ બનાવનાર દૃષ્ટિ તેમ હૃદય બન્નેને વિશાળ કરનાર આ શાસ્ત્ર જેવું બીજું એકકે શાસ્ત્ર નથી. ગમે તેવા નિરાશાવાદીને પણ તે આશાવંત બનાવે છે.

## વૈજ્ઞાનિક સાહિત્યકારો

વિજ્ઞાનસાહિત્યના લેખકોમાં તીવ્ર બુદ્ધિ ઉપરાંત સ્પષ્ટતા અને ચોકસાઇ જોઇએ, પોતાના વિષયમાંથી સાર ગ્રહણ કરી તેનાં કિરણો જનસમાજમાં કુશળ રીતે ફેલાવવાની આવડત જોઇએ. સદ્ભાગ્યે તેવા સાહિત્યલેખકોની સંખ્યા આપણે ત્યાં વધતી જાય છે. પ્રો. સાકળચંદ જે. શાહ, ડૉ. કાંતિલાલ પંડ્યા, ડૉ. કુંવરજી નાયક, પ્રો. વીરમિત્ર ત્રીવેદિયા, અધ્યાપક ખુશાલ ટી. શાહ, તથા ડૉ. ભાઇલાલ પટેલ જેવા વિજ્ઞાનવેત્તાઓ છે, શ્રી. પોપટલાલ શાહ જેવા વૈજ્ઞાનિક ઉત્સાહ ધરાવતા સાહિત્યનેતા છે. ડૉ. યશવંત નાયક, શ્રી. ધનજીભાઇ ફકીરભાઇ, શ્રી. હરિહર ભટ્ટ, ડૉ. બાળકૃષ્ણ પાઠક, શ્રી. ભાઇલાલ કોઠારી, અને ભીમભાઇ દેસાઇ જેવા વિજ્ઞાનના પ્રેમી તેમ જ ભવિષ્યમાં આશા આપતા અભ્યાસીઓ છે. શ્રી. રેવાશંકર સોમપુરા, દુર્ગાશંકર શાસ્ત્રી, દેસાઇભાઇ નાથાભાઈ પટેલ અને

**પરસ્પર વિરોધી છતાં**
શ્રીમંતાઇ અને વિદ્યાને વેર છે ! શ્રીમંતને સાહિત્યનો શોખ નહિ; ગરીબને નાણાંની જોગવાઇ નહિ. છતાં શ્રીમંત કે ગરીબ ગામના સાર્વજનિક પુસ્તકાલયનો લાભ લઇ શકે.
(પુસ્તકાલય સૂત્ર ૯)

હરિનારાયણ આચાર્ય જેવા પ્રાસાદિક લેખકો છે. ઉપરાંત બાપાલાલ વૈદ્ય, ગોકળદાસ બાંભડાઈ, ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર, મનુભાઇ વૈદ્ય, સુરેશ દીક્ષિત તથા ગજાનન ભટ્ટ જેવા પોતાના વિષયમાં પારંગત વિજ્ઞાનસેવકો પણ છે. આ અને બીજા સૌ સહકાર કરે તો સુંદર વિજ્ઞાનસાહિત્ય ઊભું કરી શકે.

### ઉપસંહાર

વિજ્ઞાન સાહિત્યના ઉત્કર્ષ માટે જે કંઇ મેં કહ્યું છે, તેના સારરૂપે થોડું જણાવી દઉં.

(૧) વૈજ્ઞાનિકોએ એક પવિત્ર ફરજ તરીકે દ્રવ્યપ્રાપ્તિની જરા પણ ઇચ્છા ન રાખતાં જનસમાજની રસવૃત્તિ કેળવે તેવું પ્રાણવાન સાહિત્ય આપી વિજ્ઞાન માટેની ભૂખ અને જિજ્ઞાસા ઉત્પન્ન કરવી જોઇએ.

(૨) સાહિત્ય પરિષદે અત્યાર સુધીની પોતાની નીતિ બદલી વિજ્ઞાન તરફ સહાનુભૂતિ દર્શાવી પોતાના મંડળમાં જ એક કાયમી વિજ્ઞાનસમિતિ નીમવી જોઇએ. તે સમિતિ મંજૂર કરે તેવા સાહિત્યને ઉદારતાથી ઉત્તેજન આપી પ્રગટ કરવું જોઇએ.

(૩) એક સુંદર અને રસમય વિજ્ઞાનનું માસિક શરૂ કરવું જોઇએ.

(૪) ભાષણો અને પ્રયોગો દ્વારા વિજ્ઞાનનો ફેલાવો આ સમિતિએ કરવો જોઇએ.

(૫) લેખકોના ઉપયોગ માટે જેમ બને તેમ જલદી એક સત્તાવાર વૈજ્ઞાનિક શબ્દકોષ બહાર પડાવવો જોઇએ.

(૬) દેશી રાજ્યો વિજ્ઞાનસાહિત્યને ઉત્તેજન આપવાનું ચાલુ રાખે.

(૭) ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભારતીય વિદ્યાભવન, ગુજરાત સાહિત્ય સંસદ વગેરે મંડળો પોતપોતાના વિજ્ઞાનવિભાગો રાખે ને તેમને ઉત્તેજન આપે. મ્યુનિસિપાલિટીઓ પણ વિજ્ઞાનના કાર્યમાં મદદ આપી શકે.

(૮) શુદ્ધ અને સૂક્ષ્મ ગણિતવાળાં પંચાંગ દર વર્ષે ગુજરાતમાં પ્રસિદ્ધ થવાની જરૂર છે. આ કાર્ય જ્યોતિષીઓ અને અભ્યાસીઓ ઉપાડી લે.

(૯) વડોદરા રાજ્ય તેના મહાન દરજ્જાને યોગ્ય એવી મોટી એક વેધશાળાની સ્થાપના કરે.

અંતે સાહિત્ય પરિષદ સંમેલને મને મારા વિચારો દર્શાવવાની તક આપી તે માટે તેમનો અને આપ સૌનો આભાર માનું છું.

---

# સ્વ૦ મોતીભાઈ અમીન : પાંચમું પુણ્યસ્મરણ*

જીવન જીવવું અને જીવી જાણવું, એય એક કલા છે. આદર્શ જીવનવાદીઓની ગણતરીમાં ગણ્યાગાંઠ્યા જ આવે. તેમાં સ્વ. મોતીભાઈની ગણતરી ખાસ કરી શકાય.

આદર્શ જીવન જીવવું હોય તો અમુક પ્રકારની વિદ્વત્તા અને સંસ્કારિતા જોઈશે. અને તે વિદ્વાનોના સહવાસમાં આવ્યા વિના કેમ સધાય ? તેમ જ બધાને વિદ્વાનોનો સંયોગ થાય પણ ક્યાંથી ? તે માટે તો એક જ સહેલો ઉપાય હોઇ શકે કે જેમાં વિદ્વાને–લેખકે પોતાનું અંતર વલોવી નાખ્યું હોય, સાત્ત્વિક પ્રકારની વિચારસરણી હોય, તેવાં માણસમાં પુસ્તકોનું વાચન સત્સંગની ગરજ સારી શકે.

હિંદ જેવા ગરીબ દેશમાં બધા લોકો પુસ્તકો મેળવી શકે તેમ નથી. એ માટે તો શહેરે શહેરે અને ગામડે ગામડે સાર્વજનિક પુસ્તકાલય રાખવું ઘટે. આનાથી ધનિક અને ગરીબ, પુરુષ અને સ્ત્રી, વૃદ્ધ અને બાળક, બધા જ લોકો જુદાજુદા લેખકોના, વિચારોના અને જીવનવહેણના સમાગમમાં આવે તો જ દેશ સંસ્કારી અને જીવંત બને, એમ સ્વર્ગસ્થના આત્માને લાગ્યું હશે. તે રીતે વિદ્યાનો પ્રસાર એટલા બહોળા પ્રમાણમાં ફેલાવ્યો છે કે કોઇ અચ્છો રાષ્ટ્રભક્ત પણ એકલે હાથે આટલું ન જ કરી શકે. આથી કહી શકાય કે તેઓ **દેશહિત ચાહનારા હતા, સરસ્વતીભક્ત હતા, શિક્ષક હતા, વડોદરા રાજયને જાગ્રત કરનાર માનવપ્રેમી હતા.** ટુંકામાં, મોતીભાઇ એટલે નરી માનવતાના માનવી અવતાર હતા.

કોઇ પણ પુસ્તકાલયનું મકાન દેખાય, કેવળ કોઇ તે શબ્દ જ બોલે, ત્યારે સ્વ. મોતીભાઇની વિચારવંત મૂર્તિ દૃષ્ટિ સમક્ષ ખડી થાય છે; જાણે કે સ્વ. મોતીભાઇ અને પુસ્તકાલય એ એકમેકને બદલે વપરાતા પર્યાય શબ્દો જ ન હોય ! વાચકોના હૃદય બનેલા સ્વ. મોતીભાઇ કદી વિસરાય તેમ નથી.

તેમણે લેખકોની વિદ્વત્તાને ઉત્તેજન આપ્યું છે, વાચકોને વિચારતા કર્યા છે અને રાજ્યસેવા તો કરી જ છે. સ્વ. સયાજીરાવ અને સ્વ. મોતીભાઇ બંને પુસ્તકાલયના પ્રાણ હતા. વિધિબળે બંને એક જ વર્ષે આ અસાર સંસારમાંથી મુક્તિ મેળવી સ્વર્ગના પંથે પડી ગયા. એ ગજબની ખોટ તો હજીય સાલે છે.

કોઇ મને પૂછે કે જીવન કેવું હોવું જોઇએ ? આદર્શ જીવન કોને કહેવાય ? તો હું એક જ જવાબ આપું કે તમે મોતીભાઇ બનો, મોતીભાઇના જીવનને જાણો, સમજો અને આચરો. બસ, એનું નામ જ આદર્શ જીવન હું તો કહી શકું.

કેવળ પરોપકારાર્થે પોતાનું જીવન વીતાવનાર મોતીભાઇ ખરેખર એક મહામોંઘું મોતી હતા. એમની શુભ મહેચ્છા એવી હતી કે પોતે જ ફક્ત ‘ મોતી ’ ન બની રહેતાં જનતાને પોતાસમ-મોતીસમ ઝળકતી એટલે જીવંત બનાવવી. અને તે માટે મૂંગા મૂંગા પોતાનું સર્વસ્વ જીવન હોમ્યું. એવા માનવપૂજારીને કયા હતભાગીનું માથું ન નમે ! ?

મોતીભાઇ વિષે ઘણું ઘણું લખાયું છે અને લખાશે પણ ખરું. છતાંય તે બધું અધુરું જ છે. જ્યાં સુધી તેમના જીગરને–મોતીને આપણા હૃદયમાં ન ઉતારીએ ત્યાં લગી આપણે તેમને બેવંફા નીવડ્યા છીએ એમ કોઇ કહે તો ખોટું નથી જ.

( સાંધણ પૃ. ૫૧ને છેડે )

* આવતી તા. ૧-૨-’૪૪ ના રોજ સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સા. ની પાંચમી સંવત્સરીનું પુણ્ય સ્મરણ

# વ્યાયામશાળાનાં પુસ્તકાલયોમાં વસાવવા યોગ્ય પુસ્તકો

આપણે ત્યાં પ્રજાજાગૃતિનો જુવાળ આવ્યા પછી આપણા જુવાનોને શારીરિક વ્યાયામની તાલીમ મળે તે માટે ગામેગામ વ્યાયામશાળાઓ સ્થપાઇ છે. અને કેળવણી ખાતા તરફથી તેમ જ ગામલોકો તરફથી આ પ્રવૃત્તિને સારું ઉત્તેજન અપાય છે.

આવા ઉત્સાહી વ્યાયામશાળાના કાર્યકર્તાઓ, પોતાના વ્યાયામવિદ્યાર્થીઓ માટે, પુસ્તકોનું એકાદ નાનું પુસ્તકાલય પણ વ્યાયામશાળામાં ચલાવે છે. એવાં વ્યાયામમંદિરોમાં વસાવવા જેવાં પુસ્તકોની એક યાદી એવા જ એક કાર્યકર્તા તરફથી અમારા તરફ પ્રસિદ્ધિ અર્થે આવતાં, વ્યાયામમંદિરોમાં વસાવવા યોગ્ય પુસ્તકોની એ યાદી આ નીચે આપી છે.

વ્યાયામશાળાઓના સંચાલકો, જેઓ એ સંસ્થા અંગે પુસ્તકાલય પણ ચલાવતા હોય તેઓ એવાં પુસ્તકો પોતાને ત્યાં વસાવે, એ ઇચ્છનીય છે.—તંત્રી.

## વ્યાયામવિષયક (ગૂ.)

| પુસ્તકનું નામ | લેખક યા પ્રકાશક | કિંમત |
|---|---|---|
| વ્યાયામ જ્ઞાનકોષ ભા. ૧–૨ | વ્યાયામ કા, વડોદરા | ૧૫–૦–૦ |
| સંઘવ્યાયામ | ગૂ. વ્યા. પ્ર. મં. | ૦-૧૪-૦ |
| પંચ વ્યાયામ | ,, | ૧–૦–૦ |
| રમતોના નિયમો | ,, | ૧–૦–૦ |
| સાદી રમતો | ,, | ૧–૮–૦ |
| માનવશરીર | ,, | ૦–૮–૦ |
| કવાયત | ,, | ૦–૬–૦ |
| અંશુભાઇના પત્રો | ,, | ૦–૭–૦ |
| પ્રેરક વ્યાખ્યાનમાળા | ,, | ૦–૪–૦ |
| બોધક પત્રક | ગૂ. વ્યા. પ્ર. મં. | ૦–૪–૦ |
| આસન | ,, | ૦–૩–૦ |
| કુસ્તી | ,, | ૦-૧૨-૦ |
| ભારતીય કવાયત | પ્રો. માણેકરાવ | ૦–૮–૦ |
| સૂર્યનમસ્કાર | | ૦–૮–૦ |
| આસન અને આરોગ્ય | આ. સ. મંદિર આણંદ | ૦–૮–૦ |
| રોગ અને આરોગ્ય | પુ.સ.સં.મં.લિ. | ૦–૮–૦ |
| કસરત ,, ,, | ,, | ૦–૮–૦ |
| શરીરવિકાસ લેખમાળા ભા. ૧ | સ્વામી રાવ | ૦–૪–૦ |

## આરોગ્યવિષયક

| પુસ્તકનું નામ | લેખક યા પ્રકાશક | કિંમત |
|---|---|---|
| માનવ દેહમંદિર | દેસાઇભાઇ પટેલ, ગૂ.પ્ર.કા. અમ. | ૧–૦–૦ |
| માણસીનું આરોગ્ય | ,, | ૧–૦–૦ |
| સો વર્ષ જીવવાની કળા | જટાશંકર નાન્દી ભા. સા. સંઘ | ૨–૦–૦ |
| બ્રહ્મચર્ય મીમાંસા | ,, ન.પુ. ભંડાર | ૧–૪–૦ |
| હડીસાં દર્દોમાં કુદરતી ઉપચાર | ભૂપતરાય દવે ભા. સા. સંઘ | ૧–૮–૦ |
| દવાનો છેલ્લો ઘૂંટડો | ,, | |
| દૂધ, મૃત્યુલોકનું અમૃત | કાન્તિલાલ શાહ ભા. સા. સંઘ | |
| દૂધ | ડૉ. ન. મૂ. શાહ ગુ. વ. સો. | |
| ઉપવાસ કેમ, અને ક્યારે ? | ભા. સા. સંઘ અમદાવાદ | ૧–૪–૦ |
| જાતીય રોગો | સત્યકામ: ભા. સા. સંઘ | ૧–૪–૦ |
| શરીરરચનાનું રહસ્ય | ધનવંત ઓઝા ભા. સા. સં. | ૧–૪–૦ |

### શ્રી. એંજીનિયરનાં ભારતી સાહિત્ય સંઘ પ્રકાશિત નિસર્ગોપચારનાં પુસ્તકો

| | | | | | |
|---|---|---|---|---|---|
| એકાદશીનો અપવાસ | ડૉ. સાતવળેકર ભા. સા. સં. | | આરોગ્ય વિશે સામાન્ય જ્ઞાન | ગાંધીજી સ. સા. વ. કા. અમ. | ૦-૫-૦ |
| કુદરતમય જીવન | ચ. મા. વૈષ્ણવ લો.ગ્રં. પોરબંદર | | અપવાસ અથવા દવા વગરનો દાક્તર | માદન; ગાંડીવ-સૂરત | |
| ખોરાક (બીજી આ.) | ,, | ૧-૧૧-૦ | આહાર અને આરોગ્ય | પો. ગો. શાહ સ.સા.વ.કા.અ. | ૧-૦-૦ |

### વ્યાયામનું વાર્તાસાહિત્ય

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચંદ્રલોકમાં | ગૂ. મો. ભટ્ટ; ધ શા. પ્ર. | ૦-૧૪-૦ | સાહસિકોની સૃષ્ટિ | ,,આર.આર.શેઠ | ૧-૪-૦ |
| | | | પાતાળપ્રવેશ | ,, ,, | |
| ૮૦ દિવસમાં | | | સાગરસમ્રાટ | ,, ,, | |
| પૃથ્વી પ્રદક્ષિણા | ,, ,, | ૦-૧૦-૦ | ટારઝન ભા.૧-૨-૩ | શં. શાહ,, | |

### પ્રવાસ સાહિત્ય

| | | | | | |
|---|---|---|---|---|---|
| હિમાલયનો પ્રવાસ | કાકા કાલેલકર ન. જી. કા. | ૧-૦-૦ | ભારત દર્શન | સારાભાઇ ચોકસી એન. એમ. ત્રિ. ની કું, | ૨-૦-૦ |
| ચાર પ્રવાસો | રામભાઇ પાઠક આર. આર. શે. | ૦-૮-૦ | કુદરત અને કળાધામમાં વીસ દિવસ | ધી. ટો. શાહ | ૧-૮-૦ |
| હિમાલયના પુણ્યપ્રદેશમાં | રાં પટ | ૦-૧૨-૦ | પાવાગઢનો પ્રવાસ | ધી. ટો. શાહ | ૦-૧-૬ |
| દક્ષિણાયન | સુંદરમ્ | ૨-૦-૦ | *આસનોનો ચાર્ટ | આ.સ.આણંદ | ૦-૨-૬ |

*કોઈ ગ્રંથપાલ બંધુ આ યાદીની ઊણપો તરફ લક્ષ દોરશે તો લેખક આભારી થશે.

હિંમતલાલ મ. પરેખ

---

( પૃ. ૪૯નું ચાલુ )

આજે સ્વ. મોતીભાઇ આપણી દૃષ્ટિ સમક્ષથી ખસી ગયા છે, પણ પાછળ ઘણું ઘણું મૂકતા ગયા છે. તેમનું મોતીત્વ જ્યાં સુધી પુસ્તકાલયો છે અને તેના વાચકો છે ત્યાં સુધી અમર છે, તેની કોઇનાથી ના પડાય તેમ નથી.

માનવીઓ જન્મે છે અને મરે છે, જગત તેના માટે વધારે શોક કરતું નથી. પણ જ્યારે ટાગોર, સયાજીરાવ, મોતીભાઇ, ગિજુભાઇ જેવા અમર રહેવા જોઇતા માનવીઓ અસ્ત પામે, ત્યારે તેનો ઘા હૃદયના ઊંડાણમાં રહી જાય છે.

રામ અને કૃષ્ણ ગયા, વાલ્મીકિ અને તુલસીદાસ પણ ન રહ્યા. બુદ્ધ, મહાવીર, દયાનંદ સરસ્વતી, મહમદ પયગમ્બર જેવા ધર્મસર્જકો, ભવભૂતિ અને કાલિદાસ જેવા વિચારકો, ન્યૂટન અને ગેલેલિયો સમ વિજ્ઞાનશાસ્ત્રીઓ, નરસિંહ, મીરાં, પ્રીતમ અને અખા જેવા જ્ઞાની પ્રભુભકતો એ બધા જ આ પૃથ્વીના પાટલેથી ખસી ગયા. પણ પાછળ એવું જીવંત તત્ત્વ મૂકતા ગયા કે તેનાથી તેઓ અમર રહી ગયા. એવી ગણતરીમાં વધુ એક સ્વ. મોતીભાઇ અમીનનો સમાવેશ થઇ જાય છે.

એવા અનન્ય માનવભકતને એમની પાંચમી પુણ્ય સંવત્સરી પ્રસંગે બે હાથથી વંદન કરી, શિર નમાવી કૃતાર્થ થવું ઘટે. મારાં તેમને લાખલાખ વાર વંદન હો !

શંભુભાઇ માધવલાલ રાવળયોગી

# કેટલાક પ્રશ્નો અને તેની સમજૂત

**પ્રશ્ન ૧ :** એક જ જૂથમાં આવેલાં પુસ્તકાલયોનાં પુસ્તકપાર્સલો એક જ સ્ટેશને ઉતરવાનાં હોય તો તે બધાં એકત્ર કરીને મોકલવાં કે જેથી ખર્ચમાં બચત થાય.

ઉ૦ ૧ : એક જ જૂથમાં આવેલાં પુસ્તકાલયોનાં પુસ્તકપાર્સલો એક જ સ્ટેશને ઉતરવાનાં હોય તો તે બધાં એકત્ર કરીને એક મોટું પાર્સલ બનાવી મોકલવાનો વહીવટ મંડળમાં ચાલુ છે. આ માટે જૂથમાં આવેલાં પુસ્તકાલયોની યાદી તથા મહાલ મંડળોમાં વખતોવખત થઇ આવતા ઠરાવો અને વ્યક્તિગત પુસ્તકાલયની માગણી ધ્યાનમાં લઇ પુસ્તકાલયોને ખર્ચની બચત થાય અને પાર્સલો સહેલાઇથી પહોંચે, ડેમરેજ ચડે નહિ અને પાર્સલ બીજે સ્ટેશને જતું રહે તો નાહક લખાપડી કરવી પડે નહિ તે માટે મંડળથી બનતું કરવામાં આવે છે. આ બાબતમાં એક મુશ્કેલી મંડળને નડે છે. જૂથમાંનાં બધાં પુસ્તકાલયોની લોકમદદ એકી સાથે ડિસેમ્બરના પહેલા પખવાડિયા સુધીમાં અત્રે આવતી નથી. જેથી દરેક વર્ષે ચાર કકડે થઇને લવાજમ ભરવું થાય છે. (૧) જાન્યુઆરીની શરૂઆતથી (૨) ફેબ્રુઆરીની શરૂઆતથી (૩) માર્ચની ૧૫મી તારીખથી (૪) મેની ૧લી તારીખથી. ઉપર પ્રમાણે ચાર જુદી જુદી યાદીઓમાં રાજ્યનાં પુસ્તકાલયોની લોકમદદ અત્રે સમયફેર આવવાના કારણે તેમની વર્ગણી થાય છે. અને પહેલી યાદીમાંનાં પુસ્તકાલયોનાં પુસ્તકો મોકલાઇ ગયા બાદ બીજી યાદીવાળાં પુસ્તકાલયોને મોકલાય છે. અને તે પ્રમાણે પછી અનુક્રમે ત્રીજી અને ચોથી યાદીવાળાંને જાય છે. મંડળને સરકારમાંથી મળતી સરકાર અને પંચાયત મદદ પણ યાદીઓના ક્રમે યાદી રજૂ કર્યા બાદ બે અઢી મહિને મળે છે. એક જૂથનાં પુસ્તકાલયો જુદી જુદી યાદીઓમાં વહેંચાઇ જાય તો જેટલાં એક યાદીમાં સાથે હોય તેમને એકી વખતે પાર્સલો જાય અને બીજાંને બીજી યાદીના ક્રમે જાય. આવા પ્રસંગે આપે સૂચવેલું ધોરણ સચવાતું નથી. ખાતાની સૂચના પ્રમાણે પુસ્તકો મોકલાય છે અને મોકલેલાં પુસ્તકોની નોંધ દરમાસે વ્યવસ્થાપક મંડળ જુએ છે.

**પ્રશ્ન ૨ :** જે પુસ્તકાલયોનાં પુસ્તકો કોઈ સંસ્થામાંથી બારોબાર મોકલવાનાં હોય તેવાં પુસ્તકો ઉપર. ૬। ટકા કમિશન એ વધારે ભારે છે. માટે આવે પ્રસંગે ૩ ટકાથી વધારે કમિશન લેવું નહિ, અને લીધું હોય તો પરત આપવું. દા. તરીકે સસ્તા સા. વર્ધક કાર્યાલયનાં જે પુસ્તકો બારોબાર આવે તેના ઉપર ૬। ટકા કમિશન લેવું એ વધારે પડતું છે.

ઉ૦ ૨ : બારોબાર પુસ્તકો મોકલવાના પ્રસંગે સવાછ ટકાને બદલે ત્રણ ટકા કમિશન મંડળ લે તે આપની સૂચના ગ્રાહ્ય રાખવા જેવી છે ને બાબત ઘટતું થશે.

**પ્રશ્ન ૩ :** મંડળમાં કોઇ પણ પુસ્તકાલય કે મહાલ મંડળની વતી કોઇ સંસ્થા તરફથી નાણાં ભરવામાં આવે છે ત્યારે તેની પાવતી અપાતી નથી; તે બરાબર નથી. રાજ્ય પુ. મંડળ જે નાણાંનો જમાખર્ચ કરાવે તે પૈકી જેને તેને ખાતે જમા થતાં નાણાંની પાવતી આવવી જોઇએ. મંડળને નાણાં પહોંચ્યાં એની ખાતરી શું? તેમ જ હિસાબ તપાસનીસો એવી પાવતી માગે છે.

ઉ૦ ૩ : રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મહાલ પુ. મંડળોને ફાળવણીની રકમ અદા કરવામાં આવે છે ત્યારે રકમ પુસ્તકાલય મંડળ ખાતે ઉધારી જે તે મહાલ મંડળ ખાતે જમા લેવામાં આવે છે. આ રકમો મંડળમાં રોકડી જમા મળતી નથી, પણ ફક્ત જમા ખર્ચ કરવામાં આવે છે. જ્યારે જમાખર્ચ કરવામાં આવે ત્યારે પાવતી અપાય નહિ; પાવતી તો રોકડ રકમની હોય. રાજ્ય પુ. મંડળ તરફથી અમને લખાણ મળે કે અમુક અમુક મ. પુ. મંડળો ખાતે અમુક રકમ જમા લેવી અને તેનો કુલ આંકડો રા. પુ. મંડળ ખાતે મંડળમાં ઉધારવો. કારણ કે મંડળમાં રા. પુ. મંડળનું પણ ખાતું છે. આપને ત્યાં દાખલો રહે તેવી આપની માગણી પણ વાજબી છે. તો આવી જમાખર્ચોના પ્રસંગે એક પોસ્ટકાર્ડ દરેક મહાલ પુ. મંડળને લખવામાં આવે તો સુગમ થશે. જમા થયેલી રકમ અને જમા આપનારનું નામ જણાવી પત્ર લખવાનું ધોરણ મંડળ સ્વીકારે છે. એટલે આપની મુશ્કેલી દૂર થશે એવી આશા છે.

**પ્રશ્ન ૪ : કોઇ પુસ્તકાલય કે સંસ્થા કોઇ બાબતને લગતી પૂછપરછ કરે છે તે વખતે મંડળ જવાબ આપતું નથી. અમારા એવા બે ત્રણ કાગળોના જવાબો આપવામાં મંડળ નિષ્ફળ નિવડ્યું છે. આ બરાબર નથી. માટે જવાબ આપવાનો વહીવટ દાખલ કરવો જરૂરી છે. આથી ઘણીએ ગેરસમજૂતી દૂર થશે.**

ઉ૦ ૪ : મંડળ ઉપર આવતા પત્રોના જવાબ આપવા બાબતમાં જણાવવાનું કે હિસાબની પૂછપરછના પત્રો, તથા મંડળના બીજા સામાન્ય કામના પત્રો ઉપર પ્રથમ ધ્યાન આપવામાં આવે છે. પુસ્તકો મોકલવાનો ક્રમ અગાઉ જણાવ્યા મુજબ ચાર યાદીઓ મુજબનો ખાતા તરફથી ઠરેલો છે. એટલે વ્યક્તિગત પુસ્તકાલયોને પુસ્તકોની ઉઘરાણીના બધા પત્રોનો જવાબ મંડળ આપી શકતું નથી. વળી દરેક પુસ્તકાલયના બજેટના ખર્ચનો હિસાબ જુલાઇ આખર સુધીમાં મંડળે ઠરેલા ફૉર્મમાં ભરી પાવતીઓ સાથે ખાતામાં રજૂ કરવાનો હોય છે. અને તે હિસાબ ખાતામાં ચેક થઇ જે તે પુસ્તકાલય તરફ ખાતું પરભારે મોકલે છે, એટલે બજેટના હિસાબની ઉઘરાણીના પત્રો જુલાઇ–ઑગસ્ટમાં મંડળ તરફ આવે તે બધાનો જવાબ મંડળ આપી શકતું નથી. આ બે બાબત સિવાય બીજા પત્રોનો જવાબ અપાય છે. ત્રીજી બાબત એ છે કે લોકમદદ નહિ મોકલ્યા છતાં બજેટનાં પત્રો ચાલુ કરાવવા માગણીઓ આવે છે. પણ તેવી માગણીઓ સ્વીકારી શકાતી નથી તે જાણશો.

**પ્રશ્ન ૫ : વેકેશનમાં મંડળે પુસ્તકપાર્સલો રવાના ન કરવાં. જુદા જુદા પ્રાન્તોમાં પડતા વેકેશનની મંડળે નોંધ રાખવી. અને લાંબી મુદતની રજાઓમાં પુસ્તકો મોકલવાનું બંધ રાખવું.**

ઉ૦ ૫ : વેકેશનમાં પુસ્તકોનાં પાર્સલો નહિ મોકલવાનો દાખલો મંડળમાં નોંધેલો છે જ. અને છતાં મોકલાય તો નજીકના કોઇ મોટા પુસ્તકાલયના સરનામે મોકલાય છે. જેથી નજીકના ગામે અનુકૂળતાએ પહોંચાડી શકાય. જુદા જુદા પ્રાંતમાં જુદી જુદી તારીખે રજાઓ પડે છે તેથી માહિતગાર રહી તદનુસાર મંડળ કામ કરે છે તે જાણી આપને સંતોષ થશે.

વા. ના. અમીન
મંત્રી,
પુ. સ. સ. મંડળ લિ.

# પુસ્તકાલયોની તપાસણી

**પુંગારદાર** પ્રાંત પ્રચારક તથા માનદ પ્રચારકે નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંના પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલયવગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧. મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર-માહે ડિસેમ્બરમાં, વિજાપુર મહાલનાં:**—(૧) ગેરીતા, (૨) પામોલ, (૩) ગવાડા, (૪) તાતોસણ, (૫) કોલવડા, (૬) માણેકપુર, (૭) પ્રતાપનગર વા., (૮) લોદ્રા, (૯) ચરાડા, (૧૦) (૧૧) મહાદેવપુરા, (૧૨) અભરામપુર, (૧૩) માલોસણ, (૧૪) ચડાસણા, (૧૫) બીલીઆ, (૧૬) મોરવાડ, (૧૭) ખરોડ, (૧૮) જંત્રાલ: કામગીરી દિન ૨૯.

**૨. કલોલ મહાલ માનદ પ્રચારક રા. ડાહ્યાલાલ અંબાલાલ બ્રહ્મભટ્ટ-સને ૧૯૪૨-૪૩ માં:**—(૧) હાજીપુર વાં, (૨) પલસાણા, (૩) ધમાસણા, (૪) બાદોલ, (૫) મોખાસણ, (૬) સરઢવ, (૭) મોટી આદરજ.

**૩. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઈ પટેલ-માહે ડિસેંબરમાં-વડોદરા મહાલનાં:**—(૧) આમલીઆરા, (૨) સમા, (૩) હરણી, (૪) અટલાદરા, (૫) બીલ, (૬) અકોટા, (૭) સમીઆલા, (૮) રાયપુરા, (૯) કલાલી, (૧૦) વડસર, (૧૧) ચાપડ, (૧૨) તાંદળજા, (૧૩) સૈયદ વાસણા, (૧૪) ગોત્રી, (૧૫) મહાપુરા, (૧૬) ખાનપુર, (૧૭) સોનારકુઇ, (૧૮) અંકોડીઆ, (૧૯) સેવાસી, (૨૦) સાંગમા તા. પાદરા: કામગીરી દિન ૨૪.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ છે.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

---

ખરું જોતાં કળા અને નીતિ, સદાચાર અને સદભિરુચિ એ બે વચ્ચે વિરોધ ઊભો જ ન કરવો જોઇએ. જીવનવિનાશક, જીવનદ્રોહી કોઇ પણ વસ્તુ સારા માણસને સરસ કે કળાપૂર્ણ લાગે જ નહિ. અમુક ખાદ્યપદાર્થ વાસી અને એઠો છે, અમુક રમણી કુલટા છે, અમુક સ્વાદુ ફળ ઝેરી છે, અને અમુક ઉપદેશક શત્રુનો જાસૂસ છે, એવી ખબર પડયા પછી, જેમ એમનું આકર્ષણ તત્કાળ મટી જાય છે, તે જ પ્રમાણે જેમાં સદાચારનો વિરોધ છે, જે વસ્તુમાં લોકસમુદાયનો દ્રોહ છે, જેમાંથી દુઃખ, મોહ અથવા પશ્ચાત્તાપ જ ઊપજવાનાં છે, એવો ખ્યાલ થયો કે તરત તે વસ્તુનો રસ, એની આકર્ષકતા એની મેળે જ મટી જાય છે. જે કોઇ જીવનદ્રોહી અને સમાજકંટક હશે તે જ એને વળગી રહેશે.

( 'ઊર્મિ-નવરચના' ડિસેમ્બર '૪૩ )



## સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો

૧ ઉપનિષદો—(૨ ભાગમાં) પ્રકાશકઃ શ્રી. મનુ સૂબેદાર, મૂલ્ય બન્ને ભાગના રૂા. ચાર.

૨ આર્યોના સંસ્કાર—લેખકઃ સ્વામી શ્રી. માધવતીર્થ, મૂલ્ય રૂા. બે.

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ તરફથી

૩ રાજકન્યા—લેખકઃ શ્રી. ધૂમકેતુ, મૂલ્ય રૂા. ૪-૮-૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૪ ભારતી—લેખકઃ શ્રી. સીતારામ શર્મા, સુભદ્ર પ્રકાશન મંદિર, બાઇઆની પોળ, રાયપુર, અમદાવાદ. મૂલ્ય રૂા. અઢી.

૫ બાલવીણા—લેખક અને પ્રકાશકઃ શ્રી. મૂળજીભાઇ પી. શાહ, રાવપુરા-વડોદરા. મૂલ્ય ૦-૧૨-૦.

૬ તારાનાં તેજ—લેખક ઉપર પ્રમાણે. પ્રકાશકઃ કનક કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય ૦-૮-૦.

---

## માસિકો મળ્યા તારીખ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઊર્મિ-નવરચના | ડિસેમ્બર | ૨૪-૧૨-૪૩ | બાલજીવન | જાન્યુઆરી | ૯-૧-૪૪ |
| ખેતીવાડીવિજ્ઞાન | ,, | ૧-૧-૪૪ | બાલમિત્ર | જાન્યુઆરી | ૨-૧-૪૪ |
| ગાંડીવ | જાન્યુઆરી | ૧-૧-૪૪ | બાળક | ,, | ૧-૧-૪૪ |
| ગુણસુન્દરી | ,, | ૧-૧-૪૪ | ભગિની | ,, | ૧-૧-૪૪ |
| ગ્રામજીવન | ,, | ૧-૧-૪૪ | બુદ્ધિપ્રકાશ | ઓક્ટો.-ડિ. | ૨૬-૧૨-૪૩ |
| ધરશાળા | ડિસેમ્બર | ૧૬-૧૨-૪૩ | રેખા | નવે.-ડિ. | ૨૮-૧૨-૪૩ |
| તણખા | જાન્યુઆરી | ૪-૧-૪૪ | વૈદ્યકલ્પતરુ | જાન્યુઆરી | ૭-૧-૪૮ |
| નવચેતન | ,, | ૧-૧-૪૪ | શારદા | ડિસેમ્બર | ૧૫-૧૨-૪૩ |
| પ્રસ્થાન | પોષ-મહા | ૨-૧-૪૪ | શિક્ષણપત્રિકા | ,, | ૨૮-૧૨-૪૩ |
| | | | શ્રીજીવન | ,, | ૨૬-૧૨-૪૩ |

# પર્વણીદિન

**પ્રજાકલ્યાણની** શુભ ભાવનાથી શ્રીમંત સરકારે શરૂ કરેલી અને ઉદારતાથી પોષેલી પુસ્તકાલય પ્રવૃત્તિના ફળસ્વરૂપ અસ્તિત્વમાં આવેલી સ્થાનિક પુસ્તકાલય સંસ્થા પ્રતિ જનતાને આકર્ષવા, લોકભદ્ર પુસ્તકાલય પ્રવૃત્તિની ઉપયોગિતા જનહૃદયમાં ઠસાવી સ્થાનિક સંસ્થાને પોષવાની ફરજનું આમજનતાને ભાન કરાવવા તથા પુસ્તકાલયમાંના સાહિત્ય, સાધનોનો અને તેની વ્યવસ્થા ને વહીવટનો આમજનોને ખ્યાલ આપવાના સદુદ્દેશથી મહા સુદ પાંચમ–**વસંતપંચમીને** પવિત્ર દિવસે પુસ્તકાલયપર્વણી ઊજવવાનો શિરસ્તો રાજ્ય પુસ્તકાલય મંડળે છેલ્લાં બારેક વર્ષથી પાડયો છે.

તદનુસાર ચાલુ સાલે એ પવિત્ર પર્વ તા. ૩૦મી જાન્યુઆરી ને રવિવારને રોજ આવે છે. પુસ્તકાલયપ્રવૃત્તિના સેવકો અને ભક્તોનું એ પ્રતિ ધ્યાન ખેંચવાની રજા લઇએ છીએ, અને ચાલુ સાલના સ્થિતિ સંજોગોને માફક આવે એવી સાદી રીતે પણ રાજ્યના ચારે પ્રાંતોમાં એ પુણ્ય દિવસ બિનખર્ચાળ વિવિધ કાર્યક્રમોથી ઉજવાય તેવી ગોઠવણ રાખવાની ભલામણ કરીએ છીએ. કાર્યક્રમોનું દિશાસૂચન તો ગત વર્ષોના પર્વણી ઉત્સવના અહેવાલો **'પુસ્તકાલય'**નાં પૃષ્ઠોમાં છપાયા છે તે જોવાથી મળી રહે તેમ છે, તથાપિ નીચેની રૂપરેખા ધ્યાનમાં લેવા વિનંતિ છેઃ—

૧. પુસ્તકાલયના સ્થળને સ્વચ્છ ને સુવ્યવસ્થિત કરી ધજાપતાકાથી શણગારવું.
૨. શકય હોય તો ગામના વિવિધ નાકા તથા મુખ્ય માર્ગો વચ્ચે પુસ્તકાલય સૂત્રોનાં બોર્ડ કે કાપડી તોરણો લટકાવી દેવાં.
૩. પ્રભાતફેરી કાઢી ભજનો અને ગીતો લલકારતાં મહોલ્લે મહોલ્લે ફરવું.
૪. ઉત્સાહ હોય તેમણે પુસ્તકાલયનાં સાહિત્ય–સાધનો તેમ જ આમોદ્યોગોના પ્રદર્શનની ગોઠવણ કરવી
૫. બપોરના સમયમાં સ્ત્રીબાળકો માટે અનુકૂળ સ્થળોએ ભલાયદાં સમ્મેલનો ભરી સ્ટીરીઓ–સ્કોપ, રમતગમતનાં સાધનો, ચિત્રપોથીઓ, વાર્તાકથન વગેરે દ્વારા તેમનું મનરંજન કરવું.
૬. સાંજરે ૫ થી ૬ના સમયમાં જાહેર સભા રાખી તેમાં સ્થાનિક પુસ્તકાલયની પ્રગતિ સંબંધી ટૂંકી હકીકત અને વાર્ષિક હિસાબ જાહેર કરવા ઉપરાંત સંભાષણ, સંવાદ, રાસ–ગરબા, અને બાળકોની રમતગમત પૈકી હરકોઇ એક યા વધુ કાર્યક્રમ અનુકૂળતા પ્રમાણે રાખવો.
૭. રાતના ભજનમંડળી, હરિકીર્તન, વ્યાખ્યાન, મેજિક લેન્ટર્ન વગેરે પૈકી હરકોઇ કાર્યક્રમ સવડ અનુસાર રાખી શકાય.

આમ વાચક મંડળોના મંત્રીઓને વિનંતિ કે આ દિવસે મંડળના સભ્યોની મિટિંગ ખાસ રખાય અને સ્થાનિક પુસ્તકાલયપ્રવૃત્તિને ખીલવવાના તથા વાચનવેગ વધારવાના માર્ગ ચર્ચાય, વિચારાય.

ઉપર પ્રમાણે અનુકૂળતા મુજબ કાર્યક્રમ નક્કી કરી તે પાર પાડવા ઘટતી તૈયારી પુસ્તકાલય–ભક્તો આજથી જ કરવા માંડે. બીજો કોઇ કાર્યક્રમ ઉજવવાને અશક્ત એવાં પુસ્તકાલયોના કાર્યકરો પણ આ પર્વણીદિન નિમિત્તે પોતાના પુસ્તકાલયની અંદર બહારની સાફસૂફી કરવા જેટલો ઉત્સાહ તો જરૂર જરૂર દાખવે.

પર્વણીઉત્સવના અહેવાલ જાણ તેમ જ પ્રસિદ્ધિ માટે આ તરફ જરૂર મોકલી અપાય.

ના. નં. ચોકસી

સહમંત્રી, વ. રા. પુ. મંડળ



પુસ્તકાલય પર્વણીદિન—ચાલુ સાલનો પર્વણીઉત્સવ ચાલુ માસની તા. ૩૦ મીને રવિવારે આવે છે. તે સાલાનુવાદ ઉજવવાની તથા તેના અહેવાલ ખાસ તેમ જ પ્રસિદ્ધિ અર્થે રાજ્ય પુ. મંડળ તરફ મોકલી આપવાની ઉત્સાહી મંત્રી ભાઇઓને ભલામણ કરવામાં આવે છે. કાર્યક્રમની રૂપરેખા વગેરે માટે ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલ આ સંબંધીનું લખાણ વાંચી લેવાની લાગતા વળગતાઓને વિજ્ઞપ્તિ.

પ્રમાણપત્ર માટેની પરીક્ષા—ચાલુ માસની તા. ૨૨–૨૩ મીએ લેવા ઠરેલી આ પરીક્ષાના પ્રશ્નપત્રો પરીક્ષાને આગલે દિવસે પહોંચી જાય તે પ્રમાણે જે તે સ્થળ માટે નક્કી થયેલા નિરીક્ષકને સરનામે મોકલી અપાશે હેની, તેમ જ જવાબ માટે જરૂરી કાગળનો સવડ જે તે ઉમેદવારે પોતે કરી લેવાનો છે તેની યોગ્ય નોંધ પરીક્ષાર્થીઓએ લેવી ઘટે. નીચે પ્રમાણે કુલ ૪ પ્રશ્નપત્રો અપાશેઃ—

| | | |
|---|---|---|
| (૧) | પુ. પ્રવૃત્તિનો ઇતિહાસ અને બીજા લેખો | શનિવારે સવારે ૮॥ થી ૧૧॥ |
| (૨) | બજેટ–નિવેદન | ,, બપોર પછી ૨॥ થી ૫॥ |
| (૩) | નિયમો–પેટાક્રમો | રવિવારે સવારે ૮॥ થી ૧૧॥ |
| (૪) | પુસ્તકવિધિ ને વર્ગીકરણ | ,, બપોર પછી ૨॥ થી ૫॥ |

સિદ્ધપુર મહાલ પુ. મંડળ તરફે શિષ્ટ વા. પરીક્ષા—ઉપર્યુક્ત પરીક્ષા તા. ૧૦–૧૦–૪૩ના રોજ વિદ્યાર્થીઓ માટે યોજવામાં આવી હતી, જે માટે "મહારાષ્ટ્રનો મહારથી" શિવાજીની જીવનકથાનું પુસ્તક પસંદ કરવામાં આવ્યું હતું. એનો ૧૧ શાળાઓનાં ૪૨૨ પરીક્ષ્યોએ લાભ લીધો હતો. લગભગ બધાં જ ઉત્તીર્ણ થયાં હતાં.

કરજણ મહાલ તરફે લેવાનાર શિ. વા. પરીક્ષા – ઉપર્યુક્ત મહાલ તરફથી વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાચનની પરીક્ષા તા. ૧૩–૨–૪૪ ના રોજ લેવાનાર છે. પરીક્ષા માટે "અમૃતલાલ સુંદરજી પઢિયાર" એ પુસ્તક પસંદ કરાયું હોઇને પરીક્ષાર્થીઓનાં નામ સદર મહાલ પુ મંડળના મંત્રીને તા ૭–૨–૪૪ સુધીમાં મોકલી આપવાં.

—જે મા. પુસ્તકાલયોનાં અંદાજપત્રો ને તેમની લોકમદદ પુસ્તકાલય સ. સ. મંડળમાં તા. ૧૦–૧–૪૪ સુધીમાં આવી ગયાં હશે તેમનાં વર્તમાનપત્રો તા. ૧૬–૧–૪૪,થી શરૂ કરવાની યોજના થઇ ગઇ છે.

---

# આવતા માસની કાર્યદિશા

૧ મકાનવાળાં તેમજ મોટાં ગ્રામ પુસ્તકાલયોએ પોતાની સંસ્થાને લોકોપકારક મંડળમાં નોંધાવવા બાબત હજી સુધી તજવીજ ન કરી હોય તો તે માટે પણ તજવીજ કરે.

૨ જાન્યુઆરી માસ આખર પૂરા થતા ત્રિમાહીની હકીકત પાછલી હકીકત સાથે ઉમેરી તુર્ત મોકલશો.

૩ તમારા પુસ્તકાલયમાં પુસ્તકો વિષયવાર ગોઠવો. આ માટે સને ૧૯૪૨ ના જાન્યુઆરી માસનાં લેખ તથા સૂચના વાંચો.

વડોદરા,
તા. ૨–૧–'૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

ધ્યવર્તી પુસ્તકાલય — સાર્વજનિક પુસ્તકાલય શાખા

વટહુકમ નં. ૫ સને ૪૩–૪૪

## વિષય

### વર્નાક્યુલર સોસાયટિને ભેટનાં પુસ્તકો મોકલવાની યોજના

વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોએ રૂ. ૫૦) અંકે પચાસ રૂપિયા ભરી ગુ. વ. સોસાઇટિમાં પોતાનું નામ કાયમ માટે રજિસ્ટર્ડ પુસ્તકાલય તરીકે નોંધાવ્યાં છે. આવાં પુસ્તકાલયોને ભેટ તરીકે મળનારાં પુસ્તકો માટે જૂથ દ્વારા તે મોકલવાની યોજના ગુ. વ. સોસાઇટિના કાર્યવાહકોના સહકારથી ઘડી હતી.

**વટહુકમ કાઢવાનું કારણ**

પરંતુ સને ૧૯૪૦માં સોસાયટિની સામાન્ય સભાએ રજિસ્ટર્ડ પુસ્તકાલયો પાસેથી બુદ્ધિપ્રકાશ' અને ભેટનાં પુસ્તકો મોકલવાનું પોસ્ટેજ ખર્ચ લેવા ઠરાવ્યું, તેમ જ દર વર્ષે રેક પુસ્તકાલયો પાસેથી તેમની પરિસ્થિતિનો ખ્યાલ આપવા માટે એક નિવેદન મંગાવવા રાવ્યું છે.

આ બન્ને બાબતોમાં અમે તેમની સાથે પત્રવ્યવહાર કરતાં વડોદરા રાજ્યનાં પુસ્ત-ાલયો ચાલુ છે તેવી જાતની હકીકત પુસ્તકાલય ખાતાથી દર વર્ષે ગુ. વ. સો. માં મોકલવામાં

આવશે તો બીજી માહિતી તેમની પાસે મંગાવવામાં નહિ આવે એમ જણાવવામાં ..
છે તે આ અગાઉ અમે પુસ્તકાલયોને જણાવ્યું જ છે.

સોસાયટિ પુસ્તકાલયોને ભેટ મોકલવામાં જે જે પુસ્તકો નક્કી કરે તે જે તે નોંધાયલ પુસ્તકાલયોને પોસ્ટથી વેળાસર પહોંચે એ માટે આ વટહુકમ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

**પોસ્ટેજ ખર્ચ મોકલવાની વ્યવસ્થા**

વડોદરા રાજ્યનાં ગુ. વ. સો. માં નોંધાયલાં સર્વ પુસ્તકાલયોના વાર્ષિક પો· ખર્ચની રકમ રૂ. ૧-૮-૦ અંકે એક રૂપિયો આઠ આના પુ· પુસ્તકાલય સહાયક સહકારી મંડળ દ્વારા ગુ. વ. સો. ના મંત્રી મોકલી આમવાર પાવતી મેળવી જે તે ગામ તરફ વર્તમાનપત્રે અને બીજાં માધનોના પુસ્તકાલયવાર મોકલાતા હિસાબ સાથે પાવતી મોકલવામાં આવશે.

**ચાલુ સાલથીજ અમલ થશે.**

સદરહુ વટહુકમનો ચાલુ સાલથી એટલે ૧૯૪૩-૪૪ નાં મળવાનાં ભેટપુસ્તકોથી શ· થશે. આ સાલે 'બુદ્ધિપ્રકાશ' પણ દરેકને મોકલવામાં આવ· મંડળ તેનું સરનામું વગેરેની એક પ્રત ગુ. વ. સો. ને પહોંચાડ· જેમને 'બુદ્ધિપ્રકાશ' હવેથી નિયમિત ન મળે તેમણે પુ. સ. મં· મંડળમાં પુછાવવું એટલે તેઓ ઘટિત વ્યવસ્થા કરશે.

**પુસ્તકોની વ્યવસ્થા**

જેમ જેમ ભેટનાં પુસ્તકો જે તે પુસ્તકાલયને મળે એટલે તેને રજિસ્ટરે ચડાવી, યે· પુસ્તકવિધિ કરી પુસ્તકાલયમાં મૂકવું. એ પછી તેની .. આપ-લે કરવી, જેથી પુસ્તક ગેરવલ્લે પડે નહિ.

**ગુ. વ. સો. માં નોંધાયલાં પુસ્તકાલયોની યાદી**

કેટલાંક ગ્રામ પુસ્તકાલયોમાં "બુદ્ધિપ્રકાશ" બંધ હોવાથી, અમર જૂથમાંથી નિયમિ· રીતે ગુ. વ. સો. નાં ભેટનાં પુસ્તકો નહિ મંગાવતા હોવાથી પોતા· પુસ્તકાલય ગુ. વ. સો. માં નોંધાયું છે કે નહિ તેની પણ મ· તેમને હોતી નથી. જેથી તમામ મંત્રીઓની જાણ સારૂ ગુજર· વર્નાક્યુલર સોસાયટિમાં નોંધાયેલાં પુસ્તકાલયોની યાદી આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે તેની સૌ પુસ્તકાલયોના મંત્રીભાઈઓ· એ. થી નોંધ લેશે એવી આશા છે.

## ગુ. વ. સોસાઇટિમાં નોંધાયલાં પુસ્તકાલયોની યાદી

| | | |
|---|---|---|
| અમરેલી પ્રાંત પુસ્તકાલય | આસ્તા, તા. કામરેજ | આસોજ, તા. વડોદરા |
| „ મહિલા પુસ્તકાલય | આરંભડા, તા. ઓખામંડળ | આજોડ, તા. વડોદરા |
| અગોલ, તા. કડી | આલમપુર, તા. કરજણ | આમળા, તા. પાદરા |
| અભોલ, તા. પાદરા | આંબલીઆસણ, તા. મહેસાણા | આજોલ, તા. વિજાપુર |
| અછામા, તા. કામરેજ | આતરસુંબા પુસ્તકાલય | આમચક, તા. મહુવા |
| અનાખલ, તા. શિનોર | આખજ, તા. મહેસાણા | આમરોલી, તા. મહુવા |
| અરતાન, તા. પલસાણા | આમલી, તા. નવસારી | આનંદી, તા. શિનોર |

ઇસંડ, તા. કલોલ
ઇટોલા, તા. વડોદરા
ઉનાઉ, તા કલોલ
ઉનાવા, તા. સિદ્ધપુર
ઉંઝા, તા. સિદ્ધપુર
ઉપેરા, તા. સિદ્ધપુર
ઉતરાજ, તા. શિનોર
ઉમરાખ, તા. પલસાણા
ઊઢાઇ, તા. ખેરાળુ
ઊમેલ, તા. કામરેજ
ઊમતા, તા. ખેરાળુ
ઊણાદ, તા. ખેરાળુ
અનસુયા, તા શિનોર
એના, તા. પલસાણા
ઓરણા, તા. કામરેજ
ઓસલામ, તા. કરજણ
અંકોડિયા, તા. વડોદરા
અંભેટા, તા. ગણદેવી
અંગુઠણ, તા. ડભોઇ
અંબાસણ, તા. મહેસાણા
અંબાડા, તા. પાદરા
અંજેસર, તા. સાવલી
ઓડચ, તા. મહુવા
કણજેઠા, તા. શિનોર
કરબટિયા, તા ખેરાળુ
કલોલી, તા. પેટલાદ
કલા, તા. કરજણ
કલ્યાણા, તા. સિદ્ધપુર
કસુંબિયા, તા. સંખેડા
કહોણા, તા. કરજણ
કડા, તા. વિસનગર
કરોલી, તા. દહેગામ
કણભા, તા કરજણ
કરજણ પુસ્તકાલય
કરજણ, તા. કામરેજ
કરનાળી, તા. તિલકવાડા
કણઝટ, તા પાદરા
કણઝટ, તા. ભાદરણ
કરલી, તા. સિદ્ધપુર
કરખડી, તા પાદરા
કનીપુર, તા. આતરસુંબા
કઠોર, તા. કામરેજ
કઠોદરા, તા. કામરેજ
કસ્બાપાર, તા. નવસારી
*કડી પુસ્તકાલય*
કલોલ પુસ્તકાલય
કલ્યાણપુરા, તા કડી
કમાણા, તા. વિસનગર
કામરોલ તા. વાઘોડીઆ
કાછીઆવાડી, તા. નવસારી
કાણીસા, તા. ભાદરણ
કાવીઠા, તા. પેટલાદ
કાસોર, તા. પેટલાદ
કારવણ, તા. ડભોઇ
કાણીએલ, તા. આતરસુંબા
કારણા, તા. કડી
કાશીપુરા, તા. વડોદરા
કામરેજ પુસ્તકાલય
કાલરી, તા. ચાણસ્મા
કીંખલોડ, તા. ભાદરણ
કુચેદ, તા. નવસારી
કુંડાસણ, તા. કલોલ
કુરાલી, તા. કરજણ
કુંવારા, તા. સિદ્ધપુર
કુકસ, તા શિનોર
કુરાઇ, તા. કરજણ
કુણઘેર, તા. પાટણ
કુકરવાડા, તા. વિજાપુર
કુંઢેલા, તા. ડભોઇ
કુકડ, તા. ડભોઇ
કેરીઆનાગસ, તા. અમરેલી
કોઠિયા, તા. કરજણ
કોસંબા, તા. માંગરોળ
કોલાસણ, તા. નવસારી
કોરલ, તા કરજણ
કોયલી, તા. વડોદરા
કોલીયાદ, તા. કરજણ
કોલવડા, તા. વિજાપુર
કોલવડા, તા. કલોલ
કોડીનાર પુસ્તકાલય
*કોસમાડા, તા. કામરેજ*
કોસિન્દ્રા, તા. સંખેડા
કંબેલા. તા. કરજણ
કંબોઇ, તા. ચાણસ્મા
કંથારીઆ, તા. કરજણ
કંડ, તા. કડી
કંડોલી, તા નવસારી
કંડારણ, તા. કરજણ
કાંદા, તા. પાદરા
કંથરાવી, તા. પાટણ
કાંસાડ, તા. વિસનગર
ખરણા, તા. વિજાપુર
ખરોડ, તા. વિજાપુર
ખાવડ, તા. કડી
ખારા, તા. મહેસાણા,
ખાખરીઆ, તા. સાવલી
ખાંભા પુસ્તકાલય
ખાંધા, તા. કરજણ
ખેરાળુ પુસ્તકાલય,
ખેરવા, તા. મહેસાણા
ખેરવાડી, તા વાઘોડીઆ
ખોરજનાડોદા, તા કડી
ખોરજ ડાભી તા. કલોલ
ખોલેશ્વર, તા. કામરેજ
ખંડોરણ, તા. વિસનગર
ગણદેવી પુસ્તકાલય
ગવાસદ, તા પાદરા
ગડત, તા. ગણદેવી
ગવાડા, તા. વિજાપુર

ગણપતપુરા, તા. કરજણ
ગાંભુ, તા. ચાણસ્મા
ગાડા, તા. પેટલાદ
ગુંડીચા, તા. સંખેડા
ગેરીતા, તા. વિજાપુર
ગોઠવા, તા. વિસનગર
ગોઝારિયા, તા. વિજાપુર
ગોરવા, તા. વડોદરા
ગોરાદ, તા. ચાણસ્મા
ગોત્રી, તા. વડોદરા
ગંભીરા, તા. ભાદરણ
ગાંગપુર, તા. પલસાણા
ઘમીજ, તા. દહેગામ
ઘાયજ, તા. પાદરા
ઘાંટવડ, તા. કોડીનાર
ધુમાસણ, તા. કડી
ચડાસણ, તા. કડી
ચરાડા, તા. વિજાપુર
ચલથાણ, તા. પલસાણા
ચલાલા, તા. ધારી
ચાણસદ, તા. પાદરા
ચાવડ, તા. દામનગર
ચાણસ્મા પુસ્તકાલય
ચાપડ, તા. વડોદરા
ચાડીઆ, તા. અમરેલી
ચીખલી, તા. કામરેજ
ચિત્રાલ, તા. પાદરા
ચોકારી; તા. પાદરા
ચોરંદા, તા. કરજણ
ચાંગા, તા. પેટલાદ
ચાંદગઢ, તા. અમરેલી
છઠીઆરડા, તા. મહેસાણા
છત્રાલ, તા. ડભોઇ
છાલા, તા. દહેગામ
છાણી, તા. વડોદરા
છીણમ, તા. નવસારી
જલાલપુર, તા. પાદરા
જરોદ, તા. વાઘોડીઆ
જગન્નાથપુરા, તા. સિદ્ધપુર
જલસણ, તા. ભાદરણ
જલુંધ, તા. ભાદરણ
જહાજ, તા. ભાદરણ
જાળિયા, તા. અમરેલી
જારકા, તા. ખેરાળુ
જીંડવા, તા. દહેગામ
જૂની જીથરડી, તા. કરજણ
જેતલવાસણા, તા. વિસનગર
જેસંગપુરા, તા. અમરેલી
જોરણંગ, તા. મહેસાણા
જોખા, તા. કામરેજ
જોશીકુવા, તા. ભાદરણ
જંગરાળ, તા. પાટણ
જંત્રાલ, તા. વિજાપુર
જાંબુઆ, તા. વડોદરા
ઝારોળા, તા. ભાદરણ
ઝુલાસણ, તા. કડી
ઝેરવાવરા, તા. મહુવા
ઝાંઝડ, તા. શિનોર
ટીંટોદણ, તા. વિજાપુર
ટીંમરવા, તા. શિનોર
ટુંડાવ, તા. સિદ્ધપુર
ડભાસા, તા. પાદરા
ડભોઇ પુસ્તકાલય
ડભાડ, તા. ખેરાળુ
ડરણ, તા. કડી
ડભોઉ, તા. પેટલાદ
ડબકા, તા. પાદરા
ડીંગુચા, તા. કલોલ
ડુંગરા, તા. કામરેજ
ડેસર, તા. સાવલી
ડેમોલ, તા. પેટલાદ
ડોલાસા, તા. કોડીનાર
ડાંગરવા, તા. કડી
ડાંડિયાપુરા, તા. વાઘોડીઆ
તરભ, તા વિસનગર
તરસાળી, તા. વડોદરા
તવડી, તા. નવસારી
તિલકવાડા પુસ્તકાલય
તિથોર, તા. પાદરા
તુંડાવ, તા. સાવલી
તેનતલાવ, તા. શિનોર
થુવાવી, તા. ડભોઇ
થોળ, તા. કડી
દહેગામ પુસ્તકાલય
દગાવાડિયા, તા. વિજાપુર
દસ્તાન, તા. પલસાણા
દશરથ, તા. વડોદરા
દરાપુરા, તા. પાદરા
દામાપુરા, તા. શિનોર
દામનગર પુસ્તકાલય
દાસજ, તા. સિદ્ધપુર
દ્વારકા પુસ્તકાલય
દીવેર, તા. શિનોર
દૂધવાડા, તા. પાદરા
દેણપ, તા. વિસનગર
દેથાણ, તા. કરજણ
દેવા, તા. પેટલાદ
દેલવાડા, તા. વિજાપુર
દેલાડ, તા. કામરેજ
દંતાલી, તા. પેટલાદ
ધળા, તા. કામરેજ
ધર્મપુર, તા. સાવલી
ધર્મજ, તા. પેટલાદ
ધમેલી, તા. ડભોઇ
ધારી પુસ્તકાલય
ધાવટ. તા. કરજણ
ધામણ, તા. નવસારી
ધારીસણા, તા. દહેગામ

ધાત્વા, તા. કામરેજ
ધીણોજ, પુસ્તકાલય
ધોરણપારડી, તા. કામરેજ
નડા, તા. ડભોઇ
નવસારી પુસ્તકાલય
નવસારી મહિલા પુસ્તકાલય
નવાગામ, તા. રતનપુર
નારદીપુર, તા. કલોલ
નાના રાજકોટ, તા. દામનગર
નાંદોલ, તા. દહેગામ
નાર, તા. પેટલાદ
નિયોળ, તા. પલસાણા
પરબ, તા. કામરેજ
પરાણા, તા. પેટલાદ
પલોલ, તા. પેટલાદ
પલિયડ, તા. કલોલ
પલસાણા પુસ્તકાલય
પલાસર, તા. ચાણસ્મા
પડઘા, તા. નવસારી
પદમલા, તા. વડોદરા
પાનસર, તા. કલોલ
પાદરા પુસ્તકાલય
પાટણ પુસ્તકાલય
પારીખા, તા. ડભોઇ
પામોલ, તા. વિજાપુર
પાડગોળ, તા. પેટલાદ
પાડરસીંગા, તા. દામનગર
પાછિયાપુરા, તા. કરજણ
પીઝ, તા. પેટલાદ
પીલવાઇ, તા વિજાપુર
પીપળી, તા. ભાદરણ
પીપળજ, તા. કલોલ
પીપોદરા, તા. માંગરોળ
પીલુદરા, તા. મહેસાણા
પીનસાડ, તા. નવસારી
પીપલોદ, તા ભાદરણ
પીંપળ, તા. ચાણસ્મા
પુરા, તા. કરજણ
પુંધરા, તા. વિજાપુર
પુનિયાદ, તા. શિનોર
પેટલાદ પુસ્તકાલય
પેટલી, તા. પેટલાદ
પ્રાંતિયા, તા. દહેગામ
પાંચોટ, તા. મહેસાણા
ફુલેત્રા, તા. કડી
મોટા ફોફળિયા, તા. શિનોર
નાના ફોફળિયા, તા. ડભોઇ
બરકાલ, તા. શિનોર
બચાર, તા. કરજણ
બલોલ, તા. મહેસાણા
બલાદ, તા. ખેરાળુ
બહિયલ, તા. દહેગામ
બહુચરાજી, તા. ચાણસ્મા
બામણગામ, તા. પેટલાદ
બાકરોલ, તા. પેટલાદ
બાકરોલ, તા. સાવલી
બામણગામ, તા. ભાદરણ
બાલીસણા, તા. પાટણ
બાબાપુર, તા. અમરેલી
બામોસણ, તા. મહેસાણા
બ્રાહ્મણવાડા, તા. સિદ્ધપુર
બ્રાહ્મણવાડા, તા. ચાણસ્મા
બહાદરપુર, તા. સંખેડા
બામણગામ, તા. કરજણ
બીલ, તા. વડોદરા
બીલીમોરા, તા. ગણદેવી
બીલોદરા, તા. વિજાપુર
બોડકા, તા. કરજણ
બોરૂ, તા. વિજાપુર
બોરીસણા, તા. કડી.
બાંધણી, તા. પેટલાદ
ભડકદ, તા. પેટલાદ
ભટાસણ, તા. કડી
ભરથાણા, તા. કરજણ
ભાટપુર, તા. સંખેડા
ભાદરણ પુસ્તકાલય
ભાયલી, તા. વડોદરા
ભાન્ડુ. તા. વિસનગર
ભાલક, તા. વિસનગર
ભાવડા, તા. દહેગામ
ભીલાપુર, તા. ડભોઇ
ભુરાકુઇ તા. પેટલાદ
ભુવેલ, તા. ભાદરણ
ભેખડા, તા. શિનોર
ભોજ, તા. પાદરા
મજાતસર, તા. સાવલી
મલાતજ, તા. પેટલાદ
મણુંદ, તા. પેટલાદ
મહેલાવ પુસ્તકાલય
મહુવા પુસ્તકાલય
મકરપુરા, તા. વડોદરા
મગોડી, તા. દહેગામ
મહેરવાડા, તા. સિદ્ધપુર
મઢેલી, તા. ડભોઇ
મરોલી, તા. નવસારી
મણિઆરી તા. ચાણસ્મા
માસર, તા. પાદરા
માણેકપુર, તા. વિજાપુર
માણુજ, તા. પેટલાદ
માકણજ, તા. મહેસાણા
માડોધર, તા. વાઘોડીઆ
માલસર, તા. શિનોર
માલાવાડા, તા. પેટલાદ
માણેકપુર, તા. ગણદેવી
માસા, તા ગણદેવી
મીઆગામ, તા. કરજણ
મીઠીવાવડી, તા. પાટણ
મીંઢોળ, તા. શિનોર

મુવાલ, તા. પાદરા
મુજપુર, તા. પાદરા
મુદેરા, તા. ચાણસ્મા
મુજારપુર, તા. કલોલ
મેઉ, તા. મહેસાણા
મેઘાકુઇ, તા. વડોદરા
મેથી, તા. કરજણ
મહેસાણા પુસ્તકાલય
મેડાઆદરજ, તા. કડી
મોટા ઇસનપુર, તા. દહેગામ
મોરથાણ, તા. કામરેજ
મોભા, તા. પાદરા
મોટા કરાળા, તા. શિનોર
મોખાસણ, તા. કલોલ
મોટા આંકોડીઆ, તા. અમરેલી
મોગરી, તા. પેટલાદ
મોટા હબીપુરા, તા. ડભોઇ
મોકાસણ, તા. કડી
માશેથા, તા. શિનોર
મોટા માંડવડા, તા. અમરેલી
મોરડ, તા. પેટલાદ
માંજલપુર, તા. વડોદરા
માંકણી, તા. સંખેડા
મંડાળા, તા. ડભોઇ
માંગલેજ, તા. કરજણ
માંજરોલ, તા. સંખેડા
માંગરોલ પુસ્તકાલય
રણોલી, તા. વડોદરા
રણોલી, તા. ભાદરણ
રણું, તા. પાદરા
રતનપુર પુસ્તકાલય
રસુલાબાદ, તા. વાઘોડીઆ
રણુંજ, તા. પાટણ
રણાપુર, તા. કરજણ
રવાલ, તા. વાઘોડીઆ
રામોલ, તા. પેટલાદ
રામપુર, તા. પેટલાદ
રાંચરડા, તા. કલોલ
રારોદ, તા. કરજણ
રાંધેજા, તા. કલોલ
રૂપાલ, તા. કલોલ
રૂંવાદ, તા. વડોદરા
રૂંવાલી, તા. પાટણ
રૂંદેલ, તા. ભાદરણ
રંગપુર, તા. અમરેલી
લણવા, તા. ચાણસ્મા
લદોદ, તા. સંખેડા
લતીપુરા, તા. પાદરા
લાછરસ, તા. સંખેડા
લાડોલ, તા. વિજાપુર
લાલાવદર, તા. અમરેલી
લાંઘણુજ, તા. મહેસાણા
લીંગડ, તા. પલસાણા
લીંબોદરા, તા. કલોલ
લીંમરથળી, તા. ડભોઇ
લુણવા, તા. ખેરાળુ
લોદ્રા, તા. વિજાપુર
લ્હોર, તા. કડી
વડનગર પુસ્તકાલય
વડનગર મહિલા પુસ્તકાલય
વટાવ, તા. પેટલાદ
વડુ, તા. કડી
વડુ, તા. પાદરા
વડાસણ, તા. વિજાપુર
વણછરા, તા. પાદરા
વલણ, તા. કરજણ
વસાઇ, તા. વિજાપુર
વડસાલા, તા. વડોદરા.
વડસમા, તા. મહેસાણા
વડાવલી, તા. ચાણસ્મા
વટાદરા, તા. ભાદરણ
વરિયાવ, તા. કામરેજ
વડજ, તા. ડભોઇ
વડેલી, તા. સંખેડા
સેન્ટ્રલ લાયબ્રેરી
વરણામા, તા. વડોદરા
વણાદરા, તા. ડભોઇ
વરવાળા, તા. ઓખામંડળ
વસો, તા. પેટલાદ
વસો મહિલા પુસ્તકાલય
વણેસાપીઆદ, તા. પલસાણા
વાલમ, તા. વિસનગર
વાઘોડીઆ પુસ્તકાલય
વાલવોડ, તા. ભાદરણ
વાસણા, તા. ભાદરણ
વાસણા, તા. સંખેડા
વાવ, તા. કામરેજ
વામજ, તા. કડી
વાઘેલ, તા. કલોલ
વ્યારા પુસ્તકાલય
વ્યાસવાસણા, તા આતરસુંમા
વિજાપુર પુસ્તકાલય
વિસનગર પુસ્તકાલય
વિહાર, તા. વિજાપુર
વીરાવળ, તા. નવસારી
વિશ્રામપુરા, તા. પાદરા
વીડજ, તા. કડી
વેડા, તા. કલોલ
વેડા, તા. વિજાપુર
વેમાર, તા. કરજણ
વેલાછા, તા. માંગરોળ
વેરમા, તા. નવસારી
વેમારડી, તા. કરજણ
વેજપુર, તા. સાવલી
વાંકિયા, તા. અમરેલી
શિનોર પુસ્તકાલય
શિહોલ, તા. પેટલાદ

સરસવણી, તા. પાદરા
સમિયાલા, તા. વડોદરા
સમૌ, તા. વિજાપુર
સરાર, તા. વડોદરા
સરંભડા, તા. અમરેલી
સરઢવ, તા. કથોલ
સતીસણા, તા. શિનોર
સલાડ, તા. વડોદરા
સાદરા, તા. પાદરા
સાવલી પુસ્તકાલય
સાધી, તા. પાદરા
સાઢલી, તા. શિનોર
સાલડી, તા. મહેસાણા
સાણુપુર, તા. પાદરા
સારંગ, તા. કરજણ
સાઠોદ, તા. ડભોઇ
સામપુરા, તા. કામરેજ
સિસ્વા, તા ભાદરણ
સીમલી, તા. શિનોર

સીમલી, તા. કરજણ
સિદ્ધપુર પુસ્તકાલય
સિમરડા, તા. પેટલાદ
સિપોર, તા. ખેરાળુ
સીમાડા, તા. કામરેજ
સિસોદરા, તા. કામરેજ
સીમલગામ, તા. નવસારી
સુરાસામળ, તા. શિનોર
સુંઢિયા. તા. ખેરાળુ
સુંદરણા, તા. પેટલાદ
સુંદણ, તા. ભાદરણ
સુરવાડા, તા. કરજણ
સેજાકુવા, તા. પાદરા
સેરથા, તા. કલોલ
સેવાસી, તા. વડોદરા
સેગવા, તા. કામરેજ
સેલાવી, તા. ચાણસ્મા
સૈજ, તા. કલોલ
સૈયદ વાસણા, તા. વડોદરા

સોજા, તા. કલોલ
સોનવાડી, તા. ગણદેવી
સોખડા, તા. વડોદરા
સોજીત્રા, તા. પેટલાદ
સોનગઢ પુસ્તકાલય
સંડેર, તા. પાટણ
સંખલપુર, તા. ચાણસ્મા
સંખેડા પુસ્તકાલય
સંજાયા, તા. પેટલાદ
સાંધા, તા. શિનોર
સાંઢાસાલ, તા. સાવલી
સાંકરદા, તા. વડોદરા
સાંપા, તા. કરજણ
હળધર, તા. કામરેજ
હરણી, તા. વડોદરા
હાંડોદ, તા. કરજણ
હાથીજણ, તા. કરજણ
હાલીસા, તા. દહેગામ
હિસોલ, તા. આતરસુંબા

વડોદરા,
તા. ૫–૬–'૪૪

ઉ. મો. પટેલ.
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતુ

પુસ્તકાલય સૂત્રો—આ અંકમાં તેમ જ ડિસેમ્બર અંકમાં કેટલાંક પૃષ્ઠોમાં ચોકઠારૂપે જે સૂત્રો મૂકેલાં છે તેવાં મોટા અક્ષરે બે રંગમાં છાપેલાં તૈયાર સૂત્રો પુસ્તકાલય સ. સ. મંડળના કાર્યાલયમાં વેચાતાં મળે છે. (કિંમત બાર સૂત્રોના એક સેટના છ આના) એવાં સૂત્રો એ પુસ્તકાલયોની શોભારૂપ હોઇને પુસ્તકાલયમાં આવનારને વાચન પ્રતિ વાળવાને સારાં પ્રેરણારૂપ નીવડે છે. એટલે દરેક પુસ્તકાલયના વાચનખંડની ભીંતો પર એ અવશ્ય હોવાં ઘટે. જે પુસ્તકાલયોમાં એ સૂત્રો ન હોય તેઓ સત્વરે પોતાને ત્યાં વસાવી લે એ અત્યંત ઇષ્ટ છે. આજેજ વસાવી વાચનખંડમાં ટાંગવાની વ્યવસ્થા કરે.

# પૂ. ગાંધીજીના આદર્શને અનુમોદન આપતા ગ્રંથો

## બ્રહ્મચર્યમિમાંસા રા. જટાશંકર નાંદી

એક અભિપ્રાયઃ બ્રહ્મચર્યનો શાસ્ત્રીય અને ઐતિહાસિક વિચાર સરળતાથી અને વિગતવાર રજુ કરતું શ્રી. જટાશંકર નાંદીનું આ બૃહદ્‌પુસ્તક ઘણી મનન કરવાયોગ્ય બાજુ રજુ કરે છે. એના વાંચનથી લાભ જ થશે. —રમણલાલ વ. દેસાઇ

કિંમત : ૩–૮–૦ વી. પી. ખર્ચ ૦–૭–૦

## સ્વતંત્ર ભારત. સાક્ષરશ્રી ડુંગરશી ધરમશી સંપટ

: આદેશ આપે છે :

પરાધીન ભારતની જંજીરો તોડવા : ઉદ્યોગ કરો

વ્યાપારની ચાવી હાથમાં રાખી દેશમાં જ રાખો : દેશની સમૃદ્ધિ

થોડા અભિપ્રાય—

આવા ગ્રંથો અનેક રીતે ઉપયોગી બની રહે છે. 'જન્મભૂમિ'

અભ્યાસીઓ અને પુસ્તકાલયો વસાવી લે. 'હિંદુસ્તાન'

આ પુસ્તકમાંથી ઘણી સારી માહિતીઓ મળે છે. 'બે ઘડી મોજ'

કિંમત : ૬–૦–૦ વી. પી. ખર્ચ ૦–૭–૦

## સૃષ્ટિવાદ અને ઈશ્વર

ભારતભૂષણ શતાવધાની પં. મુનિશ્રી રત્નચંદ્રજી મહારાજ

કિંમત રૂ. ૩–૦–૦

વી. પી. ખર્ચ રૂ. ૦–૭–૦

"જગતનો કર્તા ઈશ્વર છે(?) અને જીવોના સત્કાર્ય-અપકાર્યનો નિયંતા ઇશ્વર છે(?) આ રીતે ઇશ્વરનું સૃષ્ટિકર્તા પદ અને જગન્નિયંતા પદ જનતાને નિષ્ક્રિય અને પ્રમાદી બનાવવામાં કારણભૂત થાય છે અને પુરૂષાર્થને તે ગૌણ બનાવે છે." આ વિચારો પર સુવર્ણ પ્રકાશ પાડતું આધ્યાત્મિક વિદ્વાન મુનિશ્રીના હાથે લખાયલું આ પુસ્તક આજે જ વસાવો.

## હસહસાટ

: લેખક :

ઓલીયા જોશી

વિશ્વયુદ્ધના આ વિષમકાળમાં જગતના મન પર ઘોર ગ્લાનિ છવાયેલી છે. તે દૂર કરી ઉલ્લાસ અને આલ્હાદનું વાતાવરણ પ્રસરાવવાની ખાસ અગત્ય છે. આ પુસ્તકની અંદર શ્રી. 'ઓલીયા જોશી'એ હાસ્યપ્રસંગોની ગૂંથણી એવી સરસ કરી છે કે વાંચતાં પ્રસંગે પ્રસંગે ખડખડાટ હસી જવાય. તમારા કુટુંબીજનોનાં હસતાં મુખડાં જોવા, તમારાં બાળકોને મલકતાં નીરખવા આ પુસ્તક આજે જ મંગાવો—

કિંમત : ૩–૦–૦

પોસ્ટેજ : ૦–૬–૦

# નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે સી. શાંતિલાલની કું. પુસ્તકાલય સ. સ. મં.

ત્રણ દરવાજા–અમદાવાદ પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબઇ રાવપુરા–વડોદરા

બીજા જાણીતા બુકસેલરોને ત્યાં મળશે

# અનુક્રમણિકા



આ અંકમાં ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન અંગેનાં વ્યાખ્યાનો તેમજ તેને લગતી ઈતર વિગતો અપાવાને લીધે સ્થળસંકોચના કારણે પુસ્તકપરિચય વિભાગ આપી શકાયો નથી તે માટે વાચકો દરગુજર કરશે.—તંત્રી.



પુસ્તક ૧૯
ફેબ્રુઆરી-૧૯
અંક ૨ જો

સાર્વજનિક પુસ્તકાલય-લાડોલ ( ઉ. ગુજરાત )

વાર્ષિક લવાજમ

શમા રૂા ૩-૮-૦ | પરદેશ રૂા. ૫-૦-૦ | છૂટક નકલ રૂા. ૦-૬-૦

વ્યવસ્થાપક
વાઘજીભાઈ નારણભાઇ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ.ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૨-૪૪

# નવજીવન કાર્યાલયનાં અવશ્ય વસાવવા જેવાં પુસ્તકો

**સ્વદેશી સમાજ :** કવિવર રવીન્દ્રનાથ ઠાકુર — ૦– ૮–૦

મૂળ બંગાળી ઉપરથી શ્રી. નગીનદાસ પારેખે આ અનુવાદ કરેલો છે. બંગાળામાં ૧૯૦૫ થી ૧૯૧૦ દરમ્યાનનાં વર્ષોમાં જે સ્વદેશી હિલચાલ શરૂ થઈ હતી, તે સમયની પરિસ્થિતિને સ્પર્શતા આ લેખો છે.

**જાતે મજૂરી કરનારાઓને :** — ૦– ૩–૦

જાતમહેનતનું મહત્ત્વ ને ગૌરવ દર્શાવતા ટૉલ્સ્ટૉયના ઉદ્‌બોધક નિબંધનો અનુવાદ. ખેડૂતો અને મજૂરોના ઉદ્ધારનો મહર્ષિ ટૉલ્સ્ટૉયે બતાવેલો માર્ગ આ નાનકડા નિબંધમાંથી મળી રહે છે.

**જીવનશોધન :** શ્રી. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા — ૧– ૪–૦

**કેળવણીના પાયા :** " " " — ૧– ૦–૦

**ઉધઈનું જીવન :** સુપ્રસિદ્ધ લેખક મોરીસ મેટરલીંકના — ૦–૧૦–૦

The White Ant નામના બોધક પુસ્તકનો અનુવાદ.

**બાપુ :** શ્રી. ઘનશ્યામદાસ બીરલાના — ૦–૧૦–૦

મૂળ હિંદી પુસ્તકનો ગુજરાતી અનુવાદ. ગાંધીજીના જીવનની મીમાંસા કરતું મનનીય પુસ્તક.

**સો ટકા સ્વદેશી :** ગાંધીજી — ૧– ૪–૦

સ્વદેશી તથા ખાદી અને ગ્રામોદ્યોગની મીમાંસા કરતા લેખોનો સંગ્રહ.

**શ્રીમદ્‌ભાગવત :** શ્રીમદ્‌ ભાગવત મહાપુરાણનો છાયાનુવાદ. — ૧–૮–૦

**આપણો આર્થિક પ્રશ્ન :** શ્રી. છગનલાલ જોશી — ૧–૦–૦

હિંદની વિકટ આર્થિક પરિસ્થિતિ રજૂ કરી તેના ઉકેલનો માર્ગ દર્શાવતું પુસ્તક.

**મારી વ્યાપક કેળવણી :** અનુ: ચંદુભાઈ શ્રા. પટેલ — ૧–૪–૦

બૂકર ટી વૉશિંગ્ટનની 'My Larger Education' નામની બોધક અને રસપૂર્ણ આત્મકથાનો અનુવાદ.

**ટૉલ્સ્ટૉય અને શિક્ષણ :** અનુવાદક: પાંડુરંગ વિઠ્ઠલ વળામે — ૦– ૮–૦

ટૉલ્સ્ટૉયના કેળવણી વિષેના વિચારો અને અખતરાનો સંગ્રહ.

**હિંદુ જીવનદર્શન :** સર્વપલ્લી રાધાકૃષ્ણન્ — ૦–૧૦–૦

The Hindu View of Life નો અનુવાદ.

**ગામગોષ્ઠી :** લેખકો—વિઠ્ઠલદાસ કોઠારી, રાવજીભાઈ ના. પટેલ — ૦–૬–૦

ગામડાના પ્રશ્નોની સંવાદરૂપે ચર્ચા, તથા ખેડૂત ઉપયોગી ત્રણ કાયદાઓની સંવાદરૂપે સમજુતી.

**સારું ગામડું :** બબલભાઈ મહેતા — ૦–૧૦–૦

આ પુસ્તકમાં એક નિષ્ઠાવાન ગ્રામસેવકે ગામડાના વસવાટ દરમ્યાન પોતાને મળેલા કડવા મીઠા અનુભવોનો આબેહૂબ ચિતાર આપ્યો છે. તે ઉપરાંત એમાં ગ્રામજીવનને સ્પર્શતા આર્થિક તેમ જ સામાજિક પ્રશ્નોની છણાવટ કરી તેના ઉકેલની દિશા પણ બતાવી છે.

**પુસ્તકાલય સ. સ. મંડળ લિ.** પો. બો. નં. ૧૦, રાવપુરા—**વડોદરા**

# નવાં પુસ્તકો

| | | |
|---|---|---|
| મિલન, | નારાયણબાબુ કૃત | ૩-૦-૦ |
| વારસદાર | ,, | ૩-૦-૦ |
| પતિમંદિર | ,, | ૧-૧૨-૦ |
| શરદ્વાણી | શરદ્બાબુ કૃત | ૨-૦-૦ |
| વિજયા | ,, | ૨-૮-૦ |
| રેણુની મા | ,, | ૪-૮-૦ |
| શેષપ્રશ્ન | ,, | ૩-૮-૦ |
| જ્ઞાનદા | ,, | ૨-૮-૦ |
| માધવી | રવીન્દ્રનાથ ટાગોર | ૧-૮-૦ |
| ભાભી | ,, | ૩-૮-૦ |
| ભાઈબહેન | ,, | ૩-૮-૦ |
| કૃષ્ણકાન્તનું વિલ<br>બંકિમબાબુ કૃત | | ૨-૮-૦ |
| દુર્ગેશનંદિની | ,, | ૩-૦-૦ |
| પતિપત્ની | નિરૂપમાદેવી કૃત | ૨-૮-૦ |
| મોક્ષદા | ,, | ૩-૦-૦ |

## જ્યોતિષનાં નવાં પુસ્તકો

| | |
|---|---|
| હાથની ભાષા | ૫-૦-૦ |
| શરીર સામુદ્રિક | ૩-૦-૦ |
| વ્યાપારી ભવિષ્ય અને ભાગ્યોદય | ૫-૦-૦ |

| | | |
|---|---|---|
| ઉર્દૂલિપિ પરિચય | | ૦-૮-૦ |
| હિંદુસ્તાની પ્રારંભ | | ૦-૮-૦ |
| ટોકીઝ ગાઈડ | | ૩-૦-૦ |
| મહાશિવપુરાણ | ૧૧૦૦ પાના | ૮-૦-૦ |
| ધી ન્યુ ઇંગ્લીશ ગુજરાતી ડીક્ષનરી | ૯૧૨ પાના | ૬-૮-૦ |
| બાતાસી- | બંગશ્રેષ્ઠ નવલિકા | ૨-૮-૦ |
| કરમની કહાણી | | ૪-૦-૦ |
| પ્રણયયજ્ઞ | | ૨-૮-૦ |
| ટ્રાવેલર્સ ગાઈડ | | ૩-૦-૦ |
| પત્નીભક્તિ અને બીજી વાતો | | ૧-૧૨-૦ |
| કલમ ચાબુક | બેકાર | ૧-૮-૦ |
| પ્રેમકન્યા | ,, | ૨-૮-૦ |
| સનમની શોધમાં | ,, | ૩-૦-૦ |
| અક્કલના ખાં | ,, | ૨-૮-૦ |
| રાજા હોઉં તો | ,, | ૨-૮-૦ |
| રમતા રામ | ,, | ૨-૮-૦ |
| બાળભાગવત | ,, | ૦-૧૨-૦ |
| બાવલાનાં પરાક્રમો | ,, | ૧-૦-૦ |

**હરિહર પુસ્તકાલય,** બુકસેલર્સ અને પબ્લીશર્સ

**ટાવર રોડ—સુરત.**

## શ્રી. ધૂમકેતુની લોકપ્રિય નવલકથાઓ

**ચૌલાદેવી**

( બીજી સચિત્ર આવૃત્તિ )

૪-૦-૦

**રાજસંન્યાસી**

( બીજી આવૃત્તિ )

૪-૮-૦

**કર્ણાવતી**

૪-૦-૦

નવી નવલકથા

**રાજકન્યા**

કર્ણાવતીના અનુસંધાનમાં નવી નવલકથા આ મહિને પ્રગટ થઇ છે.

૪-૮-૦

**તમારી લાયબ્રેરીમાં છે ? ન હોય તો તરત જ વસાવો.**

શ્રી. રતુભાઇ દેસાઇ કૃત

**ઇન્દુ અને રજની**

૨-૮-૦

**જનની**

૧-૪-૦

શ્રી. ઇન્દ્ર વસાવડા કૃત

**નરેન**

૩-૦-૦

શ્રી. કનૈયાલાલ મુનશી કૃત

| | |
|---|---|
| અડધે રસ્તે | ૩-૦-૦ |
| સીધાં ચઢાણ ભા. ૧ | ૩-૮-૦ |
| સીધાં ચઢાણ ભા. ૨ | ૩-૦-૦ |

—×—

સ્વ. ટાગોર કૃત

| | |
|---|---|
| ઘરેબાહિરે | ૪-૦-૦ |
| સાહિત્ય | ૧-૮-૦ |
| નૈવેદ્ય | ૦-૮-૦ |
| આત્માનાં આંસુ | ૦-૩-૦ |
| રશિયાના પત્રો | ૧-૪-૦ |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રોડ : અમદાવાદ

પુસ્તક ૧૯ **પુસ્તકાલય** ફેબ્રુઆરી
અંક ૨ ૧૯૪૪

તંત્રીઃ મણિલાલ પ્રભાશંકર વ્યાસ

વ્યવસ્થાપકઃ વાઘજીભાઈ ના. અમીન (બી.કોમ)
મંત્રી : પુસ્તકાલય સ. સ. મંડળ લિ.
પો. બો. નં. ૧૦, વડોદરા.

# અનુક્રમણિકા



## સામયિક દોહન

સમસ્તગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૯ મું | ફેબ્રુઆરી–૧૯૪૪ | અંક ૨ જો

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

હિંદની માફક ચીનમાં પણ જીવનનિર્વાહનાં સાધનો મળવાં અતિ દુર્લભ થઇ પડેલાં છે, તેથી ચીનના લેખકો એવી લડતની યોજના ઘડી રહ્યા છે કે પ્રકાશકોએ તેમને દર હજાર શબ્દ દીઠ ૧૭.૬ રતલ ચોખા આપવા.

આ વજન ચીની માપમાં એક 'ટૂ' થાય છે. આ લડતને 'હજાર શબ્દો દીઠ એક ટૂ ચોખાની લડત' તરીકે ઓળખવામાં આવે છે. લેખકો–નાટ્યકારો, નવલિકાલેખકો તથા કવિઓ–ચોખાના એક ટૂ ને બદલે તેની થતી કિંમતના પૈસા લેવાને તદ્દન ખુશી છે. આ કિંમત ચીનના ચલણમાં ૧૩૦ થી ૧૪૦ ડોલર થાય છે, પરંતુ તેઓ તેમને અત્યારે મળતા દર–હજાર શબ્દો દીઠ ૬૦ થી ૧૦૦ ડોલર–માં સુધારો કરાવવા માગે છે. અત્યારના ૬૦થી ૧૦૦ ડોલરના દરે તો ગમે તેવો સફળ લેખક પણ પોતાના કુટુંબનું ગુજરાન ચલાવી શકે તેમ નથી.

❀

બ્રિટનના સિરેન્સેસ્ટર પરગણામાં પુસ્તકો એકઠાં કરવાની ચળવળમાં ૫૫,૦૦૦ પુસ્તકો એકઠાં થયાં હતાં. તેમાં એક પુસ્તકમાં પાને પાને ટ્રેઝરી નોટ હતી.

❀

નાગપુર નજીક આવેલ 'રામટેક' ટેકરી પર એક સ્તંભ ઊભો કરી મોડે મોડે પણ કવિકુલગુરુ કાલિદાસનું સ્મારક કરવા માટે નાગપુર વિશ્વવિદ્યાલયને અભિનંદન ઘટે છે. ઑક્ટોબરની ૨૯મી તારીખે આનો પાયો ઉપ–કુલપતિ લેફ. કર્નલ ટી. જે. કેદારના હાથે નાખવામાં આવ્યો હતો, પરંતુ આટલા સ્મારકથી આ કાર્ય પતી જતું નથી. સિનેમાસૃષ્ટિમાં કાલિદાસના ગ્રંથોને તથા પાત્રોને ખોટા સ્વરૂપમાં રજૂ થતા બચાવી લેવાની પણ ચર્ચાની શરૂઆત થવી જોઇએ. પ્રાચીન કવિઓ તથા નાટ્યકારોની સ્મૃતિને મૂર્ત સ્વરૂપમાં તાજી રાખવાની દેશની ફરજનું ભાન નાગપુર યુનિવર્સિટીએ કરાવ્યું છે.

❀

બ્રિટનમાં ગયે મહિને, પ્રતિબંધ મૂકવામાં આવેલ એક પુસ્તક વિષે ભારે ઉહાપોહ

થયો હતો. પરંતુ તેમાં તફાવત એ હતો કે આ કોઇ હલકી કોટીની નવલકથા નહોતી પરંતુ એલ્ડોસ હક્સલીનું ગંભીર, વાસ્તવિકતાથી ભરપૂર તથા આકર્ષક પુસ્તક ' જોવાની કળા ' ( Art of seeing ) હતું. સાદી કસરતો વડે તેણે પોતાની નબળી પડતી દૃષ્ટિ કેવી રીતે સુધારી તેનું તેમાં વર્ણન હતું.

સાઉથપોર્ટ ટાઉન હૉલના મોટા રૂમમાં ટેબલની આસપાસ બેસીને પુસ્તકાલયની કમિટિએ ત્રીજી વખત એવો નિર્ણય આપ્યો છે કે ' સ્થાનિક વાચકોના હાથમાં તે પુસ્તક મુકાવું ન જોઇએ. '

કમિટિએ આ બાબત પર લાંબા સમય સુધી વિચારણા ચલાવ્યાનું તથા કમિટિના સભ્યો ન હોય તેવા નિષ્ણાત તબીબોનો અભિપ્રાય લીધો હોવાનું કહેવાય છે. ડૉ. કોટસને આ નિષ્ણાતોનાં નામ પૂછવામાં આવતાં તેણે તે નામો જણાવ્યાં નહિ પરંતુ કહ્યું કે ' હું ધારું છું કે આ સંબંધમાં ધંધાદારી અભિપ્રાય એવો છે કે તે પુસ્તકમાં વર્ણવેલ સારવાર હક્સલીના કિસ્સામાં અસરકારક થઇ હોય, પરંતુ તબીબી દેખરેખ વિના જો તેનો જાહેર ઉપયોગ કરવામાં આવે તો તેની વિપરીત અસર થવા સંભવ છે. '

બર્મા વાઇઝ ( આલફ્રેડ ) વેગે એંગ્લો-જાપાન યુદ્ધમાં ખૂબ ભાગ લીધો હતો. ' એ મિલિયન ડાઇડ ' ( A Million Died ) નામક પુસ્તક તાજેતરમાં બહાર પડ્યું છે તેની સમાલોચના ' ન્યુસરિવ્યુ 'માં આવી છે.

આ પુસ્તક વિગતોથી ભરચક હોવાથી તેના અભ્યાસ માટે નકશાઓની જરૂર પડે છે.

મિ. વેગ યુદ્ધનો ખબરપત્રી હતો અને તેણે બર્મા પરના આક્રમણની રસદાયક વિગતો આ પુસ્તકમાં આપી છે.



' મહારાષ્ટ્ર, ગ્વાલિયરને અવારનવાર મરાઠી સંસ્કૃતિ તથા ભાષના કેંદ્ર તરીકે ઓળખાવે છે. ગ્વાલિયર માત્ર મરાઠી સંસ્કૃતિ તથા ભાષાને જાળવીને બેઠું છે એટલું જ પરંતુ હિંદના ઉત્તરના ભાગોમાં બન્નેનો પ્રચાર કરવાનું પવિત્ર કાર્ય કરી રહેલ છે. ' મરાઠી રંગભૂમિની શતવર્ષીનો સમારંભ ખુલ્લો મૂકતાં ગ્વાલિયરના મહારાજાએ ઉપલા ઉદ્ગાર કાઢ્યા હતા.

મહારાજાએ જણાવ્યું હતું કે, શતવર્ષી સમારંભ માટે ગ્વાલિયર પસંદ કરવાનું કારણ એ હતું કે મરાઠી નાટકના જન્મદાતા મહાન સંસ્કૃત લેખકો, અવંતિકો-અત્યારના ઉજ્જનમાં થઇ ગયા હતા.

પહેલું મરાઠી નાટક ૧૮૪૩ માં સાંગલીના તે વખતના મહારાજાની પ્રેરણાથી લખાયું તથા ભજવાયું હતું. મહારાજાએ નાટકે ૧૦૦ વર્ષમાં કરેલ પ્રગતિની નોંધ લીધી તથા તેમાં કિર્લોસ્કર, દેવળ, વહેરકર, ગડકરી તથા અત્રેએ આપેલ ફાળાનો વિશિષ્ટ નિર્દેશ કર્યો હતો. શતવર્ષી મહોત્સવના પ્રમુખ શ્રી. બી. વી. વરેરકરને તેમણે અંજલિ આપી હતી.

મરાઠી રંગભૂમિના અધઃપતનનાં કારણોની ચર્ચા કરતાં મહારાજાએ જણાવ્યું કે

' સિનેમાના વિકાસને પરિણામે ' ચલચ્ચિત્રો તથા ટૉકીઝ ' ને અંગે માત્ર મરાઠી રંગભૂમિને જ નહિ પણ આખા જગતની રંગભૂમિને સારી રીતે સહન કરવું પડયું છે. જે મરાઠી રંગભૂમિએ શરુઆતમાં નોંધપાત્ર પ્રગતિ કરી હતી તેની વર્તમાન સ્થિતિ જોઈને મરાઠી રંગભૂમિના પ્રશંસકને ખૂબ લાગી આવે તે સ્વાભાવિક છે.

❧

વેન્ડેલ વીલ્કીના પુસ્તક ' વન વર્લ્ડ ' (One World)ની અમેરિકામાં દશ લાખ નકલો ખપી જતાં હવે તે ' બીજા દશલાખમાં ' પ્રવેશ કરે છે.

બ્રિટનમાં ઘણા પ્રકાશકો તે પ્રગટ કરવા માટે આતુર હતા. આખરે ' કેસલ્સ 'ને તે પ્રકાશનનું માન મળ્યું, અને જણાવ્યા મુજબ પહેલી જ આવૃત્તિ ૫૦,૦૦૦ નકલની કાઢવામાં આવી.

**વણમાગ્યું મૂલ્યાંકન**

આ વખતનો 'પુસ્તકાલય'નો ' સાહિત્યપરિષદ અંક ' જોયો. આપના એ પ્રયાસ માટે આપને ધન્યવાદ આપું છું. આ પત્ર સાથે મેં છ આનાની ટપાલની ટિકિટો–'પુસ્તકાલય'ની કિંમત–બીડી છે. તો આપ મને 'પુસ્તકાલય'નો આ અંક વેળાસર મોકલાવવા વ્યવસ્થા કરશો એવી આશા રાખું છું.

સ્નેહીય
તખતસિંહ પરમાર

હિંદમાં આ પુસ્તક મળી શકતું નથી. સાંભળવા પ્રમાણે મુંબઈના બારામાં પુસ્તક આવી પહોંચ્યું છે, પણ તે પુસ્તકને આવવા દેવું કે તેના પર પ્રતિબંધ મૂકવો તે સંબંધી હિંદી સરકાર નિર્ણય પર આવેલ નથી.

• બ્રિટનમાં તો ખબર ખાતાના પ્રધાન મંડળે પોતાને પ્રચારકાર્ય માટે મળતા કાગળોમાંથી, પુસ્તક માટે વધારાનો કાગળ આપ્યો છે. ' ઇવનિંગ સ્ટાન્ડર્ડ ' ના જણાવવા મુજબ વેચાણનો આંકડો ૧૦૦,૦૦૦ પહોંચાડવા માટે હજુ વધારે કાગળ આપવો પડશે. અહીં જણાવવું આવશ્યક છે કે, અમેરિકન અગર બ્રિટિશ વેચાણમાંથી વિલ્કી રૉયલ્ટી તરીકે એક પેની પણ લેતા નથી. એની આવકના બધા પૈસા યુદ્ધ સખાવતમાં જાય છે.

❧

જ્યૉર્જ બર્નાર્ડ શૉ તથા ઑસ્કર વાઇલ્ડ જેવા સાહિત્યસ્વામીઓની કાર્યપ્રવૃત્તિ પાર્લામેન્ટના ટોરી સભ્ય બેવર્લી બેકસ્ટર જણાવે છે. તે લખે છે કે, " જ્યારે હું ' ડેઇલી એક્સપ્રેસ 'નો તંત્રી હતો ત્યારે શૉ અવારનવાર અમારા પત્ર માટે લેખો લખતો હતો. તે પોતાના લખાણનાં પ્રૂફ જોવાનો આગ્રહ રાખતો અને જ્યારે પ્રૂફ પાછાં આવે ત્યારે તેમાં સંખ્યાબંધ સુધારા તથા વધારા જોવામાં આવતા હતા. એક રીતે તો ઑસ્કર વાઇલ્ડ હસ્તપ્રતના આખા દિવસના પુનરાવર્તન પછી તેમાં એક અલ્પવિરામ ઉમેરતો અને બીજો આખો દિવસ વિચાર કરીને તે રદ કરતો હતો.

❧

શ્રી. રામાનંદ ચેટરજીના મૃત્યુથી ઇન્ડિયન પી. ઇ. એન. ના ઉપપ્રમુખની ખાલી પડેલ જગ્યાએ પંડિત જવાહરલાલ નેહરુને સર્વાનુમતે ચૂંટી કાઢવામાં આવ્યા છે.

**વાડ વગર વેલો ન વળે.**
વાંચ્યા વગર જ્ઞાન ન મળે; દેશ, કાળ, રાજ અને વખતને નામે પુસ્તકાલય તમને બોલાવે છે.
(પુસ્તકાલય સૂત્ર ૧૧)

પ્રસિદ્ધ હિંદી ત્રૈમાસિક નાગરી પ્રચારિણી પત્રિકા વિક્રમની દ્વિસહસ્રાબ્દિને અંગે આવતો અંક, ખાસ અંક તરીકે પ્રકટ કરનાર છે. તેમાં વિક્રમની મહત્તા ઉપર વિવિધ દૃષ્ટિબિંદુથી લખાયેલા લેખો આવશે.

☘

'સંજયન'ના તખલ્લુસથી મલાયમમાં લેખો લખનાર શ્રી. એમ. રામન્ની નાયર એમ. એ. નું ચાળીસ વર્ષની ઉંમરે અવસાન થયું છે. તે મલાયલમ, સંસ્કૃત તથા અંગ્રેજી ભાષાના વિદ્વાન હોવા ઉપરાંત તામિલ, ફ્રેંચ તથા જર્મન જાણતા હતા. તેમની સાહિત્યસેવા ફક્ત દશ જ વર્ષની હતી, છતાં તેટલા ટૂંક સમયમાં તેમણે મલાયલમ્ સાહિત્યમાં નામ કાઢયું હતું.

☘

મલાયલમ્ ભાષાના કવિ શ્રી. વલ્લાથોલ નારાયણ મેનનને કોચીનના મહારાજાએ, નીલા નદીના કાંઠા પર 'પુસ્તકગૃહ' માટે જગા આપી છે. જો તે કાર્ય માટે પૈસા મળી શકે તો ત્યાં ગૃહ બાંધવાનો કવિશ્રીનો વિચાર છે. તેમનાં પાંત્રીસ પુસ્તકો પૈકી કેટલાંક અત્યારે અપ્રાપ્ય છે. 'પુસ્તકગૃહ' માત્ર તેમનાં જ પુસ્તકો પ્રગટ કરીને બેસી નહિ રહે. તેમાં મલાયલમ્ તથા સંસ્કૃતની વિરલ હસ્તપ્રતોનો સંગ્રહ પણ કરવાનો છે. તેનો જાહેર જનતાને લાભ મળશે. આ બધાનો ખર્ચ આશરે દશ હજાર રૂપિયા થવાનો અડસટ્ટો છે.

☘

જાણીતા કવિ શ્રી. મુથુસ્વામી દીક્ષીદારની ૧૦૮ મી સંવત્સરી મદ્રાસમાં ૨૭ મી ઑકટોબરે અનેક સભાઓમાં ઉજવવામાં આવી હતી.

☘

શ્રી. શાલીગ્રામ શ્રીવાસ્તવે 'હિંદુસ્તાની'માં એક લેખ લખી પંચતંત્રનું પૂર્વની તથા પરદેશોની કઇ ભાષામાં ભાષાંતર થયું છે તેની સવિસ્તર નોંધ લીધી છે. એમ જણાય છે કે છઠ્ઠી સદીમાં પહેલવી ભાષામાં થયેલ ભાષાંતર પરથી આઠમી સદીમાં અરેબીકમાં ભાષાંતર થયું અને દશમી સદીમાં અરેબીકમાંથી પર્શિયનમાં ભાષાંતર થયું. આમ થતાં થતાં છેવટે જગતની લગભગ બધી ભાષાઓમાં તેનું ભાષાંતર થઇ ગયું.

☘

હિંદની સ્ત્રીઓની રાષ્ટ્રીય કાઉન્સિલે મુંબઇમાં, વિલ્સન કોલેજના હૉલમાં ૧૮મી ઑકટોબરથી ૫મી નવેંબર સુધી 'બાળકોનું રજાનું વાંચનાલય' ચલાવ્યું હતું. શહેરમાં બાલપુસ્તકાલય સ્થાપવાની કાઉન્સિલની ઉમેદ હોઇ, આ અખતરો કરવામાં આવ્યો હતો. આ અખતરા દરમિયાન અંગ્રેજી, મરાઠી, ગુજરાતી તથા ઉર્દૂ ભાષાનાં ૧૫૦૦ પુસ્તકોની પસંદગી કરવામાં આવી હતી. આ પસંદગીમાં બાળકોની રસવૃત્તિ પર ખાસ લક્ષ આપવામાં

કનડા સાહિત્ય પરિષદ હૉલમાં, મહિસુરના દીવાન પ્રધાન શિરોમણિ એન. માધવરાવે ખુલ્લી મૂકી હતી. અધિકારીઓ, બીનઅધિકારીઓ તથા રાજ્યના જુદા જુદા ભાગોના સંખ્યાબંધ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. સ્થાનિક કાનડી દૈનિક 'વિશ્વ-કર્ણાટક'ના તંત્રી મિ. ટી. ટી. શર્મન પ્રમુખપદે હતા.

'જીવ્યા કરતાં જોયું ભલું.' પણ ન જોઈ શકયા તો? તો વાંચ્યું ભલું. સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય તેવી વાતો પુસ્તકાલયમાંથી જાણવાની મળશે.
(પુસ્તકાલય સૂત્ર ૧૨)

પરિષદને ખુલ્લી મૂકતાં, મિ. એન. માધવરાવે પત્રકારોની ફરજોનું શબ્દચિત્ર આપ્યું હતું. તેમણે જણાવ્યું કે 'જો હું પત્રકાર થયો હોત તો મેં તો સીડીના પહેલે પગથિયેથી–ખબરપત્રી તરીકે શરૂઆત કરી હોત અને ખબર મળે કે ન મળે તેવાં સ્થળોએ–શાળાઓમાં, જાહેર ઑફિસોમાં, ઇસ્પિતાલોમાં તથા રેસ્ટોરાંમાં ખબર મેળવવા માટે હું રખડતો હોત.



પોતાના નવા પુસ્તક 'વૉટ અમેરિકા મીન્સ ટુ મી (What America means to me) માં મિસિસ પર્લ બક લખે છે કે, આ યુદ્ધનો અંતરતમ પ્રશ્ન એ છે કે 'શ્વેત અને કાળા મનુષ્યો કોઈપણ પ્રકારના સહકારમાં સાથે આવી શકે ખરા?' જો ન આવી શકતા હોય તો 'આપણે ભવિષ્યના, વિશાળ પાયા પર રચાયેલા યુદ્ધ માટે તૈયારી કરવી જોઇએ, બીજા કશા માટે નહિ.' શ્વેત મનુષ્યના બોજાના તથા નાના કાળા ભાઇઓના દિવસનો અંત આવ્યો છે.



બર્નાર્ડ શૉએ 'સેંટ જોન' કયાં લખ્યું તે સંબંધી દક્ષિણ આયર્લૅન્ડમાં વાદવિવાદ શરુ થયેલ છે.

કેટલાક લોકોનું એમ કહેવું છે કે શૉએ તે ગ્લેન્ગેરીફમાં લખ્યું હતું. બીજાઓ આ મતનો વિરોધ કરે છે અને કહે છે કે તે તો પાર્ક નેસિલ્લામાં લખાયું હતું.

દેખીતી રીતે બન્ને મત સાચા છે, કેમકે શૉના કહેવા પ્રમાણે, નાટકનો થોડો ભાગ ગ્લેનગેરીફ ખાતે ૧૯૨૩ ના જુલાઇની ૧૮ મીથી ઑગસ્ટની ૧૫ મી સુધી લખાયો હતો અને ઑગસ્ટની ૧૫ મીથી સપ્ટેમ્બરની ૧૮ મી સુધી પાર્ક નેસિલ્લામાં લખાણ કરવામાં આવ્યું હતું.

પરંતુ શૉ પોતે જ કહે છે કે " નાટકની શરૂઆત અથવા તો અંત આયરમાં થયાં નથી. એલ. એમ. એસ. રેલવેના કિંગ્સ ક્રોસ તથા હેટફીલ્ડ સ્ટેશનો વચ્ચે ઝડપથી ચાલતી ગાડીઓમાં તેનો મોટો ભાગ લખાયો હતો. આ ભાગને કયાં સ્થાન આપવું તે ભૂમિતિનો પ્રશ્ન છે અને તે પ્રશ્ન હું મિ. દ. વેલેરા પર છોડી દઉં છું. કેમકે તે ગણિતશાસ્ત્રના નિષ્ણાત છે અને હું મોઢું ચોંકું છું. "



યુનાઇટેડ સ્ટેટસનાં સરકારી પ્રિન્ટિંગ ઑફિસે માહમ ચ્યાંગ કાઇ શેકનાં તે દેશમાં

થયેલાં બધાં ભાષણો પ્રગટ કર્યાં છે તે જાણી એક પૂર્વવાસીને અપાયેલા આટલા માન માટે હિંદ તથા ચીન ગર્વ લેશે. કોંગ્રેસના સભ્ય સોલ બ્લૂમ, જે પ્રતિનિધિ સભાની કમિટિના પરદેશ ખાતાના બનાવોના પ્રમુખ છે. તે લખે છે કે 'આ પુસ્તક માત્ર યુનાઇટેડ સ્ટેટસ અને ચીન વચ્ચે સાંકળરૂપ થશે એટલું જ નહિ પણ જે લોકો અંગ્રેજી ભાષા બોલે છે તથા વાંચે છે તેના પર પણ પ્રભાવ પાડશે.'



'ટાઇમ્સ લિટરરી સપ્લીમેન્ટ'ના ૭ મી ઑગસ્ટના અંક પરથી જણાય છે કે ઇંગ્લેંડ પુસ્તકોની તંગી સહન કરી રહ્યું છે. આ તંગી ન ગમે તેવી છે છતાં સહન કરવામાં સહેલી છે. નીચેનાં વાક્યો સૂચક છે:—

"પુસ્તકોની તંગી તથા લોકોની ભૂખ એટલાં બધાં જાણીતાં છે કે પુસ્તક વીંટાળવાને જો કોઇ કાગળ મેળવી શકે તો તે ગમે તે કિંમતે જરા પણ મુશ્કેલી વિના વેચી શકાય છે. પુનર્મુદ્રણોની માગ, સંતોષી શકાય તે કરતાં એટલી વધારે છે કે, કોઇ પણ આખી આવૃત્તિ, સ્ટૉકમાં આવ્યા બાદ અઠવાડિયામાં-એક દિવસમાં પણ વેચાઇ જાય છે.

લેખકોએ ધૈર્ય રાખવાનું છે, જનતાએ અગવડ વેઠી લેવાની છે તથા પ્રકાશકોએ મર્યાદિત નફાથી સંતોષ માની લેવાનો છે. કાગળની પરિસ્થિતિ સુધરવાની આશા દૂર છે.

૮ મી ઑગસ્ટનાં 'ન્યુયૉર્ક ટાઇમ્સ બૂક રિવ્યુ'માં જણાવ્યા મુજબ યુનાઇટેડ સ્ટેટસમાં 'ક્લાસિકલ' તથા પ્રાસંગિક પુસ્તકોનું નવું વેચાણ અભૂતપૂર્વ છે. અહીં કાગળની આપબંધી ઓછી કડક છે છતાં પ્રકાશકો જનતાની માગણીને પહોંચી વળતા નથી.

છોટાલાલ માનસિંગ કામદાર

---

બ્રિટનમાં

## પુસ્તકપ્રેમનું પુનરાગમન

થોડાજ દિવસો પહેલાં કેન્ટરબરીના ધર્માધ્યક્ષે એવું સૂચન કર્યું હતું કે, અમે તેવા સાદા ઘરમાં પણ પોતાનું નાનું પુસ્તકાલય હોવું જોઇએ. દરેક ગ્રંથવિક્રેતાની આ લાંબા સમયની ઇચ્છા છે, અને તે સિદ્ધ કરવાનો સમય વિશ્વયુદ્ધ વખતે આવેલ છે.

યુદ્ધ પહેલાં બ્રિટનના લોકો પુસ્તકખરીદતી પ્રજા નહોતી. પુસ્તક પર માથા દીઠ પાંચ શિલિંગના ખર્ચનો અડસટ્ટો આવતો હતો. પાઠ્ય પુસ્તકો પર વિદ્યાર્થીઓ, શાળાઓ તથા કોલેજો તરફથી અનિવાર્યપણે ખર્ચાતી મોટી રકમ ધ્યાનમાં લેતાં, લોકોની મોટી સંખ્યા ભાગ્યે જ પુસ્તક ખરીદતી એ સ્પષ્ટ છે.

આનો અર્થ એ નથી કે બ્રિટનની પ્રજા પુસ્તક વાંચનારી પ્રજા નહોતી. આથી ઊલટી રીતે દેશનાં શ્રેષ્ઠ મ્યુનિસિપલ પુસ્તકાલયોમાંથી તથા બ્રિટનના દરેક શહેરમાં મળી આવતા વેપારી પુસ્તકાલયોમાંથી અસંખ્ય વાચકો પુસ્તકો મેળવીને વાંચતા હતા.

ગ્રંથવિક્રેતાઓના ગુજરાનનો પ્રશ્ન મુશ્કેલ બન્યો. પુસ્તક ભંડારોએ સ્ટેશનરી તથા

...ની સામાન પર પોતાનું ધ્યાન વધારે કેન્દ્રિત કર્યું, અને ઇંગ્લંડના પરગણાના નાના ગ્રંથવિક્રેતા માટે પોતાની બધી શક્તિનો ઉપયોગ ફક્ત પુસ્તકો માટે કરવાનું વિરલ બન્યું. પાઠ્યપુસ્તકો ઉપરાંત, આવાં ખૂબ ખપતવાળાં પુસ્તકોની, સનસનાટી ઉપજાવે તેવાં પુસ્તકોની અદ્ભુત પ્રેમકથાઓની તથા રાજકીય પરિસ્થિતિ વિષે છેલ્લામાં છેલ્લા બહાર પડેલ પુસ્તકોની માગણી થતી હતી.

ઘણે ભાગે, આ ગ્રંથવિક્રયનો દોષ હતો. સિનેમા ફિલ્મ બાબત લોકોને જાણ કરવામાં આવે છે કે કેમ તેનું ફિલ્મઉદ્યોગ ધ્યાન રાખે છે, વર્તમાનપત્રો દરરોજ તેનાં ઢોલ પીટે છે, રમતગમત તથા પીણાના આનંદની જાહેરાત કરવામાં આવે છે, પણ પુસ્તકના ધંધાએ પોતાના માલની જાહેરાત કરવામાં આવે છે પણ પુસ્તકના ધંધાએ પોતાના માલની જાહેરાત માટે કશુંયે કર્યું નહિ. પુસ્તકોના વધતા ફેલાવા માટેના નૂતન વિચારોને ધંધાદારી મંડળોએ અવગણી કાઢ્યા. પુસ્તકોની દુકાનો પણ બહુ વિદ્વત્તાભરી તથા ભભકભરી દેખાવા લાગી અને ઘણા લોકોને તેમાં પ્રવેશ કરતાં શરમ આવવા લાગી. ચા–પાર્ટી વખતની વાતચિત માટે છેલ્લામાં છેલ્લું ખૂબ ખપતવાળા પુસ્તકના વાચનથી સ્પષ્ટ રીતે જુદો તરી આવતો, વાચનનો આનંદ કે ગ્રંથોને પોતાના જીવનનું એક અંગ બનાવવાનો આનંદ બ્રિટનમાં તદ્દન અજાણી વસ્તુ જ હતી.

પોતાનો વિશિષ્ટ પ્રકારનો શોખ અથવા તો તેમની કારકિર્દીના ઘડતર પર પુસ્તકો કેટલી અસર કરશે તેની લોકોને સમજ નહોતી. એ વાત સારી છે કે, બધા વિષયો પર સંખ્યાબંધ પુસ્તકો વેચાયાં છે. પરંતુ આ વેચાણ તો જે લોકો પુસ્તકોને પોતાના સલાહકાર તથા માર્ગદર્શક તરીકે વાપરતા હતા તેમને જ થયું હતું. આ યુધ્ધે એક મહાન વસ્તુ એ કરી છે કે આ વર્તુલમાં હજારો નવા આગંતુકોનો પ્રવેશ થયો છે.

યુદ્ધની શરૂઆત થતાં પહેલાં તો પુસ્તકવેચાણમાં મંદી આવી, લોકો એટલા બધા મુંઝાઇ ગયા હતા કે પુસ્તકો ખરીદવાનો તેમને વિચાર જ ન આવતો. ક્રમશઃ બ્રિટન યુદ્ધની પરિસ્થિતિથી ટેવાતું ગયું તેમ, લોકોએ વાચનની શરૂઆત કરી. આજે લોકો ઇતિહાસે કદી ન ખરીદ કર્યાં હોય તેથી વધારે પુસ્તકો વાંચે છે. ૧૯૪૨ માં મારી દુકાને ત્રીસ લાખ પુસ્તકો વેચાયાં હતાં; આ વર્ષના ઑગસ્ટ સુધીમાં અમે વીસ લાખ પુસ્તકો વેચ્યાં છે.

લોકોને કયા પ્રકારનાં પુસ્તકો જોઇએ છે તે જોવાનું પણ રસપ્રદ છે. મહાન 'કલાસિકસ' (આદર્શ પુસ્તકો) વર્ષો સુધી કાગળની મિલોમાં મોકલાતાં અગર તો ૬ આનામાં વેચી નાખવામાં આવતાં, તેની આજ ખૂબ જ ખપત છે. કોઇપણ ગ્રંથવિક્રેતાની યાદદાસ્તમાં પહેલવહેલાં જ, શેક્સપીઅરનાં પુસ્તકો અપ્રાપ્ય થઇ પડયાં. ગઇ નાતાલ વખતે ટોલ્સ્ટોયના પુસ્તક 'વૉર એન્ડ પીસ' માટે બુકસેલરોની દુકાન પાસે લોકો હારબંધ ઊભા રહેતા હતા. પેલા આનંદપ્રદ લેખક ટ્રોલોપે પણ પોતાનું સ્થાન મેળવ્યું છે.

ગયા યુદ્ધમાં ઉમર ખય્યામનાં પુસ્તકો ખૂબ ખપતાં, તેમ આ યુદ્ધમાં પણ ખૂબ ખપે છે. બીજાં નીચેનાં પુસ્તકોની માગણી થાય છે. 'પેપ્સ ડાયરી', બોસ્વેલની 'લાઇફ ઑફ જહૉન્સન', માર્કટ્વેઇન, 'ધી ઑકસફર્ડ બુક ઑફ કવોટેશન્સ', 'બેકનના નિબંધો', પ્રો. હેનર્લ, રડયાર્ડ કિપ્લિંગ અને ડિકન્સ. રેડિયો પર પુસ્તકો સંબધેનો વાર્તાલાપ

જનતાનો મોટો ભાગ સાંભળે છે. કોઈએક પુસ્તકની ભલામણ કરવામાં આવતાં પુસ્તક ભંડારમાં તેની ખૂબ માગણી થાય છે.

આજે તો દરેક જણ પુસ્તક ખરીદ કરે છે તેનાં કારણો શોધવાં મુશ્કેલ નથી. પહેલું તો કદાચ, લોકો વધારે પૈસો કમાઈ રહ્યા છે. બીજું, આ ધંધા પર સરકારની ઉદાર તથા દુરંદેશીભરી નીતિ હોઈ, તેના પર બંધનો ન હોવાથી લોકો કરથી મુક્ત બુકકૂપનો ખરીદ કરી શકે છે. દૂર દૂર આવેલાં સ્થાનોમાં, યુવકોને ફુરસદનો સમય ગાળવાનું બીજું સાધન ન હોઈ તેઓ આરામ મેળવવા પુસ્તકો જ વાંચે છે.

દરેક મનુષ્યના જીવનમાં આવેલ મહાન પરિવર્તનને અંગે, દરેક માટે કંઈક નવું જાણવાનું આવશ્યક બન્યું છે અને ટેકનિકલ પુસ્તકો માટેની માગણી બહુ વધી પડી છે. વાયુશાસ્ત્ર, એન્જીનિયરીંગ, રેડિયો, નૌકાદળ, નાગરિક સંરક્ષણ અને વિજ્ઞાનની દરેક શાખા પરનાં પુસ્તકો હજારોની સંખ્યામાં ખપે છે. સનંદી નોકરોમાંના ઘણા લોકો યુદ્ધ પછીની કારકિર્દીનો અભ્યાસ કરી રહ્યા છે, અને વૈદકનાં પુસ્તકો, દંતવિજ્ઞાન, બેન્કિંગ તથા ધંધાની રીત સંબંધનાં પુસ્તકોનું વેચાણ બહુ જ મોટું છે.

અંધારપટ તથા મુસાફરીની હાડમારીને અંગે લોકોને ઘેર રહેવાની ફરજ પડે છે. હવે દરેક મનુષ્યને કોઈ ને કોઈ પ્રકારનો શોખ હોય છે. તે શોખનું શિક્ષણ લેવા તે પુસ્તકો ખરીદ કરે છે. સસલા ઉછેર, મધમાખ ઉછેર, ગૂંથણકામ, ટિકિટોનો સંગ્રહ, ભરતકામ, બાગકામ, રસોઈ વગેરે ઉપરનાં પુસ્તકોની સતત માગણી રહ્યા કરે છે.

વિરલ પુસ્તકોનો ધંધો પણ સારો ચાલે છે. લોકો વિરલ પુસ્તકોમાં નાણાં રોકે છે, અને આવાં પુસ્તકોની કિંમત પણ સાતમા આસમાને પહોંચી છે.

બ્રિટનમાં પરદેશીઓની ઘણી મોટી સંખ્યાની હાજરીને અંગે પરદેશનાં પુસ્તકોની માંગ પણ વધી છે, નોકરીને અંગે આવેલા માણસો પરદેશી ભાષાઓનાં ઘણાં પુસ્તકો ખરીદ કરે છે અને રશિયન તથા સ્પેનિશ ભાષાનાં પુસ્તકોની ખૂબ માગણી છે; કેમકે આ બન્ને ભાષાઓ યુદ્ધ પછીની પુનર્રચનામાં ખૂબ અગત્યની ગણાય છે. યુદ્ધવિષયક ખબરોમાંથી રાહત તરીકે ઘણા લોકો કળા તથા પ્રવાસનાં પુસ્તકો ખરીદે છે, અને દરેક યુદ્ધમાં બને છે તેમ ધર્મ, તત્ત્વજ્ઞાન અને કાવ્યનાં પુસ્તકો પણ સારા પ્રમાણમાં વેચાય છે.

સનસનાટી ઉપજાવે તેવાં પુસ્તકોનું વેચાણ પણ ચાલુ છે, પણ પરદેશની રાજનીતિનાં પુસ્તકોનું વેચાણ ઘટયું છે. અત્યારે તો લોકોને યુદ્ધની વિષમ પરિસ્થિતિ તથા યુદ્ધ પછીની પુનર્રચનામાં વધારે રસ પડવા લાગ્યો છે.

બાળકો હમેશ કરતાં વધારે વાંચવા લાગ્યા છે અને બાલસાહિત્ય માટેની માગણી અતૃપ્ત રહી છે. બાલસાહિત્યના આવતી નાતાલના ધસારાને પહોંચી વળવા માટે પ્રકાશકોએ માર્ચ માસથી તૈયારી કરવા માંડી છે.

પોતાના ધંધાની થયેલ આબાદી જોઈને ગ્રંથવિક્રેતા ખુશી થાય એ સ્વાભાવિક છે. પરંતુ તેનો ખરો આનંદ તો એ છે કે, પુસ્તકો જીવનને જે આનંદ તથા સમૃદ્ધિ આપે છે તેની બ્રિટનને ફરીથી જાણ થઈ છે.*

* મૂળ લેખિકા બ્રિટનના પ્રખ્યાત ગ્રંથવિક્રેતાની પેઢીવાળી ક્રિસ્ટિના ફોઈલ.

# સાહિત્યમાં તળપદા તત્ત્વનું મહત્ત્વ

'સાહિત્ય અને તળપદી ભાષા' નામના એક લેખમાં ગુજરાતી સાહિત્યમાં તળપદી ભાષા કયે કયે સ્થળે નજરે પડે છે એની ચર્ચા કરી હતી, આજે એ તળપદું તત્ત્વ —માત્ર ભાષાનું જ નહિ પણ વર્તન, વાતાવરણ અને ભાષા—એ ત્રણેનું સાહિત્યમાં સ્થાન છે એની ચર્ચા—કાંઈક વિચારણા કરવા ધારું છું.

પ્રથમ પ્રશ્ન એ જ ઊઠે છે કે 'આ તળપદું તત્ત્વ' શા માટે ? એના માટે વિવેચકો અહોભાવથી કેમ લખે છે કે એનો અભાવ હોય ત્યારે એ કૃતિના લેખક સામે બખાળા શા માટે કાઢે છે ? આ પ્રશ્નનો જવાબ 'સાહિત્ય શું છે ?' એ પ્રશ્નના જવાબમાં આવી જાય.

સાહિત્ય એટલે જીવનની પ્રતિકૃતિ એમ અનેક સ્વીકારે છે. અને જો એ સત્ય હોય તો સાહિત્યકારની કૃતિમાં એ જીવનની છબી બળપૂર્વક રજૂ કરવા તળપદા તત્ત્વની અત્યંત આવશ્યકતા. એને લઈને જ એક જગ્યાના માણસો સંસ્કૃતિમાં બીજાથી ભિન્ન કઈ રીતે છે, એ પ્રદેશના રીતરિવાજો કેવા છે, લોકોની જીવન જીવવાની પદ્ધતિ કયા પ્રકારની છે, સંસ્કાર કેવા છે—એ સર્વે માત્ર સાચી તળપદી કૃતિ પરથી જાણી શકાય. વેસેક્સનું જીવન યથાર્થ રૂપે રજૂ કરતી હાર્ડીની એજ નામી નવલો, સ્કૉટની સ્કૉટલાંડને જીવંત કરતી Waverly naels— ને ખરું કહીએ તો તળપદા તત્ત્વને સાહિત્યમાં પ્રથમ સભાન સ્થાન આપનાર તો એ જ !—આફ્રિકાની સોનાની ખાણોને અને એમાં કામ કરતા મજૂરોને જીવંત ખડા કરતી બ્રેટ હાર્ટની નવલિકાઓ—આ સર્વે તત્કાલીન કે તત્પ્રાદેશિક સર્વ માહિતી આપી આપણને આનંદ આપે છે. ગુજરાતમાં પણ મેઘાણીની કલમે જૂનું કાઠિયાવાડ ફરી જીવતું બન્યું છે; 'રજપૂતાણી' જેવી વાતોમાં ધૂમકેતુ રાજપૂતયુગ ખડો કરે છે; તો 'સ્વર્ગ અને પૃથ્વી' 'વૈશાલિની વનિતા' જેવામાં પ્રાચીન વાતાવરણ ખડું થાય છે; રામનારાયણ નાગરદાસ પાઠકે 'જગતનો તાત'માં, ધૂમકેતુએ 'પરાજય' અને 'ગોવિંદનું ખેતર'માં, ગુણવંતરાય આચાર્યે 'દરિદ્રનારાયણ' અને 'રામકહાણી'માં, પન્નાલાલે 'વળામણા'માં તેમ જ નાનીમોટી નવલિકાઓમાં, સુંદરમે નવલિકાઓમાં, એવાજ નવલકાર રતિલાલ ત્રિવેદીએ 'કાટનાં માળખાં'માં આપણા ગ્રામજીવનને ખડું કર્યું છે. પછી એ પન્નાલાલનું ઈડર આસપાસનું વાતાવરણ હોય, કે સુંદરમ્ ભરૂચ જિલ્લાની આસપાસનું વાતાવરણ રચવામાં રાચતા હોય; 'ધરતી'માં નીરૂ દેસાઈ સુરત જીલ્લાના ખેડૂતને અને એની ભાષાને રજૂ કરતા હોય; ધૂમકેતુ—મેઘાણી કે રતિલાલ ત્રિવેદી કાઠિયાવાડના ગામડાંઓને જીવંત કરી મૂકતા હોય !—પણ આ સર્વે દ્વારા આપણને ગુજરાતમાં જ રહેલી આચાર–વિચારની ભિન્નતાની ખબર પડે છે. અને એમાંથી ધરતીની સોડમ આવતી હોવાથી આપણને વાંચવું પણ વધારે ગમે ! એ ખૂબી છે તળપદા તત્ત્વની ! એના જ અભાવે કોઈ પણ સારા લેખકની કૃતિનો રસાસ્વાદ આપણે ન માણી શકીએ. કારણ કે એના મૂળમાં જ અવાસ્તવિકતા છે.

હવે બીજો પ્રશ્ન એ થશે કે આવી બાર ગાઉએ બદલાતી બોલીને રજૂ કરતું સાહિત્ય ચિરંજીવ કેમ બને ? એ બોલી બધા તો ન જ સમજી શકે !

આનો ઉત્તર તો અત્યંત સ્પષ્ટ છે. એ બોલી—એ ભાષા જ અક્ષરશઃ ભલે આપણને

૨

ન સમજાય. પરંતુ ખેડૂત, ધારાળા કે દુબળાની પોતાની જ બોલીમાં એમનો આત્મા વ્યક્ત થાય છે તે અન્ય રીતે નથી થતો અને એ આત્મા જ કોઇ પણ સાહિત્યનું સર્વકાલીન તત્ત્વ છે. ઉપર કર્યો એ પ્રશ્ન સાચો હોત તો જે. એમ. સીંજનું અદ્ભુત ગણાઇ ગયેલ નાટક "Riders to the sea" કોઈ વાંચત જ નહિ ! કારણ કે એ શુદ્ધ અંગ્રેજી ભાષામાં નથી–આયરિશ બોલીમાં છે. આમ છતાં આજે પ્રથમ કક્ષાની કરુણિકા ગણાય છે ને જગતની ઘણીખરી ભાષાઓમાં એનાં રૂપાંતરો થયાં છે. એ રૂપાંતરોમાં પણ ભાષાનો નહિ પણ અમુક બોલીનો જ સવિશેષ પ્રયોગ થયો છે–એ ભુલાવું ન જોઇએ. અમેરિકન ભાષાના Folk plays–લોકનાટયો–માં બોલી જ મુખ્યત્વે હોય છે. છતાં એની કલા હીન ગણાતી નથી. ત્યારે ગુજરાતી સાહિત્યમાં એનો એવો ભય રાખવાની કોઇ જરૂર નથી.

સૌથી વધારે તો એક પ્રદેશની રહેણીકરણી, વાતાવરણ અને ભાષા રજૂ કરતું આ તળપદું તત્ત્વ ભવિષ્યની પ્રજાને આપણી પ્રજાનું માપ કાઢવાની પારાશીશી બની રહેશે. એક દિવસ એવો પણ આવે કે આપણે અત્યંત સુધરી જઇએ–આપણા બોલીભેદો ઓછા થાય; આચારભેદો ઓછા થાય–ત્યારે સંશોધકને ખરું જૂનું ગુજરાત જાણવા આવી તળપદાં તત્ત્વોવાળી કૃતિઓ પર ધ્યાન આપવું પડશે. આ જ એની મહત્તા છે.

તખ્તસિંહ વ્હેરાભાઇ પરમાર

---

# કેટલાક શિક્ષકોની ગેરસમજ

વડોદરા રાજ્યના શિક્ષકવર્ગનો આપણી પુસ્તકાલયપ્રવૃત્તિ સાથે ન ભૂંસી શકાય તેવો ગાઢ સંબંધ છે. અત્યારે પણ ઘણા ગામોમાં શિક્ષકો જ મંત્રી તરીકેનું, ગ્રંથપાલ તરીકેનું અગર બન્ને કામો કરતા જોવામા આવે છે.

પુસ્તકાલયપ્રવૃત્તિના વિકાસમાં પણ તેમનો હિસ્સો નાનો નથી. સ્વ. મહારાજા સા. ની મુરાદ અને અમીન સાહેબની ધગશ શિક્ષકવર્ગના સહકાર વિના આટલી ફળીભૂત થઇ શકી હોત કે કેમ એ શંકાસ્પદ છે. નવીન પુસ્તકાલયો ઉઘાડવાં અને ઉઘાડયા બાદ સાલ દરસાલ વાર્ષિક મદદ મેળવી અંદાજપત્રો બનાવવાં અને કેટલીક વખત આગ્રહી આગેવાનો સાથે કામ લેવું એ મુશ્કેલ કાર્ય છે. અને એ કાર્યો કેટલાક શિક્ષકભાઇઓએ કરી આ પ્રવૃત્તિ વિકસાવવામાં સંગીન મદદ આપી છે અને હજુ આપી રહેલ છે. આવા રાષ્ટ્રઘડતરના કાર્યમાં પોતાની સેવાઓ અર્પવા બદલ તે શિક્ષકવર્ગ સહુના માનને પાત્ર છે.

પરંતુ કેટલાક શિક્ષક–શિક્ષિકાઓમાં પુસ્તકાલય વિષે એક ગેરસમજ જોવામાં આવે છે. અમારા પુસ્તકાલયમાં વિદ્યાર્થી વાચકો વધે તથા તેમનામાં વાચનરસ જાગે તે માટે અમોએ પ્રયત્ન શરૂ કરેલ. અને જણાવતાં હર્ષ થાય છે કે જોતજોતામાં વાચક સંખ્યા સારી વધેલી; પરંતુ બે માસ પછી એ સંખ્યા એકદમ ઘટી ગઇ. તેનાં કારણોની વિદ્યાર્થીઓને પૂછીને તપાસ કરતાં તેમની મુખ્ય બે ફરિયાદો માલમ પડી. તેમાંની પહેલી ફરિયાદ તો શિક્ષકો સામે જ હતી. કહે છે કે તેમના શિક્ષકો તેમને પુસ્તકાલયમાં જવાની ના પાડતા હતા, એટલુંજ નહિ પણ જનાર વિદ્યાર્થીને ધમકાવતા હતા.

આથી હું બે ત્રણ શિક્ષકોને મળ્યો. તેમણે ફરિયાદ માન્ય રાખી અને પોતાનાં કારણો રજૂ કર્યાં. તે સાંભળીને હું આશ્ચર્ય પામ્યો.

તેમનું કહેવું એ હતું કે વિદ્યાર્થીઓ જો ઇતર વાચન વાંચે તો તે નિશાળનાં પુસ્તકો વાંચે નહિ એટલે પરીક્ષામાં પરિણામ ઓછું આવતાં અમારે શોષવું પડે. તેથી અમો તેમને અટકાવીએ છીએ. મેં કહ્યું કે ઇતર વાચનથી તો તેમનો વાચનરસ કેળવાય છે. પરિણામે તેઓ વાંચતા થાય છે અને તેથી તેમના બહારના જ્ઞાનમાં વધારો થાય છે. તે એટલે સુધી કે તેમના અભ્યાસમાં પણ તે જ્ઞાન ઘણું ઉપયોગી થઇ પડે છે. નિબન્ધલેખન એ આની ખાસ સાક્ષીરૂપ છે. ' વનરાજ ચાવડો ' ' સિદ્ધરાજ ' ' વસ્તુપાળ તેજપાળ ' ' મહમદ બેગડો ' જેવાં બાલભોગ્ય પુસ્તકો વાચકોના ઇતિહાસના જ્ઞાનમાં તેમ જ ' સુરત ' ' વડોદરા ' ' તારંગા ' તથા ઇતર સારાં પ્રવાસવર્ણનો તેમના ભૂગોળના જ્ઞાનમાં સારો વધારો કરી તે વિષયો તરફ તેમને આકર્ષે છે.

વળી એક વિદ્યાર્થી જે અમારી હાઇસ્કૂલમાંથી મૅટ્રિકની પરીક્ષામાં સારે નંબરે આવેલ તેની વાત કહી કે ત્રિમાસિક, છમાસિક તથા વાર્ષિક પરીક્ષાના દિવસો પહેલાં જ નહિ પણ પરીક્ષાના જ દિવસોમાં પણ એ ઇતર વાચન ચાલુ રાખતો તોપણ સિત્તેર એંશી વિદ્યાર્થીઓના વર્ગમાં પ્રથમ અગર બીજે નંબરે પાસ થતો.

ઇતર વાચન કેળવણીનું પૂરક છે, નહિ કે રોધક. વળી ગામડાના પ્રાથમિક શિક્ષણની બાબતમાં તો ચારેક ચોપડી ભણી ઊઠી જનાર ખેડૂતવર્ગનાં બાળકો પાછળથી વાચનના અભ્યાસ વિના વાંચતાં લખતાં પણ ભૂલી જાય છે. પરંતુ જો તેમનામાં બાળવયથી જ વાચનરસ કેળવાય તો તેઓ વાંચતાં લખતાં ભૂલી જાય નહિ. વધારામાં તેમના જ્ઞાનમાં કેટલોક ઉપયોગી વધારો થતો રહે.

તે વખતે તો તેમણે મારી વાત કબૂલી.

થોડા વખત બાદ અમોએ બાલવાચકોની બીજી ફરિયાદ પણ દૂર કરી. ફરી પ્રયત્ન કરતાં વાચકોની સંખ્યા વધી. પરંતુ આજે બે ત્રણ માસ પછી પણ બાલવાચકો પાસેથી ઉપરની પ્રથમ ફરિયાદ આવે છે.

તો શિક્ષક–શિક્ષિકાવર્ગને મારી વિનતિ છે કે તેઓ પોતાની જો આવી ગેરસમજ હોય તો દૂર કરે અને પોતાના સાથીઓમાં કોઇની આવી સમજ જુએ તો તે દૂર કરવા પ્રયત્ન કરે અને રાષ્ટ્રઘડતરના આ મહાન કાર્યમાં પોતાનો સાથ આપે.

સાથે સાથે પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબોને પણ કેટલાક શિક્ષક–શિક્ષિકાઓની આ ગેરસમજ દૂર થાય તે માટે વટહુકમ પ્રસિદ્ધ કરીને અને જ્યારે કેળવણી ખાતાના નિરીક્ષકો શાળા તપાસવા જાય ત્યારે જાતે શિક્ષકોને સમજ આપી, શાળાના વિદ્યાર્થીઓ ( કન્યાઓ સહિત ) પુસ્તકાલયનો નિયમિત લાભ લે છે કે નહિ તે બાબત યોગ્ય તે સૂચના શેરો કરે તે માટે કેળવણી ખાતા સાથે યોગ્ય પત્રવ્યવહાર કરવા વિનંતિ છે.

રીખવદાસ જેસિંગદાસ શાહ

# પુસ્તકાલય માટે નવી પ્રેરણા*

જે ગામમાં મંદિર ન હોય તે ગામને કુગામ કહેવામાં આવતું.

અને એવા ગામમાં કોઈએ રહેવું ન જોઈએ એમ સંત પુરુષો કહેતા.

કારણ એ હતું કે મંદિર હોય ત્યાં દેવદર્શન માટે વહેલા ઉઠે, સ્નાન-સંધ્યા કરે; ઉત્સવો થાય, કોઈ પુરાણી કથાવાર્તા કહેવા આવે; ક્વચિત સત્સંગ થાય; મેળા ભરાય અને એ રીતે ધીમે ધીમે ગામ સંસ્કારી બનતું જાય.

આ જમાનાનું મંદિર તે પુસ્તકાલય છે. જે ગામમાં પુસ્તકાલય ન હોય તે ગામમાં તમારે રહેવું નહિ એમ હું કહું છું.

અમદાવાદ શહેરની જૂની હદમાં ૧૫૦૦ પોળો છે અને એ એક એક પોળ એક એક ગામ જેવડી છે.

એ હિસાબે અમદાવાદમાં ૧૫૦૦ લાઈબ્રેરીઓ જોઈએ; પણ ભાગ્યે સો જ લાઈબ્રેરીઓ હશે; એટલે અમદાવાદની ૧૪૦૦ પોળો સારા માણસોએ રહેવા લાયક નથી.

લાયબ્રેરી વગરની પોળમાં રહેનારાં જડ, મૂર્ખ અને જમાનાની પાછળ રહેવાનાં અને એમનાં છોકરાછોકરીઓ પણ એવાં જ નીવડે એમાં શક નથી.

શાહપુર, જમાલપુર અને દરિયાપુર કેળવણીમાં પાછળ છે અને ખાડિયા કે કાળુપુરમાં રહેનારો પ્રમાણમાં સંસ્કારી છે એનું કારણ સ્પષ્ટ છે.

ખાડિયામાં આપારાવ ભોળાનાથ લાયબ્રેરી હતી. ( જે હાલ રાયપુર દરવાજા બહાર આવેલી છે. )

કાળુપુરમાં લાલા લજપતરાય લાયબ્રેરી છે.

શાહપુર, દરિયાપુરમાં પણ લાયબ્રેરીઓ નીકળી છે અને તમારા જમાલપુર વિભાગમાં પણ માંડવીની પોળની લાયબ્રેરી મારા મિત્ર રમણલાલ જાનીના પ્રયાસથી સુન્દર ચાલે છે.

ત્યાં તો બપોર પછી બહેનો, લાયબ્રેરીનો કબજો લેતી અને ઘેર ઘેર પુસ્તકો પહોંચાડવાની પણ સેવા કરતી હતી.

ટોકરશાની પોળને અભિનંદન ઘટે છે કે મોડાં મોડાં પણ તમે જાગ્યાં અને સદ્ભાવથી પ્રેરાઈને આજે દેવી સરસ્વતીનું મંદિર તમે સ્થાપો છો.

બાકી, એક રીતે જોઈએ તો અમદાવાદને જેટલી પૈસાની પડી છે એટલી વિદ્વત્તા કે જ્ઞાનની પડી નથી.

પણ પૈસાના ઢગ હોય તોયે જ્ઞાનથી જેવું સુખ મળે છે એવું સુખ ધન-દોલત આપી શકે એમ નથી.

ધનથી બહુ તો શરીરને સુખ મળે, પણ મન, બુદ્ધિ અને આત્માનો વિકાસ તો પુસ્તકોના સત્સંગથી જ થવાનો. આ સત્સંગ જેવો તેવો નથી. એનાથી ચારિત્ર્ય પણ સુધરે છે અને ચારિત્ર્યથી જ સાચી મનુષ્યજીવનની સાર્થકતા થાય છે.

---

* અમદાવાદના એક લત્તામાં પોળ પુસ્તકાલયના ઉદ્ઘાટનપ્રસંગે આપેલા વ્યાખ્યાન પરથી.

તમે બહેનો પણ આ પુસ્તકાલયને ખીલવવામાં ધ્યાન આપજો અને ઘેર ઘેર સારાં પુસ્તકો વંચાવજો.

તમારામાંથી ભણેલા હોય અને સારું વાંચી શકે ને ફુરસદ મળે ત્યારે બીજાની આગળ સમૂહવાચન કરો અને જીવનના તથા દેશના પ્રશ્નો સમજી જાવ !

પૃથ્વી પર જુઓ. અત્યારે શું બની રહ્યું છે ? ચોમરદમ દાવાનળ સળગ્યો છે. આપણા દેશ પર પણ યુદ્ધના ભણકારા વાગી રહ્યા છે અને તેવે સમયે નેતાઓ કારાવાસ સેવે છે.

**કિંમતમાં સુધારો**

**જાન્યુઆરી '૪૪ ના અંકમાં પુસ્તકાલયનાં બાર સૂત્રોની કિંમત છ આના છાપેલી છે. બીજાં બાર સૂત્રોનો પણ આવો સેટ અમારી પાસે તૈયાર છે. સૂત્રો ૧૦"×૧૫" ના કાગળ ઉપર દ્વિરંગમાં છાપેલાં છે. બન્ને સેટની કિંમત બાર આના છે. પોસ્ટેજ પાંચ આના જુદું.**

આ બધું તમે વર્તમાનપત્રો વાંચો તો સમજાય અને દેશપ્રત્યેનું કર્તવ્ય પણ સૂઝે.

વર્તમાનપત્રો સામયિકો અને સારાં સારાં પુસ્તકો બહેનોએ પણ પુરુષોની માફક જ વાંચવાં જોઇએ, નહિ તો તમે ઓટલે બેસીને કુથલીઓ કર્યા કરો છો અને કાણુ–મોકાણુમાં વખત બગાડો છો.

જૈન ભાઇઓને પણ હું વિનંતિ કરું છું કે એમણે બે વખત દાળભાત ખાવાની ટેવ છોડવી. સાંજના દશમી ને દૂધ જમો તો બહેનો બે વખત રાંધવાથી છૂટે અને બપોરના તથા સાંજનો વખતે એમને ફરવા હરવા વાંચવામાં કંઇક મળે.

બહારની સ્ત્રીઓએ અમદાવાદ જેટલું જોયું છે એટલું શહેરની સ્ત્રીએ જોયું નથી અને આપણું શહેર તો જોવા લાયક છે.

કાંકરીઆ પર અમે બાગ કેવો બનાવ્યો છે એ તો તમે બ્હેનો જુઓ !

એક મોતીભાઇ અમીન નામના મહાન ગુજરાતી થઇ ગયા. એમણે આખા વડોદરા રાજ્યમાં અને ખેડા જીલ્લામાં ગામેગામ લાયબ્રેરીઓ કઢાવી અને એમને પ્રતાપે આખી ગાયકવાડની પ્રજા અને પાટીદાર કોમ આગળ પડતી થઇ ગઇ.

---

બ્રિટનમાં રાષ્ટ્રીય પુસ્તક પુનઃ પ્રાપ્તિનાં આંદોલન દ્વારા ૫૬,૦૦૯,૦૦૦ પુસ્તકો મેળવાયાં છે. તેમાં ૧,૫૦૦૦,૦૦૦ રાષ્ટ્રીય અને યુદ્ધથી નાશ પામેલાં પુસ્તકાલયો માટે છે અને ૬,૦૦૦,૦૦૦ સૈનિકોને અપાયાં છે.

—સરખાવો ગુજરાતી પુસ્તકપ્રવૃત્તિ. મુંબાઇમાં જ આજે એક પણ એવું સમૃદ્ધ ગુજરાતી પુસ્તકાલય નથી જેમાં છેલ્લામાં છેલ્લું–ગઇ કાલ પ્રકટ થયેલું ગુજરાતી પુસ્તક હોય; તો પછી બ્રિટિશ હદનાં બીજાં શહેરોની વાત જ શી કરવી ? ગુજરાતી સાહિત્ય પરિષદની સાહિત્ય પત્રિકા દ્વારા પરિષદ-પુસ્તકાલય માટે મંગાવાયેલાં પુસ્તકો કેટલાં મળ્યાં ? બીજા દેશો જ્યારે સાહિત્ય-પ્રચાર જેવી નિર્દોષ પ્રવૃત્તિઓમાં પણ જનતાના પ્રત્યેક ઘર સુધી પહોંચીને લાખ્ખોની સંખ્યામાં પુસ્તકો એકઠાં કરી શકે છે ત્યારે ગુજરાતી સાહિત્ય-પ્રચાર અને આમવર્ગ સંબંધમાં રુદનપાઠશે જ રહ્યો !

# કામરેજ મહાલ પ્રથમ પુસ્તકાલય પરિષદ

કામરેજ મહાલની પ્રથમ પુસ્તકાલય પરિષદ, દીગસ મુકામે તા. ૨૮-૧૧-૪૩ ના રોજ સવારના દશ વાગે નવસારી પ્રાંત શાળાધિકારી શ્રી. ભાલચંદ્ર વ્યાસના પ્રમુખપદે ભરવામાં આવી હતી.

પરિષદમાં પ્રમુખશ્રી ઉપરાંત આમંત્રિત મહેમાનોમાં પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્ય. શ્રી. ઉમેદભાઇ પટેલ, રાજ્યપ્રચારક શ્રી. વલ્લભભાઇ, કામરેજ મહાલ શાળાધિકારી શ્રી. ભદ્રશંકર વૈદ્ય, ફરતા પુ. શાખાના અધ્યવેક્ષક શ્રી. એકનાથ પટેલ, 'ગાંડિવ' પાક્ષિકના તંત્રી શ્રી. નટવરલાલ વીમાવાળા તથા ઓલવડ અને ઓરણા ગામના અગ્રગણ્ય નાગરિકો અને વેપારી મંડળના સભ્યોની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી. એ ઉપરાંત મહાલનાં ૨૫ પુસ્તકાલયોના ૩૬ પ્રતિનિધિઓ તથા પ્રેક્ષકોએ હાજરી આપી હતી.

પ્રારંભમાં ઇશ્વિરસ્તવન, શ્રીમંતપ્રશસ્તિ, આવકાર ગરબી અને ગ્રંથમંદિરના પૂજારીનો સંવાદ થયા બાદ સ્વાગતપ્રમુખ શ્રી. ઇચ્છારામ માધવભાઇ વતી શ્રી. કુંવરજીભાઇ મંછારામે સ્વાગતપ્રમુખનું ભાષણ વાંચી સંભળાવી, પધારેલા મહેમાનો અને પ્રતિનિધિઓનું સ્વાગત કર્યું હતું. તે પછી પરિષદના પ્રમુખપદ માટેની દરખાસ્ત રજૂ થતાં અને તેને ટેકો મળતાં શ્રી. વ્યાસે પ્રમુખસ્થાન સ્વીકારી, પોતાનું મૌખિક વ્યાખ્યાન આપ્યું હતું. તેઓશ્રીએ પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે, " અસારૈનો જમાનો ભાષણો કરતાં કર્તવ્યનો છે. × × × લોકકલ્યાણનું સતત ચિંતન કરતા સદ્દગત શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે, શાળામાં મેળવેલું જ્ઞાન ભૂલી ન જવાય અને તેનો સદુપયોગ થાય એ હેતુથી શાળા સાથે પુસ્તકાલયપ્રવૃત્તિની પણ યોજના દાખલ કરી છે. પુસ્તકાલયમાં એક જ વિષયનાં નહિ પણ જુદા જુદા વિષયનાં બધાં જ પુસ્તકો ધીમે ધીમે વસાવવાં જોઇએ. અને તે બધાં જ પુસ્તકોનો સ્વાદ વાચકોને લેવડાવવો જોઇએ. "

તે પછી અન્ય વક્તાઓનાં વિવેચનો થતાં " ગાંડિવ " પાક્ષિકના તંત્રી શ્રી. નટવરલાલ વીમાવાળા, પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્ય. શ્રી. ઉમેદભાઇ સાહેબ તથા કઠોર હાઇસ્કૂલના શિક્ષક શ્રી. હર્ષદરાય તથા રાજ્ય પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઇ અને મહાલ શાળાધિકારી શ્રી. વૈદ સાહેબે આજની પરિષદ અંગે પ્રાસંગિક વિવેચનો કર્યાં હતાં. ત્યાર- " ' રૂડી ચોપડીઓ સોહાય "નો ગરબો ગવાઇ સવારનો કાર્યક્રમ પૂરો થયો હતો.

સાંજના ચાર વાગે, પુનઃ પરિષદનું કાર્ય શરૂ થતાં, શરૂઆતમાં 'હમારૂં પુસ્તકાલય', ' ગ્રંથપાલના ઓરડામાં ' ( સંવાદો ), ' ચૂકશો મા કોઇ ' ' કયું સામયિક ' (સંવાદ) વગેરે ગવાયા-ભજવાયા બાદ મહાલ મંડળના મંત્રી શ્રી. રામશંકરે, મહાલ મંડળનું નિવેદન વાંચ્યું હતું. તે પછી ઠરાવોનું કામ હાથપર લેવાતાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા:—

ઠરાવ ૧—શ્રીમંત મહારાજા સા. ના દીર્ઘાયુની પ્રાર્થનાનો થયો હતો.

ઠરાવ ૨—જે પુસ્તકાલયો ગ્રુ. વ. સો. માં રજિસ્ટર થયેલાં છે તેઓને જે પુસ્તકો એ સોસાઇટી તરફથી મળે છે તે ગ્રામજનતાના ખરનાં નહિ હોવાથી, ગ્રામજનતા તેનો જોઇએ તેટલો લાભ લઈ શકતી નથી; જેથી આ પરિષદ, ગ્રુ. વ. સો. ને ગ્રામજનતાના ખરનાં-નિદાન અડધી કિંમતનાં—પુસ્તકાલયને મળે તેવી તજવીજ કરવા વિનંતિ કરે છે.

ઠરાવ ૩—રાજ્ય તથા મહાલ પુ. મંડળ તરફથી મોટાંઓ તથા વિદ્યાર્થીઓ માટે, શિષ્ટવાચનની જે પરીક્ષાઓ લેવાય છે તેનો લાભ મોટાંઓ તથા વિદ્યાર્થીઓ સારા પ્રમાણમાં લે તેવો પ્રચાર કરવા આ પરિષદ ગ્રામ પુ. ના મંત્રીભાઈઓને વિજ્ઞપ્તિ કરે છે.

ઠરાવ ૪—મહાલમાં સ્થપાયલાં જે તે યુવકમંડળોને, પોતાના યુવકની વાર્ષિક સભા ભરવા તથા યુવકમંડળોને જે રચનાત્મક કાર્યો કરવાનાં જણાવ્યાં છે, તેને અમલમાં મૂકવા આ પરિષદ જે તે યુવકમંડળોના મંત્રીઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

ઠરાવ ૫—મહાલનાં જે ગ્રામ પુસ્તકાલયોને, ગ્રામ પંચાયત મદદ મળતી ન હોય તેવી સ્થળની, ગ્રામપંચાયતોને આ પરિષદ, પોતાની આવકના પ્રમાણમાં બંધારણ અનુસાર જેટલી મદદ આપી શકાય તેટલી પોતાના બજેટમાં મંજુર કરીને આપવા વિનંતિ કરે છે.

ઉપર પ્રમાણે ઠરાવોનું કાર્ય પૂરું થતાં, પ્રમુખશ્રીનું ઉપસંહારનું ભાષણ થઇ, પ્રમુખશ્રીનો તથા ગામનો આભાર મનાઈ પરિષદનું કાર્ય, વિદાયમરણો અને રાજગીત ગવાઇ સમાપ્ત થયું હતું.

---

# વિજાપુર મહાલ ત્રીજી પુસ્તકાલય પરિષદ

## ( પામોલ તા. વિજાપુર )

વિજાપુર મહાલ પુસ્તકાલય મંડળની તૃતીય પરિષદ પામોલ મુકામે શ્રી દત્ત-જયંતિના દિવસે–માગશીર્ષ પૂર્ણિમાને શનિવાર તા. ૧૧–૧૨–૧૯૪૩ ના રોજ પામોલના શેઠ ડાહ્યાભાઇ છગનલાલ વાડીલચંદ ઝવેરીના પ્રમુખપદે મળી હતી.

આ પરિષદમાં મહાલનાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ ઉપરાંત શ્રી. મહાલ શાળાધિકારી રાવળ સા., રૂ. પુ. શાખાના અધ્યક્ષ શ્રી. એકનાથ પટેલ, રાજ્ય પ્રચારક શ્રી. વલ્લભાઇ મૂ. પટેલ, ઉપરાંત બીજા ઘણા મહેમાનોએ હાજરી આપી હતી. ગામના ગૃહસ્થો ઉપરાંત બહેનોની પણ સારી સંખ્યા હાજર હતી.

પ્રારંભમાં બાળકોએ ઇશ્વરસ્તુતિ ને સ્વાગતગીત ગાયા બાદ બાળાઓએ શ્રીમંત ગુણાનુવાદ, ગરબા ગાયા પછી પૃથ્વીરાજ–ચંદનો સંવાદ ભજવાયો હતો. બાદ સ્વાગતપ્રમુખ શ્રી. કાલીદાસભાઇએ મહેમાનોનું સ્વાગત કરી પામોલ ગામનો પરિચય આપી પુસ્તકાલયથી ગામની થયેલી પ્રગતિનું સુંદર બ્યાન આપ્યું.

બાદ પ્રમુખની વરણી થતાં પ્રમુખશ્રીએ એ પદ સ્વીકારી પોતાના અનુભવનું કેટલુંક બ્યાન આપ્યું તેમાં ખાસ કરીને, સ્ત્રીકેળવણી બાબત ખાસ ધ્યાન ખેંચ્યું હતું. મહિલા સમાજમાં સુધારણા થયે આખા સમાજની આપોઆપ પ્રગતિ થશે જ; તેમ પુસ્તકાલય, જીવનની જરૂરીઆતોમાં એક ખાસ અંગ ગણાય છે, માટે બાળકોને પુસ્તકપ્રેમી બનાવવા ખાસ કાળજી રાખવી જોઇએ તે માટે વાચક મંડળો તેમ શિષ્ટ વાચનની પરીક્ષાની યોજનાને દરેકે હાથ ધરવી જોઇએ. અક્ષરજ્ઞાનનો લાભ લીધા સિવાયના પ્રૌઢો માટે પ્રૌઢશિક્ષણ વર્ગો કાઢી તેમને આપમેળે જ્ઞાનામૃત પીવાનો અવસર આપવો તે દરેક ભણેલાની ફરજ છે. આ

કાર્ય એકલા શિક્ષકો કરે ને બીજાને લાગે વળગે નહિ તે માનવું ખોટું છે વગેરે બાબતો પર પ્રેરણાત્મક બોધ આપ્યો હતો.

ગત અધિવેશનથી આજ સુધીમાં મહાલ પુસ્તકાલય મંડળે જે પ્રગતિ સાધી હતી તેનું ટૂંકું વિવેચન મહાલ મંડળના મંત્રી રા. મૂળશંકરભાઇ તરફથી રજૂ થયું હતું. તેમાં આ તાલુકામાં એક પણ શાળાવાળું ગામ પુસ્તકાલય વગરનું નથી તે મંડળની ખાસ વિશેષતા જણાવી હતી. તે ઉપરાંત મંડળે ચાલુ સાલથી મહાલમાં વર્ષમાં બે વખત વિદ્યાર્થીઓ માટે શિષ્ટવાચનની પરીક્ષા તથા મોટેરાં માટે ઇનામી નિબંધની યોજના હાથ ધરી છે. આ મંડળને હાલમાં ઉત્સાહી પ્રમુખ શ્રી. રાવલ સા. જેવા સાહિત્યપ્રેમી ને નવીન પ્રવૃત્તિમાં રસ લેનાર મળ્યા હોઇ ભવિષ્યમાં વિજાપુર મહાલનાં પુસ્તકાલયો સારી પ્રગતિ સાધશે. મટે દરેક સાહિત્યપ્રેમી સજ્જનોને સાથ આપવા જણાવ્યું હતું. બાદ પરિષદની સફળતા ઇચ્છતા આવેલા સંદેશાઓ વાંચવામાં આવ્યા હતા.

ઠરાવ ૧—શ્રી. મહારાજા સાહેબનું દીર્ઘાયુ ઇચ્છતો થયો હોઇને

ઠરાવ ૨—વડોદરા રાજ્યનાં જે ગ્રામ પુસ્તકાલયો ગ્રુ. વ. સો. માં રજિસ્ટર થયા છે તે પુસ્તકાલયોને, સોસાઇટી તરફથી જે પુસ્તકો દર વર્ષે મળે છે તે પુસ્તકો, ગ્રામજનતાના ખપનાં નહિ હોવાથી જનતા તેનો બહુ જ ઓછા પ્રમાણમાં લાભ લે છે, જેથી આ પરિષદ, વડોદરા રાજ્યનાં રજિસ્ટર થયેલાં ગ્રામ પુસ્તકાલયો પૂરતાં લોકભોગ્ય પુસ્તકો મળે તેવી તજવીજ કરવા ગ્રુ. વ. સો. ને વિનંતિ કરે છે.

ઠરાવ ૩—ગ્રામ પુસ્તકાલયોને ગ્રામ પંચાયતો મદદ આપી શકે તેવું ધોરણથી ઠરેલું છે જેથી જે ગ્રામ પંચાયતો મદદ આપી શકતી ન હોય તેવી ગ્રામ પંચાયતોએ મદદ આપવા તથા જે ગ્રામ પંચાયતો મદદ મંજૂર કરતી હોય પણ પુસ્તકાલયોને વેળાસર રકમ આપતી ન હોય તેવી ગ્રામ પંચાયતોને મંજૂર કરેલી રકમ વેળાસર આપવા આ પરિષદ વિનંતિ કરે છે.

ઠરાવ ૪—પુ. સ. સ. મંડળ પાસે શેર ભંડોળ મોટું છે, તેમ જ તેના ઉદ્દેશમાં પણ પુસ્તકપ્રસિદ્ધિનું કાર્ય આવે છે. તેથી સારા સારા લેખકોને મહેનતાણું આપીને પણ તેમની પાસે લોકભોગ્ય પુસ્તકો લખાવવા તથા પ્રસિદ્ધ કરવા આ પરિષદ પુ. સ. સ. મંડળને ભલામણ કરે છે.

ઠરાવ ૫—શિષ્ટ વાચન પ્રચારના હેતુથી રાજ્ય પુ. મંડળ તથા મહાલ મંડળ તરફથી જે શિષ્ટ વાચનની પરીક્ષાઓ લેવાય છે તે પરીક્ષાઓનો સારા પ્રમાણમાં પ્રચાર કરી વિદ્યાર્થીઓ અને મોટેરાઓ તેનો સારો લાભ લે તેવી તજવીજ કરવા તથા જ્યાં શક્ય હોય ત્યાં વાચકમંડળ સ્થાપના આ પરિષદ જે તે પુસ્તકાલયોના મંત્રી ભાઇઓને તથા ગામના ઉત્સાહી યુવક બંધુઓને વિનંતિ કરે છે.

ઠરાવ ૬—પ્રમુખ સાહેબ તથા ગ્રામજનોના આભારને લગતો થયો હતો.

છેવટે પ્રમુખશ્રીએ, સભાનું કાર્ય પૂરું થતાં પોતાનું ઉપસંહારનું ભાષણ કરી પોતાને આવા લોકકલ્યાણના કાર્યમાં ભાગ લેવાની પ્રેરણા આપવા બદલ આભાર માની, પામોલ સાર્વ. પુસ્તકાલયને રૂ. ૧૫૧) એકસો એકાવન, બાળકોને ઇનામ માટે રૂ. ૧૦૧) લોકોને મફત દવા વહેંચવા રૂ. ૫૧) ને શાળામાં બાળકોને જમાડવાની તથા રાજ્ય પુસ્તકાલય મંડળમાં આજીવન સભ્ય થવાની પોતાની ઇચ્છા વ્યકત કરી હતી. છેવટે રાજગીત સાથે પરિષદનું કાર્ય પૂર્ણ થયું હતું.



**૧ આર્યોના સંસ્કાર અથવા હિંદની વિદ્યાકળા**—(આવૃત્તિ ત્રીજી) લેખકઃ સ્વામીશ્રી માધવતીર્થ, મુ. છોટાઉદેપુર. પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨૪, સાદુ પૂઠું, મૂલ્ય રૂ. બે.

આ પુસ્તક આપણા પરાપૂર્વીય આર્ય સંસ્કારોની અત્યારના પાશ્ચાત્ય સંસ્કાર અને વિદ્યાકળાની વિચારાત્મક તુલના આપી આપણા પૂર્વજોએ આદેશેલાં ' ધર્મ ' અને ' ફરજ ' આજે ' હક્ક 'ના સ્વરૂપમાં કેમ અને કેવી રીતે પલટાઇ ગયા છે તેનો વાચકને સરસ ખ્યાલ આપે છે. એની બીજી આવૃત્તિ પ્રગટ થવા પછી લાંબા વખતથી એ મળતું બંધ થયું હતું. આજે તેની ત્રીજી આવૃત્તિ પ્રગટ થતાં એ હવે વાચકો માટે સુલભ થયું છે આજે હક્કોની ખેંચતાણ પાછળ પડેલા અને માનવસંહારમાં લાગી ગયેલા જગતને સાચી વસ્તુનો ખ્યાલ આપવામાં આ પુસ્તક ઠીક મદદરૂપ થઇ પડે તેવું છે. દરેક પુસ્તકાલય પોતાને ત્યાં વસાવે.

**૨ ઉપનિષદો**—(બે ભાગમાં) સંપાદકઃ શ્રી. મનુ સુબેદાર, પ્રકાશક, કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ (બંને ભાગમાં) ૫૪૪+૧૬, બોર્ડ પટ્ટીનું પૂઠું, મૂલ્ય બંને ભાગના રૂા. ચાર.

હિંદુ તત્ત્વજ્ઞાન અને અધ્યાત્મજ્ઞાનમાં ઊંડો રસ ધરાવનારાઓ માટે ઉપનિષદો એ અપૂર્વ ગ્રંથ છે. અરે, ભગવદ્‌ગીતાનો મૂળ સ્રોત પણ ત્યાંથી જ વણાનું કહેવાય છે. એવા પરમગ્રંથનું સરળ ગુજરાતી ભાષાંતર આ પુસ્તક પૂરું પાડે છે. અત્યાર અગાઉ આ ગ્રંથને ગુજરાતીમાં ઉતારવાના છૂટાછવાયા પ્રયાસો થયા હતા, પરંતુ આ વિષયમાં પ્રવેશ પામવાની શરૂઆત કરનાર માટે એ સમજાવાં કંઈક મુશ્કેલ હતાં. આવા પ્રયત્ન બીલખા આશ્રમ તરફથી તેમ જ સદ્. બેરિસ્ટર મગનભાઇ ચતુરભાઇ તરફથી થયેલા. પરંતુ આ વિષય જ એવો ગહન છે કે એ ઊંડો અભ્યાસ અને સતત ચિંતન માગે છે. એવા આ ગ્રંથને સરળ ગુજરાતીમાં આપીને ગામડે વસતા જિજ્ઞાસુ-મુમુક્ષુઓને પણ એ વિષય પ્રત્યે પ્રેરણા જગાવે તેવી રીતે પ્રકટ કરવામાં આવેલ છે. તત્ત્વજ્ઞાનમાં રસ લેનારા અને અધ્યાત્મજ્ઞાનનું મનન-નિદિધ્યાસન કરનારાઓ માટે આ ભાષાંતર ઠીક ભોમિયારૂપ નીવડે તેવું છે. પુસ્તકાલયોમાં આવતા એવા જિજ્ઞાસુ વાચકો માટે આ પુસ્તક વસાવી શકાય. કસ્બા પુસ્તકાલયો તો અવશ્ય વસાવી લે.

**૩ ગાંધી-વિચારદોહન**—(ત્રીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ) સંપાદકઃ શ્રી. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા, પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૫૬+૧૬, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૧૪-૦

આ પુસ્તકમાં મહાત્મા ગાંધીજીએ ધર્મ, ધર્મમાર્ગો, સમાજ, સત્યાગ્રહ, સ્વરાજ, વાણિજ્ય, ઉદ્યોગ, ગોપાલન, ખાદી, સ્વચ્છતા અને આરોગ્ય, કેળવણી, સાહિત્ય અને કળા, લોકસેવા તેમ જ વિવિધ સંસ્થાઓ પરત્વે વખતોવખત વ્યક્ત કરેલા વિચારોનો સારોદ્ધાર

સંગ્રહવામાં આવ્યો છે. આ પુસ્તકનો પરિચય અગાઉ અપાઇ જ ગયો છે. એમાંથી મહાત્માજી સરખી વિરલ વિભૂતિની વિચારશ્રેણી જ્યારે પણ જાણવા માગીએ ત્યારે મળી આવશે અને હરકોઇ વખતે એ ઉપયોગી નીવડે તેમ છે. ગાંધીજીના વાણીસ્રોતનો આ અમૃતરાશી સૌ પુસ્તકાલયોમાં હોય જ, એમ સહજે ભલામણ કરી શકાય. જ્યાં ન હોય ત્યાંના મંત્રી-ગ્રંથપાલો એ સત્વર વસાવી લે.

**૪ જીવતા તહેવારો**—(ત્રીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ) લેખકઃ શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, પ્રકાશક, કદ, પૂઠું ઉપર પ્રમાણે. મૂલ્ય એક રૂપિયો.

આ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ છે. એમાં, ભારતવર્ષના વિવિધ ઉત્સવો-તહેવારો પરત્વે નવી દૃષ્ટિ આપતા લેખો સંગ્રહાયેલા છે. આ પુસ્તકનો પરિચય પણ આ અગાઉ અપાઇ ગયો છે. પુસ્તકાલયો પોતાને ત્યાં ન હોય તો અવશ્ય વસાવી લે.

**૫ રચનાત્મક કાર્યક્રમ : તેનું રહસ્ય અને સ્થાન**—લેખકઃ મોહનદાસ કરમચંદ ગાંધી, પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૨૮, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૨-૦

૧૯૪૧માં આ પુસ્તિકા પ્રકટ થઇ ત્યારે એનો સારો પ્રચાર થયો હતો. આ નાની પુસ્તિકામાં પૂર્ણ સ્વરાજ હાંસલ કરવા માટે સત્ય અને અહિંસક માર્ગો દ્વારા જનતામાં કરવાજોગ રચનાત્મક કામો દર્શાવાયાં છે.

પુસ્તકમાંનાં સૂચનોનો કેટલેક સ્થળે પ્રજાસેવકોએ અમલ પણ ઠીક પ્રમાણમાં કરવા માંડયો હતો. પરંતુ પાછળથી એ કાર્યકર્તાઓ જેલના સળિયાઓ પાછળ પુરાઇ જતાં એ દિશાના પ્રયત્નો અટકી ગયા હતા. પ્રજાસેવકોને અને રચનાત્મક કાર્યક્રમમાં ધગશ ધરાવનારાઓને માટે આ પુસ્તિકા નિત્યોપયોગી છે.

**૬ રચનાત્મક કાર્યક્રમ : કેટલીક સૂચનાઓ**—લેખક. બાબુ રાજેન્દ્રપ્રસાદ. પ્રકાશકઃ કદ, પૂઠું, ઉપર પ્રમાણે પૃષ્ઠ ૮૬. મૂલ્ય ત્રણ આના.

ઉપરની પુસ્તિકામાં દર્શાવાયેલા માર્ગોની સ્પષ્ટતા સમજાવતી આ પુસ્તિકા પણ રચનાત્મક કાર્ય કરનારાઓને સારું માર્ગદર્શન પૂરું પાડે છે. એમાં રચનાત્મક કાર્યક્રમમાં આવતાં વિવિધ ક્ષેત્રોની ઠીક છણાવટ કરવામાં આવી છે. આ પુસ્તિકા પણ ગ્રામસેવકોને સારી સહાયરૂપ થઇ પડે તેવી છે.

**૭ જર્મનીની આત્મકથા**—લેખકઃ શ્રી. કુંગરસી ધરમસી સંપટ, પ્રકાશકઃ સંદેશ લિમિટેડ, અમદાવાદ. મુખ્ય વિક્રેતાઓ—એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૧૦+૧૦૪+૯૬+૮, સચિત્ર દ્વિરંગી કાર આચ્છાદન સહિત પાકું છીંટનું પૂઠું, મૂલ્ય રૂા. ૪-૪-૦

વર્તમાન વિશ્વયુદ્ધને લગતાં ગુજરાતીમાં પ્રસિદ્ધ થયેલાં ગણ્યાંગાંઠયાં પુસ્તકોમાં આ પુસ્તક મોખરે મૂકી શકાય તેવું છે. વર્તમાન યુદ્ધની જ્વાળાઓના ઉદ્ભવસ્થાનરૂપ જર્મનીની આત્મકથાનો વિગતવાર પરિચય આ પુસ્તકમાંથી મળી આવે છે. પુસ્તક ત્રણ ખંડોમાં વહેંચાયેલું હોઇને એના પહેલા ખંડમાં જર્મનીના ઇતિહાસથી લઇને એના વેપાર-વાણિજ્ય, એનું અર્થશાસ્ત્ર અને ભૌગોલિક પરિસ્થિતિ તેમ જ એનું ખનીજ ઉત્પન્ન, એના ઉદ્યોગો અને અન્ય જાણવાજોગ માહિતી વિગતવાર આપવામાં આવી છે, ઉપરાંત, એની લશ્કરી

તાકાત, એની વિશેષતાઓ અને ત્રુટિઓ તેમ જ એની મહત્ત્વાકાંક્ષાઓ અને ૧૯૧૪–૧૮ના પ્રથમ વિશ્વયુદ્ધ પછી એણે શું શું કર્યું તેનો તવારીખવાર હેવાલ આપવામાં આવ્યો છે.

પુસ્તકના બીજા ખંડમાં એણે યુદ્ધમાં ઝંપલાવ્યા પછી એના વિજયો અને પરાજયો, એના કાવાદાવાઓ અને એની કસોટીઓનો પરિચય આપ્યો છે; જ્યારે ત્રીજા ખંડમાં "સંદેશ"ના સહતંત્રી શ્રી. પુષ્કરરાય દેસાઈએ લખેલું પરિશિષ્ટ, હીટલર સત્તાના સિંહાસને આવ્યો ત્યારથી લઈને ૧૯૪૩ ના અંત સુધીના બનાવોનું સિંહાવલોકન આપવામાં આવ્યું છે.

ઉપર્યુક્ત વાચનસામગ્રી સાથે સાથે જે તે બનાવોની સમજૂત આપતા સંખ્યાબંધ નકશાઓ અને તસ્વીરો તેમ જ વ્યંગચિત્રો પણ અપાયાં છે. વર્તમાન વિશ્વયુદ્ધનાં વમળોના ઉદ્‌ભવસ્થાનની આ આત્મકથા વાંચવા પ્રેરાયા વિના ભાગ્યે જ કોઈ રહેશે.



૮ **ધરતીની પુત્રી**—લેખકઃ શ્રી. કિશનસિંહ ચાવડા, પ્રકાશકઃ મેસર્સ ત્રિપાઠી લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦૪+૧૬, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. બે.

શ્રી. કિશનસિંહ ચાવડાનું આ સર્જન, સીતા પ્રત્યેની રાવણની પ્રણયભૂમિકા ઉપર રચાયેલી સૌંદર્યદર્શી છતાં ભાવના અને કર્તવ્યનું પૃષ્ઠે પૃષ્ઠે ભાન જગવતી એક વિશિષ્ટ કૃતિ છે. લેખકે, એમની આ કૃતિમાં 'રામ' ને 'ભગવાન' રામ તરીકે ન ચીતરતાં માનવી તરીકે રજૂ કર્યા છે, અને રાવણને રાક્ષસ તરીકે નહિ પરંતુ મહાસમર્થ પૌરુષનો મૂર્તિમંત આદર્શ દર્શાવ્યો છે.

'સીતા'ના પ્રણયને ખાતર ખુવાર થવા સુધીની એની તત્પરતા, ઠેઠ સીતાસ્વયંવરના પ્રસંગથી લઈને એના અંતપર્યંતની એની ભાવનાને લેખકે પોતાની ઓજસ્વિની કલમે અહીં તાદૃશરૂપે રજૂ કરેલ છે; જ્યારે રામને પ્રજાકલ્યાણકારી આદર્શ રાજાનો દાખલો બેસાડવા માટે, પ્રણયને બદલે–ભાવનાને બદલે કર્તવ્યની શ્રેષ્ઠતાના મહાન આદર્શને અપનાવનાર વિરલ પુરુષ તરીકે વ્યક્ત કર્યા છે.

આખાય સર્જનમાં, એના સર્જકની વિશિષ્ટ કલમનો સૌંદર્યદર્શી અને ભાવનાભરપૂર આસ્વાદ વાચકને મળે છે, કેમ જાણે સ્થળે સ્થળે કાવ્યમાધુર્ય ન નીતરતું હોય ! !

લેખકની આ કૃતિ મૌલિક છે કે નહિ [illegible]

કૃતિને એના સર્જકે જે સ્વરૂપે રજૂ કરી છે એ જ એની વિશિષ્ટતા છે. વાચકને તો એ કૃતિના રસાસ્વાદ સાથે કામ છે; પછી ભલે એ કૃતિ ગમે તેની હોય. એ દૃષ્ટિએ આ ઓજસ્વી કૃતિ એના દરેક વાચકની વાચનાભિરુચિને સંતૃપ્ત કરે તેવી છે.

પુસ્તકાલયો, આ નવીન દૃષ્ટિએ રચાયેલ સર્જનને જરૂર પોતાને ત્યાં વસાવી લે, અને રામાયણનાં એ પાત્રોનો આદર્શ ' માનવી ' તરીકેનો પરિચય પ્રાપ્ત કરે.

**૯ મિલન**—મૂળલેખક શ્રી. નારાયણ ભટ્ટાચાર્ય, અનુવાદક: શ્રી. 'મૃદુલ'; પ્રકાશક: હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૯૬+૪, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ.

શરદ્ બાબુનાં સર્જનોની જેમ આ પુસ્તકના મૂળલેખક શ્રી. નારાયણ ભટ્ટાચાર્યની સામાજિક નવલકથાઓ આપણે ત્યાં ઠીક બહાર આવવા માંડી છે. અત્યાર અગાઉ પારુ, અભિમાન, પતિમંદિર અને વારસદાર સરખી આપણા સમાજના વિવિધ પ્રશ્નોની છણાવટ કરતી, અને કોઇ કોઇ તો, વાચકની પ્રશંસા માગી લે તેવી છે. એ જ લેખકની આ એક વધુ કૃતિ આપણા સાહિત્યમાં અવતાર પામે છે.

એક મોટો ભાઇ પોતાના નાના ભાઇને, પેટે પાટા બાંધી ભણાવે છે, ભાભી પણ એ દિયર ભણીગણીને મોટો થશે એવી ભાવના સેવે છે, પરંતુ એ દિયરના ઘરમાં દેરાણી આવ્યા પછી કેટલાક ઘર ભંગાવનારાંઓના પ્રયાસોને પરિણામે, નાનો ભાઇ, મોટા ભાઇનું ઘર સુદ્ધાં હરરાજ કરાવવાના છેલ્લા પાટલાનું પણ કામ કરવા તૈયાર થાય છે, તેનો હૃદયસ્પર્શી ચિતાર, જાણે નજરે જોતા હોઇએ તેવી શૈલીએ આ પુસ્તકમાં આપવામાં આવેલ છે.

આવા પ્રસંગો આજે ઘેરઘેર બનતા આપણે જોઇએ છીએ. એવાં કુટુંબોમાં આ પુસ્તક ભાઇભાઇને સુમેળનો સંદેશ આપી શકે તેવું છે. ગામડે વસતી જનતામાં આ પુસ્તક અવશ્ય વંચાવવા-પ્રચારવા જેવું છે. પુસ્તકાલયો વસાવે.

**૧૦ ગુજરાતી સાહિત્ય સભા-અમદાવાદની કાર્યવહી** (સને ૧૯૪૨-૪૩)—પ્રકાશક: મંત્રીઓ, ગૂજરાત સાહિત્ય સભા, અમદાવાદ. ડેમી આઠ પેજી કદનાં પૃષ્ઠ ૧૩૬+૨૦૮+૧૬+૮, સાદુ પૂઠું, મૂલ્ય ત્રણ રૂપિયા.

અમદાવાદની ગૂજરાત સાહિત્ય સભા ગુજરાતી સાહિત્યમાં દર વર્ષે એક ખાસ વિશિષ્ટ ફાળો નોંધાવે છે અને તે છે દર વર્ષે પ્રકટ થતાં પુસ્તકોની સમીક્ષા પ્રસિદ્ધ કરવાનો. અને સાથે સાથે જુદા જુદા લેખકો-વિદ્વાનો સાથે વાર્તાલાપો પણ ગોઠવે છે અને તેને આ ગ્રંથમાં પ્રસિદ્ધ કરે છે.

આ ગ્રંથના પ્રથમ વિભાગમાં ૧૯૪૨ ના વર્ષમાં પ્રકટ થયેલાં આપણી ભાષાનાં પુસ્તકોની સમીક્ષા આપી હોઇને બીજા વિભાગમાં, ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને ઉપયોગી નીવડે તેવાં જુદા જુદા વિષયો પર ૧૨ વ્યાખ્યાનોનો સમાવેશ કરેલો છે, જ્યારે ત્રીજા વિભાગમાં સભાની કાર્યવાહીનો હેવાલ અપાએલો છે.

આ હેવાલ દરેક પુસ્તકાલય પોતાને ત્યાં વસાવી લે અને તેમાંથી જે તે વર્ષ દરમિયાન પ્રકટ થયેલાં પુસ્તકોના ગુણદોષોનું નિરીક્ષણ કરી પોતાને ત્યાં વસાવવાયોગ્ય પુસ્તકોની પસંદગી કરશે તો પુસ્તકપસંદગીના કામમાં તેમને સારી સફળતા પ્રાપ્ત થશે.

**૧૧ દુનિયાની દૃષ્ટિએ**—સંપાદકો: અબ્દુલહમીદ કુરેશી અને પુરુષોત્તમ માવલંકર-હરિજન આશ્રમ, સાબરમતી-અમદાવાદ. ફુલસ્કેપ ૧૬ પેજી કદનાં હાથબનાવટના કાગળનાં પૃષ્ઠ ૪૪, સચિત્ર સાદુ પૂઠું, મૂલ્ય ૦-૬-૦.

દેશ-પરદેશના આગેવાનો ગણાય તેવી વિશિષ્ટ વ્યક્તિઓએ મહાત્માજીના સંબંધે વ્યક્ત કરેલા ટુંકા ટુંકા અભિપ્રાયો આ નાની પુસ્તિકામાં સંગ્રહાયા છે.

આવા જ અભિપ્રાયોયુક્ત અગાઉ પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં આ પુસ્તિકા વિશિષ્ટ સ્થાન ધરાવે છે ગાંધીજીને દુનિયા કેવી દૃષ્ટિએ જુએ છે તેનું તારણ કાઢવા માટે આવા સોળ-સત્તર વર્ષની વયના કિશોર જુવાનો કટિબદ્ધ થાય તે માટે ગુજરાત જરૂર ગૌરવ લઈ શકે. અને એવા જ કિશોરોના આ સંપાદનને અમે આવકારીએ છીએ.

આવા અણપ્રીછયા કેટકેટલા જુવાનોના સાહિત્યપ્રયત્નો અપ્રસિદ્ધ રહેતા હશે ?

**૧૨ ખોરાક**—લેખકઃ શ્રી. ચિમનલાલ માધવરાય વૈષ્ણવ; પ્રકાશકઃ લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા, ભારતોદય મંડળ, પોરબંદર. પૃષ્ઠ ૧૬૦, સાદુ પૂઠું; મૂલ્ય રૂા. ૧-૮-૦. દ્વિતીય આવૃત્તિ.

આ પુસ્તક ' Vital facts about food ' તથા ' Health Bulletin No. 23 ' તથા બીજાં કેટલાંક અંગ્રેજી પુસ્તકોના આધારે લખાયેલું છે. ફેશન, ખોટો આડંબર, નકલ કરવાની આદત, સ્વાદલાલસા વગેરે અનેક કારણોને લઇને ખાનપાનમાં ખાણાં પીણાંના લાભાલાભ સમજ્યા વગર હજારો રૂપીઆની બરબાદી કરી અનેક રોગોને પોતાના શરીરમાં નોતરે છે. એવાઓને લાલ બત્તી ધરવા માટે લેખકે પ્રયત્ન કર્યો છે. મનુષ્યજીવનમાં કયું ખાનપાન કેટલે અંશે ફાયદાકારક છે તે સ્પષ્ટ અને સરળ ભાષામાં જણાવ્યું છે. વળી સૂર્યપ્રકાશ, હવા, સ્વચ્છ પાણી, શ્રમ અને આરામ એ મનુષ્ય-જીવનની જરૂરઆતો વિષે સુંદર વિવેચન કર્યું છે. છેવટમાં, પરિશિષ્ટ ૧-૨-૩-૪-૫ માં ખોરાકની લગભગ તમામ વસ્તુઓનું પૃથક્ પૃથક્ પૃથક્કરણ કરી તેમાં કયાં કેટલાં તત્ત્વો આવેલાં છે તે જણાવ્યું છે ને પરિશિષ્ટ ૬ માં શરીરના દરેક અવયવમાં કયું તત્ત્વ કેટલા પ્રમાણમાં છે તે દર્શાવ્યું છે. એકંદરે આ પુસ્તક ઉપયોગી હોઇને ગુજરાતી ભાષાના જાણનારને આશીર્વાદરૂપ નીવડે તેવું છે.

**૧૩ કુદરતમય જીવન**—કર્તા, પ્રકાશક, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૨૨૧; સાદુ પૂઠું, મૂલ્ય રૂા. ૨-૬-૦, ત્રીજી આવૃત્તિ.

આ પુસ્તક એડોલ્ફ જ્યુસ્ટના ' Return to nature ' ના અંગ્રેજી અનુવાદ ઉપરથી ગુજરાતીમાં ઉતારેલું રૂપાન્તર છે. મનુષ્યજીવન કુદરતમય હોય તો તેને કોઇ દિવસ રોગના ભોગ બનવું પડતું નથી, છતાં બને તો તેને માટે કોઇપણ ઔષધોપચારને બદલે કુદરતી ઉપચારો કરી કેમ સુધારવું તથા સશક્ત અને સુદૃઢ કેમ બનાવવું તેનું સરળ ભાષામાં વિવેચન આ પુસ્તકમાં છે. વળી બાળઉછેર અને બાળકેળવણી કુદરતમય આપવા સંબંધી બ્યાન પણ આપ્યું છે. પુસ્તકમાં દર્શાવ્યા પ્રમાણે કુદરતમય જીવન જીવવા જો મનુષ્યો પ્રયત્ન કરે તો થોડા જ વખતમાં આખો દેશ રોગમુક્ત બને અને વૈદ-ડૉક્ટરોને પોતાનો ધંધો બંધ કરવો પડે. આ થોડા વખતમાં જ એની ત્રીજી આવૃત્તિ બહાર પડે છે એ જ એની સાચી કિંમત છે. દરેકે દરેક કુટુંબે આ પુસ્તક ઘરમાં વસાવવા લાયક છે.

**૧૪ ચિરંતન નારી**—લેખકઃ સિયારામશરણ ગુપ્તા, ભાષાન્તરકારઃ વજુભાઇ શાહ. શિષ્ટ સાહિત્ય ભંડાર, વિજયવાડી, મોટા આંકડીઆ, કાઠિયાવાડ; પૃષ્ઠ ૧૮૫, પૂઠું કાર્ડ-બોર્ડ; મૂલ્ય રૂા. ૧-૧૪-૦,

આ નવલકથા જાણીતા લેખક શ્રી. સિયારામશરણ ગુપ્તાની લખેલી સઘળી નવલકથા-ઓમાં શ્રેષ્ઠ ' નારી ' નામની નવલકથાનું ભાષાન્તર છે. ગુજરાતી ભાષામાં નારી નામક એક

નવલકથા પ્રસિદ્ધ થઇ છે એટલે તેનું મૂળ નામ 'નારી' ને બદલે ભાષાન્તરકર્તાએ 'ચિરંતન નારી' નામ રાખ્યું છે. પુરુષોની બેદરકારીથી સ્ત્રીઓનું જીવન કેટલું દુઃખદ બને છે છતાં અનેક દુઃખોનો સામનો કરી સ્ત્રી પોતાનું જીવન સ્વચ્છ અને ગંગાજળ જેવું રાખી અનેક દુઃખો સહન કરે છે. વ્યાજખોર વાણિયો પોતાના સ્વાર્થખાતર સ્ત્રીની વિરુદ્ધ તેના પતિને સમજાવી અનેક તપશ્ચર્યાઓને અંતે પ્રાપ્ત થયેલા પતિમિલનના અવસરને આડકતરી રીતે ફેરવી નાખી એક હિન્દી કવિએ કહ્યુ છે તેમ "અબલાજીવન ધન્ય તુમ્હારી યહી કહાની આંચલમેં હે દૂધ, ઔર આંખો મેં પાની" આખું જીવન આંખોમાં પાણી જ રહે છે. સાચે જ લેખકે નારીજીવનનું સાચું ચિત્ર અહીં રજૂ કર્યું છે. સાથે સાથે માનસનો પણ ઠીક ઠીક અનુભવ કરાવ્યો છે. શરદ્ બાબુની નવલકથાઓનાં જે ભાષાન્તરો ગુજરાતીમાં થાય છે તે કરતાં આ પુસ્તક જુદી જ ભાત પાડે છે. 'વિપ્ર'

**૧૫ મારું ઘર**—લેખકોઃ શ્રી. કેશવલાલ ચ. પટેલ અને શ્રી. નવીન આર. આચાર્ય; પ્રકાશકઃ શ્રી. ચંદ્રકાન્ત જી. મહેતા, પીરમશા રોડ, અમદાવાદ; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃષ્ઠ ૧૨+૧૩૧+૨૯૨ મળી કુલ=૪૩૫, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું કિં. રૂા. ૬)

સ્ત્રીજીવનના ઉત્કર્ષ માટે ખાસ પ્રસિદ્ધ થયેલાં, 'સંસ્કારલક્ષ્મી', 'ઘરની રાણી' 'જીવનસખી' એ પુસ્તકોમાં આ એક નવા પુસ્તકનો પણ ઉમેરો થાય છે. આ પુસ્તક પાંચ ભાગમાં વહેંચાયલું છે. પુસ્તકની શરૂઆતમાં, પૂજ્ય મહાત્મા ગાંધીજીએ બહેનોને કોઇ સ્થળે આપેલો સંદેશ પ્રસિદ્ધ કરાયો છે. અને તે પછી પહેલા ભાગની શરૂઆત થાય છે. એમાં સાહિત્ય, સંગીત અને લલિત કળાઓ, બીજા ભાગમાં નારીભાવના, નારીનો ઇતિહાસ, લગ્નનો આદર્શ અને તેના પ્રકાર, સ્ત્રીઉપયોગી સૂત્રો અને આદર્શ નારી આનંદીનો વાર્તાલાપ; ત્રીજા ભાગમાં આરોગ્ય, ચોથા ભાગમાં સ્ત્રીજીવનના કેટલાક પ્રશ્નો તથા કેટલાંક વ્રતો અને તહેવારોની માહિતી, રાસ ગરબા અને કેટલીક સન્નારીઓનાં ટૂંકમાં ઓળખાણ તથા પાંચમા ભાગમાં આત્મજતકલા અને સૌંદર્યવર્ધક પ્રયોગોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ પુસ્તકમાં આદર્શ નારી આનંદીબાઇનો વાર્તાલાપ, દરેકે દરેક બહેને ખાસ વાંચવા જેવો છે. આ વાર્તાલાપ આદર્શ કહેવાય તેવા ગૃહજીવનનો ઉત્તમ બોધપાઠ અર્પે છે. પુસ્તક તૈયાર કરવામાં લેખકોએ સારો શ્રમ લીધો હોય એમ જણાય છે. આ પુસ્તકમાં ઉપર જણાવેલા વિષયો ઉપરાંત સ્ત્રીઉપયોગી બીજા ઘણાખરા વિષયો જેવા કે, ગૂંથણકળા, રસોઇની વિધવિધ વાનગીઓ, ગર્ભાધાન અને ગર્ભાવસ્થા, બાળઉછેર, સામાન્ય વૈદુ વગેરે આવી જાય છે. આ પુસ્તકમાં કવર જેકેટ સાથે ત્રિરંગી અને સાદા મળી ૧૮ ચિત્રો આપવામાં આવ્યાં છે અને તે ઉપરાંત સાહિત્ય અને સંગીતના ક્ષેત્રમાં આગળપડતી બહેનોના નાની નાની તસવીરો આપી છે.

**૧૬ સોરવણાં**—લેખકઃ શ્રી. વિનોદરામ હ. ભટ્ટ, પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ; સન ૧૯૪૪; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૪૭; સચિત્ર બોર્ડ પૂઠું, મૂલ્ય રૂ. ૨–૪–૦ અને પાકું પૂઠું રૂ. ૨–૮–૦.

નવચેતન સાહિત્ય મંદિર તરફથી પ્રસિદ્ધ થતી, ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના ૮મા વર્ષનું આ ત્રીજું પુસ્તક છે. આ પુસ્તકમાં, સમાજજીવનના વિધવિધ પ્રશ્નો ચર્ચતી ૧૩ ટૂંકી વાર્તાઓ અપાઇ છે. આ વાર્તાઓમાં 'નિવારણ'; જિજ્ઞાસાનો પ્રાણ'; 'શહીદનો પિતા'; 'વસુધા'; 'કાગળનો માનવી'; અને 'સમભાવ' એ વાતો મનને આનંદ આપે તેવી અને કંઇક બોધપ્રદ પણ છે.

૧૭ આશા—અનુવાદકઃ શ્રી. શારદાપ્રસાદ વર્મા; પ્રકાશકઃ યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત; ૧૯૪૪; ક્રાઉન કદનાં પૃ. ૯૦; સચિત્ર આચ્છાદન સહિત બોર્ડ પૂઠું; મૂ. ૧-૪-૦

મહાન રશિયન કલાકાર તુર્ગનેવ રચિત વાર્તાનો આ એક અનુવાદ છે વાર્તાની મૂળ વસ્તુને વળગી રહીને, વાર્તાનાં પાત્રો અને તેનું વાતાવરણ આપણે ત્યાંનું સર્જીને, જાણે આપણા સમાજનું જ કોઇ ચિત્ર જોતા હોઇએ તેવું દર્શાવવા લેખકે આ વાર્તામાં ઠીક પ્રયત્ન કર્યો છે. ત્રણ જ પાત્રોથી ગૂંથેલી આ સળંગ વાર્તા છે. અને તે ત્રણેય એકબીજા સાથે જુદા જુદા પ્રકારના પ્રેમથી ગુંથાયલાં છે. આ વાર્તામાં એક બાજુ ભાઇબહેનનો પ્રેમ દર્શાવાય છે, અને બીજી બાજુ પ્રણય-પ્રણયિની બનવાની આશા સેવતાં પ્રેમીઓનો પ્રેમ દર્શાવાય છે. આ સિવાય બીજું કંઇ જ નથી. 'મ-દ્રષ્ટા'

૧૮ સ્વતંત્ર ભારત—લેખકઃ શ્રી. ડુંગરસી ધરમસી સંપટ, પ્રકાશકઃ નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. મૂલ્ય રૂા. ૬)

આજના મંથનકાળ વખતે આવા પુસ્તકની ખૂબ આવશ્યકતા હતી. આજે આપણે ત્યાં મુખ્ય આર્થિક પ્રશ્ન મુખ્ય ચર્ચાનો વિષય થઇ પડયો છે. હિંદુસ્તાનની વસ્તીને પોતા માટે જીવનનિર્વાહની જોઇતી ચીજો આજે મળતી નથી, એ વાત સર્વવિદિત છે અને એટલે ખેતીવાડી તેમ જ ઔદ્યોગિક આવક વધવી જોઇએ, એ સંબંધે ઘણા ઘણા પ્રયત્નો થયા છે. પંડિત જવાહરલાલના પ્રમુખપદે રાષ્ટ્રીય સંયોજન સમિતિ પણ નીમવામાં આવી હતી. તે પોતાનું કામ પૂરું કરે તે પહેલાં જ પંડિતજી જેલમાં ગયા. આજે બીજી યોજનાઓ શરૂ થઇ છે. આ બધા પ્રશ્ન સમજવાને હિંદની શક્તિ કેટલી છે તે જાણવા માટે આ પુસ્તક ખૂબ ઉપયોગી થઇ પડે તેવું છે. આ પુસ્તકમાં આપણી ખેતી, આપણી મિલો, ખાંડનાં કારખાનાં, કોલસો, શણ, તેમ જ લોખંડનાં કારખાનાંઓ અને કાગળના ઉદ્યોગો–આ બધાને લગતી હકીકતો બહુ વિગતવાર જણાવવામાં આવી છે. આ પુસ્તક પરથી આપણામાં નવીન આશાઓનો સચાર થાય છે કે જો પ્રજાકીય સરકાર હોય અને આ બધાં સાધનોનો ઉપયોગ કરી તેની યોગ્ય વહેંચણી કરવામાં આવે તો આજનું દરિદ્ર હિંદ ખૂબ આગળ વધે એ ચોક્કસ છે, એમ સાધારણ જનતાને આ પુસ્તક વાંચતાં તરત સમજાય છે. આજે હિંદ સ્વતંત્ર નથી અને તેથી આ બધું ધન પૃથ્વીના પેટાળમાં પડયું રહ્યું છે અને કામ કરવામાં કોઇ જાતનું ઉત્તેજન રહ્યું નથી એમ લાગે છે.

શ્રી. ડુંગરસી એટલે આંકડાશાસ્ત્રી. અને એમણે આંકડા દરેકે દરેક વિગતના આપ્યા છે તેથી એમનો અભ્યાસ કેટલો બધો છે તે આપણને આંજી નાખે તેવો છે. દરેક રાષ્ટ્રવાદી ગુજરાતીને આ પુસ્તક વાંચી જવા અને એમાં આપેલા આંકડાનો અભ્યાસ કરવા અમારી ખાસ વિનંતિ છે.

૧૯ The Voice of autumn Leaf—આ પુસ્તકમાં મહાત્મા ગાંધીજીએ વિદ્યાર્થીઓ સંબંધી જે કહ્યું અને લખ્યું છે તેમાંથી કેટલાક ઉપયોગી ઉતારા આપ્યા છે. આજે આપણે ત્યાં વિદ્યાર્થીપ્રવૃત્તિ ઠીક જોર પર છે અને ઠેરઠેર વિદ્યાર્થીમંડળો નીકળે છે. તે વખતે, વિદ્યાર્થીની પોતાની ફરજો, પોતે પોતાની મર્યાદિત શક્તિથી કયા ક્ષેત્રમાં કામ કરી શકે તે બધા ઉપર આજે ખૂબ ખૂબ ચર્ચાઓ ચાલી રહી છે. આવે વખતે મહાત્મા ગાંધીજીના સાદી ભાષામાં લખાયેલા અને અંતરના ઊંડાણમાં પ્રવેશી જાય તેવાં વેધક વાકયોનો જરૂર અભ્યાસ કરવા જેવો છે. આ પુસ્તિકા ૨૮ પાનાની હોઇને તેનું મૂલ્ય માત્ર ચાર આના છે.

'અજ્ઞાત'



## નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદનાં પુસ્તકો

૧. જીવતા તહેવારો—લેખકઃ શ્રી. કાકા કાલેલકર, મૂલ્ય રૂ. ૧-૦-૦.
૨. વિરાજવહુ—મૂળલેખકઃ શરદ્‌બાબુ, અનુવાદકઃ શ્રી નગીનદાસ પારેખ, રૂ. ૦-૧૦-૦
૩. ગાંધીવિચાર દોહન—સંપાદકઃ શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા, રૂા. ૦-૧૪-૦.
૪. રચનાત્મક કાર્યક્રમ—(તેનું રહસ્ય અને સ્થાન) લેખકઃ ગાંધીજી; રૂા. ૦-૨-૦.
૫. રચનાત્મક કાર્યક્રમ—(કેટલીક સૂચનાઓ) લેખકઃ બાબુ રાજેન્દ્રપ્રસાદ રૂા. ૦-૨-૦.

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ તરફથી

૬. શ્રીકાન્ત ભા. ૪થો—મૂળલેખકઃ શરદ્‌બાબુ, અનુ૦ શ્રી. રમણલાલ સોની; રૂા. ૩-૮-૦
૭. ઘરે બાહિરે—મૂળલેખક રવીન્દ્રનાથ ટાગોર, અનુવાદકઃ નગીનદાસ પારેખ, રૂા.૪-૦-૦

## મેસર્સ એન. એમ. ઠક્કરની કું. મુંબઇ તરફથી

૮. જર્મનીની આત્મકથા—લેખકઃ શ્રી. ડુંગરસી ધરમસી સંપટ, પ્રકાશકઃ ધી સંદેશ લિમિટેડ, અમદાવાદ. મૂલ્ય રૂા ૪-૪-૦.

## આર. આર. શેઠની કું. મુંબઇ તરફથી

૯. અપ્સરા—લેખકઃ શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ, મૂલ્ય રૂા. ૩-૮-૦.

## અન્ય પ્રકાશકો તરફથી

૧૦. ભવ્ય ભારત—લેખક અને પ્રકાશકઃ શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, બાલ-જીવન કાર્યાલય, વડોદરા, મૂલ્ય ૦-૧૦-૦.
૧૧. પગથાર—લેખક અને પ્રકાશકઃ શ્રી. મિનુ દેસાઇ, મુંબઇ વર્તમાન, મુંબઇ.
૧૨. ધરતીની પુત્રી—લેખકઃ શ્રી. કિશનસિંહ ચાવડા, પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઇ. મૂલ્ય રૂા. ૨-૦-૦
૧૩. સીતા—(નાટક) લેખકઃ શ્રી. ચંદ્રવદન મહેતા, પ્રકાશકઃ પદ્મ પબ્લિકેશન્સ લિ. મુંબઇ.
૧૪. ભક્તિના ખેલ—(પૂર્વાર્ધ) લેખક અને પ્રકાશકઃ શ્રી. જેઠાલાલ નાથાલાલ દવે, કલોલ, (ઉ. ગુજરાત) મૂલ્ય ૪-૦-૦.
૧૫. બત્રીસ બાવાની બલિહારી—લેખક-પ્રકાશકઃ ડૉ. કેખુશરૂ દોરાબજી જીજ્ઞા, વાડી સ્ટ્રીટ, નવસારી. મૂલ્ય લખ્યું નથી.
૧૬. બ્રહ્મતત્ત્વ અને ભક્તિની શ્રેષ્ઠતા—લેખકઃ સ્વ. વકીલ ગિરધરલાલ વ્હાલજી મહેતા; પ્રકાશકઃ મંગળદાસ ગિ. મહેતા, તમાકુ બજાર, ચગાગલ્લી શિહોર કાઠિયાવાડ, મૂલ્ય રૂ. ૧-૮-૦.
૧૭. ભારતના સંતો—લેખકઃ રસૂલભાઇ વહોરા; પ્રકાશકઃ પુ. સ. સ. મંડળ લિ. વડોદરા. મૂલ્ય ૧-૮-૦

# પર્વણી ઉત્સવ

**કલ્યાણકારી** પુસ્તકાલયપ્રવૃત્તિનો સંદેશ ઘેર ઘેર પહોંચતો કરી ભણેલી આમજનતાનો વાચનરસ જાગ્રત કરવાના તથા પુસ્તકાલયપ્રવૃત્તિની ઉપયોગિતા જનહૃદયમાં ઠસાવી સ્થાનિક પુસ્તકાલય સંસ્થાને પોષવાની ફરજનું ભાન આમજનતાના દિલમાં પ્રગટાવવાના શુભાશયથી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે, દર સાલ **વસંત પંચમીને** દિવસે, **પુસ્તકાલયપર્વણી** ઊજવવાનો શિરસ્તો પાડયો છે. તદનુસાર રાજ્યનાં અનેક પુસ્તકાલયો એ દિન પુસ્તકાલયોની સાફસૂફી ને શણગાર, પ્રભાતફેરી વા સરઘસો, પુસ્તકપ્રદર્શન, વાચન–શ્રવણના વર્ગો, વાર્તાકથન, ભજનમંડળીઓ, જાહેર સભા, ગરબા–સંવાદ ને ઇતર મનરંજનના કાર્યક્રમો, રોશની વગેરે પૈકી સવડ પડતા વિવિધ કાર્યક્રમોથી ઉત્સાહભેર ઊજવે છે. ચાલુ સાલે પણ એ પર્વણીદિન તા. ૩૦–૧–૪૪ ને રવિવારે રાજ્યનાં અનેક પુસ્તકાલયોએ ઊજવ્યો છે. પૈકી જેમના અહેવાલ અમારા તરફ આવ્યા છે તેમની જરૂરી નોંધ આ નીચે પ્રગટ કરીએ છીએ. ઇચ્છા તો બધાં જ એવી રાખે કે અમારા અહેવાલને સંપૂર્ણ સ્થાન અપાય. પરંતુ સ્થળસંકોચના કારણે અને કાર્યક્રમોમાં લગભગ સરખાપણું રહેતું હોવાને કારણે ગામનું નામ તેમ જ સભાના પ્રમુખના નામનિર્દેશ ઉપરાંત વિશિષ્ટ કાર્યક્રમ અને મળેલી આર્થિક મદદનો ઉલ્લેખ માત્ર કરી સંતોષ માનવો રહે છે.

૧. **વેમાલી તા. વડોદરા**:—સાફસૂફી, શણગાર, બાળકોમાં વાચનપ્રચાર: ચોપડીઓ વાંચવા ઊલટભેર લઇ ગયા. 'પુસ્તકાલય અમર રહો !'ની પ્રાર્થના ગવાઇ.

૨. **વાસણાકોતરીઆ તા. વડોદરા**:—સાફસૂફી, શણગાર.

૩. **કારવણ તા. ડભોઇ**:—સાફસૂફી–શણગાર, પ્રભાતફેરી, રમતગમત, ભજનમંડળી, બાળકોને મિઠાઇ.

૪. **ધાવટ તા. કરજણ**:—સાફસૂફી, શણગાર, પુસ્તકાલયવિષયક સંવાદ, વ્યાખ્યાન.

૫. **કરનાળી તા. તિલકવાડા**:—સાફસૂફી–ધજા તોરણોનો શણગાર, સંમેલન, સરસ્વતીપૂજન, શ્રીમંતનાં યશોગાન, બાળકોને સીંગદાણા સાકરનો પ્રસાદ.

૬. **વિસનગર પા. વલ્લભરામ હેમચંદ સા. પુ.**—સાફસૂફી, ધજાપતાકા વિ. નો શણગાર: જાહેરસભા: પ્રમુખસ્થાને શ્રી. નારાયણલાલ માણેકલાલ મોદી પુ. પ્રવૃત્તિ અંગે રૂ. ૫૦૦૦+૧૦૦૦ મળી કુલ રૂ. ૬૦૦૦) નું દાન આપનાર સ્વ. પરીખ મણિલાલ વલ્લભરામનો ફોટો ખુલ્લો મુકાયો. પ્રાસંગિક વિવેચનો થયાં.

૭. **ગોઠવા તા. વિસનગર**:—ધજાપતાકાનો શણગાર–સાફસૂફી: નવયુવકોનું સમ્મેલન: પ્રાસંગિક વિવેચનો તથા 'પુસ્તકાલય' માસિકની ફાઇલમાંથી 'ગ્રંથપાલ એટલે ?' 'હું કોણ છું ?' તથા 'સ્વ. મોતીભાઇ-પાંચમી પુણ્ય સ્મૃતિ' એ લેખોનું વાચન: સ્વ. મહાસુખભાઇના અવસાન બદલ શોક ઠરાવ તથા ગ્રામવાચક મંડળની સ્થાપના જાહેર કરાઇ.

૮. સોનારડા તા. દહેગામ—પુસ્તકાલયપ્રવૃત્તિપોષક સુવાક્યોથી શણગારાયલા મકાનમાં શ્રી જયંતભાઇને પ્રમુખપદે જાહેરસભા, જેમાં સ્વ. શ્રી. મો. ન. અમીનને નિવાપાંજલિ, પ્રૌઢશિક્ષણવિષયક ઉપયોગી ચર્ચા અને પ્રાસંગિક વિવેચનો થયાં.

૯. સંડેર તા. પાટણ—સવારે બાળકોનું સરઘસ હાથમાં પુસ્તકો સહિત " અને પુસ્તક તો બહુ પ્યારૂં છે " એ ગીત લલકારતું મહોલ્લે મહોલ્લે ફરી વળ્યું. બપોરે બાલસંમેલનમાં રમતગમત, વાર્તાકથન અને વાચનપ્રચારનો કાર્યક્રમ થયો. રાત્રે રોશની, જાહેરસભા, ગરબા, સંભાષણ અને વાચનપ્રચારવિષયક બોધક વ્યાખ્યાનો.

૧૦. ગોરાદ તા. ચાણસ્મા—સફાઇ-શણગારઃ સરઘસ-સભાઃ ગરબા, સંભાષણોઃ પા. મૂળચંદ પરસોત્તમદાસે શાળા અંગે પાંચમો ઓરડો બાંધવાના કામે રૂ. ૫૦૧) શ્રીમંત સરકારમાં આપવાની જાહેરાત કરીઃ બાળકોને પતાસાં વહેંચાયાં.

૧૧. ધાણોધરડા તા. ચાણસ્મા—શ્રીમંતના ફોટા સહિત નીકળેલું સરઘસ ગામના લત્તે લત્તે ફરી વળ્યું-દૂધેશ્વર મહાદેવમાં જાહેર સભા ભરાઇ પુસ્તકાલયના લાભ સમજાવનારાં વિવેચનો થયાં. પૂરી-ખાંડનો પ્રસાદ વહેંચાયો.

૧૨. વાલમ તા. વિસનગર—સફાઈ-શણગારઃ ગહાલ વહિવટદારને પ્રમુખસ્થાને જાહેર મેળાવડો થયો, જેમાં રાજ્યધ્વજનું પૂજન ' અલૌકિક વાવટા 'ના ગીત સાથે થયા બાદ સ્વ. મહાસુખભાઇ શેઠના તૈલચિત્રનું અનાવરણ કરવામાં આવ્યું. પ્રાસંગિક વિવેચનો થયાં. ખંડોરણવાસી પા. વેલજીભાઇ તરફથી રૂા. ૧૧) સંસ્થાને ભેટ મળ્યા.

૧૩. ઊમતા તા. ખેરાળુ—સફાઇ-શણગારઃ સવારે " પુસ્તકાલય અમર રહો ! " એ સૂત્રનો પોકાર કરતું વિદ્યાર્થીઓનું સરઘસ; બપોરે શેઠ શ્રી. વર્ધમાનદાસ સ્વચ્છંદદાસના પ્રમુખસ્થાને જાહેર મેળાવડા થયા, જેમાં પ્રાસંગિક વિવેચનો બાદ પુસ્તકાલયનું વિગતવાર નિવેદન ગ્રંથપાલે રજૂ કર્યું. રૂ. ૧૧) પ્રમુખશ્રી તરફથી સંસ્થાને ભેટ મળ્યા. વિદ્યાર્થીઓને ઇનામ વહેંચાયાં.

૧૪. નારદીપુર તા. કલોલઃ—અંદર બહારની સાફસૂફીઃ ફાટી ગયેલાં પુસ્તકોની થઇ શકે તેમ દુરસ્તી તથા પુસ્તકપટીઓ ચોઢી ધોરણસર ગોઠવણી. વિદ્યાર્થીઓ આગળ વાચનશ્રવણ.

૧૫. મોટા અંકોડીઆ તા. અમરેલીઃ—સાફસૂફી ને શણગાર નીતિસૂત્રોનાં તોરણોઃ માજી પુ. પ્રચારક શ્રી મોહનલાલ શંકરભાઇના પ્રમુખપદે જાહેરસભા. સ્થાનિક શિષ્ટ સાહિત્ય ભંડારના માલીક શ્રી. જમુ રવાણી તરફથી ૧૨૫ સુંદર બાલપુસ્તિકાઓની ભેટ આપી. અને વળી બાળકો તેનો સારો લાભ ઉઠાવે તેટલા માટે દરેકને ૦-૪-૦ એ પ્રમાણે બાવન બાળબાલિકાઓને રોકડ ઇનામનાં રૂ. ૧૩) પ્રમુખ હસ્તે વહેચ્યાં.

૧૬. બેટ તા. ઓખામંડળઃ—પુસ્તકાલયની ૬૨ મી જયન્તિ અને પર્વણી ઉત્સવ કાર્યકરો, લોકો તથા અમલદારોના સંપૂર્ણ સહકારપૂર્વક ઉત્સાહભેર ઉજવાયાં. સવારે સરસ્વતી તેમ જ શ્રીમંતની છબીઓ સાથેનું સરઘસ, બપોરે સૌ. ડાહીબેન બારોટના પ્રમુખ-

પદે મહિલા સંમેલન જેમાં ગરબા તેમજ સંવાદો, વાર્ષિક અહેવાલનું વાચન અને પ્રાસંગિક વિવેચનો થયાં. સાંજરે ભેટ મહાલકરી શ્રી. મફતલાલ બારોટ સાહેબને અધ્યક્ષસ્થાને જાહેર મેળાવડો યોજાયો.

૧૭. ઓરણા તા. કામરેજ—સવારમાં પુસ્તકાલયોનાં ગીત લલકારતું સરઘસ ગામમાં ફર્યું. બપોરના શ્રી. દયારામ ચરાના પ્રમુખપદે સભા થઇ. બાળકોના સંવાદો ભજવાયા. પ્રમુખશ્રીના વિવેચનને અંતે તેઓશ્રીએ પુસ્તકાલયને એક કબાટ ભેટ આપવાનું જાહેર કર્યું.

આ સિવાય, ઊંઝા, સિદ્ધપુર, વિજાપુર, રાભડા, ઝારોળા ગામોએ પણ પર્વણી ઉત્સવ ઉજવાયો હોવાનું છાપાંના અહેવાલો પરથી જણાય છે.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

---

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારક તથા માનદ મહાલ પ્રચારકોએ નીચેના સ્થળોની મુલાકાત લઇ ત્યાંના પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થા તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે; પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે, તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧. મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર-માહે જાન્યુઆરી ૧૯૪૪ માં વિજાપુર મહાલનાંઃ**—(૧) ગુંદરાસણ, (૨) બામણવા, (૩) એરાળુ, (૪) લાડોલ કસ્બા, (૫) ગોઝારીઆ, (૬) વસાઇ, (૭) કુકરવાડા, (૮) વડાસણ, (૯) વિજાપુર મહિલા, (૧૦) ગણેશપુરા, (૧૧) ધનપુરા, (૧૨) નવા સંઘપુર, (૧૩) મહુડી, (૧૪) હરિપુરા, (૧૫) જેપુર, (૧૬) ફલુ, (૧૭) આગલોડ, (૧૮) ભાવસોરઃ કામગીરી દિન ૨૦.

**૨. કોડીનાર મહાલ માનદ પ્રચારક રા. ભગવાનજી રાઘવજી દવે-માહે જાન્યુઆરીમાંઃ**—(૧) અડવી, ડોલાસા.

**૩ સાવલી મહાલ માનદ પ્રચારક શ્રી. સોમાભાઇ ગરબડભાઇ-માહે જાન્યુઆરીમાં** (૧) ટુંડાવ, (૨) અંજેસર, (૩) નમીસરા, (૪) બેહુથા, (૫) ચારદાપુરા.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ છે.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પું. મંડળ

વડોદરામાં ઉજવાયેલી

# સ્વ. મો. ન. અમીન સાહેબની પાંચમી સંવત્સરી

**સ્વ.** મોતીભાઈ અમીન સાહેબની પાંચમી સંવત્સરી વડોદરામાં તેઓશ્રીએ કમાટી-બાગમાં સ્થાપેલા ચરોતર વિદ્યાર્થી બોર્ડિંગ હાઉસના ચોગાનમાં વડોદરા કૉલેજના પ્રો. શ્રી. ગોવિંદલાલ ભટ્ટના પ્રમુખપદે ઉજવવામાં આવી હતી. એ પ્રસંગે હાજર રહેલાઓમાં મુખ્ય વક્તા તરીકે જાણીતા લોકસાહિત્યકાર શ્રી. રાયચુરા અને વડોદરા પ્રાંત ન્યાયાધીશ શ્રી. ચતુરભાઈ ના. પટેલ, 'વીરની વાતો'ના જાણીતા લેખક શ્રી. તારાચંદ અડાલજા, તેમ જ શ્રી. કિશનસિંહ ચાવડા અને વડોદરા કૉલેજના ગુજરાતીના પ્રાધ્યાપક શ્રી. ચતુરભાઈ પટેલ ખાસ હાજર હતા. ઉપરાંત, બોર્ડિંગના વિદ્યાર્થીઓ અને શહેરના અન્ય સંભાવિતો પણ સારી સંખ્યામાં હાજર હતા.

શરૂઆતમાં ઈશ્વરપ્રાર્થના તેમ જ પ્રમુખની વરણી થયા બાદ મુખ્ય વક્તા શ્રી. રાયચુરાને બોલવા વિનંતિ કરવામાં આવતાં, તેમણે સ્વર્ગસ્થનાં સંસ્મરણો કહી સંભળાવ્યાં હતાં. તેમણે જણાવ્યું કે, હું મુંબઈ રહેતો ત્યારે સાંજના ચોપાટી પર ફરવા જતો. એ જમાનામાં ત્યાં મ્યુનિસિપાલિટી તરફથી ગૅસના દીવા મૂકેલા હતા. દરરોજ સંધ્યાકાળે એક કાળો જભ્ભો પહેરેલો અને હાથમાં મશાલ જેવું સળગતું સાધન લઈને ચૂપચાપ બોલ્યા ચાલ્યા સિવાય ચાલ્યો જતો એક માણસ એક પછી એક દીવા પેટાવી જતો. અને હું તેની એ ક્રિયા જોઈ રહેતો.

જ્યારે જ્યારે હું સ્વ. મોતીભાઈ સાહેબને યાદ કરું છું ત્યારે મને એ દૃશ્ય યાદ આવે છે. સ્વ. મોતીભાઈ સાહેબ એવા જ એક મૂગા દીપકો સળગાવનારા હતા. એમનું કામ દીપકો પ્રગટાવવાનું. એઓ મૂગે મોઢે બોલ્યા ચાલ્યા સિવાય કર્યે જતા. એની એમણે કદીય જાહેરાત થવા દીધી નથી.

આગળ ચાલતાં વક્તાએ સ્વ. મોતીભાઈ સાહેબને, વર્ષાના વરસાદ સાથે સરખાવતાં, એક ચારણી દુહો કહી, એકાદ કૂવો તો બહુ બહુ તો થોડાં વીઘાંને હરિયાળી બનાવી શકે પરંતુ વર્ષાનો વરસાદ તો સમસ્ત ધરતીને હરિયાળી બનાવે તેમ સ્વર્ગસ્થે ગુજરાત-બૃહદ્-ગુજરાતને જ્ઞાનથી હરિયાળી બનાવી હતી.

ત્યારબાદ અન્ય વક્તાઓમાં શ્રી. તારાચંદ અડાલજા, શ્રી. કિશનસિંહ ચાવડા, તેમ જ વડોદરા પ્રાંત ન્યાયાધીશ શ્રી. ચતુરભાઈ પટેલે પણ પોતાનાં સદ્ગત સાથેનાં સંસ્મરણો કહી સંભળાવ્યાં હતાં. જ્યારે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના સહમંત્રી શ્રી. ચોકસીએ એમની હમેશાની લાક્ષણિક શૈલીએ સ્વર્ગસ્થનાં સંસ્મરણો સભાજનો સમક્ષ રજૂ કર્યાં હતાં.

બાદ છાત્રાલયનો હેવાલ વંચાઈ, ફુલહાર થઈ વંદેમાતરમ્‌ના ગીતને અંતે સૌ વીખરાયા હતા.




## સ્વ. રાજરત્ન શેઠ મહાસુખભાઇ

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના એક અગ્રીમ હિતચિંતકનું ગયા માસમાં દોઢ વર્ષની લકવાની બિમારીને અંતે દુઃખદ અવસાન નીપજ્યું છેઃ એ ગૃહસ્થ તે સ્વ. શેઠ મહાસુખભાઇ.

સ્વ. શેઠ મહાસુખભાઇએ વિવિધ ક્ષેત્રોમાં આપેલી સખાવતો જેમ જાણીતી છે તેમ પુસ્તકાલયપ્રવૃત્તિને પણ તેઓશ્રીએ આપેલો ફાળો નોંધપાત્ર છે. વર્ષો થયાં તેઓ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના સભ્ય હતા અને વખતોવખત મળતી મહાલ પુસ્તકાલય પરિષદોના પ્રમુખસ્થાને બિરાજી જે તે મહાલનાં પુસ્તકાલયોને સક્રિય બનાવવામાં સલાહ સૂચનો આપતા.

સદ્‌ગતને સાહિત્ય પ્રત્યે સારી અભિરુચિ હતી. તેઓએ રચેલાં પુસ્તકોથી રાજ્યનું ભાગ્યે જ કોઇ પુસ્તકાલય અજાણ હશે. અને છેલ્લે છેલ્લે તો તેઓએ રચેલું પોતાના વતન 'વીસનગર'નું પુસ્તક તો એ તાલુકાનાં કેટલાંક પુસ્તકાલયોને ભેટ પણ આપ્યું હતું.

આવા પુસ્તકાલયપ્રવૃત્તિ સાથે નિકટનો સંપર્ક સેવનાર અને મરણપર્યંત એ પ્રવૃત્તિનું હિત હૈયે ધરનાર શેઠ મહાસુખભાઇ આજે આપણી સમક્ષ નથી, પરંતુ તેઓશ્રીએ કરેલાં લોકોપયોગી દાન–કાર્યો તેમની સ્મૃતિ સદાને માટે જાળવી રાખશે.

હજી તો થોડાક માસ અગાઉ, પોતે લકવાની બિમારીમાં પથારીવશ હતા અને હાથમાં કલમ પણ પકડી શકે તેવી સ્થિતિમાં નહોતા તેવી અવશ સ્થિતિમાં પણ વીસનગરના શ્રી શાન્તાબાઇ મહિલા પુસ્તકાલયને રૂા. બે હજારના દાનનું ટ્રસ્ટ પુસ્તકાલય સ. સ. મંડળને સોંપવા ઇંતેજારી બતાવી હતી. અને તેને માન આપી પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇની રૂબરૂ તેમણે તેમની પાસે સહી કરાવી એ ટ્રસ્ટ સદર પુસ્તકાલયના નિભાવમાં મદદ તરીકે આપવા મંડળને સોંપ્યું છે.

આ ઉપરાંત તેમની નાની મોટી સખાવતો પણ અનેક છે.

આવા ઉદાર દાતા અને પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રખર હિતચિંતકના અવસાનથી સાચેજ, એ પ્રવૃત્તિને ભારે ખોટ ખમવી પડશે.

પ્રભુ સદ્‌ગતના આત્માને ચિરશાંતિ પ્રદાન કરો.

## " પુસ્તકાલયને મળેલી મદદ "

અત્યાર સુધી પુસ્તકાલયોને જુદા જુદા દાતાઓ તરફથી અપાતી મદદ-ભેટની યાદીઓ " પુસ્તકાલય "માં અમો છાપતા હતા, પરંતુ અત્યારની કાગળની મોંઘવારી અને સ્થળ-સંકોચને કારણે હવેથી એ પુસ્તકાલયોને ભેટ આપનારાઓની નામાવલિ છાપી શકાશે નહિ, તે માટે અમો દિલગીર છીએ.

આ બાબત, પુસ્તકાલયને બક્ષીસ આપનારાઓને મંત્રી વા ગ્રંથપાલે સમજાવવું જોઇએ કે, દાન-ભેટ-બક્ષિસ તો નિઃસ્વાર્થભાવે અપાવાં જોઇએ; એમાં નામ પ્રસિદ્ધ થવાની કે કીર્તિ કમાવાની લાલસાને તો ભૂલેચૂકે પણ વશ થવું ન જોઇએ. અને એવાં નામ મેળવવા કે કીર્તિ કમાવાને ખાતર અથવા શરમાશરમીથી અપાતાં દાનોનો અર્થ પણ શું ! ! એ તો નિઃસ્વાર્થભાવે અને જમણા હાથે આપેલું ડાબો હાથ પણ ન જાણે એ પ્રમાણે જ હરકોઇ વસ્તુ આપવી જોઇએ. તો જ તેની સાર્થકતા છે.

આશા રાખીએ, પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલ ભાઇઓ આવા કાગળની મોંઘવારીના વખતમાં અમે આવી નામાવલિઓ ન છાપી શકીએ તો તે માટે અમને ક્ષમા કરશે.

## વ. રા. પુ. મંડળ

**મહાલ મંડળ તરફે શિષ્ટ વાચનની પરીક્ષાઃ**—ચાણસ્મા મહાલ પુ. મંડળની વ્ય. મં. ની બેઠક તા. ૧૬-૧-૪૪ ના રોજ મળેલી તેમાં મહાલ માટે શ્રી. રસુલભાઈ વહોરા કૃત " દાદાભાઇ નવરોજજી " એ પુસ્તકની પરીક્ષા તા. ૩૦-૪-૪૪ ના રોજ લેવાનું ઠરાવાયું છે. પરીક્ષાનો લાભ બહોળા પ્રમાણમાં લેવાય તે માટે જરૂરી તજવીજ સવેળા આરંભી દેવાની તેમ જ ઉમેદવારોની સંખ્યા નક્કી કરી લઇ મહાલ પુ. મં. ના મંત્રીને તા. ૩૦-૩-૪૪ સુધીમાં જણાવી દેવાની મહાલના જે તે સ્થળોના મંત્રી ભાઇઓને ખાસ ભલામણ !

—મહાલ પરિષદ ભરવા સંબંધી નિર્ણય કરવા માટે સમિતિ નીમવાના, તેમજ મહાલની પુસ્તકાલય સંસ્થાઓ માટે જોઇતા લાકડીસામાન મહાલમાં જ એકસરખા કરાવી લેવા સંબંધીના પણ ઠરાવો થયા હતા.

**ગ્રામવાચક મંડળો**—સોનારડા ગ્રામ વાચક મંડળે તા. ૧-૨-૪૪ ના દિને સ્વ. મોતીભાઇ ન. અમીનની પાંચમી પુણ્યતિથિ ઉજવી હતી. કાર્યક્રમમાં એક સેવક ભાઇએ સ્વર્ગસ્થના જીવન અને કાર્યનો પરિચય કરાવનાર લેખ વાંચી સંભળાવ્યા બાદ નીચેના ઠરાવો પસાર કર્યા હતાઃ—

( ૧ ) ગ્રા. વા. મંડળના પ્રત્યેક સભ્યે આ વર્ષમાં ઓછામાં ઓછા પોતા જેવા પાંચ નિયમિત વાચકો ઊભા કરવા.

( ૨ ) પોતપોતાના રહેઠાણની આસપાસ, પોતાની તથા સામાની નવરાશનો લાભ લઇ પ્રસંગોપાત સદ્‌ગતના જીવનના તેમ જ ઇતર શિષ્ટ પુસ્તકોમાંના પ્રેરક પ્રસંગો

( સાંધણ પૃ. ૬૦ને છેડે )

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૨ / ૪૩–૪૪

### વિષય : મહાલ અને પ્રાંત મંડળને મળનારી ફાળવણી બાબત.

'પુસ્તકાલય' માસિકના મે સન ૧૯૩૮ના અંકમાં પૃષ્ઠ ૩૧૪ ઉપર, પ્રસિદ્ધ થયેલી જાહેરાત નં. ૨ પ્રમાણે, રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મહાલ અને પ્રાંતમંડળને ચાલુ સાલે મળનારી ફાળવણીની રકમ, જે તે પ્રાંતનાં મંડળો તરફ ફેબ્રુઆરી '૪૪ આખર સુધીમાં મોકલી આપવામાં આવશે. મહાલ મંડળોએ પોતાની ફાળવણી મેળવવા સારૂ, પોતપોતાના પ્રાંતમંડળો તરફ, ગત વર્ષના અહેવાલ-હિસાબ મોકલી તેની સાથે ફાળવણીની માગણી કરવી. અને તે પછી પ્રાંતમંડળોએ જે તે મહાલમંડળોને, તેમની ફાળવણી, એપ્રિલ '૪૪ આખર સુધીમાં મોકલાવી આપવા તજવીજ કરવી.

જે તે મહાલનાં પુસ્તકાલયો તરફથી લવાજમની આવેલી રકમ અને તે ઉપરથી મંડળના બંધારણ પ્રમાણે પ્રાંત અને મહાલ મંડળોને મળનારાં ફાળવણીની રકમ નીચે પ્રમાણે છેઃ—

### વડોદરા પ્રાંત

| મહાલનું નામ | લવાજમની આવેલી કુલ રકમ | ફાળવણીની મળનારી રકમ | મહાલનું નામ | લવાજમની આવેલી કુલ રકમ | ફાળવણીની મળનારી રકમ |
|---|---|---|---|---|---|
| ૧ કરજણ | ૮૬–૦–૦ | ૪૮–૬–૦ | ૭ વડોદરા | ૮૫–૦–૦ | ૪૭–૧૩–૦ |
| ૨ ડભોઇ | ૪૮–૦–૦ | ૨૭–૦–૦ | ૮ વાઘોડીઆ | ૩૫–૦–૦ | ૧૯–૧૧–૦ |
| ૩ તિલકવાડા | ૮–૦–૦ | ૪–૮–૦ | ૯ શિનોર | ૫૫–૦–૦ | ૩૦–૧૫–૦ |
| ૪ પાદરા | ૮૨–૦–૦ | ૪૬–૨–૦ | ૧૦ સંખેડા | ૫૭–૦–૦ | ૩૨–૧–૦ |
| ૫ પેટલાદ | ૧૫૧–૦–૦ | ૮૪–૧૫–૦ | ૧૧ સાવલી | ૪૫–૦–૦ | ૨૫–૫–૦ |
| ૬ ભાદરણ | ૫૧–૦–૦ | ૨૮–૧૧–૦ | | ૭૦૩–૦–૦ | ૩૯૫–૭–૦ |

### મહેસાણા પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ આતરસુંબા | ૨૦–૦–૦ | ૧૧–૪–૦ | ૭ પાટણ | ૬૧–૦–૦ | ૩૪–૫–૦ |
| ૨ કડી | ૫૮–૦–૦ | ૩૨–૧૦–૦ | ૮ મહેસાણા | ૭૧–૦–૦ | ૩૯–૧૫–૦ |
| ૩ કલોલ | ૫૮–૦–૦ | ૩૨–૧૦–૦ | ૯ વિજાપુર | ૮૬–૦–૦ | ૪૮–૬–૦ |
| ૪ ખેરાળુ | ૫૬–૦–૦ | ૩૧–૮–૦ | ૧૦ વિસનગર | ૫૫–૦–૦ | ૩૦–૧૫–૦ |
| ૫ ચાણસ્મા | ૫૮–૦–૦ | ૩૨–૧૦–૦ | ૧૧ સિદ્ધપુર | ૭૧–૦–૦ | ૩૯–૧૫–૦ |
| ૬ દહેગામ | ૩૮–૦–૦ | ૨૧–૬–૦ | ૧૨ હારીજ | ૭–૦–૦ | ૩–૧૫–૦ |
| | | | | ૬૩૯–૦–૦ | ૩૫૯–૭–૦ |

### અમરેલી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ અમરેલી | ૭૧–૦–૦ | ૩૯–૧૫–૦ | ૫ ધારી | ૨૧–૦–૦ | ૧૧–૧૩–૦ |
| ૨ કોડીનાર | ૨૧–૦–૦ | ૧૧–૧૩–૦ | ૬ ભીમકટ્ટા | ૧–૦–૦ | ૦–૯–૦ |
| ૩ ખાંભા | ૭–૦–૦ | ૩–૧૫–૦ | ૭ રતનપુર | ૬–૦–૦ | ૩–૬–૦ |
| ૪ દામનગર | ૨૪–૦–૦ | ૧૩–૮–૦ | | ૧૫૧–૦–૦ | ૮૪–૧૫–૦ |

### ઓખામંડળ પ્રાંત

| | | |
|---|---|---|
| ૧ ઓખામંડળ | ૨૭–૦–૦ | ૧૫–૩–૦ |
| | ૨૭–૦–૦ | ૧૫–૩–૦ |

### નવસારી પ્રાંત

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ કામરેજ | ૫૨–૦–૦ | ૨૯–૪–૦ | ૫ મહુવા | ૨૯–૦–૦ | ૧૬–૫–૦ |
| ૨ ગણદેવી | ૩૮–૦–૦ | ૨૧–૬–૦ | ૬ માંગરોળ | ૨૪–૦–૦ | ૧૩–૮–૦ |
| ૩ પલસાણા | ૩૫–૦–૦ | ૧૯–૧૧–૦ | ૭ વ્યારા | ૧૫–૦–૦ | ૮–૭–૦ |
| ૪ નવસારી | ૬૬–૦–૦ | ૩૭–૨–૦ | ૮ સોનગઢ | ૬–૦–૦ | ૩–૬–૦ |
| | | | | ૨૬૫–૦–૦ | ૧૪૯–૧–૦ |

### કુલ પાંચે પ્રાંતોનું

| પ્રાંતનું નામ | લવાજમની કુલ રકમ | રાજ્ય મંડળના ફાળે જતી રકમ | પ્રાંત મંડળના ફાળે જતી રકમ | મહાલ મંડળોના ફાળે જતી રકમ |
|---|---|---|---|---|
| ૧ વડોદરા પ્રાંત | ૭૦૩–૦–૦ | ૧૭૫–૧૨–૦ | ૧૩૧–૬૩–૦ | ૩૯૫–૭–૦ |
| ૨ મહેસાણા પ્રાંત | ૬૩૯–૦–૦ | ૧૫૯–૧૨–૦ | ૧૧૯–૧૨–૦ | ૩૫૯–૭–૦ |
| ૩ અમરેલી પ્રાંત | ૧૫૧–૦–૦ | ૩૭–૧૨–૦ | ૨૮–૫–૦ | ૮૪–૧૫–૦ |
| ૪ ઓખામંડળ પ્રાંત | ૨૭–૦–૦ | ૬–૧૨–૦ | ૫–૧–૦ | ૧૫–૩–૦ |
| ૫ નવસારી પ્રાંત | ૨૬૫–૦–૦ | ૬૬–૪–૦ | ૪૯–૧૧–૦ | ૧૪૯–૧–૦ |
| | ૧૧૮૫–૦–૦ | ૪૪૬–૪–૦ | ૩૩૪–૧૧–૦ | ૧૦૦૪–૧–૦ |

વડોદરા,
તા. ૧૫–૨–૪૪

રામભાઇ કા. પટેલ
મંત્રી, વડોદરા રાજ્ય પુ. મંડળ

---

( સાંધણ પૃ. ૮૮નું )

ભાવપૂર્વક વાંચી બતાવવા અને એ રીતે તેઓને વાચન તરફ અભિમુખ કરવા પ્રયત્ન કરવો.

( ૩ ) બાલવાચક મંડળ ચાલે છે તે નિયમિત દર રવિએ મળે તેમ કરવું,

—ચરાડા તા. વિજાપુર તથા ગોઠવા તા. વિસનગરમાં નવીન વાચક મંડળો સ્થપાયાં છે, જેમની વાચકસંખ્યા અનુક્રમે ૬૮ અને ૧૨ છે. ગોઠવા વાચક મંડળ પર્વણીદિને સ્થપાયું હોઇ તેના સભ્યોએ ફક્ત વાચક જ બની ન રહેતાં ગ્રામસેવક પણ બનવાનો પ્રયત્ન કરવાનું ઠરાવ્યું છે.

**પુસ્તકાલયને ભેટ**—ડેલીમણા તા. વિજાપુર સા. પુ. ને ગોઠવાના પા. જોઇતારામ જેઠીદાસ તરફથી રૂ. ૨૫) લગ્નપ્રસંગની ખુશાલીમાં ભેટ મળ્યા છે.

# સામયિક દોહન

## એક તેજસ્વી તારો : સદ્‌૦ કરુણાશંકર માસ્તર

કરુણાશંકર ગૂજરાતના એક સર્વોત્કૃષ્ટ આદર્શ શિક્ષક હતા. હિંદુસ્થાન અને બહાર ઘણાય નાના-મોટા શિક્ષકોનો પરિચય પ્રાપ્ત કરવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું છે. પરંતુ કરુણાશંકર જેવાં ઉચ્ચ ધ્યેય અને ઉચ્ચ મનોરથમાં રમનાર બીજા કોઇ શિક્ષક મારી દૃષ્ટિએ આવ્યા નથી. એ સંસારી હોવા છતાં સાચા સાધુ હતા. સાધુતાના સુંદર આચારો એમના જીવનમાં ઓતપ્રોત થયેલા હતા. એમનું જીવન ઉદાત્ત હતું, એમનું કાર્ય ઉદાત્ત હતું, એમનું ધ્યેય ઉદાત્ત હતું. પોતાના માથે એક સારા સરખા કુટુંબના ભરણ-પોષણની મોટી જવાબદારી હતી. પોતાનાં બાળકોના શિક્ષણની તેમને ઊંડી કાળજી રહેતી હતી અને તે ઉપરાંત બીજા અનેક મિત્રોને સહાય આપવાની સતત ચિંતા થયા કરતી. તેમ છતાં તેમણે પૈસાના મોહ કે લોભનો સંસર્ગ જીવનમાં કયારે ય કર્યો નથી. નિષ્કિંચન જેવા હોવા છતાં જીવનમાં કયારે ય તેમણે દીનતા અનુભવી નથી. કરોડાધિપતિ શ્રીમંતોનાં બાળકોને શિક્ષણ આપવાની લાંબી જીવનસેવા તેમણે સ્વીકારી હતી, છતાં તેમણે કયારેય પણ ઠેસ લાગવા દીધી નથી. પોતે એક સમર્થ શિક્ષણશાસ્ત્રી હતા છતાં કયારેય પણ બહાર દેખાવાની કે પ્રસિદ્ધિ મેળવવાની તેમણે યત્કિંચિત્ પણ ઇચ્છા સેવી નથી. તેઓ સ્વભાવથી અત્યંત સરળ, નિષ્કપટ અને નિર્મળ હતા અને બાળકના જેવી નિર્દોષ ભાવનાવાળા દેખાતા. કોઇના તરફ દ્વેષભાવ તેમણે પોતાની જિંદગીમાં દાખવ્યો નથી. તેમના મોઢેથી કયારેય પણ કોઇની કશી નિંદા સાંભળી નથી. એવા પ્રસંગમાં તેઓ તદ્દન ઉદાસીન અને મૌન રહેતા. તેઓ ' સત્ 'ના ઉપાસક હતા, ' શક્તિ 'ના નહિ. સત્ જીવન, સત્ સાહિત્ય અને સત્-સમાગમ તેમને સદા પ્રિય લાગતાં. જેનું બીજી રીતે ગમે તેટલું શક્તિશાળી વ્યક્તિત્વ હોય, ગમે તેટલો શક્તિશાળી લેખક હોય કે ગમે તેટલો શક્તિશાળી કાર્યકર હોય, પરંતુ જો તેના જીવનમાં ' સત્ 'નો સદ્‌ભાવ ન હોય તો કરુણાશંકરને મન તે ઉપેક્ષનીય અને અનાદરણીય. એમનું હૃદય અત્યંત ભાવુક અને આર્દ્ર હતુ. કોઇ પણ ' સદ્ ' ભાવ અને ' સદ્ ' વિચાર વાંચી સાંભળી તેઓ ગદ્‌ગદ્ થઇ જતા, છતાં તેમનું જીવન શૌર્યપૂર્ણ હતું. શિક્ષકસુલભ નિર્માલ્યતાનો અંશ પણ તેમના જીવનમાં ન હતો; સદા ઉત્સાહ અને સદા આનંદમાં તેઓ મસ્ત રહેતા. ૭૦ વરસની વયે પણ તેમનું મન યૌવનપૂર્ણ દેખાતું અને તેમનું કાર્ય પણ તેવું જ વેગવાન ચાલતું. ' કરુણા 'ની મૂર્તિ હોઇને પણ તેઓ ' શંકર ' સ્વભાવના હતા. એ પરમ સુહૃદ્ ' કરુણાશંકર 'ના કર્મયોગી આત્માને પરમાત્મા પરમ શાન્તિ આપે !

મુનિ શ્રી જિનવિજયજી

[ " પ્રબુદ્ધ જૈન "માંથી ]

# કામ કરવાની ધગશનો અજોડ આદર્શ

'સૂર્યની નજીકથી જેમ મંગળનો ગ્રહ દેખાય તેવી રીતે આ બધા ક્યુબાના ઇતિહાસમાંથી મારી સ્મૃતિમાં એક માણસ સ્પષ્ટ રમી રહ્યો છે. જ્યારે **સ્પેન** અને **યુનાઇટેડ સ્ટેટ્સ** વચ્ચે વિગ્રહ જાગ્યો ત્યારે બળવાખોરોના આગેવાન સાથે જલદીથી સંદેશો ચલાવવાની જરૂર હતી. **ગાર્શિયા** ક્યુબાના પર્વતની ગુફામાં સંતાઇ રહ્યો હતો, પણ તે ક્યાં હતો તે કોઇ જાણતું નહોતું તારથી વા ટપાલથી સંદેશો પહોંચી શકે તેમ નહોતું. પ્રેસિડેન્ટને તેના સહકાર્યની જલદીથી જરૂર હતી.

કોઇએ પ્રેસિડેન્ટને કહ્યું કે '**રોવન**' કરીને એક જ માણસ એવો છે કે જે ગાર્શિયાને ગમે તે સ્થળેથી શોધી કાઢશે.

રોવનને તુરત જ બોલાવવામાં આવ્યો અને તેને સંદેશપત્ર સોંપવામાં આવ્યો.

**રોવને** તે સંદેશો સીલ કર્યો. તેને ચીકણા ચામડાની કોથળીમાં બીડયો અને તે કોથળીને એણે છાતી સરસી બાંધી લીધી. ચાર દિવસની અંદર રાત્રે ઉઘાડી હોડીમાંથી તે ક્યુબાને કિનારે ઊતર્યો, પછી તે જંગલમાં અદૃશ્ય થઇ ગયો અને ત્રણ દિવસમાં પગે ચાલી ગાર્શિયાને સંદેશો પહોંચાડી દ્વીપની બીજી પાર નીકળી ગયો. એ બધું તેણે કેવી રીતે કર્યું તે વિસ્તારથી કહેવાની ખાસ જરૂર નથી. સ્પષ્ટ કહેવાની હકીકત આ છેઃ– મેકકિન્લિએ **રોવનને ગાર્શિયાને** પહોંચાડવાનો પત્ર આપ્યો; રોવને પત્ર લીધો, પરન્તુ ગાર્શિયા ક્યાં રહે છે, કયે રસ્તે થઇને ત્યાં જવાશે, એ વગેરે બાબતનો એક પણ પ્રશ્ન તેણે પૂછયો નહોતો.

ઈશ્વરને નામે કહું છુ કે **ગાર્શિયાને** સંદેશો પહોંચાડનાર **રોવન** એ એક એવો માણસ હતો કે જેનું કાંસાનું પૂતળું બનાવવું જોઇએ અને દેશની દરેક કૉલેજમાં રાખવું જોઇએ. યુવાનોને પુસ્તકો સંબંધી અથવા વિધવિધ વસ્તુઓ સંબંધી શિખામણની જરૂર નથી, પણ તેમને એવા શિક્ષણની જરૂર છે કે **તેઓ બોચી પર કાંકરો મૂકી કાર્ય કરતા થાય; સોંપેલા કાર્યમાં અંતઃકરણપૂર્વક લક્ષ આપે**, તે એકદમ જ શરૂ કરે, તેમની બધી શક્તિ વાપરે: મતલબ કે **ગાર્શિયાને** સંદેશો પહોંચાડવા જેવાં કાર્ય કરે.

જે સાહસિકોએ માણસોને રોકી પોતાના મહાન કાર્યમાં સફળતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો હશે તેમનામાંથી એક પણ એવો નહિ હોય કે જેમના હૃદયને, રોકેલા માણસની નિર્બળતાથી–એક જ કાર્યમાં પોતાનું સંપૂર્ણ બળ વાપરી ફતેહ મેળવવાની અશક્તિ અથવા અનિચ્છાથી–સખ્ત આઘાત લાગ્યો નહિ હોય.

અનિચ્છાએ મદદ આપવી, મૂર્ખ બની દુર્લક્ષ કરવું. ધાંધલ કરી બેદરકાર રહેવું, અને કચવાતા મનથી કાર્ય કરવું, એ જ સર્વ સ્થળે જોવામા આવે છે; અને સારી અથવા ખોટી રીતે અથવા ધમકીથી બીજાને મદદ કરવાની ફરજ પાડયા સિવાય અથવા લાંચ આપ્યા સિવાય એકે માણસ ફતેહ પામતો નથી; અથવા કદાચ ઇશ્વર દયાથી એકાદ ચમત્કાર કરે અને મદદ કરવા જ્ઞાનના ફિરસ્તા મોકલે તો જ તે સફળ થાય છે.

વાચક ! આ વાતની પરીક્ષા કરી જુઓઃ તમે ઑફિસમાં બેઠા છો, છ કારકુનો તમારા તાબામાં છે. એકને બોલાવી આટલું કહો કે, " એનસાઇક્લોપિડિયા ( જ્ઞાનચક્ર )માં જોઇ **કોરેગીઓ** ( Corregio )ના જીવનની ટૂંક હકીકત લખી લાવો. "

શું ' હા સાહેબ ' કહી પોતાને સોંપેલું કાર્ય તે કારકુનો કરશે ? ખરું કહું છું કે તે નહિ કરે. તે તમારા તરફ શિયાવિયા નજરે જોશે અને નીચે પ્રમાણે કેટલાક પ્રશ્ન કરશેઃ—

' તે કોણ હતો ? ' ' કયી એનસાઇકલોપિડિયા ? '

' શું મને આવા કાર્ય માટે રાખ્યો છે ? '

' તમે બિસ્માર્ક સંબંધે તો જાણવા માગતા નથી ? '

' તમારે તેનું શું કામ છે ? ' ' શું તે મરી ગયો છે ? '

' તમારે કંઇ ઉતાવળ છે ? '

' હું પુસ્તક લાવું અને તમે તમારી મેળે જોઇ લેશો ? '

*

જો તમે ડાહ્યા હશો તો તમારા કારકુનને ' K 'થી શરૂ થતા શબ્દો નહિ પણ ' C ' થી શરૂ થતા શબ્દો જોવાનું સમજાવવાની કડાકૂટ નહિ કરો, પરન્તુ ' કંઇ હરકત નહિ ' એમ કહી તમારી મેળે જ તેને શોધી કાઢશો. સ્વતંત્ર કાર્ય કરવાની આ અશક્તિ, આ નૈતિક મૂર્ખતા, ઇચ્છાની આ નિર્બળતા અને આનંદથી સૂચના ઉપાડી લઇ કાર્ય કરવાની આવી અનિચ્છા, એ સર્વને લીધે સર્વ સ્વામિત્વના સિદ્ધાંતનો સમય ઘણો દૂર છે. જો માણસો પોતાના સ્વાર્થ માટે પણ કામ કરવા તૈયાર થતા નથી તો પછી તેમની મહેનતનું ફળ બધાને સરખે હિસ્સે મળવાનું હશે ત્યારે તેઓ શું કાર્ય કરશે ?

રોકેલા માણસો પર સખ્તાઇની જરૂર છે અને અઠવાડિક, માસિક અથવા વાર્ષિક ઇનામ મળવાની લાલચને લીધે જ માણસો કંઇક કરે છે. ટૂંકાક્ષરી જાણનારને માટે જાહેરખબર છપાવો અને અરજી કરનાર દસમાંથી નવને જોડણી અથવા વિરામચિહ્નોની માહિતી જ નહિ હોય અને તે જરૂરની છે એમ પણ તેઓ માનશે નહિ. શું આવો માણસ ગાર્શિયાને સંદેશો પહોંચાડી શકશે કે ?

*

હાલના સમયમાં દુકાનોના હલકા નોકરો અને પ્રમાણિકપણે ધંધો શોધતા નિરાધાર ભટકનારાઓને માટે દયાજનક દિલસોજીના શબ્દો ઘણા સાંભળવામાં આવે છે અને સાથે સાથે ઉચ્ચ સ્થિતિના માણસોનું ભૂંડુ પણ ખૂબ બોલાય છે.

પરંતુ ધીમેથી પણ કદિયે સારૂં કામ કરે નહિ તેવાઓ પાસેથી બુદ્ધિવાળાં કાર્ય કરાવવાનો વ્યર્થ પ્રયત્ન કરનારા અને પોતાની ગેરહાજરી દરમિયાન ઊભા ઊભા કામ કરનારાઓને કામ કરતાં શીખવવા માટે તેઓ વર્ષો સુધી પ્રયાસ કરી રહ્યા છે, તેમના સંબંધે કંઇ જ કહેવામાં આવતું નથી. દરેક દુકાન અને કારખાનામાં નિંદામણનો પ્રયોગ નિરંતર ચાલ્યા જ કરે છે. શેઠ કારખાનાના લાભ સાચવી ન શકે એવા નાલાયકને કાઢી મૂકે છે અને બીજા સારાને તેમની જગાએ રોકે છે. ગમે તેવો સારો સમય હોય તો પણ આવું નિંદામણ ચાલ્યા જ કરે છે, જો કામ થોડું હોય અને સમય બારીક હોય તો આ પસંદગી બહુ જ સરસ થાય છે; પણ અશક્ત અને નાલાયકને તો હમેશાં કાઢી જ મૂકવામાં આવે છે. બળિયાના બે ભાગ એ નિયમ જ સર્વત્ર પ્રવર્તે છે. સ્વાર્થને લીધે દરેક શેઠ ગાર્શિયાને સંદેશો પહોંચાડી શકે તેવા શ્રેષ્ઠ નોકરને જ કામે રાખે છે.

કેટલાક સારા ગણાતા માણસો એવા હોય છે કે જેઓ પોતાનો ધંધો કરી શકે તેવા

નહિ હોવા સાથે બીજા પણ કોઇ ધંધાને માટે નાલાયક હોય છે, કારણ કે તેઓ એવી જ મૂર્ખ શંકા નિરંતર રાખે છે કે તેમના શેઠ તેમના ઉપર જુલમ કરે છે અથવા જુલમ કરવાની ધારણા રાખે છે. તેઓ પોતે કંઇ હુકમ સહન કરી શકતા નથી. જો કોઇ કાર્ય કરવાનું તેમને કહેવામાં આવે તો તુરત જ જવાબ આપશે કે ' તમે પોતે જ તે કાર્ય કરી લ્યો. '

એવા માણસો રાત્રે કામની શોધમાં ફરતા હોય, તેમનાં કપડાં તદ્દન ફાટી ગયેલાં હોય, છતાં તેમને ઓળખનારો કોઇ પણ તેમને નોકરીમાં રાખશે નહિ; કારણ કે તેઓ અસંતુષ્ટ છે અને સર્વ સ્થળે અસંતોષ ફેલાવે છે. દલીલોથી તેમની ખાતરી થતી નથી અને સખ્તાઇથી જ તેઓ વશ રહે છે.

શરીરની ખોડખાંપણવાળાઓની જેટલી દયા ઉપજે છે તેના જેટલી જ દયા આવા નીતિદોષવાળાઓ માટે પણ ઉપજવી જોઇએ. વળી તેમના તરફ દયા બતાવતાં આપણે એક અપૂર્વ મંડળ તરફ લાગણી બતાવવાનું વિસરી જવું જોઇએ નહિ. એ ઉમદા મંડળમાં જેનો સમાવેશ થાય છે તે માણસો મહાન સાહસ પાર પાડવા મથ્યા કરે છે. એઓ ફક્ત **ઑફિસના નિયમ મુજબ ઘડિયાળના કાંટાને અનુસરીને કામ કરી બેસી રહેતા નથી; પરન્તુ જે બેદરકાર, આળસુ અને લાગણી વિનાના કૃતઘ્ની લોકો કે જેઓ એમના પ્રયાસ વગર ભૂખે જ મરી જાય તેમ હોય છે તેવા લોકોને કામમાં જોડી રાખવા માટે તેઓ એટલી બધી ચિન્તા અને મુશ્કેલીઓ ઉઠાવે છે કે તેના પ્રભાવથી તેઓને વહેલું ઘડપણ અનુભવવું પડે છે.** આ માણસોને હરગીજ વિસરવા જોઇએ નહિ.

આ શબ્દો કદાચ સખ્ત લાગશે, પણ જ્યારે આખી દુનિયા હમણાં મજૂરોના લાભમાં બોલે છે ત્યારે જે માણસ બધી મુશ્કેલીઓની સામે થઇ સફળ થયો હોય, જેણે બીજાઓની પાસેથી યથાશક્તિ કામ લીધું હોય અને જેણે સફળતા મળ્યા પછી પણ રોટલો ને જાડાં કપડાં સિવાય કંઇ જોયું ન હોય તેના તરફ પણ દિલસોજી બતાવવી જોઇએ. દરિદ્રમાં જ ખાસ કંઇ મહત્તા નથી; માણસનાં ફાટેલાં કપડાં કંઇ ભલામણપત્ર નથી, અને બધા સારી સ્થિતિવાળાઓ કાંઇ લુંટારા અને આપખુદ હોતા નથી, તેમ કંઇ બધા ગરીબ પણ સદ્‌ગુણી હોતા નથી. **નોકર પાસે હો વા ન હો છતાં પણ જે માણસ કાર્ય કરી રહ્યો છે તે જ સ્તુતિને પાત્ર છે.** વળી **જે માણસ પોતાને સોંપેલા કાર્યમાં મંડયો રહે છે; મૂર્ખ પ્રશ્નો કદી કરતો નથી; રસ્તામાં રઝળતો નથી; કાર્ય પૂરું થતાં સુધી થાક શું તે જાણતો નથી; અથવા કાર્યના બદલામાં વધારે પગારને માટે ફાંફાં મારતો નથી તેવાને માટે પણ આપણી દિલસોજી હોવી જોઇએ.** આવા યોગ્ય મનુષ્યની શોધમાં પરંપરાનો સુધારો સમાયલો છે. **આવો માણસ જે કંઇ માગશે તે તેને મળશે.** તેની દરેક શહેર, નગર વા ગામમાં તેમ જ દરેક ઑફિસમાં, દુકાનમાં અથવા કારખાનામાં જરૂર છે. **દુનિયા તેવાને માટે સાદ બોલાવી રહી છે કે અમને ખાસ જરૂર છે,** જે માણસ ગાર્શિયાને સંદેશો પહોંચાડવા જેવાં કોઇ પણ કાર્ય **કરી શકે તેવાની.** *

[ 'યુવકરત્ન' ]

* અંગ્રેજી ઉપરથી

# શરીરશ્રમની મહત્તા

એક જમાનો એવો આવી ગયો કે જ્યારે મગજ શરીર કરતાં વધુ મહત્ત્વનું ગણાવા માંડયું હતું–મગજનું કામ કરનારો પોતાને શરીરશ્રમનું કામ કરનાર કરતાં ઉચ્ચ કોટીનો ગણતો. આ વિચારસરણી મળી હતી પરદેશી કેળવણીના પ્રતાપે; પણ તેણે પોતાનો એટલો બધો કાબુ ફેલાવ્યો હતો, કે જાણે એ આંહીંની હોય એમ સૌને લાગ્યું હતું: ને ઘરઘર એ ફેલાઇ ગઇ હતી.

માણસ બુદ્ધિ,લાગણી અને શરીર–એમ ત્રણ પદાર્થોનો સમૂહ છે. શરીર વિના બુદ્ધિ કે લાગણીનું જુદું અસ્તિત્વ નથી. શરીર વિના કોઇ પણ જાતની ભાવના કે ક્રિયા શક્ય નથી. શરીર જ આત્માને ધારણ કરે છે, ને એને વ્યક્ત કરે છે. શરીર એ પણ માનવોનો ધાર્મિક વારસો છે. આ શરીરને આધારે બુદ્ધિ રહે છે, એને જ આધારે લાગણી પણ રહે છે. અને એ શરીરની સંભાળ એ મનુષ્યની એક પવિત્ર ફરજ થઇ પડે છે. જે માણસ પોતાનું શરીર સભાળતો નથી, તે ભલે આપઘાત ન કરતો હોય, પણ એ આપઘાતી માનસ ધરાવનારો છે એમ કહી શકાય. આ શરીર વિષે એક જમાનામા એવો ખ્યાન આવી ગયો કે એ જેમ નાજુક તેમ સરકારી. જેમ એ આળસુ તેમ એ કેળવાયલો; શ્રમ કરવાની અશક્તિ એટલે વૈભવ. શ્રમ ન કરીએ તો આપણે શ્રેષ્ઠ, શ્રમ કરવામાં એક પ્રકારની લઘુતા રહી છેઃ આવા આવા વિચારને લીધે, આપણાં ઘણાં ઘરોમાં, સામાન્યમા સામાન્ય કામ કરવા માટે પણ બીજા ઉપર આધાર રાખવાની ટેવ પડી હતી. પોતાનું તંત્ર જ એવું વ્યવસ્થિત કરવું કે વધારેપડતો શ્રમ વેઠયા વિના વ્યવસ્થા જાળવી શકાય એ ગુણ આપણી સ્ત્રીઓએ ગુમાવ્યો હતો. ઠામણાના ખડકલા કરી કરીને કામવાળાને સોંપી દેવામાં શેઠાઇ મનાતી હતી. આજે આ યુદ્ધના રંગે જમાનાને પલટાવી નાખ્યો છે. કોઇ પણ મજૂર પોતાના ઘરમાં બસો ત્રણસો રૂપિયા લાવતો થઇ ગયો છે. અધિકાર કે સંસ્કાર નથી, એટલે એને મળેલા એ પૈસા દારુ, સિનેમા, ચવાણાચેવડા, અર્ધાં ખોટાં ઘરેણાં, ને ઘણો વખત દમાયલી અવસ્થામાં રહ્યા માટે પૈસાની છોળને લીધે મળતી સ્વતંત્રતાથી, જેટલું બને તેટલું એશઆરામી જીવન-એમાં વેડફાઇ રહ્યાં છે. જ્યારે પાછો જમાનો પલટાશે ત્યારે આનું શુ પરિણામ આવશે એ કહી શકાય તેમ નથી. પણ સામાન્ય મધ્યમ વર્ગે પોતાનું તંત્ર કાંઇક ઠીક રીતે ચલાવવું હોય તો હમેશને માટે શ્રમ કરવાની ને કામને વહેંચી લેવાની ટેવ પાડવી પડશે. અત્યાર સુધી તો પચીસ પચીસના કારકુનો ને સાઠ સિત્તેરના માસ્તરો એક કામવાળી રાખી લેતા. તેના ઉપર સૌ આધાર રાખતા. ઠામણાં ને લુગડાં વગેરે કામ એ કરી જતી. આજે કોઇ જગ્યાએ એવી રીતે કામ કરવા ઘણાં ખુશી નથી. 'અત્યારે માણસ સો રૂપિયા લાવે છે, હવે અમે શું કરવા કામ કરીએ?' એ પ્રશ્ન સર્વત્ર વ્યાપક બની ગયો છે.

મજૂરોના એ માનસનું જે થવું હોય તે ભલે થાય, પણ શ્રીમત–અને મજૂર એમની વચ્ચે ઊભેલા મધ્યમવર્ગે પોતાના જીવનને નવા સ્વરૂપ સાથે બંધબેસતું કરી નાખવા માટે જેમ બને તેમ જલદીથી વ્યવસ્થા કરી લેવી ઘટે. તો જ એ ટકી શકે. એમણે શ્રમને અપનાવી લેવો–અને એવી રીતે મળતા શ્રમમાંથી શરીરનું બંધારણ મજબૂત બને એવી વ્યવસ્થા

ગોઠવી લેવી એમાંથી એક સમય એવો આવે કે જ્યારે મધ્યમવર્ગની શરીરતૈયારી–જે અત્યારે સૌથી વધારેમા વધારે માયકાગલી છે તે–ઘણી વધારે આગળ ગયેલી હોય જે લોકોને એમ ભાન નથી કે પરાજિત અને પરતંત્ર પ્રજામા, જે કાઇ નવા વિચાર કે વાદ આવે, તે પ્રજાને પ્રાણ આપવાને બદલે પ્રજાનો હ્રાસ કરવામા જ મુખ્યત્વે ઉપયોગી નીવડે છે, તે લોકો આ જમાનાનુ પલટાતું રૂપ જોઇને અને મધ્યમવર્ગના સદંતર નાશની આવી પહોચેલી ઘડી જોઇને ભલે આનદે. પણ જ્યાસુધી પ્રજાકીય સ્વતત્રતામાથી આ વસ્તુનો ઉદ્ભવ ન થયો હોય ત્યા સુધી આવી કામચલાઉ જે કોઇ ગોઠવણો, એક કે બીજા વર્ગને લાભની જણાતી હોય છે, એમા છેવટે કાઇ જ સાર હોતો નથી. આજે સો રૂપિયા મેળવતો મજૂર જ્યારે એક દિવસ એક રૂપિયો પણ નહિ મેળવે–ત્યારે જ ખબર પડશે કે ઉચ્ચ ધોરણથી મજૂરના જીવનચક્રમા કાઇ પણ સ્થાયી ફેરફાર થઇ શકયો નથી અને તેથી પ્રજાકીય બળરૂપે ઊભા રહેવાની એની શકિત હતી ત્યા જ રહી છે

સામાન્ય મધ્યમવર્ગના માણસનુ માનસ કેટલેક અંશે શ્રીમતોના ખોટા અનુકરણમા પડી ગયેલુ છે. એટલે એ પોતાને ત્યા જોઇએ તેના કરતા વધારે ઠઠારો કરતો થઇ ગયો છે પરિણામે એવી વસ્તુઓ એને પોતાને ગુલામ બનાવે છે એની રહેણીકરણીમા સાદાઇ-ભરેલી સ્વચ્છંદતાને બદલે અનુકરણવૃત્તિ વધુ બળવત્તર બની છે શરીરશ્રમ લેવાની એની શક્તિ ઘણી મર્યાદિત થઇ ગઇ છે આ સંયોગોમા એણે પોતાનુ આખુ તંત્ર, પોતાના સબધો, પોતાના જીવનમાર્ગો, પોતાના સમયપત્રકો સઘળુ તાત્કાલિક ફેરવી નાખવાની જરુર ઊભી થશે આ ફેરફાર કેવળ સમય પૂરતો ન રહેતા, ચિરસ્થાયી થઇ જાય અને જીવનબળ આપનાર થઇ પડે એ વસ્તુની ખરી આવશ્યકતા છે

અત્યારે ઘણા ફેરફારો થાય છે જમાનો પલટાતા એ ફેરફારો અદ્દશ્ય થશે પરંતુ એ ફેરફારોમાથી થયેલા અનુભવ જો પ્રજાનુ જીવનબળ ઘડવામા ઉપયોગી નીવડે તો જ એનો કાઇક અર્થ છે. અત્યાર તો માણસ પોતાની હરેક જરૂરિયાત વિષે ચિંતામા પડી ગયો છે શરીરશ્રમ એ જ માણસનો છેલ્લો આશ્રય છે, એટલું સત્ય પણ જો આમાથી [illegible] મળે, ને એ અનુભવ હમેશને માટે જીવનવ્યાપારોમા વણાઇ જાય તો આટલી યાતનાઓ નિરર્થક નહિ જાય નહિતર તો પછી સંકટ પડે ત્યારે દીન હીન અને નિરાધાર, એ ન હોય ત્યારે ઉચ્છૃંખલ અવિવેકી અને ક્રૂર, સ્વાર્થ હોય ત્યારે વિવેકી અને સંયમી, એવી આપણી વ્યવહાર પ્રજાની ખાસિયતો એમ ને એમ રહેશે જમાનો પલટાશે, જીવન નહિ પલટાય, પ્રજા પણ નહિ પલટાય–ને કોઇ પણ ફેરફાર વિના જે ગુણોને લીધે પરાધીનતા શકય થઇ રહી છે એ ગુણો પણ એમ જ રહેશે

શરીરશ્રમની મહત્તા નાનો મોટો દરેક જણ જાણતો થાય પોતાની કેળવણીથી એ એને વ્યવસ્થિત કરતા શીખે, એમાથી વધુમા વધુ લાભ કાઢવી અમુક ચિરસ્થાયી ગુણો મેળવે, તો જ આ પલટાતા જમાનાએ માણસને કાંઈક આપ્યુ કહેવાશે *

—ધૂમકેતુ

* "શ્રીજીવન"ના માગશર–૨૦૦૦ના અંકમાંથી.

# " તું ગઈ'તી ક્યાં ? "

" ઓય ઓય માડી રે !... મને મારો મા મને મારો મા..." સાંભળી હું દોડીને જોઉં તો મારી પાડોશમાં જ નિર્મળાબેનને તેમના પતિ નેતરની સોટી લઈને મારતા હતા, અને નિર્મળાબહેન તો ઘરના રાંધણિયાના ખૂણામાં ટૂંટિયું વાળી નીચે પડી રહી હતી, એક પણ હરફ ઉચ્ચાર્યા સિવાય જીવનલાલનો માર ખાઈ રહી હતી. જીવનલાલ ક્રોધમાં હતા. તેમનું મોઢું ક્રોધથી તપી ગયેલા તાંબા જેવું લાલ લાગતું હતું.

જીવનલાલ અને નિર્મળાબહેનને પરણ્યાં હજુ બે વર્ષ તો પૂરાં થયાં નહિ હોય, પણ અઠવાડિયામાં બે–ચાર વખત તો પતિ–પત્ની વચ્ચે ઝઘડો થયો જ હોય, ઝઘડા વિનાનું ભાગ્યે જ કોઈ અઠવાડિયું ખાલી ગયું હશે. ઝઘડા તો રોજેરોજ થાય એવું હતું, પણ બાઝી લીધા પછી બે ત્રણ દિવસ સુધી બન્ને વચ્ચે અબોલા ચાલે એટલે રોજરોજની તકરારમાંથી બંને જણાં મુક્ત હતાં.

મારા પાડોશમાં આવ્યા ત્યારથી જ મને નિર્મળાબેન સાથે પરિચય થયો હતો. તેઓ શરૂમાં સ્વભાવે શાંત અને સહનશીલ લાગતાં, પણ સાંસારિક છ મહિના ગયા બાદ કોણ જાણે કેમ, રોજ–બ–રોજના કલહે એમનામાં અજડાઈ અને જક્કીપણું આવ્યાં હતાં.

જીવનલાલ રોજ રાતના તેલબજારમાં જતા અને ત્યાં જઈ ભાઈબંધોની સાથે તેજીમંદીનો સટ્ટો ખેલવામાં ભારે ચાલાક, હજાર બે હજાર ગુમાવી દે તોપણ તેમના મોઢા ઉપર તમે હારની રેખાય ફરકતી ન જુઓ, અને પૈસા મેળવે ત્યારે પણ એ ફુલાઈ ન જતા.

પણ કોણ જાણે કેમ તે બંને પતિપત્નીના સ્વભાવ વચ્ચે બે–ચાર ચરતિયાં ગાડાં જાય એટલું અંતર હતું. જીવનલાલ સ્વભાવે ભારે મિજાજી, એટલું જ નહિ, પણ હાલતાં ચાલતાં તેમનો પિત્તો ઉછળી પડતો ઘડીક ઘડીકમાં ક્રોધ ચડે-કારણ નજીવું હોય તોપણ–અને મારવામાં કાંઈ જ ઘડો રાખે નહિ; જે હાથમાં આવ્યું તે મારે, કોઈક વાર તો એને છૂટો ઘા જ કરે.

અને જ્યારે તેમનું કહ્યું ન થાય ત્યારે તો તેઓ મગજ ગુમાવી બેસતા 'અને ઘડી–બે–ઘડીમાં તો હતું–નહોતું' કરી બેસતા. બિચારાં નિર્મળાબેનની પૂરેપુરી કઠણાઇ હતી; એમને તો આ પડ્યું પાનું નભાવી લીધે જ છૂટકો હતો.

આજે બન્યું એવું કે જીવનલાલ બપોરના તેમના મિત્રોને ત્યાં ગયા ત્યારે નિર્મળાને કહેતા ગયેલા કે પોતે પાછા ફરે ત્યાં સુધી નિર્મળાએ ઘરે રહેવું. પણ પાડોશમાં શેરીની બધી બહેનો ઉજાણી કરવા એકઠી થયેલી હોવાથી નિર્મળાબેન પણ ત્યાં ગયાં. ઘરે રહેવાનું ઉજાણીના આનંદમાં ને આનંદમાં તે ભૂલી ગયાં.

ચાનો વખત થતાં જીવનલાલ ઘેર આવ્યા. બારણું ખખડાવીને સાદ કર્યો:

" કાં, બધા ક્યાં ચાલ્યા ? "

" હાલો, હવે હાલો, મોડું થાય છે. "

" પણ એવું છે શું ? " મેં જરા ઊંચે સાદે ઢૂંગલું વળીને ઉતાવળે ઉતાવળે જતા અમારા શેરીવાળાને પૂછ્યું.

" તમને ખબર નથી ? "

" ના ભાઇ ? "

" તમારા પાડોશી જીવનલાલનો હાથ ભાંગી ગયો છે. સાઇકલ ઉપર ગરનાળા તરફ જતાં બળદ ભડકવાથી ગાડા સાથે સાઇકલ અટકાણી–સાઇકલ અને જીવનલાલ બંને ગાડાના પૈડા નીચે. જીવનલાલના હાથ ઉપર પૈડું ફરી વળ્યું અને હાથ ભાંગી ગયો છે.

હું પણ બધાની સાથે ઉપડયો. નિર્મળાને માર ખાવામાંથી બચાવવા જતાં જીવનલાલે મારું અપમાન કર્યાને હજુ ત્રણ જ દિવસ થયા હતા, પણ નિર્મળા સાથેના ભાઇ તરીકેના સંબંધને કારણે હું અપમાન ભૂલી ગયો. હું પણ બધાની સાથે તેમને જોવા દોડયો.

ઇન્ડોર વોર્ડની સી. રૂમમાં જીવનલાલને સ્ટ્રેચરમાં લાવી સુવાડયા હતા. દાક્તરની પાટાપિંડી ચાલતી હતી. હાથે સારી પેઠે જખમ થયો હતો. જીવનલાલના હોશકોશ ઊડી ગયા હતા.

આ વખતે જીવનલાલના માથા પાસે બેસીને નિર્મળા તેને સાંત્વન આપતી આપતી જખમ ઉપર હવા ઢોળી રહી હતી. એના મુખ ઉપર એના પતિને થયેલા ઊંડા જખમની ગંભીરતા તરવરતી હતી. એની આંખો પતિની વેદનાથી રડું રડું થઇ રહી હતી.

હજુ ત્રણ દિવસ પહેલાં જ નિર્મળાનો વાંસો-દસ–દસ નેતરની વંશી સોટીઓના મારથી વળ લઇ ગયો હતો. સુજી ગયો હતો. સાથળ ઉપરાઉપરી પાટાઓ ખમી ખમીને લીલો જેવો ચકામો જામી ગયો હતો, ને પિંડી ઉપર તેને હસડીને ફંગોળ્યાના ઉઝરડા ઊડી આવ્યા હતા. એ જ નિર્મળા આજે જીવનલાલની પાસે બેસી તેના કપાળે હાથ ફેરવી રહી હતી અને જખમની શાંતિ માટે સાંત્વનના બે કોમળ શબ્દો કહી રહી હતી.

નિર્મળાના મોઢા ઉપર તેને પડેલો માર, મારથી ત્રણ ત્રણ દિવસ કળેલાં તેનાં હાડચામ કે તેના પતિને મળેલો ઇશ્વરી બદલો–એમાંનું એકેય દેખાતું નહોતું. મોઢા ઉપર દેખાતી હતી એક માત્ર પતિની સેવા કરવાની પ્રેમળ ભાવના.

બધાની સાથે જીવનલાલના ખબરઅંતર પૂછી હું પણ પાછો વળ્યો. પણ હું ખાલી પાછો વળ્યો હોઉં એમ મને લાગ્યું. મારું હૈયું તો નિર્મળાની પતિભક્તિ નિહાળવામાં જ જાણે રોકાઇ ગયું હતું. સ્ત્રીને કોઇએ ત્યાગની મૂર્તિ કહી છે–મને એ ત્યાગમૂર્તિનાં અહીં દર્શન થયાં. *

# અમેરિકાનું જાણવાજોગ

અમેરિકા જેમ આગળ વધે છે, તેમ ગુન્હેગારવૃત્તિમાં પણ સારી રીતે કેળવાયલો છે.

યુનાઇટેડ સ્ટેટ્સમાં શિક્ષણ ફરજીઆત હોઇ મફત છે. કોઇ પણ દેશનો વિદ્યાર્થી અહીં મફત શિક્ષણ લઇ શકે છે. જાપાનીઓએ વિજ્ઞાનનું પ્રથમ જ્ઞાન અહીંથી જ મેળવ્યું હતું. પ્રાથમિક શિક્ષણથી માંડીને ઉંચામાં ઉંચા શિક્ષણ માટેનો પ્રબંધ અમેરિકામાં છે. 'શિક્ષણ-સંસ્થાઓ અને રમતગમતનાં વિશાળ મેદાનોની વ્યવસ્થા ખાસ કાયદા દ્વારા નક્કી થયેલી છે. સહશિક્ષણ સામાન્ય છે.

અમેરિકામાં દર વર્ષે અઢી અબજ ડૉલર ( ૧૦ અબજ ડૉલર ) ખાસ પ્રાથમિક શિક્ષણ પાછળ ખરચાય છે. વિશ્વવિદ્યાલયો અને કૉલેજો ૧૩૮૦ છે અને એનું વાર્ષિક ખરચ ૭૦ કરોડ ડૉલરનું છે. દરેક જાતનું વિજ્ઞાન, યંત્રશાસ્ત્ર, કળા, સાહિત્ય વગેરે શિક્ષણ એટલું વ્યાપક છે કે પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓની સંખ્યા અઢી કરોડની છે. ૬૦ લાખ વિદ્યાર્થીઓ માધ્યમિક શિક્ષણ લે છે. આ વિદ્યાર્થીઓની આટલી મોટી સંખ્યાથી જ જોઇ શકાય છે કે ત્યાં શિક્ષણનું પ્રમાણ કેટલું વધારે છે.

*

ન્યાયની વ્યવસ્થા વિશાળ પાયા પર છે. દરેક રાજ્ય પોતાની અનુકૂળતા પ્રમાણે સ્વતંત્ર રીતે ન્યાયકોર્ટો ચલાવે છે. એથી મોટી કોર્ટ 'સુપ્રીમ કોર્ટ' છે. એ કોર્ટમાં નવ જડજો બેસે છે, ને એ હોદ્દા આજીવન છે. બંધારણનો અર્થ અને વ્યાખ્યા આ કોર્ટ નક્કી કરે છે.

આ નવે જડજો ઉંમરે વૃદ્ધ એટલે ૭૦ થી ૯૫ વર્ષની ઉંમરના છે. એને પ્રેસિડંટ રજા આપી શકતો નથી, કોંગ્રેસ બેતૃતીયાંશ મતે એને રજા આપી શકે. ૪૮ રાજ્યોની હાઇ કોર્ટો છેવટની ન્યાયસત્તા ધરાવે છે. પોલિસ ભારે હિંમતવાન અને બાહોશ ગણાય છે.

અમેરિકા દેશમાં ૨૩૦૦ દૈનિકો, ૧૩૦૦૦ સાપ્તાહિકો, ૪૦૦૦ માસિકો વગેરે મળી ૨૨૦૦૦ પ્રકાશનો છે. મોટાં દૈનિકો અને નામાંકિત માસિકોના લાખો ગ્રાહકો છે. કોઇકોઇ દૈનિકની ગ્રાહકસંખ્યા ૫૦ લાખ જેટલી છે. આવાં દૈનિકોની લાગવગ પણ વિશાળ છે. ત્યાં પ્રકાશનો પર હિંદની જેમ પ્રતિબંધો મુકાતા નથી. ત્યાંની પ્રજામાં, સાહિત્ય બહોળા પ્રમાણમાં બહાર પડતું હોવા છતાં મફત વાંચવાની ટેવ ભાગ્યે જ કોઇકને હોય છે. ત્યાંનાં માસિકો અને દૈનિકો બીજા દેશોમાં પણ મોટા પ્રમાણમાં વંચાય છે.

*

અમેરિકા દેશમાં લાઇબ્રેરીઓ પણ બીજા કોઇ પણ દેશની લાયબ્રેરીઓ કરતાં વિશાળ છે. ત્યાં જેમ કેળવણી અને સંસ્કારિતા વધુ છે, તેમ ગુનાહિત વૃત્તિ પણ સારી રીતે કેળવાયલી છે. આ ગુન્હેગારો વિજ્ઞાનની મદદથી મહાભયંકર ગુન્હાઓ કરે છે, તેની સાથે સાથે પોલિસ પણ ખૂબ ચપળ હોય છે. દેશના બંધારણ મુજબ દરેક વ્યક્તિ સ્વતંત્ર હોવાથી શક પરથી કોઇને પકડી શકાતું નથી. ગુન્હેગારોને છોડાવવા માટે સરકારી વકીલોની મદદ મળે છે.

*

કુદરતી દશ્યોમાં યલો સ્ટોન પાર્કમાંનો ફુવારો ૩૦૦ ફૂટ જેટલી ઊંચાઇએથી ઊડે છે. મોટા ફુવારામાં ૨૦ ફૂટ વ્યાસનો જલસ્તંભ જમીનથી ૬૦ ફૂટ જેટલો ઊંચે ઊડે છે. આ

## વટહુકમ નં. ૬ સને ૧૯૪૩-૪૪

## વિષય

### સને ૧૯૪૩-૪૪ ની દુરસ્તી

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો જે ગુજરાત વર્નાક્યુલર સોસાયટિમાં નોંધાયલાં છે તેની યાદી અત્રેથી વટહુકમ નં. ૫ સને ૧૯૪૩-૪૪ તા. ૫-૧-૪૪ થી બહાર પાડવામાં આવી છે તે યાદીમાં કેટલાંક પુસ્તકાલયોનાં નામો લખવાનાં રહી ગયેલાં હોવાથી નીચેનાં પુસ્તકાલયોનાં નામો વધારવામાં આવે છે:—

કંડારણુ તા. કરજણુ છપાયું છે ત્યાં કંડારી તા. કરજણુ વાંચવું.
ગોરિયાદ તા. પાદરા,
બાળવા તા. કલોલ,
બાસણા તા. વિસનગર,
વિસનગરપુરા ઉર્ફે કરમાલીઆપુરા તા. વાઘોડીઆ

ઉપર પ્રમાણેનાં વધારવામાં આવ્યાં છે તો જે તે પુસ્તકાલયના મંત્રીએ પોતાના પુસ્તકાલય ' માસિકની યાદીમાં સુધારા ઉમેરી લેવા તજવીજ કરવી.

વડોદરા,
તા. ૪-૨-૪૪

પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૬ સને ૧૯૪૩-૪૪

## વિષય

### કાયમનિધિનું વધુ વ્યાજ ઉપજાવવા બાબત

વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો જે સરકાર પંચાયત મદદ મેળવે છે તેમણે દર વર્ષે કાયમનિધિમાં અમુક રકમ મૂકવી એવી ફરજ હોય છે. આમ ઉપસ્થિત થયેલી કાયમનિધિની રકમો સુરક્ષિત રહે અને સારું ઉત્પન્ન મેળવી શકે તે માટે પુસ્તકાલયોને વખતોવખત સૂચવવામાં આવ્યું છે અને તેથી જ પુસ્તકાલયોની આ રકમો હાલ મોટે ભાગે બેંક કે બચત પેઢીમાં અથવા પુસ્તકાલય સહાયક સહકારી મંડળ અગર આ વર્ગની સહકારી મંડળીઓમાં મુકાઈ છે.

છેલ્લાં પાંચ વરસથી આ રકમો જે મોટે ભાગે બેંક કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં છે તેનું વ્યાજ ઘણું જ ઘટી ગયું છે. પુસ્તકાલયોના વ્યવસ્થાપકોની એ ફરજ છે કે નાણાંની સુરક્ષિતતા સાથે તેનું ઉત્પન્ન પણ વધારવું જોઇએ.

પુસ્તકાલય સહાયક સહકારી મંડળીને આ નાણાં ઉપર ૩ ટકા સુધી વ્યાજ આપવા ગવર્નમેન્ટ સિક્યુરીટીઝમાં રોકવા અગર બીજી કોઈ યોજના કરવા જણાવતાં તેઓએ હાલ એ મૂડી ઉપર વધુ વ્યાજ ઉપજાવવાની પોતાની અશક્તિ જાહેર કરી છે.

સબબ ઉપરોક્ત મૂડી કે જેનું માત્ર વ્યાજ જ પુસ્તકાલયોએ ઉપયોગમાં લેવાનું છે તેનું ઉત્પન્ન ઓછું આવે અને તે વધુ ઉત્પન્ન માટે ટ્રસ્ટ ઍક્ટ પ્રમાણે ગવર્નમેન્ટ સિક્યુરીટીઝમાં રોકવાની સવડ હોવા છતાં રોકાતુ નહિ હોવાથી આ કામ પુસ્તકાલય ખાતાએ નિરુપાયે પોતાને હસ્તક લેઇ શ્રીમંત સરકાર મારફત ગવર્નમેન્ટ સિક્યુરીટીઝમાં વધારે વ્યાજ ઉપજાવવાની નીતિ સ્વીકારી છે, જેથી તમામ ગ્રામ, કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોના મંત્રીઓને સૂચના કરવામાં આવે છે કે પોતાની મૂડી જે ૩॥ ટકા કરતાં ઓછું ઉત્પન્ન આપતી હોય તે તમામ મૂડી પછી તે બેંક, બચત પેઢી કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ ગમે ત્યાં હોય ત્યાંથી ઉપાડી પુસ્તકાલય ખાતામાં મોકલવા તજવીજ કરશે. આશા રાખવામાં આવે છે કે આ કામ ઉત્સાહથી મંત્રીઓ ઉપાડી લેશે અને ઉત્પન્નમાં વધારો કરશે.

આ નાણાં પૈકી મૂડીમાંથી જ્યારે કોઈ પુસ્તકાલયને નાણાંની જરૂર હશે ત્યારે પુસ્તકાલય ખાતાની મંજૂરીથી તેમને તે રકમ જરૂરી પ્રસંગ માટે આપવામાં આવે એવી વ્યવસ્થા કરવામાં આવશે.

આશા છે કે પ્રચારકો, તપાસનીશો અને રા. મહાલ શાળાધિકારી સાહેબો જ્યાં આ ઉત્પન્ન ઓછું આવતું હોય ત્યાંથી સરકાર લોકહિતની નીતિ સ્પષ્ટ સમજાવી આ રકમ ઉપાડી પુસ્તકાલય ખાતામાં જમા કરાવવા ઘટિત તજવીજ કરાવશે.

વડોદરા,<br>તા. ૨-૨-૪૪ પુ. ત્રિ. શાહ ઉ. મો. પટેલ<br>મદદ. વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૭ સને ૧૯૪૩-૪૪

## વિષય

### ઇસ્યુબુક અને વાચક રજિસ્ટરમાં યોગ્ય રીતે હકીકત ભરવા બાબત

ગ્રામ અને કસ્બા પુસ્તકાલયોની તપાસણીમાં અમને જોવા મળ્યું છે કે કેટલાંક પુસ્તકાલયો પોતાનાં વાર્ષિક નિવેદનો તૈયાર કરવામાં જે વાચકોની હકીકત બતાવે છે તે સત્યથી વેગળી હોય છે. કારણ કે કેટલેક સ્થળે વાચકની નોંધવહી રહેતી નથી. માટે સૌ કામ કરનાર મંત્રી ભાઈઓને વિનંતિ કરવામાં આવે છે કે પુસ્તકાલયમાં વાચક રજિસ્ટર અવશ્ય રાખવું. તેમાં જે વાચક પુસ્તકાલયમાં વર્ષમાં પ્રથમ વાર પુસ્તક લેઇ જાય તેનું નામ લખવું જોઇએ. આ વાચકના શેરાના આસનમાં તે વિદ્યાર્થી શાળામાં ભણતો હોય તો "વિ" સંજ્ઞા લખવી; છેલ્લાં પાંચ વર્ષની અંદર શાળા છોડી દીધી ગયેલાં હોય તો "જી" સંજ્ઞા લખવી અને પુખ્ત ઉંમરના સ્ત્રી કે પુરુષ હોય તો "સ્ત્રી" કે "પુ" સંજ્ઞા વાપરવી. અને એ પત્રક પરથી દર ત્રણ માસે કયા વર્ગમાં કેટલા વાચકો છે તે હકીકતની તારીજ કાઢતા જવી. તે જ પ્રમાણે વેચાયલાં પુસ્તકો માટે ઇસ્યુબુકમાં તેવી જ સંજ્ઞાઓ વાપરવી અને તે ઉપરથી ત્રિમાહી તારીજ કાઢતાં જવી. અને આ પ્રમાણે વર્ષ આખરે કુલ સંખ્યા

આવે તે બતાવવી. જ્યાં કન્યાઓ હોય ત્યાં દરેક પ્રકારની જુદી જુદી પુસ્તિકાઓ હશે તો વધારે અનુકૂળતા થશે.

આશા છે કે પુસ્તકાલય પર જેમની સીધી દેખરેખ છે તેવા રા. મહાલ શાળાધિકારી સાહેબો આ તરફ પૂરતું લક્ષ આપી વાચનનો ફેલાવો કરવામાં મદદ આપશે.

વડોદરા,
તા. ૪–૨–૪૪ } પુ. ત્રિ. શાહ ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૧૮ સને ૧૯૪૩–૪૪

# વિષય

### ઊઠી ગયેલાં બાળકો માટે વાચનપ્રચાર

આથી વડોદરા રાજ્યનાં મદદ મેળવતાં અને મદદ મેળવી હોય તેવાં તમામ પ્રકારનાં સાર્વજનિક પુસ્તકાલયોએ ઊઠી ગયેલા બાળકોમાં વાચનપ્રચાર વધુ થાય તે માટે શ્રીમંત સરકારે વખતોવખત સૂચવ્યું છે, છતા આ બાબતમાં હજુ જોઇએ તેવા પ્રયાસો થયા નથી.

આપણા પુસ્તકાલયોની વ્યવસ્થા ૯૦ ટકા શિક્ષકોના હાથમાં છે. શાળાનુ સંચાલન પણ તેઓના જ હાથમા છે. વળી તેઓ સારી રીતે સમજી શકે છે કે પ્રાથમિક શાળાઓ ચલાવવા પાછળ શ્રીમંત સરકાર જે ઉદાર હાથે લગભગ ત્રીસ લાખ જેટલો ખર્ચ કરે છે તે ત્યારે જ સાર્થક ગણાય કે જ્યારે આપણે શાળામા ભણતાં બાળકોને વાચનમાં રસ લેતાં ી તેમને પુસ્તકાલયના મફત વાચનનો ઉપયોગ કરવાની ટેવ પાડી નિરક્ષર બનતાં અટકાવીએ. િ શાળામાં ભણતા વાણિયા, બ્રાહ્મણ તેમ જ આગળ પડતી કોમોમાં સ્વાભાવિક ને માધ્યમિક કેળવણી લેવાનો તેમ જ ઘર આગળ કાગળપત્ર લખવાનો વહીવટ હોવાથી બાળકો નિરક્ષર ઓછાં થાય છે, પરંતુ પછાત કોમોમાં બાળકો શાળામાંથી ભણી રહ્યા તેનો ઉપયોગ કરવાનું કાર્ય તેમની પાસે હોતું નથી, તેમ જ તેમના ઘર આગળ પણ અક્ષરજ્ઞાન તાજું રાખવાનું જોઇતું વાતાવરણ હોતું નથી, જેથી તેમને પ્રચાર દ્વારા પુસ્તકાલયમાંથી નાની નાની જીવનચરિત્ર, વાર્તા, વર્ણન વગેરે વિષયોની પુસ્તિકાઓ છૂટથી આપવાથી તેમને પોતાના અનુકૂળ સમયે વાંચવામાં આનંદ આવશે. અને મેળવેલું અક્ષરજ્ઞાન ટકાવી રાખશે.

શિક્ષક ભાઇઓ જે ગ્રંથપાલ કે મંત્રી હોય તેમને મારી આગ્રહભરી વિનંતિ છે કે શાળાના મુખ્ય શિક્ષક તરફથી ઊઠી ગયેલાં બાળકોની યાદી તૈયાર કરી જે બાળકો વાચન તરફ ઓછી વૃત્તિવાળા હોય તેમને પૂરતા પ્રમાણમાં વાચન આપવા પ્રયાસ કરશે. અને પુસ્તકાલય સામાન્ય પ્રજાને ઉપયોગી થાય તેવી રીતે બધા પ્રયત્નો કરશે.

રા. મહાલ શાળાધિકારી સાહેબો આવા પછાત કોમના ઊઠી ગયેલા બાળકોને પોતાના મુકામના સ્થળે વાચન અપાવવા પ્રબંધ થાય છે કે નહિં તે જોઇ અને ભાવનાથી તે કોમ આગળ વધે તેવા સ્વપ્રયાસો કરશે તો ઉપકૃત થઇશું.

વડોદરા,
તા. ૪–૨–૪૪ } પુ. ત્રિ. શાહ ઉ. મો. પટેલ,
મદદ. વ્યવસ્થાપક.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનાં** 

# છેલ્લાં પ્રકાશનો

સંપૂર્ણ મહાભારત—દળદાર સાત ગ્રંથો, ૭ાા×૧૦નાં પાન ૫૨૦૦, ૨૮ ચિત્રો ... ૪૫–૦–
શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ—ચાર ભાગમાં કદ ૭ાા×૧૦નાં પાન ૧૯૦૦ ... ૧૨–૦–
દત્ત અને પરશુરામ—(આ. ૨ જી) ૨–૦–૦ | કચ્છની લોકવાતો—લે. ડુ૦ ધ૦ સંપટ ૨ -
સંસારમાં સુખ ક્યાં છે?—લેખક વા. મો. શાહકૃત ... ... ... ૧
આર્યોના સંસ્કાર—લેખક સ્વામી માધવતીર્થજી ... ... ... ... ૨–૦-
ગુજરાતની ગઝલો—સંપાદક: દી. બ. કૃષ્ણલાલ મો૦ ઝવેરી... ... ... ૧–૦-
તુકા મ્હણે—સંત તુકારામના પસંદ કરેલા કેટલાક મરાઠી અભંગોનો સંગ્રહ ... ૦–૫-
ઉપનિષદો—ભાગ ૧લો તથા ૨જો–૧૧૨ ઉપનિષદોનું સરળ ભાષાંતર ... ... ૪–૦-
તું કોણ?—લે. સ્વામી માધવતીર્થજી ૨–૦–૦ | કલ્યાણમયી—લે. ડુ૦ ધ૦ સંપટકૃત ૧–૦-
જીવન્મુક્તિવિવેક—સ્વામી વિદ્યારણ્યકૃત ૧–૪–૦ | અષ્ટાવક્ર ગીતા—સરલ અર્થ સાથે ૦–૮-
આત્મરામાયણ— ... ... ૦–૧૨–૦ | પરમાનંદની પ્રાપ્તિ— ... ૧–૪-
અખાની વાણી—કઠણ શબ્દોના અર્થ સાથેની અને સુધારાવાળી નવી આવૃત્તિ ... ૨–૮
બિરબલ અને બીજાઓ—લેખક શ્રી. જ્યોતિંદ્ર હ. દવે ... ... ... ૧-૧
સાહિત્ય પ્રારંભિકા—શ્રી. હિંમતલાલ ગ૦ અંજારિયા ... ... ... ૦-૧

# સંપૂર્ણ મહાભારત

૭ દળદાર ગ્રંથોમાં, : મૂલ્ય માત્ર રૂા. ૪૫)

કદ ઈંગ્રેજી ૭ાા×૧૦નાં પાન ૫૨૦૦, ચિત્રો ૨૮, મજબૂત પાકાં પૂંઠાં

## મહાત્મા ગાંધીજી શું કહે છે?

"મહાભારતને અમૂલ્ય રત્નોની એકાદ અખૂટ ખાણ સાથે જ સરખાવી શકાય; એ ખાણને જેમ જેમ વધુ ઊંડી ખોદીએ છીએ તેમ તેમ તેમાંથી વધારે કીમતી જવાહિરો નીકળે છે."



- તમે મહાભારત વસાવ્યું છે? તે સિવાય તમારી લાયબ્રેરી અધૂરી ગણાશે. આ ગ્રંથ વિશ્વસાહિત્યમાં મુકુટમણિરૂપ છે. જેણે મહાભારત નથી વાંચ્યું તેનું ભારતવાસી હોવું વ્યર્થ છે.
- 'મહાભારત' એ આર્યજાતિના સાહિત્યનો એવો રત્નાકર છે કે, જેઓ તેનો ૫ કરે છે—મનનપૂર્વક વાંચે—સાંભળે છે તેમને લૌકિક અને પારલૌકિક જ્ઞાન તથા સુખ માટે બીજો ગ્રંથ જોવાની જરૂર રહેતી નથી.
- વિદ્વાનથી ખેડૂત અને રાજાથી રંકપર્યંતના કરોડો આર્યસંતાનોને પ્રાચીન જાહોજલાલી સ્મરણ ને શિક્ષણ આપતા આ મહાન ગ્રંથને આજે જ વસાવી લ્યો.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } ટેકરા ભદ્ર પાસે, અમદાવાદ

# ગ્રંથોનું સૂચીપત્ર




# ઘરનીરાણી

૩૫૦
ઉપરાંતના ઘરગથ્થુ વિષયો,
૨૫૧
ઉપરાંતના
અનેકરંગી ચિત્રો
એકજ
પુસ્તકમાં

કિંમત રૂ. ૬-૧૨-૦

પત્થરની સુવાસિત બોક્સ સાથે
આજે જ મંગાવી લ્યો.




આ
સર્વ સાહિત્ય
જુદું ખરીદતાં
રૂ.૫૦
થી વધુ ખર્ચ થાય
જ્યારે આ બધું
'ઘરનીરાણી' માત્ર
રૂ. ૬॥।
માં આપે છે

ઉપરાંત





એન. એમ. ઠક્કરની કું.
બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ
પ્રિન્સેસ

Reg. No. B. 2216




સાર્વજનિક પુસ્તકાલય-કલોલ


: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂા. ૩-૮-૦ પરદેશ રૂા. ૫-૦-૦ છૂટક નકલ રૂા. ૦-

: વ્યવસ્થાપક :

વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)

મંત્રી, પ્રું. સ. સ. મંડળ લિ.

: તંત્રી :

મણિલાલ પ્રભાશંકર

# પૂ. ગાંધીજીના આદર્શને અનુમોદન આપતા ગ્રંથો

**બ્રહ્મચર્યમિમાંસા** રા. જટાશંકર નાંદી

એક અભિપ્રાયઃ બ્રહ્મચર્યનો શાસ્ત્રીય અને ઐતિહાસિક વિચાર સરળતાથી અને વિગતવાર રજુ કરતું શ્રી. જટાશંકર નાંદીનું આ બૃહદ્‌પુસ્તક ઘણી મનન કરવાયોગ્ય બાબતો રજુ કરે છે. એના વાંચનથી લાભ જ થશે. —રમણલાલ વ. દેસાઈ

કિંમત : ૩-૮-૦ વી. પી. ખર્ચ ૦-૭-૦

**સ્વતંત્ર ભારત** સાક્ષરશ્રી ડુંગરશી ધરમશી સંપટ

: આદેશ આપે છે :

પરાધીન ભારતની જંજીરો તોડવા : ઉદ્યોગ કરો
વ્યાપારની ચાવી હાથમા રાખી દેશમા જ રાખો : દેશની સમૃદ્ધિ

થોડા અભિપ્રાય—

આવા ગ્રંથો અનેક રીતે ઉપયોગી બની રહે છે 'જન્મભૂમિ'

અભ્યાસીઓ અને પુસ્તકાલયો વસાવી લે. 'દાંડિઓ'

આ પુસ્તકમાંથી ઘણી સારી માહિતીઓ મળે છે 'બે ઘડી મોજ'

કિંમત : ૬-૦-૦ વી. પી. ખર્ચ ૦-૭-૦

**સૃષ્ટિવાદ અને ઈશ્વર** ભારતભૂષણ શતાવધાની પં. મુનિશ્રી રત્નચંદ્રજી મહારાજ

"જગતનો કર્તા ઈશ્વર છે(?) અને જીવોના સત્કાર્ય-અપકાર્યનો નિયંતા ઈશ્વર છે(?) આ રીતે ઈશ્વરનુ સૃષ્ટિકર્તા પદ અને જગન્નિયંતા પદ જનતાને નિષ્ક્રિય અને પ્રમાદી બનાવવામાં કારણભૂત થાય છે અને પુરુષાર્થને તે ગૌણ બનાવે છે" આ વિચારો પર હુબહુ પ્રકાશ પાડતું આધ્યાત્મિક વિદ્વાન મુનિશ્રીના હાથે લખાયલુ આ પુસ્તક આજે જ વસાવો

કિંમત રૂા. ૩-૦-૦
વી. પી. ખર્ચ રૂા. ૦-૭-૦

**હસાહસાટ**

: લેખક :

ઓલીયા જોશી

વિશ્વયુદ્ધના આ વિષમકાળમાં જગતના મન પર ઘોર ગ્લાનિ છવાયેલી છે. તે દૂર કરી ઉલ્લાસ અને આલ્હાદનું વાતાવરણ પ્રસરાવવાની ખાસ અગત્ય છે. આ પુસ્તકની અંદર શ્રી. 'ઓલીયા જોશી'એ હાસ્યપ્રસંગોની ગુંથણી એવી સરસ કરી છે કે વાંચતા પ્રસંગે પ્રસંગે ખડખડાટ હસી જવાય. તમારા કુટુંબીજનોનાં હસતાં મુખડાં જોવા, તમારાં બાળકોને મલકતાં નીરખવા આ પુસ્તક આજે જ મંગાવો—

કિંમત : ૩-૦-૦
પોસ્ટેજ : ૦-૬-૦

## નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે — નવુ દરવાજા-અમદાવાદ
સી. શાંતિલાલની કું. — પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબઇ
પુસ્તકાલય સ. સ. મં. લિ૦ — રાવપુરા-વડોદરા

બીજા જાણીતા બુકસેલર્સને ત્યાં મળશે

૮૦ પુસ્તકો ] **સ્ત્રીશક્તિનો સેટ** [ રૂા. ૫૦

દરેક લાયબ્રેરીમાં હોવો જ જોઈએ.

# ડાહ્યો ગ્રંથપાળ—

કોઈ પુસ્તકાલયની ગાદી પર બેસી રહેતો નથી. તે તો ગામમાં ઓળખ પિછાણ વધારી વાચનોત્સુક બ્હેનોને સ્ત્રીઉપયોગી પુસ્તકો વાંચવા આપે છે, ભલામણ કરે છે. તેમને સ્ત્રીશક્તિ માળાનાં પુસ્તકો વિશે વાત કરે છે.





સ્ત્રીઓના પ્રશ્નોના અભ્યાસીઓ પાસે લખાવેલાં, વિદ્વાન સ્ત્રીહિતૈષીઓની સીધી દેખરેખ હેઠળ તૈયાર થયેલાં આ પુસ્તકો આખા ગુજરાતમાં ભારે લોકપ્રિય થઈ પડયાં છે, અને તે વાંચી તેમાંથી બોધ ગ્રહણ કરવા કહેવું એ પ્રત્યેક સુજ્ઞ ગ્રંથપાલની ફરજ છે. આખી માળામાં સ્ત્રીઓને ઉપયોગી વિવિધ વિષયોની ચણી કરવામાં આવી છે. કુલ ૮૦ પુસ્તકની કિં. રૂા. ૫૦).

## થોડાંક નામો

| | | |
|---|---|---|
| માંદાની માવજત | દક્ષિણી રાંધણકળા | રાણકદેવી |
| રઝીયા બેગમ | સુખી ઘર | સતી જસમા |
| વિમાની ગીતાબાઈ | સખીના પત્રો | શિવાજીની મા |
| ભરત ગુંથણ | સ્ટવનું શાસ્ત્ર | સ્ત્રીહૃદય |
| પારસી વાનીઓ | સુઘિયલ ગૃહિણી | વગેરે. વગેરે |

આજે જ લખોઃ—ઈશ્વરલાલ વીમાવાળા

c/o **ત્રિશક્તિ, સુરત.**

શિષ્યવૃત્તિ આપવાનાં જ જણાશે. એટલે એ દાનપ્રકાર હવે સર્વસ્વીકૃત અને રૂઢ બની ગયો છે, તેથી એ પ્રકારનાં દાન કરવાનું સામાન્ય પ્રાકૃત દૃષ્ટિવાળા દાનવીરોએ હવે આગળ વધીને દાનને માટે નવી પ્રણાલિકાઓ—સામાન્ય વર્ગને જેની અગત્ય હજુ સમજાઇ ન હોય એવાં પ્રયોજનોવાળી નવી પ્રણાલિકાઓ શરૂ કરવાની જરૂર છે.

આ નવીન દાનપ્રણાલિકાઓમાં પુસ્તકાલયો, વ્યાખ્યાનમાળાઓ, અને શિક્ષાપીઠો ( Chairs )ને હવે અગ્રવર્તી સ્થાન આપવું જોઇએ. આજે આપણે તપાસ કરીશું તો ગુજરાતી ગ્રન્થોની એક હજાર પ્રત બે વરસે ઊપડે છે તેટલો ઉપાડ કરનારો મોટો ભાગ કંઇ ખાનગી વ્યક્તિઓનો નહિ પણ જાહેર પુસ્તકાલયોનો જ છે, અને જો કે અંગત ગ્રંથખરીદી અને ખાનગી ગ્રન્થસંગ્રહની ટેવો એ વાત પર ફરીફરીને ભાર મૂકીને પ્રજા પાસે આપણે પડાવવી જ છે, તો પણ એ ટેવોને રૂઢ થતાં હજુ એક પેઢી નીકળી જશે, એટલે એ વચગાળાના સમયમાં જાહેર પુસ્તકાલયોની સંખ્યા જેટલી વધે તેટલો ગ્રન્થખરીદીને તાત્કાલિક વેગ મળે એમ છે. એટલે જાહેર પુસ્તકાલયો પાછળ દાનની રકમો વધુ ને વધુ ખર્ચાય એમ કરવાની હવે જરૂર છે. દેખીતું છે કે એથી બેવડો લાભ થાય એમ છેઃ એવાં પુસ્તકાલયો વધશે એટલે ગ્રન્થખરીદી વધતાં સાહિત્યકારને ઉત્તેજન મળશે અને એના પ્રત્યેનું સામાજિક ઋણ ફેડાશે એ એક લાભ થશે, તો પ્રજામાં ગ્રન્થવાચનનો પ્રચાર વધશે એટલે લોકોનો માનસિક વિકાસ સધાશે એ બીજો લાભ છે. એટલે આપણા આગળ વધેલા સંસ્કારી દાતાઓએ × × × અક્ષરજ્ઞાનનું ખહોળું પ્રમાણ ધરાવનારાં ગુજરાતનાં જે જે નાનાંમોટાં ગામો તેમ શહેરોમાં સમૃદ્ધ પુસ્તકાલયો ન હોય ત્યાં ત્યાં તે ઊભાં કરવામાં પોતાના દાનનો સદુપયોગ કરવો જોઇએ."*

શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટ

---

યૂરોપના પ્રતિષ્ઠિત સાહિત્યકારોનાં પુસ્તકોની સંખ્યા પચાસની આસપાસ તો સહેજે પહોંચી જાય છે, અને એમાંના મોટા ભાગમાં એકસરખી ઉત્તમ કોટિની સંગીનતા ને ગુણવત્તા જળવાઇ રહેલી હોય છે, ત્યારે આપણે ત્યાં સ્વકીય અનુભવ-ચિન્તનયુક્ત ગ્રન્થો પૂરા પાંચ પણ બહુ થોડા આપી શકે છે. અને એમાં આશ્ચર્ય જેવું કશું નથી. એવા ગ્રન્થો લખવાને માટે આપણે ત્યાં જનતા તરફથી લેશમાત્ર પણ પ્રોત્સાહન મળતું નથી. અત્યાર સુધીમાં આપણે ત્યાં જે સાહિત્યસેવા થઇ છે તેનાં પ્રેરક બળો મુખ્યત્વે બે જ છેઃ એક લેખકને કંઇક ખરેખર સર્જવાનું, મૂર્ત કરવાનું, કે જણાવવાનું હોય છે, અને તેથી એનાથી લખ્યા વિના રહેવાતું જ નથી, એટલે એ લખે છે; અને બીજું, એને લેખક તરીકે નામના મેળવવી હોય છે, એટલે એ લખે છે. આમ અંગત સિસૃક્ષા અને કીર્તિલાલસા એ બે બળો પર જ અત્યારે આપણું સાહિત્યસર્જન અવલંબી રહ્યું છે.

વિ. મ. ભટ્ટ

* "નવચેતન" માર્ચ-૧૯૪૪.

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

મોઘલ જમાનાના પુસ્તકની આ એક વાત છેઃ

નિકાલેઓ-મેનુક્કી ( Nicoalao Manucoi ) (મૃત્યુ ઇ. સ. ૧૭૧૭) એ પોતાનું સમગ્ર જીવન હિંદમાં વીતાવ્યું હતું અને તેણે એક બહુ ઉત્તમ પંક્તિનું પુસ્તક 'સ્ટોરિયા દો મેગોર' ( Staria do Magor ) લખ્યું છે. આ પુસ્તક અથવા એની હસ્તપ્રતનો ઇતિહાસ ખૂબ રોમાંચક છે. આ પુસ્તક છેક ૧૯૦૭ માં છપાયું. મોગલ સામ્રાજ્યના ફ્રેન્ચ ઇતિહાસકાર કેટ્રુએ ( Catrooe ) ૧૭૦૫ માં ઇતિહાસ લખ્યો ત્યારે તેને આ હસ્તપ્રત જોવા માટે મળી હતી અને તેણે આ પુસ્તકનો ખૂબ આધાર લીધો હતો. ત્યારપછી મેનુક્કીની હસ્તપ્રત અદૃશ્ય થઇ ગઇ, અને કેટ્રુના લખાણના ઉતારા કરનારા ત્યારપછીના લેખકોએ કેટ્રુના ઇતિહાસને સમર્થન આપવા માટે મૂળ લખાણ જોઇ ન શકવા માટે દિલગીરી પ્રદર્શિત કરી છે. થોડાં જ વર્ષો પહેલાં બર્લિન ખાતે 'સ્ટોરિયા દો મેગોર પ્રકાશમાં આવ્યું. લાંબા સમય દરમિયાન તે ખોવાવાને બદલે ભૂલાઇ ગયું હતું.



લૉર્ડ વેવલે લખેલ લૉર્ડ એલનબીના જીવનવૃત્તાંતનો બીજો ગ્રંથ 'લૉર્ડ એલનબી ઇન ઇજીપ્ત' ૩૧ ડિસેંબરે બહાર પડી ચૂકેલ છે. લેખક જ્યારે મધ્યપૂર્વમાં સેનાધિપતિ હતા ત્યારે કેરોમાં આ પુસ્તક લખવાની યોજના તથા શરુઆત થયાં હતાં. સને ૧૯૪૧ માં હિંદમાં બદલી થયા પછી તે કાર્ય પૂરું થયું હતું. પહેલા ગ્રંથમાં લૉર્ડ એલેન્બીની લડાયક કારકીર્દીનું વર્ણન છે. ત્યારે આ ગ્રંથમાં ઇજીપ્તમાં 'હાઇ કમાન્ડર' તરીકે તેના કાર્યનું વર્ણન છે. લૉર્ડ વેવલનો હિંદના અત્યારના દરજ્જા તથા લૉર્ડ એલેન્બીના ઇજીપ્તના દરજ્જા વચ્ચે સામ્ય હોઇ પુસ્તક ખૂબ રસથી વંચાશે એ નિઃશંક છે.



યુનાઇટેડ સ્ટેટ્સના કોંગ્રેસ પુસ્તકાલયના વડા આર્કીબાલ્ડ મેકલીનના જણાવ્યા મુજબ, પરદેશથી નાસી આવેલા વિદ્વાનોને આ પુસ્તકાલય એક ઇશ્વરદત્ત બક્ષીસ જેવું થઇ પડ્યું છે. આ વિદ્વાનો ચીનના તત્ત્વજ્ઞાન તથા સ્કાન્ડિનેવિયાના કાયદાથી માંડીને કુરાનના રીતરિવાજો સુધીના પ્રશ્નોના જવાબ આપે છે.

જાપાનીઓએ પાઇપીંગ પર હુમલો કર્યો ત્યાર પહેલાં ત્યાંના રાષ્ટ્રીય પુસ્તકાલયમાંથી બે હજાર અલભ્ય પુસ્તકો ખસેડી નાખવામાં આવ્યાં હતાં. તેના અત્યારે 'માઇક્રો-ફિલ્મ'માં ફોટોગ્રાફો લેવાય છે. ચીનના પ્રતિનિધિ, લેખક, વિદ્વાન તથા વીસ માનદ ડીગ્રીઓ ધરાવનાર ડૉ. હુ-શિહ આ કામ પર દેખરેખ રાખે છે, આને અંગે કોંગ્રેસના તથા યુનાઇટેડ સ્ટેટ્સના વિશ્વવિદ્યાલયને આ પુસ્તકો મળી શકશે.

વિરલ પુસ્તકો તથા હસ્તપ્રતના લખાણ અને દેખાવને સાચવી રાખવા માટે પુસ્તકાલયના વિજ્ઞાનમાં 'માઇક્રો-ફિલ્મ' નવી યોજના છે. દાખલા તરીકે બારમી સદીના, કોઇ

પુસ્તકની એક જ નકલ હોય અને તે નકલ બધા વિદ્વાનો વાંચી શકે તેવી ઇચ્છા હોય અથવા તો અકસ્માત નુકસાન અગર નાશ સામે તેનું રક્ષણ કરવાનું હોય તો ગ્રંથપાલ માઇક્રો-ફિલ્મનો ઉપયોગ કરવાનું નક્કી કરે છે.

પુસ્તકનો પાને પાનાનો ફોટોગ્રાફ લેવામાં આવે છે. દરેક પાનું ટપાલની ટિકિટથી જરાપણ મોટું હોતું નથી. આખું પુસ્તક મુઠ્ઠીમાં સમાઇ શકે તેવું થાય છે. ફિલ્મની ગમે તેટલી નકલો બનાવીને સુરક્ષિત સ્થળે સાચવી શકાય, જેથી કરીને તેના મૂળ પુસ્તક ગુમ થાય તો પણ ભવિષ્યના વિદ્વાનો તે પુસ્તકના લખાણથી અજ્ઞાત ન રહે એટલું જ નહિ પણ તે પુસ્તકના અક્ષરે અક્ષર તથા શબ્દેશબ્દના દેખાવથી પણ જ્ઞાત રહે.

જો આ ક્રિયા સૈકાઓ અગાઉ જાણીતી હોત તો પ્રાચીનકાળનાં જે પુસ્તકો અત્યારે ઉપલબ્ધ નથી તે આજનાં વર્તમાનપત્રો જેટલાં જાણીતાં હોત. અને ઘણાં પ્રાચીન કાવ્યોની ભાષા અથવા કર્તૃત્વસંબંધી વિદ્વાનોને આજે ચર્ચા કરવી પડે છે તે માથાકૂટ મટી જાત.

❀

બાળકો માટે રમુજી કવિતાઓ તથા વાર્તાઓ લખનાર સુકુમાર રેનું અકાળે મૃત્યુ થયાને બે દશકા વીતી ગયા છે. મૃત્યુ વખતે તેની પ્રતિભા ખૂબ ખીલી હતી. તેનાં કેટલાંક લખાણો તથા ચિત્રો હજુ ગ્રંથસ્થ થયાં નથી તે શોચનીય છે. ગયા મહિને ' સિગ્નેટ પ્રેસે ' ખાસ સ્મારક સભા બોલાવી હતી. તે વખતે સુકુમાર રેનાં લખાણોના સંગ્રહના ગ્રંથો આકર્ષક સ્વરૂપમાં પ્રગટ કરવાની જાહેરાત કરવામાં આવી હતી. ' અબોલ-તબોલ ' તથા હા-જા-બા-રા-લા ના લેખકનાં વધારે પુસ્તકો વાંચવાને કોણ ખુશી નહિ થાય ?

❀

કામાક્ષીપ્રસાદ ચટ્ટોપાધ્યાય તથા દેવીપ્રસાદ ચટ્ટોપાધ્યાય, બંગાળી સાહિત્યજગતને સુપરિચિત છે. તેઓ ' સંકેત ' નામનું નવું ત્રૈમાસિક કાઢનાના છે. આ માસિકમાં કળા તથા સંસ્કૃતિ પર લેખો આવશે. હિંદના પ્રાંતિક સાહિત્ય તથા પરદેશી સાહિત્યના વિભાગો પણ તેમાં આવશે. આ છપાશે ત્યારે ત્રૈમાસિક બહાર પડી ચૂક્યું હશે.

❀

લહેરિયા સરાઇ ( બિહાર )થી પ્રકટ થતા ' બાળક 'ના સહતંત્રી શ્રી. અચ્યુતાનંદ દત્ત ૪૩ વર્ષની ઉંમરે ૨૫ ઑક્ટોબરના રોજ સ્વર્ગસ્થ થયા છે. શ્રી. દત્ત સંસ્કૃત, પ્રાચીન હિંદી તથા મૈથિલી ભાષાના વિદ્વાન હતા પુસ્તક ભંડારનાં ઘણાં પુસ્તકો તેમણે લખ્યાં હતાં. તેમના સ્મારકરૂપે ' બાળક 'નો ખાસ અંક થોડા સમયમાં પ્રગટ થવાનો છે.

❀

મરાઠી રંગભૂમિની શતવર્ષી સંબંધી પૂનાના અભિનવ શારદોપાસક મંડળની, છેલ્લાં સો વર્ષનો મરાઠી રંગભૂમિનો ઇતિહાસ લખવાની યોજનાનો અગાઉ નિર્દેશ કરવામાં આવ્યો છે. તેનો પહેલો ભાગ, પૂનાના ડૉ. વાય. જી લેલેએ પ્રસિદ્ધ કર્યો છે. તે પુસ્તકમાં ડૉ. લેલેએ એવું પ્રતિપાદન કર્યું છે કે, મરાઠી નાટકની શરુઆત ૧૨૪૩ માં નહિ, પણ તે પછી લાંબા સમયે-સત્તરમા સૈકામાં-થઇ. આ સૈકામાં ત્રીસથી વધારે નાટકો મરાઠીમાં લખાયાં

હર્તા–તે નાટકો, તાંજોરના સરસ્વતી મહાલના પુસ્તકાલયમાંથી મળી આવ્યાં છે. ડૉ. લેલેએ પોતાના યક્ષગણ ભાગવતના પહેલા ભાગમાં આ નાટકોનું સૂક્ષ્માવલોકન કર્યું છે.

❧

પૂનાની ડેક્કન વર્નાક્યુલર ટ્રાન્સલેશન સોસાયટી બહુ જૂના વખતની સંસ્થા છે. એક વખત મરાઠી સાહિત્યના સર્જન માટે વિદ્વાનોને ઉત્તેજન આપવાનું બહુ ઉપયોગી કાર્ય તે બજાવતી હતી. તે પૂના અને મહારાષ્ટ્રના પ્રખર વિદ્વાનોના સંસર્ગમાં હતી. ગયા વર્ષ દરમિયાન સંસ્થાએ મરાઠી વિદ્વાનોને રૂા. ૧૫ થી માંડીને રૂા. ૧૦૦) સુધીનાં રોકડ ઇનામો આપ્યાં છે. આ ઇનામોમાં, જીવનચરિત્રો, બાળગીતો, ઇતિહાસ તથા નવલકથાનો સમાવેશ થાય છે.

❧

શ્રી. વાય. આર. દાતે તથા તેમના સાથીઓએ 'મહારાષ્ટ્ર શબ્દ કોશ' સાત ભાગોમાં પ્રકટ કર્યો છે. આ પ્રકાશન ૧૯૩૨ થી ૧૯૪૦ સુધીમાં થયું છે. તંત્રીઓએ હવે 'વધારો' બહાર પાડવાની જાહેરાત કરી છે અને તે સંપૂર્ણ બનાવવા માટે વાચકોનો સહકાર માગ્યો છે.

❧

લાહોરની 'ઇન્ડિયન કલ્ચર' (હિંદી સંસ્કૃતિ)ની ઇન્ટરનેશનલ એકેડેમીએ ટેક્નિકલ શબ્દોનો 'અંગ્રેજી–હિંદી' શબ્દકોશ પ્રગટ કરવાનું નક્કી કર્યું છે. તેને મદદ કરવાને વિદ્વન્મંડળીઓ, વિદ્વાનો તથા શ્રીમંત ગૃહસ્થોને એક અપીલ મરાઠી લેખકોએ કરી છે. આ લેખકોમાં શ્રી. કેલ્કર, કરંદીકર, પોતદાર તથા બીજાઓનો સમાવેશ થાય છે. ગ્રંથો ચાર લિપિ–દેવનાગરી, બંગાલી, કાનડી તથા તામિલ–માં છાપવાની યોજના છે.

❧

ભોર રાજ્યના સ્થાપક શ્રી. શંકરજી નારાયણની મૃત્યુતિથિ, ૯ તથા ૧૦ નવેમ્બરે પાળવામાં આવી હતી. રૂા. ૩૦૦)નું શંકર નારાયણ પારિતોષિક આ વખતે ચાર મરાઠી લેખકો વચ્ચે વહેંચી આપવામાં આવ્યું હતું. પ્રો. આર. એસ. જોગને તેમના પુસ્તક 'સૌંદર્ય–શોધ આણિ આનંદબોધ' માટે રૂા. ૧૦૦), ડૉ. એસ. જી. તુલ્પુલેને 'યાદવકાલીન મરાઠી ભાષા' માટે રૂા. ૭૫), ડૉ. બી. એમ. ટંબેને 'હિંદુસ્તાન ચા સાક્રનિક્રમ' માટે રૂા. ૭૫) તથા શ્રી. વાય. આર. દાતેને 'પિતા–પુત્ર સંબંધ' માટે રૂા. ૧૦) આપવામાં આવ્યા હતા.

❧

અમરાવતીના શ્રી. બી. જી. ખાપર્ડેના ઉત્સાહથી અસ્તિત્વમાં આવેલ મધ્યપ્રાંતો તથા વરાડની પ્રતિનિધિરૂપ સાહિત્યસભા–'વિદર્ભ સાહિત્ય સંઘ'ને સજીવન કરવાના યત્નો થઇ રહ્યા છે. સંઘની ૬ બેઠકો નિયમિત મળી હતી પરંતુ ૧૯૩૭માં સાતમી બેઠક ભરવામાં આવી તે સિવાય ૧૯૩૦ થી તે નિષ્ક્રિયતા સેવી રહેલ છે. ફેબ્રુઆરીની શરુઆતમાં હવે પછીની બેઠક ભરવામાં આવશે તેમ લાગે છે.

❧

ઈંદોરની મહારાષ્ટ્રીય સાહિત્ય સભાએ ૧૯૪૩નું પંત વૈદ્ય પારિતોષિક મુંબઇના પ્રો. ગોવિંદ ભટને, તેમના મરાઠી નાટક 'ગૃહદાહ' માટે આપવામાં આવ્યું છે. આ જ નાટકને રૂા. ૨૫૦)નું શ્રીમંત સાંગલીકર પારિતોષિક આપવામાં આવ્યું છે. સાંગલીના રાજાસાહેબે શ્રેષ્ઠ મરાઠી નાટક માટે રૂા. ૫૦૦)ના પારિતોષિકની જાહેરાત કરી હતી, પરંતુ પરીક્ષકોએ ત્રણ નાટકો વચ્ચે પારિતોષિક વહેંચી નાખ્યું. તેમાં પ્રોફેસર ભટને રૂા. ૨૫૦)નું પારિતોષિક મળ્યું. બીજા બેને-રી. વેંકટેશ શંકર વદીલને ' જન્માગે સોબતી ' માટે તથા શ્રી. લક્ષ્મણ નારાયણ ભાવેને ' સમરાંગણ ' માટે રૂા. ૧૨૫)નાં પારિતોષિક આપવામાં આવ્યાં હતાં.



નાગપુરથી પચીસ માઇલ દૂર આવેલ પ્રસિદ્ધ યાત્રાસ્થાન ' રામટક ' ખાતે સ્મારક-સ્તંભ ઊભો કરીને, પ્રાચીન હિંદના કવિસમ્રાટ કાલિદાસનું સ્મારક કરવાના યત્ન માટે નાગપુરની કાલિદાસ મહોત્સવ સમિતિ અભિનંદનને પાત્ર છે. કવિના ' મેઘદૂત 'માં આવતો રામગિરિ, રામટક હોવાનું આધુનિક વિદ્વાનો માને છે. નાગપુર વિશ્વવિદ્યાલયના ઉપ-કુલપતિ ડૉ. ટી. જે. કેદારે ૩૦ મી ઑક્ટોબરે આ સ્મારકનો પાયો નાખ્યો હતો.

ટેકરીના શિખર પર રામલક્ષ્મણનાં મંદિરો આવેલાં છે. ત્યાં શ્રી. ફડનવિસે મફત જમીન આપવાથી આ સ્મારક શક્ય બન્યું છે.



ન્યુયોર્કના શ્રીમંત સંગ્રાહક જહૉન પીઅરપોઇન્ટ મોર્ગનના તાજેતરમાં થયેલ મૃત્યુને અંગે માચેસ્ટરના ' જહૉન રાયલેન્ડસ પુસ્તકાલય 'ના બુલેટિનમાં એક રસપ્રદ હકીકત પ્રગટ થઇ છે. જે પ્રસંગનો ઉલ્લેખ કરવામાં આવે છે તે સમયે સંગ્રાહક અંગ્રેજી રાષ્ટ્રીય ભાવના સમજી ગયા તેમણે બ્રિટિશ મ્યુઝિયમને ૬૪,૫૦૦ પૌંડ વગર વ્યાજે ધીર્યા. આ રકમ બે અમૂલ્ય પ્રાચીન હસ્તપ્રતો ઇંગ્લંડમાં રાખવા માટે આપવામાં આવી હતી. અને જાહેર ફાળાથી તે રકમ પૂરી થાય ત્યારે તે પાછી આપવાની હતી. આ હસ્તપ્રતો પોતાના પીઅરપોઇન્ટ મોર્ગન પુસ્તકાલયમાં રાખવાની તેની ઘણી ઇચ્છા હતી, છતાં અંગ્રેજી આત્માને જાણ આપી તેણે આ કાર્ય કર્યું. આ પુસ્તકાલયની સ્થાપના તેના પિતાએ કરી છે અને તેમાં વિરલ અને અજોડ પુસ્તકોનો સંગ્રહ છે. પોતાના જીવન દરમિયાન જગતના બધા ભાગોમા આવેલા સંગ્રહસ્થાનોને પોતાના પિતાના સંગ્રહનો તે ઉદારતાથી ઉપયોગ કરવા આપતો હતો પોતાના મૃત્યુબાદ ' જગતના વિદ્વાનોના હિતાર્થે ' તેણે ટ્રસ્ટીઓને આ મોટું પુસ્તકાલય આપી દીધું છે. તેના નિભાવ માટે તેણે ત્રણ લાખ પૌંડનું દાન કર્યું છે.



સોવિયેટ ગ્રંથકર્તા સંઘે સ્થાપેલ ' લિટરેચર ઇન્સ્ટિટ્યુટ ' ( સાહિત્ય સંસ્થા ) ને ગયા ડિસેમ્બરમાં દશ વર્ષ પૂરાં થયાં આ સંસ્થા ભાવિ લેખકો તથા કવિઓને તાલીમ આપે છે. આ જાતની સંસ્થા સોવિયેટ યુનિયનમાં અને કદાચ પરદેશમાં પણ એક જ છે.

ઇ. સ. ૧૯૩૩ ના ડિસેમ્બરમાં મેક્સિમ ગોર્કીના પ્રોત્સાહનથી આ સંસ્થાની

સ્થાપના થઇ છે. આ સંસ્થાના વર્ગોમાં ચાલતી સાહિત્યવિષયક ચર્ચાને યુદ્ધની કશીએ અસર થઇ નથી. મોસ્કોમાં કપરા ગણાતા મહિનાઓમાં પણ વર્ગના કાર્યમાં એક પણ દિવસની ખલેલ પડી નહોતી. સંસ્થાના દશ વર્ષના કાર્યે તેના સ્થાપકોની મહત્ત્વાકાંક્ષાઓને ન્યાયી ઠરાવી છે.

❀

સંસ્કૃત સાહિત્ય, હિંદુ તત્ત્વજ્ઞાન તથા વિજ્ઞાનમાં મૌલિક સંશોધનને ઉત્તેજન આપવા ખાતર ત્રાવણકોર રાજ્યે ત્રાવણકોર યુનિવર્સિટીને એક લાખ રૂપીઆ સોંપ્યા છે. તેના ઉત્પન્નમાંથી બે ઇનામો આપવાનાં છે. આ ઇનામો 'શ્રી ચિત્રા પારિતોષિક' તથા 'મહારાણી પાર્વતીબાઈ પારિતોષિક' તરીકે ઓળખાશે. બે વર્ષનું વ્યાજ ભેગું કરવામાં આવશે તથા દરેક ઇનામ રૂ. ૨૫૦૦)થી ઓછું નહિ તેમ જ રૂ. ૩૦૦૦)થી વધારેનું નહિ હોય.

હિંદમાં આગલાં બે વર્ષમાં સંસ્કૃત સાહિત્ય અથવા હિંદુ તત્ત્વજ્ઞાનની શાખાને લગતાં શ્રેષ્ઠ પુસ્તકના લેખકને 'મહારાણી પાર્વતીબાઇ પારિતોષિક' અપાશે. તે જ સમય દરમિયાન પ્રગટ થયેલ વિજ્ઞાનના શ્રેષ્ઠ પુસ્તક માટે 'શ્રી ચિત્રા પારિતોષિક' આપવામાં આવનાર છે.

❀

જેક કીનને ( Jack Keenan ) પોતાનું આત્મવૃત્તાંત બહાર પાડ્યું છે તે પુસ્તકનું નામ 'એ સ્ટીલમેન ઇન ઇન્ડિયા' ( A SteelMan in India ) છે. તેમાં તાતાના પોલાદના કારખાનાનો ઇતિહાસ છે. આ પુસ્તકની અમેરિકાના સમાલોચકે મુક્તકંઠે પ્રશંસા કરી છે.

❀

યુદ્ધકાલીન ચીનમાં સાહિત્યપ્રવૃત્તિ ચાલુ રહી છે. શરૂઆતમાં તો લેખકો કલમનો ત્યાગ કરીને લશ્કરમાં આનંદથી જોડાતા હતા. પરંતુ ત્યાર પછી સત્વર નૂતન યુદ્ધસાહિત્યનો વિકાસ થયો અને યુવાન ઉગતા લેખકોને દરેક પ્રકારનું પ્રોત્સાહન અપાવા લાગ્યું. દાખલા તરીકે 'ચાઇના નેશનલ લિટરરી રિઝિસ્ટન્સ ફેડરેશને' ૧૯૩૮ ની પાનખર ઋતુમાં ચુંગકિંગ આવ્યા પછી પહેલું પગલું, એક લાખ શબ્દની શ્રેષ્ઠ નવલકથા માટે, ૧,૦૦૦ ચીની ડૉલરના ઇનામ આપવાનું લીધું. ૧૯૪૦ માં મધ્યસ્થ સરકારે યુવાન અથવા ભૂખે મરતા લેખકોને મદદ પહોંચાડવાનું કામ માથે લીધું તથા સાહિત્યના ફંડ માટે એક મોટી રકમ જુદી કાઢી.

યુદ્ધ પહેલાં ચીની નાટકો મુખ્યત્વે ત્રણ પ્રકારનાં-ઓસ્કરવાઇલ્ડ અથવા સમર્સેટ મોઘમ પ્રકારે, સ્ટ્રીન્ડબર્ગના નાટકો જેવાં અથવા ઇબ્સન, શૉ અથવા ગેલ્સવર્ધીના નાટકોની પ્રણાલિ પર લખાયાં હતાં.

પણ વર્તમાન લેખકોએ જુદી જ બાબતો પસંદ કરી......યુદ્ધનાં શરૂઆતનાં વર્ષોમાં, યુદ્ધનાં નાટકો જાપાનીઓની ક્રૂરતા તથા ચીનાઓના વીરત્વના પ્રતીકરૂપે હતાં,

ફીરોઝ પ્રિંટિંગ પ્રેસના માલિક ખાનસાહેબ મૌલવી ફીરોઝુદીને પવિત્ર કુરાન તથા ઇસ્લામનું બીજું સાહિત્ય પ્રકટ કરવા માટે તથા એક હૉસ્પિટલ ઉઘાડવા માટે બે લાખ રૂપિયાનું એક ટ્રસ્ટ કર્યું છે.

આગળ રાષ્ટ્ર સંઘમાં હતા તે ડૉ. એ. વાહીદના હસ્તક ટ્રસ્ટની વ્યવસ્થા રાખવામાં આવેલ છે. સલાહકારોની બોર્ડ તેમને આ કાર્યમાં અવારનવાર સલાહ આપશે.

❦

બંગાળના હિંદી મંડળે નીચેના વિષયો પર હિંદીમાં લખાયેલ મૌલિક પુસ્તકો માટે નીચે પ્રમાણે ઇનામોની જાહેરાત કરી છે:

( ૧ ) ' હિંદુકુટુંબની ઉત્ક્રાંતિ ' (ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ સાથે) માટે રૂ. ૧,૨૫૦.

( ૨ ) ' હિંદુ લગ્નની ઉત્ક્રાંતિ ' (ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ સાથે) માટે રૂ. ૧,૨૫૦.

( ૩ ) ' પ્રાચીન હિંદમાં આરામનાં સાધનો ' માટે રૂ. ૧,૦૦૦.

( ૪ ) તત્ત્વજ્ઞાનના પુસ્તક માટે રૂ. ૧,૫૦૦, હિંદુ તત્ત્વજ્ઞાનની બીજી શાખાઓ સાથે બૌદ્ધિક તત્ત્વજ્ઞાનની સરખામણી.

( ૫ ) ઐતિહાસિક નાટક માટે રૂ. ૫૦૦.

( ૬ ) રાજસ્થાની કહેવતો માટે રૂ. ૨૫૦.

( ૭ ) રાજસ્થાની વિશિષ્ટ શબ્દપ્રયોગો માટે રૂ. ૨૫૦.

દરેક પુસ્તકની હસ્તપ્રત, બંગાળ હિંદી મંડળના મંત્રીને, હરિજન કૉલોની, કિંગ્સવે, દિલ્હીના શિરનામે મોકલવાની છે.

❦

ઘણાં વર્ષો થયાં અપ્રાપ્ય જટર્યુડ એમર્સનના પુસ્તક ' વૉઇસલેસ ઇન્ડિયા ' ( Voiceless India )ની સંશોધિત આવૃત્તિ માર્ચમાં અમેરિકામાં પ્રગટ થનાર છે.

છોટાલાલ માનસિંગ કામદાર

---

## અર્થશાસ્ત્રની ફૂલગૂંથણી

જે જરૂરીઆત એકની બની બીજા ઉપર સરસાઇ કરે એ જરૂરીઆત એક ગુંડાની, બહારવટીઆની જરૂરીઆત છે. ઝુંપડીઓ ઉપર ગર્વથી ડોકાવતી હવેલીઓમાં સજ્જનો નથી રહેતા; ડાકુઓ રહે છે. સહુને હવેલી ન હોય ત્યાં સુધી એકથી હવેલીમાં ન જ રહેવાય, એ જરૂરીઆતને દાબી દેવી જોઇએ.

જે ઉત્પાદન વહેંચીને વપરાય નહિ એ ઉત્પાદન ચોરીનો માલ છે-પછી એને અર્થ-શાસ્ત્રની ગમે તેવી ફૂલગૂંથણીમાં ગૂંથી દેવાય. હું ત્યારે જ મોટરકારની મોજ લેઇ શકું કે, જ્યારે મારા પડોશીને પણ તે સરખા જ ઉપયોગ-અને ઉપભોગમાં આવતી હોય ! તેમ ન બને ત્યાં સુધી મારી કાર એ ચોરીનો માલ છે અને હું નફ્ફટ ચોર છું.

રમણલાલ વ. દેસાઇ

# ૧૯૯૯નું બાલસાહિત્ય [ એક પત્ર ]

પ્રિય ભાઈશ્રી,

દર વર્ષ કરતાં આ પત્ર બેએક માસ મોડો લખાય છે તો ક્ષમા કરશો. આગલા કોઈ વર્ષ કરતાં આ વર્ષનાં પ્રકાશનોની સંખ્યા ઘણી ઓછી જણાશે. અમુક માળાઓ બંધ થઈ છે, તો અમુક ગયા વર્ષના જેટલું નિયમિતપણું જાળવી શકી નથી. પરંતુ ચાલુ વર્ષ નવી નવી માળાઓની થયેલી જાહેરાત જોતાં, ' દિલ્લીની ખોટ આગ્રાથી પુરાય ' તેમ ગયા વર્ષની ખોટ ચાલુ વર્ષમાં પુરાઈ જશે તેમ લાગે છે.

સમગ્ર રીતે ચાલુ વર્ષનાં નૂતન પ્રકાશનોની સંખ્યા–આગલા કોઈ વર્ષ કરતાં–ઘણી જ ઓછી છે. યુદ્ધની પરિસ્થિતિ આ માટે કારણભૂત હોઈ શકે, પરંતુ તે પણ લક્ષમાં લેતાં બાલસાહિત્યની પુસ્તિકાઓમાં આવેલો ઓટ શોચનીય છે.

શ્રી. નાગરદાસ પટેલનાં નવાં પ્રગટ થયેલ પુસ્તકો જો ન હોત તો આ સમાલોચના લેવાનું કાર્ય આવતા વર્ષ પર મુલતવી રાખવું પડત; જો કે તેમનાં પ્રકાશનોની સંખ્યા ધારવા જેટલી તો નથી જ. અલબત્ત, તેમણે ચાલુ વર્ષમાં પુનર્મુદ્રણોની સંખ્યા સારી એવી આપી છે.

શ્રી. રમણલાલ શાહનો ફાળો પણ પ્રમાણમાં ઠીક ગણાય તેવો છે. સુરતના ગાંડીવ સાહિત્ય મંદિરે ચાલુ વર્ષમાં એક પણ નવું પ્રકાશન આપણને આપ્યું નથી. પરંતુ ' **બકોર પટેલ** 'ના બધા ભાગોની નવી આવૃત્તિઓ બહાર પાડી છે અને તે પુસ્તકે પોતાનું સ્થાન બાળસાહિત્યમાં નક્કી કરી, કાગળની મોંઘવારીમાં લોકોની માગ પૂરી પાડવા માટે પ્રકાશકોને મૂંઝવણમાં મૂકી દીધા છે. ' બકોર પટેલે ' બાળસાહિત્યમાં નવું જ વ્યક્તિત્વ રજૂ કર્યું છે, એ ગાંડીવ સાહિત્ય મંદિરની નવીનતા છે.

અશોક બાલ પુસ્તકમાળાના આઠમ વર્ષના છેલ્લા પુસ્તક તરીકે શ્રી. રમણલાલ નાનાલાલ શાહના લખેલ '**ચોપગાંની દુનિયા ખંડ–ત્રીજો**' બહાર પડેલ છે, આ ભાગમાં જગતમાં વસતા લગભગ બધી જાતના હરણવિષે માહિતી આપવામાં આવી છે. હવે પછીના ખંડોમાં ઊંટ, જીરાફ વગેરે બીજાં ખડ ખાનાર પ્રાણીઓની ઓળખાણ આપવાની લેખકની ઉમેદ છે.

એક જ પ્રાણી ' **હરણ** ' વિષે આવું માહિતીપૂર્ણ પુસ્તક ગુજરાતી ભાષામાં અનોખું જ ગણી શકાય તેવું છે. પુસ્તકમાં ' માદા 'ને બદલે ' માંદા ' શબ્દ ઠેર ઠેર ખૂંચે છે. આવા મુદ્રણદોષોથી ત્યારપછીનું ભેટપુસ્તક ' **પ્રેમાનંદ** ' પણ મુક્ત રહી શક્યું નથી તે શોચનીય છે. ' પ્રેમાનંદ 'માં શ્રી. નાગરદાસ પટેલે ગુજરાતના મહાકવિનું ચરિત્ર આપવા ઉપરાંત તેમની વાણીની પ્રસાદી પણ પીરસી છે.

નવમા વર્ષના પહેલા પુસ્તક તરીકે ' **હાસ્યતરંગ—ખંડ ૫ મો** ' બહાર પડેલ છે. આગળના ચાર ભાગોની માફક આ ભાગ પણ બાળકોને તેમ જ મોટાઓને પણ ઘડીભર ગમ્મત આપે તેવો છે. પુસ્તકની શરૂઆતમાં, દર વર્ષની માફક ' બાલવિનોદ 'ના

બાલસાહિત્યની કદરની નોંધ લેવામાં આવી છે. તે ઉપરથી તે સાહિત્ય કેટલું લોકપ્રિય થયેલું છે તે જણાઇ આવશે. બીજા તથા ત્રીજા પુસ્તક તરીકે ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી કૃત **' બાપુનો દાયરો '** બહાર પડે છે. પુસ્તકની પહેલી વાર્તા ઉપરથી 'પુસ્તકનું' નામ અપાયું છે. પ્રથમ દૃષ્ટિએ તો આપણને એમ જ લાગે કે આ પુસ્તિકામાં ' બાપુના દાયરા ' ની જ બધી વાતો હશે. પરંતુ અનુક્રમ જોતાં તે માન્યતા ભૂલભરી લાગે છે. તેમાં તો ' કંજુસના કાકા 'ની વાત છે, પક્ષીજીવનની ' ત્રણ બચ્ચાંની વાત ' છે, ' અટકચાળાં વાંદરાં 'ની વાત છે તથા ' ઠગની ચતુરાઇ ' અને એવી બીજી વાતો પણ છે. ત્યારપછીનું પુસ્તક આ મસ્તફકીર કૃત **' શાણો શિયાળ.'** શ્રી. મસ્તફકીરે અગાઉ પણ પ્રાણીજીવનની કથાઓ આ સંસ્થાઓ દ્વારા પ્રગટ કરાવી છે. અને તેની અનેક આવૃત્તિઓ પણ થઇ છે. આ પુસ્તક પણ તેવી લોકપ્રિયતા પામશે તેમાં નવાઇ નથી.

શ્રી. રમણલાલ નાનાલાલ શાહે ' બાલજીવન 'ના ભેટપુસ્તક તરીકે **' ઇસપની નીતિકથાઓ ભાગ ૪** આપેલ છે. આ પુસ્તકમાં ઇસપની ૪૫ વાતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. ભાઇ રમણલાલે શરૂ કરેલી ઇસપની નીતિકથાઓ આ ભાગથી પૂરી થાય છે. ઇસપની વાતોને ગુજરાતીમાં ઉતારવાનો આ પ્રયત્ન ખૂબ સફળ તથા યશસ્વી બન્યો છે તેમાં શક નથી. આ જ પુસ્તક સારા કાગળોમાં બે ભાગમાં **' ગબાના ગધેડાં '** તથા **' બાંડું શિયાળ '** નામથી પણ પ્રગટ કરવામાં આવેલ છે. પહેલા પુસ્તકમાં ૨૫ તથા બીજામાં ૨૦ મળી કુલ ૪૫ વાતો આવી જાય છે. ' ઇસપ નીતિકથામાળા 'નાં આઠ પુસ્તકોનો સેટ બાળકોને ભેટ આપવા જેવો છે.

તેમના તરફથી પ્રગટ થતી બાલજીવન કિશોર સાહિત્યમાળામાં ડૉ. મોહનલાલ જ. પાઠકનું લખેલું **' સત્ય કથાઓ '** પ્રગટ થયું છે. આ પુસ્તકમાં ગુજરાત, મહારાષ્ટ્ર વગેરે હિંદના ભાગોમાં બનેલી નવ સાચી વાતો આપવામાં આવી છે. આ વાતો સહેલાઇથી યાદ રહી જાય તેવી હોવાથી ઇતિહાસના શિક્ષણમાં પણ ઉપયોગી થઇ પડે તેવી છે.

શ્રી. નાગરદાસ ઇ. પટેલે સંપાદિત કરેલાં અને મુંબઇવાળા શ્રી. આર. આર. શેઠ ની કું. એ ૧૯૩૮ માં પ્રગટ કરેલાં બે પુસ્તકો ચાલુ વર્ષમાં મળ્યાં છે. પહેલા પુસ્તક **' બાલમંજરી '**માં ' સાત ખાસડાં, ' ' વચલાં પાણી, ' ' ગેબી મદદગાર, ' ' બિલ્લીબાઇ ' તથા ' સોનીની ચતુરાઇ ' એમ પાંચ વાતો આપેલી છે, તેમાં ત્રણ તો દંતકથાઓ છે. **' વાણિયાની વાતો '**માં વાણિયાની ચતુરાઇની અગીઆર વાતોનો સંગ્રહ છે. આ બન્ને પુસ્તકોમાંની વાતો બાળકોને ગમી જાય તેવી જ નહિ પરંતુ સહેલાઇથી યાદ રહી જાય તેવી છે.

**' કેતકીરાણી '** શ્રી. મોંઘીબેને તૈયાર કરેલું છે. તે ચાલુ વર્ષમાં જ પ્રસિદ્ધિ પામ્યું છે. આ પુસ્તકમાં ' કેતકીરાણી 'ની લાંબી વાર્તા ઉપરાંત ' શેઠ ને સાધુ ' ' મીણની પૂતળી ' તથા ' રાજપંખી ને રતનપંખી 'ની વાતો છે. બધી વાતો બાળકોને પસંદ પડી જાય તેવી છે. શ્રી. મોંઘીબેન પાસે બાળસાહિત્યનો જે સંગ્રહ પડ્યો છે તે આપણને વધારે પ્રમાણમાં મળે તેમ આપણે ઇચ્છીએ.

અન્ય પ્રકીર્ણ પ્રકાશનોની સંખ્યા પણ બહુ થોડી જ છે. ઘાટકોપરના શ્રી. ' બાલેંદુ મિત્રમંડળે ' પ્રગટ કરેલા શ્રી. વસંત વ્યાસ સંપાદિત ' **અમૃતનાં ટીપાં** ' ને બાલ-સાહિત્ય કરતાં ' કુમાર સાહિત્ય'ના વર્ગમાં જ મૂકી શકાય તેમ છે. ટીપાંની વીણણી સરસ થઈ છે તેમ કહી શકાય.

ગિજુભાઈ સન્માન–થેલી પ્રકાશનમાળા દ્વારા સ્વ. ગિજુભાઈનાં જ ત્રણ પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છે. ' **વનસ્પતિ પાઠો** 'માં ૨૯ જાણીતી તથા અજાણી વનસ્પતિ-ઓનાં વર્ણન આપવામાં આવેલ છે. અજાણી વનસ્પતિ વિષે પણ ઘણું નવું જાણવાનું મળી શકે છે. ' **ઋતુઓના રંગ** 'માં સ્વ. ગિજુભાઈએ દશ પત્રો દ્વારા ઋતુઓના પલટાતા રંગોનું વર્ણન કરેલ છે. ' **પ્રાણીપાઠો** 'માં સાત પ્રાણીઓ તથા ચૌદ પક્ષીઓ સંબંધી જાણવા જોગ માહિતી આપેલી છે. અભ્યાસની દૃષ્ટિથી ત્રણે પુસ્તકો ખાસ વસાવવા જેવાં છે.

લિ.

છોટાલાલ માનસિંગ કામદાર

## પરિશિષ્ટ

### અશોક બાલ પુસ્તકમાળાનાં પુસ્તકો

( સંચાલકઃ બાલવિનોદ કાર્યાલય, ૧૪૯ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨ )

| | | |
|---|---|---|
| ૧ ચોપગાંની દુનિયા ખંડ ૩ | ( રમણલાલ નાનાલાલ શાહ ) | ૦–૮–૦ |
| ૨ પ્રેમાનંદ | ( નાગરદાસ પટેલ ) | ૦–૪–૦ |
| ૩ હાસ્યતરંગ | ( રમણલાલ નાનાલાલ શાહ ) | ૦–૪–૦ |
| ૪ બાપુનો દાયરો | ( ડૉ. શિવપ્રસાદ કુ. ત્રિવેદી ) | ૦–૮–૦ |
| ૫ શાણો શિયાળ | ( મસ્તફકીર ) | ૦–૪–૦ |

### બાલજીવન કાર્યાલય ( વડોદરા )નાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ ઇસપ નીતિકથાઓ ભાગ ૩ | ( રમણલાલ શાહ ) | ૧–૦–૦ |

### ઈસપ નીતિકથામાળા

| | | |
|---|---|---|
| ૧ ગભાનાં ગધેડાં | ( રમણલાલ નાનાલાલ શાહ ) | ૦–૮–૦ |
| ૨ બાંડું શિયાળ | ( રમણલાલ નાનાલાલ શાહ ) | ૦–૮–૦ |

### બાલજીવન કિશોર સાહિત્યમાળા

| | | |
|---|---|---|
| ૧ સત્ય કથાઓ | ( ડૉ. મોહનલાલ જ. પાઠક ) | ૦–૬–૦ |

### શ્રી. આર. આર. શેઠની કાં. પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબઈ–૨

| | | |
|---|---|---|
| ૧ બાલમંજરી | ( નાગરદાસ ઈ. પટેલ ) | ૧–૧૦–૦ |
| ૨ વાણિયાની વાતો | ( નાગરદાસ ઈ. પટેલ ) | ૦–૧૦–૦ |
| ૩ કેતકીરાણી | ( મોઘીબેન ) | ૦–૮–૦ |

## અન્ય પ્રકીર્ણ પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧ અમૃતનાં ટીપાં | (યશવંત વ્યાસ) (બાલેંદુનું ભેટ પુસ્તક) | |
| ૨ ઋતુઓના રંગ | ( સ્વ. ગિજુભાઇ ) | ૦–૧૦–૦ |
| ૩ વનસ્પતિ પાઠો | ( ,, ,, ) | ૦–૧૦–૦ |
| ૪ પ્રાણીપાઠો | ( ,, ,, ) | ૦–૧૦–૦ |

## પુનર્મુદ્રણો

### બાલવિનોદ કાર્યાલય ૧૪૯ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

**બીજી આવૃત્તિ**—(૧) ગોરિયો, (૨) રેડિયો, (૩) કનૈયો, (૪) રાજહંસ, (૫) ધનિયો, (૬) બટમોગરો, (૭) અમારી વાર્તાઓ ખંડ ૪ (૮) અમારી વાર્તાઓ ખંડ ૫ (૯) અમારી વાર્તાઓ ખંડ ૬ (૧૦) ત્રણ ઠગ (૧૧) સાગરની રાણી (૧૨) નવી નવાઇઓ ખંડ ૧ (૧૩) પ્રવાસકથાઓ (૧૪) આપણી મહાસભા ખંડ ૧ (૧૫) આપણી મહાસભા ખંડ ૨, (૧૬) ચોપગાંની દુનિયા ખંડ ૧, (૧૭) નગીનાવાડી, (૧૮) નરસૈયો, (૧૯) કોણ, કેમ, શું ? ખંડ ૧, (૨૦) હાસ્યતરંગ ખંડ ૨, (૨૧) હાસ્યતરંગ ખંડ ૩, (૨૧) વડવાઇઓ ખંડ ૧, (૨૩) છેતરાતી નજર ખંડ ૨, (૨૪) વિજ્ઞાનવિહાર ખંડ ૫, (૨૫) ગીતકથાઓ, (૨૬) નીરુની નોંધપોથી, (૨૭) લાલાનો મેળ.

**ત્રીજી આવૃત્તિ**—(૧) બાપનાં વેણુ, (૨) બેલવાળો, (૩) અલકા, (૪) મેનાવતી, (૫) નાગકુમાર, (૬) બાળકોનું સ્વર્ગ, (૭) રાણા પ્રતાપ, (૮) સમ્રાટ સિકંદર, (૯) નાની મોટી વાતો ખંડ ૨, (૧૦) સુંદર સંવાદો, (૧૧) દગાબાજ દુશ્મન, (૧૨) મીરાંબાઇ, (૧૩) વિજ્ઞાનવિહાર ખંડ ૩, (૧૪) કાગળના કીમિયા, (૧૫) મકનિયો, (૧૬) ચિત્તાનો શિકાર, (૧૭) ચક્રભાગા, (૧૮) ગ્રામગીતો, (૧૯) નરવીર નેપોલિયન, (૨૦) બાલપાઠો, (૨૧) અજબ દુનિયા, (૨૨) ગણિત ચમત્કાર, (૨૩) અવળચંડો, (૨૪) ગમતગીતો, (૨૫) ભોળી સુભદ્રા, (૨૬) ફૂલગજરી.

**ચોથી આવૃત્તિ**—(૧) ચુંદરિયો, (૨) સણુર, (૩) ચતુરો, (૪) બાલવિનોદિની, (૫) સોણલિયો, (૬) મહારાષ્ટ્રનો મહારથી, (૭) ત્રણ તપેલાં, (૮) ચીની વાતો, (૯) રાજા ભોજ.

**પાંચમી આવૃત્તિ**—(૧) ગંગારામ, (૨) ઊંધણશી, (૩) કાલાંઘેલાં, (૪) લાલિયો, (૫) હેમલતા, (૬) રણધીર, (૭–૮–૯) રંભાનું રસોઇઘર ખંડ ૧–૨–૩, (૧૦–૧૧) અમારી વાર્તાઓ ખંડ ૧–૨.

**છઠ્ઠી આવૃત્તિ**—(૧) રંભાનું રસોઇઘર ખંડ ૧ (વર્ષમાં બે આવૃત્તિ થઇ) (૨) કલાવતી, (૩) પંડિતજી, (૪) મરઘાભાઇ.

**સાતમી આવૃત્તિ**—(૧) ઉદરદેશ, (૨) મણિયો, (૩) ભૂરિયો, (૪) મોતિયો.

# અક્ષરજ્ઞાન અને ગ્રામજનતા

આપણા દીકરાની વરસગાંઠને દહાડે આપણે કેટલા આનંદમાં આવી જઈએ છીએ, વળી પહોંચ પ્રમાણે તેની ઉજવણી પણ કરી જાણીએ છીએ; અરે આપણા ગામની ભાગોળે આવેલાં કાળકા માતાનો હવન પણ આપણે દરસાલ નિયમિત કરીએ છીએ. એટલે આપણને સાચી જ્ઞાન આપનાર આ પુસ્તકાલયની વર્ષગાંઠ જો આપણે ન ઉજવીએ તો તે કેવું દેખાય ? પુસ્તકાલય એ તો એક જ્ઞાન આપનાર પવિત્ર મંદિર છે. અને અમે શિક્ષકો એના પૂજારીઓ છીએ. અમે પૂજા અર્ચના કરીએ, પણ તેનો લાભ ન લેવાય, તમે નવરા ન પડો, તૈયાર ન થાઓ તો તમે નગુણા કહેવાઓ. એ નગુણાનું કલંક તમારે ટાળવું પડે. ને તે માટે નવ વરસથી ( આ ગામમાં પુસ્તકાલય સ્થાપન થયે નવ વરસ થયાં ) કુંભકર્ણની નિદ્રામાં પોઢેલા આપણે આજે અહીં જાગીને ભેગા થયા છીએ.

તમે કહેશો, " પુસ્તકાલયે એવું તે શું કર્યું છે કે તેની આટલી બધી ચાપાચીપ કરો છો, વળી પુસ્તકાલય તો જડ વસ્તુ છે તેની વળી વર્ષગાંઠ કેવી ? આવું તો અમે કદી સાંભળ્યું ય નથી " તો મને તેની નવાઈ નહિ લાગે. કારણ કે આજે સવારે પણ મારે એમ જ બન્યું હતું: હું દૂધ લેવા જતો હતો. અને એક કાકા મને પૂછવા લાગ્યાઃ " તે માસ્તર, આ શું ધાંધલ માંડયું છે ? " મેં કહ્યું: " કાકા, ધાંધલ તો કશું નથી, આ તો પુસ્તકાલયની સભા છે. " તે બોલ્યાઃ " અરે સરભરા ને બરભરા. મારા ભાઇ, તમને આ નવરા બેઠા બધા ચહકા સૂઝે છે; આ અમારે અંઇ મરવાનીય નવરાઇ નથી ન ચાંમન આ તોફાંન ઉકળ શ. " વળી ગઇ કાલે પણ એવું બનેલું કે ગામમાં જે ભાઇઓ બીજી ત્રીજી ભણીને ઉઠી ગયા હોય, આગળ ભણતા ગણતા ન હોય તે ભણેલું ભૂલી ન જાય તે કાંક દેશપરદેશની બે વાતો વાંચતા થાય, તે માટે મેં દશ પંદર ભાઇઓને નિયમિત આવવાનું કહેલું. ત્યાં તો એક ભાઇ મારા ઘેર આવીને તડૂકી ઉઠયાઃ " આ ચ્યાં ન્યા માસ્તર, બળ્યું તમે ય નતનત ભાતભાતનાં સળેખડા કરો શો કને! આ એક તો મૂળે હતાં વાંદરાં, ન ઇમાં તમે આલી નેસાંણી. પછી રયું કાંઇ બાકી ? શું મારા ભઇ, તમે તરછટ આમ કરો સો. આ તમાર જોઇતી હોય તો કલ્યો બે કલ્લા સાઠીઓ (બાળવા) લઇ જજો; પણ ભાઇશાબ, આંનું ચાંય નામ જાંપ જોજો ડાખલ કરતા. અન હું તમન ય કહું સું ક છાંનામાંના આ બધાં લપ છોડી નવરા પડો તો ઘડી આરાંમ લો, આરાંમ. "

આ દાખલા કાંઇ નવા નથી, તેમ એક બે જણનાયે નથી. આપણે બધા લગભગ આવી જ માન્યતાવાળા છીએ. તેથી હજી આપણને શાળા, શિક્ષક, પુસ્તકાલય વગેરે તરફ પૂરતો વિશ્વાસ પેદા થયો નથી એ જણાઇ આવે છે. આજ સુધી તો તમારી જેમ અમે પણ ઊંઘતા હતા, પણ હવે અમે જાગ્યા છીએ ને તમને જગાડીએ છીએ કે ભાઇઓ, તમે બધા અભણ રહ્યા છો, તેથી તમને કશી વાતની ગતાગમ નથી પડતી ને તેથી જ તમારી આવી સ્થિતિ થઇ છે. તમને બધા ચૂસીને ખાઇ જાય છે. તમે આઠ માસ તનતોડ મહેનત કરો તોયે તમારાં છોકરાં નાગડાં પૂગડાં, ભૂખ્યાં તરસ્યાં રવડી મરે છે ને શાહુકારનાં છોકરાં ઘેર બેઠાં તાગડધિન્ના કરે છે. તમે આટઆટલું અનાજ પકવો તોયે તમે તો ખાલી ને ખાલી,

અને જો તમે તપાસ કરશો તો મારા ભાઈઓ, મારી ખાતરી છે કે તમે જે અભણ છો, અજ્ઞાન છો તેથી જ તમારી આ સ્થિતિ થઈ છે એમ તમયે લાગ્યા વિના નહિ રહે.

વળી બીજા દેશોમાં ખેતી કેવી રીતે થાય છે; શું કરવાથી ઓછી મહેનતે વધારે પાક ઉપજાવી શકાય, શું કરીએ તો જમીન રસકસવાળી બને; કયી જમીન સારી ને કયી નરસી; ખાતર, (ઉકરડા) તથા ઢોરઢાંખરની આવજત કેવી રીતે કરીએ તો વધુ ફાયદો થાય—ટૂંકામાં શું કરવાથી તમારી, તમારા ભાઈઓની ને આપણા ગામની આબાદી થાય તે પણ તમે બે અક્ષર વાંચતા હશો તો જ પામી શકશો તે ખચિત માનજો.

આ તો બધી પૈસેટકે સુખી થવાની વાત થઈ. પણ તમે તમારાં ઘર ને આંગણાં જ જુઓને! તે કેવાં ગંદાં ને ન ગમે તેવાં હોય છે. અરે એ જવા દઈએ તોયે આપણાં છોકરાંની જ વાત કરોને! એક હાથમાં રોટલો હોય; રોટલા ઉપર ઘી ચોપડી, ગોળ ચોંટાડી, મધ છાંટયું હોય; તેથી મોં ખરડાયું હોય; ત્યાં માખો બણબણતી હોય; જોડે જાજરૂ બેઠો હોય ને ત્યાં જ તે ફેંદતો હોય; મા વાસીદું વાળતી હોય ત્યાંથી ઊઠી પાધરી માટલે વળગીને પાણી લાવી ધોવરાવી એવા ને એવા હાથે રોટલા ટીપતી હોય; આવું આવું તો બીજું ઘણું મેં ઘણી વાર જોયું છે. તમે જ કહોને, શું આ બધું (ચિત્ર) કમકમાટી ઉપજાવે તેવું નથી લાગતું? માખોથી, ગંદકીથી તમને કેવા કેવા રોગો થાય છે, પછી એ રોગ મટાડવા તમે કેટલાનું પાણી કરો છો તેની તમને શાની ખબર હોય?

અરે, આ મંગાભાઈને એક નાની 'ફાંસ'જ વાગી હતી. તેમાંથી કેવું બધું પાકયું ને ડાકટરને પૈસા આપવા પડયા, ઉપરથી હેરાન થયા તે જુદું. વળી લગીર તાવ આવે ને પાધરા તમે તો દવાખાને દોડી જાઓ. ત્યાંથી બાટલી લઈ આવો. ને નાહક એમાં ને એમાં શરીરની, મનની ને પૈસાની ખુવારી કરી નાખો. તમારૂં મહામહેનતનું ધન આથી ડૉકટરોના ખિસ્સામાં સરકી જાય છે. ભલા ભાઈ, આપણે સાધારણ માણસ કહેવાઈએ, આપણને આવું ખર્ચ કેમ પોષાય?

વળી હમણાં જ પેલો બાળક ગાળો બોલતો હતો તેને તમે અટકાવ્યો. પણ એમાં એનો શો વાંક? એ તો જેવું જુએ તેવું કરે જ ના! એને આપણે કશું કહેવાનું ન હોય. આપણે જ કાવાદાવા કરતા હોઈએ, આપણે જ રાતદહાડો 'ગેડ' ને 'ગેડ'માં જ ફરતા હોઈએ, ધરમને આપણે ખિસ્સામાં રાખતા હોઈએ, કોઈનું ય ભલું કરવાની વાતનો આપણને સ્વપ્ને ય વિચાર આવતો ન હોય તો પછી બાળકો પણ આપણા જેવાં જ થાય ના! તેમના મનથી તો તમો ને તમારૂં ગામ એટલે આખી દુનિયા; એટલે હું તો વારંવાર તમને વિનવું છું કે "જેવું વાવશો તેવું લણશો." યાદવો જેમ માંહોમાંહે કપાઈ મૂઆ હતા તેમ આપણે પણ જો કાંઈ સુધરીશું નહિ તો આપણાં બાળકો એથી ય વધુ ખરાબ થશે, ને જતે દહાડે બધાનો નાશ થશે. આજે પણ ઘણાં કહે છે, કે 'ભાઈ, "આપણું ગામ તો મહા હીણું" ત્યારે મને થાય છે કે આપણે આ કલંક દૂર કરવું હોય તો સારા વિચાર કરતા થવું જોઈએ.

પણ આ સારા વિચાર આવે કયાંથી? જુદાં જુદાં પુસ્તકોમાં રામની ને તેને

મટાડવાની દેશી મફત દવાઓ લખી હોય તે આપણે જાણીએ શી રીતે? ચોખ્ખાઇ રાખવાના લાભ આપણને સમજાય ક્યારે? આપણું ગામ સુધારવા ગામની ગ્રામ પંચાયતમાં જે આપણા માણસ હોય છે તે ધારે તે કરી શકે તેની ગડ ક્યારે બેસે તથા મુલકી અમલદાર પછી તે નાનો સિપાઇ હોય હોય તોયે તેને બીકના માર્યા બા બાપા કરીએ ને જે પોતાનાં બાળકોને લોહીનું પાણી કરી ઘડે તેને કૂતરાંની પેઠે ગણવાના હીણા કામ માટે પશ્ચાત્તાપ કરવાનું સૂઝે ક્યારે?

આ બધું સૂઝવાનો એક જ રસ્તો છે. અને તે તમો બધા થોડું ઘણું વાંચી લખી જાણો ને પછી ભાતભાતનાં પુસ્તકો વાંચીને નવી નવી વાતો સમજો તે. જેમ જેમ તમે આ પુસ્તકો વાંચતા ને વિચારતા જશો, તેમ તેમ તમારી આંખ આગળ નવી દુનિયા રચાતી જશે. તમને બધું નવું નવું, સારું સારું લાગશે. ને ત્યારે તમારું ને મારું કહેવાનું નહિ પણ કરવાનું હશે. અને ત્યારે જ તમને સમજાશે કે પુસ્તકો એ તો આપણા પ્રાણ જેવાં છે, અને તેને સારી રીતે સંગ્રહનાર પુસ્તકાલય એ તો આપણાં નવી ઢબનાં પણ સાચાં ને પવિત્ર મંદિરો છે. અને તેની પૂજા અર્ચના કરનાર અમારા જેવા શિક્ષકો એ તમારા સાચા હિતચિંતકો છે.*

## સાહિત્ય અને સાહિત્યકાર

પ્રજાજીવનનું ઘડતર કરે, વાંચતાં વગર પ્રયાસે દિલમાં સોંસરવું ઊતરે, માનવીના જીવનને જુદી જુદી દિશામાં ઉન્નત કરે એનું નામ સાહિત્ય. એવું સાહિત્ય સર્જી જનતા સમક્ષ ધરે એનું નામ સાહિત્યકાર.

એટલે કેવળ પુસ્તકોની સંખ્યા પરથી સાહિત્યકારની કસોટી ન થવી જોઇએ, સાહિત્યકારનું માપ એ રીતે આંકી શકાય નહિ. લોકજીવનના પ્રવાહને એણે કેટલો વહેતો કર્યો? જનતાની સામાજિક કે હરકોઇ પ્રગતિમાં એનાં પુસ્તકોએ કે પ્રવૃત્તિએ કેટલો ફાળો આપ્યો? આપણી પૂર્વની સંસ્કૃતિનું એથી કેટલું રક્ષણ થયું? એ પરથી સાહિત્ય અને સાહિત્યકારનો તોલ બંધાવો જોઇએ.

---

## નવસ્રાનો વસ્રવેપાર

૧૯૩૮-૩૯ માં હિંદમાંથી ૨૫ કરોડ વાર કાપડ પરદેશોમાં ગયું હતું, જ્યારે ૧૯૪૨-૪૩ માં ૧ અબજ વાર-એટલે કે ચારગણું-કાપડ હિંદમાંથી પરદેશોમાં ગયું.

---

## વહાણનો વ્યવસાય

હિંદમાં અત્યારે નવાં વહાણો બનાવવામાં અને જૂનાં સમારવામાં ૩૦ હજારથી વધુ કારીગરો રોકાયેલા છે.

---

* સોનારડા તા. દહેગામના સા. પુ. ના પુ. પર્વણી દિનનિમિત્તે મળેલી સભામાં અપાયેલું વ્યાખ્યાન.




**૧. ભારતના સંતો**—લેખકઃ રસૂલભાઇ ન. વહોરા, પ્રકાશકઃ પુસ્તકાલય સ. સ. મંડળ, લિ., વડોદરા; પૃષ્ઠ-૨૧૬; પૂઠું-કપડાની પટ્ટીવાળું (ઉપર જેકેટ સહિત), કિંમત ૧-૮-૦

આ પુસ્તક સ્વ. મોતીભાઇ ન. અમીન સ્મારકમાળાના પુસ્તક બીજા તરીકે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી સંપાદિત થઇ પુસ્તકાલય સ. સ. મંડળ, લિ. તરફથી પ્રસિદ્ધ થયેલું છે. એની કિંમત સદર સ્મારકમાળાના ગ્રાહકો માટે રૂ. ૧-૪-૦ રાખેલી છે.

આ પુસ્તકમાં (૧) ભક્ત નરસિંહ, (૨) તુકારામ, (૩) સમર્થ શ્રી રામદાસસ્વામી, (૪) સંત તુલસીદાસ, (૫) શ્રી ચૈતન્ય મહાપ્રભુ, અને (૬) સ્વામી વિવેકાનંદજીનાં જીવનચરિત્રો, જીવનચરિત્રોના પ્રખ્યાત લેખક શ્રી. રસૂલભાઇ વહોરા તરફથી આલેખાયેલાં છે. આ જીવનચરિત્રોની શૈલી રસિક તથા આકર્ષક છે. આ પુસ્તકમાં લીધેલા સંતો હિંદુસ્તાનમાં જાણીતા છે, અને તેથી વાચકો આ પુસ્તકને આવકારશે.

આ પુસ્તકમાંનાં જીવનચરિત્રોના આલેખનમાં ચમત્કારો પણ ઘણી જગાએ આવે છે. આવા ચમત્કારો સાચા મનાવવાનો પણ લેખકનો કંઇક પ્રયાસ લાગે છે. આ વૈજ્ઞાનિક યુગમાં આ વસ્તુસ્થિતિ ચલાવી લેવાય નહિ. લોકોને ચમત્કાર ગમે છે તથા તેઓ તેમને સાચા માને છે તેથી સુશિક્ષિત લેખકો તેવી રીતે વાચકોને તે સાચા મનાવે તે કોઇ રીતે ઇષ્ટ નથી.

આ પુસ્તકનાં કાગળ, છપાઇ, બાંધણી વગેરે ઘણી ઊંચી જાતનાં છે. લડાઇના વખતમાં આ જાતનું પુસ્તક આટલી કિંમતે પ્રસિદ્ધ કરીને પ્રકાશકોએ ગુજરાતી જનતાની સેવા કરી છે.

પુસ્તકાલયોને તેમ જ બીજા વાચકોને આ પુસ્તક વસાવવા ભલામણ છે.

શં. સો. પટેલ

**૨. ભારતી**—લેખકઃ શ્રી. સીતારામ શર્મા; પ્રકાશકઃ સુભટ પ્રકાશન મંદિર, અમદાવાદ, સંવત ૨૦૦૦; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૯૨; કાચું પૂઠું; કિં. ૨-૮-૦.

નવી શરૂ થયેલી સુભટ ગ્રંથાવલિનું આ પહેલું પુસ્તક નવલકથાનું હોઇ તે એ વિષયના સાહિત્યમાં અનોખી ભાત પાડે છે. 'દેશને આજે ભણેલાંઓની જેટલી જરૂર છે તેના કરતાં નીડર અને તાકાતવાળાંઓની વધારે જરૂર છે.' તથા 'પામર માયકાંગલા જંતુઓ જગતમાં ભારરૂપ હોઇ કચરાઇ ખુંદાઇ મરવાને જ યોગ્ય હોય છે.'—એ આદર્શોનું

પ્રતિપાદન કરવા જે અજિત, સુરેશ, દીપક, ચંદુ આદિ કૉલેજિયન વિદ્યાર્થીઓ અને ભારતી, સુરેખા, ઇંદુ, સુહાસ વગેરે કૉલેજિયન વિદ્યાર્થિનીઓનાં મુખ્ય પાત્રોની આસપાસ ગુંથાયલી આ વાર્તાનું વસ્તુ વડીલવર્ગ તેમ જ યુવાનવર્ગ સર્વને માટે એકસરખું બોધક છે. અજિત જેવા બુદ્ધિમાન છતાં નિર્માલ્ય મુડદાલને મર્દ બનાવવામાં, જેના પરથી આ આ પુસ્તકનું નામ પાડયું છે એ 'ભારતી'ના જાજરમાન સ્ત્રીના પાત્રની પ્રેરણા તથા અજિતના વ્યાયામપ્રિય દાદાજીનો ખંતીલો પ્રયાસ આખરે કેવાં કામિયાબ નીવડે છે તે તો આ પુસ્તક વાંચી ગયે જ સમજાય. બુદ્ધિમાન સાથે શરીરબળ કિંમતુના આત્મબળ કેળવવાની હિમાયત કરતું, આ વાર્તાપુસ્તક ખસુસ પ્રચારપાત્ર છે. —ના.

૩. સીધાં ચઢાણ—પુસ્તક બીજું; લેખક: શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૮૬, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું. મૂલ્ય રૂા. ત્રણ. ૧૯૪૩.

ગુજરાતી સાહિત્યસર્જકોમાં શ્રી. મુનશીનું વિશિષ્ટ સ્થાન છે. તેમણે, "અડધે રસ્તે" લખી એમની આત્મકથાના બાલપણથી માંડી શિક્ષણપ્રાપ્તિકાળ સુધીના જીવનપ્રસંગો એમાં આલેખ્યા હતા. તે પછી "સીધાં ચઢાણ"નો પ્રથમ ભાગ આપી પોતાની ધારાશાસ્ત્રી તરીકેની ઊગતી કારકિર્દી, અને સંવેદનો તેમજ મનોમંથનો ગુજરાતી વાચકો સમક્ષ સાદર કર્યાં હતાં.

"સીધાં ચઢાણ"ના આ બીજા પુસ્તકમાં, શ્રી. મુનશી-એક સાહિત્યકાર તરીકે વાચક સમક્ષ દેખા દે છે-એમાંથી આપણને, શ્રી. મુનશીની લેખનપ્રેરણા અને શૈલીનાં મૂળઝરણાં મળી આવે છે, તેમાં પણ એક વિશિષ્ટ નવલકથાકાર તરીકેની તેમની શૈલીનું ઘડતર શી રીતે થયું તે આપણે તેમના જ શબ્દોમાં જોઈએ:

> "વાર્તાના લેખક તરીકે મારી સર્જનકલાના ત્રણ પ્રકાર મને દેખાય છે. પહેલા પ્રકારમાં હું માત્ર આત્મકથન કરતો: મારું અનુભવેલું દુઃખ કે સુખ કહેતો. બીજામાં હું એક સ્વાનુભવને પહેલાં કલ્પનામાં સંઘરી રાખી પછી તેને મૂર્તિમાન કરતી કાલ્પનિક વ્યક્તિ કે પ્રસંગને અવલંબીને વાર્તા લખતો અને ત્રીજા પ્રકારમાં વણઅનુભવેલી મનોદશાને ઘટાવી, તેનો કાલ્પનિક સ્વાનુભવ કરી તેના પર મુખ્ય પાત્રો ને પ્રસંગોની રચના કરતો."

શ્રી. મુનશીનું ઉપર્યુક્ત આત્મકથન સાહિત્યસૃષ્ટિમાં આગળ વધવા પ્રચ્છનારને પ્રેરણાપ્રદ નીવડે તેવું છે.

શ્રી. મુનશીને, સાહિત્યની દૃષ્ટિએ નીરખનાર માટે આ પુસ્તક પ્રોજ્જ્વલ આરસીરૂપ નીવડશે એમનાં સાહિત્યસર્જનોમાં રસ ધરાવનાર તેમ જ તેમના વિવિધરંગી જીવનપ્રસંગો જાણવાની જિજ્ઞાસા સેવનાર સૌને ઉપયોગી થઈ પડે તેવું છે.

પુસ્તકાલયો પોતાને ત્યાં અવશ્ય વસાવે. ઉપરાંત, એમની જીવનકથાનાં આગલાં બે પુસ્તકો જેમણે ન વસાવ્યાં હોય તેઓ એ પણ સત્વર વસાવી લે.

૪. એને ચરણે—ગુજરાતીમાં ઉતારનાર: શ્રી. કપિલા ઠાકોર, બી. એ., પ્રાપ્તિસ્થાન: એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૫૩+૪, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. સવા. ૧૯૪૧.

મૂળ જર્મન ભાષામાં લખાયેલ " ઍન અનનોન વુમન " નામના પુસ્તકના અંગ્રેજી અનુવાદ પરથી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

સામે બારણે રહેતા છતાં પોતાને ન પિછાનતા એક યુવક પાછળ સર્વસ્વ ન્યોછાવર કરનાર એક કુમારી માતાએ, તેના પુત્રના અવસાનકાળે લખેલ એની સંવેદનકથા આ પુસ્તકમાં રજૂ કરી છે. પોતે એ જુવાન પ્રતિ કેવી રીતે આકર્ષાઈ, સર્વસ્વ ન્યોછાવર કરવાની એની તીવ્ર લગની અને અકસ્માત મિલન અને સંતાનપ્રાપ્તિ–એ બધું છતાં પોતાના પ્રિયતમનો સદાનો કરુણ વિયોગ એમાં આલેખાયો છે.

અંગ્રેજીમાંથી આપણી ભાષામાં ઉતારવા છતાં કયાંય પરભાષાની જરાપણ કલિષ્ટતા આમાં દેખાતી નથી; સંવેદનરસિક વાચકોને એ ગમશે.

૫. અપ્સરા–ખંડ પહેલો— લેખકઃ શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ, પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૯૨+૧૨=૩૦૪, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૩–૮–૦. ૧૯૪૩.

સાક્ષરશ્રી. રમણલાલે "પૂર્ણિમા" સરખું રૂપજીવિનીની કથા આલેખતું પુસ્તક આપ્યા પછી આ બીજું, એ જ સમાજનો દેશપરદેશની માહિતીથી ભરપૂર ઇતિહાસ રજૂ કરતું આ પુસ્તક છે. એ સંબંધે લેખક કહે છેઃ

> " પૂર્ણિમા "ની નવલકથા પાછળના અભ્યાસે ઊભા કરેલા કુતૂહલમાંથી વર્ષો પછી "અપ્સરા"નો અભ્યાસગ્રંથ ઉપસી આવ્યો છે.

આવા અભ્યાસગ્રંથો અન્ય ભાષાઓમાં પ્રસિદ્ધ થાય છે. અને તે એના અભ્યાસીઓને–એ દિશામાં કંઇક કરી છૂટવા માગનાર માટે ઉપયોગી નીવડે છે તેમ એવાઓને આ ગ્રંથ ઉપયોગી નીવડવા સંભવ ખરો. પરંતુ એ પુસ્તક ગમે તેવા વાચકના હાથમાં જઇ પડતાં નીપજનાર પરિણામનો વિચાર પણ કરવો ઘટે. એ બાબત લેખક લાલ બત્તી પણ ધરે છેઃ

> " પોતાના માનસમાં જેને શ્રદ્ધા ન હોય તે જરૂર આ પુસ્તકને રાખે. જાતિવિષયક અનિયમિત જીવન ગાળતી સંસ્થાના અભ્યાસમાં કેટલીક વિચિત્રતાઓ ઉલ્લેખાય તો ખરી. "

> " વળી મનસા-વાચા-કર્મણા અસિધારાવ્રત નીતિનો આગ્રહ રાખનાર પણ આ ગ્રંથને ન જુએ એવી મારી ભલામણ છે. × × × સદ્દવર્તન ઉપર ભાર મૂકી રહેલાં કુટુંબોમાં આ પુસ્તક પ્રવેશ ન પામે એટલી કાળજી ભલે સહુ રાખે. "

લેખકે ધરેલી ઉપલી લાલ બત્તી પુસ્તકાલયોના ગ્રંથપાલો માટે પણ સૂચક છે.

એકંદરે આ વિષયના અભ્યાસીઓ માટે લેખકે દેશ–પરદેશની એ સંસ્થાઓને લગતી ઠીક માહિતી આ પુસ્તકમાં રજૂ કરી છે.

૬. હાસ્યકલ્લોલ—લેખકઃ શ્રી. હરિપ્રસાદ વ્યાસ, પ્રકાશકઃ કલમધર મંડળ, સાંકડી શેરી, લાખા પટેલની પોળ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૫૨+૮, સાદુ પૂઠું, મૂલ્ય રૂા. ૨–૮–૦. ૧૯૪૪.

શ્રી. હરિપ્રસાદ વ્યાસ આપણા સાહિત્યના ગણ્યાગાંઠયા હાસ્યલેખકોમાંના એક છે. "ગાંડીવ"માં વખતોવખત આવતી એમની "બકોર પટેલ"ની હાસ્યરમૂજભરી કૃતિઓ દર માસે બાળકો પાસે ઉત્સાહ અને આતુરતાપૂર્વક રાહ જોવરાવે છે. એવાં જ એમનાં હાસ્યરસપ્રધાન, હાસ્યકલાપ, હાસ્યઝરણાં, કથાહાસ્ય, હાસ્યાંકુર વગેરે પુસ્તકો ઠીક આવકાર પામ્યાં છે. આ પુસ્તક, એવાં જ પુસ્તકોમાં એક વધુ ઉમેરો કરે છે.

ગમગીનીને વખતે અથવા નવરાશમાં વખત ખૂટતો ન હોય ત્યારે ચિત્તની પ્રફુલ્લતા મેળવવા માટે એમાંની હાસ્યભરપૂર વાર્તાઓ વાંચવી હરકોઈ વાચકને ગમશે.

અમદાવાદ શહેરના એક લત્તાના આવા સાહિત્યમંડળની આ પ્રકાશનપ્રવૃત્તિને અમે આવકારીએ છીએ. આપણાં આવાં સાહિત્યમંડળો માટે આ એક પ્રેરણાપ્રદ પગલું ગણી શકાય.

૭. પડઘાર—લેખક અને પ્રકાશકઃ શ્રી. મીનુ દેસાઈ, "મુંબઈ વર્તમાન" પ્રેસ, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ. ડેમી આઠ પેજી કદનાં પૃષ્ઠ ૩૩+૧૬, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦. ૧૯૪૩.

આ લઘુ કાવ્યસંગ્રહના રચયિતા શ્રી. દેસાઈ પારસી છતાં, એમણે રચેલાં અને વખતોવખત સામયિકોમાં પ્રસિદ્ધ થયેલાં એમનાં વિવિધ રસભર્યાં કાવ્યોનો આ સંગ્રહ વાંચતાં, એના સર્જક એક પારસી ભાઈ હશે એવો ભાગ્યે જ અંદેશો આવે. કાવ્યના નવ રસ પૈકી શાન્ત, હાસ્ય, વીર, તેમ જ શૃંગાર, અદ્દ્ભુત અને કરુણ રસભર્યાં કાવ્યોનો આ પુસ્તકમાં સમાવેશ છે. કાવ્યો ભાવપૂર્ણ હોઈને લેખક ગુજરાતી કાવ્યસાહિત્યમાં ઉત્તમ ફાળો આપે તેવા સારા આશાસ્પદ જણાય છે.

પુસ્તકના આમુખમાં શ્રી. ઉમાશંકર જોષીએ કવિની શક્તિનો ક્યાસ આપ્યો છે. જ્યારે શ્રી. જ્યોતીન્દ્ર દવેએ એ કાવ્યોની તુલનાત્મક વિવેચના આપી ખુબીઓ અને ખામીઓ પણ દર્શાવી છે. કાવ્યપ્રેમીઓને આ સંગ્રહ જરૂર ગમશે.

૮. અધિકાર—મૂળલેખકઃ શ્રી. નારાયણ ભટ્ટાચાર્ય, અનુવાદકઃ શ્રી 'મૃદુલ'; પ્રકાશકઃ સી. શાન્તિલાલની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦૮+૮, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૩–૮–૦. ૧૯૪૪

આ પુસ્તકના મૂળ બંગાળી લેખક શ્રી. નારાયણ બાબુની સામાજિક કોમળતાની છણાવટ કરતી કેટલીક નવલકથાઓ આ અગાઉ આપણી ભાષામાં અવતાર પામી ચૂકી છે. તેમાં આ એક વધુ ઉમેરો થાય છે.

શ્રી. નારાયણ બાબુ વાચકની સામે વાર્તાની એવી રજુઆત કરે છે કે એમાંનાં પાત્રો-પ્રસંગો જાણે આપણી નજર સામે તરવરી રહે છે. એવી જ શૈલીએ લખાયેલી આ નવલકથા પણ છે.

મા વગરની અને પિતૃવાત્સલ્યથી વંચિત એવી એક કુમારિકા માટે વરની શોધના વસ્તુની આસપાસ આ નવલની ગૂંથણી કરવામાં આવી છે. આ વાર્તા પરથી બંગાળમાં કન્યા માટે વર શોધવામાં કેટકેટલી મુસીબતો અને મુશ્કેલીઓનો સામનો કરવો પડતો હશે તેનો વાચકને સહજે ખ્યાલ આવે છે.

વાર્તાકથનની શૈલી સરળ અને ચિત્તાકર્ષક હોઇ પુસ્તક પૂરું વાંચ્યા પછી જ હેઠે મૂકવાનું મન થાય તેવી છે. પુસ્તકાલયો વસાવે.

૯. **સીતા**—લેખકઃ શ્રી. ચન્દ્રવદન મહેતા, પ્રકાશકઃ પદ્મ પ્રકાશન લિ., લક્ષ્મી બિલ્ડિંગ, ત્રીજે માળે, ફિરોઝશા મહેતા રોડ, કોટ, મુંબઇ ૧. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮૭, સાદું સચિત્ર પૂઠું. મૂલ્ય રૂા. ૧-૮-૦. ૧૯૪૩.

ઉત્તરરામચરિતના વિવિધ પ્રસંગોને અનુલક્ષીને જુદા જુદા સાહિત્યકારોએ જુદે જુદે વખતે કલમ ચલાવી છે. તેવો જ કંઇક આ પુસ્તકના કર્તાનો પ્રયાસ છે. લોકનિંદાના કારણે સીતાત્યાગથી લઇને શંબુકવધ, સીતામંદિરસ્થાપન, અને છેવટે લવકુશે કરેલું અશ્વમેધ યજ્ઞના ઘોડાનું અપહરણ વગેરે પ્રસંગોની ગૂંથણી આ નાટક દ્વારા કરવામાં આવી છે.

શ્રી. ચન્દ્રવદન મહેતા એક સિદ્ધહસ્ત ગુજરાતી નાટ્યલેખક છે; પરંતુ વસિષ્ઠ ઋષિ સરખાને ખલનાયકપદે સ્થાપવાનું અનૌચિત્ય એમણે કયી પ્રેરણાથી આચાર્યું હશે તે સમજાતું નથી. ઉપરના સઘળા પ્રસંગોના પ્રેરક તરીકે કુલગુરુ વસિષ્ઠને જ દર્શાવ્યા છે.

જેવું છે તેવું એ તખ્તા પર ભજવાય તેવું તો છે જ.

**૧૦ આપણા ઉદ્યોગો અને ઉદ્યોગપતિઓ**—સંપાદકઃ શ્રી. નંદલાલ વ્યાસ, પ્રકાશકઃ સ્વસ્તિક સાહિત્ય ભંડાર, પીલવાઇ, ઉત્તર ગુજરાત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૯૯+૨૦, બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય ૫-૮-૦ ૧૯૪૩.

આ પુસ્તકને પાંચ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે. તેના પહેલા ખંડમાં આપણે ત્યાં ખીલતા જતા અને ખીલે તેવા ઉદ્યોગોનો ઊડતો પરિચય આપી બીજા ખંડમાં ઔદ્યોગિક સંસ્થાઓનો પરિચય આપ્યો છે, જ્યારે ત્રીજા વિભાગમાં ઔદ્યોગિક દૃષ્ટિએ દેશી રાજ્યોનો સ્વલ્પ પરિચય આપ્યો છે. અને ચોથામાં જુદાં જુદાં કારખાનાઓની ઓળખ આપી પાંચમા વિભાગમાં આપણા કેટલાક ઉદ્યોગપતિઓનો ટૂંક પરિચય આપેલ છે. આ છેલ્લા વિભાગમાં કેટલાક તો એવાં-ખાસ ઓળખાણ આપવાનો અર્થ ન હોય તેવાં જીવનો પણ અપાયાં છે. એમાં સંપાદકનો શું ઉદ્દેશ હશે તે સમજાતું નથી.

પુસ્તકની કિંમત એમાં અપાયેલી વસ્તુની સરખામણીમાં અત્યંત વધારે પડતી છે, એમ નછૂટકે કહેવું પડે.

મ. પ્ર વ્યાસ

## સામયિકો

**" નવચેતન "—સાહિત્યાંક**— તંત્રી શ્રી. ચાંપશી વિ. ઉદેશી, લીમડા પોળ, વડોદરા.

કેટલીક વાર આપણા કેટલાક સાહિત્યકારો કે સામયિકોના સંપાદકો આકર્ષક જાહેરાત કરીને " આવે છે, આવે છે " " અમુક અમુક......" વગેરે વગેરે પ્રકારની જાહેરાતો વાચકો સમક્ષ મૂકે છે; તેવી કોઇ અગાઉની જાહેરાત સિવાય જ આ ખાસ સાહિત્યાંક "નવચેતન"ના સંપાદકે પ્રસિદ્ધ કર્યો છે. અને એની વિશિષ્ટતા તો એ છે કે આપણા સાહિત્ય-

વિષયક નક્કર કહી શકાય તેવું વાચન આપવા છતાં આખા અંકમાં ક્યાંય " અમે આ અંકમાં આ આપ્યું છે ને તે આપ્યું છે " એવો આત્મપ્રશસ્તિનો શબ્દ સરખોય નથી.

એમાંના " સાહિત્યનું પોષણ " શીર્ષક લંબાણુ લેખમાં ગુજરાતી સાહિત્યના જાણીતા વિવેચક શ્રી. વિશ્વનાથ ભટ્ટે સાહિત્ય અને સાહિત્યકારના પોષણને લગતો પ્રશ્ન ઠીક છેડયો છેઃ આજના આપણા સાહિત્યકારને નિશદિન મૂંઝવતા પ્રશ્નની કુનેહભરી છણાવટ આપી છે, જ્યારે અન્ય લેખોમાં પ્રો. રવિશંકર જોષીનો "સાહિત્યમાં જીવનદર્શન, " શ્રી. હંસાબહેન મહેતાએ વડોદરા સાહિત્યસભાના આશ્રય હેઠળ આપેલ વ્યાખ્યાન–" શેક્સપિયરનાં નાટકો આપણી ભાષામાં " આખેય ઉતારવામાં આવેલ છે. ઉપરાંત નવી ' વિવેચનકળા ' આપણી હાલની વિવેચનકળા પર ઠીક કટાક્ષ ફેંકી જાય છે.

આ સિવાય હાજીમહમદ શિવજીનાં સંસ્મરણો, ગાંધીયુગનો રણકવિ–' હંસ ', અને " તણખા "ની તેજોમય સૃષ્ટિમાં" એ પરિચયલેખ તેમ જ ઇતર સાહિત્યવિષયક વાનીઓ દરેક સાહિત્યપ્રેમીએ વાંચી જવા જેવી છે.

એકંદરે, આખોય અંક એના વાચકને સાહિત્યવિષયક વિવિધ વાચનસામગ્રી પૂરી પાડે છે.

**પ્રતિમા**—તંત્રીઓઃ શ્રી. ' સોપાન ' અને કાન્તિલાલ હ. પરીખ, જીવનસાહિત્ય મંદિર, ભાંગવાડી, મુંબઇ–૨. વાર્ષિક લવાજમ રૂા. પાંચ.

આપણા જાણીતા સાહિત્યકાર અને લેખક શ્રી. સોપાન અને શ્રી. કાન્તિલાલ હ. પરીખના સંયુક્ત સંપાદન હેઠળ આ માસિકના ત્રણ અંકો પ્રકટ થયા છે. ત્રણેય અંકોમાં સંપાદકો ગુજરાતના ગણ્યમાન્ય લેખકોનો સારો સહકાર મેળવી શકયા છે. વાચનસામગ્રી પણ શિષ્ટ અને સાહિત્યમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરી લે તેવી આપવા પ્રયત્ન થયેલો જણાય છે.

છેલ્લા પ્રકટ થયેલા ત્રણ અંકો જોતાં આપણાં માસિકોમાં એ સારી આશા આપે તેવું જણાય છે. સંપાદકોને સફળતા ઇચ્છીએ છીએ.

**નવસર્જક**—સંપાદકઃ શ્રી. રતિલાલ માધવાણી, વિઠ્ઠલદાસ રોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ–૨. વાર્ષિક લવાજમ રૂા. પાંચ.

ગયા ૨ માસથી આ માસિક પ્રકટ થવા માંડયું છે. એમાં અપાતા લેખો વૈવિધ્યભર્યા હોઇને જાણીતા ગુજરાતી લેખકો શ્રી. સંજય, શ્રી. કરસનદાસ માણેક, શ્રી. જિતુભાઇ મહેતા તેમ જ અન્ય લેખકોનો સારો સહકાર મળેલો છે. સંપાદકે પોતાની સામે ઉત્તમ વાચન આપવાની દૃષ્ટિ રાખી હોવાનું સ્પષ્ટ જણાઇ આવે છે. સંપાદકોનો ઉત્સાહ અને શ્રમ આ બન્ને અંકો જોતાં ખાસ તરી આવે છે. એમને આ સાહસમાં સફળતા ઇચ્છીએ છીએ.

**આગેકદમ**—સાપ્તાહિક–સંપાદકોઃ શ્રી. પુરુષોત્તમ ઠક્કર અને કરસનદાસ ઠક્કર, વડગાદી, મુંબઇ–૩.

છેલ્લા ૨ માસથી આ સાપ્તાહિક શરૂ થયું છે. એમાં અઠવાડિયાના વિવિધ બનાવો

[ અનુસંધાન સામે પૃ. ૧૨૫ને છેડે ]



## ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદનાં પુસ્તકોઃ

૧ ઘરે બાહિરે—મૂળલેખકઃ રવીન્દ્રનાથ ટાગોર, મૂલ્ય રૂા. ૪–૦–૦
૨ દેવદાસ—મૂળલેખકઃ શરદ્‌બાબુ; મૂલ્ય રૂા. ૨–૦–૦
૩ સીધાં ચઢાણ—(પુસ્તક બીજું) લેખકઃ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી; મૂલ્ય રૂા. ૩–૦–૦

## આર. આર. શેઠની કંપની—મુંબઈનાં પુસ્તકોઃ

૪ ચમેલી—લેખકઃ શ્રી. ભોગીન્દ્રરાવ દિવેટીઆ, મૂલ્ય રૂા. ૨–૮–૦

## એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ તરફથીઃ

૫ એને ચરણે—શ્રી. કપિલા ઠાકોર, બી. એ. મૂલ્ય ૧–૪–૦

## સી. શાન્તિલાલની કંપની, મુંબઈ તરફથીઃ

૬ અધિકાર—મૂળલેખકઃ નારાયણ ભટ્ટાચાર્ય, અનુવાદકઃ શ્રી. 'મૃદુલ', મૂલ્ય ૩–૮–૦

## મહાગુજરાત પબ્લિશિંગ કંપની, મુંબઈ તરફથીઃ

૭ વિશ્વપરિચય—મૂળલેખકઃ રવીન્દ્રનાથ ટાગોર, અનુવાદકઃ શ્રી. નગીનદાસ પારેખ. મૂલ્ય રૂ. ૧–૮–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકોઃ

૮ હાસ્યકલ્લોલ—લેખકઃ શ્રી. હરિપ્રસાદ વ્યાસ, પ્રકાશકઃ કલમધર મંડળ, સાંકડી શેરી, લાલા વસાની પોળ, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨–૮–૦
૯ વિદાય—લેખકઃ શ્રી. 'સોપાન', પ્રકાશકઃ જીવનસાહિત્યમંદિર, ભાંગવાડી, મુંબઈ–૨
૧૦ કવિદર્શન—લેખકઃ શ્રી. મૂળજીભાઈ પી. શાહ, પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૪–૦

---

[ પૃ. ૧૨૪નું ચાલુ ]

તેમજ ઇતર લેખો અને પ્રકીર્ણ વાચનસામગ્રી પીરસાય છે, જ્યારે પાછળ છેવટના ભાગમાં લોહાણા જ્ઞાતિના સમાચારો આવે છે તે પરથી જણાય છે કે, લોહાણા કોમના વિષયો ચર્ચતું આ સામયિક હોય. જ્ઞાતિપ્રશ્નો ચર્ચવા છતાં સંપાદકોની દૃષ્ટિ સમગ્ર સામાજિક છે. એમાં આપણા સમાજ તેમ જ રાજકારણના પ્રશ્નો પણ અવારનવાર આવે છે. વાર્ષિક લવાજમ રૂ. પાંચ છે.

મ. પ્ર. વ્યાસ

# પર્વણી ઉત્સવ

( ગતાંકના પૃ. ૮૫ થી ચાલુ )

**૧૮. ઝારોળા તા. ભાદરણ**—મકાનની સાફસૂરી ને શણગાર; અપૂર્વ ઉત્સાહ; સવારમાં નવીન સભાસદોની નોધ શરૂ થતાં ૪૬ સભ્યો નોંધાઇ રૂ. ૫૩) ભેટ મળ્યા. બપોરે રમતગમત અને સ્ટીરીઓસ્કોપનાં દશ્યોથી બાલરંજન; સાંજરે સરઘસ સભા અને ભજનમંડળીઓનો કાર્યક્રમ.

**૧૯. કંઢારી તા. કરજણ**—આંતરબાહ્ય સફાઇ-શણગાર. બાલ-બાલાઓનું સરઘસ, બપોરે ગરબા, રાત્રે હરિજન મંડળીનાં ભજનો.

**૨૦ બહુચરાજી-તા. ચાણસ્મા**—પુસ્તકાલય અને શાળા વચ્ચેના કંપાઉન્ડમાં સુશોભિત મંડપ ખાસ પર્વણીઉત્સવ નિમિત્ત ઊભો કરવામાં આવ્યો. સવારમાં વિદ્યાર્થીઓનું સરઘસ ને માતાજી સમક્ષ પ્રાર્થના; બપોરે રા. પ્રહ્લાદજીભાઇ લારીવાળાના પ્રમુખસ્થાને સભા. જેમાં મહાલ શાળાધિકારી, ફોજદાર વગેરે સ્થાનિક અમલદારો, વેપારીઓ ગામઆગેવાનોની સારી હાજરી હતી. કાર્યક્રમમાં સંઘકવાયત, રમતો, ગરબા અને પ્રેરણાત્મક પ્રવચનો. રાત્રે નાટક, સંવાદો, રમુજી ટૂચકા, ગરબા વગેરેનો રંજન કાર્યક્રમ રખાયો હતો. ગામાત ફાળો થતાં રૂ. ૧૭૫) ની રકમ થઇ તેમાથી ઉત્સવ અંગે ઈનામ, મિઠાઈ વગેરેનો ખર્ચ બાદ જતાં બાકીની રકમ શાળાની પરબ ખાતે વાપરવાનુ ઠર્યું. ફોજદાર સાહેબે પુસ્તકાલયને વ્યાયામજ્ઞાનકોષ ,ભાગ ૧ ભેટ આપ્યો તથા એકેક રૂપિયાનાં બે ઈનામો વિદ્યાર્થીઓને આપ્યા.

**૨૧. કનોડા તા. ચાણસ્મા**—આંતરબાહ્ય સ્વચ્છતા અને શણગાર. બાળકોનાં ગીતો, ગરબાઓનો અને ચિત્રનિરીક્ષણનો કાર્યક્રમ થઇ, ગ્રામ વાચક મંડળની સ્થાપના થઇ સ્ત્રીવાચન વધારવાનો પ્રબંધ થયો.

**૨૨. બોરીસણા તા. કડી**—સાફસૂરી-શણગાર; કૈ. શ્રીમંત સયાજીરાવ, શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ તથા સ્વ. મોતીભાઇ અમીનની છબીઓ સાથેનું સરઘસ; જાહેરસભા.

**૨૩. જાસ્કા તા. ખેરાળુ**—મુ. શિ. શ્રી. છોટાલાલની રાહબરી નીચે બાળકોનું સરઘસ નીકળ્યું. ચોગાનમા જાહેર સભા ભરાઇ, જેમાં બોધપ્રદ પ્રવચનો થયા. સ્ટીરીઓસ્કોપનાં દશ્યો બતાવ્યા. ગ્રામ વાચક મંડળની સ્થાપના કરાઇ તથા પુસ્તકો ઘરેઘુ કરીને વાંચવા અપાયાં.

**૨૪. જીતોડા તા ચાણસ્મા**—સાફસૂરી શણગારઃ બાળકોનું સરઘસઃ બપોરે ગુ. શાળાના મુખ્ય શિક્ષકના પ્રમુખપદે જાહેર સભા; સાંજરે બાળકોએ રમતગમતો અને રાત્રે મંદિરમાં હરિકીર્તન.

**૨૫. બારીવાવડી તા. પાટણ**—સ્વચ્છતા ને શણગારઃ પુસ્તકાલયનાં સૂત્રો સાથે

સરઘસઃ બાળકોની રમતગમતની હરીફાઇ, વાર્તાકથન, ખાંડનો પ્રસાદ. પુસ્તકાલય માટે ફાળો ઉઘરાવાયો.

**૨૬. વિજાપુર મહિલા પુ૦**—સવારમાં બાળાઓનું સરઘસ વાચનપ્રચાર માટેનાં સૂત્રો લલકારતું મહોલ્લે મહોલ્લે ને ઘેરઘેર ઝોળી સાથે ફરી વળ્યું. ઝોળીમાં આશરે રૂ. ૭૫) મળ્યા. સાંજે શ્રી. શશિકાંતાબેન મોદીના પ્રમુખસ્થાને મેળાવડો થયો, જેમાં ગરબા, રાસ, નાટય, સંવાદો બાદ પ્રસંગોચિત પ્રવચનો થયાં. અંત પ્રચારક ભાઇશંકર ઠાકરે બાલવાર્તા, લોકવાર્તા તથા હાસ્યરંજન સાથે નિયમિત વાચન રાખવા સારૂ બહેનો પાસે પ્રતિજ્ઞા લેવડાવી. શ્રી. કમળાબેન ડાક્ટર તરફથી પતાસાં વહેંચાયાં.

**૨૭. સિદ્ધપુર શ્રી કાંતાબેન સા. મહિલા પુસ્તકાલય**—પુસ્તકાલયના મકાનની આંતરબાહ્ય સફાઇ ને શણગાર. સાંજરે બેનોનો રંજન કાર્યક્રમ જેમાં ૩૦૦ થી ૪૦૦ સન્નારીઓએ ભાગ લીધો. લેડી ડૉકટર હેસ્તર તરફથી નર્સિંગમાં ઉપયોગી પુસ્તિકાઓ બાળાઓને વહેચાઇ. શ્રી. છોટુભાઇ પંડિત વગેરેનાં પ્રેરણાત્મક પ્રવચનો, હિન્દીના વર્ગમાં પસાર થયેની ૪ બહેનોને પ્રમાણપત્રો અપાયાં, અધૂરો રહેલો કાર્યક્રમ બીજે દિને પણ ઉત્સાહભેર ઉજવાઇને પતાસાં વહેંચાયાં.

**૨૮. ચડાસણા–તા. ચાણસ્મા**—સરઘસઃ પટેલ મગનદાસ ખોડીદાસના પ્રમુખપદે સભા ભરાઇ તેમાં પુસ્તકાલયનાં વાર્ષિક અહેવાલ તેમજ હિસાબની રજુઆત બાદ પ્રસંગોચિત વિવેચનો થયાં.

**૨૯. કાલરી–તા. ચાણસ્મા**—સરઘસ, સભા, ગરબા, સંવાદ અને વાચનપ્રચાર વધારવા સંબંધી વિવેચનો થયાં. રાજગીત ગવાઇ સભા વિસર્જન.

**૩૦. શાખપુર–તા. દામનગર**—શાળાના મકાનમાં પુસ્તકાલયના ઓરડાને સૂત્રો વગેરેથી શણગાર્યો હતો. સાંજરે શાખપુર નાયબ વૈદકીય અમલદાર સા. ના પ્રમુખસ્થાને સભા ભરાઇ, જેમાં પ્રસંગોચિત વિવેચનો થયાં. પ્રમુખ તરફથી રૂ. ૫) ની મદદ પુ. ને મળી. રાજગીત પછી સભા વિસર્જન થઇ.

**૩૧. ખીજડીઆ ખારી–તા. અમરેલી**—શ્રીમંત મહારાજા સાહેબના ફોટા સાથેનું સરઘસ નીકળ્યું. શ્રી. મોહન ભવાનના પ્રમુખપદે સભા ભરાઇ, જેમાં પ્રાસંગિક વિવેચનો બાદ શ્રીમંત મહારાજા સાહેબનો આભાર માનવામાં આવ્યો.

**૩૨. સમઢીઆળા–તા. ખાંભા**—શાળા અંગેના પુસ્તકાલયના ઓરડાને શણગારવામાં આવ્યો. બાળકોએ ગરબા, ગાયન અને સંભાષણોથી સભાજનોને રીઝવ્યા. પુસ્તકાલયનો લાભ લેવા પ્રેવડાવવા સંબંધી વિવેચન કરાયું.

**૩૩. બ્રાહ્મણવાડા–તા. ચાણસ્મા**—સવારે બાળકોની અને બપોરે પુરુષોની સભા ભરી પુસ્તકાલયોથી થતા ફાયદા સમજાવવામાં આવ્યા.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ



**વ. રા. પુ. મંડળ**

**પ્રમાણપત્રની પરીક્ષાનું પરિણામ**—જાનેવારી માસમાં લેવાઇ ગયેલી આ પરીક્ષાનું નિવેદન સહિતનું પરિણામ ચાલુ અંકમાં અન્યત્ર છપાયું છે તે તરફ લાગતા-વળગતાંઓનું ધ્યાન ખેંચીએ છીએ.

**મહાલ પરિષદ**—ચાણુસ્મા મહાલની પુસ્તકાલય પરિષદ કંબોઇ ગામે ભરવાનું આમંત્રણ મળ્યું હોઇ પ્રમુખની ચૂંટણી તથા દિવસ નક્કી કરવા મહાલ પુ. મં. ના કાર્યકરો થોડા દિવસમાં મળવાના છે.

**ગ્રામ વાચક મંડળો**—લોદ્રા તા. વિજાપુરના ગ્રામ વાચક મંડળની સભા સ. ગુ. શાળાના મકાનમાં સ્થાનિક મુખ્ય શિક્ષકના પ્રમુખપદે મળી હતી. તેમાં વાચક મંડળના ૧૬૦ સભ્યો ઉપરાંત શિક્ષકોની હાજરીમાં સભ્યોએ વાચેલાં પુસ્તકોની ૨૫ વાર્તાઓ કહેવડાવવામાં આવી. તે પૈકી ઉત્તમ ઠરેલા ૯ વિદ્યાર્થીઓને, તેમ જ જાનવરોની ભાષાની નકલ કરનારા ૩ વિદ્યાર્થીઓને ઇનામ આપવામાં આવ્યાં.

—**કનોડા** તા. ચાણુસ્મા તથા જાસકા તા. ખેરાળુમાં પર્વણીદિને ગ્રામ વાચક મંડળોની સ્થાપના થઇ છે.

—**સોનારડા** તા. ચાણુસ્મા તથા ભાડેર તા. ધારી ગ્રામવાચક મંડળોના ઉપયોગાર્થે ફરતા પુસ્તકાલયની પેટીઓ મંગાવવામાં આવી હોઇ તે મોકલવાની તજવીજ પણ થઇ ગઇ છે.

—**ધારી** મહાલે ચલાલા અને ભલગામમાં ગ્રામવાચક મંડળો સ્થાપવાનાં આંદોલનો માનદ મહાલ પ્રચારકે ગતિમાન કર્યાં છે.

---

**હિંદ બહારથી પુસ્તકો મંગાવનારને**

હિંદબહાર વસતા જે ગુજરાતી ભાઇઓ પુસ્તકાલય સ. સ. મંડળ લિ. મારફત પુસ્તકો મંગાવે છે તેઓને એક અગત્યની સૂચના આપવાની પરિસ્થિતિ ઊભી થઇ છે. અને તે એ કે—

વર્તમાન સરકારી ધારાધોરણ અનુસાર માત્ર નવલકથા અને વાર્તા સિવાયનાં જ પુસ્તકો પરદેશ મોકલવાની છૂટ, ફક્ત પરવાના ધરાવનારાઓને જ અપાયેલી છે. તો મંડળ મારફત પુસ્તકો મંગાવનાર પરદેશ વસતા ભાઇઓએ ઉપર્યુક્ત યોજનાનુસાર નવલકથા અને વાર્તાનાં પુસ્તકો સિવાયનાં પુસ્તકો મંગાવવા વિનંતિ છે.



---

# પ્રમાણપત્ર માટેની પરીક્ષાનું પરિણામ

પુસ્તકાલય પ્રવૃત્તિના કામ અને વ્યવસ્થાની આવડતનું પ્રમાણપત્ર આપવા માટેની પરીક્ષા સને ૧૯૪૪ ના જાન્યુઆરી માસની ૨૨ મી ૨૩ મી તારીખોએ લેવાઇ ગઇ. તદંગે (૧) પુ. પ્રવૃત્તિનો ઇતિહાસ અને બીજા લેખો, (૨) બજેટ-નિવેદન, (૩) નિયમો-પટહુકમો, તથા (૪) પુસ્તકવિધિ અને વર્ગીકરણ-એમ ૪ પ્રશ્નપત્રો વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતું તથા રાજ્ય પુ. મંડળના સહકારથી નક્કી કરવામાં આવ્યા હતા. પરીક્ષા માટે ૨૦ જણે ઉમેદવારી નોંધાવી હોઇ તે દરેકને રાજ્ય પુ. મંડળ તરફથી પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણની યોજના અંગે તૈયાર થયેલા આવશ્યક પાઠો મોકલી આપવામાં આવ્યા હતા, અને તેમાં શાસ્ત્રીય વર્ગીકરણના પાઠો પરત્વે ખાસ દોરવણી આપવામાં આવી હતી. નોંધાયેલા ૨૦ ઉમેદવારો પૈકી ૧૫ જણે પરીક્ષામાં બેસવાની તૈયારી બતાવ્યાથી તેમને માટે નક્કી થયેલા નિરીક્ષકો તરફ પ્રશ્નપત્રો મોકલી આપવામાં આવ્યા હતા. પરંતુ અત્રે માત્ર ૧૪ જણની જ ઉત્તરવહીઓ આવેલી હોવાથી ૧૪ જણે જ આ પરીક્ષાનો લાભ લીધો ગણાય.

બેઠેલા ઉમેદવારોનું પરિણામ નીચે પ્રમાણે હોઇ * ચિહ્નવાળા ૮ ઉમેદવારો પ્રમાણપત્ર મેળવવાને પાત્ર ઠર્યા છે. બધા જ ભાઇઓને શાસ્ત્રીય વર્ગીકરણ એ વિષયનો મહાવરો રાખવાની અને જણાયલી કે જણાતી ગૂંચોનો ઉકેલ મેળવી લેવાની સલાહ આપીએ છીએ અને તેમાં નં. ૫ વાળા ભાઇને તો આ બાબતમાં ખાસ ટકોર કરીએ છીએ.

## પરિણામ

| અ. નં. | નામ | ગામ | પુ. પ્રવૃત્તિનો ઇતિહાસ અને બીજા લેખો ગુ. ૬૦ | બજેટ નિવેદન ગુ. ૬૦ | નિયમો-પટહુકમો ગુ. ૬૦ | પુસ્તકવિધિ અને વર્ગીકરણ ગુ. ૧૦૦ | કુલ ગુ. ૨૮૦ |
|---|---|---|---|---|---|---|---|
| * ૧ | કૃષ્ણલાલ વિદ્યાશંકર દવે | ખારીવાવડી તા. પાટણ | ૪૩ | ૩૪ | ૪૮ | ૬૮ | ૧૯૩ |
| * ૨ | કરુણાશંકર મોહનલાલ વ્યાસ | ખડુચરાજી તા. ચાણસ્મા | ૪૨ | ૩૬ | ૪૭ | ૫૯ | ૧૮૪ |
| * ૩ | વિશ્વનાથ ગિરિજાશંકર દવે | ધીણોજ તા. ચાણસ્મા | ૩૮ | ૪૩ | ૪૬ | ૫૫ | ૧૮૨ |
| * ૪ | રામશંકર મોહનલાલ જાની | કનોડા તા. ચાણસ્મા | ૩૫ | ૩૧ | ૩૨ | ૫૦ | ૧૪૮ |
| * ૫ | સોમનાથ મગનલાલ ત્રિવેદી | અલુવા તા. કલોલ | ૩૪ | ૩૨ | ૨૫ | ૩૪ | ૧૨૫ |
| * ૬ | શામળભાઇ વણારસીભાઇ પટેલ | સમડોલ તા. કરજણ | ૩૧ | ૩૦ | ૩૭ | ૪૮ | ૧૪૦ |
| * ૭ | શંકરભાઇ નાગજીભાઇ પટેલ | રારોદ તા. કરજણ | ૨૯ | ૨૯ | ૨૭ | ૫૩ | ૧૩૮ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| * ૮ | આપાભાઇ કાનજી | ચલાલા<br>તા. ધારી | ૧૭<br>+૩ | ૩૦ | ૨૫ | ૫૮ | ૧૩૦ |
| ૯ | જયશંકર દોલતરામ રાવળ | સીપોર<br>તા. ખેરાળુ | ૨૦ | ૨૪ | ૧૯ | ૧૮ | ૮૧ |
| ૧૦ | કિશોરલાલ અંબાલાલ પંડયા | કંથારીઆ<br>તા. કરજણ | ૧૮ | ૨૩ | ૨૦ | ૨૫ | ૮૬ |
| ૧૧ | સોમાભાઇ ગરબડભાઇ | વેજપુર<br>તા. સાવલી | ૧૬ | ૧૭ | ૯ | ૧૮ | ૬૦ |
| ૧૨ | શાંતિલાલ જદુરામ | ક્રમીગઢ<br>તા. અમરેલી | ૧૫ | ૧૯ | ૧૯ | ૩૭ | ૯૦ |
| ૧૩ | પુરુષોત્તમ મગનલાલ પટેલ | કડા<br>તા. વિસનગર | ૧૧ | ૧૩ | ૫ | ૧૯ | ૪૮ |
| ૧૪ | છગનલાલ ત્રિભોવનદાસ સાધુ | પીપળીઆ<br>તા. વાઘોડીઆ. | — | ૨૫ | ૨૦ | ૬ | ૫૧ |

પ્રમાણપત્રો તૈયાર થયે જે તે ઉમેદવાર બાઇ તરફે મોકલી આપવામાં આવશે.
તા. ૩ માહે માર્ચ ૧૯૪૪.

રા. કા. પટેલ
મંત્રી,
વ. ગ. પુ. મંડળ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.
પુસ્તકાલય ખાતું

---

# પુસ્તકાલયોની તપાસણી

**પુ**ગારદાર પ્રાંત પ્રચારક તથા માનદ પ્રચારકે નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંના પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી છે, તેમ જ પુસ્તકોના વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૨. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઈ પટેલ માહે જાનેવારીમાં-વડોદરા મહાલનાંઃ**—(૧) કાશીપુરા, (૨) સરાર, (૩) ગોસીંન્દ્રા, (૪) રૂવાદ, (૫) સલાડ, (૬) સમસાબાદ, (૭) મેથાકુઇ, (૮) સમસપુરા, (૯) પાતલવેણી, (૧૦) રાઘવપુરા, (૧૧) વિરોદ, (૧૨) વેમાલી, (૧૩) દુમાડ, (૧૪) સીસ્વા, (૧૫) સોખડા, (૧૬) મોતીયાપુરા, (૧૭) લાલજીપુરા, (૧૮) વાસણા કોતરિયા, (૧૯) આસોજઃ કામગીરી દિન ૨૨.

**૨. ધારી મહાલ માનદ પ્રચારક રા. વૃજલાલ દ. મહેતા માહે ફેબ્રુઆરીમાંઃ**—(૧) ચલાલા, (૨) ભલગામ.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજણ આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ છે.

ના. નં. ચોકસી
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

# સામયિક લેખ

## 'આજ'ની અગત્ય

રાત આખી વાવાઝોડા સાથે વરસાદે ઝીંકયે રાખ્યું હતું. પરોઢ થતાંમાં થોડો ઉઘાડ થયો. પણ ઝીણી ફરફર અને ગોરંભ હજી હતાં. બગીચામાં જોયું તો કયારા પાણીથી છલકાતા હતા, કંપાઉન્ડ લસબસતું હતું. હેલીથી ઢીલા થએલા કેટલાય સુંદર છોડ વાવાઝોડાએ સુવાડી દીધા હતા. ઝાડ પરથી પડેલાં ડાંખળાં–પાંદડાથી કયારા અને ફૂલની લૉન છવાઇ ગયાં હતાં. અને વચ્ચે વચ્ચે ભરાઇ ગએલાં ખાબોચિયાં ઉપર તરતાં હતાં.

રોજની માફક બરોબર આઠને ટકોરે માળી આવ્યો. સાઠ વર્ષની વયની કાયા છતાં એ જ સ્થિર સૌમ્ય આંખો, મહેનતના ધસારાથી ચમકતી ચામડી, એ જ સરળ ઋજુ ચહેરો, જમીન ઉપર ઊંડી છાપ પાડતાં એ જ દૃઢ પગલાં.

આવા આકરા દિવસમાં એના જૈફ દેહને તકલીફ લેતો જોઇ મેં કહ્યું, ' આજ તો કાંઇ કામ થઇ શકે તેમ લાગતું નથી. '

રોજનું નિખાલસ હાસ્ય મોં પર લાવી એની બિહારી હલકવાળી હિંદી ભાષામાં તે બોલ્યો: ' આજ ભી જો કુચ્છ હો સકે, કર લેવેં. '

આવા નિરાશાથી નીંગળતા દિવસે પણ એ જ સૌમ્ય, મક્કમ ઉત્સાહ! 'આજ ભી...'

હું વિચારે ચડયો. લાગ્યું કે આપણામાંના ઘણા જણ ' આજ 'ની અગત્ય સમજતા જ નથી. પણ સાઠ દિવાળી દેખેલાને તો ખચિત એક એક દિવસ અણમોલ જ હોય ને!

કેવો રણકતો એ શબ્દ ' આજ !' એનો રણકો આપણને–મને, તમને સૌને–તત્ક્ષણ કાંઇ ને કાંઇ કરી નાખવાની તાલાવેલી નથી લગાડતો ?

' આજ ! ' એમાં ગઇ કાલના અસંતોષનો બળાપો નથી, કે નથી એમાં આવતી કાલની ઉધારિયા આશાઓ. પણ ' આજ ' તો ખડી છે નજર સામે, નકકર નગદ રૂપિયાની માફક રણકતી. એનો એક એક કલાક, મિનિટ, સેકંડ આપણી છે, આપણા અધિકારની છે. જાણે એની પ્રત્યેક પળને કામમાં વટાવીએ, પળેપળ જીવનનો ધબકાર અનુભવીએ, ક્ષણેક્ષણ ધરાઇ ધરાઇને ભોગવી લઇએ.

અને એમાં કેટકેટલું કરવાનું છે ? કોઇની પાસે શીખવાનું છે, કોઇને ટેકારૂપ થવાનું છે, કોઇના સંસર્ગ સાધવાના છે. માનવહૃદયનો પ્રેમ અને જગતનું સૌંદર્ય માણવાનાં છે. ઘણાં સૌંદર્યપુષ્પો હજી અણચૂંટયાં છે, ઘણા માર્ગ હજી વણખેડયા પડયા છે; એ ચૂંટવાનો ખૂંદવાનો રોમાંચ માણવો હજી બાકી છે...

એ નીંગળતી નિરાશાની સામે ઉચ્ચારાએલા ' આજ ભી જો કુચ્છ હો સકે, કર લેવે ' એ આઠ શબ્દોનો રણકો મારા મનમાં સદા રણક્યા જ કરે છે. મને તો એ ત્યાર પછી હંમેશાં પ્રેરણા અને રોમાંચ રેડનારો બન્યો છે.

અને, તમને પણ બને એ આશાએ એ નાનો પ્રસંગ અહીં ઉતાર્યો છે.

કેમકે એ રણકો નગદ નક્કર રણકતા રૂપિયાનો છે. એમાં કોઇ વીતેલાં વંચનો નથી, કે ઉધારિયા આશા નથી. એ તો નજર સામે નગદરૂપે રણકી રહે છે; આજ...આજ...આજ...*

"શાસ્ત્રીગ્રામ"

---

# શ્રી. મુનશી, શરદ્ચંદ્ર અને પ્રેમચંદજી

શ્રી. કનૈયાલાલ મુનશી, પ્રેમચંદજી અને શરદ્ચંદ્ર ચેટરજીને એકમેકની ભાષાનો સારો એવો પરિચય ઘણું કરીને નહોતો. જીવનમાં તેમનાં સ્થાનો પણ અણસરખાં રહ્યાં છે. જીવન પર કુટુંબના સંસ્કારો પણ એવા જ અણસરખા. પ્રથમ પંક્તિના સાહિત્યકાર હોવા ઉપરાંત મુનશી તેજસ્વી ધારાશાસ્ત્રી છે, સુપ્રસિદ્ધ રાજદ્વારી પુરુષ છે અને તંત્રવાહક તરીકેની એમની પાત્રતા-પણ સિદ્ધ થઇ ચૂકી છે; બીજી બાજુએ પ્રેમચંદજી અને શરદ્ બાણુ નિવૃત્તિપરાયણ જીવ હતા. મેધાનું તિલક તેમને ભાલે ઝળકતું નહોતું.

એ ત્રણેની શૈલીમાં પણ સામ્ય નથી; મુનશીની શૈલી વેગીલી, નિશ્ચયાત્મક, ને છટાદાર છે. અનુવાદોમાં પણ એ પરખાયા વિના રહેતી નથી. ચેટરજીની શૈલી પ્રવાહી ને લાવણ્યવતી છે; અને પ્રેમચંદજીની શૈલી એવી તો નમ્ર ને નિરાડંબર છે કે અસ્તિત્વનો પણ એને સંકોચ હશે કે શું એમ લાગે. એમની છેવટ છેવટની કૃતિઓ પરત્વે તો વિશેષે કરીને એમ કહેવું પ્રાપ્ત થાય છે.

એમના વિનોદમાં પણ એવો જ સ્વભાવગત ભેદ છે. સામાજિક પ્રહસનોમાં અને નાટકોમાં મુનશીનું હાસ્ય મુક્ત, પ્રફુલ્લ, ઉભરાઇ જતું દેખાય છે; ચેટરજીનું હાસ્ય માર્મિક અને કરડું છે; પ્રેમચંદજીનું નિશ્ચલ અને નિર્વેદયુક્ત છે.

શ્રી. મુનશીને ઇતિહાસની ભારે લગની. ગુજરાતનો ઇતિહાસ, હિંદનો ઇતિહાસ, સાહિત્યનો ઇતિહાસ—એ સર્વમાં એ ઊંડો રસ ધરાવે છે; શરદ્ચન્દ્રના પ્રિય વિષયોમાં ઇતિહાસનો સમાવેશ થતો નથી.

પણ આટલો વિરોધ છતાં એ ત્રણેમાં એક લક્ષણનું સામ્ય છે. હિંદમાં આજે પ્રવર્તતી વાસ્તવિકતાની ધરા ઉપર એ ત્રણે સ્થિર ઊભા છે. પગને સાં બરાબર ટેકવીને અનુકૂળતાએ તેઓ ચોમેર નજર દોડાવે અને આદર્શવાદી થવાનો લહાવો લે એ વાત જુદી છે. બાકી પાટણ અને પાટલીપુત્રના ઇતિહાસમાં મુનશી ડૂબકી લગાવે તે કાંઇ પૂર્વે નિર્ધારી મૂકેલા સલામત સ્થાને પાછા વળવાની યુક્તિ નથી; આજે રક્ષણ કરવાની ને ભવિષ્યમાં વળતો

---

* "કુમાર"માંથી.

સામનો કરવા માટેની એ ઊંડી તજવીજ છે. ભૂતકાળને એ સંભારે છે તે તો કદાચ ત્રિકાલનું અનુસંધાન યાદ કરાવવા માટે જ હશે; નહિ તો ભૂત વર્તમાન અને ભવિષ્ય એમની કૃતિઓમાં કેવાં ઉપરાઉપરી ગોઠવાયાં છે એ સમજવા માટે એમની સામાજિક-રાજપ્રકરણી નવલકથાઓ તેમ જ નાટકો જોવાં.

શ્રી. મુનશીની સર્જનપ્રવૃત્તિ વ્યાપક છે. સામાજિક અને અર્ધ-રાજપ્રકરણી નવલકથાઓ, ઐતિહાસિક પ્રણયકથાઓ, પૌરાણિક અને સામાજિક નાટકો, નવલિકાઓ, નિબંધો, જીવનચરિતો, ગૂજરાત અને તેના સાહિત્યનો આધારભૂત ઇતિહાસ અને આત્મકથા-આટલાં બધાંનો એમાં સમાવેશ થયો છે. છતાં એમની પહેલી જ કૃતિમા એમની ઉત્તરસિદ્ધિઓનું રહસ્ય આવી વસ્યું છે. "વેરની વસુલાત "નો નાયક જગત તનમનના પ્રેમમાં પડે છે. એ પ્રેમનો માર્ગ નિષ્કંટક નથી હોતો ને જગત અનંતાનંદ કરીને એક હિંદુ સ્વામીનો શિષ્ય બને છે. અનંતાનંદે રત્નાગઢમાં એક મંડળ સ્થાપ્યું છે. મરવા સૂતેલા રાષ્ટ્રને ભારતની જીવન્ત ને ઇતિહાસપ્રસિદ્ધ ભાવનાઓની સંજીવની પાઇને સચેતન કરવાનો એ મંડળનો ઉદ્દેશ છે. ફાંસીને માચડે લટકતાં પહેલાં જ પ્રાણાયામ દ્વારા સ્વામી તુરંગમાં પ્રાણત્યાગ કરે છે. અહીં બંકિમચન્દ્રના 'આનંદમઠ' અને 'વેરની વસુલાત'ના પ્રયોજનનું સામ્ય ધ્યાન ખેંચ્યા વિના નહિ રહે. પણ મુનશીની સોળે કલા તો ગુજરાતના ચાલુક્યો વિશે એમણે જે સુપ્રસિદ્ધ કથાત્રય*-'પાટણની પ્રભુતા' 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ'નું સર્જન કર્યું છે તેમાં વિસ્તરે છે. એમાંનાં પાત્રો એટલે રાજકુલનાં સ્ત્રીપુરુષો, યોદ્ધાઓ, મુત્સદ્દીઓ, રાજાઓ અને ગૌરવવંતી મહિલાઓ. મુંજાલ તો હિંદી નવલકથાકારે આલેખેલું મુત્સદ્દીનું વિરલ ચિત્ર છે. 'પૃથ્વી-વલ્લભ'માં ધારાપતિ મુંજનું આલેખન છે. એને પણ કરીને એમની સૌથી વધુ લોકપ્રિય નવલકથા ગણી શકાય. કૌટિલ્ય વિશેની નવલકથા પણ કીર્તિકર છે. એમનાં પૌરાણિક નાટકોમાં, નરસિંહ મહેતાના ચરિતમાં અને ગૂજરાત વિશેના અભ્યાસગ્રંથમાં પણ એ જ ઇતિહાસદૃષ્ટિ છે. પણ ઇતિહાસ એ મુનશીને મન માત્ર પુરાતત્ત્વવિદ્યા નથી. વળી મુનશીના ઇતિહાસને અર્થકારણ સાથે પણ લેવાદેવા નથી. એમની નવલકથાઓ વાંચ્યા પછી ક્રોશેની માફક આપણને પણ કહેવાનું મન થાય કે ઇતિહાસ ભૂતકાળનો નહિ પણ પોતાના કાલનો જ રચાતો હોય છે.

**ગજવાં કાતરવાની ઍક્ટીંગ !**

નીચેના સમાચાર ગયા જુલાઈ મહિનામાં ઉત્તર હિંદુસ્તાનના એક છાપામાં પ્રગટ થયા હતાઃ

'કિસ્મત'નું ચિત્રપટ જોયા પછી ટિકિટ ઑફિસ પાસે ટિકિટ લેવા ઊભેલા એક માણસનું ગજવું એક છોકરાએ કાપ્યું.

પોલિસે તેને પકડી લીધો. છોકરાએ ત્યારે જવાબ આપ્યોઃ "હું તો અશોકકુમારની પેઠે ગજવાં કાતરવાની ઍક્ટીંગ કરું છું !"

શ્રી. મુનશીજીની જેમ પ્રેમચંદજી વિદ્વાન, નહોતા ચેટરજી પણ નહોતા. પોતાની આસપાસ તત્કાલ જે સ્થાનિક વાતાવરણ પ્રવર્તી રહ્યું હોય તેનું જ ભેદક દર્શન કરવા દૃષ્ટિને તેઓ

* 'જય સોમનાથ' ઉમેરાતાં હવે કથાચતુષ્ય.

એકાગ્ર કરતા હતા અને પોતાના સર્જનનો સંબંધ તેની જ સાથે જોડતા હતા. પ્રેમચન્દજીને ગામડામાં વસતા મધ્યમ વર્ગના નીચલા થરનું તેમ જ ખેડૂતોનું જીવન ચિતરવાની સારી ફાવટ હતી. ' ગોદાન ' ' કફન ' અને ' માનસરોવર ' આની સાક્ષી પૂરશે. પોતાનાં પાત્રોને પ્રેમચન્દજી નખશિખ ઓળખતા. એનો અર્થ એવો નથી કે એમના પાત્રાલેખને સંપૂર્ણતા સાધી હતી. પ્રેમચન્દજી સંવાદો યોજે છે, પણ એમાંય નાટયતત્ત્વનો અભાવ હોય છે. આ બાબતમાં મુનશી અને ચેટરજી એમને આંબી જાય છે. પણ પ્રેમચન્દજીનું સામર્થ્ય તો જે વાતાવરણમાંથી એ પાત્રો લઇ આવે છે તેમાં ખરેખર જે રીતે જીવન જીવાતું હોય છે તેનો તાદૃશ ચિતાર આપવામાં રહેલું છે. એમની કળાની ખૂબી પણ એ જ છે. એ પાત્રોને એમના પોતાના વાતાવરણમાં રહેવા દે છે; કોઇ પણ પાત્ર કૂદીને આગળ પડતું નથી, પણ સમગ્ર વાતાવરણ જીવન્ત બનીને ધબકયા કરે છે. આ સિદ્ધિને પડ છે એમના સામાજિક આદર્શવાદમાં ઊર્મિલતા સિવાય કંઈ નથી. એમ કેમ બન્યું હશે ?

પ્રેમચંદજી લગભગ સમાજવાદી કહી શકાય તેવા લેખક છતાં શરદ્‌બાબુ જેમ 'પથેર દાબી'મા અમુક હદ સુધી આવીને, આગળ વધતાં ખમચાઇને ઊભા રહે છે તેમ તે પણ સમાજવાદનાં ઉદાર મૂલ્યો અપનાવતાં સંકોચાયા છે. એનું કારણ શું ? જવાબ સહેલો ને સીધો છે. અમુક જીવનવ્યવસ્થાનો પ્રેમચંદજીને પક્ષપાત છે, પણ એ વ્યવસ્થાને જીવનની વિશાળ કલ્પના સાથે જોડતાં એમને આવડયું નથી. શરદ્‌ચંદ્રનું પણ તેમ જ સમજવું. વાસ્તવિકતા માત્ર વસ્તુના યથાર્થ ચિત્રણમાં જ આવી વસતી નથી. જે વિશાળ ભૌતિક પ્રક્રિયાઓ ચાલી રહી છે તેમના સંદર્ભનું જ્ઞાન પણ એને માટે આવશ્યક છે. શ્રી. મુનશીને ઇતિહાસનો અભ્યાસ હોવા છતાં આ સંદર્ભના જ્ઞાનનો લાભ પોતાની કૃતિઓને તે આપી શક્યા નથી. કેમકે ભૌતિકવાદની એમને સૂગ છે. આથી જ ભારતીય સંસ્કૃતિ નામના કોઇ ગૂઢ તત્ત્વ ઉપર આર્યત્વ અથવા પ્રજાકીય તત્ત્વ ઉપર એમણે વધારેપડતો ભાર મૂક્યો છે. આ ત્રણે લેખકોનો મર્યાદિત વાસ્તવવાદ એ ત્રણેની ઇતિહાસદૃષ્ટિ પાછળ રહેલી પ્રબળ વૃત્તિઓનું દિગ્દર્શન કરાવે છે. એ ઇતિહાસદૃષ્ટિ જે ' વિશેષ ' છે, જે આકારયુક્ત ને સ્પર્શક્ષમ છે, જે તાત્કાલિક છે તેના ઉપર જ મીટ માંડે છે. જે ' સર્વસાધારણ ' છે તેનું પ્રતિબિંબ ઝીલવાને એ અસમર્થ છે.

પ્રેમચંદજી અને શરદ્ બાબુની સામાજિક ભાવનાઓમાં ઘણું સામ્ય છે. મનનાં થોડાંક વલણો પણ મળતાં આવે છે એક તો બન્નેને પીડિત, અકિંચન અને નિર્ભાગી વર્ગ માટે ઊંડી સહાનુભૂતિ છે; સ્ત્રીઓ, ગામમાં કુખ્યાત એવા નવરાઓ, રખડુઓ ને સભ્ય કહેવાતા સમાજની સરહદ પર વસનાગઓ સુધી એ સહાનુભૂતિ વિસ્તરે છે. પણ આ સરહદ પર વસનારાઓમાં પણ આત્મગૌરવ હોય છે ને સભ્ય કહેવાતા મધ્યમ વર્ગની પોકળતા અને નિર્જીવતાના વિરોધમાં એમની કને ભર્યું ભર્યું જીવન ને તાઝપ હોય છે. એમનાં મૂળ ધરતીમાં ઊંડાં હોય છે.

બીજું વલણ તે અત્યારની જે સામાજિક વ્યવસ્થા છે તે પ્રત્યેનો વિરોધ સ્ત્રીઓને થતા અન્યાયની સામે એમણે જે બળવો જગાવ્યો છે તે એનું સુંદર દૃષ્ટાન્ત છે આથી જ પ્રેમચંદજી અને શરદ્‌ચંદ્ર શિક્ષિત સ્ત્રીઓના માનીતા લેખકો છે. શરદ્‌ચંદ્રનાં પાત્રોમા ઘણું

સ્ત્રીપાત્રો જ સર્વોત્કૃષ્ટ છે. એ પાત્રોમાં વિવિધતા ઝાઝી નથી, પણ તેઓ લડાયક અને માથાભારે હોય છે. જયદેવની ' લલિત લવંગ લતા ' જેવાં નથી હોતાં, પણ જીમ કરવતની તોયે એમનાં અંતર સ્ત્રીનાં, મૃદુ હોય છે. મુનશીનાં સ્ત્રીપાત્રો પણ ઓજસ્વી ને દૃઢ છે. સાંભળ્યું છે કે એ પાત્રોએ કૌટુંબિક વિપ્લવ સુદ્ધાં પ્રેરેલા છે.

આ એમાં બીજાં વલણો ભળતાં પ્રેમચંદજી, મુનશી અને ચેટરજીનો વિશાળ સામાજિક અર્થસંદર્ભ રચાય છે–હિંદી, બંગાળી અને ગૂજરાતી–હિંદના મોટામાં મોટા ભાષાવર્ગો પૈકીના એ ત્રણ વર્ગોનો. અને એ ભાષાઓનો ઉપયોગ કરતી વિશાળ પ્રજા–સંખ્યાનો આપણે જરાક ખ્યાલ કરીએ કે તરત જ આ ત્રણે લેખકોના પ્રભાવનો અને સામાજિક બળોના તેમના પ્રતિનિધિત્વનો ખ્યાલ આવી જશે પોતાની દૃષ્ટિથી જે વિષયો પ્રેમચંદજી અને ચેટરજીએ નિરૂપ્યા તેથી તેમને વાસ્તવવાદીઓનું બિરદ મળ્યું છે. અને એ પણ ખરું કે એમની પૂર્વે રચાયેલા બંગાળી અને હિંદી સાહિત્યને મુકાબલે એમના લખાણમાં યાથાર્થ્યનો ગુણ વિશેષ છે. પણ વાસ્તવવાદનો વિશાલતર અર્થ કરીએ, ઝોલા દર્શાવે છે તેમ એનો અર્થ વૈજ્ઞાનિક મનોદશા કરીએ, અથવા લેનિને સૂચવ્યું છે તેમ એને ઇતિહાસબુદ્ધિ કહીએ, તો પ્રેમચંદજી અને ચેટરજીને વાસ્તવવાદી ન કહેવાય. અને જો કે પાત્રોને જેવાં છે તેવાં જ ચિતરવાનો મુનશીનો દાવો છે તથાપિ એમને પણ વાસ્તવવાદી ન કહી શકાય. છતાં આ બાબતમાં પ્રેમચંદજી અને ચેટરજી વચ્ચેનો એક મોટો તફાવત ધ્યાનમાં લેવો જોઇએ. પોતાનાં સામાજિક દૃષ્ટિબિન્દુઓમાં પ્રેમચંદજી વધુ ને વધુ પ્રગતિ-શીલ બનતા જતા હતા, જ્યારે શરદ્ચંદ્રની ઉત્તર કૃતિઓમાં પ્રાચીન પરંપરાઓનો બચાવ કરવાનો યત્ન થયેલો જોવામાં આવે છે. બન્ને પ્રાન્તોના મધ્યમ વર્ગના જીવનબળમાં જે ભિન્નતા છે તે જ કદાચ આ દૃષ્ટિભેદનું કારણ હોય. પછી પૂછવાનું રહ્યું એટલું કે મુનશી સરખા તેજસ્વી સાહિત્યકારને ભાવી ક્યાં લઇ જશે ?*

---

# શીલવતી

રોમન–ઇતિહાસની વાત છેઃ

ત્યારે રોમમાં અભિમાન–અંધ રાજા ટાર્વિનનું રાજ્ય હતું. રૈયતમાં એના નામની રાડ ફાટતી.

છાવણીમાં બેઠા બેઠા રાજકુંવર એના ભાઇબંધો જોડે કોની સ્ત્રી સુંદર શીલવાળી હશે તેની ચર્ચા કરતો હતો. સેનાપતિ કહે, " મારી સ્ત્રી સૌથી શીલવતી છે. એ કદી મારી સામુ બોલતી નથી. " સૌએ પોતાની સ્ત્રીનાં વખાણ કર્યા. કુંવરના એક ગાઢ મિત્રે કહ્યું, " તમે બધા ભલે તેટલાં વખાણ કરો, પણ મારી લ્યુકેશિયાને તોલે કોઇ નહિ આવે. " કુંવર કહે, " એમ નહિ, ચાલો આપણે અત્યારે જ રોમમાં જવા ઉપડીએ. ઘણા દિવસથી આપણે લડાઇમાં છીએ એટલે ઓચિંતાના ઘેર જશું તો સૌ સૌની સ્ત્રીઓના

* " ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા "ના ફેબ્રુઆરી '૪૪ ના અંકમાંથી.

કમિશનો અને કમિટીઓ આ પ્રશ્નોના ઉકેલ માટે કામ કરી રહી છે. વસતીના સવાલ બાબત પણ તાજેતરમાં એક કમિટી નીમી છે. યુદ્ધ બાદ બ્રિટન આર્થિક જીવનની યોજનાનો મોટા પાયા પર વિચાર કરશે એમાં શક નથી.

હિંદમાં સારજન્ટ કમિટીએ ફરજિયાત શિક્ષણની યોજના ઘડી છે. આરોગ્ય બાબતમાં પણ એક અગત્યની કમિટી નીમવામાં આવી છે. આ બધી કમિટીઓની ભલામણો અમલમાં આવે એમ આપણે આશા રાખીશું.

## હિન્દનો અગત્યનો પ્રશ્ન

હિન્દનો સૌથી વધુ અગત્યનો સવાલ દેશની ઉત્પાદક શક્તિ વધારવાનો છે. વસતી વધતી જાય છે તેથી જમીન પર દબાણ વધતું જાય છે અને ઉદ્યોગો મોટા ભાગને નિભાવી શકતા નથી. આ માટે વધુ ને વધુ જમીનો ખેડાણમાં લાવવી જોઈએ–૧૧ કરોડ એકર જમીન ખેડવા જેવી પણ પડતર પડી રહી છે. આ જમીનની સુધારણા માટે પુષ્કળ નાણાં જોઈશે. અને રાજ્ય તરફથી એ બધી જરૂરત માટેની યોજના થવી જોઈએ.

## ખેતીવાડીની સુધારણા માટે

ખેતીવાડી માટે (૧) જમીન સુધારણા, (૨) કરવેરા સુધારણા, અને (૩) વહીવટી સુધારણા, એ ત્રણની મુખ્ય જરૂર છે.

અનેકાનેક કારણોને લીધે જમીન ખેતી ન કરતા એવા વર્ગમાંના હાથમાં જાય છે. આથી, ખેતીવાડી ખોટી જાતના લોકોના હાથમાં પડે છે. આનો ઉકેલ, ખેડુતની માલિકીના વિસ્તારમાં રહ્યો છે.

## ગ્રામોન્નતિ

ગ્રામજીવનમાં નવું ચેતન આણવું જોઈશે, અને તેને માટે દરેક ગામમાં નિશાળ, પંચાયત, અને સહકારી મંડળી, એ ત્રણ સંસ્થાઓ ઊભી કરવાની જરૂર છે.

આખા દેશમાં ઓછામાં ઓછાં ૧૫૦૦૦ ગ્રામકેન્દ્રોની જરૂર પડશે. અને તેના નિભાવ માટે પુષ્કળ નાણાં જોઈશે. આ નાણાં દેશના ખેતીવાડી અને ઔદ્યોગિક સાધનોના ઉત્તમ ઉપયોગમાંથી મળી રહેવાં જોઈએ.

## જોઈએ છે–દીર્ઘ દૃષ્ટિ અને વ્યવહારુ બુદ્ધિ

અત્યારે સૌથી મોટી જરૂર તો આ દેશને દીર્ઘ દૃષ્ટિ અને વ્યવહારુ બુદ્ધિવાળા રાજપુરુષોની છે. તેઓ જ બધાં રાષ્ટ્રીય બળોને એકત્રિત કરી શકશે, દેશનું સઘળું અર્થતંત્ર નવેસરથી યોજી શકે, અને લોકોને બેકારી અને ગરીબાઈના શાપમાંથી ઉગારી શકે. આમ નહિ બને તો, ભૂતકાળમાં બન્યું હતું તેમ, યુદ્ધ બાદ પણ, હિંદ, જ્યારે બાકીની દુનિયા આગળ કૂચ કરતી હશે ત્યારે તો માત્ર પ્રેક્ષક જ બની રહેશે.

શ્રી. મણિલાલ બા. નાણાવટી

# વાચનની કલા અને તેનો ઉપયોગ

આમ તો વાંચવા માટે જ ખાસ સમય કાઢવો પડે એમ જેલમાં હતું. જેલમાં મળેલી નવરાશનો ઉપયોગ અભ્યાસમાં, જાતઘડતરમાં કરવો જોઇએ એમ હું માનું છું.

સારાં પુસ્તકોનું વાચન આવા જાતઘડતરમાં ઘણું મૂલ્યવાન છે. મારા જેવા ઘણાએ માણસોને પુસ્તકો 'Mighty minds of old' અને 'Everlasting friends are they' એ સાઉથીના શબ્દોની યાદ આપતા.

ગાંધીજીએ 'પરબડીના અનુભવ' નામના પુસ્તકમાં લખ્યું છે કે પ્રથમથી જ જેલ-જીવનની યોજના આપણે તૈયાર કરી રાખવી જોઇએ અને આખા દિવસનો ક્રમ નિયમિત રીતે પાર ઉતારવો જોઇએ. એમણે વાંચેલાં પુસ્તકોમાં ધર્મગ્રંથો, ઇતિહાસગ્રંથો 'જયા જયંત' અને 'સરસ્વતીચંદ્ર' પણ છે.

## શું વાંચવું જોઇએ ?

શું વાંચવું જોઇએ એની પસંદગી થોડી ઘણી તો પ્રથમથી જ કરવી જોઇએ; સામાન્યતઃ નવલકથાઓ વાંચવાનો શોખ આપણે ત્યાં ઘણો છે. બુઝર્ગ માણસો ગીતા, મહાભારત કે રામાયણનું જ પારાયણ કરતા હોય છે. આવી નવલકથાઓ અને ધર્મગ્રંથો જેલમાં પાછા સુલભ પણ હોય છે.

એમાં જ માણસ રચ્યોપચ્યો રહે તો બીજાં ઉપયોગી પુસ્તકોનું વાચન બાજુએ જ રહી જાય. સારી નવલકથાઓનુ અને ધર્મગ્રંથોનું તો ખાસ સેવન થવું જોઇએ; એમાં પાત્રો જીવનઘડતરની જે રસવંતી દૃષ્ટિ આપે છે તે બહુ મૂલ્યવાન થઇ પડે છે, એ વાત સાચી, પણ વધારે સમય તો તત્ત્વચિંતન, ઇતિહાસ, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, રાજકારણ વગેરે સાહિત્ય પાછળ ગાળવો જોઇએ.

જે પુસ્તકો વાંચવા માટે બહાર સમય મેળવી શકાતો નથી, એના પર જ જેલમાં વધારે ધ્યાન આપી પુસ્તકો વાંચવાનો ક્રમ ગોઠવવો જોઇએ એમ હું માનું છું.

## પુસ્તકોની વિવિધતા

જેલમાં પ્રાચીનતાથી માંડીને આધુનિક સમયના તમામ પ્રકારનાં પુસ્તકો વાંચવા મળી શકે છે. નાસિક જેલમાં ॲ, બ, બન્ને વર્ગમાં પુસ્તકોનું પ્રદર્શન ગોઠવવામાં આવ્યું જ હતું અને તેમાં આવેલાં પુસ્તકો પરથી જ વિષયવિવિધતાનો ખ્યાલ આવતો હતો.

સાહિત્યનો એક પણ પ્રદેશ ન્યાં બાકી નહિ રહ્યો હોય-વિજ્ઞાન, કાયદા, દવા જેવા શુષ્ક વિષયનાં અનેક પુસ્તકો હતાં. તો અરવિંદનાં પુસ્તકો પરથી જાણે એમ જ લાગતું કે લોકપ્રિય લેખકોની હરોળમાં એમનું સ્થાન નિમાઇ ચૂક્યું છે.

સમાજવાદ, સામ્યવાદ અને આધુનિક રાજકારણ પર પણ સેંકડો પુસ્તકો હતાં તો તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોની કે યુરોપીય યા અમેરિકન સાહિત્યનાં પુસ્તકોની સંખ્યા પણ જેલમાં નાનીસૂની નહોતી જ.

## પુસ્તકોનું ધોરણ

દર મહિને નવી બહાર પડતી ડિટેકટીવ નવલકથાઓ શ્રી. બિમલ શર્મા ઢગ વાળીને ખડકતા તો શ્રી. રતિલાલ તેલી કે શ્રી. મેનન જેવા રાજકારણ અને સાહિત્યનાં અદ્યતન પુસ્તકો અમારી આગળ પાથરતો.

પુસ્તકો સાહિત્યમાપણીનું સાધન ગણીએ તો ગજરા મારૂ, સિંહાસન બત્રીસી, સદેવંત સાવળીંગા જેવાં પુસ્તકો રાખનાર વ્યક્તિ માટે જરાયે માન ન થાય. છતાંય લોકોની રસવૃત્તિ માપવા માટે પુસ્તકો સહાયભૂત થતાં જ—એક વ્યક્તિની માલિકીનાં પુસ્તકો તમને વારંવાર મળે તો એને મળ્યા વગર પણ તમને એની રસવૃત્તિનો જરૂર ખ્યાલ આવે.

કેટલાક બુઝર્ગો પુસ્તકોની દૃષ્ટિએ જુવાન કરતાં જરૂર વધારે પ્રગતિશીલ લાગે એમ હતું. શ્રી. ગંગાધર શાસ્ત્રી દેશપાંડે જેવા પંચોતેર વર્ષના વૃદ્ધ વ્યક્તિ પુસ્તકપસંદગીમાં અદ્યતન રસવૃત્તિ જ્યારે દાખવતા, વાંચનમાં કે ચર્ચામાં સમદૃષ્ટિ કે સહિષ્ણુતા કેળવતા ત્યારે એવા માણસને માથું નમતું, અને એ જ રીતે જ્યારે ગુજરાતના આગેવાન શ્રી. દિનકરરાય દેસાઈ પાસેથી લીન-યુ-તાંગની છેલ્લી નવલકથા Leaf in the storm કે ક્રોનીનની છેલ્લી નવલકથા *Keys of kingdom* વાંચવા મળતી ત્યારે પુસ્તક કરતાંય, આપણે ત્યાં પણ અદ્યતન સાહિત્યનો સંપર્ક કેળવનાર આવા કોઇક વીરલા આગેવાનો છે એ જાણવાનો વિશેષ આનંદ થતો.

વાચનમાંય જુવાનીઆઓ વિશેષ વાંચતા; મુરબ્બીઓ ઓછું વાંચતા. જેમને મોટાઓ કહી શકાય એમાંના તો બહુ થોડા અને તેય થોડું વાંચતા. ગુજરાતના સંસ્કારજીવનનો પાયો છેલ્લાં વીસ વર્ષથી જેલમાં નંખાય છે એમ માની આ નાની હકીકત નોંધી છે.

## વાંચશો કેવી રીતે ?

વાંચેલાં પુસ્તકોના ગુણદોષ પર હું આવું એ પહેલાં પુસ્તકવાચન અંગે થોડાંક સૂચનો કરી લઉં. જેલમાં જતા માનવી માટે અમુક ગાળામાં કયાં પુસ્તકો વાંચવાં જોઇએ એની એક યાદી તૈયાર થવી જોઇએ.

જેલમાં આવનાર નવજુવાનને શું વાંચવું એની જ મૂંઝવણ થાય છે, બહાર અમુક જ વાંચનનો રસ હોવાથી એ સહેલાઈથી નવલકથા કે એવા સાદા વાચનમાં સરી પડે છે. જેલમાં પુસ્તકો તો ઘણાં આવે છે છતાં કેટલીક વાર ઉપયોગી એવાં પુસ્તકોનો અભાવ નજરે પડે છે. દાખલા તરીકે રોમેરોલાંનું એક પણ પુસ્તક અમારે ત્યાં નહોતું. એનું જીન ક્રીસ્ટોફર્ કે લેરામ બોલ્ટ કે I will not rest સહુને વાંચવા વંચાવવા જેવા છે.*

શ્રી. નિરુ દેસાઈ

* તા. ૭-૨-૪૪ ના "નવસૌરાષ્ટ્ર"માંથી.

# અણુઉકેલ કિતાબનો મહાન ભેદ

એક મૌનના મકાનમાં બે છોકરાઓ દાખલ થયા. બીક લાગે એવી ચૂપકીદી હતી. દીવાલોની જીભ કોઈએ જાણે ખેંચી લીધી હતી. મેજ મૂંગાં હતાં, ખુરશીઓ ચૂપ હતી.

મોટી ઉંમરના માણસો મૂંગા મૂંગા અખબારો વાંચતા હતા. નગરના તેઓ નેતા હતા. જુવાનો પુસ્તકોનાં પાનાંની અંદર ગરકાવ થઈ ગયા હતા. સંશોધન માટે તેઓ માહિતી એકઠી કરી રહ્યા હતા. દરેક જણ શાંત હતું, કારણ કે તેઓ ડહાપણની તલાશમાં હતા, જ્ઞાનની શોધમાં હતા.

જેમને કાંઈ વાંચતાં આવડતું નહોતું, એવાં બે બાળકો ભેદી દુનિયા જોતાં હોય એ રીતે આંખ મોટી કરી પુસ્તકોની હારની હાર પાસે આવી ગયાં: પુસ્તકાલયમાં તેઓ આવી ગયાં.

પુસ્તકાલય

આ પુસ્તક—એ કઈ દુનિયા હતી ? છોકરાઓએ બોલચાલ તો ન જ કરી. પણ તેઓએ પુસ્તકાલયની જમીન પર ચાલતાં ય અવાજ ન થાય તે માટેની કાળજી લીધી.

તેમને આ પુસ્તકાલય મોટા ભંડાર જેવું લાગ્યું. એકે કિતાબો જોયા કરી—બીજાએ કિતાબો વાંચતા લોકોને જોયા કર્યા.

પુસ્તકોને વાંચ્યા વિના તેઓએ પુસ્તકની અંદરની અજાયબીઓને માણી લીધી. એક બોલ્યો: " આહાહા ! હારની હાર, લાલ-પીળાં પૂઠાં..."

" પછી તો જે બાઈ પુસ્તકાલયની અંદર નોકરી કરતી હતી એણે આ બાળકો પાસે આવી સવાલ કર્યો:

સવાલજવાબ

" તમારે કોનું કામ છે ? તમે શું જોવા આવ્યા છો ? "

" ચોપડીઓ " એક છોકરાએ જવાબ દીધો.

બાઈએ ફરી પૂછ્યું " કઈ ચોપડી ? "

" બધી ચોપડીઓ "

બાઈ સમજી નહિ એટલે ફરી બોલી:

" એક સાથે ચારથી વધુ ચોપડી અહીં મળતી નથી. "

બાળકોએ જવાબ વાળ્યો: " અમારે એક પણ ચોપડી જોઈતી નથી. "

બાઈએ ફરી પ્રશ્ન કર્યો:

" તો પછી તમે અહીં કેમ આવ્યા ? "

" અમારે ચોપડીઓ જોવી'તી. "

નવા વાચકો

બાઈએ બાળકોને પાસે બોલાવી પુસ્તકાલયની અંદરની પ્રવૃત્તિઓ સમજાવવા માંડી.

" પુસ્તકાલયમાં જેઓ આવે છે. તેઓ પુસ્તકોને ઉપરથી જોતા નથી, પણ પુસ્તકની અંદર તેઓ આંખ નાખે છે અને જ્ઞાન મેળવે છે. હા, તમારે પુસ્તકની અંદર ચિત્રો આવે છે એ જોવા હોય તો જુઓ. "

પુસ્તકાલય ખાતું                                   સાર્વજનિક પુસ્તકાલય શાખા

વટહુકમ નં. ૭ સને ૧૯૪૩-૪૪

## વિષય

અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં નોંધાયલાં પુસ્તકાલયો સંબંધીની હકીકત

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો જે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં નોંધાયલાં છે તેની યાદી વ. હુ. નં. ૫ તા. ૫-૧-૪૪ અને નં. ૬ તા. ૪-૨-૪૪ થી બહાર પાડવામાં આવી છે; પરંતુ તે યાદીમા જણાવેલાં કેટલાંક પુસ્તકાલયોના તાલુકામાં ભૂલ હોવાથી અને કેટલાંક પુસ્તકાલયોનાં નામો છાપવામાં રહી ગયેલાં હોવાથી તે વધારી લેવા ગુ. વ. સોસાયટીનું લખાણ નં. ૩૯૩૫ તા. ૨૫-૨-૪૪ નું આવવાથી નીચે પ્રમાણે સુધારો વધારો કરવામાં આવે છે.

વ. હુ. નં. ૫ તા. ૫-૧-૪૪ ની યાદીમાં છપાયાં નથી તેવાં પુસ્તકાલયોનાં નામો વધારી લેવાનાં તે નીચે પ્રમાણેઃ—

| | |
|---|---|
| ૧ ધમાસણા તા. કલોલ | ૨ જોળ તા. પેટલાદ |
| ૩ બેટ ( કાઠિયાવાડ ) | ૪ ધર્મજ મહિલા તા. પેટલાદ |
| ૫ પલાસવાડા તા. ડભોઈ | ૬ શુણાવ તા. સિદ્ધપુર |
| ૭ રતનપુરા તા. સાવલી | ૮ રાણીપુરા તા. સાવલી |
| ૯ વાઘરોડા તા. કડી | ૧૦ શરપુરટીંબી તા. કરજણ |
| ૧૧ સુંદરા તા. પેટલાદ | ૧૨ સંભોઈ તા. કરજણ |
| ૧૩ પીરજાઈ તા. કરજણ | ૧૪ ટાંકવાડા વાંચનાલય પાટણ |
| ૧૫ ગલુદણ તા. દહેગામ | ૧૬ વડોદરા કારેલીબાગ વાંચનાલય |

વ. હુ. નં. ૫ તા. ૫-૧-૪૪ માં છપાયલાં નામોના તાલુકામાં ભૂલ હોવાથી નીચે પ્રમાણે તાલુકામાં સુધારો કરી લેવાનો છે તે

૧ નવાગામ તા. રતનપુર છપાયું છે તેને બદલે પેટલાદ તાલુકો સમજવો.

૨ સીસોદરા તા. કામરેજ છે તેને બદલે તા. નવસારી સમજવો.

૩ સેગવા તા. કામરેજ છે તેને બદલે તા. શિનોર સમજવો.

૪ સાંપા તા. કરજણ છે તેને બદલે તા. દહેગામ સમજવો.

૫ હાથીજણ તા. કરજણ છે તેને બદલે તા. દહેગામ સમજવો.

વ. હુ નં. ૫ તા. ૫-૧-૪૪ ની યાદીમાં બામણગામ તાલુકે પેટલાદ છપાયું છે તેને બદલે બામણોલી તા. પેટલાદ સમજવાનું છે.

ઉપર પ્રમાણે સુધારો વધારો જે તે પુસ્તકાલયના મંત્રીએ માસિકમાં છપાયલી યાદીમાં કરી લેવો. અને જે પુસ્તકાલયનું નામ રહી ગયું હોય તેમણે હકીકત જાહેર કરવી.

વડોદરા,
તા. ૪-૩-૪૪          પુ. ત્રિ. શાહ          ઉ. મો પટેલ
મદદ. વ્યવસ્થાપક

વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો માટે પુસ્તકો અને સામયિકોની ભલામણની યાદી નં. ૮ સને ૧૯૪૩-૪૪.

| વર્ગ | પુસ્તક વા સામયિકનું નામ | પ્રકાશક, કર્તા વા તંત્રી | કિંમત |
|---|---|---|---|
| ચ | પ્રેમપ્રતિજ્ઞા | જોશી માણેકલાલ ગોવિંદલાલ (અનુવાદક) | ૩- ૮-૦ |
| ચ | વિદાય | સોપાન, જીવનસાહિત્ય મંદિર, ભાંગવાડી, મુંબઇ ૨. | ૨- ૮-૦ |
| ચ | અધિકાર | મૃદુલ | ૩- ૮-૦ |
| ઢ | શિક્ષણસંસ્થાઓ (વિભાગ પહેલો) | શુકલ દયાશંકર ભાઇશંકર (પ્રકાશક) | ૧- ૦-૦ |
| ઢ | ગુજરાતી સંસ્કૃતિના સંરક્ષકો (પુસ્તક પહેલું) | દવે મોહનલાલ ધ. (સંપાદક) | ૧૦- ૦-૦ (માત્ર કરમાઓ માટે) |
| ણ | આપણા ઉદ્યોગો અને ઉદ્યોગપતિઓ | વ્યાસ નંદલાલ | ૫- ૮-૦ કરવા માટે ભલામણ, કિંમત વધારે છે. |
| ત | જર્મનીની આત્મકથા | સંદેશ લિ. અમદાવાદ | ૪- ૪-૦ |
| ર | પતિદેવ | સંચારચક ગ્રંથાવલિ, જીવન સાહિત્ય મંદિર, મુંબઇ. ૨ | ૦- ૯-૦ |
| ર | ચિરંજીવી કુમાર | ,, | ૦- ૯-૦ |
| ર | માતુશ્રી | ,, | ૦- ૯-૦ |
| ર | તીર્થસ્વરૂપ પિતાશ્રી | ,, | ૦- ૯-૦ |
| ર | અખંડ સૌભાગ્યવતી | ,, | ૦- ૯-૦ |
| ર | ચિ. સુકન્યા | ,, | ૦- ૯-૦ |
| ચ | ધરતીની પુત્રી | ચાવડા, કિશનસિંહ | ૨- ૦-૦ |

# અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલી વર્ગીકરણનાં પુસ્તક સાથે | ૮–૦–૦ |
| વડોદરા રાજ્યની પુસ્તકાલય–પ્રવૃત્તિ | ૩–૦–૦ |
| કુમારનાં સ્ત્રીરત્નો | ૧–૮–૦ |
| શ્રેષ્ઠ સલાહકાર ભા. ૨ જો | ૦–૬–૦ |
| મધુમક્ષિકા અને ભ્રમર | ૦-૧૧-૦ |
| ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિહાસ | ૧-૧૪-૦ |
| કસરત અને આરોગ્ય | ૧-૧૪-૦ |
| કેટલાક રોગો ભા. ૨ જો | ૧–૧–૦ |
| પ્રગતિને પંથે | ૧–૧–૦ |
| ભૂરચના | ૦-૧૧-૦ |
| માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણકળા | ૦-૧૪-૦ |
| રોગ અને આરોગ્ય | ૧–૫–૦ |
| માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦-૧૩-૦ |
| વિદ્યાશાળા | ૧–૧–૦ |
| શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦-૧૧-૦ |
| સિંહ | ૦–૬–૦ |
| હિંદના ઇતિહાસની વાતો | ૦-૧૨-૦ |
| આહારશાસ્ત્ર | ૦-૧૪-૦ |
| બાળકેળવણી | ૦-૧૩-૦ |
| વૈયાસીક પાઠમાળા | ૧–૮–૦ |
| મોન્ટીસોરી પદ્ધતિનો આત્મા | ૧–૨–૦ |
| તારાશાસ્ત્ર | ૦-૧૨-૦ |
| રામાયણરહસ્ય | ૦–૬–૦ |
| હાડપિંજર | ૦–૮–૦ |
| વીર ગાર્ફીલ્ડ | ૧–૮–૦ |
| આર્યોની ઓળખાણ | ૦–૫–૦ |
| વાર્તાનાં પુસ્તકોનો પરિચય ભા. ૨ જો | ૦–૮–૦ |
| પરિમલ | ૦–૫–૦ |
| બાલવિજ્ઞાન ભા. ૩ જો | ૧–૮–૦ |
| અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | ૨–૦–૦ |
| ૪૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલી કર્તાની નામવાર સહ | ૫–૦–૦ |
| પુ. પ્રવૃત્તિ, ભાષણો ને લેખો ભા. ૧ લો | ૧–૮–૦ |
| બુકર ટી. વૉશિંગ્ટન | ૧-૧૨-૦ |
| બાલકુંજના પાઠો | ૦–૪–૬ |
| સારી રીતભાત | ૦–૪–૦ |
| સ્વર્ગોનું દોહન | ૧–૮–૦ |

પુસ્તકાલય સ. સ. સંડળ લિમિટેડ, વડોદરા.

# બાલવિનોદનું બાલસાહિત્ય

બા લ કો મા ટે સ ર્વો ત્ત મ છે

**બારેબાર ચિત્રોવાળાં, છ થી પંદર વર્ષનાં બાલકો માટેનાં નીચેનાં પુસ્તકો વિના કોઈ પણ પુસ્તકાલય અધુરૂં છે.**

" પુસ્તકાલયમાં વધુ વાચકો તો ગામનાં ઉછરતાં બાલકો અને જુવાનો હશે તેમ જ પ્રૌઢ શિક્ષણપ્રવૃત્તિના પરિણામે નવાં વાંચતા શીખેલા પ્રૌઢો માટેનાં પુસ્તકોનો પણ તમારે વિચાર કરવાનો છે. આ બાબતમા બાળકો અને પ્રૌઢો સરળતાથી વાંચી સમજી શકે એવી નાની નાની સરળ ભાષામાં અને મોટા અક્ષરે જ્ઞાન આપે એવી જે પુસ્તિકાઓ પ્રકટ થઇ હોય તે પણ લક્ષ્યમાં લેતા જજો અને એમને માટેનાં પુસ્તકો પણ વસાવવાનું રખે ચૂકતા. "

'પુસ્તકાલય'ના તંત્રીની જુલાઇ ૧૯૪૩ના અંકમાંની આ સૂચના ધ્યાનમાં રાખો અને તમારા પુસ્તકાલયમાં બાલવિનોદનાં પ્રકાશનો વસાવો.

**બાલવિનોદ ગ્રંથાવલી** ( છથી આઠ વર્ષનાં બાળકો માટે )

૩ પુસ્તકો : ૯૦ ચિત્રો : ૯૬ પાનનું વાચન રૂા. ૧-૨-૦

**બાલવિનોદમાલા** ( આઠથી બાર વર્ષનાં બાળકો માટે )

૪૨ પુસ્તકો : ૭૦૦ ચિત્રો : ૧૫૦૦ પાનાંનું સુંદર વાચન : બે મનોહર બોકસમાં : રૂા. ૧૧-૮-૦

**અશોક બાલપુસ્તકમાળા** ( દસથી પંદર વર્ષનાં બાળકો માટે )

૮૩ પુસ્તકો : ૧૦૦૦ ચિત્રો : ૩૭૦૦ પાનનું રસિક વાચન : આઠ સુંદર બોકસમાં : રૂા. ૨૮-૦-૦

પુસ્તકોનાં નામ અને વિગત માટે "પુસ્તકાલય"ના જુલાઇ ૧૯૪૩ ના અંકની જાહેરખબરનાં પાન : ૨૭ થી ૩૨ સુધી જુઓ

સૂચિપત્ર માટે લખો :

**બાલવિનોદ કાર્યાલય** ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ : [ મુંબાઈ ]

Reg. No. B. 2216

# ભસ્મરેખા

ગુજરાતના એક ખાનદાન કુટુંબના કિસ્સા પરથી લખાયલી શ્રી. ચુનીલાલ વ. શાહકૃત નવી સાંસારિક નવલકથા : પાત્રોને ઓળખી કાઢો, તો મૂગા જ રહેજો. કિં. રૂ. ૩॥.

## રંગતરંગ : ભાગ પાંચમો

જ્યોતીન્દ્ર દવે કૃત

હાસ્ય ખજાનો : કિં. રૂ. ૧॥

## પ્રણય અને પરિણય

નવલકથાની પ્રતો હવે જૂજ રહી છે.

કિંમત રૂા. ૩॥.

## રૂપાનો ઘંટ

જાણીતા નવલકથાકાર શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહની રંગ, રસ, ફુમાશભરી સુંદર નવલિકાઓનો રૂપાળો સંગ્રહ. એકેકથી ચઢિયાતી વાર્તાઓ, લેખકની છબી ને જીવનચરિત્ર સાથે.

કાપડી પૂઠું (કિં. ૨) રૂા.

## જગતના અરણ્યમાં

શ્રી. જયસુખલાલ મહેતાના, સંસારમાં શાંતિ સિંચતા, મનોરમ શૈલીથી લખાયલા રસિક લેખો–નિબંધો–નિરીક્ષણો, લેખકની છબી ને જીવનચરિત્ર સાથે. થોડી જ નકલો છાપી છે.

કાપડી પૂઠું કિં. ૧॥ રૂા.

## અપવાસ દ્વારા આરોગ્ય કિં. ૨॥ રૂા.

| | | | |
|---|---|---|---|
| ગાંડીવ બાળમાસિક | ૩–૦–૦ | ગાંડીવ બાળપખવાડિક | ૫–૦–૦ |

હાસ્યમૂર્તિ શ્રી. જ્યોતીંદ્ર દવે કૃત રંગતરંગ પાંચ ભાગ ૭–૮–૦

| | | | |
|---|---|---|---|
| બાલોદ્યાનમાળા (૮૦ પુ૦) | ૩૦–૮–૦ | ચાલો વાજવીએ (૧૨ પુ૦) | ૯–૦–૦ |
| બકોર પટેલ (૨૦ પુ૦) | ૭–૦–૦ | બે વૉલ્યુમમાં પાકું પૂઠું | ૯–૦–૦ |

ગાંડીવ



ગ્રંથ-૧૯




# ભારતના સંતો

લેખક:
શ્રી. રસૂલભાઈ

સ્વ૦ મો૦ ન૦ અમીન સ્મારક ગ્રંથમાળા

દરેક લાયબ્રેરી વસાવે

# છેલ્લાં બહાર પડેલાં પુસ્તકો

| | | |
|---|---|---|
| કસ્તુરબા | સંપૂર્ણ જીવનચરિત્ર | ૧- ૮-૦ |
| સાધના | ભોગીલાલ ગાંધી | ૨- ૦-૦ |
| બલુન પ્રવાસ | જૂલેવર્ન | ૩- ૦-૦ |
| હાસ્ય મંઝીલ | એકાર | ૩- ૦-૦ |
| પ્રેમકન્યા | એકાર | ૨- ૦-૦ |
| નર્તકી | ઉમાકાન્ત | ૫- ૮-૦ |
| ચિત્રલેખા | ભગવતીચરણ વર્મા | ૩- ૮-૦ |
| પ્રભુતામાં પગલાં અને બીજી વાતો | ધૂમકેતુ, મેઘાણી, રમણલાલ દેસાઇ | ૩- ૮-૦ |
| મિલન | નારાયણ ભટ્ટાચાર્ય | ૩- ૦-૦ |
| શ્રીમતી સીતા | ( શ્રીકાંત શેષપર્ણ ) | ૩- ૮-૦ |
| અભિમાન | | ૩- ૦-૦ |
| શરદ્‌વાણી | શરદબાબુ | ૨- ૦-૦ |
| ભારતી | સીતારામ શર્મા | ૨- ૮-૦ |
| ખાલી ખોળો | ,, | ૨- ૮-૦ |
| જર્મનીની આત્મકથા | ડુંગરશી સંપટ | ૪- ૪-૦ |
| ધર્મોનું મિલન | સર રાધાકૃષ્ણન્ | ૫- ૦-૦ |
| ગાંધીજીને જગવંદના | ,, | ૨-૧૨-૦ |
| ભક્તિપ્રભા યાને તે કોણ ? | સ્વામી માધવતીર્થ | ૩- ૦-૦ |
| શ્રી લક્ષ્મીસાધના | ભક્તિમાર્ગ | ૧- ૪-૦ |
| *શ્રી શક્તિમહિમા* | ,, | ૧- ૮-૦ |
| પ્રભુના પ્યારાં | ,, | ૧- ૪-૦ |
| તારામતી | ,, | ૧- ૪-૦ |
| જીવનસખી | ડુંગરશી સંપટ | ૪- ૪-૦ |
| ઘરની રાણી | ,, | ૬-૧૨-૦ |
| સંસ્કારલક્ષ્મી | ,, | ૬-૧૨-૦ |
| ભાતભાતનું ભરતકામ | લીલાવતી પટેલ | ૧- ૦-૦ |
| આમ્રપાલી ભાગ ૧-૨ | રામચંદ્ર ઠાકુર | ૬- ૦-૦ |
| માનવહૈયાં | ચાંપશી ઉદ્દેશી | ૧- ૮-૦ |
| બંગાળી જીવન અને સાહિત્ય | ,, | ૧- ૦-૦ |

[ અનુસંધાન ટાઇટલ પૃષ્ઠ ૨ ]

પુસ્તક ૧૯ · અંક ૪

# પુસ્તકાલય

એપ્રિલ ૧૯૪૪

તંત્રી : મણિલાલ પ્રભાશંકર વ્યાસ
વ્યવસ્થાપક: વાઘજીભાઈ ના. અમીન (બી. કૉમ)
મંત્રી : પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરા.

## અનુક્રમણિકા



## સામયિક દોહન

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૯ મું | એપ્રિલ-૧૯૫૪ | અંક ૪ થો

## વાચનનું ધોરણ વિકસાવો

—તંત્રીસ્થાનેથી

હમણાં હમણાં આપણા સાહિત્યમાં વિવિધ વિષય પરનાં અનેક પ્રકાશનો બહાર પડવા માંડયાં છે. તેમાં મુખ્યત્વે જોઇએ તો ટૂંકી વાર્તાઓ અને સળંગ નવલકથાઓનો ફાલ વધુ પ્રમાણમાં હોય છે.

ટૂંકી વાર્તા અને નવલકથા સિદ્ધહસ્ત લેખકે પ્રેરણાપ્રદ વસ્તુની આસપાસ ગૂંથી હોય-તેમાંથી વાચકને કંઇક ને કંઇક નવીન જાણવાનું મળી આવે તેવી હોય-તેનું વાચન બહોળા પ્રમાણમાં થાય તે જરૂર ઇચ્છનીય છે; પરંતુ આજે તો કેટલાંક ઊતરતી કોટીનાં સર્જનો પણ બહુસંખ્ય પ્રમાણમાં પ્રસિદ્ધ થવા માંડ્યાં છે અને એક યા બીજા કારણે જનતા એ પણ વાંચવા પ્રેરાય છે. ઉપર જણાવ્યું તેમ, ઉત્તમ વાર્તાકલાને વરેલા લેખકોનાં એ વાર્તાસર્જનોનો વધુ પ્રચાર થાય તે ઇષ્ટ છે, પરંતુ એની સાથે સાથે કેટલુંક કચરા જેવું વાચન પણ-સારાની સાથે નરસું પણ પોસાય તેની માફક, આમજનતામાં ઘુસી જાય છે, એની સામે લાલ-બત્તીની જરૂર છે. કારણ, હળવા વાચનને નામે કેટલીક વાર કુરુચિપૂર્ણ તેમ જ અશ્લીલતાને માર્ગે ઘસડી જાય તેવાં સર્જનો પણ, વાચનવિવેક ન ધરાવનારાઓ સુધી જઇ પહોંચી એના વાંચનારને એક યા બીજારૂપે નુકસાન કરે છે.

આ સંબંધે આટલું લખવાનું કારણ એટલું જ છે કે, હજી આટઆટલાં વર્ષો થયાં વિવિધ વિષય પર સખ્યાબંધ પુસ્તકો આપણે ત્યાં છતાં, આપણી આમજનતા હજી માત્ર વાર્તાઓ અને નવલકથાઓમાં જ રાચે છે. તેમનામાંના ઘણા જ થોડા સારામાઠા વાચનનો વિવેક વાપરે છે અને એવા વિવેકશીલ વાચકો હોય છે તેઓ તો ઉચ્ચ કક્ષાના વાચન તરફ જ પ્રેરાય છે

આપણે આપણા આમવર્ગના વાચનવિકાસ માટે પ્રયાસ કરવાના છે. તેઓ માત્ર આધુનિક ઢબની માત્ર પ્રેમત્રિકોણાત્મક વાર્તાઓના વાચનમાં જ રાચ્યા કરે એ હવે આપણે નહિ ચલાવી લેવું જોઇએ. એમને એ દુનિયામાંથી આગળ લાવી એથી

વધુ પ્રભાવશાળી અને પ્રકાશમાન દુનિયાનાં દર્શન કરાવવાં જોઈએ; એ માટે દરેક પુસ્તકાલયના ગ્રંથપાલે હવે કટિબદ્ધ થવું જોઈશે.

તમે તમારા પુસ્તકાલયમાં અવતા માત્ર ટૂંકી વાર્તાઓ અને નવલકથાઓમાં જ આનંદ માણતા તમારા વાચકોને કહો, કે તમારી આ સપાટી ઉપર જ તર્યા કરવાની વૃત્તિને જરાક આગળ વધારી ડૂબકી મારતાં શીખો અને તેમાંથી તમને કંઈક નવીનતા મળશે. સાગરની સપાટી પર જ તર્યા કરનારાઓ કરતાં સાગરના અતલ ઉંડાણમાં ડૂબકી મારનારાઓ જ મહામૂલ્યવાન મોતી મેળવી શકે છે, તેમ તમે પણ વાચનરસનો ઉપરટપકેનો આસ્વાદ ત્યજી દઈ એ રસના ઊંડાણમાં ડૂબકી લગાવતાં શીખો અને તમને મહામૂલાં મોતી મળી આવશે.

એમને વધુમાં કહો કે, વિવિધ વિષયમાં ક્રમે ક્રમે ચંચુપાત કરતા થાઓ. અને તે તે વિષયનાં પુસ્તકોમાં એમને રસ ઉત્પન્ન થશે એટલે એમની એ રસવૃત્તિ વધુ ને વધુ જિજ્ઞાસા દાખવશે; પરિણામે તેમના જ્ઞાનમાં વૈવિધ્યભર્યો જ્ઞાનસંચય કરવા પ્રેરાશે.

એટલે, તમારા વાચકને આજના માત્ર હલકા કે ઊતરતી કોટીના સાહિત્યમાંથી ઉપર લાવો અને એને વિવિધ વિષયના સાહિત્યનો રસાસ્વાદ આપતા રહો.

આટઆટલાં વર્ષો થયાં આપણે ત્યાં પુસ્તકાલયો ચાલે છે, ગ્રામશાળાના શિક્ષકો અને કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલો વાચનપ્રચાર–શિષ્ટ વાચનપ્રચાર માટે આટઆટલી જહેમત ઉઠાવે છે અને નાણાંનો સારો વ્યય કરે છે તેનું પરિણામ, વાચકો માત્ર વાર્તાસાહિત્ય પાછળ જ રચ્યાપચ્યા રહે એટલું જ હોય તો ખરેખર, એ આપણે માટે શોચનીય જ લેખાય.

ગ્રંથપાલ બંધુઓ ! વધુ જાગ્રત થાઓ, તમારા વાચકોનો વાચનરસ ઉચ્ચ કક્ષાનો થાય તેવા પ્રયત્નો ગતિમાન કરો અને એ પ્રયત્નોને સાર્થક બનાવો.

---

## વર્તમાન સાહિત્ય : (એક નમ્ર સૂચન)

**આ**જનું સાહિત્ય કેવળ કવિઓ અને લેખકો માટે જ સર્જાતું હોય તેમ લાગે છે. સામાન્ય વાચક તેમાં ચંચુપાત કરી શકતો નથી. એટલે આજે સાહિત્ય સર્વ જનતાનું મટી સાહિત્યકારોનું જ બન્યું છે. દિવસે દિવસે વિચાર કરતાં શબ્દોનો આડંબર વિશેષ વપરાતો જાય છે. તેથી તેની ભાષાક્લિષ્ટતા સમજવા જનતાને ઘણી તાલીમની આવશ્યકતા રહે છે.

તેવી તાલીમ આપવા કે મેળવવા ઘણાંખરાં કુટુંબો અશક્ત હોય છે; જો કે વડોદરા રાજ્યમાં તો સરકારે તે માટે ફરજિયાત શાળા શિક્ષણ, પ્રૌઢ શિક્ષણ વર્ગો, વિસ્તૃત પ્રૌઢ શિક્ષણ વર્ગો અને પુસ્તકાલયોની યોજનાઓ કરી રાજ્યની જનતાને સાહિત્યમાં રસ લેતી કરી મૂકી છે. તો પણ ઘણો ભાગ નિરક્ષર અને બીજા કેટલાક બાલસાહિત્ય કે વાર્તાસાહિત્યથી ઊંચી કક્ષાએ પહોંચી શકતા નથી–પહોંચવા પાછળ તેમનો પ્રયત્ન હોય તો પણ ઘણી વખત ઉચ્ચ સાહિત્યના વિષયનિરૂપણ પાછળનો આડંબર તેના વિકાસને અટકાવી દે છે. એટલે ખરેખર સાહિત્ય ગામડે ગામડે ઘૂમી વળ્યું નથી એથી એટલી તેની કિંમત ઓછી જ.

શંભુભાઇ માધવલાલ રાવળયોગી

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

**ના**ગપુરથી ભારતીય સંસ્કૃતિ વિદ્યાપીઠ તરફથી પ્રો. ડી. કે. ગર્દે તથા શ્રી. બાનારસી હરદાસના તંત્રીપદ હેઠળ ' ભારતી ' નામનું અંગ્રેજી ત્રૈમાસિક શરૂ કરવામાં આવ્યું છે. આ સંસ્થા પણ હિંદી સંસ્કૃતિના અભ્યાસ માટે તાજેતરમાં જ સ્થાપવામાં આવી છે

* * *

કલકત્તાના કવિતા ભવને ' એક પૈસે એકની ' માળાની ઢબ પર ' છોટા ગલ્પ ' ( ટૂંકી વાર્તા ) ની માળા શરૂ કરી છે આ માળાનું પુસ્તક દર મહિને નીકળશે અને તેમાં એક સંપૂર્ણ વાર્તા હશે ( લંબાઈના પ્રમાણમાં એકથી વધારે પણ હશે ) આધુનિક બંગાળાના શ્રેષ્ઠ લેખકોની વાર્તાઓ ઉપરાંત, પરભાષાના અનુવાદોનો પણ તેમાં સમાવેશ કરવામાં આવશે. આ માળાના કદ તથા આકાર એકસરખા રહેશે. પહેલી બે પુસ્તિકાઓ શ્રી. માણેક બંદોપાધ્યાય અને શ્રી આનંદશંકર રેની લખેલી બહાર પડી ચૂકી છે. પુસ્તિકાનું મૂલ્ય ચાર આના તથા વાર્ષિક લવાજમ પોસ્ટેજ સહિત ૩ રૂ) છે

* * *

જયપુરમાં ભરાનાર અખિલ હિંદ હિંદી સાહિત્ય સંમેલનના પ્રમુખ તરીકે પંડિત ઇંદ્ર વિદ્યાવાચસ્પતિની ચૂંટણી કરવામાં આવી છે. પંડિત ઇંદ્ર પ્રખ્યાત હિંદી લેખક હોવા ઉપરાંત દિલ્હીના દૈનિક ' અર્જુન 'ના માલિક છે તથા અખિલ હિંદ હિંદી પત્રકાર મંડળના પ્રમુખ છે

* * *

મુંબઈના ' વિવિધવૃત્ત 'માં શ્રી. પી. જી. કાનેકરે ( "શારદાશ્રમવાસી" ) એક લેખમાળા પ્રગટ કરી છે. તેનું નામ " નાટ્યના માગ કટનાક સ્મરણો " છે. આ લેખમાળા મહારાષ્ટ્ર રંગભૂમિના વિકાસ પર સારો સરખો પ્રકાશ પાડે છે, આખી લેખમાળા તથા તેનો બીજો ભાગ થોડા સમયમાં પુસ્તકાકારે બહાર પડશે

* * *

કાશી વિશ્વવિદ્યાલયે માધ્યમિક કેળવણીમાં શીખવાતી પરદેશી ભાષાઓમાં ઉર્દૂનો સમાવેશ કર્યો છે

* * *

૧૯૪૫ ના ડિસેમ્બરમાં મળનારી અખિલ હિંદ પૌર્વાત્ય પરિષદના પ્રમુખ તરીકે પ્રો. પી વી કાણેની પસંદગી કરવામાં આવી છે. નાતાલના તહેવારોમાં બનારસમાં મળેલી બેઠકમાં તે અખિલ હિંદ પી ઇ. એન ક્લબના પ્રતિનિધિ હતા

* * *

આપણે ત્યાં પુસ્તકપ્રકાશન સંસ્થાનો ઇતિહાસ બહાર પડે તે વિરલ વસ્તુ છે. નવો પહેલાં સ્વ પ્રજાસ્વામી અખંડાનંદજીએ " ઉત્પત્તિ, સ્થિતિ અને ભવિષ્ય " નામથી સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયનો ઇતિહાસ બહાર પાડ્યો હતો, પરંતુ તેને તો આજ લગભગ વીસ વર્ષ થવા આવ્યાં છે

આ તો સંસ્થાની વાત થઈ પરંતુ ખાનગી માલિકીની પ્રકાશન સંસ્થાઓ-ઘર

ત્રિપાઠી કે મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે કે ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય જેવાનો-ઇતિહાસ બહાર પડે તો તેમાંથી ઘણું જાણવાનું મળી આવે.

અંગ્રેજી પ્રકાશનોથી પ્રસિદ્ધ થયેલ ' મેકમિલન કં. 'નો આવો ઇતિહાસ-૧૮૪૩ થી ૧૯૪૩ સુધીનો-' હાઉસ ઑફ મેકમિલન ' ( House of MacMillan ) ના નામથી પ્રસિદ્ધ નવલકથાકાર ચાર્લ્સ મોર્ગને લખ્યો છે, તેમાંથી પ્રકાશકોને ઘણું જાણવાનું મળી આવે છે.

* * *

યુદ્ધની શરૂઆત પછી પોલેંડ વિષે તુર્કી ભાષામાં લખાયેલ પ્રથમ પુસ્તક, તુર્કીમાં વેચવા માટે મુકાયું છે. સુપ્રસિદ્ધ તુર્કી પત્રકાર ડૉ. સાહિબ અલ્ટાયમનું તે લખેલ છે, અને તુર્કીની પાર્લમેન્ટના પ્રસિદ્ધ સભ્ય મિ. હુસેન ચાહ્યિને તેની પ્રસ્તાવના લખી છે. પુસ્તકમાં પુષ્કળ ચિત્રો છે તથા તે આઠ પ્રકરણમાં વહેંચાયેલ છે.

* * *

વિલ્નો યુનિવર્સિટીના પોલિશ પ્રોફેસર કોસિયાલ્કોવ્સ્કિએ ફ્રેંચ ભાષામાં ' સૈકાઓ થયાં પોલેંડ અને પર્શિયા ' ( Poland and Persia across centuries ) નામક લખેલ પુસ્તક તહેરાનમાં પ્રગટ થયું છે. આ પુસ્તકે તહેરાનના વિદ્વન્મંડળમાં ખૂબ રસ ઉત્પન્ન કર્યો છે. વર્તમાનપત્રોએ પણ તેની મુક્તકંઠે પ્રશંસા કરી છે. ઇરાનનું વર્તમાનપત્ર 'કેહ્જન' ( Kehjan ) પુસ્તકની સમાલોચના લેતાં જણાવે છે કે ' યુદ્ધ પછી ઇરાન તથા પોલંડનો સંબંધ વધારે ગાઢ થવો જોઇએ. બીજા વર્તમાનપત્ર ' ઇટીલાટ ઇરાને ' ( Etelaate Iran ) તો પોતાની કટારોમાં પુસ્તકનું પુનર્મુદ્રણ શરૂ કરી દીધું છે.

* * *

પ્રોફેસર આઇનસ્ટીનનાં પુસ્તકોની બે હસ્તલિખિત પ્રતો કન્સાસ શહેરમાં તાજેતરમાં હરરાજીથી વેચવામાં આવી હતી. તેમાંની એક પ્રોફેસરના પોતાના હસ્તાક્ષરોમાં તેમના પ્રસિદ્ધ સાપેક્ષવાદના સિદ્ધાંતની પ્રત હતી. આ પ્રતોની કિંમત ૧ કરોડ ૧૫ લાખ ડોલરના વૉરબોન્ડઝ ઉપજી હતી. આ હસ્તપ્રતો વૉશિંગ્ટનના કોંગ્રેસ પુસ્તકાલયમાં કન્સાસ શહેર તરફથી રાખવામાં આવશે.

* * *

ગઇ તા. ૫-૬ ફેબ્રુઆરીએ ' નવાકાળ 'ના તંત્રી શ્રી. યશવંત કે. ખાડીલકરના પ્રમુખપણા હેઠળ કોલ્હાપુરમાં મરાઠી પત્રકાર પરિષદની ચોથી બેઠક મળી હતી. તે વખતે પ્રમુખે પોતાના ભાષણમાં પત્રકારિત્વમાં જોડાવા ઇચ્છતા યુવકોને ચેતવણીના સૂર સંભળાવ્યા હતા.

કોલ્હાપુરમાં બે મરાઠી દૈનિકો, એક ડઝન સાપ્તાહિકો, એક અર્ધ-સાપ્તાહિક અને બે માસિકો પ્રગટ થાય છે. આ દેશમાં છાપખાનાની શરૂઆત થઇ ત્યારથી મરાઠી ભાષામાં પ્રગટ થતાં વર્તમાનપત્રો તથા સામયિકોનું એક પ્રદર્શન ત્યાં ભરવામાં આવ્યું હતું.

યુવકોના તંત્રીપદ હેઠળ ચાલતાં હસ્તલિખિત સામયિકોનું પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું.

## જગતનું મોટામાં મોટું પુસ્તક

**ચાલુ** વર્ષમા જગતનુ મોટામા મોટુ પુસ્તક તૈયાર થઇ રહેશે તે એટલુ મોટુ છે કે તે પૂરેપૂરુ પ્રગટ થઇ શકશે નહિ તે આધુનિક ‘ ડૂમ્સડે બૂક ’ ( Doomsday Book ) છે હજારો માણસોની મદદથી તે તૈયાર કરવામા આવી છે, તેમાના ઘણાખરાઓએ પોતાની મદદ સ્વેચ્છિક આપી હતી કાર્યકર્તાઓએ દેશના દરેક ખેતરની માપણી કરી છે તથા દરેક ખેડૂત સાથે વાતચિત કરી છે ૧૦૮૫મા મૂળ ‘ ડૂમ્સડે બૂક ’ લખાઇ ત્યાર પછી પહેલી જ વાર ઇંગ્લંડ અને વેલ્સના ખેતરાનુ આપણને સાચુ ચિત્ર પ્રાપ્ત થશે આગળના કરતા આ ચિત્ર ઘણુ વધારે તાદ્દશ હશે

નકશાઓમા દરેક ખેતરની તથા જમીનના ઉપયોગની વિગત આપેલી છે જો આ નકશાઓને પાસે પાસે મૂકવામા આવે તો ૫૦,૦૦૦ ચોરસફીટની જગ્યાની જરૂર પડે ત્યારે રેકર્ડમા ઘણા અદ્યતન પ્રશ્નોનો સમાવેશ થાય છે ખેતરોને મળતો વીજળીપ્રવાહ, ખેતરનુ ભાડુ, ફળદ્રૂપતા, ખાતનો ઉપયોગ તથા યુદ્ધસમયનુ ખેડાણ—આ બધાનો તેમા સમાવેશ થાય છે

જૂની ‘ ડૂમ્સડે બૂક ’ વિજેતા વિલિયમે ( William the conqueror ) તૈયાર કરાવી હતી તેના તેના મુખ્ય હેતુ ખેડૂતો પાસેથી પોતાને કરના પૈસા, પાક અને જમીન મળી શકે તે જોવાનો હતો

આના પછી આ જમીનના કબજો કેવી રીતે તથા કોણે લીધો તે સબધી રાજાએ મોટી સભા બોલાવી ગભીર વિચારણા ચલાવી પછી તેણે ઇંગ્લંડના દરેક વિભાગમા પોતાના માણસો મોકલ્યા આ માણસોએ પરગણામા જઈ એ તપાસ કરવાની હતી કે, રાજાને પોતાની જમીન કેટલી હતી જમીન પર કરના જથ્થો હતો અથવા તો દર વર્ષે રાજાએ પરગણા માથી શુ વસુલાત કરવી ?

આ માહિતી એકઠી કરતા વિલિયમના માણસોને લગભગ પચાસ વર્ષ લાગ્યા જુદા જ હેતુથી વધારે માહિતી ભેગી કરવા ખેતીવાડીની તારીખવાર ગણનાને બે વર્ષથી સહેજ વધારે વખત લાગ્યો છે

ખેડૂત તથા દેશ બન્નેને શાંતિના તથા યુદ્ધ પછીના વર્ષોમા મદદ કરવાના હેતુથી નવા રેકર્ડની યોજના કરવામા આવી છે ખેડૂત સર્વેયરોએ લગભગ ત્રણ લાખ ખેતરોની તપાસણી કરી છે ગાયથી માંડીને ખેડૂતના ઘરના છાપરા તથા ઢોરોના આરોગ્ય સુધીની દરેક દરેક બાબતની તેઓએ નોંધ લીધી છે

છોગાલાલ માનસિંગ કામદાર

---

*પહેલા વિલિયમ રાજાના હુકમથી તૈયાર કરવામા આવેલ, જમીનની માપણી, તેમની માલિકી તથા કિંમત બતાવતુ દફતર

# પુસ્તકાલય, ગ્રંથપાલ અને એની ફરજો

**પુસ્તકાલય :**

પુસ્તકાલયને માનવજીવનમાં ઉત્પન્ન થતાં વિચારોના જીવનતત્ત્વોની ખાણની ઉપમા આપીશું તો તે અસ્થાને નહિ જ ગણાય. કારણ કે માનવજીવનમાં જે કંઇ ઘટનાઓ બને છે, પછી તે કોઇપણ પ્રકારની હોય, તેને પુસ્તક આકારે સર્જી શકાય છે, અને જગત સમક્ષ રજુ કરી તેનું રહસ્ય શોધી શકાય છે. જગતસમક્ષ એ ઘટનાઓ રજુ કરવાનું મુખ્ય સાધન તે પુસ્તક અને પુસ્તકને સંગ્રહી રાખવાનું સ્થાન તે પુસ્તકાલય. પુસ્તકાલય પ્રજાના ઘડતરમાં અગત્યનો ફાળો આપે છે. પુસ્તકાલયનાં પુસ્તકોમાં ઇતિહાસ, સમાજશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, રાજકારણ વગેરે પ્રશ્નોની છણાવટ કરતાં પુસ્તકો હોય છે. એ પુસ્તકોના વાચનથી પુસ્તકમાં નિર્દેશાએલા વિચારો તથા પ્રશ્નોનું માનવજીવનમાં આબેહુબ પ્રતિબિંબ પણ પડી શકે છે. અને મનુષ્ય તે પ્રમાણેનું જીવન ધારે તો જીવી શકે છે.

આ પ્રમાણે પુસ્તકાલયને સદ્વર્તન, સચ્ચારિત્ર્ય, સુધારા વગેરેનું સર્જનસ્થાન પણ કહી શકાય. પોતાના દેશની ઇતિહાસકથાઓના રોમાંચક વાચનથી મનુષ્યનું સ્વદેશાભિમાન વિષે જાગ્રત થઇ રાષ્ટ્રજીવનમાં પોતાનો ફાળો આપે છે. ધાર્મિક પુસ્તકોના વાચનથી માણસનું આધ્યાત્મિક જ્ઞાન વધે છે. સામાજિક પુસ્તકોના વાચનથી સમાજસુધારામાં આગળ વધે છે. એવું જ બીજા વિષયના પુસ્તકો વિષે પણ બને છે. જ્ઞાન પચાવવાની શક્તિ પણ પુસ્તકાલયમાંથી જ મેળવી શકાય છે. આ પ્રમાણે પુસ્તક અને પુસ્તકાલય મનુષ્યજીવનમાં એકમેકનાં પૂરક બની સમાજમાં રાષ્ટ્રીય જાગૃતિ, સમાજજીવનની સ્ફુરણા તથા આધ્યાત્મિક જ્ઞાન અને ઇતર શક્તિઓનાં બીજ વાવે છે. આથી સમાજના મનુષ્યોની વિચારસરણી વિકસે છે, ફાલે છે, ફૂલે છે અને છેવટે મ્હેકે છે, એ પ્રતાપ પણ પુસ્તકાલયનો જ કહી શકાય. અલબત્ત, આમાં થોડો ઘણો ફાળો સંગતિ અને વિશાળ અનુભવનો હોઇ શકે છે. પરંતુ વધારે સેવા તો પુસ્તકાલય જ એક યા બીજે સ્વરૂપે આપે છે; માટે જ પુસ્તકાલયની ખાસ આવશ્યકતા છે.

એક કવિએ કહ્યું છે કે—" પુસ્તક ગુણનું કથન મથન કરવાથી સીમા,
કરે કારમાં કામ હાથ પગ પણ પૃથ્વીમાં. "

એ ઉપરથી પુસ્તકની શક્તિ કેટલી છે તેનો સહજ ખ્યાલ આવી શકશે. એ શક્તિ મનુષ્યજીવનને પ્રાપ્ત થાય એ હેતુ પણ પુસ્તકાલયની આવશ્યકતા પૂરવાર કરે છે. પુસ્તકમાં સંગ્રહાયેલી શક્તિઓને જે માર્ગે વાળવી હોય એ માર્ગે વાળી શકાય છે. એ કાર્ય વાચકવર્ગનું જ છે. વાચકવર્ગ પુસ્તકની શક્તિઓને શાંત સુસ્વાદ, ડહાપણ કે ભયંકર પૈકીના કોઇ પણ માર્ગે વાળી શકે છે. પરંતુ એ પૈકીના સન્માર્ગ પંથે જ જો એ શક્તિઓને વાળવી હોય તો એ માટે એક કાર્યકુશળ માર્ગદર્શકની જરૂર રહે છે. એ માર્ગદર્શક એ કામ ઘણી સુંદર રીતે કરી શકે છે. અને એ માર્ગદર્શકનું કામ જો કોઇ કરી શકે એમ હોય તો તે ગ્રંથપાલ જ છે. કારણ કે માર્ગદર્શક વાચકવર્ગના સતત પરિચયમાં રહેતો હોવો

જોઇએ. અને પુસ્તકાલયના સંચાલનમાં ગ્રંથપાલ સિવાય અન્ય કોઇ પણ વાચકવર્ગ સાથે નિકટનો સંબંધ ધરાવનાર નથી.

**ગ્રંથપાલ :**

"ગ્રંથપાલ એટલે પુસ્તક આપ-લે કરનાર અને સાચવનાર વ્યક્તિ" આટલા શબ્દોમાં આજે તો ગ્રંથપાલની વ્યાખ્યા ગ્રામજનતામાં પ્રસરેલી હોય છે. અને ગ્રામ પુસ્તકાલયના ઘણાખરા ગ્રંથપાલો પણ એમ જ માને છે. પરંતુ મારી સમજ એથી જુદી છે. હું એવી માન્યતા ધરાવું છું કે, પુસ્તકવાચનનો શોખ અને વાંચેલા ઉપર વિચાર કરવાની ટેવ કેળવી તથા એવી જ બીજી અગત્યની ફરજો વાચકવર્ગ પ્રત્યે બજાવી વાચકવર્ગમાં સર્જન રેડનાર વ્યક્તિ તે ગ્રંથપાલ. મહાપુસ્તકાલયના ગ્રંથપાળો મારી માન્યતાને સાચી પાડે છે એવું હું મારા પોતાના જાતઅનુભવ ઉપરથી કહી શકું છું.

પ્રગતિશાળી અને સ્વતંત્ર દેશોમાં તો વિભાગીય ગ્રંથપાલો હોય છે. પુસ્તકોના વિભાગ કરી તેમને ક્રમવાર ગોઠવવામાં આવે છે. એ વિભાગો જેવાં કે સામાજિક, ઐતિહાસિક, ધાર્મિક, તત્ત્વજ્ઞાન વગેરે. અને દરેક વિભાગમાં એ વિષયના નિષ્ણાત એવા ગ્રંથપાલો હોય છે. આવા ગ્રંથપાલે પોતાના વિભાગમાં આવેલાં તમામ પુસ્તકોનો પરિચય મેળવેલો હોવો જોઇએ. અને તે ઉપરથી વાચકવર્ગને પોતાના વિભાગમાંથી કયું પુસ્તક વાંચવા લાયક છે તે એ તારવી કાઢે છે. અને વાચકને સમજ આપે છે.

આપણે ત્યાં આવું નથી અને તેમાં પણ ખાસ કરીને ગ્રામ પુસ્તકાલયમાં તો એ પ્રથા નથી જ. તેવી જગ્યાએ ગ્રંથપાલો પોતાની ફરજ શી રીતે અદા કરી શકે એવો પ્રશ્ન સહેજે ઉત્પન્ન થાય છે. મારા અનુભવ ઉપરથી હું કહી શકવાની સ્થિતિમાં છું કે સંપૂર્ણ નહિ તો પણ લગભગ મહદ્ અંશે આપણે આપણી ફરજ જરૂર બજાવી શકીએ છીએ. એ માટે પ્રથમ આપણે આપણી લાયકાત કેળવવી જોઇએ. એ લાયકાત કેળવવા માટે ગ્રંથપાલે પ્રથમ તો પોતાના પુસ્તકાલયનાં લગભગ તમામ પુસ્તકોથી વાકેફ રહેવાની જરૂર છે અને થોડો થોડો આપમેળે માનસશાસ્ત્રનો અભ્યાસ પણ કરી લેવો જોઇએ. માનસશાસ્ત્રનો ઘણોખરો અભ્યાસ તો માણસોના પરિચયથી પણ થઇ જાય છે. પછી આપણે પણ વાચકોના વર્ગો પાડીને-પ્રૌઢ, યુવાન, બાલ-તેમને વાંચવા લાયક પુસ્તકોની તારવણી કાઢી શકીએ. વાચકોમાં પણ કોઇને તો અમુક વિષય ઉપરનાં પુસ્તકો જ વાંચવાનો શોખ હોય છે. ગ્રામજનતામાં ખાસ કરીને જાસુસકથા અને હળવા સાહિત્યનો શોખ વધારે જોવામાં આવે છે. આવી જનતાના વાચક-વર્ગમાં દરેક વિષયનો શોખ કેળવવો એ ગ્રંથપાલની ફરજ છે.

**વાંચકવર્ગ અને ગ્રંથપાલ :**

વાચકવર્ગમાં દરેક વિષયનો શોખ કેળવવા માટે મેં મારા અનુભવથી એક પદ્ધતિમાં સફળતા પ્રાપ્ત કરી છે. વાચક પુસ્તક વાંચ્યા પછી પરત જમા કરાવવા આવે ત્યારે આપણે ગ્રંથપાલ તરીકે તેમને પુસ્તકના ગુણદોષ વિષે અચૂક પૂછી શકીએ. એ પૂછવા માટે પણ કોઇ વાર અજાણ્યા હોવાનો ડોળ પણ કરવો પડે છે. કેટલાક વાચકો ફક્ત વાંચવા ખાતર જ પુસ્તકો વાંચે છે. તેમને સમજપૂર્વકના વાંચનમાં ફેરવવા આપણે પુસ્તકથી અજાણ્યા હોવાનો ડોળ કરવો પડે છે. આવી રીતે અજાણ્યા થઇને પણ આપણે વાચકને, પુસ્તક કયો પ્રશ્ન ચર્ચે છે તથા એ સંબંધી તમે શું વિચાર બાંધો છો વગેરે બાબતો પૂછી શકીએ. જો

વાચકવર્ગને એ સંબંધી કંઇ પણ ગમ ન પડતી હોય તો વાતચીતમાં મૈત્રીભાવે પુસ્તકમાંથી એકાદ બે પ્રસંગ લઇ તે વિષે ચર્ચા કરીએ અને એ રીતે તેમનો શોખ દરેક વિષયમાં કેળવી શકીએ. જે વિષય પરત્વે કોઇને શોખ ન હોય તે વિષય પરત્વેની વાતચીત વાચકના વિષયશોખ મારફતે લઇને આપણે વાચકને તેના અણગમ્યા વિષય પરત્વે વાળી શકીશું.

ગદ્યાપચીસીમાં રમતા વાચકો ઘણુંખરૂં પ્રણયકથાઓ અને જાતીય વિજ્ઞાનને લગતાં પુસ્તકો વાંચવા પ્રેરાય છે, એવો મારો પોતાનો અંગત અનુભવ મને કહે છે. એ પ્રણયકથાઓમાં પણ અમુક પ્રશ્નો તો હોય છે જ. એવા વાચકોને આપણે માત્ર વાતોમાં જ રચ્યાપચ્યા ન રહેવા દેતાં વાતમાં આવેલા પ્રશ્ન તરફ વસ્તુનિર્દેશ કરી તે તરફ પણ દોરવા જોઇએ. આથી આવા વાચકોનું જીવન ઉજ્જ્વળું બનવાનો સંભવ છે. જો એ વસ્તુનિર્દેશ ન થાય તો વાતોથી વાચકના જીવનમાં અસંતોષ ફૂટી નીકળશે. વાચકવર્ગના જીવનમાં આવી રીતે ઉત્પન્ન થતો અસંતોષ અને તેમાંથી ફલિત થતું સંસારસમરાંગણ તેના જીવનને ભયરૂપ બને છે. તેમ ન થાય એટલું જો ગ્રંથપાલ સાચવે તો વાચકજનતાની સેવા બજાવી છે એમ કહી શકાય. આવી સેવાથી એવા વાચકવર્ગનું જીવન ભર્યું ભર્યું થશે અને આપણને-ગ્રંથપાલને પણ વાચકને પુસ્તકનું સાચું દર્શન કરાવ્યાનો સંતોષ પ્રાપ્ત થાય એટલું જો આપણે ન કરી શકીએ તો એટલી આપણી એટલે ગ્રંથપાલની સામાજિક સમજ કર્તવ્ય ફરજ બજાવવાની ખામી જ સમજવી.

તદુપરાંત આ વયના વાચકો જાતીયવિજ્ઞાનનાં પુસ્તકો વાંચીને સમજ્યા વિના વાંચે છે. બને ત્યાં સુધી ગ્રંથપાલે એવા વાચકોને વાચકનું માનસ પારખી એવાં પુસ્તકો વાંચવા આપવાં જ નહિ. છતાં પણ જો વાચકો વાંચવા હઠાગ્રહ જ રાખે તો તેમને પુસ્તકનો પરિચય કરાવી ચોક્કસ સમજ આપવી કે જેથી વાચકને પુસ્તકનું જ્ઞાન પચે અને અનિષ્ટ પરિણામ આવતું અટકે. અલબત્ત, એક બાબત ખાસ લક્ષમાં રાખવાની છે કે ગ્રંથપાલનો સ્વભાવ શાંત, સરળ અને મળતાવડો હોવો જોઇએ. આવો સ્વભાવ જ ગ્રંથપાલની પ્રતિભા અને પ્રભાવનું પ્રતિક બને છે.

કેટલીક વખત એવું બને છે કે ગ્રંથપાલ કોઈક વાચકને પુસ્તક વાચવા ન વાચવાની સલાહ આપે છે ત્યારે વાચકો પણ વિચિત્ર દલીલ કરે છે. તેમની દલીલ આ પ્રમાણેની હોય છેઃ " લેખકને પુસ્તક લખવા જેવું જણાયું, ખાતાને બજેટમાં મંજૂર કરવા જેવું જણાયું અને પુસ્તકાલયને વસાવવા જેવું જણાયું તો પછી કોઇને પણ એ વાંચવા જેવું શા માટે નથી ? " આવા પ્રસંગે જ ગ્રંથપાલની ખરી કસોટી છે. આવા પ્રસંગે ગ્રંથપાલે વાચકને એવા પુસ્તકવાચનથી વાચકના મન પર કેવી અસર થશે અને તેનો અંજામ કેવો આવશે તેને લગતો ખરો ખ્યાલ સામાન્ય વિવેકબુદ્ધિ વાપરી આપવો જોઇએ; અને વાચકને શાંત અને માયાળુ સ્વભાવથી ભાન કરાવે તો મારી ખાતરી છે કે વાચક પોતાનો હઠાગ્રહ છોડી દેશે અને ભવિષ્યમાં તે ગ્રંથપાલની સલાહ પ્રમાણે જ વર્તશે. આવી સલાહ આપતી વખતે ગ્રંથપાલે પોતે પોતાને પ્રજાના સંસ્કારઘડવૈયા તરીકે સમજી યોગ્ય સલાહ આપવી જોઇએ. કેટલાક વાચકોને અશ્લિલ બાબતો વાંચવાનો વધુ રસ હોય છે. એવા વાચકો ગમે એવા સુંદર પુસ્તકમાંથી પણ પોતાને મનગમતો અર્થ તારવી તેનો અચાર કરે છે. ગ્રંથપાલે આવા વાચકોને પણ સાચું માર્ગદર્શન આપી પ્રજાના સંસ્કારસર્જન

પ્રત્યેની ફરજ અદા કરવી જોઇએ. આમ કરવાનું બીજું પણ એક કારણ છે: માત્ર વાંચી જ જાણનાર અથવા તો સંગતિદોષવાળા વાચકો પુસ્તકના ગુણદોષમાંથી પોતાના જીવનમાં ગુણને બદલે દોષનો જ ઉપયોગ કરે છે. જો ગ્રંથપાલ સાચું માર્ગદર્શન કરાવે તો તેનું પરિણામ સુંદર નીવડે. આટલા માટે જ હું ભારપૂર્વક કહું છુ કે ગ્રંથપાલે પ્રત્યેક પુસ્તકનો પ્રથમ પરિચય મેળવવો જ જોઇએ. તથા પોતાની વાચકજનતાનું, આગળ વધીને કહું તો પોતાના વિભાગની સમગ્ર જનતાનું, સંસ્કારસર્જન પ્રતિભા અને પ્રભાવથી ઓપી વિપુલ અને એવા પુસ્તકોના વાચન માટે જનતાને ઉત્સાહિત કરવી જોઇએ, જેથી જનતા અનિષ્ટમાંથી ઉગરી જાય અને સંસ્કારી બને. આવું પરિણામ ત્યારે જ આવે કે જ્યારે વાચકવર્ગ ગ્રંથપાલ અને જનતા તથા પુસ્તકાલય એકમેક સાથે ઓતપ્રોત બની સંસ્કાર-સર્જનમાં એકમેકના પૂરક બને. આથી અશિક્ષિતોને પણ પુસ્તકાલય માટે આકર્ષણ થશે. આ બધી ગ્રંથપાલની ફરજો વિષે મેં જે કંઇ કહ્યું છે તે ફક્ત મારા પોતાના અનુભવ આધારે જ મેં કહ્યું છે, અને મારી ખાતરી છે કે ગ્રંથપાલ જો પોતાની ફરજ સંપૂર્ણપણે બજાવે તો આમજનતાના સંસ્કારમાં જરૂર ઉમેરો થાય. એક વધુ વાતની સ્પષ્ટતા પણ કરી લઉં છું.

મેં ઉપર જણાવ્યું છે તે મુજબ જો ગ્રંથપાલ પોતાની ફરજનું સુકાન રાખે તો જ પુસ્તકાલયનું જ્ઞાનપરબનું બિરુદ સાચું ઠરે. એ બિરુદ સાચું ઠેરવવાનું કાર્ય ગ્રંથપાલ અને વાચકવર્ગનું જ છે એમ હું ભારપૂર્વક કહું તો તે ખોટું નથી.

---

## લેખકો કે કામદારો ?

કોઇ કોઇ વાર જ્યારે લેખકોને મળવાનું, લેખકોની કોઇ નાની સભામાં બેસવાનું કે પરોક્ષ રીતે લેખક મિત્રોની વાતો સાંભળવાનું પ્રાપ્ત થાય છે, ત્યારે મન ઉપર એવી છાપ પડે છે કે જાણે લેખનકાર્ય કરનારા કામદારો જ દૃષ્ટિ સમીપે હોય. કોઇ જ વાર તેઓ નવા અભ્યાસની કે નવું પુસ્તક લખવાની વાતો કરતા હોય છે, અને ઘણી વાર તો આવૃત્તિ ખલાસ થવાની, રોયલ્ટીની રકમનાં રોદણાંનાં, બુકસેલર સાથે નવો કોન્ટ્રાક્ટ કર્યાની, કોપીરાઇટના હક્કની અને પ્રકાશકોના શોષણકાર્યની જ વાતોમાં મશગુલ હોય છે. લેખનમાંથી થતી અર્થ-પ્રાપ્તિ એક વાત છે અને અર્થપ્રાપ્તિ લેખકનું ધ્યેય બની જાય એ જુદી વાત છે. અર્થપ્રાપ્તિ એ જ લેખન માટેનું દૃષ્ટિબિંદુ બની જાય, વાચકોને પુસ્તકો ખરીદવાનો ઉપદેશ કરવા માટે લેખકને ઉત્તેજન આપવાનું પુણ્ય હાંસલ કરવા તરફ આંગળી ચીંધાય, પુસ્તકો માંગીને વાંચ-નારાઓને કે પુસ્તક કરતાં વધારે ધન સીગરેટો પાછળ ખર્ચનારાઓને ઉતારી પાડવા માટે લેખકોની દીન દશાનું પ્રદર્શન કરવામાં આવે, તે બધું એમ બતાવે છે કે લેખકો 'સાહિત્ય-કારો' બનવાને બદલે લેખનવ્યવસાયના કામદારો બનવાને માર્ગે વધુ ને વધુ વળતા જાય છે. એ વ્યવસાયની ગરીબી મટાડવા જતાં કોઇ અપમાર્ગે સરી ન પડાય તે માટે સાવધ રહેવા માટે જ આટલું કહ્યું છે.

(પ્રજાબંધુ ૧૯-૩-૪૪) —સાહિત્યપ્રિય

# કિતાબરૂપી બુલબુલો

( રાગ—મેરી માતાકે સર પર તાજ રહે... )

મારી સાન રહે મારૂં ભાન રહે,
સહમાન સહિત મારૂં જ્ઞાન રહે,
મારા પુસ્તક પ્યારા અનામત રહે,
મારી બુલબુલ કિતાબો સલામત રહે.....મારી૦

મારી ગોદ તણી ચિર યાદીઓ છે,
મુજ બાળપણાના એ સાથીઓ છે,
નવયૌવન નૂર વિચારો એ છે,
આજ એક જ ઇષ્ટ આરામ એ છે.....મારી૦

મુજ મિત્ર કલત્ર ગણો સહુ એ,
મુજ શ્રેષ્ઠ સહોદર બાંધવ એ,
મારી ખલ્ક તમિસ્રના તારક એ,
મારા હૈયાના શોણિત સિંચન એ.....મારી૦

ચહું રોજબરોજ પળેપળ હું,
હેતપ્રીતની વાણી હંમેશ રહે,
ભૂલું દેહ દિમાગની દુઃખ-કથા,
એવા ગ્રંથની મોખા સદાય રહે.....મારી૦

છો હું જેફ થયો જર્જરિત થયો,
છોને આંખે બુઢાપાની ઝાંખ વળી,
પણ પાંખ સમા મારા બુલબુલોને,
નહી આંખથી દૂર કદીજ કરૂં.....મારી૦

મુજ આતમનું છે સમવેદન એ,
દેહ દુર્બલની શૂર વાણી છે એ,
મરી કાયાની કંપિત આરઝુ એ,
મુજ વૃદ્ધની આશ આદેશ છે એ.....મારી૦

ભાનુ જ. શુક્લ



૧. ધરિત્રી—લેખકઃ શ્રી. પ્રેમશંકર હ. ભટ્ટ; પ્રકાશક. શ્રી. શાંતિલાલની કંપની, ૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨; ડેમી કદનાં પૃષ્ઠઃ ૨૪+૧૩૬; બોર્ડપરીનું સાદું સચિત્ર પૂંઠું, કિંમત રૂા. ૩-૦-૦.

આ પુસ્તકમાં નાનાં મોટાં ૬૧ કાવ્યો છે. આ કાવ્યો અર્વાચીન કવિઓ-ઉમાશંકર, સુંદરમ્, બેટાઈ, વગેરેનાં કાવ્યોની ઢબે લખાયેલાં છે. એમાં કવિની ઊર્મિઓ વર્ણવેલી વધારે જોવામાં આવે છે; સંસ્કૃત શબ્દોનો ઉપયોગ છૂટથી થયેલો છે; સંસ્કૃત છંદોનો જ મોટે ભાગે ઉપયોગ કરેલો છે; એક જ કડીમાં વધારે છંદ કોઈ કોઈ વાર આવે છે; અર્થ લીટીને અંતે પૂરો થવાને બદલે કોઈ વાર બીજી લીટીમાં અધવચ અટકે છે; વિષયોમાં સ્વદેશ-ભક્તિ, સમાજસુધારણા, કુદરત વર્ણન, વગેરે ગૌણ રહે છે. કલાપી, કાંત, બોટાદકર, વગેરેનાં કાવ્યોની માફક આ કાવ્યો વાચકના દિલને સરળતાથી સચોટ રીતે આકર્ષી શકતાં નથી. આની ફોરમ લેવા માટે વાચકને પોતાનું નાક કાવ્યોની પાસે સભાન લઈ જવું પડે છે. અલબત્ત, આમ કરતાં આમાં મીઠી સૂક્ષ્મ ફોરમ આવે તો છે જ.

આ કાવ્યોનો અભ્યાસપૂર્ણ વિસ્તૃત પ્રવેશક પ્રા. ડોલરરાય ર. માંકડે લખેલો છે; તથા કાવ્યો સંબંધી ટૂંક નોંધ શ્રી. ભૃગુરાય અંજારિયાએ લખેલી છે.

ગુજરાત કવિતાની સેવા કરવા બદલ આ સંગ્રહના કવિને ધન્યવાદ ઘટે છે; અને કવિતાના શોખીનો એમના સંગ્રહને સત્કારી એમને ઉત્સાહિત કરશે એમ આશા રાખવામાં આવે છે. કરવા પુસ્તકાલયો પણ સસ્તા મૂલ્યના આ પુસ્તક ખરીદશે તો તેમના કવિતા-સંગ્રહોમાં સારો વધારો થશે.

૨. સાધના—લેખકઃ ઉપવાસી; પ્રકાશકઃ રમણલાલ પી. સોની, મોડાસા, એ. પી. રેલ્વે; મુખ્ય વિક્રેતાઃ એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦૮, સચિત્ર જેકેટવાળું બોર્ડપરીનું પૂંઠું, મૂલ્ય રૂા. ૨

આ પુસ્તકમાં ૩૬ કવિતાઓ છે. એમાં પહેલી અને છેલ્લી બે કવિતાઓ લાંબી છે. બીજી કવિતાઓ સાધારણ લંબાઈની છે.

આ કવિતાના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છેઃ પ્રાગ્રૂપ, ઝંખના અને સાધના. આમાં પહેલો વિભાગ લાંબો છે; બીજો ટૂંકો છે; ત્રીજો જરા લાંબો છે.

પહેલા વિભાગમાં નિષ્ફળ પ્રણયનાં ગીતો છે; બીજામાં ઈશ્વરપ્રગતિની ઝંખના છે; ત્રીજામાં સાધનાગીતો છે. આ વિભાગો બહુ સ્પષ્ટ રીતે તરી આવતા દેખાતા નથી.

આ કવિતાઓ નવી કવિતાને ઢાળે રચાયેલી છે. એમા પૃથ્વી, હરિણી, ઉપજાતિ, વગેરે વૃત્તો વધારે દેખાય છે. ૧૪ લીટીવાળા સૉનેટો પણ આમા છે. બંગાળી કવિતાની લઢણ પણ કેટલીક કવિતામા દેખાય છે.

ત્રીજા વિભાગની કવિતાઓમા સમાજવાદની વિચારણા રજૂ થયેલી દેખાય છે. એમાં સોવિયેટ તંત્ર તથા માર્ક્સવાદની પ્રશંસા તરી આવે છે તેમજ ફેસિઝમ તરફનો ઉગ્ર વિરોધ પણ જણાઈ આવે છે.

આ કવિતાઓમાની કોઈ કોઈ વાચતા આનંદ આવે છે, જ્યારે કેટલીક તો સામાન્ય કોટિની લાગે છે.

આ પુસ્તકમા આ કવિતાઓના લેખકના પુસ્તકોના યાદી છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ પુસ્તકના લેખક 'ઉપવાસી' તે જાણીતા સમાજવાદી લેખક શ્રી. ભોગીલાલ ગાધી.

આ પુસ્તકની પ્રસ્તાવના શ્રી. ઉમાશંકર જોષીએ લખી એમાંની કવિતાઓનો વિસ્તૃત પરિચય તેમણે કરાવ્યો છે.

પુસ્તકના કાગળ છપાઈ, પૂઠું, વગેરે ઘણા સારા છે.

અર્વાચીન નવી કવિતાના શોખીનોને આ પુસ્તક ગમશે. તેઓ તેમ જ મોટા પુસ્તકાલયો મવડ પ્રમાણે આ પુસ્તક ખરીદે.

શં. મો. પટેલ

૩. *લોકમાતા ( ભારતની નદીઓ ) લેખક શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ક્રાઉન કદના પૃષ્ઠ ૧૦૪+૮, સાદું પૂઠું, મૂલ્ય રૂ. ૦-૮-૦.

કાકા સાહેબ કાલેલકરે ભારતની ભવ્ય સરિતાઓનુ જે કવિદર્શન પ્રાપ્ત કરેલુ તેનું કાવ્યભરપૂર વર્ણન તે આ લોકમાતા છે.

પુસ્તકમા આપેલ નદીઓના કાવ્યરસનીતરતા વર્ણનોનો અહીં અપાતો આ પરિચય નવો નથી. અત્યાર અગાઉ એ અપાઈ જ ગયો છે બીજી આવૃત્તિનું આ પુનર્મુદ્રણ છે. આગલી આવૃત્તિ જે પણ પુસ્તકાલયોએ હજી મુધી પોતાને ત્યા ન વસાવી હોય તેઓ સત્વર વસાવી લે અને જીર્ણ સ્થિતિમા હોય તેને રદ કરી આ નવીન મુદ્રણને સ્થાન આપે.

૪. +ગાંધીજી—લેખક શ્રી જુગતરામ દવે. પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૩૨+૮, સાદુ પૂઠું, મૂલ્ય ૦-૭-૦

આ પુસ્તકના લેખક શ્રી. જુગતરામભાઈએ આમજનતાનો સારો સંપર્ક કેળવેલો છે, અને તેવો જ નિકટનો સંસર્ગ ગાંધીજી સાથે પણ સાધેલો છે. તેમણે એ બન્નેની વચ્ચે

* બીજી આવૃત્તિનું બીજું પુનર્મુદ્રણ

+ પાચમી આવૃત્તિનુ પુનર્મુદ્રણ,

કઠીરૂપ થઇ આમજનતાને ગાંધીજીનો પરિચય સરળ ભાષામાં આ પુસ્તક દ્વારા આપ્યો છે. આ પુસ્તકની હજારોની સંખ્યામાં છપાયેલી પાંચમી આવૃત્તિ એની લોકપ્રિયતા પૂરવાર કરવા માટે પૂરતી છે. આમજનો સહેલાઇથી અને સરળતાપૂર્વક વાંચી સમજી શકે તેવી શૈલીએ લખાયેલું આ પુસ્તક આજે જ્યારે ગાંધીજીની આત્મકથા મળતી નથી ત્યારે તેના અભાવે આવકારપાત્ર જ લેખાય.

**૫–૧૦. (૧) પતિદેવ, (૨) અખંડ સૌભાગ્યવતી, (૩) તીર્થસ્વરૂપ પિતાશ્રી, (૪) ચિરંજીવી કુમાર, (૫) માતુશ્રી, (૬) ચિ. સુકન્યા**—લેખકઃ શ્રી. સોપાન, પ્રકાશકઃ જીવન સાહિત્ય મંદિર, ભાંગવાડી, કાલબાદેવી, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ અનુક્રમે ૪૮, ૪૬, ૪૮, ૪૮, ૫૮, અને ૫૬, સચિત્ર સાદાં પૂઠાં, દરેકનું મૂલ્ય ૦–૯–૦.

તાજેતરમાં શરૂ થયેલી અને હમણાં હમણાં ઠીક ઠીક પ્રકાશનો પ્રસિદ્ધ કરી આગળ પ્રયત્ન કરતી સંસ્થા જીવન સાહિત્ય મંદિર તરફથી ઉપર્યુક્ત પુસ્તિકાઓ પ્રકટ થઇ છે. દરેક પુસ્તિકાના લેખક આપણા સમાજજીવનના અભ્યાસી લેખક શ્રી. સોપાન છે.

અત્યાર સુધીમાં શ્રી. સોપાને લખેલ સામાજિક નવલો આપણે ત્યાં સારો આવકાર પામી છે. જ્યારે આ પુસ્તિકાઓમાં, એમણે નવી જ શૈલીએ–પત્રાત્મકરૂપે સમાજનાં જુદાં જુદાં ઘટકો આસપાસ ગુંથાતા ગૂંચવણભર્યા પ્રશ્નોની છણાવટ કરી છે.

આજે આપણા સમાજમાં જ્યાં ત્યાં કલેશ–કલહની જ્વાળાઓ એક યા બીજા કારણે સળગતી હોય છે અને તેના મૂળ કારણમાં એક યા બીજા રૂપે ઉપરનામાંથી એક યા બીજું હોય છે. તેમને લગતા કેટલાક સરળ ઉકેલ લેખકે આ નાની નાની પુસ્તિકાઓમાં પત્ની પતિને સંબોધીને, પતિ પત્નીને સંબોધીને, તેમજ પુત્ર, પિતા અને માતા તરીકે સૌ સૌના પ્રશ્નો રજૂ કરીને તેના ઉકેલોની આપ–લે કરે છે.

આપણા સમજજીવનનાં ભિન્ન ભિન્ન ઘટકો પરત્વે લખાયેલી આ પુસ્તિકાઓને પુસ્તકાલયો પોતાને ત્યાં વસાવે.

**૧૧. યુગપુરુષ ગાંધી**—મૂળલેખકઃ વાય. જી. કૃષ્ણમૂર્તિ, અનુવાદકઃ શ્રી. 'સ્વપ્નસ્થ' પ્રાપ્તિસ્થાનઃ ભારતી સાહિત્ય સંઘ. મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૫૮, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૧૦–૦.

મૂળ અંગ્રેજીમાં લખાયેલા પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. આંતરરાષ્ટ્રીય રાજકારણની રાજનૈતિક ઘટનાઓ અને બનાવોની તુલનામા ગાંધીજીની રાજનીતિમાં, આધ્યાત્મિકતા અને સત્યાન્વેષણની દૃષ્ટિ રજૂ કરતું આ પુસ્તક ગાંધીજીના જીવનપ્રસંગો કરતાં ગાંધીજીના સિદ્ધાંતોનું રાજકીય દૃષ્ટિએ આ અવલોકન કરાવે છે.

પરભાષાનો આ અનુવાદ હોઇને ભાષાની સરળતા અને વાચનસુગમતાનો અભાવ જણાઇ આવે છે અને લેખકનું વસ્તુનિરૂપણ સમજવા માટે મગજને ઠીક કસવું પડે તેમ છે.

આંતરરાષ્ટ્રીય રાજકારણને સમજનારાઓ માટે જ આ પુસ્તક ઉપયોગી થવા સંભવ છે.

**૧૨. હિંદના આર્થિક વિકાસની યોજના**—પ્રયોજકો: હિંદના આઠ આગેવાન ઉદ્યોગપતિઓ; પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦૮, સાદું પૂઠું, મૂલ્ય ૦-૮-૦.

સસ્તુ સાહિત્ય વ. કાર્યાલયનું સંચાલન એના આગેવાન ટ્રસ્ટી પ્રમુખ શ્રી. મનુ સુબેદારના હસ્તક આવ્યા પછી, તેના દ્વારા દેશ-કાળની પરિસ્થિતિને અનુરૂપ પ્રકાશનો પ્રસિદ્ધ થવા માંડ્યાં છે. એના દાખલારૂપ "આરોગ્ય અને ખોરાક" શીર્ષક પુસ્તક આપણા ગુજરાતીઓની શારીરિક સંપતિ પર અને તેની ખોરાકસુધારણા પર પ્રસિદ્ધ થયું હતું. એવું જ વર્તમાન પરિસ્થિતિને અનુરૂપ આ બીજું પુસ્તક છે. હિંદના આઠ આગેવાન ઉદ્યોગપતિઓએ મળી એક નિવેદન દ્વારા પંદર વર્ષમાં હિંદની સંપૂર્ણ આર્થિક ઉન્નતિની યોજના પ્રકટ કરી હતી. તે આખીય યોજના આ પુસ્તકમાં ઉતારવામાં આવી હોઇને તેની વિગતવાર સમજૂતી શ્રી. સુબેદારે શરૂઆતનાં પૃષ્ઠોમાં આપી છે.

આપણે ત્યાં પં. જવાહરલાલના પ્રમુખપદે એક નેશનલ પ્લાનિંગ કમિટિ રચાઇ હતી પરંતુ તે પોતાના કાર્યારંભથી આગળ વધે તે પહેલાં તો તેઓ જેલના સળિયા પાછળ ચાલ્યા ગયા. પરિણામે, એ કમિટિનું કામ આગળ વધ્યું નહોતું. દરમિયાન દેશના આઠ આગેવાનો—સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસ, જે. આર. ડી. તાતા, શ્રી. જી. ડી. બીરલા, સર અરદેશર દલાલ, સર શ્રીરામ, શેઠ કસ્તુરભાઇ લાલભાઇ, એ. ડી. શ્રોફ અને જ્હોન મથાઇએ હિંદની પુનર્ઘટનાની એક યોજના તૈયાર કરી છે. એમની આ યોજનાને અનુમોદન આપતા તેમ જ વિરોધ કરતા બન્ને અવાજ મળ્યા છે.

દેશના આર્થિક પ્રશ્નોમાં રસ ધરાવનાર અભ્યાસીઓને પુસ્તકરૂપે બહાર પડેલી આ યોજના પોતાના અભ્યાસમાં ઠીક ઉપયોગી નીવડશે, જ્યારે શ્રી. સુબેદારનો પ્રવેશક એમના અર્થશાસ્ત્રના અભ્યાસનો સુંદર નિચોડ પૂરો પાડે છે.

**૧૩. સાહિત્ય પ્રારંભિકા**—લેખકઃ શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયા, પ્રકાશક, કદ, પૂઠાં ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. એક. ૧૯૪૪

શ્રી. અંજારિયા ગુજરાતી સાહિત્યના જૂના અભ્યાસીઓમાંના એક હોઇને શાળા-પાઠશાળાઓમાં શીખવવાની દૃષ્ટિએ તેમણે આ પુસ્તકની યોજના કરી છે. તેમાં, તેઓશ્રીનું શિક્ષણનું દૃષ્ટિબિંદુ સ્પષ્ટ જણાઇ આવે છે. એમાં લેખકે સાહિત્યનાં વિવિધ અંગો આપીને નરસિંહ-મીરાં યુગથી શરૂ કરી અદ્યતન સાહિત્યસર્જકો અને તેમનાં સર્જનોનો પરિચય આપ્યો છે. પુસ્તકને છેડે અભ્યાસમાં મદદરૂપ થઇ પડે તેવી નોંધ પણ આપી છે; એટલે વિદ્યાર્થીઓને તેમના ગુજરાતી ભાષાના અભ્યાસમાં ઠીક ઉપયોગી થઇ પડે તેવું છે. શિક્ષણ-સંસ્થાઓ આ પુસ્તકને પાઠ્યપુસ્તક તરીકે અપનાવશે તો વિદ્યાર્થીઓને ગુજરાતી ભાષાના અભ્યાસમાં ઠીક સહાયરૂપ થશે.

**૧૪. રંગતરંગ-ભા. ૫ મો**—લેખકઃ શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે, પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયો ચકલો, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૬૪, સાદું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ. ૧૯૪૪

આપણા સાહિત્યના હાસ્યલેખકોમાં શ્રી. જ્યોતીન્દ્ર દવે અગ્રસ્થાને છે. તેમણે લખેલ હાસ્ય-તરંગના તેમના મર્માળા હાસ્યલેખોના ચાર ભાગ પ્રકટ થઇ ગયા છે, જે જનતાનો સારો આદર પામ્યા હતા. આ પાંચમો ભાગ પણ એટલો જ હાસ્યરસભરપૂર હોઇને વાચકને હાસ્યરસની સરસ સામગ્રી પૂરી પાડે છે. શરૂઆતમાં આપેલો લેખકનો પોતાનો પરિચય પણ વાચકને ઠીક રમૂજ આપે તેવો છે. દરેક પુસ્તકાલય એ વસાવી લે. પાછલા ચાર ભાગો પણ જે પુસ્તકાલયોએ ન વસાવ્યા હોય તેઓ પણ સત્વર વસાવી લે.

**૧૫. વેરાનમાં**—(આવૃત્તિ બીજી) લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી, પ્રકાશકઃ જાગ્રતી સાહિત્ય સંઘ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૭૬, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. બે.

પત્રકારના વ્યવસાય અંગે શ્રી. મેઘાણીએ પોતાના પત્રની કટારોમાં સાહિત્યને પોષક એવાં કેટલાંક બોધપ્રદ દૃષ્ટાંતો લખેલાં તેનો સંગ્રહ જે અગાઉ પુસ્તકાકારે પ્રકટ થયેલો તેની આ બીજી આવૃત્તિ છે. દરેક દૃષ્ટાંત બોધક અને પ્રેરક એવી ટૂંકી વાર્તાતુલ્ય હોઇને વાંચનારને સીધી અસર કરી જાય તેવાં છે. પુસ્તકાલયો અવશ્ય વસાવે.

મ. પ્ર. વ્યાસ

**૧૬. આપણું આરોગ્ય**—લેખકઃ શ્રી. મન્મથ ભાઉરાય મહેતા, પ્રકાશકઃ અમદાવાદ વિદ્યાર્થી મિત્રમંડળ, અમદાવાદ. રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળનું આ ત્રીજું પ્રકાશન છે. રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળ વિદ્યાર્થીઓને જાણવાને તથા પોતાની ફરજો બરાબર બજાવી શકે તે માટે આવાં પ્રકાશનો પ્રસિદ્ધ કરે છે. ગુજરાતના વિદ્યાર્થીઓનું આરોગ્ય દિન પ્રતિદિન બગડતું જાય છે અને જેટલી જોઇએ તેટલી કાળજી રખાતી નથી. વ્યાયામ તે કરતા નથી અને ખોરાકમાં જે જાતનાં તત્ત્વો જોઇએ તેને બદલે જીભને વધારે સ્વાદ આપે તેવી વાનીઓનો આસ્વાદ લે છે તેનું સચોટ ભાન આ પુસ્તક વાંચવાથી થાય છે. દરેક વિદ્યાર્થી અને વિદ્યાર્થીપ્રવૃત્તિમાં રસ લેનારાઓએ આ પુસ્તિકા વાંચી જવી જોઇએ. એની કિંમત ૦-૪-૦ છે.

**૧૭. કસ્તુરબા**—લેખકઃ દયાશંકર ભ. કવિ, પ્રકાશકઃ મેસર્સ એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨. ક્રાઉનકદનાં પૃષ્ઠ ૧૫૦, સાદું સચિત્ર પૂઠું, કિંમત રૂ. ૧-૮-૦.

દોઢસો પાનાનું આ પુસ્તક સ્વ. કસ્તુરબાના જીવન ઉપર અચ્છો પ્રકાશ પાડે છે. સાદી ભાષામાં આ જીવન આલેખાયું છે. કસ્તુરબાના અવસાન બાદ ગુજરાતી ભાષામાં એમના જીવનનું આ પહેલું પુસ્તક છે. આ પુસ્તક ખાસ વાંચી જવા જેવું છે. કસ્તુરબાનો ત્યાગ અને ભોગ આપણે આ પુસ્તક વાંચતાં સમજી શકીએ છીએ. અને મહાપુરુષનાં પત્ની થવામાં અસિધારાવ્રત પ્રમાણે કેવી રીતે ચાલવું પડે છે તે આ પુસ્તકમાંથી સહજ સમજાય છે.

ચુ. પુ. શાહ

**૧૮. સૂર્યસારણી**—લેખકઃ શ્રી. રા. રા. હરિહર ભટ્ટ, ૨૨ સરસ્વતી સોસાયટી, પોસ્ટ આનંદનગર મુ. અમદાવાદ. મૂલ્ય રૂા. બે.

આ પુસ્તકમાં સૂર્યનું દરરોજનું અથવા કોઇ પણ સમયના સૂર્યનું સૂક્ષ્મસ્થાન જાણવા માટેનું સરળ ગણિત આપવામાં આવ્યું છે.

આપણાં પંચાંગોનું ગણિત તે બનાવવાનાં સાધનોની રચનાને ઘણો સમય થવાથી અને વેધશાળાઓ ( observatories ) તેમ જ રાજાશ્રયના અભાવે–સ્થૂલ પડેલું છે, જેથી આકાશ સાથે મળતું આવતું નથી. એટલે આપણાં પંચાંગોના ગ્રહોમાં અને સૂક્ષ્મ ગણિત-પદ્ધતિથી બનાવવામાં આવેલાં પંચાંગોના ગ્રહોમાં ઘણો ફરક જોવામાં આવે છે.

વળી સૂક્ષ્મ ગ્રહો જાણવા માટે આપણે પાશ્ચાત્ય પંચાંગોનો આશ્રય લેવો પડે છે. કોઇ કોઈ વખત પરદેશથી અંગ્રેજી પંચાંગો આવતાં વિલંબ પણ થાય છે. આ પરાધીનતા દૂર થવામાં આવાં પુસ્તકો ઘણાં ઉપયોગી થશે.

આ પુસ્તકમાં આપેલાં કોષ્ટકોની મદદ વડે રોજનો સૂર્ય ઘણો સૂક્ષ્મ લાવી શકાય છે અને તે સરળતાથી લવાય છે. દૈનિક ગ્રહોનું ગણિત અત્યંત અઘરૂં છે. પરંતુ લેખક મહોદયે તેને ઘણું સરળ બનાવ્યું છે, એ આ પુસ્તકની ખાસ વિશિષ્ટતા છે.

ગણિત જેવા ક્લિષ્ટ અને નીરસ વિષય તરફ જનતાનું આકર્ષણ ન હોવાથી તેમ જ હાલના અર્થપ્રધાન જમાનામાં રાજા મહારાજાઓ અને ધનિકોની ઉપેક્ષાવૃત્તિથી આવાં ઉપયોગી પુસ્તકોનું પ્રકાશન થતું નથી, જેથી આવા મહત્ત્વના ઉપયોગી વિષયો તરફ પોતાનું જીવન અર્પણ કરનાર આ પુસ્તકના લેખક જેવા ઘણા સંશોધકો નિરુત્સાહી થાય છે તે દેશની કમનસીબી છે.

આવાં ઉપયોગી પુસ્તકોના પ્રકાશન માટે ધનિક જનતાએ ઘણો ઉદાર આશ્રય આપી તેના સંશોધકોને પ્રોત્સાહન આપવાની ઘણી જ આવશ્યકતા છે.

**જેઠાલાલ રેવાશંકર જોશી**

## સામયિકો

**નવચેતન**–( હાસ્યાંક )—સંપાદકઃ શ્રી. ચાંપશી વિ. ઉદેશી; લીમડા પોળ, વડોદરા.

આજે આપણે ત્યાં ચાલતાં સામયિકોમાં " નવચેતન " દિન પર દિન એનું અગ્રસ્થાન જમાવતું જાય છે. આપણા સાહિત્યનાં અગ્રગણ્ય માસિકોમાં એનું સ્થાન ઊંચું છે. એનો ગયો અંક આપણા સાહિત્યના વિવિધ અંગોનું સુરેખ દર્શન કરાવનો પ્રકટ થયો હતો, ત્યારે ચાલુ એપ્રિલ માસનો અંક ખાસ હાસ્યાંક તરીકે પ્રકટ થયો છે. એમાં ગુર્જર સાહિત્યના લગભગ બધા જ હાસ્યલેખકોના હાસ્યકટાક્ષ અને માર્મિક સર્જનોનો સરસ ગુચ્છ વાચકો સમક્ષ રજૂ કરાયો છે. તેમાં પણ " વીસમી સદી " વાળા સ્વ. હાજી-મહમદ શિવજીની યાદને તાજી કરાવતો " અંતે હાસ્યાંક નીકળ્યો ખરો "એ એપ્રિલની પહેલી તારીખની સરસ પિછાન આપનાર લેખ તરીકે આબાદ પૂરવાર થાય છે. આપણામાં હાસ્ય પ્રેરે તેવા લેખો ઉપરાંત, હાસ્યરસનો પરિચય આપનારા અને તેનું વિવેચન કરતા લેખો પણ એમાં છે, એટલે હાસ્યરસનું વિજ્ઞાન મેળવવા ઇચ્છનારને પણ તેમાંથી સારો પ્રકાશ મળી આવે તેમ છે. શ્રી. ગગનવિહારી મહેતા સરખા ગંભીર વિષયો પર લખનારા પણ તેમના લેખનમાં આજના નવા–જૂના ટાઇમ પર હાસ્યરસ જમાવે છે તો હાસ્યના (આજે તો એકલા ? ) ઇજારદાર શ્રી. જ્યોતીન્દ્ર દવે " રવિવાર ન બગાડવા " સૌ કોઇને એમની લાક્ષણિક શૈલિએ આદેશ આપી જાય છે; જ્યારે " નવચેતન "ના નિત્યકટાક્ષલેખક શ્રી. અંજારીઆ એમની કેટલીક વ્યાખ્યાઓ, સ્ત્રી અને પુરુષ, તેમ જ તજજ્ઞ આપીને

એમની હંમેશની રમુજ વાચક સમક્ષ રજૂ કરે છે. આ ઉપરાંત ગુજરાતી સાહિત્યના જાણીતા વિવેચક શ્રી. નવલરામ ત્રિવેદી ( એમનો વિવેચનનો વ્યવસાય છોડી દઇ (?) હમણાં હમણાં ) આ ક્ષેત્રમાં ઝુકાવી પ્રાસંગિક—" મોંઘવારીમાં શું કરશો ? "—નો ઉકેલ આપતાં મોંઘવારીથી બચવાના રહસ્યમય ઉકેલ આપે છે. એકંદરે આખોય અંક હાસ્યરસથી ભરપૂર ભર્યો બન્યો હોઇને સાદ્યંત વાંચી જવાની લાલસાને જરાય રોકાવા દે તેમ નથી.

આવા વિશિષ્ટ અંકો વાચક જનતા સમક્ષ રજૂ કરવા માટે શ્રી. ચાંપશીભાઇની વાચકજનતા ઋણી રહેશે.

**ભક્તિમાર્ગ**—સંપાદકઃ શ્રી. મંગળજી ઉદ્દવજી શાસ્ત્રી, પ્રકાશકઃ શ્રી. મગનભાઇ છોટાભાઇ દેસાઈ, ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ ક્રોસ રોડ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. ૪–૦–૦.

આપણાં અત્યારનાં સામયિકોમાં આ એક વધુ ઉમેરો થાય છે તેને અમે આવકારીએ છીએ. જુદા જુદા વિષયો ચર્ચતાં સામયિકો આપણે ત્યાં ઘણાં ઓછાં છે; વિવિધ વિષયના વાંચનના સંભારરૂપ આપણાં ઘણાં માસિકો હમણાં તો નજરે પડે છેઃ જ્યારે આ માસિક આધ્યાત્મિક અને ભક્તિજ્ઞાનવિષયક સાહિત્ય આપશે એવી આશા આપતું જણાય છે.

એમાં આપેલા તમામ લેખો આપણા ભાગવતધર્મને અનુરૂપ જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, મોક્ષ વગેરે વિષયોને નિરૂપતા જણાય છે. એનો પહેલો આ ખાસ અંક સંખ્યાબંધ ચિત્રોયુક્ત હોઇને એ જિજ્ઞાસુ-મુમુક્ષુઓને ઠીક જ્ઞાનપ્રદ નીવડે તેવો છે.

ભવિષ્યના અંકો પણ સારા નીકળવાની આશા આ અંક જોતાં રાખી શકાય. પુસ્તકાલયો નવા વર્ષથી ગ્રાહક થવા પ્રયત્ન કરે.

**" સ્રીજીવન "**—સ્વ. કસ્તુરબા ખાસ અંક—સંપાદકઃ શ્રી ધીરજલાલ ધ. શાહ; સ્ત્રીજીવન કાર્યાલય, અમદાવાદ.

સ્વ. કસ્તુરબાના અવસાનકાળે હિંદભરના લગભગ તમામ સામયિકોએ એમને એક યા બીજા રૂપે નિવાપાઞ્જલિ આપી છે; તેમ " સ્ત્રીજીવન " માસિકે પણ એમના જીવનપ્રસંગો રજૂ કરતો આ ખાસ અંક પ્રકટ કર્યો છે. એમાં સ્વર્ગસ્થના સંપર્કમાં આવી ગયેલ અને ઇતર ભિન્ન ભિન્ન વ્યક્તિઓનાં સંસ્મરણો છે તેમજ એમના અવસાન પરત્વે તેમને અપાયેલી દેશના આગેવાન નેતાઓની અર્ઘ્યાંજલિ પણ છે. એટલે આખોય અંક સ્વ. કસ્તુરબાના જીવનપ્રસંગો જાણવા ઇચ્છનારને ઠીક માર્ગદર્શક અને પ્રેરક નીવડે તેવો છે.

મ. પ્ર. વ્યાસ

---

[ સામેના પૃષ્ઠનું ચાલુ ]

**૨૨ જગદંબા કસ્તુરબા**—લેખકઃ શ્રી. શિવલાલ જેસલપુરા, પ્રકાશકઃ સરસ્વતી પ્રકાશન મંદિર, ભાવનગર મૂલ્ય ૦–૪–૦.

**૨૩ વસંતવિલાસ**—અનુવાદક અને પ્રકાશકઃ રજનીકાન્ત ભટ્ટ, ૮૩૦, હજીરાની પોળ, સાંકડી શેરી, અમદાવાદ મૂલ્ય રૂા. એક.

**૨૪ પમા મામાનું ગાડુ**—લેખક અને પ્રકાશકઃ ગોકુલદાસ દ્વા. રાયચુરા, શારદા કાર્યાલય, વડોદરા, મૂલ્ય ૦–૪–૦.



## સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૧ હિંદના આર્થિક વિકાસની યોજના—સંપાદકઃ શ્રી. મનુ સૂબેદાર, મૂલ્ય ૦–૮–૦.
૨ સાહિત્ય પ્રારંભિકા—લેખકઃ શ્રી. હિંમતલાલ ગ. અંજારીઆ, મૂલ્ય ૧–૦–૦.

## એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઇનાં પુસ્તકો

૩ ગુજરાતી સાહિત્યની રૂપરેખા—લેખકઃ શ્રી. વિજયરાય ક. વૈદ્ય, મૂલ્ય રૂ. ૧–૧૨–૦
૪ જગત્પ્રેરણા—લેખકઃ શ્રી. ન્હાનાલાલ દ. કવિ, મૂલ્ય રૂ. ૩–૦–૦.

## એન. એમ. ઠક્કરની કંપની–મુંબઇનાં પુસ્તકો

૫ ચિત્રલેખા—મૂળલેખકઃ શ્રી. ભગવતીચરણ વર્મા, અનુવાદકઃ શ્રી. રમણીક મેઘાણી, મૂલ્ય રૂ. ૩–૮–૦.
૬ સાધના—લેખકઃ શ્રી. ઉપવાસી—મૂલ્ય રૂ. ૨–૦–૦,
૭ કસ્તુરબા—લેખક. શ્રી. દયાશંકર ભ. કવિ, મૂલ્ય રૂ. દોઢ.
૮ નર્તકી—લેખકઃ શ્રી. ઉમાકાન્ત, મૂલ્ય રૂ. ૫–૮–૦.

## ભારતી સાહિત્ય સંઘ–મુંબઇનાં પુસ્તકો

૯ વેરાનમાં—લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી, મૂલ્ય રૂ. ૨–૦–૦
૧૦ યુગપુરુષ ગાંધી—લેખકઃ શ્રી. વાય. જી. કૃષ્ણમૂર્તિ, અનુવાદકઃ શ્રી. 'સ્વપ્નસ્થ' મૂલ્ય ૦–૧૦–૦

## જીવન સાહિત્ય મંદિર–મુંબઇનાં પુસ્તકો

૧૧ પતિદેવ, ૧૨ તીર્થસ્વરૂપ પિતાશ્રી, ૧૩ અખંડસૌભાગ્યવતી, ૧૪ ચિરંજીવ કુમાર, ૧૫ પૂજ્ય માતુશ્રી, ૧૬ ચિ. સુકન્યા—દરેકના લેખકઃ શ્રી. સોપાન, અને મૂલ્ય દરેકના ૦–૯–૦.
૧૭ વિદાય—લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂ. ૨–૮–૦

## ગાંડીવ સાહિત્ય મંદિર–સુરતનાં પુસ્તકો

૧૮ ભસ્મરેખા—લેખકઃ શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, મૂલ્ય રૂ. ૩–૮–૦.
૧૯ રંગતરંગ–ભા. ૫ મો—લેખકઃ શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે, મૂલ્ય રૂ. ૧–૮–૦.

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૨૦ આપણું આરોગ્ય—લેખકઃ શ્રી. મન્મથરાય ભાઉરાય મહેતા. પ્રકાશકઃ વિદ્યાર્થી મિત્રમંડળ, અમદાવાદ. મૂલ્ય ૦–૪–૦.
૨૧ જીવતી દિવાલો અથવા રશિયાની કાયાપલટ—લેખકઃ શ્રી. મોહનલાલ ભટ્ટ, પ્રકાશકઃ શ્રી પ્રકાશન મંદિર. ખાડિયા, ગોલવાડ, અમદાવાદ, મૂલ્ય ૦–૮–૦.

[ સાંધણ સામેના પૃષ્ઠને છેડે ]

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત તથા માનદ મહાલ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયની સંસ્થાઓ તપાસી છે અને ફદતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના–સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી પ્રચારકાર્ય કર્યું છેઃ—

૧. **વડોદરા–નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઈ પટેલ માહે જુઆરીમાં—ભાદરણ મહાલનાં** (૧) ઝારોળા, (૨) રૂદેલ, (૩) સુવા, (૪) રણોલી, (૫) વાસણા, (૬) વટાદરા, (૭) ભુવેલ, (૮) જલુધ, (૯) ટીંબા, (૧૦) પીપળોઇ, (૧૧) કાણીસા, (૧૨) કણઝટ, (૧૩) ફીણાવ, (૧૪) જલસણ, (૧૫) જહાજ, (૧૬) સીસ્વા; **પેટલાદ મહાલનાં** (૧૭) ધૈર્યપુરા, (૧૮) સુંદરણા, (૧૯) ભાજેલ; કામગીરી દિન ૨૨.

—**માહે માર્ચમાં ભાદરણ મહાલનાં** (૧) વાલવોડ, (૨) શેરડી, (૩) કિંખલોડ, (૪) પીપળી, (૫) લાલપુરા, (૬) કોસીન્દ્રા, (૭) જોશીકુવા. (૮) ગંભીરા. (૯) બામણગામ, (૧૦) ચમારા (૧૧) સુંદણ, **વડોદરા મહાલના** (૧૨) ફાજલપુર, (૧૩) અણખી, (૧૪) પોર, (૧૫) ઇટોલા, (૧૬) શેરખી, (૧૭) કોટણા, (૧૮) કોયલી; **શિનોર મહાલનું** (૧૯) માલસર; કામગીરી દિન ૨૩.

૨. **મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર માહે ફેબ્રુઆરીમાં વિજાપુર મહાલનાં** (૧) રણાસણ, (૨) અંબોડ, (૩) લાકરોડા, (૪) પુંધરા, (૫) રિદ્રોલ; **મહેસાણા મહાલનાં** (૬) પાલાવાસણા, (૭) પાલોદર, (૮) ખુદ્દાપાલડી, (૯) દેઉ, (૧૦) બામોસણા, (૧૧) સાલડી, (૧૨) ધડા, (૧૩) પીલુદરા; **વિસનગર મહાલનાં** (૧૪) કંસારાકુઇ, (૧૫) બાસણા, (૧૬) ચિત્રોડા; **ખેરાળુ મહાલનાં** (૧૭) વડનગર બાલ, (૧૮) વડનગર મહિલા, (૧૯) મલેકપુર (૨૦) કમાલપુર; કામગીરી દિન ૨૧.

—**માહે માર્ચમાં ખેરાળુ મહાલનાં** (૧) બહાદરપુર, (૨) મીપોર, (૩) ગોવીપુર, (૪) સબલપુર, (૫) રાજપુર, (૬) શેખપુર, (૭) વડનગર–વાચક મંડળ માટે, (૮) કહીપુર, (૯) ત્રાંસવડ, (૧૦) ઉમતા, (૧૧) રંગપુર, (૧૨) હસનપુર, (૧૩) સુંઢીયા, (૧૪) કરબટીયા; **મહેસાણા મહાલનાં** (૧૫) પોલીસ હેડ ક્વાટર મહેસાણા; **વિસનગર મહાલનાં** (૧૬) ગુંજા (૧૭) ભાલક; કામગીરી દિન ૨૦.

૩. **સાવલી મહાલ માનદ પ્રચારક રા. સોમાભાઇ ગરબડભાઇ માહે ફેબ્રુઆરીમાં** (૧) ધર્મપુર, (૨) વાલાવાવ, (૩) કડાચલા, (૪) સુવાલ; **માહે માર્ચમાં** (૧) સમલાયા, (૨) સુવાલ, (૩) બાકરોલ, (૪) રતનપુર, (૫) ધનતેજ, (૬) ડેસર.

૪. **ધારી મહાલ માનદ પ્રચારક રા. વ્રજલાલ દ. મહેતા માહે માર્ચમા** (૧) દેવળા.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના–સમજણ આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ છે.

**ના. નં. ચોકસી,**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ.



**કાયમફંડનું ઉત્પન્ન**—કાયમફંડ ક્યાં રોકવું એ પ્રશ્ન પુસ્તકાલયોને મૂંઝવી રહ્યો છે. જ્યારે વ્યાજના દર ઉતરી ગયા હોય ત્યારે આ રકમનું વ્યાજ ઓછું થાય એ તો સહેજે સમજાય તેવી વાત છે. પણ વ્યાજની રકમ ઓછી મળવાથી પુસ્તકાલયોને ચલાવતાં કેટલી મુશ્કેલી પડે છે તે તેનો અન્થપાલ જ સમજી શકે છે.

પુસ્તકાલય ખાતા તરફથી આ રકમનું વ્યાજ ત્રણ ટકા મળે તેવી વ્યવસ્થા થાય છે એ જાણીને અમોને આનંદ થાય છે. પુસ્તકાલય સ. સ. મંડળની હમેશાં ફરજ છે કે આ કાયમ ફંડ સારી જગ્યાએ અને સારું વ્યાજ ઉત્પન્ન થાય તેવી તેણે વ્યવસ્થા કરવી. પુસ્તકાલય સહાયક સહકારી મંડળને જે કેટલાંક બંધનો છે તે ખાતાને નથી તેથી તે સગવડ કરી શકે છે. આ પ્રશ્ન મંડળને મુઝવનારો હતો અને આના બાબત તેના વ્યવસ્થાપકોએ ખૂબ ચર્ચા પણ કરી.

પૈસા જ્યારે માગે ત્યારે આપી દેવા જોઇએ અને એ રકમમાંથી કોઇ જાતની રકમ ઓછી ન થાય તે બન્ને જોવાનું રહ્યું. આજે સાડાત્રણ ટકાની લોનમાં રૂપિયા રોકવા એ સહીસલામત ગણાય છે. પણ જ્યારે એ લોનોમાં રોકેલા રૂપીઆ જોઇએ તે વખતે એ લોનોના બજારભાવો કદાચ ઘટેલા હોય તો તે વખતે રકમ ઓછી આવે અને તેથી જે ખાધ પડે તે કોણ ભોગવે એ પ્રશ્ન જરૂરથી આગળ આવીને ઉભો રહે. એટલે આવી કાયમ ફંડની રકમ એક બે વર્ષની મુદતથી બાંધી મુદતની થાપણ તરીકે જ મૂકી શકાય. અને તેના વ્યાજનો દર ઘટતો જ જાય છે એટલે પુસ્તકાલય સ. સ. મંડળ શું કરી શકે ! આ પરિસ્થિતિ ખાતાને સમજાવી હતી અને ખાતાએ મંડળની પરિસ્થિતિ, તેની મર્યાદા, અને તેની ફરજો સમજી આ જવાબદારીમાંથી પુ. સ. સ. મંડળને મુક્ત કરી પોતે જવાબદારી ઉપાડી લીધી તે માટે તેને અભિનંદન ઘટે છે. આમાં ખાતાને કે પુસ્તકાલય સ. સહકારી મંડળ વચ્ચે કોઇ પણ જાતનો મતભેદ નથી પણ દરેકને માથે જે જવાબદારી અને ફરજો છે તે સમજ્યા પછી એકે જવાબદારી લીધી અને બીજાએ તે જવાબદારી ઉઠાવી લીધી જેમાં કોઇ જાતનો વાંધો ન લીધો. પુસ્તકાલય ખાતું તે રકમ ક્યાં રોકવાના છે તે વાતની ખબર થોડા વખત પછી પડશે.

કાયમફંડ જે કાર્ય માટે રાખ્યું છે તેના પરથી આપણી નજર ના ખસે. કાયમફંડ આપણી સંસ્થાને કોઇ વર્ષે મદદ ન મળે તે વખતે કામમાં લાગે તે સારૂ દરસાલ આપણે રાખીએ છીએ અને તેમાં ઉમેરો કરીએ છીએ. વ્યાજ એ ગૌણ વસ્તુ છે; રકમ એ મુખ્ય વસ્તુ છે. વ્યાજ લેવા જવામાં કાયમફંડ ઓછું ન થાય તે તરફ દુર્લક્ષ ન અપાય. અને આજે જે સહીસલામત લાગતું હોય પણ ભવિષ્યમાં નુકસાન થવા જેવું લાગતું હોય તો આપણે સાહસ ન કરીએ તો આપણને કોઇ-ટપકો નહિ આપે. ( એટલું જ નહિ પણ આપણે જોવું જોઇએ કે આપણને અત્યારે ક્ષણિક લાભ થતો હોય પણ ભવિષ્યમાં વધારે લાભ લેવાથી આપણે

વંચિત ન થતા હોઇએ તે તરફથી પણ દૃષ્ટિ દૂર થવી ન જોઇએ. ) ( ખાનગી માણસ અને સંસ્થામાં ફેર હોય છે અને સંસ્થા ઉપર તેથી ઘણા નિર્બંધ રાખવામાં જ પ્રજા પોતાની સહીસલામતી જોઇ રહી છે. )

પુસ્તકાલય ખાતાએ જે જવાબદારી ઉઠાવી છે તેમાં તે ફત્તેહ પામે એવી મારી ખરા દીલની ઇચ્છા છે. અને મંડળ તેમને જે જાતનો સહકાર જોઇતો હશે તે આપવામાં પાછું નહિ પડે તેની હું ખાતરી આપું છું.

ચુનીલાલ પુ. શાહ,
અધ્યક્ષ, પુ. સ. સ. મંડળ લિ.

**તાલીમવર્ગ**—વડોદરા પ્રાંત માટેનો પુસ્તકાલય શિક્ષણવર્ગ મે માસની તા. ૨૫, ૨૬, ૨૭, ૨૮ એ દિવસોએ વસો મુકામે શ્રી. ગોપાળદાસ બાગમાં ભરવાનું ઠર્યું છે. એ વર્ગનો લાભ લેવાનું પેટલાદ તથા ભાદરણ મહાલોમાં બીનતાલીમી મંત્રી-ગ્રંથપાલો માટે તેમ જ પ્રાંતના તમામ કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલો માટે ફરજિયાત છે (જુઓ ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલી જાહેરાત નં. ૩ તથા સૂચના નં. ૨૦)

**મહાલ મંડળ તરફે શિષ્ટવાચનની પરીક્ષાઓ**—(૧) કલોલ મહાલ મંડળ તરફથી યોજાયેલી પહેલી પરીક્ષાનો લાભ ૧૯૧ વિદ્યાર્થિઓ તથા ૭૦ વિદ્યાર્થિનીઓ મળીને ૨૬૧ જણે લીધો તેમાંથી ૧૧૩ છોકરા અને ૪૫ બાળાઓ મળી કુલ ૧૫૮ ઉત્તીર્ણ થયા છે. અને ૭ ભાઇ બહેનોને એકંદર રૂ. ૮) નાં ઇનામ વહેંચી અપાયાં છે.

—(૨) ઓખામંડળ મહાલ તરફે યોજાયેલી પરીક્ષાનો લાભ નાનાં મોટાં ૫૬ જણે લીધો હોઇ તેમાંથી ૪૮ જણ ઉત્તીર્ણ થયાં છે અને કુલ રૂા. ૧૨) નાં ઇનામો વહેંચાયાં છે.

**વિજાપુર મહાલ પુ. મંડળ તરફે શિષ્ટ વાચન પરીક્ષા**—તા. ૨૩-૧-૪૪ ના રોજ લેવાયેલી તેનું પરિણામ તા. ૧૯-૩-૪૪ ના રોજ જાહેર થતાં, ૯૮ પરીક્ષાર્થીઓ પૈકી ૮૭ ઉત્તીર્ણ થતાં ૪૪ સુધીના વિદ્યાર્થીઓને ઇનામ આપવામાં આવ્યાં હતાં.

**મહાલ પુ. પરિષદ**—ચાણસ્મા મહાલ પરિષદનું ચોથું અધિવેશન માર્ચ માસની તા. ૨૫-૨૬ ના રોજ મહાલ વહિવટદાર શ્રી. રમેશ્ચંદ્ર ગો. દેસાઇ સાહેબના પ્રમુખસ્થાને કંબોઇ ગામે મળી ગયું.

**વીસનગર મહાલ પુ. મંડળની કારોબારી સભા** તા. ૧૯-૩-૪૪ ના રોજ શ્રી. જાની સા. ના પ્રમુખપદે મળી હતી. તેમાં, ત્રિમાહી નિવેદન મંજૂર કરાયું; રાજરત્ન મહાસુખભાઇ શેઠ, લોકપ્રિય પા. વેલજીભાઇ તથા સ્વ. કસ્તુરબાના અવસાન બદલ શોકપ્રદર્શક ઠરાવ થઇ સૂચના નં. ૧૬ સને ૪૩-૪૪ વંચાણમાં લઇ આ બદલની જવાબદારી કોણ લે છે તે જાણવા ફરીથી એ ઠરાવ રજુ કરવા ઠરાવાયું હતું, જ્યારે ભાલક, ભાન્ડુ, મગરોડા, ગુંજા, બોકરવાડા સા. પુ. તરફથી ભેટનાં પુસ્તકો મંગાવી લેવામાં નહિ હોવાથી તે બીજે સ્થળે આપી દેવાના ઠરાવો થયા હતા.

## પુસ્તકાલયને મદદ

સા. પુ. કહોડા ( તા. સિદ્ધપુર ) ને રૂા. ૫૦૦) શેઠ કરસનદાસ પીતાંબરદાસની પેઢીના ભાગીદાર શેઠ કપૂરચંદ પીતાંબરદાસ તરફથી; રૂા. ૨૦૧) મલેક રાધનખાં પરબતખાં તરફથી.

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૩ સને '૪૩–૪૪

### ગ્રામ તથા કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલ–મંત્રીઓ માટે તાલીમવર્ગ

વડોદરા પ્રાંતના ગ્રામ તેમ જ કસ્બા પુસ્તકાલયોનું કામ કરનારા બીનતાલીમી મંત્રીઓ વા ગ્રંથપાલો માટેનો તાલીમવર્ગ વસો મુકામે મે માસની તા. ૨૫–૨૬–૨૭ ને ૨૮ એ ચાર દિવસો માટે ભરવાનું ઠરાવ્યું છે. પુસ્તકાલય ખાતાએ ઠરાવેલી નીતિ અનુસાર આ વર્ગનો લાભ પેટલાદ તથા ભાદરણ મહાલોમાં ગ્રામ પુસ્તકાલયોના ચાલુ મંત્રી વા ગ્રંથપાલો પૈકી જેમણે અત્યારસુધીમાં ભરાઇ ગયેલા શિક્ષણવર્ગો પૈકી એકેનો લાભ લીધો ન હોય તેમણે ખાસ લેવાનો છે. ગ્રામપુસ્તકાલયો માટેનો વર્ગ સાલાનુબાદ પ્રથમના ત્રણ દિવસ ચાલશે, જ્યારે કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલો માટેનો વર્ગ ચારે દિવસ ચાલશે. કસ્બા પુસ્તકાલયના વર્ગનો લાભ પેટલાદ–ભાદરણ મહાલો ઉપરાંત વડોદરા પ્રાંતના બીજા મહાલોના કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલોએ પણ અવશ્ય લેવાનો છે.

આ વર્ગ અંગે થતો બધો જ ભોજનખર્ચ રાજ્ય પુસ્તકાલય મંડળ ભોગવી લેશે અને હરકોઇ પુસ્તકાલયના મંત્રી વા ગ્રંથપાલ ઉમેદવારને થતો મુસાફરીખર્ચ જે તે પુસ્તકાલયના બજેટમાં પાડી શકાય તેવી યોજના રહેશે. વર્ગનું કામ ચલાવવા માટે રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓ, રાજ્ય પુસ્તકાલય પ્રચારક તથા પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા જે તે પ્રાંતના ભાઇઓ હાજર રહેશે. પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ પણ આવશે જ.

શિક્ષણકાર્ય ચારે દિવસ સવારના ૮ થી ૧૧ તથા બપોરે ૩ થી ૬ એમ બે કકડે ચાલશે. વચલો વખત ભોજન, આરામ, વાર્તાલાપ અને રમતગમત વગેરે માટે રહેશે. રાત્રે ૮।। થી ૧૦ સુધીના વખતમાં શક્ય હશે તો મનરંજનનો કાર્યક્રમ રાખવામાં આવશે કે પછી ઉપયોગી છતાં આનંદજનક વાર્તાલાપ ચાલશે. ત્રીજે દિવસે સવારના ભાગમાં શંકાનિવારણનું કાર્ય અને સાંજના ભાગમાં નજીકમાં જોવા જાણવા જેવું કોઇ સ્થળ હશે તો તેની મુલાકાતે જવાનું ગોઠવાશે. કસ્બા પુસ્તકાલય માટેનો વર્ગ ચારે દિવસ ચાલશે અને તેમાં કસ્બા પુસ્તકાલયના વહિવટી કાર્યનું તેમ જ શાસ્ત્રીય પદ્ધતિના વર્ગીકરણનું સક્રિય શિક્ષણ અપાશે. ગ્રામ પુસ્તકાલયો માટેનો વર્ગ ત્રીજે દિવસે વિખરાઇ જશે, જ્યારે કસ્બા પુસ્તકાલયોનો વર્ગ ચોથા દિવસને અંતે વિખરાશે.

ખાતાએ લાગુ પાડેલા ધોરણ મુજબ પેટલાદ તથા ભાદરણ મહાલોનાં ગ્રામ, મહિલા તથા બાલપુસ્તકાલયોના બીનતાલીમી ગ્રંથપાલોએ તેમ જ વડોદરા પ્રાંતના તમામ કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલોએ પોતાનાં નામઠામ પોસ્ટનું સ્થળ, અભ્યાસ, ઉમ્મર, ધંધો અને પુસ્તકાલય અંગેની કામગીરીની હકીકત સાથેની અરજી અમારા તરફ તા. ૧૫મી મે સુધીમાં

મોકલી આપવી. પ્રાંતના બીજા મહાલોના ઇચ્છુક ઉમેદવારો પણ જરૂરી હકીકત સાથે પોતાની અરજીઓ મોકલી શકશે. અને તે સવડ પ્રમાણે મંજૂર રખાશે.

આ તાલીમવર્ગ માટે ચાલુ સાલના બજેટમાં સવડ ન રખાઇ હોય તેવાં પુસ્તકાલયોએ જરૂરી રકમ પૂરતો ફેરફાર કરવાનું વા બીજી વ્યવસ્થા થવા માટે લખાણ પુસ્તકાલય ખાતાના મે. મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ આ વાંચતાં બરાબર મોકલી આપવું.

વર્ગ માટે જેમની અરજીઓ મંજૂર થશે તેમને વ્યક્તિગત ખબર આપવામાં આવશે, અને તેમણે વર્ગનું કામ ઠરેલા પ્રથમ દિવસના સવારથી જ શરૂ થવાનું હોવાથી આગલી રાત્રે જ વર્ગના સ્થળે હાજર થઇ જવું જોઇશે.

પથારી, જળપાત્ર વગેરે અંગત જરૂરી સામાન ઉપરાંત પુ. ખાતાના વટહુકમ-સૂચનાઓનાં એકીકરણના ત્રણે ભાગો, સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિનું એકીકરણ, વર્ગીકરણ પદ્ધતિનું પુસ્તક, કર્તાઓની નામાવલિ, પોતપોતાના પુસ્તકાલયનું જનરલ રજિસ્ટર ઉપરાંત વિષયવારી નામવારી પત્રકો તૈયાર થયેલાં હોય તો તે અને રા. બ. ગોવિંદભાઇ દેસાઇકૃત **"ઘરમાં રમવાની રમતો"** એટલું સૌએ લેતા આવવું.

શિક્ષક હરી તેમની કામગીરી ગણાય એ માટે હાજરીના દાખલા શિરસ્તા મુજબ આપવાની વ્યવસ્થા રહેશે.

જે તે મહાલના બીનતાલીમી મંત્રી કે ગ્રંથપાલ પૈકી હરકોઇ એક જણને, અને જે [1] પ્રાંત ખાતે નવીન ઉઘડેલા વા ઉઘડવાનાં પુસ્તકાલયોનું કામ કરનાર મંત્રી વા ગ્રંથપાલને, તેમ જ વડોદરા પ્રાંતના તમામ કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલોને આ વર્ગનો લાભ લેવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

વડોદરા,
તા. ૬-૪-૪૪

ગો. નં. ચોકસી
સહમંત્રી.

---

## તમારા ડિવિડન્ડની રકમ મંગાવી ?

જે પુસ્તકાલયોએ ગયા વર્ષના તથા પાછલાં વર્ષોના ડિવિડન્ડની રકમો પુસ્તકાલય સ. સ. મંડળમાંથી હજીસુધી મંગાવી લીધી નથી તેમણે જે તે વર્ષનાં ડિવિડન્ડ વૉરંટ ઉપર સહીઓ કરી મોકલીને મંડળમાં જમાખર્ચ કરાવી લેવા અથવા મનીઑર્ડરથી રોકડું મંગાવી લેવા વિનંતિ છે. જેમના ડિવિડન્ડ વૉરંટ ગેરવલ્લે ગયાં હશે તેમના તરફથી તે પ્રમાણેની અત્રે ખબર આવેથી ડુપ્લિકેટ ડિવિડન્ડ વૉરંટ મોકલી આપવામાં આવશે.

# સામયિક લેખ

## ભણતરનું સાર્થક્ય

તમારા આત્માને પૂછો:

મેં કોને જ્ઞાન આપ્યું ?

મેં કેટલું અક્ષરજ્ઞાન આપ્યું ?

મેં કેટલું અક્ષરજ્ઞાન વધાર્યું ?

ઘન અંધકારમાં એકાદ કિરણ હું પ્રેરી શક્યો ?

ના.

મારા પડોશમાં સુતાર છે, પથ્થરફોડીઆ છે, માટીમાંથી વાસણ ઘડનારા છે, શાક વેચી ગુજરાન કરતા શ્રમજીવીઓ છે અને તેમના ઘરમાં–તેમની ખોલીમાં સહુ અભણ છે.

મારા ઘરમાં નોકર છે–અરે નોકરોનાં ટોળાં છે: ગાડીવાળો છે, ધોબી છે, રસોઇયો છે, દૂધવાળો છે. એ સહુ અભણ છે, એમના ઘરમાં અજ્ઞાન ઘટ્ટ બની રહ્યું છે.

એથી આગળ હું જતો નથી. મારી પાસે જ મારી આસપાસ ફરી વળેલાં આ અંધકારનાં મોજાં હું ઉલેચી નાખું તો ?

બહુ મોટો આદર્શ ન રાખું. નિદાન એક વર્ષમાં ચાર અભણ બંધુઓને હું ભણેલા બનાવું તો ?

ચોવીસ કલાકમાંથી એકજ કલાક હું ગાળું તો એક વર્ષમાં ચાર માનવીઓને સહી કરતાં અને વર્તમાનપત્રોમાં નજર કરતાં તો બનાવી જ શકું.

એક ભણેલો હું ચાર માનવીઓને ભણાવું.

ચાર કરોડ ભણેલા આટલું જ કરે તો બે વર્ષમાં આખું હિંદ અભણપણાના આરોપમાંથી ઉગરી ન જાય ?

ચારે કરોડથી એ ન બને. સેવાભાવના, દેશદાઝ, માનવબંધુતાનો પોકાર કરનાર–પોકાર સમજી શકનાર બે કરોડ હિંદવાસીઓ આ હિસાબે ચારેક વર્ષમાં દેશના અજ્ઞાનને જડમૂળથી દૂર કરી શકે.

એ સ્વપ્ન સાચું પડે એવું નથી શું ?

એક જ માર્ગ: બીજાઓ શું કરે છે એ હું નહિ વિચારૂં.

હું તો આજે એક જ સંકલ્પ કરૂં:

મારાં અભણ ભાંડુઓમાંથી ચારને તો હું એક વર્ષમાં વાંચતાં લખતાં બનાવીશ જ. બીજા ભોગ તો મ્હારાથી ન અપાય; આટલો એકાદ કલાકનો પણ ભોગ હું આપું તો મારૂં ભણતર સાર્થક થશે—

તે સિવાય મારૂં ભણતર ફોક છે.*

શ્રી. રમણલાલ વ. દેસાઇ

---

* "શારદા" માર્ચ '૪૪

# એક અભાગી દેશ

પૂ૦ કસ્તુરબાના શબને પાલખીમાંથી ચિતા ઉપર પધરાવવામાં આવી રહ્યું હતું, તે વેળાએ મહાત્મા ગાંધીજીની આંખો અશ્રુભીની થઇ હતી........અને પૂ૦ બાપુજી શાલના છેડા વતી આંખો લુછતા દેખાયા હતા..........

એમની આંખોની સામે તો ચિતા હતી........પરંતુ એ વેળાએ એમના અંતરની આંખો સામે શું શું તરવરી રહ્યું હશે........ કોણ જાણે ?

એક અભાગી ધરતી, એમાં એક અભાગી દેશ,
એ એનાં દુઃખનો જાણણહારો, એક ઘુમે દરવેશઃ
નિચોવીને નિજની કાયા,
ધુવે સૌ પાપ—ઓછાયા

કોઇ પૂજે એને પ્રાણને પુષ્પે, કોઇ દિયે એને ગાળ,
પ્રેમનાં પુષ્પ ને ગાળો ગુમાનની એને ન હર્ષ, ન ઝાળ !
ગુંજે સદા ગાન રૂપાળું:
"ધરા પે સ્વર્ગ ઉતારૂં !"

એક તપશ્ચર્યા આદરી એણે, ધોવા ધરાના મેલ,
સ્તબ્ધ થઇ આખી સૃષ્ટિ નિહાળે, આંખમાં અશ્રુરેલ:
"કસોટીની કારમી વેળા:
પ્રભુ રે'જે એની ભેળા !"

ડુંગરા ડોલ્યા, દિશાઓ ધ્રૂજી, સાગરે મૂકી માઝ,
પાતાળ ચીરીને પ્રલય ડૂકયો, સંગ સંહારનો સાજ:
ધીંગાણું જામિયું ઘેરૂં:
તેજ ને તિમિર, કેરૂં !

ધડ ધડાધડ ધરાપે પડતાં, શિર ઊડે આકાશ,
તપસી કેરાં તપ મેલાવા, પ્રપંચ નાખે પાશ:
કડાકા કારમા બોલે,
વિનાશના ડુંગરા ડોલે !

મોતના ભેંકાર તાંડવ વચ્ચે ધીર ઊભો અવધૂત
નિરખે કેરા મહેલમાં કરે શું ભૈરવ કેરા ભૂત
જીવનની માયા ન જેને,
મૃત્યુ શું ડરાવે તેને !

એક સદાનો સાથી એનો, એક હૈયાનો હાર,
પગલે પ્રાણ પરોવીને ચાલતો, એક જીવનનો તારઃ
રાતોરાત આંખો મીંચી,
ચાલ્યો ઉરે આંસુ સીંચી !

વેદના આતમ એની ભરી ફરી થીર થયો અવધૂત,
ખાંડાની ધાર છ મારગ સતનો, કેમ છોડે કો સપૂત !
અંગો નિજ કેરાં વધેરીઃ
ચરવવા જળના વેરી !

આતમ રુએ, ને આંખ હસે, એનું કાળજું કરુણાવાસ,
દેશ-ધરાના દુઃખનું ઓસડ શોધે પૃથ્વીઆકાશ !
તપસ્યા ઘડી ન મૂકેઃ
સૂરજ કદી તપવું ચૂકે !

વેદના કેરો સાગર છલકયો, તેમાં મચ્યું તોફાન,
ખોળામાં મસ્તક મેલીને સંચરી-એક જીવનની લ્હાણઃ
હતી શૈશવથી સાથે...
તેની ચેહ રચવી હાથે !

એક ચિતા એની આંખોની સામે, એક છે અંતરમાંહ્ય,
ત્રીજી ચિતા જલે દેશમાં, જેની જવાળા આકાશે જાયઃ
પોઢેલા દેવને કે'વાઃ
"ક્યાં લગી ઊંઘશો દેવા ?"

હૈયાના અશ્રુહોજમહિંથી ઝળકયાં બે એને નેણ,
કાયાની કણીયે કણીને કોરતી વેદના ને નથી વેણઃ
કસોટી કારમી થાતી,
જગતની આંખ ભરાતી !

રોઇ દિશાઓ, ડુંગરા રોયા, રોયા સૂરજ સોમ,
એક અવાજે પોકારી ઉઠયા સૃષ્ટિના નવલખ રોમઃ
"ગયો શું વિધાતા પોઢી,
માથે કાળો કામળો ઓઢી" *

* તા ૨૬-૨-૪૪ ના "જન્મભૂમિ"માંથી.

આખા હિંદની જ્યાં નજર મંડાઇ છે:

# પુરાણપ્રસિદ્ધ મણિપુર

આજે આખા ભારતવર્ષનું લક્ષ મણિપુર ઉપર કેન્દ્રિત થયું છે. હિંદની પૂર્વી સરહદ પર આવેલા આ દેશી રાજ્યની સરહદમાં જાપાની દળો પેસી ગયાં છે. મણિપુર દ્વારા જાપાન હિંદમાં ઘૂસવા ચાહે છે.

આ મણિપુર માત્ર ઇતિહાસપ્રસિદ્ધ નથી, એ તો પુરાણપ્રસિદ્ધ. લગભગ પાંચ હજાર વર્ષ પહેલાં લખાએલા મનાતા મહાભારતના યુદ્ધ પહેલાં અર્જુન જ્યારે બાર વર્ષનું બ્રહ્મચર્યવ્રત લઇ, અસ્ત્રશસ્ત્રની પ્રાપ્તિ માટે પરિભ્રમણ કરવા નીકળ્યો હતો ત્યારે ભમતાં ભમતાં તે મણિપુરમાં આવ્યો હતો. ત્યાંના રાજાની એક માત્ર યુવાન અને વીર પુત્રી ચિત્રાંગદા એના ઉપર મુગ્ધ થઇ હતી અને અર્જુને તેનું અને તેની સખી નાગકન્યા ઉલૂપીનું પાણિ-ગ્રહણ કરી, થોડો વખત મણિપુરમાં વસવાટ કર્યો હતો. ઉલૂપીના સંયોગથી બભ્રુવાહન નામનો વીર પુત્રનો જન્મ થયો હતો, જેણે પાછળથી પાંડવોના અશ્વમેધ યજ્ઞના ઘોડાને બાંધી, એના રક્ષક ખુદ અર્જુનને પણ પરાજિત કર્યો હતો.

આ રીતે મણિપુર અતિ પ્રાચીન કાલથી જાણીતું છે. આજે એ પોતાની વિશિષ્ટ, લલિત, કોમળ, મધુર, લાસ્ય પ્રકારની નૃત્યકલાને કારણે જાણીતું છે. માદક મણિપુરી નૃત્યની બરોબરી કરી શકે એવી બીજી કોઇ નૃત્યપદ્ધતિ ભાગ્યે જ મળી આવશે.

લગભગ સાડાચાર લાખની વસ્તી છે મણિપુર રાજ્યની. એમાંથી સાઠ ટકા જેટલા હિંદુઓ છે અને પાંત્રીસ ટકા જેટલા લોકો નાગ, ખાસી અને એવી જંગલવાસી જાતિઓના છે. રાજ્યનો કુલ વિસ્તાર સાડાઆઠ હજારથી વધુ ચોરસમાઇલ જેટલો છે.

આખો પ્રદેશ ડુંગરાળ છે, વિકટ છે, ગીચ ઝાડી અને જંગલોથી ભરપૂર છે, એ ડુંગરાળ પ્રદેશની વચ્ચે પચાસ માઇલ લાંબી અને વીસ માઇલ પહોળી એક ખીણ છે. મણિપુર કુદરતી સૌંદર્યથી છલકાય છે. એની જંગલી જાતિઓ ખડતલ છે. ચહેરામોરા અને શરીરના ઘાટ પરથી મણિપુરીઓ ચીની અને બર્માઓની યાદ દેવરાવે છે.

અઢારમી સદીના પ્રારંભમાં મણિપુરના રાજા પામહીબાએ બ્રહ્મદેશ ઉપર કેટલીયે વાર ચડાઇ કરી. એનું વેર લેવા માટે બ્રહ્મદેશવાસીઓએ મણિપુર ઉપર વળતું આક્રમણ કર્યું અને તેથી મણિપુરના રાજાએ ૧૭૬૨ ની સાલમાં પહેલી જ વાર અંગ્રેજો સાથે મૈત્રીની સંધિ કરી.

પ્રથમ બર્મી વિગ્રહ દરમિયાન પણ બર્મી લોકોએ મણિપુર ઉપર આક્રમણ કર્યું હતું. એ વિગ્રહને અંતે, ૧૮૨૬ ની સાલમાં મણિપુરને સ્વતંત્ર રાજ્ય તરીકે જાહેર કરવામાં આવ્યું હતું. ૧૮૯૧ થી ૧૯૦૭ સુધી, અત્યારના રાજા ચુડાચન્દ્ર સિંઘ જ્યારે સગીર વયમાં હતા તે દરમ્યાન બ્રિટિશ સત્તાએ પોલિટિકલ એજન્ટ દ્વારા રાજ્યનો વહીવટ ચલાવ્યો હતો. ૧૯૦૮ માં રાજા ચુડાચન્દ્ર સિંઘ ગાદીએ આવ્યા હતા.

મણિપુર રાજ્યનો મુખ્ય પાક ચોખા છે, ખોરાક પણ એ જ છે. જંગલની પેદાશ પણ મણિપુર રાજ્યને ઠીક ઠીક મળે છે. વાર્ષિક આવક લગભગ સાડાસાત લાખ જેટલી છે. તેમાંથી દર વર્ષે પાંચહજાર રૂપીઆ બ્રિટિશ સરકારને ખંડણી તરીકે ભરવામાં આવે છે.

ઇમ્ફાલ મણિપુરનું પાટનગર છે. આજે તો તે લશ્કરી પ્રવૃત્તિનું કેન્દ્ર થઇ પડ્યું છે. મણિપુરી મૃદંગના નાદ અને નૃત્ય કરતી લલિતાંગીઓના નૂપુરઝંકારને બદલે આજે તો ત્યાં વિમાનોના ઘર્ઘરાટ અને લશ્કરી યંત્રોના બીષણ અવાજ સંભળાવા લાગ્યા છે. મણિપુરની ધરતી પર યુદ્ધ આવી ગયું છે.

પાંચ હજાર વર્ષ પહેલાંના મહાભારતમાં મણિપુર આલેખાયું હતું. આજનું વિશ્વ-વ્યાપી મહાભારત પણ મણિપુરની ધરતી પર જઇ ચડ્યું છે.

[ "જન્મભૂમિ"માંથી. ]

---

# હિંદનોવિદ્વા ન ચીનાઇ મિત્ર : લીન યુ-ટાંગ

"હિંદનો મુદ્દો એ એકલા હિંદના મુદ્દા કરતાં વધારે મહત્ત્વનો છે: તે મુદ્દો સ્વાતંત્ર્યનો અને તેનું આપણે શું કરવા માગીએ છીએ તે વિશેનો છે. સામ્રાજ્ય વિરુદ્ધ સ્વતંત્રતાના મુદ્દાની સામે પણ આપણે જોવા માંગતા નથી, તેથી આપણે એક અતિવિલક્ષણ સ્થિતિમાં આવી પડ્યા છીએ, જે સ્થિતિ માત્ર અંગ્રેજો સિવાય બીજા બધાને અકળાવી રહી છે. આ સ્વાતંત્ર્ય માટેના વિગ્રહમાં સ્વાતંત્ર્ય માટે લડનારા હિંદી વીરો તો જેલમાં છે અને તેમનો અપરાધ એ છે કે તેઓ સ્વાતંત્ર્ય માટે લડે છે !"

આ બળબળતા ઉદ્ગારો નથી જવાહરલાલ નહેરૂના કે નથી ગાંધીજીના. તે તો એક પરદેશી વિદ્વાનના દિલનો પોકાર છે, જેણે પોતાના દેશ ઉપર આક્રમણ કરનાર અને તેની ખાનાખરાબી કરનાર પરદેશી સામેની લડતમાં પણ ફાળો આપ્યો છે. લીન યુ-ટાંગે એ શબ્દો દુનિયાના એક નાગરિક તરીકે બળબળતા દિલના લોહીથી લખ્યા છે. સામ્રાજ્યવાદી જાતિના અને તેના મદદનીશોનાં મસ્તિષ્કમાં એ શબ્દોનો રણકો વગાડવાના હેતુથી લખ્યા છે.

લીન-યુ-ટાંગ ૪૮ વર્ષની વયનો છે, ચીનમાં જન્મ્યો છે. શાંગહાઇની સેંટ જ્હોન્સ યુનિવર્સિટીમાં તેણે અભ્યાસ કર્યો છે અને અમેરિકામાં તે રહી આવ્યો છે. લીપઝીગની જર્મન યુનિવર્સિટીમાં જઇને તેણે ફિલસૂફીના ડૉકટરની પદવી મેળવી છે. પરદેશી કેળવણીથી તેના દૃષ્ટિબિંદુમાં તફાવત પડયો નથી. એ તો એક હસમુખો ચીનો જ રહ્યો છે.

એણે લખેલા 'મારો દેશ : મારા લોકો' પુસ્તકથી આખી દુનિયામાં ખળભળાટ મચી ગયો હતો. તેમાં તેણે પોતાના દેશ ચીનની પરિસ્થિતિ આલેખી છે. ગોરી પ્રજાએ એ દેશમાં ઊતરી પડીને જે શોષણ કર્યું છે તેનું તેમાં હૃદયદ્રાવક ચિત્ર છે. ચીનની પરમ હિતૈષી શ્રીમતી પર્લ બક લીનને 'એશિયા' પત્રમાં લખવાની સગવડ કરી આપી હતી, જેનાં કોલમો દ્વારા લીન યુ-ટાંગ એશિયાની પરવશ પડેલી પ્રજાઓની સ્વતંત્રતા માટેની લડત ચલાવતો. અમેરિકાના રહીશોના મગજ ઉપર તેથી શકો બોકાની.

લીને પોતાનાં લખાણોમાં રાષ્ટ્રોના ફાસીસ્ટ સિદ્ધાંતોના પાયા ઉપર જ ઘા કરવા

માંડ્યા. હીટલર અને તેની ટોળકી ઉપર એ સખ્ત પ્રહારો હતા, પણ તેની કોઇએ દરકાર કરી નહિ. એ પ્રહારોની પાછળનો આશય સારો હતો એમ સ્વીકારવામાં આવતું, પરંતુ રાજ-સત્તાના અનુભવોની સામે એ વાતોને બાલિશ માનીને ધુત્કારવામાં આવતી. લીન યુન્ટાંગ તેથી ગભરાયો નહિ. તેનાં લખાણો વધારે કટાક્ષયુક્ત થયાં.

લીન-યુટાંગ એ લોકસત્તાવાદી મતનો છે, પરંતુ ચર્ચીલ, સેમ્યુઅલ હોર કે ઈંગ્લાંડના 'ખ્રિસ્તી' લોર્ડ હાલીફાક્સ કરતાં વધુ ઉદાર છે. જનતા ઉપરની તેની શ્રદ્ધા અપાર છે. તે કહે છે: "મને હંમેશાં એમ લાગતું આવ્યું છે કે ઇશ્વર હમેશાં જનતાની દ્વારા જ કામ કરે છે. જનતાના ટોળાને એક પ્રકારનો પવિત્ર અધિકાર છે...જ્યારે લોકોનું ટોળું ગુસ્સે થયું હોય છે ત્યારે ઇશ્વર જ ગુસ્સે થએલો હોય છે. જ્યારે જનતા હિંસક બને છે ત્યારે હિંસક બનવાની જરૂર જ ઊભી થઇ હોય છે..." આવા માણસને સ્વાતંત્ર્ય માટે લડતી અને પરદેશી માલિકોના પંજામાંથી છૂટવા તરફડતી પ્રજા તરફ અંગત રસ ઉત્પન્ન થયો હોય તેમાં નવાઇ નથી.

હિંદના અનૈક્ય વિષેની સામ્રાજ્યવાદીઓની પોપટવાણીને લીન યુન્ટાંગે તોડી પાડી છે. જ્યાં અનેક દેશોની પ્રજા એકતા સાધી ચૂકી છે એવા અમેરિકા તરફ આંગળી ચીંધીને તે કહે છે: "હિંદુઓ અને મુસલમાનો હિંદમાં એક જ શેરીમાં સાથે રહે છે, કે જેમ બ્રુક-લીનમાં ઈટાલિયનો અને આયરિશ લોકો રહે છે. જે વધારે જરૂરનું છે તે એ છે કે તેઓ એક વાતમાં તો ઐક્ય ધરાવે જ છે અને તે વાત પોતાના દેશના સ્વાતંત્ર્યની છે."

[ 'પ્રજાબંધુ'માંથી

---

# ખરી ખાનદાની

બદામની એક નાનકડી ઢગલી પડી હોય, એક પછી એક બદામનો તમે ઉપયોગ કરી રહ્યા હો અને સારામાં સારી બદામ ખાધા પછી એકાદી કડવી બદામ ચાવવામાં આવે તો મિજાજ બગડી જાય છે, મીઠી બદામનો બધો સ્વાદ દૂર થઇ જાય છે અને કડવાશ મગજમાં પેસી જાય છે.

બદામની નાની ઢગલીની કડવી બદામ એ મારે યાદ કરી છે કે, એક વ્યક્તિમાં ઘણા ગુણ હોય પણ એ બધા ગુણોની બદામમાં એક કડવી બદામ આવેલી હોય તો બધાં પર પાણી ફરી વળે છે.

કડવાશ એ માનવીની અંદરનો એવો દુર્ગુણ છે કે એ માનવીના ચારિત્ર્યના ગર્વને ગિરાવી દે છે.

એક વ્યક્તિએ બીજી વ્યક્તિ ઉપર ચોક્કસ ઉપકાર કર્યો. આ ઉપકાર અબોલ રહે છે તો જ એની સુવાસ ફેલાય છે, પણ જે ઘડીએ આ ઉપકારનું 'ફુલેકું' ફેરવવામાં આવે છે તે દિવસથી એ પાછળની મઝા મરી જાય છે.

ઉપકાર કરવો એટલે માત્ર આર્થિક મુશ્કેલીમાં આવેલાને પૈસાની મદદ કરવી એમ નથી. જ્યારે કોઇનું અંતર જલતું હોય ત્યારે એ અંતર પર વીંજણો ઢોળનારો માણસ ઉપકાર કરે છે. પણ ઉપકાર કરવાની અદાથી નહિ, સ્વાભાવિક રીતે.

બીજા કોઈ માનવીને જ્ઞાન મેળવવું હોય અને એ જ્ઞાનના પ્રદેશ પાસે જવાની એની પાસે માનસિક સગવડ ન હોય તો એના યાત્રીને જ્ઞાનના માર્ગ પર મૂકી દેનાર જરૂર એ આત્મીના જીવનને નવો આકાર આપવાની ક્રિયામાં ભાગ ભજવે છે.

માનવસંબંધ એટલે આ બધો સંબંધ માનવસંબંધ એ કોઈ જાદુગરનો વિષય નથી. સુરમીનટ દાખવવા માટેની એ કોઈ વ્યાસપીઠ નથી

મીઠી નજરથી, સુગંધી શબ્દથી, ઉત્તેજનના ઉમળકાથી—માનવસંબંધની માળા ગૂંથી શકાય છે.

કોઈને ઉતારી પાડવો એના કરતાં કોઈને ઊંચો મૂકવો એવી લાગણી જેનામાં રહે છે એ આદમી સૌથી પહેલાં તો પોતાની જાતને અનોખી રીતે ઊંચે મૂકી આપે છે

જગતના મહાન માણસો માત્ર એમના ઉમદા ચારિત્ર્યને કારણે, બીજાઓને જીવનનું શિલ્પ ઘડવાની પ્રેરણા આપે છે.

વ્યક્તિ મરે છે, પણ એની પ્રેરણા ક્યારેય મરતી નથી. ખાનદાનો એક પછી એક જગતમાંથી ચાલ્યા જાય છે, પણ એમણે પાછળ રાખેલી ખાનદાનીની સુવાસ ક્યારેય ઊડી જતી નથી.

નાની વિગતોથી પણ માનવસંબંધની મિઠાશ જળવાય છે તમે જેની સાથે સંબંધમાં આવતા હો એની સાથેના વાક્યોમાં જો તમે ચમત્કાર મૂકો—એ ભાષામાં તમે માનવઘડતરની ઇજનેરીને છુપાવી રાખો તો તમારા સંસર્ગમાં આવેલો એ માણસ, એના અંતર માટે કાળજી રાખતો થઈ જશે.

અવળે માર્ગે જતા આદમીઓ ભલે આજે દુનિયાને પોતાની કરવાના મનસુબા ઘડે, પણ જેઓનો માર્ગ અવળો છે, જેઓનું નાકન ભ્રષ્ટ છે, જેમનો ઘાટ સ્વાર્થનો છે એ માણસો ઇતિહાસની એક ઘડીએ થંભી જવાના છે એમને થંભાવશે માનવતાનો પક્ષ એમના કદમને રોકી પાડશે, જીવનની કીમતી તત્ત્વો

એટલે આજે દેખીતી રીતે માણસાઈની કિંમત ભલે ઓછી લાગતી હોય, પણ એની કિંમતની જાણ આજે નહિ, કાલે થશે

માણસાઈ એ તો એવો ઝરો છે કે એના પાણીને રોકી શકાશે નહિ. એની આડે પાળ બાંધનારાઓની પરવા કર્યા વિના એ પ્રવાહ આગળ ને આગળ જતો જ હશે

તમારા નાનામાં નાના ગુણોને તમે એક ફૂલવાડી જેવા સમજજો એ ફૂલવાડીની માલણ છે જિંદગી. એ માલણ મારફત તમે સૌને ગજરો પહોંચાડવા પ્રયત્ન કરજો તમે જો ફૂલનો ગજરો મોકલશો તો તમને સામો કોઈ કાંટાનો ભારો મોકલશે નહિ અને ધારો કે એમ બને તોયે એક દિવસ એ કાંટા તમારા ફૂલ સામે લાજી મરશે

માનવસંબંધની માળા ગૂંથવામાં તમે સફળ થશો તો તમારા મિત્રોને પણ એ માળાને આગળ લઈ જવામાં રસ આવશે અને આ રીતે તમારા સંબંધો સુગંધી બની જશે

આ માટે તમારા મૃદુ અવાજથી માંડીને, તમારી મૃદુ જીવનશૈલીની જરૂર પડશે

એક કામ હાથ પર લીધા પછી એનું પૂર્ણવિરામ આવે નહિ ત્યાં સુધી એની ફરિયાદ કર્યા કરશો નહિ જો કાર્ય તમારા મગજને દુઃખાવો આપનારું હોય તો એનો યોગ્ય નિકાલ લાવી દેજો

તમારા મંડળમાં તમે છો માટે અજવાળું છે એ સૂ૰ સાચી વાત હોય તો પણ એ અજવાળાની જાહેરાત તમે કદી કરશો નહિ.

તમારા સહવાસને કારણે કોઇ ઊંચે જાય ત્યારે વારેવારે તમે આંગળી ચીંધી કદી કરશો નહિ: " મારે લીધે. "

તમે બોલશો નહિ પણ તમારી ખાનદાની બોલ્યા વિના રહેશે નહિ.

ખાનદાની એટલે મોટરમાં ફરવું, રાજગિરાનોની વચ્ચે બેસવું, રેડિયો સાંભળવો, ચહાના પ્યાલાઓ ફેરવવા, સાહ્યબીને બોલતી રાખવી–ના, આ બધાનો સરવાળો એટલે ખાનદાની નહિ.

ખાનદાની કોઇ ગરીબ ઘરમાં પણ વસવાટ કરતી હોય છે. ખાનદાની મનમાં વસતી હોય, સંસ્કારોની ફોરમ મારફત ઊડતી હોય, માનવસંબંધની ખુશ્બોથી એ બોલતી હોય તો એ ખરી ખાનદાની છે.

( " વન્દેમાતરમ્ "માંથી )

---

## પથ્થરની પૂજા

એ કહે છે પૂજવાને શું તને પથ્થર મળ્યો ?
પૂજતાં પથ્થર કહ્યું મેં હા ! મને ઈશ્વર મળ્યો.
તું કહે પથ્થર ભલે, પણ એ તો શાલિગ્રામ છે,
એ મહીં બ્રહ્મા મળ્યો. વિષ્ણુ મળ્યો શંકર મળ્યો.
કોઇ સ્થળ એના વિના ખાલી નથી મળતું મને,
કો સ્થળે અલ્લાહ મળ્યો તો કો' સ્થળે ઈશ્વર મળ્યો.
ઝૂંપડીમાં કોઇની એનાં મને દર્શન થયાં,
કોઇના મહેલે મળ્યો એ કોઇના ઘર પર મળ્યો.
બુંદની હું આંકણી કરતો હતો કંઇ કાળથી,
આજ સમઝાયું મને કે બુંદથી સાગર મળ્યો.
કેમ ના ઈર્ષા કરે, તારી, અરે દુનિયા મલક !
મુસ્તફા (સ.) જેવો તને સંસાર–પેગમ્બર મળ્યો.
ધ્યાનથી જોતાં જણાશે રૂપ કંઇ જુદાં નથી,
શું થયું હીરો મળ્યો કે શું થયું કંકર મળ્યો !
ભાગ્યમાં પથ્થર લખ્યો છે શું પછી બીજું મળે ?
હું ગયો કાબે તો મુજને ત્યાંય પણ પથ્થર મળ્યો
લાખ હીરા હોય પણ એની ઉપર બલિહાર છે,
ધન્ય 'શયદા' ધન્ય એ હીરા રૂપી પથ્થર મળ્યો.

' શયદા '

[ તા. ૧૧-૩-૪૪ના " બેપરી બોજ "માંથી. ]

એક રાતમાં નંદનવનનું સ્મશાન બનાવતો

# જ્વાળામુખી વિસુવિયસ

યુદ્ધ, દુષ્કાળ, ભૂખમરો અને રોગચાળાનાં માનવ–ભક્ષક અનિષ્ટો જાણે કે ઓછાં પડતાં હોય તેમ કોપેલી કુદરતે એક નવું અનિષ્ટ માનવપ્રાણીઓનો બલિ લેવા માટે ઉમેર્યું છે અને ક્રોધને ઉશ્કેરવા કારણ નહિ મળતું હોવાને લીધે શાન્ત બેઠેલા દુર્વાસા મુનિ જેવો શાન્ત પડેલો ઇટલીના નેપલ્સની બાજુમાં આવેલો વીસુવિયસનો જ્વાળામુખી પર્વત એકાએક ધગધગતો લાવાનો રસ ઓકવા લાગ્યો છે.

નેપલ્સનું બંદર દુનિયામાં રમણીયમાં રમણીય ગણાય છે. તેનો દરિયાકાંઠો વિશ્વભરના પૈસાપાત્ર સહેલાણીઓનું જબ્બર આકર્ષણ છે. આવા રમણીય સ્થાનની સામે વિસુવિયસનો જ્વાળામુખી પર્વત કુદરતે ખોડી દીધો છે અને કમનસીબ ઇટાલીના આ પશ્ચિમકિનારાના બંદર આગળ વિનાશનો ઉનો રસ વહેવડાવતો સર્વનાશનું તાંડવ ભજવી રહ્યો છે.

કહે છે કે વિસુવિયસમાંથી નીકળતા લાવા રસે સાનસિઆસ્ટિયાનો તથા માસિયા દી ગોમા નામના ગામોને સંપૂર્ણ રીતે તારાજ કરી દીધાં છે અને નેપલ્સના મેદાન તરફ એ પ્રવાહ પૂરઝડપે વહી રહ્યો છે.

આવી જ વિનાશકારી લીલા વિસુવિયસે સૈકાઓ પહેલાં ભજવી બતાવી હતી.

વિસુવિયસના પડખામાં મધ્યકાળમાં પોમ્પીઆઇ નામનું મોજીલા ઇટાલીઅનોનું એક નગર વસી રહ્યું હતું; પરંતુ મધ્યકાલીન ઇતિહાસવેત્તાઓ કહે છે કે એકાએક એક મધરાતના ધરતીકમ્પનો કડાકો થયો અને વિસુવિયસે લાવા ઓકી માણસો જાગીને પોતાની સલામતી શોધવા નાસી છૂટે તે પહેલાં આ રમણીય નગર પર વિનાશની ઉની ચાદર ઓઢાડી દીધી અને આંખના એકજ પલકારામાં આ રમણીય નગરીને હતી ન હતી કરી દીધી.

પૃથ્વીના પડ પરથી ભુંસાઇ ગયેલી પોમ્પીઆઇ નગરીના વિનાશને લાવામાં બળી ગયેલા તેના નગરજનો સિવાય કોઇ જાણી શકયા ન હતા. નગરી પર ઢળેલો લાવા પણ ઠરી ગયો અને તેના પર બીજાં અનેક પડો પણ જામી ગયાં અને મધ્યકાલમાંથી અર્વાચીન કાળનાં ઘણાં પડો પણ જામી પડયાં. વિસરાયેલી આ નગરી પણ એકાએક પુરાતત્ત્વવિદોના હાથે ઇતિહાસની કોઇ ધન્ય ક્ષણે ચડી ગઇ. સૈકાઓના થરો ખોદતાં પુરાતત્ત્વવિદોએ ઠરી ગયેલા લાવાના કઠણ પડ હેઠળથી તારાજ બનેલી પ્રાચીન સભ્યતાના ભગ્નાવશેષો ભાળ્યા. સંશોધન ચાલ્યું અને ભારે તપાસને અંતે આ ભગ્નાવશેષોમાંથી વિસુવિયસે બાળેલી પોમ્પીઆઇ નગરીનું જ્ઞાન ઇતિહાસના પાનામાં ઉમેરાયું અને વિસુવિયસની ભયંકર લીલા ભૂગોળમાં અંકિત બની.

આ ઐતિહાસિક વિનાશે ઇતિહાસ ઉપરાંત સાહિત્યના રસિકોને પણ આકર્ષ્યા અને

લોર્ડ લિટન નામના બ્રિટનના સિદ્ધહસ્ત નવલકથાકારની કલમમાં આ વિનાશને આવરી લેતી અમર પ્રણયકથા આલેખાઇ. " પોમ્પીઆઇના છેલ્લા દિવસો " ( Last days of Pompeii ) જગતની શ્રેષ્ઠ નવલોમાં આગલું સ્થાન પામે છે.

આ નવલકથાને રૂપેરી પડદા પર પણ આકાર અપાયો છે.

ત્યાર પછી વિસુવિયસ જોકે તદ્દન શાન્ત રહ્યો નથી, કયારેક કયારેક તેણે પણ છણકો કર્યો છે, પણ પોમ્પીઆઇને ગળવા જેવી રુદ્રતા કદી દાખવી ન હતી.

અને, વૃદ્ધ લડવૈયાની આસપાસ નિર્દોષ બાળકો જેમ તોફાન કરી ખેલ ખેલે, તેમ નિર્દોષજનો આ જ્વાલામુખીની પડખે નગરો વસાવી રહ્યા છે, પણ વિસુવિયસે પોતાની શાંતિનો ત્યાગ કર્યો છે અને ફરીને લાવા રસ ઓકવા માંડયો છે. તેના આ પ્રવાહમાં ઘણાં ગામડાંઓ તારાજ બન્યાં છે અને બીજા કેટલા વિનાશો બજાવાશે તે તો આવતા દિવસોની વાતો કહેશે.

યુદ્ધનો વિનાશ ભયંકર છે; તેથીય ભયંકર વિનાશ કુદરતનો હોય છે.

( ૨-૪-૪૪ના " યુગાન્તર "માંથી )

---

# સાહિત્યનું એક ઉપેક્ષિત અંગ

રોજ ને રોજ કવિતારૂપે, વાર્તારૂપે, ટુચકારૂપે અને નિબંધરૂપે થોકબંધ બાળસાહિત્ય બહાર પડયે જ જાય છે. બાળકોના જીવતરમાં એ ભાગ ભજવે છે. શ્રી. મુનશીની અને રમણલાલની નવલકથાઓ, ઉમાશંકર અને સુંદરમ્‌ની કવિતાઓ, ધૂમકેતુ અને પન્નાલાલની વાર્તાઓ અને ચંદ્રવદનનાં નાટકો જેમ મોટાઓના જીવનના ઘડતરમાં પોતાનો ભાગ ભજવે છે, તેમ જ બાળસાહિત્યરૂપે આવતું તે બધું જ બાળકોના મન ઉપર અચૂક અસર ઉપજાવતું હોય છે. ' સૌભાગ્યવતી ' લખાય કે ' ખોલકી ' લખાય તો આપણા સાહિત્યકારોમાં અને સાહિત્યમાં રસ લેનારા લોકોમાં ઉહાપોહ મચી જાય; ચર્ચાપત્રો લખાય, વાસ્તવવાદ અને આદર્શવાદ સામસામે આવી જાય, કારણ કે મોટાઓ માટે લખાતા સાહિત્ય માટે આપણે જાગ્રત છીએ. પરંતુ બાળકો માટે તૈયાર થતા સાહિત્ય માટે કોઇ દિવસ ગંભીરતાપૂર્વક આપણે કંઇ ઉહાપોહ કર્યો હોય કે ચર્ચાપત્રો લખાયાં હોય એવું જાણમાં નથી. પછી ભલેને એકાદ અજગરની સાથે કોઇ અણમાનીતીની કુંવરીને પરણાવી દીધી હોય અને પછી એ અજગર અને રાજકુમારી એક ઓરડામાં આવે એટલે અજગરનો રાજકુમાર થઇ જતો હોય; એવી વાર્તાઓ લખાય કે દિલીપ રાજા ગાયનું રક્ષણ કરતો હોય તે વખતે સિંહ એ ગાય ઉપર હલ્લો કરે અને દિલીપ રાજા બાણ કાઢવા જાય ત્યાં તેનો હાથ ચોંટી જાય અને સિંહને વાચા થાય એવા પાઠો પાઠ્ય પુસ્તકમાં હોય એ બધું જ ચાલે ! એ તો બાળકને માટે લખાયું છે ને ! એને એ બધું સમજાવવાની કયાં જરૂર છે કે અજગરમાંથી રાજકુમાર કેમ થઇ ગયો કે બાણ ખેંચવા

જતાં હાથ કેમ ચોંટી ગયો? અને પૂછે તો એને તો પટાવી લેવાય કે એ તો બધું એમ જ થાય.

આ પટાવી લેવાની વૃત્તિ એ બાળકોને માટેના સાહિત્યને વધારેમાં વધારે નુકસાન કરનાર વૃત્તિ છે.

આપણે બાળસન્માનની વાતો કરીએ છીએ, એટલું જ નહિ પણ કોઇ કોઇ વાર તો આ બાળકોનો યુગ છે એમ પણ કહીએ છીએ. ત્યારે આ તે કઇ જાતનું બાળસન્માન! જે વાત આપણે ગળે પણ ઊતરી શકે તેવી ન હોય તે વાત બેધડક બાળકો માટે પાકરૂપે રજૂ થઇ જાય છે. બાળસન્માન એટલે બાળકોની બુદ્ધિ માટે પણ આપણા મનમાં આદર હોવો જોઇએ એવો અર્થ જો આપણે સ્વીકારતા હોઇએ તો હરગિઝ એવું સાહિત્ય તો આપણે ન જ ઉત્પન્ન કરીએ કે જેમાં આવતી વાતોને આપણે બુદ્ધિથી બિલકુલ સમજાવી શકીએ જ નહિ.

ઉપર આપેલાં દૃષ્ટાંતો જેવી તો ઘણી વાતો આજે બાળસાહિત્યનું રૂપ લઇ બાળકો પાસે આવે છે; નથી તેને કોઇ રોકટોક કે નથી તેને કોઇની અટકાયત. રોકટોક કરવાથી એવી વાતો બિલકુલ બંધ થઈ જશે અગર તેને સાવ અટકાવી શકાશે એ તો બહુ સંભવિત લાગતું નથી. પરંતુ એક વાત તો જરૂર કહી શકાય કે કોઇ સાહિત્યજ્ઞ અધિકારી વિવેચક પ્રગટ થતા બાળસાહિત્યમાંથી શું બાળક પાસે રજૂ કરવા જેવું છે, શું બાતલ કરવા જેવું છે અને કેવું સાહિત્ય બાળક પાસે રજૂ થવું જોઇએ એ વિશે વારવાર પોતાના વિચારો પ્રગટ કરતા રહે, તો આજે મળે છે તે કરતાં જરૂર વધારે સારું સાહિત્ય બાળક પામે આવે અને આજે બાળસાહિત્ય જે સાહિત્યનું ઉપેક્ષિત અંગ રહ્યું છે તેને બદલે વધારે આદરણીય બને.

( "ઘરશાળા"માંથી )

---

# વિશ્વવ્યાપી ગાંધી

ગાંધીજી તો, હજુ પણ, આગાખાન મહેલાતના 'કેદી' જ રહ્યા છે.

ગાંધીજીને એક મહાલની અંદર રાખ્યા પછી પણ ગાંધીજી તો દરરોજ, કલાકે કલાકે, ક્ષણે ક્ષણે, મહેલાતમાંથી મુક્તિ મેળવતા હોય છે.

કોઇપણ બનાવ બને છે કે જનતા તરત જ ગાંધીજીને, આગાખાન મહેલાતમાંથી ઊચકી જીભ પર મૂકી દે છે.

*　　　*　　　*

હિંદુસ્તાનના ભૂખમરાનો ઉલ્લેખ થતો હોય, ચટગાવ પર જાપાનીઓ બોંબ દાગી ગયા હોય, લિન યુ ટાંગ હિંદની મુલાકાતે આવ્યા હોય, ટાગોરની જયંતી ઉજવાતી હોય,

કોઇના ઉદ્ધારની વાત થતી હોય, ચર્ચિલ, હિટલર, રૂઝવેલ્ટ, ચ્યાંગ કાઇ શેક–આ બધાં નામના સરવાળા બાદબાકી ગણાતા હોય એ વખતે પણ ગાંધીજીનું નામ તો આવી જ ચડે છે, દાખલાનો જવાબ મેળવવા માટે.

એટલે ગાંધીજી આજે પણ જનતાની આજુબાજુ ટહેલતા જ રહે છે.

મુંબઇનો કોઇ પણ ' બુક સ્ટોલ ' જુઓ, પુસ્તકો વેચનારી દુકાન જુઓ, રેલવે સ્ટેશનો પરની વ્હિલરની હાટડીઓ જુઓ અને તમારી આંખને, બધાં પુસ્તકો પર ફરતી કરો.

* * *

વધુમાં વધુ ગાંધીજી વિષેની કિતાબો તમે ગણી લેશો. વધુમાં વધુ ગાંધીજીની છબી તમને પુસ્તકના પૂઠાં પર જોવાની મળશે.

પુસ્તકની આ દુકાનો તો જનતાની માગણીને સલામ ભરનારી હોય છે. જનતા ગાંધીજીને પુસ્તક દ્વારા પણ સાથે રાખવા ચાહતી હોય છે.

ગ્રાંટરોડની વ્હિલરની પુસ્તકો વેચતી દુકાનની હમણાં જ મેં મુલાકાત લીધી હતી.

એમાં ગાંધીજીને લગતું સાહિત્ય બધાથી આગળ જતું હતું.

આ જાદુ માત્ર સાહિત્યનો હતો ? કે જે વ્યક્તિ સાહિત્ય રચતી હતી એનો જાદુ હતો ?

ગાંધીજી એટલે હિંદુસ્તાનને અને જગતને ફરી વાંચવું ગમે તેવું સાહિત્ય.

અમેરિકામાં પણ ગાંધીજીના નામે પુસ્તકોના દીવા બળતા રહે છે.

પુસ્તકની દુકાન, છબ બની જનતાના સંસ્કારોની જાણ આપે છે.

* * *

ગાંધીજીની આ લોકપ્રિયતાની આસપાસ કાંટાળી વાડ કેમ ઊભી કરી શકાશે ?

ગાંધીજીએ જે વિચારો રજૂ કર્યા છે, ગાંધીજીએ જીવનનો જે રેસો રેડ્યો છે એને કારણે, એમનું વ્યક્તિત્વ જનતાનો ઉમળકો બની ગયું છે.

જનતા એ જે પુરુષનો સદાનો ઉમળકો છે એ પુરુષ જનતાની આંખની કીકીઓમાં રમતો જ રહે.

આગાખાનની મહેલાતનો ' મહેમાન ' જનતાનાં હૈયાની હવેલીમાં બિરાજમાન થએલ છે. આ હવેલીમાંથી એને કોઇ દૂર કરી શકશે નહિ.

* * *

આજે જગતમાં વસમો ઇતિહાસ બેઠો થયો છે. ઇતિહાસ એવાઓની ઓળખાણ રાખે છે, જેઓ ઇતિહાસના અક્ષરો વાંચી શકતા હોય.

ઇતિહાસને અને ગાંધીજીને કેવો સંબંધ છે એ હકીકત કહેવા માટે તો આગાખાનની મહેલાત આજે ઊભી છે.

હિંદુસ્તાન પર આજે કેટકેટલા અમેરિકીઓ, પરદેશીઓ ઊતરી પડ્યા છે!

આ અમેરિકીઓમાંના અનેકે ગાંધીજીને સંભાર્યા છે. અમેરિકી પત્રકારોએ ગાંધીજીની કોઇક વાત લખીને એમની કલમને વધુ લોકપ્રિય બનાવી જાણી છે.

એટલે પરદેશ પણ ગાંધીજીની તસ્વીર માગે છે. એમની શબ્દ–તસ્વીર, એમની ચિંતન–તસ્વીર, એમની જીવન–તસ્વીર.

*　　　　*　　　　*

શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણીનાં પુસ્તકો આજે અમેરિકામાં ખૂબ વંચાય છે. આ જુવાન લેખકની ઓળખાણ આપતાં કહેવામાં આવે છે કે, ગાંધીજીની દાંડીકૂચમાં એ સૈનિક હતો. શ્રીધરાણી લખે છે અને અમેરિકીઓ વાંચે છે.

અને તોયે ગાંધીજી તો ચૂપચાપ એમની ધૂણી ધખાવી બેસી ગયા છે.

પરંતુ એમને લગતું સાહિત્ય જગતની આંખ પર ફરતું જ રહે છે.

*　　　　*　　　　*

અંગ્રેજી માલિકીની પુસ્તકોની દુકાનોને ગાંધીવાદનો પ્રચાર કરવો પડે છે એ પ્રકારનાં પુસ્તકો વેચીને.

આ પણ એક અજબ પરિસ્થિતિ છે. સરકાર જે દિવસે ગાંધીજીને કારાવાસ આપે છે એ જ દિવસે અંગ્રેજ માલિકીની પુસ્તક–દુકાન ગાંધીજીનું સાહિત્ય વહેતું મૂકે છે.

*પરિસ્થિતિ પર કેવો ચીમટો ભરી જાણે છે !*

સત્તાવાળાઓ ગાંધીજીને ફાવે તેવી રીતે ઓળખાવે છે. પુસ્તકોનો દુકાનદાર જણાવે છે:

*　　　　*　　　　*

"ગાંધીજીનું નીતિશાસ્ત્ર સમજો. સરસમાં સરસ પુસ્તક છે. સંસ્કાર ઘડે એવી કિતાબ છે."

આ રીતે ગાંધીવાદનો ધૂપ ચારે કોર ફર્યાં જ કરતો રહે છે.

એ ધૂપ જલે છે અને સૌને પોતા ભણી એનો સુગંધી ધુમાડો વાળવાની ઇચ્છા થાય છે.

( તા. ૨૫-૩-૪૪ ના "વંદેમાતરમ્"માંથી )

# દુનિયામાં ઉંચામાં ઉંચું ગિરિશિખર ગૌરીશંકર નથી ?

અત્યારસુધી દુનિયામાં ઉંચામાં ઉંચું ગિરિશિખર નાગાધિરાજ હિમાલયનું ગૌરીશંકર (માઉન્ટ એવરેસ્ટ) દુનિયાભરમાં માન્ય થયેલું છે. આ શિખર ૨૯૧૪૧ ફીટ ઊંચું છે. આ શિખરનો એક હરિફ બહાર આવ્યાની બિના અમેરિકાના 'ન્યૂયોર્ક ટાઇમ્સ' પત્રના ચીન ખાતેના ખબરપત્રી શ્રુક એટકીન્સને બહાર પાડી છે.

એટકીન્સન જણાવે છે કે ચીનના સિંકીઆંગ પ્રાંતમાં નકશા ઉપર બરોબર નહિ ચડેલું એક પર્વતશિખર એક અમેરિકન વિમાનીના જોવામાં આવ્યું. આ શિખર ગૌરીશંકરથી પણ ઊંચું હોવાનું તે માને છે. આ વિમાની એટકીન્સને જણાવ્યા મુજબ, "તેના ધારવા મુજબ ટીન્વસીઆન્ગની ઉત્તરે કોઇ એક જગ્યાએ તે ઉડી રહ્યો હતો અને વાદળાંની બહાર નીકળવા તેણે વિમાન ઊંચું લીધા કર્યું. તેના વિમાનમાંના યંત્રે ઓલ્ટીમિટર મુજબ તે ૩૧૦૦૦ ફિટ ઊંચો ચડયો પણ તેનું એવું માનવું છે કે ખરેખર ઉંચાઇ ૩૦૦૦૦ ફિટ હશે.

વિમાની જણાવે છે કે, "તે વખતે મેં જોયું કે હું એક પર્વતની લગોલગ ઊડી રહ્યો હતો અને તે પર્વતનું શિખર મારા વિમાનથી ૨ થી ૩ હજાર ફિટ ઊંચું હતું. આ વખતે મારૂં મન ઘેર પહોંચવાનો માર્ગ શોધવામાં જ રોકાયેલું હતું, પણ નીચે ઊતરતી વખતે જ મારા ખ્યાલમાં આવ્યું કે મેં એવો પર્વત શોધ્યો હતો કે જે ગૌરીશંકર કરતાં પણ ૨૦૦૦ ફીટ ઊંચો હતો.

એ બનવા જોગ છે કે આ શિખર પહેલાં કોઇની નજરે પડયું ન હોય; કેમકે આ જગ્યાનું હવામાન એટલું બધું ઘેરાયેલું રહે છે કે વરસમાં કવચિત જ ચોખ્ખું હવામાન હોય. વળી આ પર્વત બીજા ઉંચા પર્વતો વચ્ચે એવો ગુંચાઈ ગયો છે કે નીચેનો માણસ તેની ઉંચાઇની કલ્પના કરી શકે નહિ.

વિમાનીના ઉપરના કથન ઉપરથી ચર્ચા કરતાં એટકીન્સન જણાવે છે કે, "પશ્ચિમ ચીનમાં નકશા ઉપર આંકવામાં આવેલી પહાડોની ઉંચાઇ અચોક્કસ છે. દક્ષિણ તરફ ઊડતા વિમાનીઓને આ પહાડોની ખરી ઉંચાઇમાં ૪૦૦૦ ફીટ જેટલો તફાવત માલમ પડયો છે. એક વિમાનીએ તો વળી ૧૦ હજાર ફીટનો તફાવત જોયો હતો. દેશનો કેટલોક ભાગ નકશા ઉપર ચડાવવામાં જ આવ્યો નથી અને કદાચ ઘણા ખરા પ્રદેશની માપણી અડસટે કરેલી છે."

ગૌરીશંકર શિખરની ચોક્કસ ઉંચાઇ સંબંધમાં પણ મતભેદો છે; જો કે તે તો નજીવા જ છે. કોલંબીઆ એન્સાયક્લોપીડીઆમાં તેની ઉંચાઇ ૨૯૧૪૧ ફીટની, હિંદના 'પોપ્યુલર મેપ' ઉપર ૨૯૧૪૦ ફીટની અને રેન્ડ મેકનેલીના દુનિયાના એટલાસમાં ૨૯૦૦૨ ફીટ દર્શાવી છે.

Usom.

# આવતા માસની કાર્યદિશા

૧ વેકેશનમાં મોટી ઉમરના વિદ્યાર્થીઓની સહાયથી પ્રાંત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોનાં પુસ્તકોની મેળવણી કરી વ્યવસ્થિત ગોઠવી કમી કરાવવા જેવાં પુસ્તકોની યાદી તૈયાર કરી કમી કરાવવા તજવીજ કરવી

૨ પ્રૌઢ શિક્ષણ દ્વારા તૈયાર થયેલા શિક્ષિતો તેમજ શાળામાંથી ભણી ઊઠી ગયેલાં બાળકોમા વાચનપ્રચાર કરવા ઘટતા ઇલાજો તમામ સાર્વજનિક પુસ્તકાલયોએ ઘડી, તેમને જામીનગીરી સિવાય બાળોપયોગી પુસ્તકો આપવા તજવીજ કરે; જેથી ભણેલું ભૂલી ન જાય.

૩ તમારાં કાયમનિધિનાં નાણાં પુસ્તકાલય ખાતા મારફત રોકવા માટે તજવીજ કરો.

૪ ત્રિમાસિક નિવેદનો તા ૫ મી મે સુધીમાં જૂથ મંડળોએ એકત્રિત કરી મહાલ મંડળમાં મોકલવાં અને મહાલ મંડળોએ એ હકીકત ખાતા તરફ તા. ૧૫ મી પહેલાં મોકલવી. કડી મહાલ મંડળનો દાખલો બીજા મહાલ મંડળો લે. અને અરસપરસ સહકારથી કામ કરે. જો મહાલ મંડળનું કામ શિથિલ હોય તો પરભાર્યાં નિવેદનો મોકલો.

વડોદરા,
તા ૧૦-૪-'૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

સૂચના નંબર ૨૦ સને ૧૯૪૩-૪૪

## વિષય

### શિક્ષણવર્ગમાં મંત્રી-ગ્રંથપાલોએ અવશ્ય હાજર રહેવા બાબત

ચાલુ સન ૧૯૪૩-૪૪ માટે વડોદરા પ્રાંતનો શિક્ષણવર્ગ વસો મુકામે મે માસની તા. ૨૫-૨૬-૨૭-૨૮ ના દિવસોએ ભરવાની યોજના રાજ્ય પુસ્તકાલય મંડળે કરી છે અને તે સંબંધી જાહેરાત ચાલુ અંકમાં પ્રસિદ્ધ કરી છે. શિક્ષણવર્ગ જે મહાલમાં ભરાય તે મહાલની પુસ્તકાલય સંસ્થાઓના બીનતાલીમી મંત્રી-ગ્રંથપાલોએ અવશ્ય લાભ લેવો એવું ધોરણ ખાતા તરફથી ગઈ સાલથી લાગુ પાડવામાં આવેલું છે. તે મુજબ આ વસોના વર્ગનો લાભ પેટલાદ-આણંદ મહાલોના ગ્રામ, બાલ તેમ જ મહિલા પુસ્તકાલયોના બીનતાલીમી ગ્રંથપાલોએ અવશ્ય લેવાનો છે. તદુપરાંત વડોદરા પ્રાંતના એકે એક કન્યા પુસ્તકાલયના

અગાઉ તાલીમ લીધેલા કે નહિ લીધેલા બધા ગ્રંથપાલોએ પણ લેવાનો છે. સબબ ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલી રા. પુ. મંડળની જાહેરાત નં. ૩ માં જણાવેલી વિગતો સહની અરજી નમુદ કરેલી મુદતની અંદર મોકલી આપવી.

વડોદરા,
તા. ૬-૪-૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે પુસ્તકો અને સામયિકોની ભલામણની યાદી નં. ૯ સને ૧૯૪૩-૪૪

| ક્રમાંક | પુસ્તક વા સામયિકનું નામ | પ્રકાશક, કર્તા વા તંત્રી | કિંમત |
|---|---|---|---|
| ૧ | હિંદના આર્થિક વિકાસની યોજના | સસ્તુ સાહિત્ય વ. કા. અમદાવાદ | ૦-૮-૦ |
| ૨ | સાહિત્ય પ્રારંભિકા | ,, ,, ,, | ૧-૦-૦ |
| ૩ | ચિત્રલેખા | એન. એમ. ઠક્કરની કું. મુંબઈ | ૩-૮-૦ |
| ૪ | સાધના | " ઉપવાસી " | ૨-૦-૦ |
| ૫ | કસ્તુરબા | એન. એમ. ઠક્કરની કું. મુંબઈ | ૧-૮-૦ |
| ૬ | નર્તકી | સંદેશ પ્રકાશન મંદિર | ૫-૮-૦ |
| ૭ | વેરાનમાં | ઝવેરચંદ મેઘાણી | ૨-૦-૦ |
| ૮ | આપણું આરોગ્ય | વિદ્યાર્થી મિત્ર મંડળ, અમદાવાદ | ૦-૪-૦ |
| ૯ | જીવતી દિવાલો અથવા રશિયાની કાયાપલટ | મોહનલાલ ભટ્ટ | ૦-૮-૦ |
| | **સામયિકો** | | |
| | ભક્તિમાર્ગ | ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ ક્રોસરોડ, અમદાવાદ | વાર્ષિક લવાજમ ૪-૦-૦ |
| | પૂર્ણિમા | " પૂર્ણિમા " કાર્યાલય જેઠાભાઇ લેન, ઘાટકોપર, મુંબઇ | વા. લવાજમ ૫-૦-૦ |

વડોદરા,
તા. ૮-૪-૪૪

ઉ. મો. પટેલ
મુદદનીશ વ્યવસ્થાપક

૮૦ પુસ્તકો ] **સ્ત્રીશક્તિના સેટ** [ રૂ. ૫૦

દરેક લાયબ્રેરીમાં હોવા જ જોઇએ.

# ડાહ્યો ગ્રંથપાળ—

ક્યાંઇ પુસ્તકાલયની ગાદી પર બેસી રહેતો નથી. તે તો ગામમાં ઓળખ પિછાણ વધારી વાચનોત્સુક બહેનોને સ્ત્રીઉપયોગી પુસ્તકો વાંચવા આપે છે, ભલામણ કરે છે. તેમને સ્ત્રીશક્તિ માળાનાં પુસ્તકો વિશે વાત કરે છે.





સ્ત્રીઓના પ્રશ્નોના અભ્યાસીઓ પાસે લખાવેલાં, વિદ્વાન સ્ત્રીહિતૈષીઓની સીધી દેખરેખ હેઠળ તૈયાર થયેલાં આ પુસ્તકો આખા ગુજરાતમાં ભારે લોકપ્રિય થઇ પડયાં છે, અને તે વાંચી તેમાંથી બોધ ગ્રહણ કરવા કહેવું એ પ્રત્યેક સુજ્ઞ ગ્રંથપાલની ફરજ છે. આખી માળામાં સ્ત્રીઓને ઉપયોગી વિવિધ વિષયોની ગૂંથણી કરવામાં આવી છે. કુલ ૮૦ પુસ્તકની કિં. રૂ. ૫૦).

## થોડાંક નામો

| | | |
|---|---|---|
| માંદાની માવજત | રુક્ષિણી રાંધણકળા | રાણકદેવી |
| રઝીયા બેગમ | સુખી ઘર | સતી જસમા |
| વિમાની ગીતાબાઈ | સખીના પત્રો | શિવાજીની મા |
| ભરત ગુંથણ | સ્ટવનું શાસ્ત્ર | સ્ત્રીહૃદય |
| પારસી વાનીઓ | ગુણિયલ ગૃહિણી | વગેરે. વગેરે. |

આજે જ લખો:—ઇશ્વરલાલ વીમાવાળા

c/o ત્રિશક્તિ, સુરત.

---

આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસ'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૪-૪૪



પુસ્તક

અંક ૫

# માનસિક તંદુરસ્તી

જીવનને કૃત્રિમ રીતે વેગવાળું કર્યું આપણી શારીરિક તંદુરસ્તી આજે ઘણી નીચી કક્ષાની બની ગયેલ છે. એ જ પ્રમાણે આપણી માનસિક તંદુરસ્તી પણ જોખમાઈ ગઈ છે. કૃત્રિમ ઝુંબેશો, ખોટી ભાવનાઓ, આચાર-વર્તન અને મિથ્યા પ્રલાપો–એ બધાંએ આપણાં જીવનમાંથી ઊંડા ચિંતનભર્યા પ્રશાંત વિચારોને લગભગ અદૃશ્ય કરી દીધા છે. એટલું જ નહિ, તાત્કાલિક રોટી સિવાયના બીજા વિચારોને લોકો મિથ્યા માનતા પણ થયા છે. દૃશ્ય સૃષ્ટિની એટલી બધી મહત્તા ગવાઈ રહી છે કે અદૃશ્ય સૃષ્ટિના અસ્તિત્વ વિષે વાત કરવી એ પણ કાલ્પનિક ભૂતાવળ કે માનસિક ઘેલછા ગણાય છે × × ×

'કામ વધુ છે' એવી ફરિયાદ ક્યારેય કરતા નહિ કામ વધુ હોતું નથી—જીવન ટૂંકું હોય છે વધુ કામ કરવાથી માણસો મરતા નથી–ખોટી રીતે કામ કરવાથી માણસો મરે છે, અથવા તો ખોટી ચિંતાથી માણસ ખલાસ થઈ જાય છે હેતુ વિનાનું-કારણ કાર્ય ને ફળને જોડનારી સંતુલિત વિચારમાળા વિનાનું-તર્કવિહીન ચિંતન માનવને હણી નાખે છે

—ધૂમકેતુ

: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂ. ૩-૮-૦ પરદેશ રૂ. ૫-૦-૦ છૂટક નકલ રૂ. ૦-૬

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

ઉપશાખાઓ આવી પોતાના ઉદ્‌ભવસ્થાન પ્રત્યે પોતાની માનાજલિ અર્પે એ અત્યત ઇચ્છનીય છે.

આપણે ત્યાં શ્રીમંત સરકાર વખતોવખત આવી સંસ્કૃતિપોષક પ્રવૃત્તિઓને આવકારે છે. એના દાખલારૂપ તાજેતરમાં ગયા ડિસેમ્બરમા વડોદરાને આગણે સારો સત્કાર પામી ગયેલી ગુજરાતી સાહિત્ય પરિષદ, તેના આગલા વર્ષે પ્રાચ્યવિદ્યાપરિષદ, તેમજ વિજ્ઞાન પરિષદને લેખી શકાય.

ઉપર પ્રમાણે, શ્રીમંત સરકારે, પોતે જે લોકોપકારક પ્રવૃત્તિનાં બીજ વાવવાની પહેલ કરી છે અને તેનાં પુષ્પો–ફળોની ફોરમ અને આસ્વાદ દેશપરદેશ સુધી પ્રસરાવી છે તે પ્રવૃત્તિના–અખિલ હિંદ પરિષદના આગામી અધિવેશનને અહીં આમંત્રે એ જરૂર ઇચ્છવા યોગ્ય હોઇને એ પ્રવૃત્તિએ હિંદમા કેટલી પ્રગતિ સાધી છે તેનો ખ્યાલ મેળવવા માટે પણ ઠીક મહાયરૂપ થઇ પડે તેમ છે

વળી આપણે ત્યાં વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ સરખું એ પ્રવૃત્તિને વ્યાપક બનાવનાર અને તેને વિસ્તારનાર તેમ જ તેનો સારો પ્રચાર કરનાર એક સક્રિય મડળ પણ અસ્તિત્વમાં છે. એના સહકારપૂર્વક પણ ઉપર્યુક્ત પરિષદના આગામી અધિવેશનને આપણે આંગણે આમત્રી અખિલ હિંદ પુસ્તકાલય પરિષદમા કાર્ય કરતા અને તેમા વૈજ્ઞાનિક રસ ધરાવતા વિદ્વાનોના વિચારોની આપ લે થાય તેવો પ્રબંધ યોજે એમ અમે શ્રીમંત સરકારને વિનતિ કરીએ છીએ

આ સંબધે અત્રેથી પરિષદ અધિવેશનમાં હાજરી આપવા ગયેલા પુસ્તકાલય ખાતાના મે. રા. રા વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબે પોતાનો જે અભિપ્રાય વ્યક્ત કર્યો છે તે અત્રે ટાંકવો અસ્થાને નહિ લેખાયઃ

> "(આ સંબંધમાં) આપણી સરકારે વિચારવા જેવી બે બાબતો છેઃ આપણું મધ્યવર્તી પુસ્તકાલય કે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ હજી એ પરિષદનાં સભ્ય તરીકે નોંધાયેલા નથી. વડોદરા રાજ્યના લોકશિક્ષણ અંગે એની પુસ્તકાલયપ્રવૃત્તિ તો એના આદ્યપ્રણેતારૂપ છે, અને એનાં સુપરિણામોએ તો બહારની દુનિયાનું ધ્યાન ખેંચ્યું છે. ગમે તેમ કહીએ તો પણ, આપણે આ પ્રવૃત્તિના અંતિમ ધ્યેય સુધી તો નથી જ પહોંચ્યા; એટલે એને અંગેની બહારની વ્યવહારુ સૂચનાઓને, આપણે આવકારવી જોઇએ. અધિવેશનમાં પધારેલા અનેક પ્રતિનિધિઓએ એવી આશા વ્યક્ત કરી છે કે, વડોદરા રાજ્યે આ પરિષદનું આગામી અધિવેશન વડોદરામાં ભરવું જોઇએ. હું તેમની આ આશા પરત્વે સરકારનું સહાનુભૂતિભર્યું ધ્યાન દોરું છું; કારણ કે મને લાગે છે કે, એથી એ પરિષદ જેટલો જ આપણને પણ ફાયદો થશે."

જયપુર રાજ્યે એ પરિષદને આ વર્ષે આમંત્રીને પોતાને ત્યાંની સત્કાર–

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૧૯ મું | મે-૧૯૪૪ | અંક ૫ મો

## અખિલ હિંદ પુ. પરિષદ

—તંત્રીસ્થાનેથી

અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનું ૬ ઠું અધિવેશન ગઇ તા. ૬ થી ૧૦ એપ્રિલ દરમિયાન રોજ જયપુર મુકામે મળી ગયું. તેમા હિંદભરના આગેવાન શહેરોની પુસ્તકાલયપ્રવૃત્તિમા રસ લેતા વિદ્વાનોનો સારો મેળો જામ્યો હતો. વડોદરાથી પુસ્તકાલય ખાતાના મે. રા. રા. વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબે એ પરિષદમાં સરકાર તરફે ખાસ હાજરી આપી હતી. એવી જ રીતે મુંબઇ ખાતે ગયાના આગલા વર્ષે મુંબઇ યુનિવર્સિટી કૉન્વોકેશન હૉલમા, મુંબઈ યુનિવર્સિટીના આમંત્રણથી એનું અધિવેશન મળ્યું હતું અને તેનો અહેવાલ પણ અમે-તે વખતે 'પુસ્તકાલય" મા આપ્યો હતો.

આ વર્ષે એનું ૬ ઠું અધિવેશન જયપુર મુકામે મળી ગયું દર બે વર્ષે આ પરિષદના અધિવેશનો સામાન્ય રીતે ભરાય છે આ પરિષદ માત્ર બ્રિટિશ પ્રદેશમા જ નહિ પરંતુ દેશી રાજ્યોમા પણ પોતાનું સંમેલન ભરીને જ્ઞાનપ્રચાર અને નિરક્ષરતા-નિવારણ તેમ જ શિક્ષણવિષયક કાર્યક્રમો યોજે છે.

હિંદમા પુસ્તકાલયપ્રવૃત્તિના શ્રીગણેશ વડોદરા રાજ્યથી શરૂ થયા છે. અને તે પછી તેના અનુકરણરૂપે દેશના ભિન્ન ભિન્ન વિભાગોમા એનો વિસ્તાર વધ્યો છે. અને આજે તો એને દેશવ્યાપી-નાનામા નાના ગામડા સુધી એનો પ્રચાર થાય અને એને દેશમા પ્રવર્તતી ભયંકર અજ્ઞાનતા અને નિરક્ષરતાનિવારણના સાધનરૂપ બનાવવા માટેના પ્રયત્નો થઇ રહ્યા છે. આપણે ત્યા પણ એ જ પુસ્તકાલયપ્રવૃત્તિ દ્વારા નિરક્ષરતાનિવારણાર્થે પ્રૌઢશિક્ષણ વર્ગોની યોજનાનો અમલ થયો છે.

આ બધા આ લોકભદ્ર પ્રવૃત્તિના સુપરિણામો છે વડોદરા રાજ્યથી એ પ્રવૃત્તિની શુભ શરૂઆત થયેલી છે અને તેના મૂળમાંથી અનેક શાખાપ્રશાખાઓ દેશભરમાં પ્રસરતી ચાલી છે ત્યારે, એ વિશાળ વટવૃક્ષના ઉગમસ્થાનને આંગણે એ શાખા-

ઉપશાખાઓ આવી પોતાના ઉદ્‌ભવસ્થાન પ્રત્યે પોતાની માનાંજલિ અર્પે એ અત્યંત ઇચ્છનીય છે.

આપણે ત્યાં શ્રીમંત સરકાર વખતોવખત આવી સંસ્કૃતિપોષક પ્રવૃત્તિઓને આવકારે છે. એના દાખલારૂપ તાજેતરમાં ગયા ડિસેમ્બરમાં વડોદરાને આંગણે સારો સત્કાર પામી ગયેલી ગુજરાતી સાહિત્ય પરિષદ, તેના આગલા વર્ષે પ્રાચ્યવિદ્યાપરિષદ, તેમજ વિજ્ઞાન પરિષદને લેખી શકાય.

ઉપર પ્રમાણે, શ્રીમંત સરકારે, પોતે જે લોકોપકારક પ્રવૃત્તિનાં બીજ વાવવાની પહેલ કરી છે અને તેનાં પુષ્પો–ફળોની ફોરમ અને આસ્વાદ દેશપરદેશ સુધી પ્રસરાવી છે તે પ્રવૃત્તિના–અખિલ હિંદ પરિષદના આગામી અધિવેશનને અહીં આમંત્રે એ જરૂર ઇચ્છવા યોગ્ય હોઇને એ પ્રવૃત્તિએ હિંદમા કેટલી પ્રગતિ સાધી છે તેનો ખ્યાલ મેળવવા માટે પણ ઠીક સહાયરૂપ થઇ પડે તેમ છે.

વળી આપણે ત્યાં વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ સરખું એ પ્રવૃત્તિને વ્યાપક બનાવનાર અને તેને વિસ્તારનાર તેમ જ તેનો સારો પ્રચાર કરનાર એક સક્રિય મંડળ પણ અસ્તિત્વમાં છે. એના સહકારપૂર્વક પણ ઉપર્યુક્ત પરિષદનાં આગામી અધિવેશનને આપણે આંગણે આમંત્રી અખિલ હિંદ પુસ્તકાલય પરિષદમાં કાર્ય કરતા અને તેમાં વૈજ્ઞાનિક રસ ધરાવતા વિદ્વાનોના વિચારોની આપ લે થાય તેવો પ્રબંધ યોજે એમ અમે શ્રીમંત સરકારને વિનતિ કરીએ છીએ.

આ સંબધે અત્રેથી પરિષદ અધિવેશનમાં હાજરી આપવા ગયેલા પુસ્તકાલય ખાતાના મે. રા. રા. વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબે પોતાનો જે અભિપ્રાય વ્યક્ત કર્યો છે તે અત્રે ટાંકવો અસ્થાને નહિ લેખાય:

"(આ સંબંધમાં) આપણી સરકારે વિચારવા જેવી બે બાબતો છે: આપણું મધ્યવર્તી પુસ્તકાલય કે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ હજી એ પરિષદનાં સભ્ય તરીકે નોંધાયેલા નથી. વડોદરા રાજ્યના લોકશિક્ષણ અંગે એની પુસ્તકાલયપ્રવૃત્તિ તો એના આદ્યપ્રણેતારૂપ છે, અને એનાં સુપરિણામોએ તો બહારની દુનિયાનું ધ્યાન ખેંચ્યું છે. ગમે તેમ કહીએ તો પણ, આપણે આ પ્રવૃત્તિના અંતિમ ધ્યેય સુધી તો નથી જ પહોંચ્યા; એટલે એને અંગેની બહારની વ્યવહારુ સુચનાઓને આપણે આવકારવી જોઇએ. અધિવેશનમાં પધારેલા અનેક પ્રતિનિધિઓએ એવી આશા વ્યક્ત કરી છે કે, વડોદરા રાજ્યે આ પરિષદનું આગામી અધિવેશન વડોદરામાં ભરવું જોઇએ. હું તેમની આ આશા પરત્વે સરકારનું સહાનુભૂતિભર્યું ધ્યાન દોરું છું; કારણ કે મને લાગે છે કે, એથી એ પરિષદ જેટલો જ આપણને પણ ફાયદો થશે."

જયપુર રાજ્યે એ પરિષદને આ વર્ષે આમંત્રીને પોતાને ત્યાંની સંસ્કાર–

પ્રચારની પ્રવૃત્તિમાં ઠીક ફાળો આપ્યો છે એમ સહેજે કહી શકાય; જ્યારે આપણે ત્યાં તો આ પ્રવૃત્તિનાં બીજ જ વવાયાં છે, એ દૃષ્ટિએ પણ એ પરિષદનું આગામી અધિવેશન વડોદરામાં મળે એવી અમારી મહેચ્છા છે.

આશા રાખીએ, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ અને શ્રીમંત સરકાર અ. હિં. પુ. પરિષદના આગામી અધિવેશનને પોતાના પાટનગરમાં આમંત્રશે.

***

# નેક ના. દીવાન સાહેબની નિવૃત્તિ

**આપણા** રાજ્યના સુખ્યાત નેક ના. દીવાન સાહેબ ચાલુ માસની શરૂઆતમાં નિવૃત્ત થયાના સમાચાર પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેનારાઓ સુધી હવે તો પહોંચી ગયા હશે જ. તેઓશ્રીની એ વિદાય વેળાએ અમો તેઓ નામદારનું દીર્ઘાયુ ઇચ્છી તેઓશ્રીએ વ્યક્ત કરેલી હવે પછીની તેમની પ્રવૃત્તિઓમાં તેઓશ્રીની સફળતા ઇચ્છીએ છીએ.

નિવૃત્ત થયેલા નેક ના. દીવાન સાહેબે આપણા રાજ્યમા સંસ્કારપ્રચાર અને સાહિત્ય-વૃદ્ધિ–તેમાં પણ ખાસ કરીને પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રત્યે તેઓશ્રીના અમલ દરમિયાન ખૂબ સહાનુભૂતિભરી નીતિ દર્શાવી હતી–આ પ્રવૃત્તિ પ્રત્યે તેઓશ્રી સારી સહાનુભૂતિ ધરાવતા; ઉપરાંત તેમાં–તેના સંચાલન ઇત્યાદિમાં પણ ઊંડો રસ ધરાવતા.

અમારા જાણવા પ્રમાણે, ને. ના. દીવાન સાહેબે સ્વ. શ્રી. અમીન સાહેબને આ પ્રવૃત્તિના વિકાસ–વિસ્તાર–પ્રચારમાં અંગત ઊંડા રસપૂર્વક પ્રત્યક્ષ કે પરોક્ષ એવી સારી સહાય કરી હતી; અને નવાં પુસ્તકાલયો ઉઘાડવામાં અંગત રીતે પણ મદદરૂપ થયા હતા.

તેઓશ્રી વાચનપ્રચાર–તેમાં પણ નક્કર સાહિત્યપ્રચારના ખૂબ હિમાયતી હતા. ક્ષણિક સાહિત્ય વાંચવા પ્રત્યેની જનતાની અભિરુચિને સ્થાયી માનસિક ખોરાક આપે તેવું વાંચવા માટે અવારનવાર પ્રેરણા આપતા. અને કેટલીક વાર તો માત્ર વર્તમાનપત્રો પાછળ ખર્ચાતાં જનતાનાં નાણાંને કિંમતી ગ્રંથભંડારો વસાવવા માટે સૂચવતા. છતાં સમયાનુસાર, જનતાનો ઝોક વર્તમાનપત્રો પાછળ વધુ જણાતાં તેને પણ તેઓશ્રીએ નિભાવી લીધો છે. આમ છતાં પ્રજા સંગીન સાહિત્ય વાંચતી થાય તેવી તેઓશ્રીની મહેચ્છા હતી અને તે મુજબ અવારનવાર, કહે છે કે તેઓશ્રી સૂચનો પણ કરતા.

આમ આપણી પ્રવૃત્તિ પ્રત્યે ઊંડી લાગણી ધરાવનાર આપણા દિલસોજ મહાઅમાત્ય હવે આપણી પાસેથી વિદાય થયા છે, છતાં તેઓશ્રીની આપણી પ્રવૃત્તિ પ્રત્યેની સહાનુભૂતિ તેમ જ દૂર રહ્યે રહ્યે પણ એના વિકાસને નીરખવાની તમન્ના પણ તેઓશ્રીએ જાહેર કરી છે. એમની આ વિદાય વેળાએ આપણે તેઓશ્રીને પ્રભુ દીર્ઘાયુ બક્ષો એવી પ્રાર્થના કરીએ.

સાથે સાથે, એઓશ્રીના એ મહાન પદે અધિષ્ઠિત થનાર આપણા નવા મહાઅમાત્ય પણ આપણી આ સંસ્કારદાતા પ્રવૃત્તિને આપણા રાજ્યની આ સ્વીકૃત નીતિને અનુસરીને પોષવામાં વધુ વિકસાવવામાં અને તેના વિશેષ વિસ્તારમાં–નવા સંયોજિત પ્રદેશને પણ આ પ્રવૃત્તિનાં સુફળોનો આસ્વાદ આપવામાં પોતાની રાજનીતિનો વિશેષ ઉદારતાભર્યો ઉપયોગ કરે એમ તેઓ નામદાર પ્રત્યે આપણી અંતપ્રાર્થના હો. —તંત્રી

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

બંગાળાની રૉયલ એશિયાટિક સોસાયટીની સ્થાપનાને ૧૬૦ વર્ષો થઇ ગયાં છે. ગઇ તા. ૭ ફેબ્રુઆરીએ તેની વાર્ષિક બેઠક ભરવામાં આવી હતી. તે વખતે લંડનની રૉયલ સોસાયટીના મંત્રી પ્રો. એ. વી. હિલ તથા હિંદ ખાતેના સિલોન સરકારના પ્રતિનિધિ સર ડૉન બેરન જયતિલક હાજર હતા. તેમને સોસાયટીના ખાસ શતવર્ષી સભ્યો તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા હતા.

પ્રમુખ ડૉ. શ્યામપ્રસાદ મુકરજીએ જણાવ્યું કે, સોસાયટીની સંસ્કૃત હસ્તલિખિત પ્રતોની સંખ્યા ૨૭,૦૦૦ હતી. આ સંસ્કૃત પ્રતોમાં વિવિધ વિષયોનો સમાવેશ થતો હતો. ઓછામાં ઓછી ૧૦,૦૦૦ સંસ્કૃત પ્રતો ઉકેલાયા વિનાની તથા યાદી થયા વિનાની પડી છે.

તે જ પ્રમાણે ઇસ્લામ વિભાગમાં ૬,૦૦૦ થી વધારે હસ્તલિખિત પ્રતો છે. કેટલીક પ્રતો મોગલ શહેનશાહોના સંગ્રહની છે અને તેમાં શહેનશાહોના હસ્તાક્ષરો છે. ૧૨,૦૦૦થી વધારે ઇસ્લામી હસ્તપ્રતોની યાદી હજુ કરવાની છે.

હિંદી તત્ત્વજ્ઞાનના વિશિષ્ટ પ્રકારના અગત્યના સંશોધન માટે સર. એસ. રાધાકૃષ્ણનને સોસાયટીનો સર વિલિયમ જોન્સ સ્મારકચંદ્રક આપવામાં આવ્યો હતો.

બાર્કલે સ્મારક ચંદ્રક સર યુ. એન. બ્રહ્મચારીને તથા હિંદી વિજ્ઞાન પરિષદનો ચંદ્રક ડૉ. એસ. પી. આગરકરને આપવામાં આવ્યો હતો.

સોસાયટીના ૧૯૪૪ના પ્રમુખ તરીકે ડૉ. શ્યામપ્રસાદ મુકરજીને ફરીથી ચૂંટી કાઢવામાં આવ્યા હતા.

***

વડોદરા રાજ્યમાં ૧૨૯૪ પુસ્તકાલયો છે. તેમાં ૪૬ શહેરનાં પુસ્તકાલયો, ૧૨૧૯ ગ્રામ્ય પુસ્તકાલયો તથા ૨૯ સ્ત્રીઓ તથા બાળકો માટેનાં પુસ્તકાલયો છે. આ આંકડાઓ છેલ્લા બે દશકામાં થયેલ પ્રગતિ બતાવે છે. અત્યારે પુસ્તકાલયમાં સરેરાશ પુસ્તકોની સંખ્યા ૯૭૦ છે. આ સંખ્યા ૧૯૩૦–૩૧માં ૬૨૦ તથા ૧૯૨૦–૨૧માં ૬૮૦ની હતી. છેલ્લા દશકામાં સંસ્થાઓની સંખ્યામાં ૭૯ ટકાનો, પુસ્તકોમાં ૫૮ ટકાનો તથા વાચકોમાં ૧૪૫ ટકાનો વધારો થયો છે.

આ ઉપરાંત ખાતામાં ૬૨૨ ફરતાં પુસ્તકાલયોની પેટીઓ છે. તેનો ૧૯૩૯–૪૦માં ૩૭૫ કેન્દ્રોમાં તથા ૧૦,૩૮૪ વાચકોમાં ફેલાવો થયો હતો.

***

આ લખાતાં સુધી શ્રીમતી કસ્તુરબાનાં નીચે મુજબ જીવનચરિત્રો બહાર પડયાં છે અથવા પડવાની તૈયારીમાં છે. (છપાતાં સુધી કેટલાં બીજાં બહાર પડશે તે કહી શકાય નહિ)

૧. સતી કસ્તુરબા (અંગ્રેજી). આર. કે. પ્રભુ.
૨. ભારતજનની કસ્તુરબા (ગુજરાતી): દયાશંકર ભ. કવિ.
૩. જગદંબા કસ્તુરબા (ગુજરાતી): સરસ્વતી પ્રકાશન મંદિર, ભાવનગર.
૪. ધી ગ્રેટ લિટલ વૂમન ઑફ ઇન્ડિયા: (કે. પી. ટોમસ)

૫. બાઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય.
૬. જગદંબાઃ ભારત એજન્સી.

આ ઉપરાંત ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ જીવનચરિત્ર લખવા માટે અરજીઓ માગી છે. ' સ્ત્રીજીવન ' નો એપ્રિલનો અંક પણ ' કસ્તુરબા અંક ' તરીકે બહાર પાડ્યો છે.

* *

અંગ્રેજી ડીગ્રી ધરાવતા ડૉકટરને આયુર્વેદ પ્રત્યે અસંત પ્રેમ હોય તેવા દાખલા બહુ જૂજ મળી આવશે. નવાનગર રાજ્યના મુખ્ય તબીબી અધિકારી ડૉ. પ્રાણજીવન મહેતા આ પૈકીના એક છે. જામનગરમાં આયુર્વેદ કૉલેજ સ્થાપવાનું તેમનું સ્વપ્ન ટૂંક વખતમાં સિદ્ધિ પ્રાપ્ત કરશે. આ ઉપરાંત હારક સંહિતાની સરળ સુબોધ અને સચિત્ર આવૃત્તિ ૬ ભાગમાં પ્રગટ કરવાનું સાહસ તેમણે માથે ઉપાડ્યું છે. આ આવૃત્તિમાં મૂળ સંસ્કૃત પાઠ, હિંદી તથા અંગ્રેજીમાં વિવરણ તથા અંગ્રેજી, હિંદી તથા બીજી પ્રાંતીય ભાષામાં અનુવાદ આવશે. આ આવૃત્તિની કિંમત અગાઉથી ગ્રાહક થનાર માટે રૂ. ૬૦) તથા પ્રગટ થયા પછી રૂ. ૭૫) થશે. સુલલિત આવૃત્તિની કિંમત અનુક્રમે રૂા. ૧૦૦) તથા ૧૨૫) રહેશે. આયુર્વેદપ્રેમીઓ આ તકનો લાભ રખે જવા દે.

* *

ઇન્ડિયન ' પી. ઇ. એન. ' ના એપ્રિલ માસના અંકમાં શ્રી. ભવાની ભટ્ટાચાર્યનો ' લેખકના ધંધા ' ઉપરનો લેખ પ્રગટ થયો છે. કૉપીરાઇટ સંબંધી ઉપયોગી માહિતીવાળો આ લેખ અંગ્રેજી જાણનાર દરેક લેખકે વાંચવા જેવો છે.

* *

કાનડી પ્રગતિશીલ લેખકોના મંડળે રશિયન લેખક મેક્સિમ ગોર્કીના જીવન તથા કાર્ય સંબંધી એક પુસ્તક તૈયાર કરાવવાનું નક્કી કર્યું છે. આ સ્મરણગ્રંથ સુંદર થશે, અને તે ગોર્કીના હવે પછીના જન્મદિવસે બહાર પાડવામાં આવશે.

* *

મરાઠી પત્રકારોની પરિષદની ચોથી બેઠક કોલ્હાપુરમાં ફેબ્રુઆરીના પહેલા અઠવાડિયામાં મળી હતી, ત્યારે છાપખાનાની શરૂઆતથી મરાઠી ભાષામાં પ્રગટ થયેલ વર્તમાનપત્રો તથા સામયિકોનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. આ પ્રદર્શનમાં હસ્તલિખિત સામયિકોનો પણ સમાવેશ થતો હતો.

* *

નાગપુરના મધ્યપ્રાંત સંશોધન મંડળની દશમી સંવત્સરી, પૂનાના પ્રો. ડી. વી. પોતદારના પ્રમુખપણા હેઠળ તા. ૨૦ ફેબ્રુઆરીએ ઉજવવામાં આવી હતી, ત્યારે સાહિત્ય-વિષયક તથા ઐતિહાસિક નિબંધોનું વાચન કરવામાં આવ્યું હતું.

* *

સિંધ હૈદ્રાબાદની ડી. જી. નેશનલ કૉલેજના અઢાર વર્ષની વયના વિદ્યાર્થી શ્રી. થનવરદાસ જીનવાણીના મૃત્યુથી સિંધે એક આશાસ્પદ યુવક ગુમાવ્યો છે. કરાચીમાં ૩૧ મી જાન્યુઆરીએ

મળેલ અનૌપચારિક સભામાં પ્રો. જેઠમલ પરસરામે તેમનાં કેટલાંક કાવ્યો વાંચી સંભળાવતાં તેનામાં શૈલીની ઉર્મિલતા હોવાનું જણાયું હતું.

***

બિહારના અંજુમન તરફથી ઉર્દૂએ પટણામાં ૫ મી ફેબ્રુઆરી ' ઉર્દૂ દિન ' તરીકે ઉજવ્યો હતો. તે દિવસે મળેલ સભામાં ઉર્દૂને બદલે હિંદુસ્તાની રાખવાના કેટલીક સંસ્થાઓના યત્નોને વખોડી કાઢવામાં આવ્યા હતા. ઉર્દૂ બોલતા વિદ્યાર્થીઓને ઉર્દૂ દ્વારા શિક્ષણ મળે તેવો હુકમ કરવાને ગવર્નરને વિનતિ કરતો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

***

મિરઝા અસાદુલ્લાખાન ઘાલિબ ૧૮૬૦ માં જ્યાં થોડો સમય ગયા હતા તે ઘર ફરીને બંધાવવાનો તથા તેનો પુસ્તકાલય તરીકે ઉપયોગ કરવાનો રામપુર સરકારે નિર્ણય કર્યો છે. આ પુસ્તકાલયમાં ઘાલિબનાં તથા તેના વિષે લખાયેલાં બધાં પુસ્તકો રાખવામાં આવશે.

***

પૂર્વ અને પશ્ચિમ વચ્ચે ગાઢ સમજૂત ઉત્પન્ન કરવા માટે ન્યુયૉર્કની ઇસ્ટ એન્ડ વેસ્ટ એસોસીએશન મહત્ત્વનું કાર્ય કરી રહેલ છે. ગઈ વસંત ઋતુમાં મિસિસ પર્લ એસ બકની આગેવાની હેઠળ ગ્રંથપાલો માટે અભ્યાસક્રમની યોજના કરવામાં આવી હતી.

***

જાપાની સત્તા હેઠળના પ્રદેશોના જીવનનું વર્ણન સાપ્તાહિક 'અમેરિકા'માં એચ. જી. કૅવૅરિય વેલ્સ નામના લેખકે આપ્યું છે. આ લેખક તથા ગોથડ હિંદના જનરલ સ્ટાફના સલાહકાર હતા, અને હમણાં જ તે યુનાઇટેડ સ્ટેટસમાં પાછા ફર્યા છે.

***

યુદ્ધનિરીક્ષક મેજર જ્યૉર્જ ફીલ્ડીંગ ઇલિયટે તાજેતરમાં ' ધી અવર ઑફ ટ્રાયમ્ફ ' ( The Hour of Triumph ) હેઠળ અત્યારની યુદ્ધવિષયક પરિસ્થિતિ પર એક પુસ્તક પ્રગટ કર્યું છે. આ પુસ્તકમાં શાંતિની જાળવણી માટેના પોતાના વિચારો પણ આપ્યા છે.

આ પુસ્તકમાં લેખક એવા ભવિષ્યકાળની આગાહી કરે છે કે તે શસ્ત્રીર પુરુષો તથા આમજનતાને વસવાને યોગ્ય હશે.

***

મહાત્માજીના આગામી ૭૫ મા જન્મદિને અંગ્રેજી, ગુજરાતી તથા કાનડી ભાષામા એક ગ્રંથ પ્રગટ કરવાની યોજના હાથ ધરવામાં આવી છે અને તે માટે મુંબઇના એશિયા પબ્લિશિંગ હાઉસ, અમદાવાદના લોકપ્રકાશન લિમિટેડ તથા હુમનીના ધી નેશનલ લિટરેચર પબ્લીકેશન ટ્રસ્ટે સહકાર સાધ્યો છે. હિંદુસ્તાની, મરાઠી તથા અન્ય ભાષાઓમાં એક જ દિવસે-૨ જી ઑકટોબરે-ગ્રંથ પ્રગટ કરવાની ધારણા છે. ગાંધીજીના નિકટ સંપર્કમાં આવનારાઓના તથા અભ્યાસીઓના હાથે સર્વ લેખો લખાશે તથા પ્રકાશનમાંથી થશે તે સઘળો નફો ગાંધીજીને અર્પણ કરવામાં આવશે તે આ ગ્રંથની વિશિષ્ટતા છે.

છોટાલાલ માનસિંગ કામદાર

# આ સાહિત્યસર્જક !

હું ફરવા જતો હતો ત્યાં તો એક બંધુએ મને નમસ્કાર કર્યા. એટલે મેં પણ સામા નમસ્કાર કર્યા. અને અમારા બન્નેની જવાની દિશા એકજ હોવાથી તેમણે મારી સાથે ચાલવા માંડ્યું.

' કેમ કાંઇ ઓળખાણ પડે છે કે ? ' તેમણે પૂછ્યું.

હું ચમકયો. આ તો કોઇ પરિચિત હોય એમ લાગે છે ! ' ના, ખાસ પરિચય યાદ આવતો નથી. ' મેં કહ્યું.

' જુઓને, તમે ત્રણ વરસ પહેલાં ...નગર આવ્યા હતા, ત્યારે તો આપણે બધા બહુ આનંદ કરતા હતા ! એ બધું થોડાક વખતમાં વિસરી ગયા ? ' હવે મને ઓળખાણ સાંભરી; એ મારા મામાના દિકરાના મિત્ર હતા.

હવે તો તેમની સાથે કાંઈ વાત કરવી જોઇએ એટલે મેં પૂછ્યું, ' કહો ! હમણાં શું કરો છો ! '

' હમણાં તો મેં સાહિત્યસર્જનનું કામ ઉપાડયું છે. '

' અહો ! ' હું તે સાહિત્યસર્જક તરફ જોઇ રહ્યો.

મને આશ્ચર્ય થયું તેથી તેઓ હસતા હતા, ' તમે તો સાહિત્યના અભ્યાસી છો ને ? ' હસતાં હસતાં જ તેમણે પૂછ્યું.

હું તો વિચારમાંજ હતો, કે આ બંધુ સાહિત્યસર્જક ! તેથી તેમના પ્રશ્ને હું જાગી ગયો, ' હા. સાધારણ અભ્યાસ છે. ' મેં જવાબ વાળ્યો.

' તો તો મારાં કાવ્યો જરૂર જુઓ ! ઘણાંજ સરસ છે. '

' તમે શા નામે લખો છો ? ' મેં તેમને પૂછ્યું.

' હું કાંઇ કોઇ માસિકમાં મારાં કાવ્યો આપતો નથી. પહેલાં કેટલાંએક મોકલાવેલાં પરંતુ તે કાંઇ છપાયાં નહોતાં. અત્યારના તંત્રીઓ લેખકને સમજવાનો પ્રયાસજ કયાં કરે છે ? એટલે મેં આપવાનું બંધ કર્યું છે. ' થોડી વાર અટકી વળી તે બોલ્યાઃ પણ આમ હું 'સાહિત્ય'ને નામે લખું છું. '

' સાહિત્ય ? ' મને આ તખલ્લુસ વિચિત્ર લાગ્યું.

' હા. ' તેમણે કહ્યું, અને પછી ઉમેર્યું ' તમે પણ ન સમજી શકયા ? તેની પાછળ તો ગૂઢ રહસ્ય છે. તમે જ વિચારોને કે કુતરા, કાગડા, માણસ વગેરે સર્વના સર્જક તે જ જાતિના હોય છે ને ! તો પછી સાહિત્યનો સર્જક 'સાહિત્ય' જ હોય ને ? પરંતુ કોઇ સમજે છે કયાં ? '

હું તો આ શ્રીમાનની વિદ્વત્તા ઉપર મુગ્ધ થઇ ગયો. ત્યાં તો અમારે બન્નેને છૂટા પડવાનો વખત આવ્યો ત્યારે મેં નમસ્કાર કર્યા.

' કહો, હું કયારે આવું ? ' તેમણે નમસ્કાર ઝીલતાં કહ્યું.

' હમણાં તો જુઓને...' મેં તે સાહિત્યસર્જકની પ્રતિભા ન ઝીલવાના ભયે ગલ્લાં તલ્લાં કરવા માંડ્યાં, ' તો પણ ..'

ત્યાં તો તેઓશ્રી જ બોલી ઉઠયા ' રવિવારે તો રજા હશે; તો તે દિવસે બપોરે સાડાત્રણ વાગે હું આવીશ. ' અને પછી મારા જવાબની રાહ જોયા વગર તેઓશ્રી ચાલ્યા ગયા.

* * *

અને એ રવિવાર આવ્યો, ત્યારે સવારના પહોરમાં મને એ સાહિત્યસર્જકનું સ્મરણ થયું. તેથી બપોરે સાડાત્રણ વાગે હું ' મનુભાઇને ત્યાં જાઉં છું ' કહી મારા એક પાડોશીને ત્યાં ઉપડી ગયો. તેઓશ્રી આવ્યા ત્યારે તેમને ' મનુભાઇને ત્યાં ગયા છે ' કહેવામાં આવ્યું. તેથી તેઓશ્રી શિરનામું પૂછીને પછી ખોળતા ખોળતા મનુભાઇને ત્યાં આવી પહોંચ્યા. હું તો તેમને જોઇને ડઘાઇ જ ગયો. ત્યાં તો તેઓશ્રી બોલ્યાઃ ' અહો ! તમે અહીં જ છો કેમ ? હું તો તમારે ઘરે ગયો હતો; તે પછી શોધતો શોધતો અહીં આવ્યો. શું ભલા માણસ ! મેં સમય આપ્યો હતો તે પણ ભૂલી ગયા ? ' અને હું ઊભો થઇ તેમની સાથે મારા ઘર તરફ ચાલવા લાગ્યો.

જ્યાં હું રૂમમાં દાખલ થયો ત્યાં તો તે શ્રીમાન ઝોળી મૂકી ગયા હતા તે જોઇ તેમણે તુરત જ તેમાંથી એક જાડી નોટ કાઢી.

' અહોહોહો ! કેટલાંક લખ્યાં છે ? ' મારાથી બોલાઇ ગયું.

' લખ્યાં છે તો ઘણાં, પણ આ તો આટલાં જ બતાવવા લાવ્યો છું. '

અને જેમ ઘણી વાર જમવાની ચીજો જોઇને જ રુચી ઉડી જાય, તેમ આ કાવ્યોની નોટ જોઇને જ મારી વાંચવાની રુચિ નષ્ટ થઇ ગઇ. પણ તેઓ કાંઇ મને એમ જવા દે તેમ ન હતા!

તેમણે પહેલું કાવ્ય કાઢ્યું. ' જુઓ, આ કાવ્ય ચાર જ લીટીનું છે છતાં તેમાં કેટલો સારો ભાવ છુપાયો છે ! આમાં પંક્તિઓ કેટલી મધુર રીતે એકમાંથી બીજીમાં સરે છે ! આવું સુંદર કાવ્ય મેં બીજું કોઇ વાંચ્યું નથી ' અને તેઓશ્રીએ એ કાવ્ય મને બતાવ્યું:

" બાળા રૂડી મધુરું વદતી ચાહતી'તી, મને તો,
હું તો મારા વિમલ મનથી અન્યને ચિંતતો'તો,
ના આપે તે હૃદય સુજને પામવા ઐક્ય ગાઢું;
ચિંતા થાયે ક્ષણભર મને શું કરું હું ?. અરેરે ! "

અને હું તો આ ' સુંદર ' કાવ્ય જોઇને ઠરી જ ગયો. આશ્ચર્ય પામવાની મારી શક્તિ તે દિવસે મને છોડી ગઇ હોય તેમ લાગ્યું; કારણ કે તે દિવસે હું આશ્ચર્યની દુનિયામાં જ વિહરતો હતો.

ત્યાં તો મને તંદ્રામાંથી જાગ્રત કરતા હોય, તેમ તેમણે કહ્યું, ' આમાં મંદાક્રાન્તા છંદ કેટલી મધુરતા ધારણ કરી શકે છે ! 'મેઘદૂત' સિવાય આ છંદમાં આનાથી વધુ સારું મેં કશું જોયું નથી. વળી આમાં તો મેં કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરીને આત્મલક્ષી કાવ્યો અને પ્રણયકાવ્યોનો સમન્વય સાધ્યો છે. વળી આમાં એક Philosophio Idea ( તત્ત્વપૂર્ણ વિચાર ) પણ છે, કે આ જગતમાં દરેક વસ્તુનો ઉકેલ જડતો નથી. અને તમે જ કહોને, આવી મીઠી મૂંઝવણ આટલી સચોટ રીતે કોણે મૂકી છે ? ' અને મને મૂંગો જોઇને તેમણે કહ્યું, ' જોયું ! મારા કાવ્યની અસર કેટલી સરસ છે ! આ વાંચીને જ માણસ કલ્પનાવ્યોમમાં વિહાર કરવા લાગે છે. કહો, તમને કેવું લાગ્યું ? '

[ સાધણ સામેના પૃષ્ઠને છેડે ]

# અ. હિં. પુસ્તકાલય પરિષદ: છઠ્ઠું અધિવેશન (જયપુર)

## વિહંગાવલોકન

**અ**ગાઉ જાહેર થયા મુજબ જયપુર રાજ્ય તરફથી અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદને મળેલા આમંત્રણ અનુસાર અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદનું છઠ્ઠું અધિવેશન જયપુર શહેરના ટાઉન હૉલમાં ચાલુ માસની (એપ્રિલની) તા. ૭ મીથી ૧૦મી સુધી ભરવામાં આવ્યું હતું. હિંદના જુદા જુદા ભાગોમાંથી પુસ્તકાલયશાસ્ત્રના નિષ્ણાતો, પુસ્તકાધ્યક્ષો, તેમ જ બીજા વિદ્વાનોએ હાલના સમયની અગવડભરી લાંબી મુસાફરીની મુશ્કેલીઓ સહન કરીને પણ સારી (૧૫૦ જેટલી) સંખ્યામાં પધારીને હાજરી આપી હતી. વડોદરાથી પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબ પણ એ અધિવેશનમાં સરકાર તરફે હાજરી આપી હતી.

પરિષદની ઉદ્‌ઘાટનવિધિ શ્રીમંત મહારાજા જયપુરનરેશની ગેરહાજરીથી રાજ્યના કાર્યદક્ષ દીવાન નામદાર સર મીરઝા ઇસમાઇલના હસ્તે કરવામાં આવી હતી, જેઓ નામદારે શ્રીમંત મહારાજાનો સંદેશો વાંચી સંભળાવી, પુસ્તકાલયોને અંગેની વિકાસપ્રવૃત્તિ કઈ રીતે વધુ સારી થઈ જનતા તે દ્વારા વાચનનો સારો લાભ ઉઠાવતી થાય તેવી યોજનાઓ યોજવા માટે પુસ્તકાધ્યક્ષોને સહજ માર્ગસૂચનરૂપે પોતાના વિચારો જણાવ્યા હતા.

બાદ સ્વાગતપ્રમુખ શ્રી. પંડિત સૂરજપ્રસાદ એમ. એ. એઓએ પધારેલા સભ્યો અને ગૃહસ્થોનો આભાર માની પરિષદના કાર્યને સર્વ રીતે ફતેહ ઇચ્છી હતી, તેમ જ જયપુર રાજ્યે આ પરિષદને આમંત્રીને પોતે ભવિષ્યમાં હાથ પર ધરવા ઇચ્છેલી પુસ્તકાલય-પ્રવૃત્તિની યોજનાને વિકસાવવાની એક મોટી મહત્ત્વપૂર્ણ તક પ્રાપ્ત કરી હોવાનું જણાવી તે અંગેની સમિતિના કાર્યવાહકોને પરિષદ પાસેથી ઘણું જાણવાનું મળી રહેશે વગેરે જણાવી સ્વાગત સમિતિથી અત્યારના સમયે થયેલી સેવાનું સહજ ધ્યાન તેમના ટૂંકા પણ અર્થપૂર્ણ શબ્દોમાં આપ્યું હતું. સાથે સાથે જયપુર શહેર અને કસબા પુસ્તકાલયો અને તે અંગેના

---

[ અનુસંધાન પૃ. ૨૦૦નું ]

‘ સારું છે. ’ મેં કહ્યું. બીજું કહું પણ શું ?

‘ તમે સંકોચથી વાત કરો છો એ એક સારું લક્ષણ છે. પણ આ કાવ્ય તો ઘણું જ સરસ છે. વળી તંત્રીઓ આ સ્વીકારતા નથી એ એક રીતે તો સારું છે. કારણ કે હવે આકસ્મિક જ જ્યારે મારો સંગ્રહ બહાર પડશે, અને તે સૌથી સારો હોઇ મને સુવર્ણચંદ્રક મળશે ત્યારે દુનિયા તો ફાટી આંખે જોઇ રહેશે. ’

અને મેં તો અત્યારથી જ આ સુવર્ણચંદ્રક વિજેતાને નીરખવા માંડયો.

અમારી આ મુલાકાત ક્યારે બંધ થાત તે મને ખબર નથી. પરંતુ હજી આ એક જ કાવ્ય તેઓશ્રી મને સમજાવી રહ્યા ત્યારે મારા ત્રણ ચાર મિત્રો આવી પહોંચ્યા. મિત્રોના આગમનથી મશ્કરીના ભયે, કે પછી આકસ્મિક જ બહાર પડી બધાંને આશ્ચર્યચકિત કરવાની આશાથી; ગમે તેમ પણ તેમણે, મોર પોતાની કળા સંકેલે, તેમ તેમના કાવ્યની નોટ બુકને સંકેલી લીધી. અને પછી મને નમસ્કાર કરી રવાના થયા.

હું આ ભાવિ સુવર્ણચંદ્રકવિજેતા સાહિત્યસર્જકને જતા જોઇ રહ્યો ! !

**મુકુંદરાય પંડ્યા**

સંચાલનકાર્યની રૂપરેખા, તેમ જ રાજ્યે તે પ્રવૃત્તિને વિકસાવવા લીધેલાં પગલાં વગેરે સંબંધી હકીકત જણાવી હતી.

ત્યારબાદ પરિષદને ફતેહ ઇચ્છતા આવેલા સંદેશાઓ પરિષદના સ્થાનિક મંત્રી શ્રી. ઈશ્વર દત્તે વાંચી સંભળાવ્યા હતા, જેમાં મુખ્યત્વે બનારસ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર શ્રી. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્, કલકત્તાથી સ્ટેટસમેન દૈનિક અંગ્રેજી વર્તમાનપત્રના તંત્રી મિ. વર્ડઝવર્થ, હિંદ સરકારના કેળવણી ખાતાના વડા અમલદાર મિ. જ્હોન સારજન્ટ તેમ જ હિંદ બહારના કેટલાક પુસ્તકાલયશાસ્ત્રના નિષ્ણાતોના સંદેશાઓ ખાસ ધ્યાન ખેંચતા હતા.

બાદ પરિષદના પ્રમુખસ્થાનેથી જયપુર રાજ્યના કેળવણી ખાતાના ખાસ અમલદાર શ્રી. જે. રી. રેગોએ પોતાનું વિદ્વત્તાપૂર્ણ ભાષણ આપી હિંદમાં પુસ્તકાલયપ્રવૃત્તિ અમેરિકા અને ઇગ્લાંડની દૃષ્ટિએ કેમ વધારે વિકાસ પામે તેના ઠીકઠીક દૃષ્ટાન્તો સહિત ઉપાયો બતાવ્યા હતા, અને જયપુર રાજ્યે આ પરિષદને આમંત્રી કેવળ ઠરાવોથી જ નહિ પરંતુ કંઇ સંગીન કાર્ય હાથ પર લેવાયું હોઇ અ. હિં. પુ. મંડળે જે પ્રગતિ અત્યાર અગાઉ સાધી છે તેના અનુકરણે રાજ્ય પણ એમાં પોતાનો સહકાર આપી રાજ્યની આમજનતાથી ભણેલું ભુલાય નહિ અને નિરક્ષરતા દૂર થાય એવા હેતુથી પ્રત્યેક નિશાળ સાથે એક પુસ્તકાલય હોવાની અગત્ય દર્શાવી પોતાનાથી બનતું કરવાની ખાતરી આપી હતી. સાથે સાથે હિંદ સરકારના કેળવણીવિષયક સલાહકાર મિ. જ્હોન સારજન્ટ જેઓ આ મંડળના અત્યાર અગાઉ પ્રમુખ હતા તેઓની કેળવણીવિષયક યોજનામાં દર્શાવેલી પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રત્યે વધુ સહાનુભૂતિ દર્શાવાય અને કેળવણીનો પાયો પુસ્તકો અને પ્રચલિત પુસ્તકાલયો ઉપર હોઇ તેમણે બનતું કરવા મંડળને પોતાથી બનતો સહકાર આપવા જણાવ્યું હતું. મિ. સારજન્ટની ગેરહાજરીથી તેમણે સ્વીકારેલું પરિષદસંચાલનનું કાર્ય તેમણે સારી વ્યવસ્થાપૂર્વક બજાવી, પરિષદની શરૂઆતથી તે છેવટ સુધી તેમણે પરિષદના તમામ કાર્યમાં પ્રત્યક્ષ હાજરી આપી, પરિષદમાં થયેલી ચર્ચાઓ નિબંધો વગેરેમાં પોતાના વિચારોનું પણ ઠીક ઠીક નિરૂપણ કર્યું હતું. અને પરિષદકાર્યને સારી સફળતાપૂર્વકનું બનાવ્યું હતું. પરિષદ સભાઓમાં રાજ્યના આમંત્રિત અમલદારો, સદ્‌ગૃહસ્થો તેમજ સન્નારીઓની પણ સારા પ્રમાણમાં હાજરી હતી.

થયેલી ચર્ચાઓ પૈકી હાલમાં પ્રચલિત મિ. ડયુઇની વર્ગીકરણ પદ્ધતિ અને હિંદના પુસ્તકાલયશાસ્ત્રના નિષ્ણાત રાવસાહેબ રંગનાથનની કોલન વર્ગીકરણ પદ્ધતિ એ બેઉના લાભાલાભ ઉપર થયેલી ચર્ચાએ પુસ્તકાધ્યક્ષોના—લાયબ્રેરીઅનોને એ વિષયને લગતા જ્ઞાનનો સારો પરિચય આપ્યો હતો. મધ્યસ્થ સભામાં થયેલી આ ચર્ચાએ ઘણાં પુસ્તકાલયોને ભવિષ્યમાં સ્વીકારવા યોગ્ય કઇ પદ્ધતિથી પુસ્તકાલયનું કાર્ય સફળ બને એ વસ્તુ ઉપર વિચાર કરતા બનાવ્યા હતા.

આમ મહત્ત્વની અને કેટલાંક મુદ્દાસરની ચર્ચાના કાર્યમાં સમય વધુ પસાર થતાં પરિષદ અંગે લખાયેલા નિબંધો પુસ્તકાલયવિષયક અ. હિં. પુસ્તકાલય મંડળ તરફથી પ્રસિદ્ધ થતા લાયબ્રેરી બુલેટીનમાં પ્રસિદ્ધ કરી લેવા ઠરાવવામાં આવ્યું હતું. પ્રથમ મળેલી કાઉન્સીલની બેઠકે પાછલી થયેલી સભાઓનો હેવાલ મંડળનો હિસાબ ચાલુ પરિષદમાં મૂકવા યોગ્ય કામો તેમજ રજુ થયેલા ઠરાવો, ચર્ચાઓ ઉપર યોગ્ય અભિપ્રાયથી સામાન્ય બેઠકમાં રજુ કરવા યોગ્ય બનાવી પ્રાથમિક કાર્ય પૂરૂં કર્યું હતું. તદુપરાંત આ મંડળની કારોબારી સમિતિ, તેમ જ બીજી જુદા જુદા વિષયોની ચર્ચા અને સ્થપાયેલી ઉપસમિતિઓએ પણ

પરિષદ સમક્ષ પોતાનું કાર્ય છેલ્લી બેઠકમાં રજુ કર્યું હતું. મંડળના ભવિષ્યના કામકાજ માટે હોદ્દેદારોની નવેસર ચૂંટણી થઈ હતી, જેઓ બે વર્ષ સુધી બીજી પરિષદ ભરાતા સુધી મંડળના હોદ્દેદારો તરીકે ચાલુ રહેશે. એ સંબંધી વિસ્તૃત હકીકત પરિષદનો રિપોર્ટ અને હેવાલ જે મંડળ તરફથી બહાર પડશે તેમાં આપવામાં આવશે.

પરિષદમાં આવેલા સર્વને દીવાન સર મીરઝા ઇસ્માઇલે પોતાને બંગલે ચા પ્રાણી માટે આમંત્ર્યા હતા, જ્યાં પરસ્પરનો પરિચય અપાઇ અલ્પાહારને માન આપી ગ્રુપફોટો લેવાયો હતો. પરિષદમાં આવેલા મહેમાનો માટે રાજ્ય તરફથી રંજનકાર્યનો પ્રોગ્રામ એક રાત્રે રાખવામાં આવ્યો હતો અને પધારેલા સૌને જયપુરની નૃત્યકલા અને સંગીતનો ઠીક ઠીક પરિચય મળ્યો હતો.

પરિષદનું કાર્ય પૂરું થતાં કાઉન્સિલની પ્રથમ બેઠક નવેસર ચુંટાયેલા હોદ્દેદારો સહિતની મળી હતી અને તે દ્વારા કારોબારી સમિતિ, તેનું કામકાજ વગેરે નક્કી કરી અગાઉની કાઉન્સિલની બેઠકમાંથી બાકી રહેલા કામકાજના મુદ્દાઓ પુરા કર્યા હતા. બાદ રજપૂતાનામાંથી આવેલા પુસ્તકાલયોના પ્રતિનિધિઓના શુભ પ્રયાસોથી અ. હિં. પુ. મંડળના માનદ મંત્રી ખાન બહાદુર અસાદુલ્લાના પ્રમુખપદે સભા બોલાવી ચાલતી આવેલી પ્રણાલિકા પ્રમાણે રજપુતાનામાં પણ એક પ્રાંતિય પુસ્તકાલય મંડળ સ્થપાય એ હેતુથી તે મંડળની સ્થાપના કરી હતી. અને તે અંગે ધારાધોરણ અને બંધારણ માટે એક સમિતિ પણ નિમવામાં આવી હતી.

પરિષદનું કાર્ય પૂરું થતાં ચોથે દિવસે જયપુર શહેરનાં જોવાલાયક સ્થળો, ઐતિહાસિક સ્થળો, સંગ્રહસ્થાન, પોથીખાના અને પુસ્તકાલયો, વેધશાળા, સંસ્કૃત કોલેજ, પુરાણઘાટ, અંબર પેલેસ, અસલ ચિત્રભંડાર વગેરે સ્થળો જોવાનો લાભ રાજ્ય તરફથી આવેલા તમામ મહેમાનોને આપવામાં આવ્યો હતો.

જયપુર રાજ્યે પોતાના પાટનગરમાં આ પ્રમાણે એક જ વર્ષમાં જુદા જુદા વિષય અંગેની પરિષદોને આમંત્રી કેળવણીવિષયક પ્રગતિ સાધવામાં ઠીક લાભ ઉઠાવ્યો છે. રજપૂતાના યુનિવર્સિટીના ભાવિ મંડાણ માટેનું શુભસૂચક પગલું આવી પરિષદોના હેતુપુરઃસરનું માની શકીએ તો તે અસ્થાને ન જ ગણાય. રાજ્યે પરિષદને આમંત્રી આવેલા સર્વેને રાજ્ય તરફથી રાજ્યપરોણા તરીકે રાખવામાં આવ્યા હતા. વિદ્યાવ્યાસંગી રાજપૂત રાજવીઓની ચાલતી આવેલી પ્રણાલિકા આમ હાલના શ્રીમંત જયપુરનરેશે ચાલુ રાખી હોઇ વિદ્યોત્તેજક પ્રવૃત્તિઓને વિકસિત રાખવા પોતાથી બનતું કેટલું સારૂં થાય છે તે જોવાની તક આવેલા તમામને સહજ ધ્યાનમાં આવી હતી.

પરિષદના કાર્યની સમાપ્તિ થતાં અ. હિં. પુ. મંડળના નવા પ્રમુખ રાવસાહેબ રંગનાથને મંડળ તરફથી તેમજ મંડળના જનરલ સેક્રેટરીએ મંડળની કાઉન્સીલ તરફથી શ્રીમંત જયપુરનરેશનો, નામદાર દીવાન સાહેબ સર મીરઝા ઇસ્માઇલનો, રાજ્યના કેળવણી ખાતાના વડા મિ. જે. સી. રોયનો અને લોકલ સેક્રેટરીનો તેમ જ સ્વાગત સમિતિ અને તે અંગેની સમિતિઓ અને ઉપસમિતિઓનો પરિષદના કાર્યને સફળ બનાવવામાં આપેલા ફાળા બદલ તેઓ સર્વનો આભાર માન્યો હતો. પરિષદનું કાર્ય આમ યોજાયલા ચાર દિવસના મહત્ત્વના કાર્યક્રમ બાદ પૂરૂં થતાં સર્વે વિખરાયા હતા. પરિષદના હવે પછીના અધિવેશન માટે અગાઉથી આવતા આમંત્રણ માટે કાઉન્સિલની બીજી બેઠકે યોગ્ય વિચારણા કરી જવાબ જ્યાં ત્યાં આપવા યોગ્ય ઠરાવ્યું છે.

---

# ચાણસ્મા મહાલ પુ. પરિષદનું ચોથું અધિવેશન

ચાણસ્મા મહાલ પુ. પરિષદનું ચોથું અધિવેશન તા. ૨૬-૩-૪૪ ના રોજ કંબોઇ મુકામે મહાલવહીવટદાર શ્રી. રમેશચંદ્ર ગોવિંદભાઇ દેસાઇના પ્રમુખપદે મળ્યું હતું. મહાલનાં પુસ્તકાલયોના મંત્રી ગ્રંથપાલો તેમ જ ગામના સંખ્યાબંધ ભાઇબહેનો હાજર હતાં.

મંડપના પ્રવેશદ્વાર આગળ સર્વેનું બેન્ડથી સ્વાગત કરવામાં આવ્યું હતું. વિશાળ મોટો મંડપ પણ પ્રેક્ષકોથી ચીકાર હતો અને નહિં ધારેલી સંખ્યાની મંડપમાં ઠઠ જામી હતી.

શરૂઆતમાં કંબોઇ શાળાના બાળકોએ ઈશ્વરસ્તુતિ અને બાળાઓએ સુંદર ગરબા ગાયા હતા. આ પછી સ્વાગતપ્રમુખનું ભાષણ સ્વાગતપ્રમુખની નાદુરસ્ત તબિયતને લઇ ત્યાંના મુ. શિક્ષક શ્રી. મનસુરીએ વાંચી સંભળાવ્યું હતું. સ્વા. પ્રમુખના ભાષણમાં કંબોઇ ગામનો પુરાતન ઇતિહાસ વગેરે જણાવ્યો હતો અને સર્વને ભાવભીનું સન્માન અપાયું હતું.

ત્યારબાદ પ્રમુખે તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખસ્થાનની બેઠક લીધી હતી. ત્યારબાદ પ્રમુખ સાહેબે પોતાનું નીચે પ્રમાણેનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું.

## પ્રમુશ્રીનું ભાષણ

પુસ્તકાલય પ્રવૃત્તિ માટે હું એક બે પ્રશ્નો પ્રત્યે આપનું ધ્યાન ખેંચું છું. મને આશા છે કે આપ સૌ તે ધ્યાન પર લેશો જ. પુસ્તકાલયમાં આવતાં પુસ્તકોની પસંદગી ઘણા જ ઉંચા પ્રકારની હોવી જોઇએ. આપણી પ્રજાના સંસ્કાર પોષવા અને તેમને ચારિત્ર્યશીલ બનવા મદદગાર થાય તેવા ઉદ્યોગ, ખેતી ને વેપારના વિષયોનું જ્ઞાન આપી શકાય તેવાં તથા જીવનને માર્ગદર્શક બની ઉજ્જવળ બનાવે તેવાં જીવનચરિત્રોનાં પુસ્તકો વસાવવાં જોઇએ. જેમ પુસ્તકોની પસંદગી માટે આપણે કાળજી રાખવી ઘટે છે, તેવી જ કાળજી આપણે વર્તમાનપત્રો માટે રાખવાની છે. પુસ્તકાલયોના મંત્રીઓએ ખોટો પ્રચાર કરતાં વર્તમાનપત્રો મંગાવવા કરતાં પ્રજાને સારાસાર તેમ જ તેની રહેણીકરણી સુધારવાને મદદરૂપ થાય તેવાં, તથા પોતાના ધંધાને લગતી સાચી માહિતી આપી શકે તેવાં પત્રો માસિકો ખરીદવાં જોઇએ.

### પુસ્તકાલયની શોભા

આ બધું બરાબર હોવા છતાંએ આનો સાચો ઉપયોગ કરાવવો એ ગ્રંથપાલની શક્તિ ઉપર છે. પુસ્તકો એ આપણાં ઉત્તમ મિત્રો છે અને એ મિત્રોની સોબત કરાવી આપવી એ ગ્રંથપાલનું પરમ કર્તવ્ય છે. ગ્રંથપાલે પુસ્તકોની વ્યવસ્થિત ગોઠવણી અથવા તેની સંખ્યામાં પુસ્તકાલયની શોભા માનવાની નથી; પુસ્તકાલયની ખરી શોભા તો પ્રજામાં પુસ્તકો ખૂબ વંચાય, ફાટી તૂટી જાય અને જલદી જલદી નવાં વસાવવાં પડે તેમાં છે. અને તેથી જ ગ્રંથપાલો અને મંત્રીઓ પુસ્તકોની ઉપયોગિતા તરફ ખૂબ ધ્યાન આપે એવી મારી આગ્રહભરી ભલામણ છે.

## સ્થાનિક સંસ્થાઓની-પુસ્તકાલયોને મદદ

આ પછી આપને બીજી એક વસ્તુ જણાવતાં મને આનંદ થાય છે. ચાણસ્મા મહાલની પુસ્તકાલયપ્રવૃત્તિ સુંદર રીતે ચાલી રહી છે. તેના એકે એક શાળાવાળા ગ્રામે પુસ્તકાલય છે. તેનો સારો પ્રચાર પણ છે, એમ ખાતાના છેલ્લા નિવેદન ઉપરથી આપણે સમજી શકીએ છીએ. આ સંસ્થાઓને લોકોનો સારો ફાળો મળી રહ્યો છે. હમણાં તાલુકામાં પુસ્તકાલયોનાં મકાનો માટે પણ ફાળો થઈ રહ્યો છે તે ઘણો જ ઇચ્છનીય છે. લોકોના ફાળા સાથે પ્રાન્ત પંચાયતની અને સરકારની મદદ પણ આપણા તાલુકાને સારી રીતે મળી રહી છે એમ પણ રિપોર્ટ ઉપરથી જાણી શકીએ છીએ. જેવી રીતે સરકાર મદદ આપે છે, તેવી જ રીતે જે તે સ્થળની સ્થાનિક સંસ્થાઓ પણ પ્રજાની આ સંસ્કારપોષક સંસ્થાને યોગ્ય મદદ કરવાનું તેનું કર્તવ્ય છે એમ હું માનું છું. અને તેઓ પણ પોતાની ફરજ બજાવે છે અને બજાવશે એમ ઇચ્છું છું.

## સહકારથી કામ કરો.

છેલ્લું મારે તમને જણાવવાનું કે–હાલનો જમાનો ઘણો જ બારીક છે. આ જમાનામાં સરકાર, ખેડૂત અને વેપારીએ તમામે તમામ સંપૂર્ણ સહકારથી કામ કરે તો જ આવી સંસ્થાઓ વધુ ખીલશે; એટલું જ નહિ, પણ દરેક વ્યક્તિએ ખૂબ જ સહકારથી અને સંપથી હળી મળીને રહેવાની જરૂર છે. આપણામાં કહેવત છે કે ' જ્યાં સંપ ત્યાં જંપ ' એ નીતિએ સૌ હળીમળીને ચાલશે તો સુખી થશે. સરકાર સાથે પ્રજા જેટલા સહકારથી કામ કરશે અને સાથ આપશે તેટલા પ્રમાણમાં સરકાર પ્રજાનું હિત વધુ પ્રમાણમાં જાળવી શકશે. એટલે શ્રીમંત સરકાર સાથે તમામ પ્રજાવર્ગ સહકારથી કામ કરે. પ્રજામાં અરસપરસ વેરઝેર ભૂલી જઇ સંપથી કામ કરશો તો જ આપણે આવી પ્રવૃત્તિઓને વધારે પોષી શકીશું. અંતમાં આપણા તાલુકાની આ પ્રવૃત્તિ વિશેષ ફળદાયી નીવડે તેવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂં છું. અને આપે મને આ સ્થળે બોલાવી જે માન આપ્યું છે તે બદલ ફરીથી હું આપ સર્વનો આભાર માનું છું.

ત્યારબાદ શ્રી. સાંકળેશ્વર વ્યાસે આવેલા સંદેશાઓનું ટૂંક વાચન કર્યું હતું. અને ચાણસ્મા મહાલ પુ૦ મંડળનું છપાવેલું નિવેદન શ્રી. કરુણાશંકર વ્યાસે રજૂ કર્યાં પછી કંબોઇ સાર્વ. પુસ્તકાલયનું નિવેદન શ્રી. રામભાઇ પટેલે રજુ કર્યું હતું. ત્યારપછી મહાલમંડળના સેવાભાવી મંત્રી નાનજીભાઇ પટેલે પોતાનો ' પુસ્તકાલયપ્રવૃત્તિ અને તેનો પ્રજાઘડતરમાં ફાળો ' નામક નિબંધ વાંચી સંભળાવ્યો હતો.

ત્યાર બાદ શ્રી. અંબાલાલ વકીલ, શ્રી. સુરજમલ વકીલ, શ્રી. સાંકળચંદ શેઠ અને અન્ય ગૃહસ્થોએ પ્રાસંગિક વિવેચનો પોતાની શૈલીએ કર્યાં પછી શ્રી. ઉમેદભાઇ પટેલે સાહેબે ગ્રામજનતાને પુસ્તકાલયની ઉપયોગિતા ઉપર ટૂંકમાં પ્રવચન કરી સુંદર સમજ આપી હતી.

આ પછી ઠરાવોનું કામકાજ હાથ ઉપર લેવાયું હતું. અને નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતાઃ

# પસાર થએલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત મહારાજા સા. ની દીર્ઘાયુ પ્રાર્થનાનો થતાં, **ઠરાવ ૨** સ્વ. કરેતુરબાના અવસાન અંગે શોક પ્રદર્શનને લગતો પસાર થયો હતો.

**ઠરાવ ૩**—તાલુકાની ગ્રામપંચાયતો અને સુધરાઇઓ પોતાના સ્થળનાં પુસ્તકાલયોને જે મદદ આપે છે તેનો આ પરિષદ આભાર માને છે. અને જે ગ્રામ પંચાયતો તથા સુધરાઇઓ મદદ કરતી નથી તેમને મદદ કરવા તથા જે મદદ આપવામાં આવે તે તમામ મોડામાં મોડી ડિસેમ્બર આખર સુધીમાં મળી જાય તેવી તજવીજ કરવા આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

**ઠરાવ ૪**—આ પરિષદ તાલુકાના પુસ્તકાલયોના મંત્રી ભાઇઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે તે પોતાના ગામે વાચનનો વધુ પ્રચાર થાય તે માટે દરેક ગામે વાચકમંડળ ઊભાં કરે, વર્તમાનપત્રોના સમાચાર ભીંત ઉપર લખાવે અને સ્ત્રીઓ તથા ઉઠી ગયેલાં બાળકોને પુસ્તકો પહોંચતાં કરવામાં આવે તેવી યોજનાઓ કરવા ભલામણ કરે.

**ઠરાવ ૫**—સાર્વજનિક પુસ્તકાલયમાં જ્યાં શાળાના શિક્ષકો ગ્રંથપાલનું કામ કરે છે ત્યાં તેમના પગારનું ધોરણ પગારના ૧/૩ લેવાની શરતે કેળવણી ખાતું મંજુરી આપે છે પરંતુ તે ધોરણ વ્યાજબી નથી. લોકમદદ ઉત્પન્ન કરવાનું કામ પણ ગ્રંથપાલનું જ હોય છે. માટે સાર્વજનિક પુસ્તકાલયના મહેકમ પ્રમાણે તેનું વ્યવસ્થાપક મંડળ ઠરાવે તે પગારે ગ્રંથપાલનું કામ શિક્ષક કરે એ શરતે મંજુરી આપવા આ પરિષદ પુસ્તકાલય ખાતા મારફત મે. રા રા. વડોદરા રાજ્ય વિદ્યાધિકારી સાહેબને વિનંતિ કરે છે.

**ઠરાવ ૬**—મે. રા રા. પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફથી પુસ્તકાલયનું કાયમફંડ ઉપાડી લઇને સરકારી લોનોમાં મૂકવાને ફરજિયાત હુકમ થયો છે તે બરાબર નથી તો તે ઉપર નવેસર વિચાર કરવા માટે આ પરિષદ ખાતાને વિનંતિ કરે છે.

ઉપરના ઠરાવો થયા પછી મંડપ અને સભાનો ફોટો લેવાયો હતો.

આ પછી આભારદર્શનના ઠરાવો થઇ પ્રમુખશ્રીનું ઉપસંહારનું ભાષણ થયું હતું અને ફૂલહાર તથા અત્તરગુલાબ થઈ સભા વિસર્જન થઇ હતી.

રાત્રે કૂકરવાડાથી ખાસ આમંત્રણ આપી તેડાવેલા શ્રી. ધૂળધોયાએ પોતાનો રંજન–કાર્યક્રમ શરૂ કર્યો હતો. બહુચરાજી શાળાના વિદ્યાર્થીઓએ પણ પોતાના સંવાદો વચ્ચે વચ્ચે કરી બતાવી સભાનું રંજન કર્યું હતું. શાળાના શિક્ષક શ્રી. શર્માએ પણ પોતાનો હાસ્યરસ–ભરપૂર ટૂચકો થોડી મિનિટ સંભળાવી સભાનું ધ્યાન તેમના તરફ આકર્ષ્યું હતું. શ્રી. ધૂળધોયાની સુંદર અને સચોટ વાણી સાંભળી ગ્રામજનતા પણ તદાકાર થઇ રહી હતી. રાતે સાડાબાર વાગતાં રંજનકાર્ય ખતમ થયું હતું; પણ લોકોના ખાસ આગ્રહથી રાત્રે લગભગ બે અઢી વાગતાં સુધી કાર્યક્રમ ચાલુ રાખવામાં આવ્યો હતો.

બીજે દિવસે સાબરમતી જેલમાંથી તરતના છૂટેલા શ્રી. રવિશંકર મહારાજ અને શ્રી. અભ્યંકર પરિષદમાં આવી પહોંચ્યા હતા. શ્રી. મહારાજનો ચાણસ્મા તાલુકાની પુસ્તકાલય પ્રવૃત્તિ તરફનો પ્રેમ તેઓશ્રીને અહીં ખેંચી લાવ્યો હતો. શ્રી. મહારાજને પ્રમુખ સાના વરદ હસ્તે ફૂલહાર થયા હતા.

---

# પુસ્તકવાચન વિષે થોડાક વિચારો

૧. પુસ્તકવાચન એ માણસના સાચા વિકાસનું એક નૈતિક સાધન છે. માણસનો સાચો વિકાસ એટલે એના ચારિત્ર્યનો વિકાસ, માણસ કેટલી સાચી સમજ ધરાવે છે, ને એ સાચી સમજને, વિના વિલંબે, આચારમાં ઉતારવાની કેટલીક તમન્ના ધરાવે છે, એના ઉપર જ ચારિત્ર્યનું માપ કાઢવાનું છે. સમાજના હિત સારુ જ લખાયેલાં ઉત્તમ પુસ્તકો માણસની સાચી સમજના વિકાસમાં ઠીક ઉપયોગી થઇ પડે.

૨. ઉત્તમ પુસ્તકો ઉત્તમ મિત્રોની ગરજ સારે છે, એમ જે કહ્યું છે, તે બરાબર છે. આપણને બધાને વિવેકાનંદ જેવા, ટાગોર જેવા, રોમાં રોલાં જેવા કે વિવેકાનંદ જેવા ચારિત્ર્યશીલ પુરુષોનો સહવાસ ક્યાંથી પ્રાપ્ત થવાનો હતો ? કોઈ કોઈ તો પરલોકવાસી પણ થયા હશે, પણ એ લોકોનાં પુસ્તકો દ્વારા કોઇ પણ કોટીનો માણસ એ સંતોનો સમાગમ સહેલાઇથી સાધી શકે—જેમકે; 'સત્યના પ્રયોગો અથવા આત્મકથા' દ્વારા ગાંધીજીનો, 'ગીતાંજલિ' દ્વારા ટાગોરનો, ૪૦ ૪૦ બહુ ઊંચી કક્ષાએ પહોંચેલા મનુષ્યોનાં જ નહિ પરંતુ સામાન્ય પણ સાચા માણસનાં લખાણમાંથી પણ આપણે ઘણું ઘણું મેળવી શકીએ. કારણ કે એ દ્વારા એ માણસ ક્યાં અને કેવી રીતે ગોથું ખાઇ બેસે છે, કેવી સમજ ધરાવે છે, શાથી એવી સમજ ધરાવે છે વગેરે વગેરે જાણી શકીએ છીએ.

૩. વાંચવું લાભદાયક છે, પણ વાંચવાનું વ્યસન તો ન જ પડવું જોઇએ. જો પ્રાર્થના દ્વારા વા કોઇ સત્પુરુષના સમાગમથી મનનું સમાધાન થઇ શકતું હોય, તો તે પ્રમાણે આચરણમાં સમય ગાળવો ચોક્કસ ઉત્તમ છે અને પુસ્તકો વગર પણ—સાવ નિરક્ષર માણસો થઇ શક્યા છે. દા. ત. રામકૃષ્ણ પરમહંસ. યાદ રાખવું કે આપણું ધ્યેય ઉત્તમ આચારવિચાર કેળવવાનું છે.

૪. વાંચવું જ જોઇએ, એવો કોઈ ખાસ નિયમ નથી; જો કે એ સારું છે ખરું. નિરક્ષરોમાંથી પણ નરોત્તમો નીપજેલા જગતે જોયા છે. પણ તેથી હરગીજ એમ ફલિત નથી થતું કે ન જ વાંચવું. ઉત્તમ પુસ્તકો વાંચનાર માણસ એટલે કે સત્સંગમાં ભળેલો માણસ ક્રોધ ઘટાડવાનો પ્રયત્ન કરશે, કોઇનો દ્વેષ નહિ કરે, પોતાના તાબાના માણસ પર સત્તાનો દોર નહિ ચલાવે, પણ બને તેટલી સેવા કરવાનો પ્રયત્ન કરશે. આજ અર્થમાં વાચન થાય તો તેની કંઇક કિંમત છે; નહિતર સત્યનો અસત્ય પર થતો વિજય જુએ છે, છતાં એ પોતે તો, મનમાં, સિનેમામાં એક શોખની વસ્તુ છે એમ સમજી વધુ લહેરી બનતો જાય છે, એના જ જેવું જ વાચનનું થઇ પડવાનું—ને જે અત્યારે પણ વાંચનારનું થઇ પડ્યું છે. વાચન એ ખાલી વાચાળતા કેળવવાનું, ફલાણું ફલાણું વાંચ્યું છે એવી વિદ્વત્તાનો ડોળ કરવાનું સાધન ન જ બનવું જોઇએ. એ વાચનરૂપી સાધનનો દુરુપયોગ છે. માટે જ આપણું વાચન પસંદગીનું રહેશે. પુસ્તકાલયોમાં પુસ્તકોનું વર્ગીકરણ પણ એ પદ્ધતિથી જ થવું જોઇએ. દરેકને દરેકના ખપનું સાહિત્ય મળી રહે, એ રીતે.

૫. જ્યારે આપણી આર્ય સંસ્કૃતિ એના ચારિત્ર્યશાળી પુરુષોથી મહેકતી હતી ત્યારે વિદ્વાનો એકમેકને મળતા ત્યારે એમ પૂછતા, 'કયા પુસ્તકનું હમણાં મનન કરો છો ?' એમ નહોતા પૂછતા કે કયું પુસ્તક વાંચ્યું કે કઇ વાર્તા ગમી ? માટે જ આર્ય સંસ્કૃતિના અર્ક જેવા સ્વામી વિવેકાનંદે કહ્યું છે:—

'તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમ જ સારું. ગીતાજી વાંચો, વેદાંતના બીજાં પુસ્તકો વાંચો, કેમકે તેની આખા જીવન સુધી જરૂર રહે છે.'

હિંમતલાલ મ. પટેલ

# પુસ્તક પરિચય

૧. ત્રણ હૈયાં—લેખક: શ્રી. કૃષ્ણલાલ શાહ; પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ; પ્રથમ આવૃત્તિ ૧૯૪૩; ક્રાઉન ૧૬ પેજી કદનાં પૃ. ૧૪૬; કાર્ડ બોર્ડનું પૂઠું, કિં. ૨-૧૨-૦.

પ્રકાશક સંસ્થા તરફે શરૂ થયેલ 'નૂતન ગ્રંથમાળા'ના આ પ્રથમ પુસ્તકને આવકારતાં આનંદ થાય છે. મહાસભાએ આંકી આપેલ નીતિ મુજબ મજૂર વર્ગના હિતની પ્રવૃત્તિઓ પાછળ ઘરની માયાને અળગી કરી દઇ મજૂરસેવાનો જ ભેખ લેનાર બિહારી નામનો સમાજસેવક, સામાજિક અન્યાયે વેશ્યાજીવનને પંથે ચડાવી દીધેલ અલકા નામની ભાવનાશીલ નર્તકી, અને બિહારી પર અણિશુદ્ધ પ્રેમ ધરાવનાર સુમિત્રા નામની યુવતી એ ત્રણ મુખ્ય પાત્રોની આસપાસ લેખકે એવી તો સરસ વાર્તાગૂંથણી કરી છે કે પુસ્તક વાંચવા માંડ્યા પછી પૂરું કરીને જ હેઠે મૂકવાનું મન થાય. બિહારીના સંસર્ગથી અલકા નર્તકી મટીને દેશસેવિકા બને છે અને બિહારી પરના પ્યારને કારણે જ નર્તકીપદને તિલાંજલિ દઇ દેશસેવાનો ભેખ સ્વીકારનાર અલકા સુમિત્રાના પ્રણયપંથમાંથી ખસી જવાની જે ઉદારતા દાખવે છે એ પ્રસંગો ખરેખર પ્રશંસા માગી લે છે. વાર્તાનું વસ્તુવિધાન આમ સુંદર અને રસમય છે, છતાં લખાવટમાં ઠેર ઠેર રહી જવા પામેલા વ્યાકરણ, વાક્યરચના અને શબ્દપ્રયોગોના દોષોને લીધે કંઇક રસક્ષતિ અનુભવાય છે. આશા રાખીશું કે એ દોષો નવી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની તક મળે સુધારી લેવાશે.

—ના૦

૨. ગુજરાતી સાહિત્યની રૂપરેખા—લેખક તથા પ્રકાશક: વિજયરાય કલ્યાણરાય વૈદ્ય, પ્રાપ્તિસ્થાન: એન. એમ. ત્રિપાઠી લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨; પૃષ્ઠ ૩૮૦; પૂઠું બોર્ડપટીનું, આચ્છાદન સહિત; કિંમત ૧-૧૨-૦.

આ પુસ્તક શ્રી સયાજી સાહિત્યમાળાના પુષ્પ ૨૮૫ તરીકે પ્રસિદ્ધ થયું છે. આથી પુસ્તક દળદાર હોવા છતાં તથા કાગળ, છપાઇ, પૂઠું વગેરે સારી જાતનાં હોવા છતાં કિંમત અત્યારના પ્રમાણમાં ઓછી છે.

આ પુસ્તકમાં ગુજરાતી ભાષાની શરૂઆતથી તે અત્યાર સુધીના સાહિત્યવિવેચનની રૂપરેખા છે. આ રૂપરેખા કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓને તથા સાહિત્યમાં રસ ધરાવતા વાચકોને માર્ગદર્શક થાય તેવી છે. તદ્દન સામાન્ય વાચકોને આ પુસ્તક અઘરું માલૂમ પડશે. એમાંની ઘણી વિગતો, નોંધો, શૈલી વગેરે સામાન્ય વાચકોને રસદાયક થઇ પડે તેવી નથી. સામાન્ય વાચકોને આ વિષય ઉપર હમણાં જ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રસિદ્ધ

થયેલી શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયાની ' સાહિત્ય પ્રારંભિકા ' વધારે ઉપયોગી નીવડશે. એની શૈલી પણ આના કરતાં વધારે રોચક છે. એની કિંમત રૂ. ૧–૦–૦ છે. કેટલા પુસ્તકાલયો આ બન્ને, અને ગ્રામ પુસ્તકાલયો ' સાહિત્ય પ્રારંભિકા ' વસાવે તેવી ભલામણ છે.

શં. સો. પટેલ

૩ મંજરીમાલા—લેખક અને પ્રકાશક: શ્રી. ભાઈલાલ વ. બક્ષી; રાજપીપળા; સંવત ૧૯૯૫; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૪૮+૧૪; સાદું પૂઠું મૂલ્ય ૦–૧૨–૦.

પાંચ વર્ષ ઉપર પ્રસિદ્ધ થયેલા, આ પુસ્તકમાં ટૂંકી ટૂંકી ૧૭ વાર્તાઓનો સંગ્રહ કરવામાં આવેલો છે. સંસારજીવનનાં તાદૃશ ચિત્રો રજૂ કરતી આ વાર્તાઓમાં, એકબીજાને ચાહતાં સ્ત્રી–પુરુષોના હૃદયનાં સાચાં પિછાણ કરાવતી અને એક બીજા ખાતર પોતાના જીવનને હોમી દેતા દર્શાવતી, ' અદ્વૈત યુગલ '; ' મહોબ્બત વચ્ચે મેર '; અને ' વત્સલતાની વેદી પર ' તથા પુરુષો, સ્ત્રીઓ આગળ પ્રેમનાં મોટાં મોટાં બણગાં ફૂંકે છે, પણ એ પ્રેમ કેટલી હદે સાચો હોય છે તેની પરીક્ષા કરતી ' કસોટી ', ગૃહજીવનમાં ઊંડે ઊંડે પણ કેવા સામાન્ય કલહો રહેલા છે તે બતાવતી ' વગડો કે વાડી '; ' સંસારસુધા ' અને ' મારી રસપૂર્ણિમા ' એ વાતો ખાસ વાંચવા જેવી છે. વાતો હળવી અને સામાન્ય હોઈ, સૌ કોઈ વાંચી શકે તેવી છે.

૪. વંચના—અનુવાદક: શ્રી. માણેકલાલ ગોવિંદલાલ જોશી; પ્રકાશક: સી. શાંતિલાલની કંપની, ૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨; સન ૧૯૪૩; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૧૬; સચિત્ર કવરપેજ સાથે પૂઠું, મૂલ્ય રૂ. ૩–૮–૦.

બંગાળી લેખિકા શ્રી. અનુરૂપાદેવી કૃત ' મંત્રશક્તિ ' નામક નવલકથાનો આ એક અનુવાદ છે. એક શ્રીમંત જમીનદારની પુત્રી પ્રભા, પોતાના મંદિરના પૂજારી દેવનાથને પૂજાના કામ માટે નાલાયક ગણી પદભ્રષ્ટ કરાવે છે, અને પાછળથી આજ પૂજારી સાથે, પોતાનાં દાદાએ કરેલા વસિયતનામાને કારણે લગ્ન કરવાનો પ્રસંગ આવે છે. પણ પ્રભા તો પહેલેથી જ પ્રભુભક્તિમાં મગ્ન હોઇ, પ્રભુને જ મનથી વરી ચૂકેલ છે. એટલે લગ્ન ન કરવાની ઇચ્છા હોવા છતાં, આવી પડેલા ધર્મસંકટને વશ થઇ લગ્ન તો કરે છે; પણ દેવનાથ પાસે એવી પ્રતિજ્ઞા લેવરાવે છે કે, ' લગ્ન થયા પછી તુર્ત જ તેણે પોતાની સ્ત્રીનો હમેશને માટે ત્યાગ કરવો. ' દેવનાથ આ પ્રતિજ્ઞા મક્કમપણે પાળે છે, પણ એક જીવલેણ માંદગીના બિછાનેથી છેલ્લી પળે પ્રભાને મળવા તેનું હૃદય તલસે છે. પ્રભાને પણ આ સમાચાર મળતાં તેનું હૃદય પણ તેના તરફ આકર્ષાય છે, અને તેની સાથે જ ' પતિ એ જ પ્રભુ છે ' એ ભાવના પણ તેનામાં જાગ્રત થાય છે: અંતે એ પણ પતિને મળવા દોડે છે. બન્નેનું રસ્તામાં મિલન થાય છે. અને દેવનાથ, પ્રભાની સાચી પતિભાવનાના બળે માંદગીમાંથી બચી જાય છે.

વાર્તાનું વસ્તુ અદ્ભુત અને તેની સાથે કરુણરસપ્રધાન છે. આ વાર્તામાં આવતાં મુખ્ય પાત્રો દેવનાથ અને પ્રભા, વાચકને ખરેખર મુગ્ધ અને આશ્ચર્ય પમાડે તેવાં છે. વાર્તા પણ એટલી સચોટ રીતે લખાઇ છે કે, વાચકને છેવટ સુધી તેના અંતે આશ્ચર્ય રહે છે.

૫. ભક્તિના ખેલ—(પૂર્વાર્ધ) લેખક અને પ્રકાશક: શ્રી. જેઠાલાલ નાથાલાલ દવે (ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી) વિસનગર, હાલ કલોલ. (ઉ. ગુ.) સન ૧૯૪૩; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૮+૬૯૩=૭૧૬; પાકું પૂઠું; કિંમત રૂ. ૪–૦–૦.

લેખકે પોતે શરૂ કરેલી, શ્રી નગદધર્મ ગ્રંથમાળાનું વાર્તારૂપે ભક્તિનાં રહસ્યો સમજાવતું આ પહેલું પુસ્તક છે. પ્રભુભક્તિના ઓથા નીચે, જગતમાં કેવાં પાખંડ ખેલાઈ રહ્યાં છે, મંદિરોના મહંતો અને ભજન મંડળીઓના સ્થાપકોનાં જીવન કેવાં ખપ્પાં અને વિષયાંધ હોય છે, સ્ત્રીઓનાં જીવનને બરબાદ કરવાને, પ્રભુના નામને વચ્ચે લાવી કેવી યુક્તિ-પ્રયુક્તિઓથી સ્ત્રીઓને ફોસલાવાય છે વગેરે દર્શાવતું અને બીજી બાજુ પ્રભુના સાચા ભક્તો કેવા હોય છે તે તથા મનુષ્યજીવનનું સાચું રહસ્ય અને સાચું સુખ શામાં રહેલાં છે તે સમજાવતું આ પુસ્તક ભક્તજનોમાં ખાસ પ્રચાર કરવા જેવું છે. મંદિરોમાં સાંજ-સવાર દર્શનને માટે ગાંડી થઇને દોડતી સ્ત્રીઓ તો જરૂર આ પુસ્તક વાંચે જ. પુસ્તક બહુ જ મોટું થઇ ગયું છે. અને હજુ તેનો ઉત્તરાર્ધ તો બાકી છે જ. પણ લેખકને વાર્તામાં આવતાં પાત્રોની કથાઓ અને ઘટનાઓને વિસ્તૃત રીતે સમજાવવા માટે આમ કરવાની જરૂર પડી છે. ત્યાં બીજું શું થાય ? આ પુસ્તકનો ઉત્તરાર્ધ પ્રસિદ્ધ કરતી વખતે લેખક આ વસ્તુ ધ્યાનમાં લે તો સારું ! 'અ-દ્રષ્ટા'

૬. તે કોણ? અથવા ભક્તિપ્રભા—લેખક: સ્વામીશ્રી માધવતીર્થ; પ્રકાશક: ભક્તિમાર્ગ કાર્યાલય, અમદાવાદ· સેલ એજન્ટ: એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૫૧૦+૪૮, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ત્રણ. ૧૯૪૪.

સ્વામી માધવતીર્થ સર્વધર્મસમન્વયદર્શક એવાં અનેક આધ્યાત્મિક પુસ્તકોના લેખક છે. તેઓશ્રીએ અત્યાર અગાઉ લખેલ આર્યોના સંસ્કાર, હું કોણ ? વગેરે પુસ્તકો આધ્યાત્મિક જ્ઞાનપિપાસુઓમાં સારો આવકાર પામ્યાં છે. એવું જ અધ્યાત્મજ્ઞાનપ્રેરક આ પુસ્તક પણ છે.

લેખકે આ પુસ્તકમાં ભગવત્પ્રાપ્તિના માર્ગરૂપ ભક્તિમાર્ગનાં વિવિધ સાધનો દર્શાવ્યાં છે. તેમાં ખાસ વિશિષ્ટતા એ છે કે, માત્ર આપણાં આર્ય શાસ્ત્રોનાંજ નહિ પરંતુ આર્યેતર ધર્મગ્રંથોમાંથી ભગવત્પ્રાપ્તિના માર્ગમાં સહાયભૂત થાય તેવાં-મુસ્લીમ તેમ જ ખ્રિસ્તી-મહાપુરુષોનાં વચનામૃતો પણ આપીને સર્વધર્મસમન્વયદર્શક દૃષ્ટાંતો પૂરાં પાડ્યાં છે.

પુસ્તકની શરૂઆતમાં શ્રીમદ્ ભાગવત, રામાયણ અને નારદીય ભક્તિસૂત્રનાં મૂળ તેમ જ તેના ગુજરાતી અનુવાદ આપી તે પછી મુસ્લીમ મહાત્માઓ અને ખ્રિસ્તી સંતોની અમૃતવાણીનો રસાસ્વાદ આપ્યો છે. અને એ ભક્તિમાર્ગ દ્વારા ભગવત્પ્રાપ્તિનાં સાધનો દર્શાવ્યાં છે. અંતે એ અધ્યાયના સારરૂપ " તે કોણ "નો સહજ ખ્યાલ વાચકને આવી જ જાય છે.

દરેક વિભાગની શરૂઆતમાં લેખકે પોતાની માર્ગદર્શક ઉપયોગી નોંધ પણ આપીને એ વિષયને સ્ફુટ કરવા પ્રયત્ન કર્યો છે.

પુસ્તકાલયો, પોતાને ત્યાં આવતા અધ્યાત્મજ્ઞાનપિપાસુ વાચકો માટે આ પુસ્તક વસાવે.

૭. દયાનંદ સરસ્વતી—લેખક: શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૪+૮, પાકું છીંટનું પૂઠું, મૂલ્ય રૂ. દોઢ. ૧૯૪૪.

આર્ય સમાજના આ મહાન સ્થાપકની જીવનકથા, લેખક જણાવે છે તેમ, કિશોરો કુમારો અને યુવાનો તેમ જ બિનસંપ્રદાયી આમજનતાને નજર સામે રાખીને લખાયેલી છે. સરળ છતાં વાંચતાં જ મગજમાં ઊતરી જાય તેવી સુગમ શૈલીએ લેખકે આ જીવનકથાનું

આલેખન કર્યું છે. એમાં લેખક, સંપ્રદાયને સ્પર્શતા વાદવિવાદમાં ઊતર્યા નથી; માત્ર, એ મહાપુરુષની જીવનઝરમર પોતાના વાચક સમક્ષ લેખકે, પોતાની વિશિષ્ટ બાનીમાં મૂકી છે. આ જીવનકથામાં લેખકે એક નવું વિધાન રજૂ કર્યું છે; અને તે પૂર્વાશ્રમના મૂળશંકરને સત્યજ્ઞાન લાધ્યું તે મહાદેવના લિંગની આસપાસ ઉંદરડાઓ ફરતા જોઇને કહેવાય છે તેમ નહિ, પરંતુ તેમનાં આત્મીય સ્વજનના અવસાનથી થયું એ નવું તારણ લેખકે સ્ફુટ કર્યું છે. આ મહાપુરુષનું વિવિધ પ્રસંગોભર્યું જીવન દરેક પુસ્તકાલયે આવકારવા પાત્ર છે. અને એવાં જીવનચરિત્રો જનતામાં વધુ વંચાય તેવા પ્રયત્નો પુસ્તકાલયના મંત્રી–ગ્રંથપાલોએ કરવા ઘટે.

૮. દેવદાસ—મૂળલેખકઃ શરદ્‌બાબુ, અનુવાદકોઃ શ્રી. 'જયભિખ્ખુ' અને શ્રી. રતિલાલ દીપચંદ દેસાઇ; પ્રાપ્તિસ્થાન તથા કદ ઉપર પ્રમાણે. સચિત્ર આચ્છાદન સહિત પાકું બોર્ડ પટ્ટીનું પૂઠું, મૂલ્ય રૂા. બે. ( બીજી આવૃત્તિ ).

થોડાંક વર્ષો પર ગુજરાતનાં ઘણાં શહેરોને ઘેલું લગાડી જનાર અને ગામડે ગામડે પોતાનાં મનોરમ ગીતો ગીતશોખીન જનતાને કંઠે કરાવી જનાર ચિત્રપટ "દેવદાસ"માં વણાયેલ વાર્તાનું આ પુસ્તક છે. એની કથાવસ્તુ આજે ભાગ્યે જ અજાણી રહી છે. કહે છે કે, આખીય નવલકથા એના મૂળલેખકે પોતાના આત્મજીવનની આસપાસ ગૂંથેલી છે; અલબત્ત, થોડા ફેરફાર સાથે. મૂળ બંગાળીનો આ ગુજરાતી અનુવાદ છતાં આખોય વાર્તાપ્રવાહ એક-ધારો ચાલ્યો આવે છે. આગલી આવૃત્તિ જે પુસ્તકાલયોમાં ન હોય તેઓ સુખે વસાવી લે.

૯. ગામડાની વ્હારે—લેખકઃ ગાંધીજી, પ્રકાશકઃ નવજીવન પ્ર. મંદિર, ગાંધીરોડ, અમદાવાદ. પૃષ્ઠ ૬૮૮, સાદું પૂઠું, મૂલ્ય બે આના. ( બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ ).

રચનાત્મક કાર્યક્રમના સેવાવ્રતને વરેલા એવા સ્વયંસેવકને ગ્રામજનતાની સેવામાં ઉપયોગી થઇ પડે તેવાં માર્ગસૂચનો જે ગાંધીજીએ નવજીવન–પૂર્તિ દ્વારા આપેલાં તેના વિવિધ સેવાક્ષેત્રોને લગતા આદેશભર્યા લેખો આ નાની પુસ્તિકામાં સંગ્રહાયા છે. આવાં સોનેરી સૂચનો માત્ર ગ્રામસેવકોને જ નહિ પરંતુ એ વાંચી પોતાની આસપાસ પણ કંઇક કરવાની ઇચ્છાવાળાને ઉપયોગી નીવડે તેવાં છે.

૧૦. વિરાજવહુ—મૂળલેખકઃ સ્વ. શરદ્‌બાબુ; અનુવાદકઃ સ્વ૦ શ્રી. મહાદેવ હરિભાઇ દેસાઈ; પ્રકાશક ઉપર પ્રમાણે. ક્રાઉન કદનાં પૃ૪ ૧૯૬+૧૪, સાદું પૂઠું, મૂલ્ય ૦–૧૦–૦ ( ત્રીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ ).

શરદ્‌બાબુની આ નીતિદર્શક નવલકથાની ત્રણ આવૃત્તિઓ પછીનું ત્રીજી આવૃત્તિનું આ પુનર્મુદ્રણ છે. એનો પરિચય આ અગાઉ અપાઇ જ ગયેલ છે. સ્વ. મહાદેવભાઇ જેવા સિદ્ધહસ્ત અનુવાદકની અનુવાદકલાનો તો પરિચય આપવાનો ભાગ્યે જ રહે.

જે પુસ્તકાલયોમાં એ ન હોય તેઓ જરૂર વસાવે.

૧૧. ભસ્મરેખા—લેખકઃ ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨૩+૧૨, સચિત્ર આચ્છાદન સહિત બોર્ડ પટ્ટીનું પૂઠું, મૂલ્ય રૂા. ૩–૮–૦. ૧૯૪૪.

આ નવલકથાના લેખક શ્રી. ચુનીલાલ શાહ આપણા સાહિત્યના સિદ્ધહસ્ત નવલ–નવેશોમાંના એક હોઇને એમનું પણ ખાસ સ્થાન છે. અત્યાર અગાઉ એમણે લખેલી સામા-

જિક પ્રશ્નોની છણાવટ કરતી, વિવિધ રસભરપૂર નવલકથાઓ આપણા વાચકસમુદાય સમક્ષ રજૂ થઇ છે. તેમાં આ એક વધુ ઉમેરો કરે છે.'

શ્રી. ચુંનીભાઇએ કાલ્પનિક પાત્રોની આસપાસ પોતાનાં નવલસર્જન કરતાં કરતાં હવે તેમણે આપણા સમાજમાં બનતા બનાવોના પ્રસંગો ઉપાડી તેને નવલકથાના રૂપમાં ગૂંથવાના પ્રયત્નો કરવા માંડયા છે અને તેમાં તેમને સારી સફળતા પણ મળી છે. એના જ પુરાવારૂપ " જિગર અને અમી "–એક સત્ય ઘટનાત્મક નવલકથા–આપણે ત્યાં ખૂબ જ વખણાઇ છે. એવી જ બીજી આ નવલકથા પણ સત્ય ઘટનાની આસપાસ ગુંથાઇ છે.

વિશુદ્ધ પ્રેમને પરખતી એક ભણીગણી સંસ્કારશીલ કન્યા વિભાનું વેવિશાળ તેના પિતા ન્યાતના મોભાદાર અને પૈસેટકે તેમ જ આબરૂએ સુખી ગણાતા ગૃહસ્થના ' ધણી ' બનવાના કોડવાળા પુત્ર સાથે કરે છે. ભાવિ પતિને વિભાના પિતા જમવા નોતરે છે ત્યારે વિભાને એના ભાવિ પતિનો પરિચય પ્રાપ્ત કરવાની તક મળે છે. અને એ પરિચય પામી તેનાથી એ નિરાશ થાય છે. ઘેર ભણાવવા આવતા શિક્ષક ચંદ્રવદનને વિભા આ બધી વાત કરે છે. અને પછી પોતાની સંવેદનાને સમજનાર તેને જ પતિ તરીકેના પાત્ર તરીકે સ્વીકારી પોતાનો અંત પ્રેમ અર્પણ કરે છે. બન્ને નાસી છૂટે છે, પરણે છે, શોધખોળ ચાલે છે, પકડાય છે. છતાં વિભા એના પ્રેમીને ભૂલતી નથી. બીજી બાજુ આપબળે ધનવાન બનેલા વિભાના પિતા પોતાની કામવાસના અને રસિકતાને સંતોષવા પાછળ કેવી વિટંબણાઓ વેઠે છે એનો પણ સરસ ચિતાર લેખકે આપ્યો છે. જ્યારે વિભા, એના પતિને છેવટ સુધી મળી શકતી નથી, તેનો કબજો લેવા કોર્ટમાં ચંદ્રવદન દાવો કરે છે, તેમાં દેશી રાજ્યની કોર્ટ–લાગવગ–વગેરેનો ઠીક પરિચય લેખકે આપ્યો છે. અંતે વિરહી ચંદ્રવદન મરણ પામે છે અને વિભા એના એ સ્વીકૃત પતિની ચિતા પાસે જઇ રહીસહી પતિની ભસ્મને કપાળે લગાડી પોતાને કૃત્યકૃત્ય માને છે.

અગાઉ આ વાર્તા "પ્રજાબંધુ"માં કટકે કટકે પ્રસિદ્ધ થઇ હતી–આજે એ "ભસ્મરેખા" નામે પુસ્તકાકારે બહાર પડી છે. પુસ્તકાલયો ભલે વસાવે.

**૧૨. થોડા વિવેચનલેખો**—લેખક શ્રી. પ્રો. મનસુખલાલ ઝવેરી, મુખ્ય વિક્રેતાઃ કિતાબઘર, રાજકોટ, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૪૮+૮, બોર્ડનું પૂઠું, મૂલ્ય રૂા. અઢી. ૧૯૪૪.

આપણા સાહિત્યના ગણ્યા ગાંઠયા સાહિત્યવિવેચકોમાં પ્રો. મનસુખલાલ ઝવેરીનું વિશિષ્ટ સ્થાન છે. વખતોવખત સામયિકોમાં એમના વિવેચનલેખો આવતા ત્યારથી તેમની વિવેચનશક્તિનું વિશિષ્ટત્વ જાણવા મળેલું. તે અવારનવાર સામયિકોમાં લખાયેલા તેમ જ કેટલાક નવા એવા એમના વિવેચનલેખોનો આ સંગ્રહ ગુજરાતી સાહિત્યના ઉચ્ચ અભ્યાસીઓને ઠીક ઉપયોગી નીવડે તેવો છે. ઠેઠ ૧૯૩૪ થી લઇને ૧૯૪૧ સુધીમાં એમણે લખેલા વિવેચન-લેખોનો આ સંગ્રહ છે. એમાં આપણાં કેટલાંક સાહિત્યસર્જનોનાં વિવેચનો છે તો સાથે સાથે કેટલાક સર્જકોનો પરિચય પણ છે. એટલે સર્જકો અને સર્જનોનું પરિશિલન કરાવતા વિવેચન-લેખોનો આ સંગ્રહ ગુજરાતી સાહિત્યના કોલેજના વિદ્યાર્થી અભ્યાસીઓ માટે જરૂર ઉપયોગી નીવડશે. કસ્બા પુસ્તકાલયો વસાવે.

**૧૩ પ્રજાપતિ સંતો**—લેખકઃ શ્રી. શિવલાલ જેસલપુરા, મુખ્ય વિક્રેતા સરસ્વતી પ્રકાશનમંદિર, ભાવનગર. ક્રાઉન કદનાં પૃષ્ટ ૮૬, સાદુ પૂઠું, મૂલ્ય રૂા. એક ૧૯૪૪.

[ સાધણ સામેના પૃષ્ઠને છેડે ]



## જીવન સાહિત્ય મંદિર–મુંબઇનાં પુસ્તકો

૧ વિદાય—લેખક: શ્રી. સોપાન, મૂલ્ય રૂ. ૨–૮–૦
૨ માલિની—લેખક: શ્રી. કરસનદાસ માણેક, મૂલ્ય રૂ. ૨–૮–૦

## હરિહર પુસ્તકાલય–સુરતનાં પુસ્તકો

૩ હાસ્ય મંઝિલ—લેખક: શ્રી. ઐકાર, મૂલ્ય રૂ. ૩–૦–૦
૪ પ્રેમકન્યા—લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૨–૦–૦
૫ બલૂન પ્રવાસ—મૂળ લેખક: જુલેવર્ન, અનુવાદક: શ્રી. સુરેન્દ્ર જીવરાજ પટેલ; મૂલ્ય રૂ. ૩–૦–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૬ ઘરની આગ—લેખક: શ્રી. રમણીક અ. મહેતા; પ્રકાશક: ગુજરાતી પ્રિં. પ્રેસ, સાસૂન બિલ્ડિંગ, સર્કલ, કોટ, મુંબઈ મૂલ્ય રૂ. ૩–૧૨–૦
૭ હૃદયઝરણાં—લેખક અને પ્રકાશક: શ્રી. રમણલાલ વાડીલાલ શાહ, શેઠ મનસુખભાઇની પોળ, કાળુપુર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧–૦–૦
૮ પ્રજાપતિ સંતો—લેખક શ્રી રતિલાલ ભેંસાણપુરા, પ્રકાશક: સરસ્વતી પ્રકાશન મંદિર, ભાવનગર, મૂલ્ય રૂ. ૧–૦–૦
૯ જગદંબા કસ્તુરબા—લેખક–પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૪–૦
૧૦ તે કોણ ?—લેખક: સ્વામીશ્રી માધવતીર્થ; પ્રકાશક. ભક્તિમાર્ગ કાર્યાલય, સનાપોસ ક્રોસ રોડ, અમદાવાદ મૂલ્ય રૂ. ત્રણ.
૧૧ થોડા વિવેચનલેખો—લેખક: પ્રો. મનસુખલાલ ઝવેરી, પ્રકાશક: કિતાબઘર, રાજકોટ, મૂલ્ય રૂ. ૨–૮–૦
૧૨ ખાલી ખોળો—લેખક શ્રી. સીતારામ શર્મા, સુભદ્ર ગ્રંથાવલિ, બાઉઆની પોળ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૨–૮–૦

---

[અનુસંધાન પૃ. ૨૧૨નું]

લેખકે આ નાના પુસ્તકમાં, પ્રજાપતિ કોમમાં થઇ ગયેલા પુરાણકાલીન–ભક્ત પ્રહ્લદના સમયમાં થઇ ગયેલા પ્રજાપતિ સંતથી લઇને મધ્યકાલીન સંતો ભક્ત રંકા, બંકા, કુબાજી, ગોરા ભગત તેમ જ આધુનિક સમયમાં થઇ ગયેલા નડીઆદના ભક્ત ગોપાનદાસજી સુધીના સંતોનાં ટૂંક જીવનચરિત્રો આપ્યાં છે. સ્વજાતિના સંતો પ્રત્યેની ભક્તિથી પ્રેરાઇને લેખકે લખેલાં આ ચરિત્રો કહેવાતી દલિત કોમ પણ કેટલા ઉચ્ચ સંસ્કારોથી વિભૂષિત હોય છે તેમ જ તેઓ કેવા ભક્તિપરાયણ પણ હોય છે તે આ ચરિત્રોમાં સરળ શૈલીએ લેખકે ગૂંથણી કરી છે. પુસ્તકાલયો આવાં ચરિત્રપુસ્તકો વસાવે.




## ગાંધીજીની મુક્તિ

આર્ય સંસ્કૃતિના સાચા પ્રતીક સમા મહાત્મા ગાંધીજીને એકવીસ માસ સુધી બ્રિ. સરકારે કારાવાસમાં રાખી ગઇ તા. ૬ઠ્ઠી એપ્રિલના રોજ તેમની ગંભીર માંદગીને ધ્યાનમાં લઇ મુક્ત કર્યા છે.

દેશમાં રાજદ્વારી પ્રવૃત્તિ પૂરજોસમાં ઉપડતાં અને "ચાલ્યા જાઓ"નું સૂત્ર દેશભરમાં જોર પકડતાં તેના મૂળકારણરૂપ ગાંધીજીને લેખીને સરકારે તેમને આગાખાન મહેલમાં અટકમાં રાખ્યા હતા. અને ત્યારથી આપણી સંસ્કૃતિના આજના એ અનન્ય વિધાનકની સાહિત્યપ્રસાદીના લાભથી આપણે વંચિત થયા હતા.

સંસ્કૃતિપોષક સાહિત્યમાં ગાંધીજીનો ફાળો અજોડ છે! તેમણે આપણને સંખ્યાબંધ ધાર્મિક, સામાજિક, આર્થિક તેમ જ રાજદ્વારી વિષયનાં પુસ્તકો આપ્યાં છે અને તેનું વાચન -મનન કરીને હજારો માણસો એક યા બીજા રૂપે તેમના એ પરમ ઉપકારથી અનુગ્રહિત થયેલ માને છે.

છેલ્લા એકવીસ માસથી ગાંધીજીની એ લેખિનીનો સાહિત્યઆસ્વાદ આપણને મળતો નહોતો; તેમણે રચેલાં નિર્દોષ પુસ્તકો પણ મળવાં બંધ થયાં હતાં ત્યાં તેમનાં નવાં સર્જનોની તો આશા જ કયાંથી રાખી શકાય!!

પરંતુ એ પછી છેલ્લા માસના આખર દિવસોમાં પૃ. ગાંધીજી બિમાર પડયા, તેમની તંદુરસ્તી સરકારને જોખમાતી લાગી અને તેમને છૂટા કર્યા. એમને છૂટા કરવામાં હાલ તો તેમની તબિયતનું કારણ જણાવાય છે; પરંતુ સાથે સાથે હાલના વાતાવરણમાં તેમના દ્વારા દેશમાં શાંતિ સ્થાપવાના પ્રયત્નો પણ ગતિમાન થઈ શકે.

હાલ તેઓને સંપૂર્ણ આરામ લેવા તબીબો તરફથી આગ્રહ થઇ રહ્યો છે. તેઓ આરામ લઇ સંપૂર્ણ તંદુરસ્તી પ્રાપ્ત કરે એમ પરમનિયંતા પ્રભુ પ્રત્યે આપણે પ્રાર્થીએ. અને તે પછી સત્વર તેઓશ્રીની જ્ઞાનગંગાનો જે પવિત્ર સ્રોત અગાઉ વહેતો હતો તે ફરી વાર વહેતો થાય અને તેઓશ્રીની પાસેથી તેમના અખૂટ જ્ઞાનભંડારનાં વિવિધ રત્નો જનતાને પ્રાપ્ત થાય તેમ પ્રચ્છીએ.

પૂજ્ય ગાંધીજી સત્વર સાજા થાય, તેમનું નિર્મળ જ્ઞાનગંગાજળ સૌ જનતાને આપતા થાય એમ અમે પ્રભુ પાસે પ્રાર્થીએ છીએ.

આપણું એ પરમ સંસ્કારધન દીર્ઘાયુ થાઓ!!

વ. રા. પુ. મંડળ

**અરજી મોકલી ?**—ચાલુ માસની તા. ૨૫ મીથી શરૂ થતા વડોદરા પ્રાંત માટેના પુસ્તકાલય શિક્ષણવર્ગ માટે પેટલાદ-ભાદરણ મહાલોના બીનતાલીમી ગ્રંથપાલ મંત્રીઓ પૈકી જેમણે હજી અરજીઓ ન મોકલી હોય તેમને ગતાંકમાંની જાહેરાત નં. ૩ જોઇ તત્કાલ તેમ કરી દેવાની ખાસ ભલામણ. ગ્રંથપાલિકા બહેનો માટે ઉતારાનો ઇલાયદો સવડ રહેશે. વડોદરા પ્રાંતમાં સન ૧૯૪૨-૪૩ તથા '૪૩-૪૪ માં ઉઘડેલાં નવીન પુસ્તકાલયોના બીનતાલીમી ગ્રંથપાલ-મંત્રીઓ આ તાલીમવર્ગનો લાભ અવશ્ય લે એ ખાસ ઇચ્છવા યોગ્ય.

---

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત તથા માનદ મહાલ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયોની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં સ્થળોએ પુસ્તકાલય ખોલવા સંબંધી આવશ્યક પ્રચારક-કાર્ય કર્યું છેઃ—

૧. **વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ-માહે એપ્રિલમાં-નવસારી મહાલનાં**—(૧) પોંસરા, (૨) આસણા, (૩) ડાભેલ, (૪) કાળાકાઠા, (૫) વેસ્મા, (૬) કુચેદ, (૭) સીમોદરા, (૮) પીનસાડ, (૯) આમલપુર, (૧૦) કાઠીઆવાડી, (૧૧) છાપરા, (૧૨) વીરાવળ, (૧૩) કસ્બાપાર, (૧૪) આમલી, (૧૫) માણેકપોર, (૧૬) પડધા. (૧૭) બોરસી. (૧૮) ઉભરાટ, (૧૯) દાંતી, (૨૦) પોપડા કામગીરી દિન ૨૪.

૨. **મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર માહે એપ્રિલમાં, ખેરાળુ મહાલનાં**—(૧) ડેરીંપા, (૨) જાસ્કા, (૩) સરદારપુર (બાબીપુર), (૪) ઉદ્દેહ, (૫) શોભાસણ, (૬) ઉણાદ, (૭) કરસનપુરા, (૮) બલાદ, (૯) મંદ્રોપુર, (૧૦) વિઠોડા, (૧૧) પાન્છા, (૧૨) મંડાલી, (૧૩) લુણવા, (૧૪) મચ્છાવા, (૧૫) મોટી હીરવાણી, (૧૬) નાની હીરવાણી વા. (૧૭) શ્રીંગણા, (૧૮) ચાણસોલ, (૧૯) ડભાડ, (૨૦) ડભોડા, (૨૧) અંબાવાડા, (૨૨) નવા દેલવાડા વા. (૨૩) ગોરીસણા, (૨૪) ચોટીયા વા. (૨૫) સાડા, (૨૬) મઢાસણા વા.; (૨૭) ડેર તા. પાટણ, (૨૮) અમૂહ તા. સિદ્ધપુર, (૨૯) દેવરાસણ તા. મહેસાણા, (૩૦) મેઉ તા. મહેસાણા, (૩૧) ઉદલપુર તા. વિસનગરઃ કામગીરી દિન ૨૬.

૩. **ધારી મહાલ માનદ પ્રચારક રા. વ્રજલાલ દ. મહેતા** માહે એપ્રિલમાં—(૧) ભલગામ.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ છે.

—ના. નં. ચોકસી
સહમંત્રી, વ. રા. પુ. મંડળ.

# સામયિક દોહન

## ક્રાન્તિ, વિજ્ઞાન અને ધર્મ

સંસારમાં કેવળ સ્વાર્થનું તો કોઈ પણ કાર્ય નથી. કાયદો, વૈદક, શિક્ષણ, ઇજનેરી વેપાર એ બધામાં સામાજિક સેવા રહેલી છે. કોઈ એકાંત ગિરિશિખરે બેસીને તપ કરનારો માનવી પણ પોતાના ચિંતનથી સમાજની સેવા તો અવશ્ય કરે જ છે.

સ્વેચ્છાથી પ્રેમવશ થઈને બીજાને ખાતર સમયનો, શ્રમનો કે સંપત્તિનો જે ભોગ આપવામાં આવે છે તેમાં સેવા જ રહેલી છે. અને જે મોટા પ્રેમીઓ છે તેઓ સૌથી વધુ યાતના સહન કરે છે. અને તેઓ જ જગતના મહાન સેવકો છે. બુદ્ધ, ઇસસ, સંત ફ્રાન્સીસ અને ગાંધીજી જેવા માણસો વિશ્વના પ્રેમી છે તેથી જ તેઓ ભારે યાતનાઓ સહન કરે છે, અને જગતની સેવા કરે છે. જેમ વધુ ચાહો તેમ વધુ સહન કરવાનું રહેશે. અનંત પ્રેમ એટલે અનંત યાતના.

પણ હમણાં હમણાં એમ કહેવામાં આવે છે કે, ધર્મ એ વાસ્તવિકતામાંથી બચી જવાનું એક છટકું છે. શાસ્ત્રીય સંશોધન અને સમાજસેવાની બુદ્ધિથી આપણા સામાજિક પ્રશ્નોનો ઉકેલ કરવાને બદલે આપણે ઇશ્વરને એવી પ્રાર્થના કરીએ છીએ કે ઇશ્વર ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી અને બેકારોને રોટી આપો, ત્યારે આવી રીતે શ્રીમંતો ગરીબોને સંતોષી રાખવા માટે ધર્મનો દુરુપયોગ કરે છે. જર્મન વિચારક માર્ક્સના અનુયાયીઓની પ્રધાનતઃ આ માન્યતા છે.

પણ હું તેમને પૂછું છું કે આ બધી યાતનાઓ શા માટે માણસને જ ભોગવવી પડે છે? પ્રાણીઓ કે છોડવાઓ તો કદી આવા પ્રશ્નો જ કરતા નથી. તેઓ મંદિરોમાં કે મસ્જિદોમાંએ જતા નથી. ધર્મમાંએ માનતા નથી તેથી તેઓ સુખી થઇ ગયા? ધર્મને દેશનિકાલ કરવાથી સુખ આપોઆપ દાખલ થઇ જશે એમ તો કોણ કહી શકે તેમ છે?

હવે વિજ્ઞાન અને સામાજિક ક્રાન્તિની વાત લઇએ. હિંદ જેવા પરાધીન અને આર્થિક રીતે કંગાલ દેશમાં સામાજિક ક્રાન્તિની ઘણી જરૂર છે, તેમાં શક નથી; પણ આટલું બસ છે? શું વિજ્ઞાન કે સામાજિક ક્રાન્તિ માણસના દિલના સ્વાર્થ–લોભને નષ્ટ કરી શકશે? માણસ માણસ વચ્ચેનો પ્રેમસંબંધ સ્થાપી શકશે? આ મૂળગત સેવાભાવનો જવાબ આપવાનું એકલા વિજ્ઞાન માટે કે સામાજિક ક્રાન્તિ માટે શક્ય નથી.

જે દેશોએ સામાજિક ક્રાન્તિ કરી છે અને વિજ્ઞાનની મદદથી રોગોનો સામનો કર્યો છે; યાંત્રિક સાધનોથી આખા જગતને તેઓ સાંકળી શકે છે. તેનો અંજામ તો આખરે આપણે જોઇએ છીએ તેમ માનવીને માનવીમાંથી બીજાને સંહાર કરનારો રાક્ષસ બનાવ્યો છે. માટે વિજ્ઞાનબુદ્ધિ અને ક્રાન્તિ ઉપર નિર્ભર રહીને સત્યસહિષ્ણુતા–અનુકંપાના ધાર્મિક ગુણો કેળવવા પ્રત્યે માણસ કે સમાજ બેદરકાર રહે તો તે કદી ઊંચે નહિ આવી શકે.

પીડિત માનવજાત માટે દવાખાનાઓ અને બીજા સેવાસંસ્થાઓ ગમે તેટલા ખોલો છતાં માનવજાતની વ્યક્તિગત મહત્તાનો સ્વીકાર નહિ થાય ત્યાં સુધી સમાજને ઊંચે નહિ લાવી શકાય. માનવી પોતે જ સર્જક અને ઈશ્વરનો અંશ છે, એ ભાન તેને કરાવવાની સૌથી પહેલી જરૂર છે.*

સર રાધાકૃષ્ણન્

---

# ધંધામાં સફળતા મેળવવા માટે—

શહેરની નવીનોખી દુકાનોની તમે મુલાકાત લેજો. શેર બજારની કોઈ કચેરીમાં જજો, કાપડ બજારની કોઈ દુકાનમાં જજો, સામગ્રીના કોઈ સંગ્રહસ્થાન પર જજો.

વીમા કંપનીની કચેરીમાં જજો, બેંકમાં જજો, મિલોની ઑફિસોમાં જજો, ઉદ્યોગની કોઈ કચેરીમાં જજો, અખબારોના દફતરોમાં જજો,

અને તમને ખ્યાલ આવશે કે, નાનામાં નાની વાતો તમારા પર કેવી મોટામાં મોટી અસર પાડે છે!

કોઈ કચેરીમાં તમે કોઈ વ્યક્તિની મુલાકાતે જાવ ત્યારે પ્રથમ તમે કચેરીને મળો છો, એની સુઘડતાને મળો છો, એની અંદરની ગોઠવણને મળો છો. એટલે વ્યક્તિની સાથે તમે હાથ મિલાવો એ પહેલાં તમે એ વ્યક્તિની આસપાસની 'દુનિયાને' આંખ આપો છો, કાન આપો છો.

નિર્જીવ દીવાલ, નિર્જીવ રાચરચીલું તરત જ જીવતાં બની તમને 'લાયક' સ્વભાવમાં મૂકી આપે છે. સ્વચ્છ આંગણામાં પગ મૂકતાં તમારામાં એક પ્રકારની માનસિક ચોખ્ખાઈ આવી જાય છે.

વ્યક્તિને તમે આવા માનસ સાથે મળો છો એટલે પહેલેથી તમને એ વ્યક્તિ માટે થોડી 'લાગણી' થઈ જાય છે. વ્યક્તિની ઓળખાણ માત્ર એના સરસ નામના કાગળે શોભતી નથી, આસપાસ વ્યક્તિત્વ પથરાએલું હોય તો એની ઓળખ યાદગાર બને છે.

પણ આ રીતે ઉજળી આંખો સાથે દાખલ થતાં મહેમાનને વ્યક્તિ સંભાળી લે તો સોનામાં સુગંધ ભળે છે.

અને છતાંય પોતાનું આંગણું સ્વચ્છ છે, સુંદર છે, એનો ખ્યાલ યજમાને કોઈ પાસે રજૂ કરવો જોઈએ નહિ. સ્વચ્છતાનો શોખ સ્વાભાવિક છે એવી યજમાનની પોતાની વર્તણુ હોવી જોઈએ.

કચેરીમાં પ્રવેશ થએલો મહેમાન પછી વ્યક્તિને મળે છે, વાતચીત થાય છે.

જગતના મોટામાં મોટા વ્યાપારો પ્રથમ જીભ પર જીવતા થયા છે. એટલે શબ્દની કિંમત અતિશય મોટી છે. ચોપડા અને હિસાબની વાત પછી આવે છે. પ્રથમ તો સંવાદ, ઉદ્યોગની નવી યોજનાને આકાર આપે છે. એટલે એકબીજા વચ્ચેનો સંવાદ અને એ શબ્દો ઉદ્યોગની ઈમારતનો 'પાયો' નાખે છે.

---

* તા ૧૭-૪-૪૪ ના 'યુગાન્તર'માંથી

આ પાયો મજબૂત હોવો જોઇએ તો જ ઇમારત વધુ ને વધુ ઊંચી જઇ શકે.

એટલે યોજના વિષે જે કાંઇ વાત કરવી એ પૂરેપૂરી જવાબદારી સાથે કરવી જોઇએ. અને આ માટે યોગ્ય શબ્દોનો ઉપયોગ જરૂરી બને છે.

મુદ્દાને આધો કરી સંવાદ જગાડનારાઓ પાછળથી પસ્તાયા છે. ચાર વાકયો વધુ ઉમેરીને મુદ્દાની ' સીમેંટ ' મજબૂત બનાવવી જોઇએ.

આ તો થઇ મોટા ઉદ્યોગપતિઓની વાત, પણ નાનામાં નાના દુકાનદારોએ પણ એમની વાણીની ખૂબી તો જાળવવી જ જોઇએ.

બોલીને ' બોર ' વેચી જાણવાની ખૂબી તમારે હાથ કરવી જોઇએ, દુકાનદારે નમ્ર સૂચના આપવાની આદત કેળવવી જોઇએ. એને ત્યાં આવેલો ગ્રાહક એનો મોંઘેરો મહેમાન છે એ રીતે એનો સત્કાર કરવો જોઇએ. સુંદર શબ્દો આવો સત્કાર બરાબર કરી જાણે છે.

કેટલાક દુકાનદારો માત્ર એમની કડવી જીભને કારણે વેપારનો દોર ગુમાવી બેસે છે.

સામગ્રી એ જ એકલું આકર્ષણ નથી હોતું. સામગ્રીની રજુઆત, સામગ્રી વેચવા માટેની બોલી, અને એની આસપાસનું આકર્ષણ—સામગ્રીની કિંમત નક્કી કરી આપે છે.

દુકાનદારની નરી દષ્ટિએ પ્રામાણિકપણું દુકાનને વધુ ફાયદો કરી આપે છે.

" ત્યાં જાવ. એ તમને જે ભાવ હશે એ પ્રમાણે આપશે. "

થડા પર બેસનાર વ્યક્તિ છે એટલે એની જવાબદારી મોટી છે. વ્યાસપીઠ પર બેસનારાંઓ જેમ ચોક્કસ અદબ જાળવે છે, ચોક્કસ જાતની વાણી તેઓ વહાવે છે, ચોક્કસ જાતની અસર તેઓ પાડે છે, એ જ રીતે કચેરી, દુકાન કે ગજગના મંચ પર બેસનારાઓએ એમના વ્યક્તિત્વના ઘાટને સુંદર રાખવો જોઇએ.

( " વંદેમાતરમ " )

---

# રશિયાની બાળસેના

આજે સમસ્ત રશિયામાં બાળકો લશ્કરી બોજા નીચે લદાયેલાં કુટુંબોને રાહત આપી રહ્યાં છે. આ બાળકો ' ટીમુરાઇટસ ' કહેવાય છે. તેઓ ટીમુર સંગઠનનાં છે. જ્યારે યુદ્ધ આવ્યું ત્યારે આખા રશિયામાં એ સંગઠન પ્રસર્યું. દરેક ટુકડીનો નેતા ટુકડીના સભ્યોને રોજનું કામ સોંપે છે. કેટલીક વાર સ્ત્રીઓ કારખાનામાં પોતાના ધણીનું કામ કરવા જાય ત્યારે ઘર આગળ તેનાં નાનાં બાળકની સંભાળ લેનાર કોઈ હોતું નથી; કોઇ ઘરમાં કપડા ધોનાર ન હોય; કોઈ ઘરમાં લાકડાં લાવનારો પુરુષ જ ન હોય: એ બધાં જ ઘરોમાં બાળકો પોતાની સેવા આપવાને તૈયાર હોય છે. જ્યાં જ્યાં સેવકની જરૂર પડે છે ત્યાં ત્યાં આ આવતી કાલના ભડવીરો પોતાની સેવા આપવાને હાજર થઇ જાય છે. એ બાળકો આટલાં જ કે આવાં જ કામો કરે છે એમ નથી. તેઓ આથીયે વિશેષ મોટાં કામો કરે છે. તેઓ અનાજ કાઢે છે, ઘાયલ થયેલા સૈનિકોને મોજ કરાવે છે અને લાલ લશ્કર માટે ભેટ મોકલવાને જુદી જુદી વસ્તુઓ પણ ભેગી કરે છે.

## રાષ્ટ્રીય પ્રવૃત્તિ

જ્યારે " ટીમુર એન્ડ હીઝ ગેન્ગ " લખ્યું ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે બાળકોની આવી સક્રિય રાષ્ટ્રીય પ્રવૃત્તિ થશે, દેશભરમાં આ આંદોલન વ્યાપક બનશે. એ પુસ્તકમાં કથા છે એક ૧૩ વર્ષના મોસ્કોના કિશોર વિષેની. એ કિશોર શેરીઓમાં અને રસ્તાઓમાં બાળકોને એકઠાં કરે છે અને એની ટુકડી બનાવે છે. એ ટુકડીનો ઉદ્દેશ છે ફીનીશ વિગ્રહમાં રોકાએલ માત્ર લશ્કરના માણસોના કુટુંબોને મદદ કરવાનો. પછી એ વાર્તાને ફિલ્મમાં ઉતારવામાં આવી હતી. સોવિયેટ બાળકોને એ ચિત્ર, એ કથાએ પ્રેરણા પાઇ. જ્યારે જર્મન આક્રમણ શરૂ થયું ત્યારે હજારો બાળકોએ કાર્ય કરવા માંડ્યું. એક જ રાતમાં એકેએક શહેરમાં અને ગામમાં બધાં જ બાળકો ભેગાં થઈ ગયાં. ટુકડીઓના નેતા નીમાયા. તેમણે ગૃહમોરચે વ્યવસ્થિત કામ કરવાની શરૂઆત કરી દીધી. પછી તો એ બાળકોએ મોટાં મોટાં કામો કરવા માંડયાં.

## રોસ્ટોવની વાત

રોસ્ટોવ જ્યારે પાછુ મેળવાયું ત્યારે તેમાં એ બાળસેનાએ એક જ દિવસમાં ચાળીસ ટન જેટલા લોઢાના ટુકડાઓ આમતેમથી ભેગા કર્યા હતા. બાકુમાં તો એમણે હદ કરી નાખી. એ બાળકોએ અઢી હજાર ટન લોઢું ભેગું કર્યું હતું. અને એ બધી જ સામગ્રી ટેન્ક, બોમ્બ, વિમાન વગેરે બનાવવામાં કેટલી બધી ઉપયોગી થઇ પડે !

આઝરબાઇજાનની એક નિશાળના પ્રવેશદ્વારમાં જ એક લીલા રંગનું પાટિયું છે. તેમાં લખેલું છે કે, " લશ્કરી કામ કરતા માણુસો માટે ઘરગથ્થુ વીજળીક કામકાજ મફત સુધારી આપવામાં આવશે. તમારા સ્ટવ, તેમ જ બગડેલાં સાધનો અમારી પાસે લાવો. અમે એ બધાં મફત સુધારી આપીશું. ( સહી ) ટીમુર ટુકડી. "

એ ટીમુરપક્ષનું દરેક શહેરમાં કારખાનું છે. મેં એવા કેટલાંયે કારખાનાંઓની મુલાકાત લીધી છે. ત્યાં છોકરીઓ કંઇક ભરતી હોય તો કંઇક લખતી હોય છે તો કોઇ ફાટેલાં કપડાંને સાંધતી હોય છે. કેટલીક જગ્યાએ તદ્દન ફાટી ગયેલાં કપડાંમાંથી ફરી પહેરવા કામ આવે એટલા માટે તેમાંથી નવાં કપડાં બનાવાય છે. કેટલીક જગાએ તો બૂટ પણ બનાવાતા હતા. છોકરાઓ તો સુથારી કામ પણ કરતા. તેઓ ફર્નિચર બનાવતા, રમકડાં બનાવતા અને કેટલીક જગાએ તેઓ તેમના પિતાને માટે લડાઇના મોરચા પર મોકલવાનાં હથિયારો પણ બનાવતા. એક કારખાનામાં તો છોકરાઓ પાંદડાં ઘાસ વગેરે ગૂંથીને જંગલમાં ન ઓળખી શકાય એવાં કપડાં બનાવતા હતા. કેટલાક બંદૂકોના નાના નાના ભાગો પણ બનાવતા હતા. તેમણે તો બંદૂક પણ બનાવી છે અને એ બંદૂકે સારામાં સારું કામ કર્યું છે.

## ઇસ્પિતાલોમાં

એ ટીમુરાઇટો બધી જ લશ્કરી ઇસ્પિતાલોમાં ઘાયલ થયેલા સૈનિકોને ઘેર મોકલવાના કાગળો લખી આપે છે, તેઓ તેમની પથારી કરી આપે છે તેમજ દવાદારૂમાં પણ મદદ કરે છે.

બાળકો શાળાનાં મકાનો બિલકુલ ચોખ્ખાં રાખે છે. એટલું જ નહિ પણ મકાનનું

સમારકામ પણ જાતે જ કરે છે. ભાંગેલાં ટેબલ અને ખુરશીઓ બાળકો જ સુધારે છે. આ બધાં કામ કરવાને બાળકો રવિવારે નિશાળે આવે છે.

તાજેતરમાં જ રશિયનોએ પાછા મેળવેલા પુષ્કીનનાં બાળકો નિશાળે જતાં હતાં ત્યારે તેમની પાસે પૂરતાં પુસ્તકો નહોતાં. એલ્માઆીન્સ્કનાં કુમુરાઇટોને આ વાતની ખબર પડી કે તરત જ તેઓ ઘરે ઘરે ફર્યાં અને જૂની ચોપડીઓ ઉઘરાવવા માંડ્યાં. એ બાળકોએ ૩૦૭૬ જેટલાં પુસ્તકો ભેગાં કર્યાં; તે ઉપરાંત ગરમ કપડાં પણ ભેગાં કર્યાં. પુષ્કીનનાં બાળકોને આ પુસ્તકોની અને કપડાંની ભેટ મળી.

નાઝી લશ્કરને હરાવવાને ટીમુર પક્ષો આ ઉપરાંત હજારો નાનાં નાનાં કામો કરી રહ્યાં છે. તેઓ તેમના પિતાની જેમ દૃઢનિશ્ચયી છે. આવતી કાલના સ્વેચ્છાતંત્રના સામ્રાજ્યના એઓ ભાગીદારો છે. એમની એક જ ઇચ્છા છે—એક જ મહત્વાકાંક્ષા છે—શાંતિમય જીવન, ન્યાય અને સુખ.*

## સહસ્ર સરોવરની ભૂમિ : ફિનલેન્ડ

ઉત્તર યુરોપમાં, ધ્રુવ પ્રદેશની નજીક આવેલ ફીનલેન્ડ દેશ સદીઓની ચડતી પડતીનો ચકરાવામાંથી પસાર થઈને ૧૯૧૯ ની સાલમાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય બન્યું. નાનકડું અને ઓછી વસ્તીવાળું હોવા છતાં એની સંસ્કારી, ખડતલ અને ખુશમિજાજ પ્રજાને લીધે એ દેશ છેલ્લાં થોડાં વર્ષોમાં યુરોપીઅન રાષ્ટ્રોના કુટુમ્બમાં સારી રીતે પ્રિય થઈ પડયો હતો.

ફીન લોકો પોતાના દેશને 'સુઓમી' કહે છે. 'સુઓમી' એટલે વિશાળ ખાબોચીઆંનો મુલક. ખરી રીતે ફીનલેન્ડ નીચી સપાટીવાળો, પાણી અને જંગલથી ભરપૂર દેશ છે. જમીન ખાસ ફળદ્રુપ નથી; અને શિયાળો કાતિલ હોવાને કારણે અન્ય પ્રજાઓને ત્યાં જઈને વસવાની લાલચ થાય એવું ઝાઝું છે નહિ.

ફીનલેન્ડનો કિનારો પુષ્કળ નાના નાના ટાપુઓથી ઘેરાએલો છે. અને તેને કારણે વહાણવટાનો વિકાસ ત્યાં જોઈએ તેટલો થયો નથી. તેમ છતાં રશિયા અને બોથેનીઆના અખાતની વચ્ચે આવેલો એ નાનકડો દેશ ભૂરા, આસ્માની રંગની ઝાંયથી ઝળકતા કોઈ રત્ન સમાન છે—શાંત સરોવર અને અનેક નદીઓનાં સ્ફટિકસમાં નિર્મળ નીર ફિનલેન્ડને નયનમનોહર બનાવે છે. ફિનલેન્ડ 'સહસ્ર સરોવરની ભૂમિ' તરીકે ઓળખાય છે, તેમાં લેશમાત્ર અતિશયોક્તિ નથી.

ફીન લોકો નોર્વે, સ્વીડન અને ડેનમાર્કની સ્કેન્ડીનેવીઅન પ્રજાઓના પડોશી છે છતાં, એમનામાં જમીન આસમાનનો ફરક છે. હંગેરીઅન અને ઇસ્ટોનીઅન લોકો જે જાતિમાંથી ઉતરી આવ્યા છે તેમાંથી ફીન લોકો ઉતરી આવેલા છે. તે જાતિ મોંગોલ જાતિ હોવાનું મનાય છે. ઇસુ ખ્રિસ્તના જન્મ પહેલાં, મોંગોલ જાતિમાંથી ઉતરી આવેલા આ ફીન લોકો યુરલ પર્વત ઓળંગીને ફીનલેન્ડમાં આવ્યા છે એમ માનવામાં આવે છે. આ રીતે તેઓ એશીઆઈ પ્રજા છે.

---

* "પ્રવાસી"ના એક અંકમાંથી.

૧૧૫૭ની સાલ પહેલાં ફીન લોકો સાગરખેડુ ચાંચીઆ તરીકે નામીચા હતા. એ સાલમાં તેમણે ખ્રિસ્તીધર્મ અંગીકાર કર્યો, અને તેની અસર નીચે આવીને, તેમણે દરિયાઈ લૂંટફાટનો ધંધો છોડી દીધો. એક સ્વીડીશ રાજાએ તેમને ખ્રિસ્તી બનાવ્યા, સ્વીડીશ કુટુમ્બો આવીને વસ્યાં, સ્વીડીશ અમીરોએ ફીનલૅન્ડમાં આવીને કિલ્લાઓ અને ગઢ બાંધ્યા. એને લીધે ફિનલૅન્ડ સ્વીડનની ખૂબ અસર નીચે આવ્યું. ફીનીશ લોકો સદીઓ સુધી સ્વીડીશ ભાષા બોલતા રહ્યા અને એમની સંસ્કૃતિ ઉપર પણ સ્વીડનની સંસ્કૃતિની ઘણી અસર પડી.

તેમ છતાં તેઓ સદંતર સ્વીડીશ બની ગયા નહિ. એમની મૂળ મોંગોલ સંસ્કૃતિનાં ચિહ્નો એમણે હજુ સુધી પણ સાચવી રાખ્યાં છે. આજે તો એમણે સ્વીડીશ ભાષાને પણ તિલાંજલિ આપી છે. પોતાની મૂળ ભાષાને યોગ્ય રીતે વિકસાવવા જેટલું જાતિઅભિમાન ફીનીશ પ્રજાની અસ્મિતાનું ભાન પ્રબળ છે. એટલે જ તો, લંડન કરતાં પણ જે દેશની વસ્તી ઓછી છે તે ફીનલૅન્ડ સ્વમાની પ્રજા તરીકે બીજી પ્રજાઓ પાસેથી આદર પામી શકે છે.

ફીનીશ પ્રજા અનેક દૃષ્ટિએ રસપૂર્ણ છે, જાણવા જેવી છે, પરંતુ દેખાવડી નથી. મોંગોલ લોકોની જેમ એમના ગાલનાં હાડકાં પણ ઊંચાં અને ઉપસતાં હોય છે, જો કે બીજી સ્કેન્ડીનેવીઅન પ્રજાઓના વાળ ભૂરા અને આંખો આસમાની હોય છે. સામાન્યતઃ તેઓ શાંતિચાહક, ચિંતનશીલ અને સંસ્કારી છે.

ફીનલૅન્ડની કુદરતી-સંપત્તિ લાકડું છે. શિયાળામાં એનાં પીચ અને ખખડધજ જંગલોનાં જંગી ઝાડો પાડી નાખવામાં આવે છે અને બરફથી સખત બનેલી ભૂમિ પર એને એકત્ર કરી, ત્યાંના ખડતલ અશ્વોની મદદથી, એને નજીક થીજી ગએલી નદીના કિનારા પર લાવવામાં આવે છે. ઉનાળામાં નદીના પ્રવાહની સાથે એ લાકડાં ઘસડાય છે અને જોઈતા સ્થળે પહોંચી જાય છે.

ઉનાળામાં ઓગળીને પ્રવાહી બનતી વેગવાન નદીઓનાં જળનો ઉપયોગ કરીને વિજળીક કારખાનાંઓ પણ ઊભાં કરવામાં આવ્યાં છે, ફીનલૅન્ડના માન્ચેસ્ટર તરીકે પ્રખ્યાત બનેલા ટામરફોર્સ નામનાં ઔદ્યોગિક કેન્દ્રનાં કારખાનાં અને મિલો જલવિદ્યુતથી જ ચાલે છે. એ રીતે પાણી ફિનલૅન્ડને બહુ સહાય કરે છે.

'સહસ્ર સરોવરની આ ભૂમિ' વસંતઋતુમાં અતિ મનોહર સ્વરૂપ ધારણ કરે છે. સર્વત્ર પોતાનો હિમાંડો સાથો પાથરી દેનાર કાતિલ ઠંડીના ઘારણ ઘેનમાં જાગેલી ધરતી ઉપર આસમાનમાં દેખાવા લાગેલો હુંફાળો સૂર્ય પોતાના ઉષ્માભર્યા કર ફેરવવા લાગે છે અને એ ખુશનુમા વાતાવરણથી ખુશખુશાલ થઈ ગએલાં સ્ત્રીપુરુષ અને બાળકો ફીનલૅન્ડનાં વિશાળ વનોમાં નાચતાં ને ગાતાં, ભમવા વિહરવા નીકળી પડે છે. ઠેરઠેર રંગબેરંગી ફૂલો ઉભરાય છે અને રાસ્બેરી ને સ્ટ્રૉબેરી ને એ જાતનાં ફળો પણ પાર વિનાનાં મળી આવે છે. આ ઋતુમાં દિવસો લાંબા હોય છે, અને રાત માત્ર બે ત્રણ કલાકની હોય છે. ત્યાર પછી છ મહિનાનો શિયાળો એવો આવે છે કે જેમાં દિવસ બે કે ત્રણ કલાકનો હોય અને બાકીના કલાકો અંધારપૂર્ણ જ હોય.

ફીનલૅન્ડમાં સ્ત્રીપુરુષનો ભેદ નથી. કુમારો અને કુમારીઓને સમાન કેળવણી જ

આપવામાં આવે છે અને સ્ત્રીઓના અધિકાર પણ પુરુષો જેવા જ છે. ફીનીશ સ્ત્રીઓ પાદરી કે ન્યાયાધીશ બની શકતી નથી; એ સિવાયના બધા જ ધંધા તેઓ કરી શકે છે.

ફીનલેન્ડમાં ગૃહઉદ્યોગો, આજે પણ જીવંત સ્વરૂપે મોજૂદ છે. લાકડાનું કોતરકામ, ઓજારો બનાવવાનું, ફર્નિચર બનાવવાનું વગેરે કામ ફીનલેન્ડનાં ઘરોમાં કરવામાં આવે છે. કાંતવાનું અને વણવાનું કામ પણ ફીનીશ કુટુમ્બોમાં ચાલુ જ છે. રેંટીઓ ફીન લોકોનો માનીતો સાથી છે.

ફીનલેન્ડની સ્ત્રીઓ લંડન કે પેરિસની ફેશનનું અનુકરણ કરતી નથી. તેમને જર-ઝવેરાતના દાગીનાઓ ધારણ કરવાનો શોખ નથી. રંગીન સુતરાઉ બ્લાઉઝ, લાંબા ઘેરદાર ઘાઘરા અને માથા ઉપર રંગીન રૂમાલનો ટુકડો—એ એમનો પ્રિય પોશાક છે.

ફીનલેન્ડમાં તોતીંગ મકાનો, કિલ્લાઓ કે મહેલાતો નથી. હેલસીંગ ફોર્સ, આબો અને વીબોર્ગ જેવાં પ્રાચીન શહેરોમાં થોડાંક મોટા મકાનો છે; પરંતુ તે કંઇ લંડન, પેરીસ કે ન્યૂયોર્ક જેવાં તો નહિ જ.

ફીનલેન્ડનુ સાહિત્ય દુનિયાભરમાં જાણીતું છે. એકું જીવનના એના દૃબહુ, જીવન્ત, વિવિધ અને વ્યાપક ચિત્રણ માટે ફીનીશ સાહિત્યે સમસ્ત વિશ્વનું ધ્યાન ખેંચ્યું છે. સુહાની આહો નામના મહાન ફીનીશ લેખકે તેમજ સીલાન્પા નામના બીજા સાહિત્યકારે ફીનલેન્ડના જીવન વિષે જે વાર્તાઓ અને નવલ લખી છે તે લાંબા વખત સુધી યાદ રહી જાય તેવી છે.

( "જન્મભૂમિ"માંથી )

---

# કર્મ અને તેનાં ફળ ભોગવવાં જ પડે છે.

કર્મ એટલે હું "કર્મ"ના નિયમ વિષે કહીશ. પાપ-પુણ્યના નિયમ વિષે હિન્દુઓએ એક સનાતન નિયમ તારવ્યો છે અને તે નિયમ એવો છે કે, જો માણસ ઐતિહાસિક દૃષ્ટિએ તેને જુએ તોજ તે સમજી શકાય.

### અનિવાર્ય સંબંધ

ટૂંકમાં એ નિયમ એવો છે કે આપણા આંતરિક વિચારો અને કાર્યો માટે આપણે જવાબદાર છીએ અને આ વિચારો અને કાર્યોને ભૂતકાળ અને ભવિષ્યકાળ સાથે કાર્ય-કારણ સંબંધ છે તથા એ કાર્ય-કારણ સંબંધ અનિવાર્ય હોવાથી કોઇ એમાથી છૂટી શકતું નથી.

### ખ્યાલનો અભાવ

ભૌતિક શાસ્ત્રના કાર્યકારણ નિયમના જેવો જ તથા ભૌતિક જગતમાંના પદાર્થ તેમ જ શક્તિની અવિનાશકતાના નિયમના જેવો જ લગભગ આ નિયમ છે. આપણા ધર્મોમા એ પ્રકારનો ખ્યાલ છે જ નહિ. લૌકિક ખ્રિસ્તી ધર્મ અને લૌકિક બુદ્ધ ધર્મ મૃત્યુ પછીની દુનિયામાં પાપ અને પુણ્યના ફળ મેળવવાની વાત કરે છે તે જ બતાવે છે કે આ દુનિયામા, આ જીવનમાં જ કર્મ-ફળના નિયમને તેઓ જાણતા કે સ્વીકારતા નથી.

## આજ અને કાલની કડી

અબ્રહામ લિંકન કર્મના સિદ્ધાંતને એક જ વાક્યમાં સરસ રીતે વ્યક્ત કરી ગયા છેઃ " ઇતિહાસનાં પરિણામોમાંથી આપણે છટકી શકીએ નહિ "—એનો જ અર્થ કર્મનો સિદ્ધાંત છે. આપણે ભૂતકાળનો બોજો વહન કરતા હોઇએ છીએ; આપણી જાતમાં એ ભૂતકાળનું ગૌરવ અને શરમ મોજૂદ હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો જે ક્ષણ આપણે જીવતા હોઇએ છીએ તે ક્ષણ ગઇ કાલ અને આવતી કાલની વચ્ચેની એક અનિવાર્ય, અતૂટ અને કાર્યકારણબદ્ધ કડી છે. "હમણાં" એ શબ્દનો ગણિતશાસ્ત્રની દષ્ટિએ કંઇ જ અર્થ નથી; એને કોઈ મર્યાદા નથી. પ્રથમ અક્ષર "હ" અને છેલ્લો અક્ષર "ણા" લખવાની વચ્ચે પણ સમય તો સરતો જ હોય છે. કાળનો પ્રવાહ આપણને આગળ ને આગળ ખેંચી જાય છે. આપણે ગઇ કાલ અને આવતી કાલની વચ્ચે જીવીએ છીએ.

## સંચિત કર્મ

બુદ્ધ ધર્મનો સિદ્ધાંત છે કે "કર્મ" સંચિત હોય છે, ભેગું થાય છે, એટલે કે રોજ રોજ, વર્ષે વર્ષે આપણાં નાનાંનાનાં કાર્યો અને આપણા વિચારોથી તે જમા થતું જ જાય છે. આ કર્મ જ મનુષ્યને ભાવિ તરફ લઇ જાય છે—કાં તો મોક્ષ કાં તો મૃત્યુ. ભગવાન બુદ્ધે પોતે ધમ્મપદના આરંભમાં જ આ વસ્તુ સીધી સચોટ માનસશાસ્ત્રીય ભાષામાં કહી છે કે—

## દુષ્ટતાનું પરિણામ

" આપણે જે છીએ તે આપણા સમગ્ર વિચારના પરિણામરૂપ છીએ. આપણું વ્યક્તિત્વ આપણા વિચાર પર રચાયું છે, એનાથી ઘડાયું છે. માણસ જો દુષ્ટ વિચારથી બોલે અથવા વર્તે તો દુ:ખ એની પાછળ પાછળ આવે છે. જેમ ગાડું ખેંચનાર બળદની પાછળ પાછળ પૈડું આવે જ છે.

## પુણ્યનું પરિણામ

આપણે જે છીએ તે આપણા વિચારના પરિણામરૂપે જ હોઇએ છીએ. આપણા વ્યક્તિત્વનો પાયો આપણા વિચાર પર રચાયો હોય છે અને એ આપણા વિચારથી ઘડાયું હોય છે. મનુષ્ય જો વિશુદ્ધ વિચારથી બોલે અથવા વર્તે તો, સદૈવ એની સાથે જ રહેનાર છાયાની જેમ સુખ એની સાથે જ રહે છે.

## ધર્મચક્ર ને કર્મચક્ર

જેમ બીલીઅર્ડનો એક દડો અમુક રીતે બીજા દડાને વાગતાં અમુક જ વેગથી અને અમુક જ દિશામાં તે બીજો દડો દોડવા લાગે છે, તેમ જ, તેટલી જ ચોક્કસતા અને અનિવાર્યતાથી અસદ્ અથવા પાપ દુ:ખ જન્માવે છે અને સદ્ અથવા પુણ્યમાંથી સુખનો ઉદ્દ્ભવ થાય છે. બધાં જ માનવકાર્યો અને વિચારની આધ્યાત્મિક જવાબદારીનો આ સિદ્ધાંત છે. ધર્મચક્ર અને કર્મચક્ર એ બે બુદ્ધના શબ્દોનો આ જ અર્થ છે.

ભારતવર્ષનો કર્મનો સિદ્ધાંત એની ચોક્કસતા, અનિવાર્યતાથી, કંઇક અંગે ભય પમાડે છે. સત્ય લાભકારક છે (આપણને તે સુખી બનાવે છે) અને ન્યાય પણ લાભકારક છે અને ભારતવર્ષનું ધર્મશાસ્ત્ર સાચું હોય તો આત્માની મુક્તિ એ તો સૌથી વધુ લાભકારક છે.

### ચીનનું ઉદાહરણ

ચીનનું યુદ્ધ કર્મના સિદ્ધાંતનું એક સુંદર ઉદાહરણ પૂરૂં પાડે છે. જાપાનનાં આગલાં કાર્યોની જેટલી ભયંકરતા હતી તેટલું જ ચીનના સામનાનું બળ પૂરનાર થયું છે. કર્મના સિદ્ધાંતનો મર્મ એ છે કે અમુક વર્ષો કે દાયકાઓ સુધી સંચિત થએલાં કાર્યોનું એકત્રિત પરિણામ અને પ્રત્યાઘાત અમુક વખતે પ્રગટ થાય ત્યારે જ એનો ખ્યાલ આવે છે. જાપાનીઓ સામે ચીનની સામાન્ય જનતાને એકત્ર કરનાર અને સ્થાનિક સેનાપતિઓ આક્રમણકારની સાથે ભળી જશે એ માન્યતાને ખોટી પૂરવાર કરનાર આધ્યાત્મિક શક્તિ ચીનમાં પ્રગટી ક્યાંથી ?

### પ્રત્યાઘાતરૂપે શક્તિ

એ શક્તિ તો જાપાનનાં આગલા કૃત્યોના સંચિત પ્રત્યાઘાતરૂપે જ પ્રગટી છે. આ કૃત્યોમાંથી થોડાકને ગણાવીએ તો નજરે ચઢે છે આ બનાવો —૧૯૧૫ની એકવીસ માંગણીઓ; ૧૯૩૧ મા મન્ચુરીઆ પર અત્યાચાર; ૧૯૩૨ નું શાંઘાઈનું યુદ્ધ, ૧૯૩૨–૩૬ ના ગાળામાં જાપાની સંરક્ષણ હેઠળ ઉત્તર ચીનમાં જાપાની માલ મોટા પ્રમાણમા ઘુસાડવાનું કાર્ય, ૧૯૩૩–૩૪ માં ચાહાર વિસ્તારમાં ઘુસણખોરી, ૧૯૩૬ માં અંદરના મોંગોલીઆમાં ઘૂસવાનો લુચ્ચો પ્રયત્ન, ૧૯૩૧ થી ૧૯૩૭ સુધીના વર્ષોમા જાપાન–વિરોધી દેખાવોને ચીનમાં દાબી દેવામાં આવ્યા હતા પણ અદૃશ્ય, માનસિક પ્રત્યાઘાતો પ્રજાના દિલમાં સચિત થતા જ ગયા અને એમાંથી ચીની સામનાનું, આંતરિક બળ, ખડતલતા ને એકતા પરિણમ્યા છે.

### લડવું જ પડયું

વળી, કર્મના સિદ્ધાત પ્રમાણે નાનામાં નાનું કાર્ય પણ ભાવિ દાયકાઓના પ્રવાહમાં પોતાની અસર પાડયા વિના રહ્યુ નહિ. ત્મીનાન ખાતેના ચીની પરદેશી કમિશનર ત્સાઈ કુંગ-શીતેના નાક–કાન કાપવાના અને આખો ફેંદી દેવા જેવા બનાવે પણ ચીની પ્રજાના માનસ ઉપર ૧૯૩૭ મા નાનકીંગના સામુદાયિક બળાત્કારો અને હત્યાકાંડ જેટલી જ ઉંડી અસર પાડી જાપાનીઓએ એમ માન્યુ કે સત્તાવાર રીતે એ " બનાવને બંધ કરેલો લેખવામાં " આવ્યો એટલે બસ થયું, પણ કર્મના સિદ્ધાતે એ માન્ય રાખ્યું નહિ. જાપાનીસ કે ચાઈનીસ ઇતિહાસના પરિણામોથી છટકી શકયા નહિ. ટૂંકમાં, કર્મના અવિચલ ન્યાયને કારણે જાપાન અને ચીનને લડવુ જ પડયુ.*

---

## મોગલ સમયનાં પુસ્તકાલયો

હિંદના મોગલોના રાજ્યઅમલ દરમિયાન કલાકૌશલ્યની સુંદર ખીલવણી થઈ હતી. મોગલ સમ્રાટોએ મનોહર મહેલાતો ચણાવી, દિલખુશ બાગબગીચાઓ બનાવ્યા અને રાજરંગી રમતગમતો ઉપરાંત શાહી કિતાબખાનાઓ, મકતબો અને મદ્રસાઓ મારફતે પોતાનો વિદ્યાપ્રેમ પણ વ્યક્ત કર્યો. મોગલ શહેનશાહો જેમ કલાપ્રેમી હતા તેમ કદરદાન પણ હતા. આ લેખમાં મોગલ સમયના શાહી પુસ્તકાલયોનો આછો પરિચય આપવાનો ઇરાદો છે.

મુસ્લિમ શાહી કિતાબખાનાનો પાયો નાખ્યો જલાલુદ્દીન ખીલજીના સમયમા મળી

* તા ૨૬ ૨-'૪૪ ના " જન્મભૂમિ "માંથી.

આવે છે. જલાલુદ્દીન સાહિત્યપ્રેમી હતા અને એમની આસપાસ અમીર ખુશરૂ, તાજુદ્દીન ઇરાકી, ખ્વાજા હસન, મુઅય્યીદ દિવાના, અમીર અર્સલન કુલી અને અન્યાન્ય વિદ્વાનોનો દાયરો જામતો. અમીર ખુશરૂ શાહજાદા હતા ત્યારથી જ સુલ્તાનના માનીતા હતા. જલાલુદ્દીનના પુસ્તકાલયના વ્યવસ્થાપક તરીકે તેઓ ભારે ખંત બતાવતા હતા.

સુલ્તાન જલાલુદ્દીન ખીલજીના સમયની બીજી પ્રસિદ્ધ લાયબ્રેરી હજરત નિજામુદ્દીન ઔલિયાની હતી. આ બુઝર્ગ હસ્તીના અવસાન પછી એમાંની કેટલીક કિંમતી કિતાબો એમના શાગિર્દ અને મુરીદ મખદૂમ સિરાજુદ્દીન લખનાવટી લઇ ગયા હતા.

બાબર પિતૃપક્ષે તુર્ક હતા અને માતૃપક્ષે મોગલ હતા. બાળશાહજાદા આગળ એમના અમીર પિતા "શાહનામું" વાંચતા તે એ સાંભળતા. હેરતની એ વખતની બોલી તો ફરિસ્તાઓ બોલે છે એમ બોલાતું. બાબર તુર્કી જબાનના સારા સાહિત્યકાર અને શાયર હતા. મધ્ય એશિયાની એ સંસ્કૃતિનો વારસો લઇને તે હિંદ આવ્યા. વતન છોડતી વખતે જેટલી લઇ શકાય એટલી કિતાબો તેમણે પોતાની સાથે લીધી.

ઇબ્રાહીમ લોદીને હરાવવા માટેનું બાબરને આમંત્રણ આપનાર અફઘાન ઉમરાવ ગાઝીખાન પણ સારૂં પુસ્તકાલય ધરાવતો હતો. બાબરે એને દગાઇટકા માટે કેદ કરી લીધો તે વખતે એના કિતાબખાનાની જાતે મુલાકાત લીધી હતી અને તેમાંના કેટલાંક પુસ્તકો તેમણે હુમાયુ અને કામરાનને મોકલ્યાં હતાં. બાબરની પુત્રી ગુલબદન બાનુ પણ પોતાનું એક અલગ પુસ્તકાલય ધરાવતાં હતાં. ગુલબદન બાનુ વિષે પણ અનેક ઇતિહાસકારોએ ઉલ્લેખ કર્યો છે.

હુમાયુ માટે તો કહેવાય છે કે તે લડાઇમાં જતો ત્યારે પણ પોતાની સાથે પુસ્તકો રાખતો. શેરશાહના વિલાસગૃહ સમાન "શેર મંઝિલ"ને એણે પુસ્તકાલયમાં ફેરવી નાખ્યું હતું. આ "શેર મંઝિલ" પરથી પડી જતાં તેનું અવસાન થયું હતું. મુલ્લાં નિઝામે ગ્રંથપાલ તરીકે હુમાયુની સારી સેવા બજાવી હતી. શેર શાહે હુમાયુને નસાડી મૂકયા એ વખતે મુલ્લાં નિઝામ પણ એમની સાથે જ હતા.

"જગતકલ્યાણ સંસ્કૃતિઓના મહાસંગ્રામોમાં નથી, પણ સંસ્કૃતિઓના મહાસમન્વયમાં છે" એવો સંદેશ ઇબાદતખાનામાં ઉચ્ચારનાર સમ્રાટ અકબર પોતે અશિક્ષિત હતા, પરંતુ પુસ્તકો વંચાવીને એમણે વિવિધ જ્ઞાન મેળવ્યું હતું. એમના સમયમાં અનેક સંસ્કૃત પુસ્તકોનાં હિંદી અને ફારસી ભાષાંતરો થયાં હતાં, જેમાં મહાભારત, રામાયણ, અથર્વ વેદ, લીલાવતી, તાજક અને હરિવંશ મુખ્ય હતાં. આ સર્વ ગ્રંથો શાહી પુસ્તકાલયમાં મૂકવામાં આવ્યા હતા. એ પુસ્તકોનું યોગ્ય વર્ગીકરણ કરવામાં આવ્યું હતું. કેટલાક સમય સુધી મુલ્લાં પીરમહમ્મદે ગ્રંથપાલ તરીકે કામ બજાવ્યું હતું.

ગુજરાત પરના વિજયથી ઇતિમાદખાનનું પુસ્તકાલય સમ્રાટ અકબરના કબજામાં આવ્યું હતું. એને શાહી કિતાબખાના સાથે જોડી દેવામાં આવ્યું હતું. પાછળથી ઇતિમાદખાનની કેટલીક કિતાબો દરબારીઓને વહેંચી આપવામાં આવી હતી. ફૈઝીનું પુસ્તકાલય ૪૬૦૦ કિતાબો ધરાવતું હતું. એના અવસાન પછી એ પુસ્તકાલય શાહી કિતાબખાનામાં ભેળવી દેવામાં આવ્યું હતું.

અકબરના પુસ્તકાલયના એક વિભાગમાં કવિતા, વૈદક, ખગોળશાસ્ત્ર અને સંગીતનાં પુસ્તકો હતાં. બીજામાં તત્ત્વજ્ઞાન અને સૂફીઝમ સંબંધી પુસ્તકો હતાં. ત્રીજામાં કાયદાકાનૂનો,

ધર્મજ્ઞાન અને રિવાજોને લગતા ગ્રંથો હતા. આગ્રાના કિલ્લામાંના એક ખંડનો પુસ્તકાલયના ખંડ તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો એમ કહેવાય છે. અકબરશાહના જનાનખાનામાં પણ કેટલીક ઉમદા કિતાબો રાખવામાં આવી હતી.

પુસ્તકસંગ્રહના શોખને અંગે " કેલીગ્રાફી " અને ચિત્રોનો શોખ પણ સારા પ્રમાણમાં ઉત્પન્ન થવા પામ્યો હતો. " કિસ્સએ હમઝા "ના બાર ગ્રંથો આની શાખ પૂરે છે. એમાં ૧૪૦૦ ચિત્રોનો સમાસ કરાયો છે. બીજાં પુસ્તકોમાં " ચંગિઝનામા, " " ઝફરનામા, " " રઝમનામા " અને " ઇકબાલનામા "નો ઉલ્લેખ કરી શકાય. અબુલ ફઝલ પણ પોતાનું એક પુસ્તકાલય ધરાવતા હતા. સૌથી સર્વોત્તમ પુસ્તકાલય તો અબ્દુર્રહીમખાન ખાનાનનું હતું. ખાન ખાનાન સારા શાયર અને ઇતિહાસવેત્તા હતા. એમના શિષ્ય થવું એ પણ ગૌરવજનક લેખાતું. " માઅસીરે રહીમી "માં એવાં ૯૫ નામો નજરે પડે છે. ખાન ખાનાનની લાયબ્રેરી અમદાવાદમાં હતી અને તેની વ્યવસ્થા વિદ્વાનોને હાથે થતી હતી. એ વિદ્વાનોને સારૂં મહેનતાણું અપાતું હતું. એમના હાથ તળે બીજા અનેક માણસો કામ કરતા હતા. તેમનું કામ કિતાબોની નકલો ઉતારી મૂળ કિતાબો સાથે તે સરખાવી જોવાનું હતું. અબ્દુર્રહીમ ખાન ખાનાન પુસ્તકો પ્રાપ્ત કરવામાં કદિ કંજુસાઇ કરતા નહિ. મૌલાના જામીનાં " યુસુફ ઝુલયખાં "ની એક નકલ માટે એમણે ૧૦૦૦ સોનામહોરો આપી હતી.

અકબરના જ સમયમાં ખ્રિસ્તી મિશનરીઓએ પોતાનાં ધર્મપુસ્તકોના ફારસી ભાષામાં તરજૂમા કર્યા હતા. આ ખ્રિસ્તી મિશનરીઓ ગોઆમાં પોતાનું મોટું પુસ્તકાલય ધરાવતા હતા. એમનાં બીજાં પુસ્તકાલયો લાહોર, દિલ્હી આગ્રામાં હતાં. અકબરની ધાર્મિક સહિષ્ણુતા અનન્ય હતી.

શહેનશાહ જહાંગીર પણ વિદ્યાપ્રેમી હતા. એમને ચિત્રકળાનો શોખ હતો અને કેટલીયે રૂસ્નાઇવાળી કિતાબો એમના સમયમાં અસ્તિત્વમાં આવી હતી. મુહમ્મદ હાદીની અને મુતમઇદ ખાનની સહાયતાથી એમણે પોતાના જીવનનાં સંસ્મરણો લખ્યાં હતાં, જેની અનેક નકલો તૈયાર કરાવી દરબારીઓમાં વહેંચવામાં આવી હતી. એની પહેલી પ્રત શાહજહાંને મોકલવામાં આવી હતી. જહાંગીરના જમાનામાં ચિત્રોમાં ભારે કુમાશ અને નઝાકત નજરે પડતાં હતાં. એમણે મોગલ ચિત્રકલાને નાજુકાઇથી ભરી દીધી હતી એમ કહીએ તો ચાલે. શહેનશાહ જહાંગીર અમીર ઉમરાવો અને સુબાઓને પણ પુસ્તકોની ભેટ આપવામાં અનેરો આનંદ અનુભવતા. એમણે ગુજરાતના શેખોને ગુજરાતમાં પોતાના આગમનની તારીખ અને પોતાના હસ્તાક્ષરો સાથે " તફસીરે હુસયની " અને " રૌઝતુલ અહબાબ " જેવી કૃતિઓ ભેટ આપી હતી.

આલમઆશકાર તાજમહેલ બંધાવનાર શાહજહાંએ દિલ્હીની જામે મસ્જિદની પાસે એક શાહી કૉલેજની સ્થાપના કરી હતી. શાહી કિતાબખાનાની તેઓ સરસ દેખરેખ રાખતા અને ખાન ખાનાનાં પુસ્તકાલયનાં ઘણાંખરાં પુસ્તકો તેમણે શાહી કિતાબખાનામાં દાખલ કર્યાં હતાં. ઊંઘવા જતા પહેલાં તેઓ પુસ્તકો વંચાવતા.

ઔરંગઝેબના સમયમાં ઇસ્લામી ધાર્મિક સાહિત્ય સારા પ્રમાણમાં રચાતા પામ્યું. " ફતવએ આલમગીરી " નામની વિખ્યાત મઝહબી કિતાબ શહેનશાહની સૂચના પ્રમાણે

મુલ્લાં નિઝામે તૈયાર કરી હતી. ઔરંગઝેબે અનેક મદરસાઓ કાયમ કર્યા અને ગુજરાતના વોહરાઓની તાલીમ માટે ખાસ સગવડો કરી આપી હતી. એ વખતે સિયાલકોટ એક મોટી ઇલ્મગાહ થઇ પડયું હતું. શહેનશાહ ઔરંગઝેબ કુરઆને શરીફની નકલો જાતે તૈયાર કરી તેમાંથી પોતાનો અંગત ખર્ચ કાઢતા એ તો જાણીતી વાત છે. તેમના અવસાન સમયે તેમની થેલીમાંથી ૩૦૫ રૂપિયા મળી આવ્યા હતા. ઔરંગઝેબના અવસાન પછી મોગલ સામ્રાજ્યની પડતીનો આરંભ થયો અને નાદિરશાહની લૂંટમાં કેટલીક કિંમતી કિતાબોનો સમાવેશ પણ થયો હતો. આ અમૂલ્ય પુસ્તકો ઇરાનની બજારોમાં હસવા જેવી કિંમતે વેચાયાં હતાં.

એ પછીના મોગલો પુસ્તકો સંઘરવા લાગ્યા હતા અને શાહ આલમ બીજાના વખતમાં ફરી એક વાર એક સારૂં પુસ્તકાલય બનવા પામ્યું હતું. " ઇબ્રતનામા "માં લખ્યું છે કે શાહ આલમની આંખો ફોડયા પછી નરાધમ ગુલામ કાદિર નાસી છૂટયો અને પોતાની સાથે ઝવેરાતનો મોટો જથ્થો, કુરઆને શરીફની કેટલીક નકલો અને આઠ ટોપલા ભરીને પુસ્તકો લઇ ગયો હતો.

એ પછી તો જેના હાથમાં જે આવ્યું તે લઇ જવા માંડયું અને આ બાદશાહી પુસ્તકાલય ફરી અસ્તિત્વમાં આવી જ ન શકયું. મોગલોના શાસનકાળનાં, વૈભવવિલાસનાં અને ઇલ્મ તથા કલાપ્રેમનાં અજવાળાં આથમ્યાં તેની સાથે એમનું કિંમતી કિતાબખાનું પણ ભૂતકાળની એક આછી યાદ બની ગયું. *　　　ઇબ્રાહીમ હાજી મહમ્મદ મીસ્ત્રી

---

# હિંદીનું સ્વમાન

એક વખત હિંદુ કોલેજના પ્રિન્સીપાલ મિ. કારને મળવાને કલકત્તાની સંસ્કૃત કોલેજના મદદનીશ મંત્રી ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર આવ્યા હતા. જે વખતે શ્રી વિદ્યાસાગર મિ. કારના ખંડમાં પ્રવેશ્યા ત્યારે મિ. કાર આરામખુરશીમાં પગ લંબાવીને આરામથી બેઠા હતા. એમના પગ ખુરશી આગળના ટેબલ પર હતા. વિદ્યાસાગર ત્યાં એમની સન્મુખ ઊભા હોવા છતાં મિ. કારે એમને બેઠક આપવાનો વિવેક ન કર્યો. પણ થોડા દિવસ પછી મિ. કારને વિદ્યાસાગરને ત્યા કામ પ્રસંગે જવાનું થયું. જ્યારે શ્રી. વિદ્યાસાગરને ખબર પડી કે મિ. કાર એમને મળવાને આવ્યા છે ત્યારે એઓ તરત જ ઓરડામાં પગ લંબાવીને પોતાની ખુરશીમાં બેઠા અને ઓરડામાંની બીજી બધી જ ખુરશીઓ એમણે ત્યાંથી ખસેડાવી નાખી. વિદ્યાસાગરે મિ. કારને બેસવાનો પણ વિવેક ન બતાવ્યો. મિ. કાર એક હિંદીની આ પ્રકારની વર્તણુંક જોઇ ખૂબ ગુસ્સે થયા અને ગુસ્સામાં ને ગુસ્સામાં મકાન છોડી ગયા.

એમણે જઇને એજ્યુકેશન કાઉન્સિલના સેક્રેટરીને ફરિયાદ કરી. આ પરથી સેક્રેટરીએ શ્રી. વિદ્યાસાગર પાસેથી એમની આ વર્તણુંક બાબતમાં ખુલાસો માગ્યો. શ્રી. વિદ્યાસાગરે એનો જવાબ આપ્યોઃ " મેં એમ માન્યું કે અમે હિંદીઓ બીનસુધરેલા છીએ. મહેમાનનો કેમ સત્કાર કરવો એ પણ અમને આવડતું નથી. અને ખાસ કરીને સુધરેલા માણસો કેવી રીતે સત્કાર કરે એ રીતથી અમે વાકેફ નથી. મિ. કાર જે અવિવેકની ફરિયાદ કરે છે તે અવિવેક હું એમની પાસેથી જ શીખ્યો છું. અને એટલે જ હું માનું છું કે આ બનાવ અંગે હું ઠપકાને પાત્ર નથી જ. " વિદ્યાસાગરનો સ્વમાન વિષેનો આ ટેક જોઇને સેક્રેટરી રાજી થયા અને એ બનાવનું સમાધાન કરી નાખ્યું.　　　( "જન્મભૂમિ" )

---

* મે ૧૯૪૪ ના " નવચેતન "માંથી.

જાહેરાત નં. ૨ સને ૧૯૪૩-૪૪

# વિષય

## પુસ્તકાલયોનાં મકાનો માટેની આવેલી માગણીઓની હકીકત પ્રસિદ્ધ કર્યા બાબત

**મકાન બાંધવાની માગણીઓ બાબત**

વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાનો બાંધવા માટે કેટલાંક પુસ્તકાલયોની માગણી અમારા તરફ આવેલી જે સંબંધે અમે વખતોવખત નિકાલ કરી નાણાંની સવડ નહિ હોવાથી અગર સંસ્થાની પ્રગતિ જોઈતા પ્રમાણમાં ન હોવાથી પરત કરેલી. તે તમામની અનુક્રમે યાદી પ્રાંતવાર આ નીચે આપી છે. તેમને શ્રીમંત સરકાર તરફથી જ્યારે મદદની સવડ થશે અને મંજૂર થયેલા એસ્ટીમેટ પ્રમાણે કામ થઈ શકશે ત્યારે તેમને જણાવવામાં આવશે. જે પુસ્તકાલયોએ રકમ એકઠી કરી હોય તે સ્થાનિક સ્થળોએથી કે પુ. સ. સ. મંડળમાંથી ઉપાડી અમારા તરફ મકાન ફંડ ખાતે જમા કરાવવા અમારી ભલામણ છે.

**વડોદરા પ્રાંત**—(૧) મુજપુર (૨) કુંઢેલા (૩) કિન્ખલોડ (૪) પીપળી (૫) ધાવટ (૬) ચારોદ (૭) ડભાસા (૮) આમરોલી (૯) સાઠલી (૧૦) મલાતજ (૧૧) રસુલાબાદ (૧૨) ભાટપુર (૧૩) પીપળોઈ (૧૪) સુંદરણા (૧૫) કુરાલ (૧૬) રવાલ (૧૭) આમોજ.

**મહેસાણા પ્રાંત**—(૧) સંઢીયા (૨) છાલા (૩) સિપોર (૪) મોટીદાઉ (૫) કાંસા (૬) પલાસર (૭) ઐઠોર (૮) દેણપ (૯) કમાણા (૧૦) રીટોદણ (૧૧) જગુદણ (૧૨) જોરણંગ (૧૩) ડરણ (૧૪) કડોદા (૧૫) બ્રાહ્મણવાડા (૧૬) ડીંગુચા.

**નવસારી પ્રાંત**—(૧) ગડત (૨) મરોલી (૩) સંદલપુર (૪) તુંડી (૫) પલસાણા કરિયા વિભાગ.

**અમરેલી પ્રાંત**—(૧) પાડરસીંગા

# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે પુસ્તકો અને સામયિકોની ભલામણની યાદી નં. ૧૦ સને ૧૯૪૩-૪૪

| ક્રમાંક | પુસ્તક વા સામયિકનું નામ | પ્રકાશક, કર્તા વા તંત્રી | કિંમત |
|---|---|---|---|
| ૧ | મરઘાં ઉછેર | જમશેદ જહાંગીરજી સાગર અનાવલ | ૧–૮–૦ ( પોસ્ટેજ ૦–૩–૦ ) |
| ૨ | Glimpses of the Baroda State & Who's-who | R. M. Desai, Publishers:-Oriental Advertisers Bombay 7 | Rs. 5/- |
| ૩ | રાસસરિતા ભા. ૧ | સૌ. હસુમતી ધીરજલાલ દેસાઇ સુરત | ૦–૬–૦ |
| ૪ | ,, ભા. ૨ | ,, | ૦–૧૦–૦ |
| ૫ | અજ્ઞાત પ્રવાસ | હરિહર પુસ્તકાલય, સુરત | ૩–૦–૦ |
| ૬ | હાસ્ય મંઝિલ | ,, ,, | ૩–૦–૦ |
| ૭ | પ્રજાપતિ સંતો | સરસ્વતી પ્ર. મંદિર, ભાવનગર | ૧–૦–૦ |
| ૮ | તે કોણ ? | ભક્તિમાર્ગ કાર્યાલય, અમદાવાદ | ૩–૦–૦ |
| ૯ | યુગાન્તર ( સાપ્તાહિક ) | સંપાદક જગન્નાથ દેસાઇ દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. | વાર્ષિક લવાજમ ૭–૦–૦ |

વડોદરા,
તા. ૮–૪–૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

८० पुस्तको ] **स्त्रीशक्तिनो सेट** [ रू. ५०

દરેક લાયબ્રેરીમાં હોવો જ જોઇએ.

# ડાહ્યો ગ્રંથપાળ—

કાંઇ પુસ્તકાલયની ગાદી પર બેસી રહેતો નથી. તે તો ગામમાં ઓળખ પિછાણ વધારી વાચનોત્સુક બહેનોને સ્ત્રીઉપયોગી પુસ્તકો વાંચવા આપે છે, ભલામણ કરે છે. તેમને સ્ત્રીશક્તિ માળાનાં પુસ્તકો વિશે વાત કરે છે.





સ્ત્રીઓના પ્રશ્નોના અભ્યાસીઓ પાસે લખાવેલાં, વિદ્વાન સ્ત્રીહિતૈષીઓની સીધી દેખરેખ હેઠળ તૈયાર થયેલાં આ પુસ્તકો આખા ગુજરાતમાં ભારે લોકપ્રિય થઈ પડયાં છે, અને તે વાંચી તેમાંથી બોધ ગ્રહણ કરવા કહેવું એ પ્રત્યેક સુજ્ઞ ગ્રંથપાલની ફરજ છે. આખી માળામાં સ્ત્રીઓને ઉપયોગી વિવિધ વિષયોની ગૂંથણી કરવામાં આવી છે. કુલ ૮૦ પુસ્તકની કિં. રૂ. ૫૦).

## થોડાંક નામો

| | | |
|---|---|---|
| માંદાની માવજત | દક્ષિણી રાંધણકળા | રાણકદેવી |
| રઝીયા બેગમ | સુખી ઘર | સતી જસમા |
| વિમાની સીતાબાઈ | સખીના પત્રો | શિવાજીની મા |
| ભરતગૂંથણ | સ્ટવનું શાસ્ત્ર | સ્ત્રીહૃદય |
| પારસી વાનીઓ | ગુણિયલ ગૃહિણી | વગેરે. વગેરે. |

આજે જ લખોઃ—ઈશ્વરલાલ વીમાવાળા

c/o ત્રિશક્તિ, સુરત.

આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસ 'માં અમાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ.ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૫-૪૪

Reg. No. B. 2216

# ભસ્મરેખા

ગુજરાતના એક ખાનદાન કુટુંબના કિસ્સા પરથી લખાયલી શ્રી. ચુનીલાલ વ. શાહકૃત
નવી સાંસારિક નવલકથા : પાત્રોને ઓળખી કાઢો, તો ભૂલા જ રહેજો. કિં. રૂ. ૩ાા.

## રંગતરંગ : ભાગ પાંચમો

જ્યોતીન્દ્ર દવે કૃત

હાસ્ય ખજાનો : કિં. રૂ. ૧ાા

## પ્રણય અને પરિણય

નવલકથાની પ્રતો હવે જૂજ રહી છે.

કિંમત રૂ. ૩ાા.

## રૂપાનો ઘંટ

લોકપ્રીતા નવલકથાકાર શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહની રંગ, રસ, કુમાશ-ભરી સુંદર નવલિકાઓનો રૂપાળો સંગ્રહ એકેકથી ચઢિયાતી વાર્તાઓ, લેખકની છબી ને જીવનચરિત્ર સાથે.

કાપડી પૂઠું કિં. ૨) રૂ.

## જગતના ચરણમાં

શ્રી. જયસુખલાલ મહેતાના, સંસારમા શાંતિ નિંચતા, મનોરમ શૈલીથી લખાયલા રસિક લેખો-નિબંધો-નિરીક્ષણો, લેખકની છબી ને જીવનચરિત્ર સાથે.

થોડી જ નકલો છાપી છે

કાપડી પૂઠું કિં ૨ાા રૂ.

## ઉપવાસ દ્વારા આરોગ્ય : કિં. ૨ાા રૂ.

ગાંડીવ બાળમાસિક ૩-૮-૦ ગાંડીવ બાળપખવાડિક ૬-૦-૦

હાસ્યમૂર્તિ શ્રી. જ્યોતીન્દ્ર દવે કૃત રંગતરંગ પાંચ ભાગ ૮-૧૨-૦

બાલોદ્યાનમાળા (૮૦ પુ૦) ૩૦-૮-૦. ચાલો વાજવીએ (૧૨ પુ૦) ૬-૦-૦

બહાદુર પટેલ (૨૦ પુ૦) ૭-૦-૦ બે વૉલ્યુમમાં પાકું પૂઠું ૯-૦-૦

# ગાંડીવ




પુસ્તક ૧૯મું

જુન-૧૯૪૪

અંક ૬ ઠ્ઠો




# એનું સાર્થક ક્યારે ?

સંગીત, સાહિત્ય, ચિત્ર, નૃત્ય, શિલ્પ એ બધાં મનુષ્યના જીવનને સુંદર બનાવવા માટે છે; કેવળ વિલાસ એ એનો હેતુ નથી. જ્યારે જ્યારે કળાને ઉચ્ચ આદર્શોથી છૂટી પાડવામાં આવી છે ત્યારે એણે પ્રજાઓનો નાશ કર્યો છે.

સાહિત્ય પણ પ્રજાજીવનનું હંમેશાં અવલોકન કરે, એના આરોગ્યને સાચવે અને ઉત્તરોત્તર પ્રજાની રાજકીય, સામાજિક અને ધાર્મિક ઉન્નતિ માટે પ્રવૃત્ત રહે તો જ એના અસ્તિત્વનું પ્રયોજન છે. વિદ્યા પણ કેવળ વિલાસ માટે નથી.

આમ ધર્મ, તત્ત્વજ્ઞાન, કવિતા અને કળા માણસોનું ઐહિક જીવન સુધારે તે માટે છે

* * *

સાક્ષરો અને તત્ત્વજ્ઞાનીઓ જે ગામમાં રહેતા હોય તે ગામ પાવન થઈ જવું જોઇએ. મહાત્મા ગાંધીએ સાહિત્ય પરિષદ વખતે કહ્યું હતું કે મારી પડોશમાં રહેનારા કોશિયાઓ હજી અપશબ્દો બોલે છે અને નરસિંહરાવભાઈ કવિ શાના ? એ વાકયનો મર્મ સાચો છે.

કવિ કે તત્ત્વજ્ઞાની જ્યાં રહે ત્યાં સ્વચ્છતા હોય, કલેશ-કંકાસ દૂર રહે; વ્યાપાર-ધંધામાં પ્રામાણિકપણું આવે; ત્યાંની લોકલ બોર્ડ પ્રજાની સેવા અર્થે જ કામ કરે, ત્યાંના શિક્ષકોની નિશાળો સુંદર થઇ જાય-ત્યારે એમના જ્ઞાનનું સાર્થક્ય છે. કેવળ થોડા માણસો એમની વાત સમજે, સંસારના પ્રવાહથી એ દૂર જ રહેતા હોય; નિત્યજીવનમાં એ દોરવણી ન આપી શકે, તો એવા જ્ઞાનીને લોકો મૂર્ખ-વેદિયો, કે ગાંડા ઘેલો જ સમજશે.

ડૉ. હરિપ્રસાદ દેસાઇ


: વાર્ષિક લવાજમ :

રૂ. ૩-૮-૦ | પરદેશ રૂ. ૫-૦-૦ | છુટક નકલ રૂ. ૦-૬-૦

: વ્યવસ્થાપક :
જીભાઇ નારણભાઇ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

# લાયબ્રેરીની શોભા સમાં નવાં પ્રકાશનો

## ઉત્તમ પ્રકાશનો

### સૌરિન્દ્ર બાબુ

| | | |
|---|---|---|
| લાલ માટીનો રસ્તો | | ૨–૮ |
| નારી | | ૨–૮ |
| નિરૂપમા | | ૨–૮ |
| મુક્તપંખી | | ૨–૮ |
| ગૃહદયજ્ઞ | | ૨–૮ |
| મમતા | શરદબાબુ | ૨–૦ |
| વિમાતા | ,, | ૨–૮ |
| રાજરાણી | બંકિમબાબુ | ૨–૦ |

### ગુણવંતરાય આચાર્ય

| | | |
|---|---|---|
| દોરી કિતાબ | | ૧–૮ |
| વિશટનો ઝૂલો | | ૧–૪ |
| ભસ્માંગના | | ૨–૦ |
| કોણ ગુન્હેગાર | | ૧–૦ |
| હાસ્યવિલાપ | 'મસ્તફકીર' | ૩–૦ |
| ત્રિભેટો | 'ધૂમકેતુ' | ૧–૮ |
| | ,, | ૧–૪ |
| નંદિતા | સુરેશ ગાંધી | ૧–૮ |
| ગામધણી | ચી. સુથાર | ૨–૦ |
| વિભંગકલા | દુર્ગેશ શુક્લ | ૧–૮ |
| સંહાર | 'ખલીલ' | ૨–૮ |
| ગૃહલક્ષ્મી | પ્ર. ધનસુખલાલ | ૧–૦ |

**અદૃશ્ય માનવી** શ્રી. એચ. જી. વેલ્સ
અંગ્રેજી સાહિત્યમાં નવી જ ભાત પાડતી વૈજ્ઞાનિક નવલકથાનો અનુવાદ: ૩–૦–૦

**વિક્ટોરિયા** શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ
સામાજિક પ્રશ્નો પર પ્રકાશ પાડતી અનુભવી નવલકથાકારની નવલકથા ૩–૦–૦

**રૂપરાણી** અનુ. શ્રી. વજુ કોટક
અમેરિકન નર્તકી ઇસાડોરા ડંકનની આત્મકથાનો ગૂજરાતી અનુવાદ. ૩–૦–૦

**નિવેદિતા** શ્રી. ગુણવંતરાય આચાર્ય
સામાજિક બળાબળોની સામે સામી છાતીએ ઝઝૂમતી એક ત્યક્તા નારીની કહાણી: ૩–૦–૦

**નયના** શ્રી. રસિકલાલ જોષી
નવા અને જૂના જમાનાના વિચારોનું મિલન અને તેની અથડામણની રહસ્યભરી નવલકથા ૩–૦–૦

**પ્રથમ આષાઢ** શ્રી. નિરૂભાઈ દેસાઈ
સમાજના અનેક પ્રશ્નો પર વેધક પ્રકાશ પાડતી નવલિકાઓનો સંગ્રહ ૨–૦–૦

**ક્રાંતિની ઝાલરી**
પોતાની સ્વાધીનતા માટે લડેલી બહાદુર પ્રજાની બૌદ્ધકાલિન નવલકથા ૩–૦–૦

## નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ

સી. શાંતિલાલની કું. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે પુસ્તકાલય સ.સ.મં. લિ૰
પ્રિન્સેસ સ્ટ્રીટ: મુંબઈ ૨ ત્રણ દરવાજા : અમદાવાદ રાવપુરા : વડોદરા
બીજા જાણીતા બુકસેલર્સને ત્યાં મળશે.

# અમારી એજન્સીનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ગ્રામચિત્રો | શ્રી. ઇશ્વર પેટલીકર | ૨–૮–૦ |
| સોરઠરાણી | એ. દો. રાયચુરા | ૧–૮–૦ |
| નગાધિરાજ | " | ૧–૮–૦ |
| કુળદીપક | " | ૧–૮–૦ |
| સોરઠપતિ | " | ૧–૮–૦ |
| સોમનાથની સખાતે | " | ૧–૮–૦ |
| નવલખ સોરઠ | " | ૧–૮–૦ |
| સોરઠી વીરાંગનાની વાતો | " | ૨–૦–૦ |
| સોરઠી લોકવાર્તાઓ | " | ૧-૧૨-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તા ભા. ૨જો | | ૧–૮–૦ |
| ન્હાની રમઝટ | રાયચુરા | ૧–૮–૦ |
| કુચગીતો | " | ૦-૧૨-૦ |
| રાયચુરાની રસકથાઓ | " | ૧–૮–૦ |
| ગાંધીયુગની વાર્તાઓ | " | ૦-૧૨-૦ |
| હાલચિવડાની દશ વાર્તાઓ | " | ૧–૮–૦ |
| પ્રેમલીલા–ભાગ ૧ | " | ૧–૪–૦ |
| લખેશરી | " | ૨–૮–૦ |
| રાસમંદિર | " | ૧–૦–૦ |
| રસિયાના રાસ | " | ૧–૦–૦ |
| સોરઠને સીમાડે | " | ૧–૮–૦ |
| મો. ન. અમીન, જીવન અને કાર્ય | | ૨–૮–૦ |
| ગુજરાતણ ટાઇપીસ્ટ: | ગંગાબેન પટેલ | ૧-૪-૦ |
| કુમારી હેલન | રસૂલભાઈ વોરા | ૦–૨–૦ |
| જાતકકથાઓ | ચંદ્રશંકર ભટ્ટ | ૦-૧૦-૦ |
| રામસિંહ રાઠોડ | ચં. મ. ભટ્ટ | ૦–૬–૦ |
| કુમાર વીરસેન ભા. ૩ | " | ૦–૬–૦ |
| ક્રીસ્ટોફર કોલમ્બસ | " | ૦–૬–૦ |
| બલિદાન | પ્રા. ઠા. મુનશી | ૦–૮–૦ |
| ચાંદરણાં | પ્ર. ગિ. મહેતા | ૦–૮–૦ |
| શારીરિક તંદુરસ્તી | રવિશંકર અંજારીઆ | ૧–૪–૦ |
| હરિગીત ગીતા | " | ૦–૮–૦ |
| જીવનસંભારણાં | (શારદા મહેતા) | ૨–૮–૦ |
| બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા.૧–૨ | | ૨–૨–૦ |
| છત્રપતિ શિવાજી | વા. સુકાદમ | ૫–૮–૦ |
| સામાજિક શૃંખલાઓ | યુવક કાર્યાલય | ૦–૮–૦ |
| ગજવે ઘૂમતો ગુજરાતી શબ્દકોષ | | ૧–૪–૦ |
| જવનિકા | રેખા કાર્યાલય | ૦-૧૨-૦ |
| હંસી (નાટક) | બી. પી. વૈદ્ય | ૧–૦–૦ |
| જૂની ગુજરાતી ભાષા | | ૧-૧૨-૦ |
| જાપાનની કેળવણી | | ૦–૮–૦ |

લખો:—

## પુસ્તકાલય સહાયક સહકારી સં. લિ.

પો. બો. નં. ૨૦, રાવપુરા—વડોદરા.

# અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ભારતના સંતો | ૧-૮-૦ |
| ૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલી વર્ગીકરણનાં પુસ્તક સાથે | ૮-૦-૦ |
| વડોદરા રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિ | ૩-૦-૦ |
| કુમારનાં સ્ત્રીરત્નો | ૧-૮-૦ |
| શ્રેષ્ઠ સલાહકાર ભા. ૨ જો | ૦-૬-૦ |
| ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિહાસ | ૧-૧૪-૦ |
| કસરત અને આરોગ્ય | ૧-૧૪-૦ |
| કેટલાક રોગો ભા. ૨ જો | ૧-૧-૦ |
| પ્રગતિને પંથે | ૧-૧-૦ |
| ભૂરચના | ૦-૧૧-૦ |
| માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણકળા | ૦-૧૪-૦ |
| રોગ અને આરોગ્ય | ૧-૫-૦ |
| માટીના પ્રાકૃતિક ઇતિહાસ | ૦-૧૩-૦ |
| વિદ્યાશાળા | ૧-૧-૦ |
| શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦-૧૧-૦ |
| સિંહ | ૦-૬-૦ |
| હિંદના ઇતિહાસની વાતો | ૦-૧૨-૦ |
| આહારશાસ્ત્ર | ૦-૧૪-૦ |

| | |
|---|---|
| બાળકેળવણી | ૦-૧૪-૦ |
| વૈયાસિક ન્યાયમાળા | ૧-૮-૦ |
| મોન્ટીસોરી પદ્ધતિનો આત્મા | ૧-૨-૦ |
| તારાશાસ્ત્ર | ૦-૧૨-૦ |
| રામાયણરહસ્ય | ૦-૬-૦ |
| હાડપિંજર | ૦-૮-૦ |
| વીર ગાર્ફીલ્ડ | ૧-૮-૦ |
| આર્યોની ઓળખાણ | ૦-૫-૦ |
| વાર્તાનાં પુસ્તકોનો પરિચય ભા. ૨ જો | ૦-૮-૦ |
| પરિમલ | ૦-૫-૦ |
| બાળવિજ્ઞાન ભા. ૩ જો | ૧-૮-૦ |
| અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | ૨-૦-૦ |
| ૪૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલી કર્તાની નામવાર સહ | ૫-૦-૦ |
| પુ. પ્રવૃત્તિ, ભાષણો ને લેખો ભા. ૧ લો | ૧-૮-૦ |
| બુકર ટી. વૉશિંગ્ટન | ૧-૧૨-૦ |
| બાલકુંજના પાઠો | ૦-૪-૦ |
| સારી રીતભાત | ૦-૪-૦ |
| સ્વર્ગોનું દોહન | ૧-૮-૦ |

શ્રી. ઝવેરચંદ મેઘાણી કૃત

ધરતીનું ધાવણ

# લોકસાહિત્ય

ભાગ બીજો

પહેલા ભાગની પેઠે આ પુસ્તક પણ અભ્યાસીઓને મોરહી લોકસાહિત્યનો સુંદર પરિચય કરાવે છે.

કિંમત રૂ. સાડાત્રણ

પહેલા ભાગની કિંમત રૂ. અઢી

હિંદુ ધર્મ માટે પ્રાણ અર્પનાર

# દયાનંદ સરસ્વતી

નું નવી જ ઢબે શ્રી. મેઘાણીએ લખેલું જીવન ચરિત્ર

કિંમત દોઢ રૂપિઓ.

સ્વ. કસ્તુરબા ગાંધીના અંતરંગ ભાઈ બહેનોના હાથે લખાઈને તૈયાર થયેલ નવું જ પુસ્તક

# બા

નવી જ વસ્તુઓ રજુ કરે છે. આ પુસ્તકમાં

શ્રી. મીઠુબહેન પીટીટ; કુ. નીલા, સંત નિહાલસિંહ, લેડી પ્રેમલીલા ઠાકરસી, શ્રી. કૃષ્ણા હઠીસિંહ, શ્રી. ઝવેરચંદ મેઘાણી, શ્રી. મથુરાદાસ ત્રિકમજી, શ્રી. કુસુમબહેન દેસાઈ, શ્રી. દિલખુશ દિવાનજી, શ્રી. લક્ષ્મી ગાંધી

અને

બીજા ઘણાઓના લખેલ સંસ્મરણ બાનું આખું જીવન પૂરું પાડે છે.

કિંમત દોઢ રૂપિયો.

## શ્રી. જયભિખ્ખુનાં નવાં બે પુસ્તકો

પ.દશાહતમાં જાણીતા અક્ખર સાથે બાખડેલો નરવીર

# હેમુ

[ સુંદર નવલ કથા ]

કિંમત રૂ.

સર્વાંગ સુંદર વખણાયેલી નવલિકાઓનો સુંદર સંગ્રહ

# ઉપવન

કિંમત રૂ.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ.

વડોદરાને આંગણે
૨૯મું
અઠવાડિયું

ભારતવર્ષના જીગરની જ્યોત
પ્રજાના અંતરોનું અમી

## પ્રકાશનું દિગ્વિજયી સર્જન




દિગ્દર્શક :
વિજય ભટ્ટ

કળા :
કનુ દેસાઇ

સંગીત :
શંકરરાવ વ્યાસ

ગીત :
રમેશ ગુપ્ત

ભૂમિકા :
શોભના સમર્થ
પ્રેમ અદીબ
ઉમાકાન્ત
બદ્રીપ્રસાદ
વિગેરે...

ભારતની
પ્રાચિન
ભવ્યતાનો
અનેરો ચિતાર

હજારો પ્રેક્ષકો જેને
અનેક વાર જોયા છતાં
વારંવાર જોવા
પ્રેરાય છે.

ઠેરઠેર
રજતજયંતિઓ
ઉજવી ચૂક્યું
છે. . . . . . .

હવે સુવર્ણજયંતિ
તરફ પગલાં
પાડે છે.

**જેની જ્યોત હિન્દના ઘર ઘરમાં પહોંચી ગઈ છે.**

તમારે એને ફરી એક વાર જોવું જ પડશે.

# પ્રભાત ટૉકીઝ

લહેરીપુરા
વડોદરા

પુસ્તક ૧૯
અંક ૬ ઠ્ઠો

# પુસ્તકાલય

જુન
૧૯૪૪

તંત્રી : મણિલાલ પ્રભાશંકર વ્યાસ
વ્યવસ્થાપક: વાઘજીભાઇ નો. અમીન (બી. કૉમ)
મંત્રી : પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરા.

## અનુક્રમણિકા



## સામયિક દોહન

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૯ મું | જુન–૧૯૪૪ | અંક ૬ ઠ્ઠો

# વ. રા. પુ. મંડળના હિતચિંતકોની ખેદજનક ખોટ

—તંત્રીસ્થાનેથી

## (૧) સ્વ૦ રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઇ

વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિમાં દીર્ઘકાળ થયાં ઊંડો રસ ધરાવનાર અને તેના નિત્યવિકાસ અને વિશિષ્ટ પ્રગતિમાં સક્રિય ફાળો નોંધાવનાર સ્વ. રાવબહાદુર ગોવિંદભાઈ હા દેસાઇનું ગયા માસની ચૌદમી તારીખે અવસાન થયું છે.



સ્વ. ગોવિંદભાઇ સાહેબ, સ્વ. મોતીભાઇ અમીન સાહેબની લોકહિતકારી એવી વિવિધ પ્રવૃત્તિઓમા સહાનુભૂતિભર્યો સક્રિય સાથ આપતા હતા. તેમાં પણ, રાજ્યભરમાં ગામડે ગામડે ગ્રામ પુસ્તકાલયો સ્થપાય તે માટે તેઓશ્રી નાયબ દિવાનપદે હતા ત્યારે તો, ગામેગામ આ લોકભદ્ર પ્રવૃત્તિનાં સુફળોથી જનતાને સુપરિચિત કરી એને પણ તેઓશ્રીએ ઠીક ઠીક વેગ આપ્યો હતો.

એમ કહેવાય છે કે, મહેસાણા પ્રાંતમાં પુસ્તકાલયપ્રવૃત્તિની જાળગૂ થણી વધુ દઢ થઇ હોય તો તે એઓશ્રીને જ આભારી હતી.

પોતાના રાજ્યસેવાકાળ દરમિયાન અધિકારપદે રહીને સાહિત્ય પ્રત્યેની સદભિરુચિથી પ્રેરાઇને તેમ જ જનતામાં વાચનરસ વધુ કેળવાય તે માટે તેઓ જ્યાં

જ્યાં ફેરણીમાં જતા ત્યાં ત્યાં પોતાના પરિચયમાં આવતા સૌને પુસ્તકાલયોના ફાયદા સમજાવતા અને ધનિકોને આવા જ્ઞાનપ્રેરક માર્ગે પોતાના ધનનો સદ્વ્યય કરવા સૂચવતા.

વળી આ પ્રવૃત્તિ પ્રત્યેની લાગણીને લઇને જ તેઓશ્રીએ મરણપર્યંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના પ્રમુખપદે રહી એ મંડળને સારા સહાયરૂપ થયા હતા. છેલ્લી અવસ્થામાં તેઓશ્રી નાદુરસ્ત તબિયતને કારણે તેના પ્રમુખપદેથી નિવૃત્ત થવાની ઇચ્છા છતાં આમરણ તેઓ એ પદે સદર મંડળના કાર્યકરોની માગણીને માન આપીને ચાલુ રહ્યા હતા. અને એની કાર્યવાહીમાં ઊંડી કાળજીપૂર્વક દેખરેખ પણ રાખતા હતા.

તેઓશ્રી એકાદ મુલ્કી કે પોલિસ ખાતાના ઉચ્ચ અમલદાર હોવા ઉપરાંત એક સારા લેખક પણ હતા, જે સુમેળ જવલ્લે જ કોઇ અન્ય વ્યક્તિમાં આપણને જોવા મળે છે. તેઓશ્રીએ લખેલ 'સારી રીતભાત'નું પુસ્તક ખૂબ જ લોકાદર પામ્યું હતું અને “ ઘરમાં રમવાની રમતો ” એ આજે પણ પુસ્તકાલયના શિક્ષણવર્ગોમાં ખાસ રમતગમતના સાધનરૂપ નીવડેલ છે. આ ઉપરાંત, તેઓશ્રીએ, શ્રી કનૈયાલાલ મુનશીએ હેમચંદ્રાચાર્યને જાહેરમાં મૂકયા તે પહેલાં એ ગુર્જર વિભૂતિન સદ્દુપદેશો આપ્યા હતા. જ્યારે, ખેતીના ટુકડા પડતા અટકાવાને લગતા નિબંધ તેમ જ ઇતર પુસ્તકો—'વડોદરામાં સોળ વર્ષ', 'મારી યુરોપની મુસાફરી' આપણને સારાં માહિતીભરપૂર પુસ્તકો આપે છે.

આવા એક સર્વગ્રાહી બુદ્ધિયુક્ત વ્યક્તિ અને પુસ્તકાલયપ્રવૃત્તિના હિતચિંતકના અવસાનથી એ પ્રવૃત્તિને તેમ જ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને ભારે ખોટ અનુભવવી પડશે; જો કે એમના સ્થાને એમના જ જેવા નિપુણ પ્રમુખ રાજપ્રિય શ્રી. મોતીલાલ દેસાઈ મળી આવ્યા છે એ મંડળનું સદ્ભાગ્ય છે.

પ્રભુ સદ્ગતના આત્માને પરમ શાંતિ અર્પો.

## (૨) સ્વ. ચુનીલાલ મ. દેસાઇ

વડોદરા રાજ્યનું કેળવણી ખાતુ એટલે જાણે સંસ્કારનો સતત વહેતો નિર્મળ સ્રોત. એના દ્વારા જનતાને અનેક સચ્ચારિત્ર્યશીલ સંસ્કારદાતાઓ મળ્યા છે. એવા જ એક સંસ્કારી અને નિર્મળ ચારિત્ર્યશીલ સજ્જન તે શ્રી. ચુનીલાલ મગનલાલ દેસાઇ.

શ્રી. ચુનીલાલ દેસાઇ એટલે ચારિત્ર્ય અને સંસ્કારનો સતત વહેતો સ્રોત. એ સંસ્કારસ્રોતનાં નિર્મળ વારિ વડોદરા રાજ્યના પ્રાથમિક શાળાના અસંખ્યાબંધ શિક્ષકોએ પીધાં છે. અને પોતે એમના જેવા સંસ્કારશાળી થઈ પોતાના હાથ નીચે ભણતાં બાળકોમાં એ સુસંસ્કારોનું સિંચન કર્યું છે.

સદ્‌૦ દેસાઈ વિભાગશાળાધિકારી પદેથી થોડોક વખત થયાં જ નિવૃત્ત થયા હતા અને ધાર્મિક નિવૃત્ત જીવન વીતાવતા હતા. એઓશ્રીને શ્રેયઃસાધક અધિકારીવર્ગનો

પવિત્ર સંસ્કારવારસો મળેલો હતો અને તેની છાયા તેઓશ્રી જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં પ્રસરાવતા.

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની કારોબારી સભામાં એક સ્થાન ખાલી પડતાં એ સ્થળે એવા જ એક સુયોગ્ય સજ્જનની વરણી કરવાનો વખત આવતાં સૌની નજર એમના તરફ ગઈ અને એમને સદર કારોબારીમાં નિયુક્ત કર્યા.

સદ્‌ગત પોતાની રાજ્યસેવાના સમય દરમિયાન વિવિધ મહાલ પુ. પરિષદોના પ્રમુખસ્થાને બિરાજી ગ્રામપુસ્તકાલયોના સંચાલકોને ઠીક ઠીક પ્રેરક નીવડયા હતા. અને મહેસાણા પ્રાંતનાં પુસ્તકાલયોમાં જો વ્યવસ્થાશક્તિની કંઈક વિશેષતા દેખાતી હોય તો કેટલેક અંશે તેઓશ્રીની એ પ્રવૃત્તિ પ્રત્યેની કાળજી હતી એમ નિઃશંકપણે કહેવું પડે. અર્થાત્ તેઓશ્રીની નોકરી દરમિયાનથી માંડીને નિવૃત્ત થઈ અવસાનકાળ પર્યંત તેઓ આ પ્રવૃત્તિના અભિષ્ટચિંતક હતા. એઓશ્રીનું પણ ગયા માસમાં અવસાન થતાં પુસ્તકાલયપ્રવૃત્તિને પોતાનો બીજો પણ એવો જ એક હિતચિંતક ગુમાવવાની ખોટ પડી છે.

આમ એક જ માસમાં આ પ્રવૃત્તિએ એના બે હિતચિંતકો ગુમાવ્યા છે. આશા રાખીએ, એમના જ જેવા ક્રિયાશીલ કાર્યકરો આ પ્રવૃત્તિને વધુ પ્રાપ્ત થાઓ.

પ્રભુ સદ્‌ગતના આત્માને ચિરશાંતિ પ્રદાન કરો.

# જાહેરખબર વિભાગની નબળી કડી

કબૂલ કરતાં દુ:ખ થાય છે કે ગુજરાતી પત્રકારિત્વની જાહેરખબર વિભાગની નબળી કડી પર કેટલીક ગંદી જાહેરખબરોનું આક્રમણ થયું છે. યાકુતિઓ અને તાકાતની ગોળીઓ, પુરુષાતનનાં પ્રવાહીઓ, કામોદ્દીપનની જડીબુટ્ટીઓ, આપણા પત્રકારિત્વના પાંગરતાં ગૌરવ પર આ જાહેરખબરોના ઝેરનો પાશ દેખાઇ રહ્યો છે.

રોજ સાંજે ને રોજ સવારે, પોતાનાં પત્રને પિતાના વહાલથી પંપાળતો આજનો તંત્રી પોતાના એ નિતનવશા અક્ષરદેહ પર પડેલાં આ ગંદાં છાંટણાંઓ જોઇને મનમાં ને મનમાં શરમાઇ રહ્યો છે. રોજ ને રોજ આનો ઉપાય તે શોધ્યા જ કરે છે. આર્થિક કારણ તેને અકળાવી રહ્યું છે. એ સિવાયની થઇ ગયેલા કબાલાઓની, જાહેરખબરના આડતિયાઓ સાથેના અટપટા સંબધોની ને પરસ્પર સંકળાયેલી સારી માઠી જાહેરખબરોની મુસ્કેલીઓ પણ તેને મૂંઝવી રહી છે.

આજે તો એટલું જ કે, ગુજરાતી અખબારોનાં આ ધારાંઓ પ્રત્યે આજના તંત્રીઓ, આજના વ્યવસ્થાપકો અને ચોક્કસ દૃષ્ટાંતોમાં તો આજના માલીકો પણ આંધળા નથી. એ દિવસ જોવાને ગુજરાતના સંપાદકો ઝંખી રહ્યા છે, જે દિવસે તેઓને હાથે રચાતાં આવતી કાલનાં ઇતિહાસનાં ચોસલાંઓ પરથી આ કાળા ડાઘો સદાને સારૂ અદૃશ્ય થશે, જે દિવસે આ જાહેરખબરવિહોણાં ગુજરાતનાં પત્રો વધુ રમણીય, વધુ નિર્દોષ, વધુ પ્રાણવાન થશે, જે દિવસે આ જાહેરખબરોને સુધરેલી, અંકુશમાં આવેલી અથવા તો કેવળ અદૃશ્ય થયેલી દેખીને અનેક ચિંતાઓ વડે વેરાયલા ગુજરાતી તંત્રીના દિલમાં થોડીક ટાઢક થશે.

શ્રી. શામળદાસ ગાંધી

# પુસ્તકાલયપ્રવૃત્તિ : એનું શાસ્ત્રીય વિજ્ઞાન*

પુસ્તકાલયપ્રવૃત્તિ વડોદરા રાજ્યમા જેટલી ફાલી-ફૂલી અને વિકસિત થઈ તેની સૌરભ ચોમેર પ્રસરાવે છે તેટલી હિંદભરમા ભાગ્યે જ કો અન્ય સ્થળે હશે એ પ્રવૃત્તિના વિકાસ વિસ્તાર અને સંચાલન પાછળ જે શક્તિ આજ દસ દસ વર્ષ થયા કામ કરી રહી છે તે-વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી વાકનીસ સાહેબ તેમના આ વ્યાખ્યાનમા પુસ્તકાલય વિજ્ઞાનમા શાસ્ત્રીય દૃષ્ટિ અને તેની હિંદવ્યાપી યોજના માટેનુ વ્યવહારુ દિશાસૂચન આપે છે

આ લોકભદ્ર પ્રવૃત્તિમા રસ લેનાર સૌ કોઇને એનુ વ્યવહાર્ય જ્ઞાન આ લેખમાથી મળી આવશે, ખાસ કરીને, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોના સંચાલકોને એમાથી પુસ્તકોના વર્ગીકરણને લગતી ઠીક માહિતી પ્રાપ્ત થશે -તંત્રી

**આ**પના સુવર્ણ મહોત્સવપ્રસંગે ભરાનાર પુસ્તકાલયપરિષદનુ અધ્યક્ષસ્થાન મને આપીને આપે મને ખૂબ માન આપ્યુ છે તે માટે હુ મહોત્સવ કમિટી અને આપનો પહેના અંતઃકરણપૂર્વક આભાર માનુ છુ ખરી રીતે આ માન મને નહિ પરંતુ વડોદરાના પુસ્તકાલયને છે, એટલુ જ નહિ, પણ તેની સ્થાપના કરનાર કૈ સયાજીરાવ મહારાજની પુણ્ય સ્મૃતિને છે વડોદરાના સાર્વજનિક પુસ્તકાલયો હિંદુસ્થાનમા નિઃસંશય અગ્રગણ્ય છે અને તેના સંચાલનનો દશ વર્ષનો અનુભવ મારી પાછળ ન હોત તો આપના જેવા સુજ્ઞ અને સુવિદ્ય શ્રોતાઓ સમક્ષ મારા વિચારો મૂકવાની મને હિંમત આવી ન હોત બીજા એક કારણથી પણ હુ આજે આપની સમક્ષ આવ્યો છુ

## વડોદરામાં મરાઠી ગ્રંથસંગ્રહ માટેનુ પ્રેરણાસ્થાન

આપનુ અહીંનુ પુસ્તકાલય એ મરાઠી પુસ્તકોનુ પિયર હોઇને વડોદરા માટે તે એક પ્રેરણાસ્થાન છે અહીંના અને પુના તથા મુબઇના મરાઠી ગ્રંથસંગ્રહો જોઇને વડોદરાનો મરાઠી ગ્રંથસંગ્રહ પણ તેમના જેટલો જ ગ્રંથસમૃદ્ધ હોવો જોઇએ, એવો કૈ સયાજીરાવ મહારાજાએ ૧૯૩૩મા આગ્રહ રાખ્યો ત્યારથી વડોદરાનો મરાઠી ગ્રંથસંગ્રહ કઇક વધતો ચાલ્યો છે આવી રીતે વડોદરાના પુસ્તકાલયને ઉપકારક એવી આપની આ સંસ્થાના ઉત્સવમા ભાગ લેવો એ ફક્ત વડોદરાની કૃતજ્ઞતા બતાવે છે એમ હુ સમજુ છુ એ ઉપરાંત ત્રીજુ પણ મહત્ત્વનુ કારણ એ છે કે આપના સુવર્ણ મહોત્સવને નિમિત્તે આજે આપ પુસ્તકાલયના સાર્વજનિક વિકાસ માટે એક ડગલુ આગળ ભરવાના વિચારમા છો આવે પ્રસંગે વડોદરાનો અનુભવ અને આપના જેવા ઉમદા વૃત્તિના વિચારવંતોના અભિનવ વિચાર સાથ મેળ સાધવામા આવે તો એ સંયોગ અખિલ હિંદના પુસ્તકાલયોની વૃદ્ધિમા નિઃસંશય પોષક થશે એવો મને ભરોસો છે

* સાર્વજનિક પુસ્તકાલય થાણાના સુવર્ણ મહોત્સવ પ્રસંગે તા ૭-૫-૧૯૪૪ ના રોજ આપેલુ વ્યાખ્યાન

### જે પ્રવૃત્તિને સૌ કોઇનો સહકાર મળે છે.

આજે હિંદુસ્થાનમાં ગ્રંથપાલનની વિદ્યા હજી બાલ્યાવસ્થામાં છે, તેનો પૂર્ણ વિકાસ થયો નથી. શાસ્ત્ર કે કળા જે વિદ્યાની બે પરિણત અવસ્થાઓ સમજવામાં આવે છે તેટલી હદે આ વિદ્યા હજી પહોંચી નથી. આવી અવસ્થામાં તેના પર આજે એક અત્યંત જરૂરી એવું સંસ્કરણ અનાયાસે આપોઆપ થાય છે, એ એક આનંદની અને અભિનંદનીય ઘટના ગણાવી જોઇએ. એ ઘટના એવી છે કે આ વિદ્યાના વિકાસમાં સામાન્ય ( એટલે Layman) માણસ પણ ભારે ઉત્સાહથી ભાગ લે છે. કોઈ પણ કલા કે શાસ્ત્રનો, કલાને માટે કલા અને શાસ્ત્રને માટે શાસ્ત્ર એવા એકતરફી વિચારોથી તેના અભ્યાસકો મારફત અભ્યાસ કરવામાં આવે તો તેનો જીવનની સાથેનો સંબંધ ઓછો ને ઓછો થતો જાય છે અને તેના ઉપાસકો, કેટલાક અમેરિકન પિ. એચ. ડી. ના જેવા વ્યવહારશૂન્ય થાય છે. એમ કહેવાય છે કે એક અમેરિકન યુનિવર્સિટીમાં પી. એચ. ડી. માટે એક નિબંધ સ્વીકારવામાં આવ્યો હતો. તેની પ્રસ્તાવનામાં વિદ્યાર્થીએ લખ્યુ હતું કે આ નિબંધનો વિષય આજ સુધી થયો નથી, આજે અસ્તિત્વમાં નથી અને ભવિષ્ય કાળમાં ઉત્પન્ન થવાની આશા નથી; એનો ઉપયોગ જગતમાં થયો નથી, આજે થતો નથી અથવા ભવિષ્યમાં થવાનો નથી. બેશક, એવી આ વ્યવહારશૂન્ય અને એટલે જ નિર્લેપ એવી મારી વિદ્યા છે. આવી પરાકોટી સુધી અમારી ગ્રંથપાલનની વિદ્યા જવાની નથી. કારણ, એના વિકાસને વલણ આપવા માટે હિન્દુસ્થાનના પ્રજાજનો આગેવાનો આનંદથી અને ઉત્સાહથી ભાગ લે છે. ' કલાને માટે કલા ' એ એક મોહક વાક્ય છે. અને ભલભલા તેના મોહમાં ભૂલા પડયા છે. ખુદ તત્ત્વજ્ઞાનીઓને પણ વારંવાર એમ કહેવામાં આવે છે કે હે તત્ત્વજ્ઞાનીઓ! તમે તત્ત્વજ્ઞાનના કૂટ પ્રશ્નો ઉકેલવામાં વખત ન બગાડતાં જીવનના પ્રશ્નો ઉકેલો એટલે અમને તમારો વધારે ઉપયોગ થશે. દુર્દમ્ય એવા વ્યવહારજ્ઞાની ડૉ. જોન્સને કહ્યું છે કે **Dramas' laws dramas' patrons must give** એટલે નાટકના નિયમો નાટકના પ્રેક્ષકો જ નક્કી કરે. નાટકકાર કે તત્ત્વજ્ઞો એમને જે વાકયનો મોહ છૂટયો નહિ તેના સકંજામાં અમે ગ્રન્થપાલો કદી જ પડીશું નહિ એવો ગર્વ અમને કરતાં આવડશે નહિ. પણ અમારા સદ્ભાગ્યે અમને યોગ્ય વલણ આપવાને સમાજનેતાઓનો સહકાર અને સહાય વણમાગ્યાં મળે છે. ગયે મહિને જયપુરમાં ભરાયલી અ. હિં. છઠ્ઠી પુસ્તકાલય પરિષદના અધ્યક્ષે ફરીથી એક વાર ઘોષણા કરીને કહ્યું છે કે આ પરિષદ ગ્રંથાલયોની છે, ગ્રંથપાલોની નહિ. અને તેમા ભાગ લેવાનો હક્ક જેટલો ગ્રંથપાલોને છે તેટલો જ ગ્રંથવાચકોને પણ છે.

સમાજની બધી વ્યક્તિઓનું ધ્યાન આજે પુસ્તકાલય તરફ દોરાવાના કારણમાં મને લાગે છે કે પુસ્તકાલયની માત્રા નિરક્ષરતા ઉપર કેટલે અંશે લાગુ પડે છે, એ તેમને અજમાવી જોવું છે. હજી પુસ્તકાલયોની અન્તર્વ્યવસ્થા અને તેના પદ્ધતિપુરઃસરના વિકાસનું કામ થયું નથી. તે અન્તર્વ્યવસ્થા શાસ્ત્રશુદ્ધ પદ્ધતિએ કરવામાં આવે અને આખાયે દેશમાં પુસ્તકાલયની ગૂંથણીજાળ વિસ્તારવામાં આવે તો સોમાંથી અઠયાસી લોકોને પાછળ રાખતા નિરક્ષરતારૂપી ભયંકર ભૂતનું કદાચ ઉચ્ચાટન થશે એવી અપેક્ષાએ પુસ્તકાલયની રચના અને વ્યવસ્થા માટે બધી બાજુએ ઉત્સાહ દેખાવા લાગ્યો છે.

## લોકશિક્ષણનો સાચો અર્થ

પાશ્ચાત્ય દેશોના અનુભવથી પુસ્તકાલયો એ લોકશિક્ષણનું ઉત્તમ પ્રકારનું સાધન હોવાનું સિદ્ધ થયુ છે, પરંતુ પાશ્ચાત્ય લોકોમા લોકશિક્ષણ એટલે ખરેખર પ્રૌઢશિક્ષણ હોય છે. આપણા તરફ લોકશિક્ષણમાં અક્ષરની ઓળખાણ આપવાથી શરૂઆત કરવી પડે છે, જ્યારે પાશ્ચાત્ય દેશોમા પ્રૌઢશિક્ષણનો અર્થ To make a man a better workman and to make a workman a better man—એવો થાય છે. માણસની આજીવિકાના ધંધા સિવાય બીજી વિદ્યાઓની રુચિ ઉત્પન્ન કરીને તેનું જીવન જે તાડના ઝાડ જેવું શાખા વગરનું અને સીધું હોય છે, તેને બદલે આમાના ઝાડ જેવું ઘટાદાર બનાવવું, એવો પ્રૌઢશિક્ષણનો હેતુ હોય છે. ડ્રઝવેલ્ટના ' ન્યૂ ડીલ 'ના શબ્દોમાં કહીએ તો મનુષ્યનું જીવન વધારે ભરાવદાર કરવાનું સાધન પ્રાપ્ત કરી આપવાનો હેતુ હોય છે. આ હેતુ જો આપણાં પુસ્તકાલયો પદ્ધતિસર ચણાયેલા પાયા પર ઊભા કરવામા આવે અને શાસ્ત્રશુદ્ધ તંત્રથી ચલાવવામા આવે તો ખરેખર અમને પણ સાધ્ય થતા આનંદ થશે. તેમ છતાં નિરક્ષરતા પર વિજય મેળવવામા એકલા પુસ્તકાલયના તત્રમંત્ર પ્રભાવશાળી થશે નહિ. તેમાં પ્રાથમિક અને પ્રૌઢશિક્ષણની મદદ મળવી જોઇએ. અને આ બન્ને પ્રકારની સસ્થાઓ યશસ્વી રીતે ચાલવી જોઇએ. એટલે વર્ધા યોજના પ્રમાણે અને એબટવૂડ રિપોર્ટમાં જણાવ્યા પ્રમાણે, અક્ષરજ્ઞાન જ આ શાળાઓનું ધ્યેય રહેવું ન જોઇએ ઉપયોગી અથવા આનંદપ્રદ ઉદ્યોગ શીખતાં શીખતાં અક્ષરજ્ઞાન આપોઆપ મળવું જોઇએ Literacy must be made a by-product of a profitable occupation " અર્થાત્ આ શિક્ષણશાસ્ત્રનો વિષય છે અને આ સૂચવેલા ઉપાય સિવાય પણ બીજા અનેક માર્ગોથી તે પ્રાથમિક અને પ્રૌઢ શિક્ષણ ધ્યાનમાં રાખવાની વાત તો એ છે કે નિરક્ષરતા ટાળવા માટે તેના ઉપર પ્રાથમિક અને પ્રૌઢ શાળાઓ તથા પુસ્તકાલયોનો એકસામટો ધસારો થવો જોઇએ.

### એનો લાભ પુસ્તકાલયોએ ઉઠાવવો જોઇએ.

કોઇને કોઇ કારણથી પણ આજે પુસ્તકાલયસંસ્થા તરફ સૌ કોઇનું ધ્યાન આકર્ષાયું છે. આ પરિસ્થિતિનો લાભ પુસ્તકાલયોએ અવશ્ય ઉઠાવી લેવો જોઇએ પુસ્તકાલયો દ્વારા વધુ લોકસેવા થવાને બે બાબતોની આવશ્યકતા હોય છે એક તો પુસ્તકાલયો કેવી રીતે ચલાવવાં એનું સર્વમાન્ય તંત્ર ગ્રંથપાલકોએ અવશ્ય જાણી લેવું જોઇએ. અને બીજી બાબત એ છે કે શાસ્ત્રશુદ્ધ તંત્રથી ચલાવાતા પુસ્તકાલયોની ગૂથણી આખાએ દેશમાં વિદ્યુતઉત્પાદનનો માફક કેલાવવી જોઇએ. પહેલી બાબત બીજી બાબત કરતા વધારે મહત્ત્વની છે.

ગ્રંથાલયસંચાલનની વિદ્યા મેં પ્રથમ કહ્યુ તે પ્રમાણે, હજી કલા અથવા શાસ્ત્ર એ પદવીને પહોંચવા જેટલી પરિણત થયેલી નથી. ઇંગ્લેંડ અને યુરોપિયન દેશોમા આ વિદ્યા પ્રાપ્ત કરનારને હજી ડિપ્લોમા જ આપવાની પદ્ધતિ છે. અમેરિકામાં જ માત્ર આ વિદ્યાના ડિગ્રીકોર્સ જ નહિ પણ ડૉક્ટરેટનાં ગુરુકુલો સ્થપાયા છે. હિન્દુસ્થાનમાં ત્રણ વિશ્વવિદ્યાલયો અને ઇમ્પીરીઅલ લાયબ્રેરી કલકત્તા આ સસ્થાઓ ગ્રંથવિદ્યાપારંગતોને ડિપ્લોમા આપે છે. વડોદરામાં ફક્ત વડોદરાને માટે ઉપયોગી એવા ગુજરાતીમા શિક્ષણ આપવાના વર્ગો વખતોવખત ભરવામાં આવે છે. અને વિદ્યાર્થીઓને પ્રમાણપત્રો આપવામાં આવે છે.

આ વિદ્યાના બે વિભાગ છે. પહેલો સર્વસામાન્ય જ્ઞાનનો અને બીજો ભાગ તાંત્રિક જ્ઞાનનો. અધ્યાપનશાસ્ત્ર જેમ એકાદા બુદ્ધિહીન માણસમાંથી ઉત્તમ શિક્ષક બનાવી શકતું નથી, તે જ પ્રમાણે ગ્રંથવિદ્યા એ મૂઢ માણસને ગ્રંથપાલ બનાવી શકશે નહિ. આપણી તરફ કેટલાક કહે છે કે બી. એ. સુધીનું શિક્ષણ લેવાને અક્કલની જરૂર નથી. અક્કલ વગર આવડે તે શિક્ષણ અને શિક્ષણ સિવાય જે દરેક પામે હોય તે અક્કલ; એમ શિક્ષણનો ઉપહાસ કરનારા લોકો કહે છે. કેટલીક વાર આ ખરૂં પણ પડે છે. લખવાવાંચવા ઉપરાંત શિક્ષણ જો કોઈ શક્તિ જાગ્રત કરે નહિ તો તે ખરેખર દુર્ભાગ્ય જ ગણાવું જોઈએ. લખતાંવાંચતાં ન આવડવું એ ખરાબ વાત છે, પણ લખવાવાંચવા ઉપરાંત બીજું કંઈ પણ કરતાં ન આવડે એ તો એના કરતાં પણ વધારે ખેદજનક છે એમ હેઝ્લીટ કહે છે. પણ હેઝ્લીટ જ શા માટે ? શરૂઆતના અંગ્રેજી શિક્ષણથી અંજાઈ ગયેલા આપણા કેટલાક ભણેલા પણ ગણેલા નહિ તેવા પોતાની અણસમજુ સ્ત્રીઓના પણ ઉપહાસને પાત્ર થતા ' ગ્રેજ્યુએટ છે, બેન, ગ્રેજ્યુએટ ' એવી તે કાળની નિંદાવ્યંજક કહેવત સ્ત્રીઓમાં પ્રચલિત હતી. હમણાં પરિસ્થિતિ પલટાઈ છે. અને એકલા ગ્રેજ્યુએટ જ નહિ પરંતુ અંડરગ્રેજ્યુએટ પણ પ્રગલ્ભ બુદ્ધિના અને વ્યવહારનિપુણ હોય છે એટલે જ તો હવે લૉ, એન્જીનિયરિંગ, મેડિસિન, વેપાર વગેરે ડિગ્રીના કોર્સ ઇન્ટર થયેલાઓને માટે ખુલ્લા મૂકવામાં આવ્યા છે. પુસ્તકાલયસંચાલનના ડિપ્લોમા માટે આટલું ઇન્ટર સુધીનું સામાન્ય જ્ઞાન જરૂરી હોવું જોઈએ.

## પુસ્તકાલયના પાંચ કાયદા

આ વિદ્યાના બીજા ભાગમાં તંત્રનું જ્ઞાન આવે છે. પુસ્તકાલયના સંચાલકે પાંચ બાબતો ધ્યાનમાં રાખી હોય તો તંત્રજ્ઞાન સુલભતાથી પ્રાપ્ત કરતાં આવડે.

આ પાંચ બાબતો એટલે શ્રી. રંગનાથને જેને 'પુસ્તકાલયના પાંચ કાયદા' ગણાવ્યા છે તે છે: (૧) પુસ્તકાલય વિકાસ પામનારી સંસ્થા છે; (૨) પુસ્તકો ઉપયોગને માટે છે, (૩) દરેક પુસ્તકને વાચક મળવો જોઈએ; (૪) દરેક વાચકને જોઈતું પુસ્તક મળવું જોઈએ; (૫) વાચક અને પુસ્તકોનો સંયોગ થોડા વખતમાં થવો જોઈએ.

પહેલો કાયદો ધ્યાનમાં ન રાખીએ તો નવા નવા વિષયો ઉપર રચાયેલાં પુસ્તકો યોગ્ય ઠેકાણે મૂકવામાં હરકત આવશે. પુસ્તકોની ગોઠવણ કાયમની હોવી ન જોઈએ; એમને આગળ પાછળ ખસેડવાની જગ્યા રાખવી જોઈએ. બીજા નિયમનું ભાન એટલા માટે જ રાખવાનું છે કે ખાનગી સંગ્રહની માફક સાર્વજનિક પુસ્તકાલય એ શોભાને માટે નહિ હોતાં ઉપયોગને માટે હોય છે. જે ગ્રંથાલયમાંથી ઉત્તમોત્તમ પુસ્તકો હંમેશાં બહાર હોય છે તે ગ્રંથપાલની કના વધારે. બૅન્ક જે પ્રમાણે જેટલું નાણું બહાર રાખે તેટલી દેશને માટે તે હિતકારક, તે જ પ્રમાણે ગ્રંથાલય ગ્રંથોમાં પૂર્વજોનું જ્ઞાન, એટલે મનુષ્યને ભવિષ્યકાળમાં કામમાં પ્રવૃત્ત કરનારી તાત્ત્વિક શક્તિ એવી સાચવી રાખેલી હોય છે તે શક્તિમાંથી ગ્રંથપાલે વાચકોમાં સંક્રાંત કર્યાથી જ ગ્રંથાલયનો હેતુ સાધ્ય થાય છે. આ શક્તિ સંક્રમણમાં પાંચ દસ ચોપડીઓ ખોવાઈ જાય તો પણ ગ્રંથપાલ અથવા ગ્રંથાલયના સંચાલકોએ ખેદ-દિલગીર થવું ન જોઈએ.

## સંપૂર્ણ સ્વરાજ્ય ભોગવતી સંસ્થા

વડોદરાનાં પુસ્તકાલયો સ્થાનિક સ્વરાજ્ય સંસ્થા કે સહકાર દ્વારા ચલાવતાં નથી. પણ લોકોએ પોતે જ પોતાની કમિટી નીમી તે ચલાવેલાં છે. સહકાર તો આખરે સહકાર અથવા સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ એ અરધોઅરધ સરકારી દબાણ નીચે હોય છે જ. ત્યારે આ બન્ને પ્રકારના લોકોનો અંતરવ્યવસ્થામાં સ્પર્શ ન હોય એવા પ્રકારના લોકોનો અંતરવ્યવસ્થામાં સ્પર્શ ન હોય એવી સમજૂતિથી વડોદરાનાં પુસ્તકાલયો સંપૂર્ણ સ્વરાજ્ય સંસ્થા તરીકે અત્યન્ત લોકાદરને પ્રાપ્ત થઇ છે. વડોદરાએ જ્યારે આ યોજના કરી ત્યારે ઉદાર સહકાર, લોકો ઉપર કોઇક સંસ્થા લાદે છે એમ લાગે નહિ અને લોકોને પણ પોતાની જ સંસ્થા હોય તેમ લોકોને માટે સંસ્થાઓનું સંચાલન બધુ જ જનતાના હાથમાં સોપ્યું. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ઉપર કાયદાથી નિર્બંધ નાખ્યો કે આ વિશ્વાસ સ્વયંસ્ફૂર્ત કાર્યને માટે હોય છે તેટલો કોઇ ફરજીઆત કામ માટે હોતો નથી. આ બધાને માન્ય એવો અનુભવ છે. લોકોએ પોતાની પ્રેરણાથી ચલાવેલી શાળા અને કૉલેજો, અને લોકલ બોર્ડ અને મ્યુનિસીપાલિટીનું તુલનાત્મક ચિત્ર આપણી આખ સામે ખડું થશે. પણ હિન્દુસ્થાનમાં આપણે યોજના કરીશું તે આપણી જ સરકાર અને આપણી જ સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ હોય એવી પરિસ્થિતિમાં જ અમલમાં લાવશું ત્યારે પોતાનું અને પારકું એવો ભાવ રહેશે નહિ એવી આશા રાખવાને હરકત નથી.

(૧) વડોદરામાં નાનાં નાનાં ગામડાંમાં સ્થાનિક પુસ્તકાલયો સ્થાપવામાં આવ્યાં છે. ભારતીય યોજનામાં ૫૦૦૦૦ થી ઓછી લોકવસ્તી હોય તો સ્વતંત્ર સ્થાનિક પુસ્તકાલય અસ્તિત્વમાં આવશે નહિ. મારી સમજ મુજબ વિલાયતમાં ઓછામાં ઓછી વસ્તીનું ધોરણ ૧૦૦૦૦ છે; પણ ત્યાંનું શિક્ષણનું અને સંપત્તિનું ધોરણ વધારે છે. વડોદરામાં પુસ્તકાલયો પ્રાથમિક શાળાઓની પૂરવણીરૂપે છે. જો ભારતીય યોજના પ્રમાણે પુસ્તકાલયો મારફતે નાનાં ગામડાંઓને પુસ્તકો આપવાનું ઠરાવ્યું હોત તો ન ચાલત એવું નથી; પણ એક તો અવરજવરનાં સાધનોની અડચણ, અને બીજું સ્થાયી સંસ્થાઓમાં પુસ્તકાલય વિષયનો ઉત્સાહ આત્મીયતાના અથવા પોતાપણાની ભાવનાથી વધતો ગયો તેમ તે ફરતા પુસ્તકાલયોથી વધ્યો હોત કે નહિ તેની શંકા છે. એક વાત નિર્વિવાદ છે-કે નાનાં ગામડાંઓને પોતાનું પુસ્તકાલય ચલાવવું બહુ ખર્ચાળ થઇ પડે છે. અને ખર્ચ ન કરે તો પુસ્તકાલયનું પત્રાલય બનવાને વાર લાગતી નથી!

પત્રાલય એટલે જેની અંદર માત્ર વર્તમાનપત્રો રાખવામાં આવે છે, તે. વર્તમાનપત્રોને ઓછું સ્થાન આપવાનો હેતુ નથી. પણ નામ ઉપરથી પણ આપણે વર્તમાનપત્રોની ઉણપ જોઇ શકીએ છીએ. તે વર્તમાન ઉપર વધારે ભાર મૂકે છે; ભૂત અને ભાવીનો સામટો કે પુખ્ત વિચાર કરતું નથી. પાના રમીએ તેમાં ચોકટના રાજાને જેમ એક આંખ ચિતરેલી જોઇએ છીએ તેમ વર્તમાનપત્રોને એક જ આંખ હોય છે.

ભારતીય યોજનામાં અને વડોદરાની યોજનામાં આ સ્પષ્ટ તરી આવતો ભેદ બતાવ્યા. તે સિવાય બીજા પણ થોડા ભેદ છે પણ ઉપરના બે ભેદોને પણ હું તો સાધારણ મહત્ત્વના ભેદ સમજું છું. મુખ્ય મુદ્દો એટલે પુસ્તકાલયોની અને ખાસ કરીને સાર્વજનિક

[ સાધણ પૃ. ૨૪૩ને છેડે ]

# આપણું બાલ–કુમાર અને કિશોર સાહિત્ય

આજના ન્હાનાલાલ, ખબરદાર, ઝવેરચંદ મેઘાણી વગેરે ઉત્તમ કવિઓ; ગોવર્ધનરામ ત્રિપાઠી, કનૈયાલાલ મુનશી, રમણલાલ દેસાઇ, ધૂમકેતુ, સર રમણભાઇ, પ્રો. ઠાકોર, વગેરે સાહિકારો; મણિલાલ ઇચ્છારામ દેસાઇ, શામળદાસ ગાંધી, અમૃતલાલ શેઠ, નંદલાલ બોડીવાળા વગેરે સમર્થ પત્રકારો; રવિશંકર રાવળ, કનુ દેસાઇ, રસિકલાલ પરિખ, રવિશંકર પંડિત, અને બીજા સમર્થ કલાકારો–ભાવિ ગુજરાતમાં પેદા થવાના તે આજની બાલપ્રજામાં સારો સંસ્કાર ફેલાય એવું સાહિત્ય એમની આગળ રજૂ થાય એ હરેક રીતે ઇષ્ટ છે.



શ્રી. રમણલાલ નાનાલાલ શાહ

## બાલસાહિત્યની ખીલવણીનાં બીજારોપણ

બાળકોનું સાહિત્ય આ રીતે સાહિત્યમાં અગત્યનો ભાગ ભજવે છે. ગુજરાતી ભાષામાં વ્યવસ્થિત રીતે બાલસાહિત્યની ખીલવણી છેલ્લા બે દસકાથી થઇ છે. તમે બધા જાણો છો તેમ બાલસાહિત્યની વિશેષ સંગીન અને સક્રિય સેવા ભાવનગરના દક્ષિણામૂર્તિ ભવનવાળા સ્વ. ગિજુભાઇએ બજાવી છે. ગુજરાતી બાલસાહિત્યના એ પિતા છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. મોટેરાંના સાહિત્યમાં જે કમનસીબ મતભેદ અને પક્ષાપક્ષીનું વાતાવરણ (કદી કદી) જોવામાં આવે છે એવાં વાતાવરણનો બાલસાહિત્યને સ્પર્શ નથી થયો એ સદ્ભાગ્ય સ્વ. ગિજુભાઇની ઉત્કટ સાહિત્યસેવા અને સમભાવને આભારી છે, એમ હું અંગત અનુભવ ઉપરથી કહી શકું છું. સ્વ. ગિજુભાઇની પ્રેરણાથી શરુ થયેલી બાલસાહિત્યમાળાઓ પૈકી એમના સ્વર્ગવાસ પછી અધૂરી રહેલી છેલ્લી સાહિત્યમાળાનાં પુસ્તકો છાપવાનું કાર્ય પણ અત્યારે ઝડપભેર ચાલી રહ્યું છે અને એ રીતે આપણું બાલસાહિત્ય સવિશેષ સમૃદ્ધ થશે એ હર્ષની બીના છે.

બાલસાહિત્યનાં પુસ્તકોમાં દક્ષિણામૂર્તિ સંસ્થા ઉપરાંત મણાકના શ્રી. નાગરદાસ પટેલના બાલવિનોદ કાર્યાલયનો ફાળો પણ સંગીન છે. એમના તથા મારા સંયુક્ત સંપાદનપણા હેઠળ નીકળતી અશોકબાલ પુસ્તકમાળાની ચોપડીઓ માટે ગુજરાતી પ્રજાનો કેવો પ્રેમ છે એ હું જાતે જ કહું એ આત્મશ્લાઘાનો વિષય ગણાય એટલે કહેવાની જરૂર જોતો નથી. બાલવિનોદમાળાનાં સુંદર સુરેખ પુસ્તકોએ પણ બાલસાહિત્યમાં સારું સ્થાન જમાવ્યું છે.

પરિણામે, ગુજરાતી બાલપ્રજાનાં સુંદર સર્જનો પ્રકાશમાં આવે છે. ઘણી વાર તો બાળકો એવું સુંદર લખે છે કે મોટેરાંઓ પણ એવું લખી ન શકે.

આ ઉપરાંત 'બાલજીવન'ના ખાદીના અંકોમાં પણ સંજોગ અને જગા અનુસાર બાલમિત્રોનાં લખાણો અને ચિત્રોને ખાસ કરી થોડાવધતા પ્રમાણમાં સ્થાન આપવામાં આવે છે.

'બાલજીવન' ઉપરાંત આણંદના અમારા પત્રમિત્ર 'બાલમિત્ર' તથા અમદાવાદના 'બાલસખા'ના વિદ્વાન તંત્રીઓ આવી રીતે બાળકઅંક દર વર્ષે પ્રકટ કરી ગુજરાતી બાલપ્રજાની સાહિત્યવૃત્તિને પોષણ આપવાનું કાર્ય સુંદર રીતે બજાવે છે. મારા મિત્ર શ્રી. નટવરલાલ વીમાવાળાનું 'ગાંડીવ' પત્ર પણ કોઈક વાર બાળકઅંક પ્રકટ કરે છે, પણ લગભગ દરેક અંકમાં બાલમિત્રોના રચનાત્મક લેખોને અગત્યનું સ્થાન આપી ગુજરાતી ભાષાની ઉપયોગી સેવા બજાવે છે.

મારા માસિક તથા બીજા પત્રમિત્રોના આ પ્રયાસોની પાછળ બાલપ્રજાની સર્જનશક્તિને વેગ અને ઉત્તેજન મળે એ જ શુભ હેતુ છે, એમ મારી દૃઢ માન્યતા છે. મોટેરાંઓના સાહિત્યમાં જે પક્ષાપક્ષી, જે વાડા, જે મતમતાંતરો, જે વિતંડાવાદ વગેરે કોઈ કોઈ વાર નજરે પડે છે એવું બાલસાહિત્યમાં બનતું નથી. બધાંની પ્રવૃત્તિ નિર્મળ અને ઉદ્દેશલક્ષી છે. પરમાત્માની પાસે મારી પ્રાર્થના છે કે આજ નિર્મળ વૃત્તિનાં વહેણ બાલસાહિત્યમાં ચાલુ રહે અને કોઈ પ્રકારની પક્ષાપક્ષી કે વાડાબંધીથી ગુજરાતી બાલસાહિત્ય ભ્રષ્ટ ન બને.

અમારી અશોકમાળામાં તેમ જ ગાંડીવની બાલોદ્યાન માળામાં માત્ર બાળકોએ લખેલી ચોપડી પણ પ્રકટ કરવામાં આવી છે. આ ખાતરી આપે છે કે બાળકોની પ્રવૃત્તિને વેગ મળે એ માટે માત્ર છૂટક લેખો જ નહિ પણ પુસ્તકપ્રકાશનમાં પણ એમને ભાગ લેતા કરવા અમે બધા તૈયાર છીએ.

મુંબાઈની સુપ્રસિદ્ધ ન્યુ ઈરા સ્કૂલનું શાળામાસિક નીકળતું હતું, તેમાં પણ એ શાળાના વિદ્યાર્થીઓનાં સુંદર ચિત્રો ને લેખો છપાતાં હતાં.

આ સર્વ પ્રયત્નો આવકારપાત્ર છે, પરંતુ ઊગતી પ્રજા જે લખે છે એ એટલું બધું છે કે એ બધું પ્રકાશન પામે એ માટે સેંકડો માસિકો પણ ઓછાં પડે ! એ તો ગાગરમાં સાગર સમાવવા જેવી અશક્ય વાત છે, એવી મારી દૃઢ માન્યતા છે.

એટલે શાળા, સંસ્થા, બાળકોનાં મિત્રમંડળ વગેરે પોતપોતાની રુચિ, સાધન અને સંજોગો અનુસાર હસ્તલિખિત નિયતકાલિક કાઢે એ ઇચ્છવાજોગ છે. એમાં સૌ બાલમિત્રો પોતાનાં સારાંસારાં લખાણો આપે, સારાંસારાં ચિત્રો દોરે અને પોતાની પાસે સારીસારી છબીઓ હોય તેના વડે પોતાનું માસિક શોભાવે.

આવાં હસ્તલિખિત નિયતકાલિકો દર મહિને કાઢવામાં બહુ શ્રમ અને શક્તિ વપરાય. મારી સમજ મુજબ વરસમાં ૨ કે ૩ વખત મોટા દળદાર અંકો કાઢવા વધુ ઠીક પડે.

હસ્તલિખિત માસિકો કેવાં હોવાં જોઈએ અને એની વ્યવસ્થા શી રીતે કરવી એ બેય બાબતે અત્યારે વિસ્તારના ભયે અહીં કહેતો નથી. તમારી જાણવાની ઇચ્છા હોય તો મને સૂચના કરશો. મારા વિચારો તમો સૌ મિત્રો સમક્ષ રજૂ કરતાં મને ઘણો આનંદ થશે.

## ઊગતા સાહિત્યકારોને દિશાસૂચન

ઊગતા સાહિત્યકારોએ શું લખવું અને કેમ લખવું, એ પ્રશ્ન પણ આપે સર્વ સમક્ષ ચર્ચવાનો છે. આ બાબત કશા ખાસ નિયમો હોઈ શકે નહિ. માણસની અનેકવિધ શક્તિશાળી

તરુણ લેખકો કદાચ આજની સભા પૈકીના પણ હોય શકે. મારે એવાની પાસેથી પ્રેરણા લેવાની હોય ત્યાં દેવાનું તો ઓછું જ હોય.

એમ છતાં સામાન્ય રીતે નીચે મુજબ સૂચનાઓ હું કરવા ઇચ્છું છું:

મિત્રો, તમે જે લખો તે બહુ જ સરળ અને સહેલાઈથી આમપ્રજા સમજી શકે એવી ભાષામાં લખજો.

પાંડિત્યપ્રદર્શન, ભાષાનો આડંબર વગેરે ક્ષણિક મોહને વશ ન થશો. ભાષા પ્રાસાદિક જરૂર હોવી ઘટે, પણ એમાં અઘરા શબ્દના ઢેંગ કે આડંબરની જરૂર નથી. આ માટે તમને મહાત્મા ગાંધીજીનાં પુસ્તકો વાંચવા મારી ખાસ ભલામણ છે. જગતના એ મહાપુરુષ ગુર્જર માતાનું સંતાન છે, એ આપણે સૌએ ગૌરવ લેવા જેવી વાત છે. હૃદયને ઝટ લઈને સ્પર્શે એવી એમની શૈલી છે. એમની ભાષા આબાલવૃદ્ધ સૌ સમજી શકે એવી છે.

શ્રી. રમણલાલ દેસાઈ, કનૈયાલાલ મુનશી, ઝવેરચંદ મેઘાણી, ધૂમકેતુ, કાકાસાહેબ કાલેલકર વગેરેનાં પુસ્તકો પણ વાંચજો. એમાંથી કોઈની ભાષાનું અનુકરણ કરવાનો મિથ્યા પ્રયત્ન ન કરશો. તમારી પોતાની શૈલીએ ઉપરની વ્યક્તિઓની કૃતિઓના અભ્યાસ પછી સરળ ભાષામાં લખવાનો મહાવરો રાખજો. સારું લખી શકવાની કલા તમને ધીમે ધીમે યથાશક્તિ સાધ્ય થશે.*

—રમણલાલ નાનાલાલ શાહ

---

[ અનુસંધાન પૃ. ૨૩૮નું ચાલુ ]

પુસ્તકાલયોની એક હારમાળા દેશભરમાં હોવી જોઈએ એ જ છે. વડોદરાએ તે નિર્માણ કરી છે. ગુજરાતના સંપન્ન પણ સપાટ ભૂપ્રદેશમાં કંઈક ઊંચું માથું રાખી શકે એવી પુસ્તકાલયોની હારમાળા વડોદરાએ ઊભી કરી છે. સોમાંથી ૮૩ સેંકડે પુસ્તકાલયની સેવાનો ઘેરબેઠા ઉપભોગ કરવાનું મળે છે. પુરુષોમાં સેંકડે ૪૧-૫, સ્ત્રીઓમાં સેંકડે ૨૧-૬ અને એકંદરે ૩૬ ટકા વસ્તી લખતાં વાંચતાં શીખી છે. પુસ્તકો કરતાં વર્તમાનપત્રો માટે પુસ્તકાલયોનું આજે આકર્ષણ વધારે છે, કારણ ખરા સ્વાનુભવ ઉપર રચાયેલાં પુસ્તકો મરાઠીની માફક ગુજરાતીમાં પણ થોડાં જ બહાર પડે છે. તે વધારે નીકળે તે માટે વડોદરા સરકાર બાલજ્ઞાનમાળા, સયાજી સાહિત્યમાળા, ગ્રામવિકાસમાળા, પ્રૌઢશિક્ષણમાળા વગેરે પુસ્તકમાળાઓ પ્રકટ કરે છે. પત્ર-પુસ્તકો સિવાય સિનેમા-ફિલ્મ અને રેડિયો સરખાં સાધનો પણ કેટલાંક પુસ્તકાલયોમાં વસાવાયાં છે. સારાંશ કે, વાચનકલાને જો આપણે નૂતન દૃષ્ટિ અથવા છઠ્ઠી જ્ઞાનેંદ્રિય કહીએ તો વડોદરાનાં પુસ્તકાલયોએ વડોદરાનાં પ્રજાજનોને આ વધારાની જ્ઞાનેંદ્રિય મેળવી આપી છે. પૃથ્વીને ધાન્યભરપૂર બનાવવા માટે જેમ-ભગીરથે આકાશમાંથી ગંગાને અવનિ પર ઉતારી, તેમ શ્રી. સયાજીરાવે દેશજનોને જ્ઞાનસમૃદ્ધ બનાવવા માટે પુસ્તકાલયરૂપી આકાશગંગાને અહીં ઉતારી છે.×

ત્ર્યં. દિ. વાકનીસ

---

* તા. ૬-૭ મે ૧૯૪૪ના રોજ દદાસ મુકામે મળેલા કુમાર સાહિત્ય સંમેલનના પ્રમુખપદેથી આપેલું ઉદ્બોધન.

× મૂળ મરાઠી પરથી અનુવાદક : શ્રી. સૌભચંદ દેવપુરકર.

# વિસનગર મહાલ પુસ્તકાલય પરિષદ—સાતમું અધિવેશન

વિસનગર મહાલ પુસ્તકાલય પરિષદનું સાતમું અધિવેશન મે. રા. રા. કલોલવિભાગ પોલિસ નાયબ સુબા સા. માનસિંહરાવ યશવંતરાવ ગાયકવાડ એઓશ્રીના પ્રમુખપણા નીચે તા. ૧૬–૪–૪૪ ને રવિવારે કમાણા તા. વિસનગર પ્રાન્ત મહેસાણા ગામે ભરાયું હતું.

મે. રા. રા. માનસિંહરાવ ગાયકવાડ વિસનગરથી ખાસ મોટરમાં કમાણા પધાર્યા હતા. સાથે મહાલના સ્થાનિક અમલદારો તથા વકીલમંડળ અને શેઠ શાહુકારો પણ પધાર્યા હતા.

ધેલવા વીરની જગામાં મંડપની રચના કમાણા સા. પુ. ના મંત્રી શ્રી. વિઠ્ઠલભાઇ બ્રહ્મભટ્ટે ઉત્તમ પ્રકારે કરી હતી. મંડપને ધજા–પતાકા, તથા આસોપાલવનાં તોરણો અને આવકારનાં તથા પુસ્તકાલયનું મહત્ત્વ બતાવનાર અનેક બોર્ડો અને મહાપુરુષોના ફોટાઓ તથા શ્રીમંત મહારાજા સા. ના ફોટા અને સ્વ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સા. ના ફોટાઓથી શણગારી ગાદી તકીઆની ગાલીચાસહ બેઠક બિછાવી હતી.

પ્રારંભમાં ઈશપ્રાર્થના, સ્વાગતગીત અને શ્રીમંતપ્રશંસાનાં કાવ્યો બાળકોએ મધુર કંઠે ગાઇ પરિષદના કામકાજની શરૂઆત કરી હતી. ત્યારબાદ સ્વાગતપ્રમુખનું છાપેલું ભાષણ શેઠ મંગળદાસે વાંચ્યું હતું. તેમાં ગામનો ઐતિહાસિક પરિચય આપી વકતાએ ગામની સાંસ્કૃતિક અને કેળવણીની પ્રગતિવિષયક પરિચય આપ્યો હતો. ત્યારબાદ આગળ ચાલતાં સ્થાનિક પુસ્તકાલય પ્રવૃત્તિનું પણ વિહંગાવલોકન કરાવ્યું હતું. ત્યારબાદ મે. પ્રમુખ સાહેબની વરણીની દરખાસ્ત માજી મહાલ શાળાધિકારી શ્રી. જયપ્રસાદ જાનીએ મૂકતાં કવિ વિઠ્ઠલભાઈ બ્રહ્મભટ્ટે મે. માનસિંહરાવ ગાયકવાડ સાહેબની પ્રજાપ્રિયતા તથા તેઓશ્રીની વિદ્વત્તા અને ઉત્તમ કોટીના સાક્ષરજીવનનો પરિચય આપી અનુમોદન આપ્યું હતું.

તેઓ સાહેબે પ્રમુખસ્થાનનો સ્વીકાર કરી નીચે પ્રમાણે મૌખિક ભાષણ આપી પોતાના જ્ઞાન અને વિદ્વત્તાનો પરિચય કરાવ્યો હતો.

## પ્રમુખશ્રીનું ભાષણ

આજનો કાર્યક્રમ શરૂ કરતાં અગાઉ પુસ્તકાલય પ્રવૃત્તિ અંગે પ્રયાસ કરતાં જે કાર્યકર્તાઓ દેવગત થયા છે તેમનું સ્મરણ કરી તેમને શ્રાદ્ધાંજલિ અર્પણ કરું છું. આ પરિષદના ચોથા અધિવેશનના સ્વાગતપ્રમુખ અને વિસનગરના સમર્થ અને વિદ્વાન સાહિત્યકાર રાજરત્ન શ્રીમાન્ શેઠ મહાસુખભાઇ, જેઓ વર્ષ દરમ્યાન સ્વર્ગવાસી થયા છે તેમના અંગત પરિચયમાં હું આવ્યો હતો, અને એકાદ ક્વાક તેમની સાથે ગાળીએ તો ગંગાપ્રવાહ પ્રમાણે અખંડ વહેતા તેમના સંભાષણપ્રવાહમાંથી કેટલી બોધપ્રદ માહિતી મળતી તે હું અનુભવી શક્યો છું. પ્રભુ તેમના આત્માને ચિરશાંતિ આપો.

" न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।"

આ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે. જ્ઞાનબળથી સર્વાંગ સુંદર પ્રવૃત્તિ થાય છે. અવનત દશામાં પહોંચેલા જનસમાજની ઉન્નતિ જ્ઞાનથી જ થાય છે, ગીતામાં કહ્યું છે કે –

" अपि चेदपि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वज्ञानप्लवेनैव वृज्जिनं संतरिष्यसिः ॥

આ જ્ઞાન આપણને ગુરુ દ્વારા અને ગ્રંથો દ્વારા થાય છે. પ્રાતઃસ્મરણીય અખંડ પ્રૌઢપ્રતાપ પુણ્યશ્લોક શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે જ્ઞાનની આ માહિતી ઓળખીને તે આપણા માટે સુલભ કર્યું.

" प्रजाना विनयाधानात् रक्षणात् भरणादपि ।
सपिता पितरस्तसितं केवलं जन्महेतवः ॥

આ શ્લોકમાં કવિકુલગુરુ કાલિદાસે કહ્યું છે તેમ, તેઓશ્રી આપણા પરમ આદરણીય પાલનહાર હતા. સારા શિક્ષકો અને ગુરુઓ પ્રજાવર્ગને મળે, તે માટે અખંડ પ્રયત્ન કરી ઉત્તમ ગ્રંથો પ્રજામાનસના વિકાસ માટે મળતા રહે, તે માટે તેઓશ્રીએ યોજના કરી તેઓશ્રીની સુવર્ણપ્રણાલિકાઓ હાલના આપણા મહારાજા સાહેબે આગળ ચલાવી છે, તેથી શ્રી સયાજીરાવ મહારાજા સાહેબે રોપેલા વૃક્ષોનાં મીઠાં ફળો આપણને હંમેશ વધુ ને વધુ મળતાં રહેશે એ સ્પષ્ટ છે.

રાજ્યાશ્રયથી વિદ્વાનો ઉત્કર્ષ થાય છે, અને જ્ઞાનનો સંગ્રહ પુસ્તકોમાં કરી શકાય છે, અને પુસ્તકો પુસ્તકાલયમાં મળી શકે છે. રાજા વિક્રમાદિત્ય જેના સંવતને ૨૦૦૦ વર્ષ પૂર્ણ થયાનો મહોત્સવ ભારતવર્ષમાં ઉજવાઈ ગયો છે, તેમણે તથા ભોજ રાજાએ વિદ્વાનો અને પંડિતોને આપેલો આશ્રય સુપ્રસિદ્ધ છે. છત્રપતિ શિવાજી મહારાજે વિદ્વાનોને આપેલું ઉત્તેજન જાણીતું છે, તેમના દરબારમાં કવિ ભૂષણ તથા કવિ જયરામને આશ્રય મળેલો, જયરામે લખેલા શિવભારત ગ્રંથની પ્રસિદ્ધિ આજે ચારે તરફ થઈ રહી છે. તંજાવરમાં શ્રી શિવાજી મહારાજના ભાઇના વંશજોનું " સરસ્વતિ મહાલ " નામનું પ્રખ્યાત ગ્રંથાલય છે, તેમાં ૩૫૦૦૦ હસ્તલિખિત ગ્રંથો છે. ભારતવર્ષના કમનસીબે અનેક કારણોને લીધે તેની અનેક સુંદર પ્રણાલિકાઓ નષ્ટ થઇ.

આપણા સદ્ભાગ્યે તે પ્રણાલિકાઓ શ્રી સયાજીરાવ મહારાજા સાહેબે આપણા માટે નવેસર સ્થાપન કરી, અને આજે અહીંઆં ભેગા મળ્યા છીએ એ તેમના પ્રયાસોનું એક સુફળ છે.

અક્ષરજ્ઞાન પામેલી પ્રજાનું અક્ષરજ્ઞાન ન ભૂલાય, અને તેને વિશેષ જ્ઞાન પ્રાપ્ત થઇ તેનું જીવન સફળ થાય, તે હેતુથી આખા રાજ્યમાં પુસ્તકાલયો સ્થાપન કરવામાં આવ્યાં છે. સદર પુસ્તકાલયો ઉત્તમ રીતે ચાલે, તે માટે તમામ પ્રજાએ કાળજી રાખવી જોઇએ. પ્રજાનું જ્ઞાન વધે, તેનું શુદ્ધ ચરિત્ર ઘડાય એવાં પુસ્તકોનો ગ્રંથાલયમાં વાસ થવો જોઇએ. આવા ગ્રંથો આપણું અમૂલ્ય ધન છે, અને તે આપણને આપનાર આપણા વંદનીય ગુરુઓ છે. વાચકોના જીવનની આવશ્યકતાઓને મદદરૂપ થાય, અને તેમના માનસનો વિચાર કરે તેવાં પુસ્તકો પુસ્તકાલયમાં હોવાં જોઇએ.

મુદ્રણકળાની શોધને કારણે આજે સાધારણ સ્થિતિનો માણસ પણ ગ્રંથકારને ઉત્તેજન

આપી શકે છે. લોકમાનસ કેળવવામાં અને લોકશાસનનો પ્રચાર કરવામાં મુદ્રણકળા અને પુસ્તકોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. લોકમાનસ કેળવવાના કામે અગ્રપૂજાનું માન શ્રી. સયાજીરાવ મહારાજા સાહેબને છે. પુસ્તકોનું મહત્ત્વ તેમણે ઓળખ્યું અને ગ્રંથકારોને ઉત્તેજન આપ્યું.

પુસ્તકો આપણા સાચા મિત્રો અને ગુરુઓ છે. આપણા પૈકી દરેક જણ શ્રી. સયાજીરાવ મહારાજા સા. કે મહાત્મા ગાંધી જેવા મહાપુરુષોના અંગત પરિચયમાં આવી શકતા નથી. પરંતુ તમામ મહાપુરુષોનો પરિચય, આપણે તેમણે લખેલાં અગર તેમના વિષે લખવામાં આવેલાં પુસ્તકોની મદદથી સાધી શકીએ છીએ. દરેક જણ સાચા મિત્રો, સલાહકારો કે ગુરુઓ પૂરતા પ્રમાણમાં મેળવવા જેટલો ભાગ્યશાળી હોતો નથી. પુસ્તકો સૌખ્યમાં અને આનંદમાં વૃદ્ધિ કરી આપણા જીવનને ઉચ્ચ કક્ષા પ્રતિ લઇ જાય છે. સંકટ-સમયે પણ આપણી નિરાશા દૂર કરી, આપણું મન પ્રફુલ્લિત કરી જ્ઞાન દેવાથી આપણને આગળનો માર્ગ પુસ્તકો બતાવે છે. જેને જેને આ મિત્રો સલાહકારો જોઇએ છે તેના તેના તેઓ અખંડ કટિબદ્ધ છે. ફક્ત તેમનો સંપર્ક સાધી અભ્યાસ કરવાનો અવકાશ છે. અખિલ જગતનું જ્ઞાનભંડાર પુસ્તકાલયમાં આપણને મળી શકે છે. પુસ્તકો દ્વારા ભૂતપૂર્વ અને વર્તમાન મહાપુરુષોના અને પંડિતોના વિચારો અને તેમણે મેળવેલું જ્ઞાન આપણે જાણી શકીએ છીએ અને આ જ્ઞાનનો વારસો ભાવિષ્યની પ્રજાને આપી શકીએ. વડોદરા મધ્યવર્તી પુસ્તકાલય આગળ—" **Books give nothing for nothing** " એવા સૂત્રનું એક નાનું સૂત્ર હું અનેક વર્ષોથી જોયા કરતો. આ સૂત્ર કેટલું અર્થસૂચક છે, તે વાંચતાં બરાબર ધ્યાનમાં આવે છે.

મહર્ષિ વાલ્મીકિએ શ્રી રામચંદ્રજીના જીવનચરિત્રને રામાયણમાં ચિરંજીવ કરી આપણને સુપ્રત કર્યું. વાલ્મીકિ ન હોત તો, આપણને રામાયણ ન મળત, વ્યાસ મહર્ષિ ન હોત તો આપણને મહાભારત ન મળત. આ પ્રમાણે જો થાય તો આખાએ જગતને મુગ્ધ કરનાર આ બન્ને સ્ફૂર્તિગંગાઓ આપણે ગુમાવી બેઠા હોત.

પુસ્તકોના રક્ષણ માટે તેમના પ્રત્યે માન એ અગત્યની આવશ્યકતા છે. મુદ્રણકળા જે વખતે નહોતી તે વખતે ખાસ અભ્યાસ વૃત્તિના જ લોકો ઉત્તમોત્તમ ગ્રંથોની નકલો કરી ખાસ કાળજીથી સંગ્રહી રાખતા હતા. આજે મુદ્રણકળાના પ્રતાપે અલ્પ કિંમત આપતાં ઘણુંખરાં પુસ્તકો મળી શકે છે. પરિણામે પુસ્તકોની કાળજી જોઇએ તેવી લેવાતી નથી. આ પ્રમાણે ન થવું જોઇએ. વાચકોએ પુસ્તકો કાળજીથી વાંચી સારી હાલતમાં પાછાં મોકલવાં જોઇએ, અને ગ્રંથપાલે પુસ્તકોનું રક્ષણ તથા તેમનો ઉપયોગ કેવી રીતે કરવો, તે બાબત ઉપયોગી સૂચનાઓ પૂરી પાડવી જોઇએ. આ બાબત મધ્યવર્તી પુસ્તકાલય તરફથી શરૂઆતથી જે સુંદર કામ કરવામાં આવ્યું છે તેનો ઉલ્લેખ કરવાની જરૂર નથી. આપણા પૈકી દરેક જણ જોઇએ તેટલા ગ્રંથો ખરીદ કરી શકતા નથી. આપણે જો વિવેકથી પ્રયત્ન કરીએ તો આપણા પુસ્તકાલયમાં આપણી ઇચ્છા હશે તેટલા ઉત્તમ ગ્રંથોને વસાવી શકીએ છીએ. જ્ઞાનકોષ વગેરે જેવાં કિંમતી પુસ્તકો સર્વસામાન્ય જનતાને પુસ્તકાલય

દ્વારા જ ઉપલબ્ધ થાય એ આપ જાણો છો. મુદ્રણકળાના પ્રતાપે વર્તમાનપત્રોનો બહોળો પ્રચાર થયો છે. વર્તમાનપત્રો આપણા જીવનની એક આવશ્યક વસ્તુ છે. ચાલુ પરિસ્થિતિનો વિચાર કરી જનતાને યોગ્ય દિશા બતાવનાર છાપાઓની આપણને જરૂર છે. પરંતુ કેવળ પૈસાના લોભથી સત્ય અસત્ય કે સારું નરસું વગેરેનો વિચાર કરતા વિકારવશ થઇને પ્રચાર-વૃત્તિથી જે ક્ષણજીવી અને અપાયકારક છાપાંઓમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે, તે ત્યાજ્ય છે. આવાં છાપાંઓને પુસ્તકાલયના અંગે જે વાચનાલય હોય છે તેમાં ઓછું સ્થાન મળવું જોઇએ. પુસ્તકાલયનો પૈસો મોટા ભાગે ચિરંજીવી અને બોધપ્રદ સાહિત્યમાં ખર્ચવો જોઇએ. પુસ્તકાલયપ્રવૃત્તિ સફળ થવા માટે આ ખાસ આવશ્યક છે. આ જ પ્રશ્નને ઉદ્દેશીને સને ૧૯૪૧–૪૨ના રાજ્યના વાર્ષિક રિપોર્ટમાં નેકનામદાર દિવાન સાહેબ લખે છે કે:—

*" The principal weakness of the movement is the disproportionate amount spent on newspapers to the neglet of the books especially in the smaller libraries "*

સાથે સાથે અવિરત પ્રચારના કારણે આ પરિસ્થિતિમાં સુધારો થાય છે, એવું તેઓ સાહેબ જણાવે છે, એ જાણીને વાચકોને આનંદ થશે. મધ્યવર્તી પુસ્તકાલયના વ્યવસ્થાપક અને તેમના મદદનીશોની સલાહ આ બાબતમાં ઇતર પુસ્તકાલયોએ લેવી જોઇએ તે કહેવાની જરૂર નથી.

આજના પ્રસંગે વિસનગરના અનેક સદ્‌ગૃહસ્થો, શેઠ શાહુકારો, વકીલો અને સરકારી અધિકારીઓ ઉપસ્થિત છે. વડોદરાથી રા. રા. ઉમેદભાઇ પટેલ મદદનીશ ક્યુરેટર અને રા. રા. મણિલાલ શાહ મદદનીશ પ્રકાશન અધિકારી આવ્યા છે. આ પરિષદને તેમના બધાની સલાહનો લાભ થશે. અને તે ઘણો ઉપયોગી થશે. આમંત્રિત સદ્‌ગૃહસ્થોની અને તાલુકાની જનતાની મોટા પ્રમાણમાં હાજરી છે. પરિષદના સંચાલકોની મહેનતને તે જેટલી આભારી છે તેટલી આજસુધીના પ્રયત્નો નિષ્ફળ ગયેલા નથી તે પણ બતાવે છે.

ત્યારબાદ બાળકોએ " હિંદમાતાની સ્તુતિ " મધુર કંઠે ગાઇ હતી અને પ્રતાપ રાણો અને ભામાશાનો સંવાદ ભજવી બતાવતાં તે વખણાયો હતો.

ત્યારબાદ ઠરાવોનું કામ હાથ ધરવામાં આવતાં નીચે પ્રમાણે પસાર થયા હતા:

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—પુસ્તકાલયપ્રવૃત્તિને ઉદાર ભાવે પોષવા માટે ગુર્જરસમ્રાટ શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડ મહારાજનો આ પરિષદ્ આભાર માને છે અને તેઓનું તથા તેમના સહકુટુંબનું દીર્ઘાયુ ઇચ્છે છે.

**ઠરાવ ૨**—વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની શરૂઆતથી તે આમરણાંત મંડળના કારોબારી પદે રહી સાચી સલાહ અને સૂચનાઓ આપી તે દ્વારા પુસ્તકાલય-પ્રવૃત્તિને વેગ આપનાર વિસનગરના રાજરત્ન શેઠ મહાસુખભાઇ, પાટણ વિદ્યાર્થી અભ્યાસ-ગૃહના સંચાલક શ્રી. મણિલાલ દવે, કડી સર્વ વિદ્યાલયના આચાર્ય શ્રી. બાપુભાઇ ગામી,

તથા પાટણ વિભાગ માજી શાળાધિકારી શ્રી. ગોકુળદાસ શાહના અવસાન બદલ આ પરિષદ્ પોતાનો શોક પ્રદર્શિત કરે છે અને તેઓના આત્માને શાંતિ ઇચ્છે છે.

ઠરાવ ૩—ગુ. વ. સો. તરફથી દરસાલ ર૭. લાયબ્રેરીઓને ભેટ મળતાં પુસ્તકો ઊંચી કોટીનાં હોવાથી ગ્રામજનતાને ઘણે ભાગે નીરસ નિવડવાથી આવાં પુસ્તકોનો ઉપયોગ ગ્રા. પુ. માં બહુ ઓછા પ્રમાણમાં થતો હોવાથી આ પરિષદ ગુ. વ. સો. ના સંચાલકોને વિનંતિ કરે છે કે ર૭. ગ્રામ પુસ્તકાલયોને લોકભોગ્ય ભાષામાં લખાએલ પુસ્તકો ભેટ તરીકે મોકલવા યોજના કરે.

ઠરાવ ૪—દર વર્ષે પુસ્તકાલયોનાં બજેટ બનાવતી વખતે બજેટ સાથે નવીન ખરીદવાનાં પુસ્તકોની યાદી જોડવાની હોય છે. આ યાદી તૈયાર કરતી વખતે અસ્તિત્વ ધરાવતી ગ્રંથમાળાએ પાછલા વર્ષમાં કયાં કયાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે તે જાણવાનું એકી સાથે કોઇ સુલભ સાધન મળતું ન હોવાથી તેવી ગ્રંથમાળાઓનાં કેટલાંક સારાં પુસ્તકો યાદીમાં લેવાના રહી જાય છે, જેથી આ પરિષદ પુસ્તકાલય ખાતાને તથા પુ. સ. સ. મંડળને વિનંતિ કરે છે કે દર વર્ષે જુલાઇ માસના "પુસ્તકાલય" માસિકના અંકમાં જે તે વખતે અસ્તિત્વ ધરાવતી સારી ગ્રંથમાળાઓના પુસ્તકોની ગ્રંથમાળાવાર કિંમત તથા લેખકસહ યાદી તૈયાર કરી પ્રસિદ્ધ કરવી.

ઠરાવ ૫—સ્ત્રીઉપયોગી પુસ્તકોનું વાચન ગ્રામ મહિલાઓમાં ખૂબ વધે એમ આ પરિષદ ઇચ્છે છે અને તે માટે જે તે ગામની કન્યાશાળાઓની શિક્ષિકાબહેનોને આ પરિષદ નમ્રતાપૂર્વક ભલામણ કરે છે કે તેઓએ પોતાના ગામમાં લખી વાંચી શકે તેવી બહેનોની યાદી તૈયાર કરી તેઓમા પુસ્તકવાચનની અભિરુચિ જાગ્રત થાય તેવા પ્રયત્નો કરવા.

ઠરાવ ૬—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ પાસે શેરોનું ભંડોળ સારૂં છે જેથી એક સારૂં પ્રેસ ખરીદી રાજ્યનાં પુસ્તકાલયોને જરૂરી ફોર્મો વગેરે સર્વ છાપકામ કીફાયત ભાવે કરી આપવાની યોજના કરવા આ પરિષદ પુ. સ. સ. મંડળના ડાયરેક્ટરોને વિનંતિ કરે છે.

ઠરાવ ૭—મહાલની જે ગ્રામ પંચાયતો, પુસ્તકાલયોને મદદ આપે છે તે ગામ પંચાયતોનો આ પરિષદ આભાર માને છે અને તેઓને વિનંતિ કરે છે કે ગ્રામ પુસ્તકાલયોને ડિસેંબર આખર સુધીમાં મંજૂર કરેલી રકમ આપવા તજવીજ કરે.

ઠરાવ ૮—જે તે ગ્રામ પુસ્તકાલયોની તપાસણી વખતે પ્રચારકોએ તથા જે તે શાળાના મુ. શિ. પુસ્તકાલયોની તપાસણીમાં શું શું જોવું તે જાણવાની ખાસ જરૂર હોઇ તપાસણી બદલનું એક નિવેદન તૈયાર કરી પ્રસિદ્ધ કરવા પુસ્તકાલય ખાતાને આ પરિષદ વિનંતિ કરે છે.

ઠરાવ ૯—વિદ્યાર્થીઓમા તથા મોટી ઉંમરનાં સ્ત્રીપુરુષોમાં પુસ્તકવાચનનો પ્રચાર જોઇએ તેટલા પ્રમાણમાં હજુ થતો નથી તેથી પુસ્તકવાચનનું પ્રમાણ વધારવા અને તે માટે જે કુમારમંડળ, વાચકમંડળ અને શિષ્ટ વાચનની પરીક્ષાની યોજનાઓને સારા પ્રમાણમાં ખીલવવા આ પરિષદ જે તે પુસ્તકાલયનાં મંત્રી, ગ્રંથપાળ અને ઉત્સાહી શિક્ષક બંધુઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

ઠરાવ ૧૦-૧૧—પ્રમુખશ્રીનો તથા પરિષદને નોતરનાર ગામના આભારપ્રદર્શનને લગતા પસાર થયા હતા.

[ સાંધણુ સામેના પૃષ્ઠને છેડે ]



૧. અખાની વાણી ( અર્થો તથા સમજૂતી સાથે આવૃત્તિ ત્રીજી )—પ્રકાશક : સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૫૦૪+૩૨, બોર્ડપટીનું પાકું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ. ૧૯૪૪.

સસ્તુ સાહિત્ય વ. કાર્યાલયની પ્રવૃત્તિ, જે સ્વ. સ્વામી અખંડાનંદજીના અવસાન બાદ મોળંબે પડશે એવી લોકમાન્યતા કેટલેક સ્થળે પ્રચલિત થયેલી તેના પ્રતીકાર સરખાં હમણાં હમણાંનાં પ્રકાશનો પૂરવાર થતાં જણાય છે. તેમાં પણ એક પછી એક ઝડપી છતાં પૂરી કાળજી અને સંશોધનપૂર્વકનાં પ્રમાણભૂત પ્રકાશનો જે હમણાં હમણાં પ્રકટ થવા માંડયાં છે તેથી તો એમ જ સમજાય છે કે, જાણે સ્વ. સ્વામીજીના કરતાં પણ વધુ વેગ અને કાળજી-ભર્યાં પ્રકાશનો પ્રસિદ્ધ થવા માંડયાં છે.

" અખાની વાણી "ની આ આવૃત્તિ આગલી બન્ને આવૃત્તિઓ કરતાં વિશેષ ઉપયોગી થઇ પડે તેવા સ્વરૂપમાં પ્રસિદ્ધ થઇ છે. અખાની લગભગ સઘળી કૃતિઓ ઉપરાંત એને છેડે એને સમજવામાં ઉપયોગી થઇ પડે તેવી સમજૂત–અર્થો પણ આપેલ છે. તદુપરાંત એના શરૂભાગમાં " ગરવો જ્ઞાનવડલો " શીર્ષક, અખાના અભ્યાસી પ્રા. ઉમાશંકર જોષીનો અખાના અભ્યાસમાં ઉપયોગી નીવડે તેવો નિબંધ પણ છે; જ્યારે સ્વામી સ્વયંજ્યોતિ રચિત અખાનો પરિચય પણ એના જીવનને જાણવામાં ઠીક ઉપયોગી નીવડે તેવો છે.

આ બધા સાથે આગલી આવૃત્તિમાં છપાયેલ સ્વ. સ્વામીજીનું નિવેદન પણ અપાયું હોત તો વળી આ પુસ્તકના વાચનારને વિશેષ ઉપકારક નીવડત.

---

[ સામેના પૃષ્ઠનું ચાલુ ]

ત્યારબાદ ધારાસભાના સભ્ય મે. શિવાભાઇ પટેલ, શ્રી. પ્રભુદાસ ગોવરભાઇ પટેલ તથા પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલ અને મદદનીશ પ્રકાશન અધિકારી શ્રી. મણિલાલ શાહે અને કવિ વિઠ્ઠલભાઇ બ્રહ્મભટ્ટે પ્રાસંગિક વિવેચનો કર્યાં હતાં.

અંતે પ્રમુખ સાહેબે ઉપસંહારનું ભાષણ આપતાં આજના અધિવેશનમાં શાન્તિથી આદરણીય કામકાજ થવા બદલ સંતોષ બતાવી પરિષદના મંત્રી વિઠ્ઠલભાઇ કવિ, ઉમિયાશંકર દવે તથા ઇતર કાર્યકર્તાઓએ લીધેલા પરિશ્રમ બદલ ધન્યવાદ આપ્યો હતો.

છેવટે પરસ્પર આભારવિધિ થઇ ફૂલહાર બાદ રાજગીત ગવાઇ સભા વિસર્જન થઇ હતી.

આવા સંશુદ્ધ સ્વરૂપે સંસ્થાએ પ્રકટ કરતાં અખાની આ વાણી એના અભ્યાસી વિદ્યાર્થીઓને, ધાર્મિક વેશછામાં ભળતા કહેવાતા ભક્તોની આંખ ઉઘાડવામાં તેમ જ આધ્યાત્મિક જિજ્ઞાસુ–મુમુક્ષુઓને પણ ઠીક ઉપયોગી નીવડશે.

પુસ્તકાલયો અવશ્ય વસાવે.

**૨. દીવાને સાગર**—કર્તા : ॐ **સાગર**–જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી; પ્રકાશક, કદ, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૫૧૨, મૂલ્ય રૂા. ૪–૮–૦.

જાણીતા સૂફીવાદી કવિ શ્રી. સાગરનાં સૂફીવાદને લગતાં વિવિધ કાવ્યોનો આ બૃહદ્‌સંગ્રહ છે. એમાંથી શ્રી. સાગરે લખેલ સૂફીવાદી તત્ત્વજ્ઞાનનો આસ્વાદ વાચકને મળી આવશે. સૂફીવાદના તત્ત્વજ્ઞાનમાં રસ ધરાવનારા અને એ વિષયમાં નિમજ્જન કરનારાઓને આ કાવ્યસંગ્રહ ગમશે. એનાં ગહન તત્ત્વોનું અવગાહન માત્ર એના અભ્યાસીઓ જ કરી શકશે. એવા અભ્યાસીઓના ઉપયોગાર્થે પુસ્તકાલયો આ પુસ્તક સુખે પોતાને ત્યાં વસાવે. કસ્બા પુસ્તકાલયો અવશ્ય એને સંગ્રહે.

**૩. સ્વામી સહજાનંદ**—પ્રયોજક: શ્રી. શંકરદત્ત શાસ્ત્રી, પ્રકાશક, કદ ઉપર પ્રમાણે. સાદુ પૂઠું, પૃષ્ઠ ૧૧૨+૪, મૂલ્ય ૦–૧૨–૦.

સ્વામીનારાયણ સંપ્રદાયના આદ્યપ્રવર્તક સ્વામી સહજાનંદનું લોકભોગ્ય ગણી શકાય તેવું આ સંક્ષિપ્ત જીવનચરિત્ર છે. જુદા જુદા લેખકો તરફથી લખાયેલાં પાંચેક પુસ્તકોના અનુશીલનને આધારે આ પુસ્તકની યોજના પ્રયોજકે કરી છે. સંસ્થાના મુખ્ય સંચાલક શ્રી. સૂબેદાર જણાવે છે તેમ, સ્વામીજીના જીવનપ્રસંગોમાં રેલાતા ચમત્કારોને બાજુ પર રાખી, સાચા અને મહાન ગણી શકાય અને સ્વાભાવિક કલ્પનાગમ્ય તેવા કેટલાકને આ પુસ્તકમાં આવકાર્યા છે. મહાપુરુષોનાં જીવનચરિત્રોનાં પુસ્તકોના વિશેષ પ્રચારને લક્ષ્યમાં રાખીને એવા સાહિત્યના પ્રચાર અર્થે પુસ્તકાલયો આ પુસ્તક પોતાને ત્યાં સુખે વસાવે.

**૪. નાનક**—પ્રયોજક, પ્રકાશક, કદ. પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૬૪+૮, સાદું પૂઠું, મૂલ્ય ૦–૬–૦.

ગુરુ નાનકદેવ આપણે ત્યાં સાંપ્રદાયિક દૃષ્ટિએ શીખોમાં પૂજ્યપાત્ર મનાય છે; છતાં સમસ્ત ભારતવર્ષની જનતા એમને રાષ્ટ્રભરના લોકગુરુ, રાષ્ટ્રવિભૂતિ અને પયગમ્બરોની પરંપરામાં ગૌરવભર્યા સન્માનથી પૂજે છે. આવી એક વિરલ વિભૂતિના જીવનદર્શનમાં સહાયરૂપ થઈ પડે તેવી રીતે રચાયેલી આ પુસ્તિકા છે. ગુરુ નાનકદેવના જીવન સંબંધે જાણવા ઇચ્છનારને એમાંથી એમની જીવનઝરમર મળી આવશે. પુસ્તકાલયો અવશ્ય વસાવે.

**૫. મહર્ષિ દયાનંદ**—પ્રયોજક, પ્રકાશક, કદ, પૂઠાં, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૪૪+૮, મૂલ્ય એક રૂપિયો.

ઉપર જણાવેલ બન્ને પુસ્તકોની જેમ આ પુસ્તકમાં, આર્ય સમાજના સ્થાપક અને પ્રવર્તક સ્વામી દયાનંદ સરસ્વતીની જીવનરેખા આપવામાં આવી છે. આવાં ચરિત્રો આપવામાં

સાંપ્રદાયિકતાનો અભાવ હોય તો તેને સમજવામાં વાચકને ઠીક સરળતા થાય છે. તેવું જ કંઈક આ પુસ્તક બાબત કહી શકાય.

ઉપર્યુક્ત ત્રણેય વિભૂતિઓનાં જીવનકથાનકોને લગતાં જુદા જુદા લેખકોએ ભિન્ન-ભિન્ન ભાષાઓમાં તેમ જ આપણી ભાષાઓમાં લખેલાં પુસ્તકો છે. એવાં પુસ્તકોમાં આથી એક વધુ ઉમેરો થાય છે. સ્વામીજીના જીવનવિષે જાણવા માગનારને આ પુસ્તકમાંથી પણ કંઈક જાણવાનું મળી આવશે. બાકી, શ્રી. મેઘાણી રચિત દયાનંદ સરસ્વતીની રચના આ પુસ્તકની રચના કરતાં વધુ પ્રાસાદિક હોઈને વધુ આકર્ષક છે. તુલના માટે, શ્રી. મેઘાણીનું પુસ્તક પોતાને ત્યાં હોય છતાં આ પુસ્તક પણ વસાવી લેવાય એ ઇચ્છવા જોગ છે.

૬. ગ્રામચિત્રો—લેખકઃ શ્રી. ઈશ્વર પેટલીકર; પ્રાપ્તિસ્થાનઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦૧, સચિત્ર દ્વિરંગી કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. અઢી. ૧૯૪૪

આ પુસ્તકના લેખક શ્રી. પેટલીકર જન્મે, વસવાટે અને વ્યવસાયે ગ્રામજીવનથી સુપરિચિત હોઈને તેમના નિત્યજીવનમાં લાધેલાં વિવિધ કોમ, જાતિ અને ધંધાદારી ગ્રામ-પાત્રોને અહીં અક્ષરદેહે અવતાર આપ્યો છે. આપણી આસપાસ, અક્ષરાંકિત કરવા જેવી અનેકવિધ સજીવ-નિર્જીવ સૃષ્ટિ જોવા આપણને મળે છે. એ બધીયને અક્ષરદેહે સજીવ-જીવંત બનાવવામાં આવે તો તેમાંથી ઘણું ઘણું જાણવાનું મળે.

એવાં ગ્રામપ્રજામાંનાં રોજ-બરોજ પરિચયમાં આવતાં તેમ જ અપરિચિત છતાં સામુદાયિક જીવનમાં રોજ જોવા મળતાં વિવિધ પાત્રોની ખુબીઓ ખાસિયતો અને રેવો-ફુટેવોના ચિત્રણયુક્ત પાત્રોનાં શાબ્દિક રેખાચિત્રો આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. તેમાં ગામનો તલાટી, મુખી, શિક્ષક, શાહુકાર, દુકાનદાર, જોષી, વૈદ, ભૂવો તેમ જ ઇતર અનેક સમાજને એક યા બીજા રૂપે જેની જરૂર પડે છે તેમનાં શાબ્દિક રેખાચિત્રો આમાં આપ્યાં છે.

પુસ્તકને ત્રણ ખંડોમાં વહેંચી નાખવામાં આવ્યું છે. તેમાં પ્રથમ ખંડમાં ગામડાંની મુખ્ય વ્યક્તિઓનાં રેખાચિત્રો આપી બીજા ખંડમાં લેખકને મન ગૌણ જણાતી છતાં જેના વિના ગ્રામજનતાને જરાય ચાલે નહિ તેવી શ્રમજીવી કોમોનાં જીવનમાં ડોકિયું કરાવ્યું છે. અને ત્રીજા ખંડમાં ગામમાં એક યા બીજા નામ-ઉપનામે ઓળખાતાં સ્ત્રીપાત્રો-જેવાં કે ગામફોઈ, વાળંદણ, શેઠાણી, સાસુ, વહુ, વિધવા, શોક્ય, વંધ્યા, રબારણ અને ભીલડી વગેરેનાં રેખાચિત્રો આપ્યાં છે.

માત્ર શહેરી જીવન વીતાવતા એવા નગરજનોને આ ગ્રામચિત્રોમાંથી જુદી જુદી ખાસિયતો અને ખુબીવાળાં તેમ જ જુદા જુદા પ્રકારનાં માનસ ધરાવતાં પાત્રોનો પરિચય પ્રાપ્ત થશે, જ્યારે ગામડે વસતો વાચક સહેજે પોકારી ઉઠશે કે " અરે ! આ તો આપણા ગામના ......જેવો જ બરાબર બંધબેસતો છે ! " છતાં એમાં લેખકે, કોઈ વ્યક્તિવિશેષને અનુલક્ષીને આ ચિત્રો નહિ દોરેલાં હોઈને એ તો ગ્રામજીવનનાં સર્વસામાન્ય પાત્રો જ છે.

આપણા વિદ્વાન સાક્ષર શ્રી. રામનારાયણ વિ. પાઠકે આ પુસ્તક વિષે બે બોલ લખી

એને શ્રી. બબલભાઇના "મારું ગામડું" અને શ્રી. રતિલાલ અદાણી કૃત "દીઠું મેં ગામડું ન્યાં" સરખાં ગ્રામજીવનને સ્પર્શતાં પુસ્તકની સરખામણીમાં મૂક્યું છે તે યોગ્યજ છે.

ગ્રામ પુસ્તકાલયો તેમ જ કસ્બા પુસ્તકાલયો આ પુસ્તક વસાવી લે.

૭. **ચોખવટથી વાત કરજો**—લેખક: શ્રી. દિનેશ ઠાકોર, પ્રકાશક: નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૪૦+૮, બોર્ડ પરીનું પાકું પૂઠું, મૂલ્ય રૂા. અઢી. ૧૯૪૪

નવચેતન સાહિત્ય મંદિર તરફથી શરૂ કરવામાં આવેલી ભરત ગ્રંથાવલિના પ્રથમ વર્ષનું આ પહેલું પુસ્તક છે. એના લેખક શ્રી. દિનેશ ઠાકોર બાલવાચકોને સુપરિચિત છે. તેમના સંયુક્ત સંપાદન હેઠળ અગાઉ પ્રકટ થતા (અને હાલ બંધ પડેલા) "બાલજગત"માં "ચોખવટથી વાત કરજો "નો કેટલોક ભાગ જ્યારે પ્રસિદ્ધ થતો ત્યારે બાલવાચકોને એ વાંચવાની ખૂબ મઝા પડતી. પાછળથી તો એને નાની પુસ્તિકામાં પણ સંગ્રહવામાં આવ્યો હતો. આજે એમાં કેટલોક વધારો ઉમેરીને સારા પાકા પૂંઠાના બાંધેલા પુસ્તકમાં છાપવામાં આવેલ જોઇ બાળકો એને હોંશે હોંશે આવકારશે.

એની મોટા અક્ષરોની સુઘડ છાપણી અને સરળ બાલભોગ્ય લેખનશૈલી સૌ બાળકોને એ વાંચવા પ્રેરે તેવાં છે. પુસ્તકાલયમાં આવતાં બાલવાચકો માટે સૌ ગ્રામ પુસ્તકાલયો એને અપનાવે; મહિલા બાલ તેમ જ કસ્બા પુસ્તકાલયો તો જરૂર વસાવી લે.

૮. **જગત્પ્રેરણા**—લેખક: શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિ; પ્રાપ્તિસ્થાન: એન. એમ. ત્રિપાઠી લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૫૦+૪, સચિત્ર કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ. ૧૯૪૩.

ગુજરાતના મહાકવિ શ્રી. ન્હાનાલાલનો, અવલોકન–પરિચય માટે સામયિકો પર પોતાનાં સર્જનો નહિ મોકલવાનો નિયમ છે. એથી આ પુસ્તક અમને એના એકલા વિક્રેતા (સોલ એજન્ટ) તરફથી પ્રાપ્ત થયું છે.

કવિશ્રીની શૈલીમાં રાચતા વાચકોને આ પુસ્તકમાં પણ એમની ધીરગંભીર શૈલીનું દર્શન થશે.

કવિશ્રીને ગિરનારદર્શન અને એનો શિખરવાસ આનંદ આપે છે. એવા એ ગુર્જર ગિરિરાજની શિખરભૂમિકા પર રચાયેલું નાટક છે. એમાં જગતને પ્રેરણા પાય તેવાં ઉદ્‌બોધનો છે. એનાં ઐતિહાસિક પાત્રો અગમ્યનાથ, ગોરખનાથ, ઓઘડનાથ, ઉપસંત પરાક્રમ, જ્યોતિકા, મેઘમાળા, પ્રભા વગેરે પાત્રોના મુખે કવિશ્રીએ જગતબોલ બોલાવ્યા છે અને જગતને નવીન પ્રેરણા પાતા હોય તેમ આ નાટક વાંચતાં સમજાય છે. કવિશ્રીનાં સર્જનો આમવર્ગથી સમજાવાં જરા કઠિન છતાં એના ભોક્તાઓ માટે તો સારા રસસાગર તુલ્ય હોય છે. એવા વાચકો માટે પુસ્તકાલયો આ પુસ્તક પોતાને ત્યાં વસાવી લે.

મણિલાલ પ્ર. વ્યાસ

## સામયિકો

**ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક—પુ. ૬, અંક ૨ જો; એપ્રિલ ૧૯૪૪.**

મુંબઈ વિદ્યાપીઠની સ્કૂલ ઑફ ટેકનૉલૉજી અને ઇકોનોમિક્સમાંથી પ્રાધ્યાપક શ્રી. ચંદુલાલ ન. વકીલના સંપાદન નીચે આજ ૭ વર્ષ થયાં આ ત્રૈમાસિક સુંદર પ્રગતિ કરી રહ્યું છે. મુંબઇના નિવૃત્ત એકાઉન્ટન્ટ જનરલ રા. રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ, મુંબઈની હાઇકોર્ટના વિદ્વાન અને ઉત્સાહી ન્યાયમૂર્તિ રા. રા. હરસિદ્ધભાઇ દિવેટીઆના પ્રમુખપણા નીચે ગુજરાતના ઇતિહાસના સંશોધનનાકાર્ય અંગે સદર ત્રૈમાસિક મુખ્ય કહી શકાય. પાંચ છ ગૃહસ્થોના ઉત્સાહના પરિણામે ગુ. સંશોધન મંડળ અસ્તિત્વમાં આવ્યું અને રા. રા. પોપટલાલ ગો.શાહ, રા. બ. પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી એ બન્નેએ સંશોધનને માટે રૂ. ૧૦૦૦ દરેકે આપ્યા છે.

ગુજરાત વિદ્યાપીઠનો પ્રશ્ન બે ચાર વાર ચર્ચાયો અને કંઇક કારણોસર પડતો મુકાયો. વડોદરામાં ભરાયલી ૧૫મી ગુ. સા. પરિષદને પ્રમુખસ્થાનેથી શ્રી. લેડી વિદ્યાગૌરીએ પરિષદનું ધ્યાન એ વિષય પર ખાસ ખેંચ્યું. યુદ્ધ પછીની પુનઃરચનામાં કેળવણીના ફેરફાર સિવાય ચાલવાનું નથી એટલે આ પ્રશ્નનું નિરાકરણ જેમ બને તેમ જલદી થવાની જરૂર છે જ. શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે યુનિવર્સિટી કમિટી નીમી એ આખો પ્રશ્ન ઉદ્દેશપૂર્વક ચર્ચાવ્યો હતો. શ્રી. કનૈયાલાલ મુનશી જેવા નિષ્ણાતોએ ખૂબ વાટાઘાટ કરી એક સંપૂર્ણ નિવેદન શ્રી. મહારાજા સાહેબને સાદર કર્યું હતું પરંતુ કેટલાંક કારણોસર એ નિવેદન હજુ ઉપયોગમાં લેવાયું નથી. કેટલીક પ્રાથમિક તૈયારીઓ બાકી હતી અને અમદાવાદનો ખાસ વિરોધ હતો. વિદ્યાપીઠ માટે અમદાવાદ વધારે પસંદ કરવા લાયક છે એમ પણ અમદાવાદનો મત હતો. છતાં વડોદરા રાજ્યે વિદ્યાપીઠનો પ્રશ્ન છોડી દીધો નથી. બરોડા આર્ટ્સ કૉલેજ, સાયન્સ કૉલેજ, કૉમર્સ કૉલેજ, બી. ટી. કૉલેજ, પુરુષ અને સ્ત્રી શિક્ષણ પદ્ધતિ પાઠશાળાઓ વગેરે અસ્તિત્વમાં છે; ખેતીવાડીની કૉલેજ, ઇજનેરી કૉલેજ તથા મેડિકલ કૉલેજ માટે હુકમો થઇ ગયા છે. એટલે વડોદરા વિદ્યાપીઠ સ્થપાય તો નવાઇ નથી.

ન્યાયમૂર્તિ રા. રા. હરસિદ્ધભાઈ દીવેટીઆ પોતાના ટૂંકા લેખમાં જણાવે છે કે ગુ. વ. સોસાયટીએ યુનિવર્સિટી મંડળ આ કાર્ય માટે નીમેલું છે, પરંતુ એ મંડળે અમદાવાદની જનતાની ઇચ્છા જાણવી જોઇએ. રા. રા. પોપટલાલ શાહનો લેખ આંકડા વગેરેથી વધુ આકર્ષણ લાગે છે. એ ઉપરાંત ડૉ. ભાસ્કર બી. યોધ, અમૃતલાલ હરગોવિન્દદાસ, રા. બા. પ્રહ્લાદ ચં. દીવાનજી, દી. બા. કૃષ્ણલાલ ઝવેરી, ત્રૈમાસિકના મંત્રી રા. ચંદુલાલ વકીલ વગેરેના લેખો પણ ખાસ વાંચવા લાયક છે. ત્રૈમાસિક ઐતિહાસિક દષ્ટિએ તો ઘણું જ ઉપયોગી કાર્ય કરી રહ્યું છે. રા. ચંદુલાલ વકીલનો ' અમદાવાદ વિદ્યાપીઠની રૂપરેખા ' એ નામનો અંગ્રેજી લેખ ખાસ વિચારવા જેવો છે; તેવો જ રા. પ્રહ્લાદ ચં. દીવાનજીનો ' ગુજરાત માટે વિદ્યાપીઠ અને તેની પદ્ધતિ ' એ લેખ પણ વિદ્વત્તાપૂર્ણ અને અભ્યાસપૂર્વક લખાયેલો છે. પ્રો. અતિસુખશંકર ત્રિવેદીનો લેખ પણ વિચારણા માગે છે.

એકંદરે આ અંક ગુજરાત વિદ્યાપીઠ સંબંધી ખાસ અંક તરીકે ખાસ ધ્યાન ખેંચે એવો અને એ સંબંધી યોજના ઘડવામાં બહુ જ મદદરૂપ થઇ પડે એવો છે.



ના. ચં. દીવાનજી



## ૧ સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૧ **અખાની વાણી**—સંપાદકઃ શ્રી. મનુ સૂબેદાર; મૂલ્ય રૂા. ૩–૦–૦

૨ **દીવાને સાગર**—કર્તાઃ ॐ **સાગર**–જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી; મૂલ્ય રૂા. ૪–૮–૦

૩ **નાનક**—પ્રયોજકઃ શ્રી. શંકરદત્ત શાસ્ત્રી, મૂલ્ય રૂા. ૦–૬–૦

૪ **મહર્ષિ દયાનંદ**—પ્રયોજક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા. ૧–૦–૦

૫ **સ્વામી સહજાનંદ**—પ્રયોજક ઉપર પ્રમાણે; મૂલ્ય રૂા. ૦–૧૨–૦

## ૨ નવચેતન સાહિત્ય મંદિર–અમદાવાદનાં પુસ્તકો

૬ **જીવનસાથી**—લેખકઃ શ્રી. ડુંગરશી ધરમસી સંપટ; મૂલ્ય રૂા. ૨–૧૨–૦

૭ **પ્રયાણ**—લેખકઃ શ્રી. ઇન્દુ વસાવડા, મૂલ્ય રૂા. ૩–૮–૦

૮ **ચોખવટથી વાત કરજો**—લેખક. શ્રી. દિનેશ ઠાકોર; મૂલ્ય રૂા. ૨–૮–૦

## ૩ નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ તરફથી

૯ **મધપુડો**—સંપાદકઃ રાષ્ટ્રીય વિદ્યામંદિર, સાબરમતી, મૂલ્ય રૂા. ૧–૦–૦

## ૪ અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૦ **પ્રેમને નામે**—લેખક શ્રી. મોહનલાલ ભટ્ટ, પ્રકાશકઃ શ્રી પ્રકાશન મંદિર, ખાડીઆ ગોલવાડ, અમદાવાદ. મૂલ્ય રૂા. ૦–૮–૦

૧૧ **સૌભાગ્ય**—સંપાદકઃ શ્રી. ઇન્દુકુમાર શહેરાવાળા, પ્રકાશકઃ સૌભાગ્ય પ્ર. મંદિર, વડોદરા. મૂલ્ય ૦–૪–૦

૧૨ **જીગર અને અમી**–(દર્શન ૨–૩)—લેખકઃ શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રકાશકઃ પ્રજાબંધુ પ્રિંટિંગ પ્રેસ, રેવડીબજાર, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨–૮–૦

૧૩ **પ્રભુતામાં પગલાં અને બીજી વાતો**—સંપાદકઃ શ્રી. શકુંત રાવળ; પ્રકાશકઃ કે. કે. ચિતલીયા; "જયભારત" કાર્યાલય, કોટ મુંબઇ. મૂલ્ય રૂા. ૩–૦–૦

૧૪ **કૉલેજજીવન અને બીજી વાતો**—લેખક અને પ્રકાશકઃ શ્રી. મંગળદાસ ગિરધરલાલ મહેતા; મંગળભુવન, શિહોર, (કાઠિયાવાડ), મૂલ્ય રૂા. ૨–૮–૦

# સન ૧૯૪૩-૪૪ નો પુસ્તકાલયશિક્ષણ વર્ગ

ચાલુ સન ૧૯૪૩-૪૪ માં વારી પ્રમાણે વડોદરા તથા મહેસાણા પ્રાંતો માટે શિક્ષણવર્ગો ભરવાની યોજના હતી. પરંતુ પારાવાર મોંઘવારી, ચીજ વસ્તુઓ મેળવવાની મુશ્કેલી તથા પ્રવાસમાર્ગની અગવડોને કારણે ફક્ત વડોદરા પ્રાંતનો જ વર્ગ ભરવાનું શકય જણાયું છે. આ વર્ગ મે માસની તા. ૨૫ થી ૨૮ એ ચાર દિવસો માટે ગોઠવાયો હતો ને તેમાં પેટલાદ-ભાદરણ મહાલોના બીનતાલીમી મંત્રી-ગ્રંથપાળો ઉપરાંત વડોદરા પ્રાંતમાં છેલ્લાં બે વર્ષમાં ઉઘડેલાં નવીન પુસ્તકાલયોનું કામ કરનારાઓને ખાસ બોલાવવામાં આવ્યા હતા. તદુપરાંત પ્રાંતના કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલોને પણ નોતરવામાં આવ્યા હતા. છેલ્લો દિવસ ખાસ કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલો માટે જ રાખવામાં આવ્યો હતો. પરંતુ કસ્બા પુસ્તકાલયોના ગ્રંથપાલોની હાજરી પૂરતી નહિ જણાવાથી તા. ૨૮ મીનો આખો દિવસ રહેવાને બદલે પ્રથમના ત્રણ દિવસોમાં જ જરૂરજોગા વધારે કલાક કામ કરીને વર્ગનો કાર્યક્રમ પૂરો કરવામાં આવ્યો હતો. આ વર્ગ વડોદરા પ્રાંત માટેનો જ હતો, છતાં અપવાદ દાખલ દહેગામ મહાલ મંડળનું કામ વ્યવસ્થિત કરવાની ખાયેશ ધરાવનાર સોનારડાના ઉત્સાહી ગ્રંથપાલને, તેમ જ સુરત હિંદુ ધર્માદા પુસ્તકાલયના ગ્રંથપાલો અને અંકલેશ્વરવાળા શ્રી. શાંતિલાલ મહાજનને વર્ગનો લાભ લેવાની પરવાનગી આપવામાં આવી હતી. વર્ગનું શિક્ષણ-કાર્ય, હમેશ મુજબ, સહમંત્રી, રાજ્ય પ્રચારક તથા શ્રી. મદદનીશ વ્યવસ્થાપકે ચલાવ્યું હતું. ખાતાના મુખ્ય વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબની હાજરીનો લાભ પણ એક દિવસ મળ્યો હતો. રાત્રિવેળા પહેલે દહાડે એ. જે. હાઇસ્કૂલના સંગીતશિક્ષકના સંગીતનો અને બીજે દહાડે જંબુસરના 'વિશ્વધર્મ નિકેતન' સંસ્થાના ઉત્પાદક તથા સંચાલક શ્રી 'પ્રેમલ' મહારાજના બોધક પ્રવચનોનો કાર્યક્રમ ગોઠવાયો હતો. વર્ગનો લાભ લેનારાંનાં નામઠામ નીચે પ્રમાણેછેઃ—

**પેટલાદ મહાલ**

૧ શ્રી કુલાભાઇ પ્રભાતસિંહ પરમાર, સીમરડા
૨ શ્રી. પુરષોત્તમભાઇ નારણભાઇ પટેલ, પલોલ
૩ શ્રી. હરમાનભાઈ મણિભાઈ પટેલ, પલાણા
૪ શ્રી. પ્રભુદાસ આશાભાઇ, જલાબોરડી
૫ શ્રી. આશાભાઇ રનાભાઇ પટેલ, માણજ
૬ શ્રી. ઠાકોરભાઇ છોટાભાઇ, મહેળાવ
૭ શ્રી. મણિલાલ દલપતરામ વ્યાસ, મલાતજ
૮ શ્રી. સોમાભાઇ વેલજીભાઇ પટેલ, ભાટીયલ
૯ શ્રી. અંબાલાલ કાળીદાસ પટેલ, વસો
૧૦ શ્રી. મોતીલાલ રનાભાઇ પટેલ ,,
૧૧ શ્રી. ચંદ્રભાગાબહેન મગનલાલ વ્યાસ ,,
૧૨ શ્રી. ઈંદુભાઇ ચતુરભાઇ પટેલ, બાંધણી

**ભાદરણ મહાલ**

૧ શ્રી. ગંગાબહેન કુલાભાઇ પટેલ, ભાદરણ
૨ શ્રી. મગનભાઇ જીવાભાઇ પટેલ, રણોલી
૩ શ્રી. અંબાલાલ મરઘાભાઇ પટેલ, ,,
૪ શ્રી. શિવાભાઇ ભાઇલાલભાઇ પટેલ, ભાદરણ
૫ શ્રી. પુંજાભાઇ ભલાભાઇ પટેલ, ,,

**પાદરા મહાલ**

૧ શ્રી શાંતિલાલ ભોગીલાલ શાહ, ગણપતપુરા
૨ શ્રી. ઝવેરીલાલ શિવલાલ આસરરોડ

**સાવલી મહાલ**

૧ શ્રી. ઠાકોરલાલ માણેકલાલ, સાવલી

**દહેગામ મહાલ**

૧ શ્રી. રવિશંકર મ. ઠાકર, સોનારડા

**રાજ્ય બહારના**

૧ શ્રી. નારણદાસ છગનલાલ પટેલ, સુરત
૨ શ્રી. શાંતિલાલ મહાજન, અંકલેશ્વર

ના. નં. ચોકસી
સહમંત્રી વ. રા. પુ. મંડળ

# વડોદરા રાજ્ય પુ૦ મંડળની કારોબારી સભાનો હેવાલ

ઉપરોક્ત મંડળની કારોબારી સભાના સભ્યો તથા પુસ્તકાલય ખાતું અને પુ સ. સ. મંડળના સ્ટાફની સંયુક્ત સભા તા. ૩૦-૫-૪૪ ના રોજ, મંડળના ઉપપ્રમુખ રાજપ્રિય શ્રી. મોતીલાલ છો. દેસાઇ સાહેબના પ્રમુખપણા નીચે સેન્ટ્રલ લાઇબ્રેરીમાં સાંજના ૬ વાગે ભરાઇ હતી. તેમાં પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબ, મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ મો. પટેલ તથા રા પુ. મંડળના મંત્રી શ્રી. રામભાઇ કા. પટેલ, સહમંત્રી શ્રી નાજુકલાલ નં. ચોકસી તથા શ્રી. કાવસજી એ. ગણદેવીઆ તેમ જ પુ. સ. સ. મંડળના મંત્રી શ્રી. વાઘજીભાઇ ના. અમીન ઉપરાંત પુસ્તકાલય ખાતું, પુ સ. સ. મંડળ તથા રા. પુ. મંડળના સ્ટાફ વગેરે હાજર હતા.

આ સભામાં નીચે મુજબના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા

ઠરાવ ૧—વડોદરા રાજ્ય પુ. મંડળની કારોબારી સભા, મધ્યવર્તી પુસ્તકાલય ખાતું તથા પુસ્તકાલય સ. સ. મંડળની કારોબારીની આ સભા રા બ ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ સાહેબના અવસાનથી વડોદરા રાજ્ય તેમ જ પ્રજાને જે ખોટ ગઇ છે તેની દુઃખદ નોંધ લે છે નાદુરસ્ત તબિયત છતાં, છેવટની ઘડી લગી રા પુ મં ની કાર્યવાહીમાં અધ્યક્ષ તરીકે રા. બ ગોવિંદભાઇ સાહેબે જે રસ લીધો છે તથા એકંદર પુસ્તકાલયપ્રવૃત્તિની પ્રગતિમાં જે સહાય કરી છે તે બદલ અંતઃકરણપૂર્વકનો આભાર માની તેઓશ્રીના અમર આત્માને ચિરશાંતિ અને વિરહી કુટુંબીજનોને આવશ્યક સબૂરી અર્પવા પરમ કૃપાળુ પરમાત્માને ભારે દીલે પ્રાર્થના કરે છે

ઠરાવ ૨—વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિમાં તેની શરૂઆતથી જ ગાઢ રસ લેનાર તથા સક્રિય સાથ પૂરનાર વિસનગરના જાણીતા સમાજસેવક, પ્રખર સમાજસુધારક તથા સાહિત્યકાર અને રાજ્ય પુ મંડળની કારોબારી સભાના જીવનની છેવટની ઘડી સુધીના પીઢ સભાસદ રાજરત્ન શ્રી મહાસુખભાઇ ચુ ગેહના દુઃખદ અવસાનની આ સંયુક્ત સભા સખેદ નોંધ લે છે, ને તેમના અમર આત્માને ચિરશાંતિ વાંછે છે

ઠરાવ ૩—વડોદરા રાજ્યના કેળવણી ખાતાના નિવૃત્ત વિભાગ શાળાધિકારી તથા રાજ્ય પુ મ. ની કારોબારીના સભ્ય શ્રી ચુનીલાલ મગનલાલ દેસાઇ સાહેબના અકાળ અવસાનની આ સંયુક્ત સભા ભારે દીલે નોંધ લઇ તેમના પવિત્ર આત્માને ચિરશાંતિ તેમ જ કુટુંબીજનોને આવશ્યક સબૂરી અર્પવા પ્રભુને પ્રાર્થના કરે છે.

ઉપર પ્રમાણે શોકદર્શક ઠરાવો થયા બાદ, રા પુ. મંડળમાં ખાલી પડતી પ્રમુખની જગો, રાજપ્રિય શ્રી. મોતીલાલ છો. દેસાઇ સા. થી તથા ઉપપ્રમુખની જગો, રા હરિવલ્લભદાસ ચુ શાહથી પુરવાનો તથા શોકદર્શક થયેલા ઠરાવો તેમના તેમના કુટુંબ તરફ મોકલવાના ઠરાવો થયા હતા. છેવટમાં પુ ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સાહેબ તરફથી પ્રમુખશ્રીનો આભાર મનાઇ, સભાનું કાર્ય પૂરું કરવામાં આવ્યું હતું.

---

# સામયિક ચિંતન

## ધનની અંધપૂજા

મ્હારી પાસે એક ફૂલ પડ્યું છે; સાથે જ એક રૂપૈયો પણ પડ્યો છે.

રૂપૈયો ન જાય એની હું કાળજી રાખું છું; પુષ્પ કોઈ લેઇ જાય તો હું તેને લઇ જવા દઉં છું.

પરંતુ મારી સામે એક મહાપ્રશ્ન ચીતરાય છેઃ

' પસંદ કરી લે ! જીવનભર તને એક જ વસ્તુ મળશેઃ પુષ્પ અગર રૂપૈયો. '

હું શું પસંદ કરીશ ?

પુષ્પ; રૂપૈયો નહિ. જે જીવનમાં પુષ્પ વગરના રૂપૈયાનો ઢગલો સામે આવવાનો હોય. એ જીવનમાં સૌરભ શાની ?

એક રૂપૈયાનાં બશેર ગુલાબ ભલે આજ આવતાં; પરંતુ એ રૂપૈયો જ્યારે એક પણ ગુલાબ ન અપાવે ત્યારે કોની કિંમત વધારે ?

ગુલાબની જ. આપણે જરા સાચું મૂલ્યાંકન કરવા પ્રયત્નશીલ થઇએ.

મારી પાસે ધનનો ઢગલો છે. રેતીના રણમાં હું ચાલ્યો જાઉં છું. મને તૃષા લાગે છે. એ તૃષા ઉગ્ર બની જાય છે. પૈસે કે બે પેસે સામાન્યતઃ પાણીનું એક બેડું મેળવનાર' હું બે રૂપિયા, બે હજાર રૂપિયા, અને બે કરોડ કે બે અબજ રૂપિયા આપી પાણીનો પ્યાલો મેળવવા માગું છું.

પાણીના પ્યાલાની કિંમત મારા ધનભંડાર કરતાં વધી જાય છે. આ સ્થળે કોણ વધારે કીમતી ? કરોડપતિ ધનવાન કે પાણીનો પ્યાલો મેળવી શકતો કોઈ વણઝારો ?

બંગાળના કે ઓરીસાના ઉપવાસીને પૂછોઃ

તને શેર બાજરી આપું કે શેર સોનામહોર ? એ મણભર સોનામહોરને ઠોકર મારી શેર બાજરી ઝડપી લેશે.

જીવનની પહેલી જરૂરીઆત : અન્ન; ધન નહિ.

સંતતિ રહિત ધનિકે ગામડામાં રહેતા એક સગાના બાળકને શહેરમાં પોતાના ભવ્ય મહાલયે નોતર્યું. ઝૂંપડીમાં રહેતું એ બાલક માબાપ વિહોણું મહાલયમાં ઝૂરવા લાગ્યું. ઝૂંપડીએ પાછું વળ્યું ત્યારે એના મુખ ઉપર ઉજાસ દેખાયો.

મહેલ ઝૂંપડી કરતાં વધારે મોટો, વધારે કિંમતી, વધારે સુખ-સગવડવાળો. પણ તે બાલક માટે નહિ, બાળકને મન એની ઝૂંપડી વધારે પ્રશસ્ત, વધારે મૂલ્યવાન અને વધારે સુખદ હતી. સુખસગવડનાં મૂલ્ય બાળકને મન જુદાં હતાં.

એક ગાયિકા રાજદરબારના ઢંઢેરામાં આઠ હજારોનાં ઇનામ મેળવે છે અને વગર ઇનામે અજમેરના ઉરસમાં ગાય છે. એ બન્ને સંગીતનો ભેદ નોંધ્યો છે ? ઇનામ વગરનું સંગીત વધારે ચઢિયાતું હોય છે. કારણ ?

રાજદરબારમાં સંગીતનું મૂલ્ય છે.

અજમેર શરીફની દરગાહ પાસેનું સંગીત અમૂલ્ય છે, માટે તે ચઢિયાતું છે.

આમ રૂપિયા કરતાં પુષ્પ ચડે, પૈસા કરતાં પાણી ચડે, ધન કરતાં અન્ન ચડે, મહેલાત કરતાં ઝૂંપડી ચડે, ભાડુતી સંગીત કરતાં દિલથી અપાતું સંગીત ચડે.

અને છતાં આપણો યુગ ધનપૂજક બની ગયો છે. ધન એ માલ, સુખ, સાધન, સગવડની અદલાબદલી કરવાનું કાટલું—અનાજ, કાપડ, મકાનની અદલાબદલી કરવાની કુંચી; એ કુંચીને, એ કાટલાને આપણે દેવ બનાવી બૂતપરસ્ત બની ગયા છીએ અને ખોટા દેવના પૂજનમાં સુખ, સગવડ અને સંતોષ એ સઘળું ખોઇ બેઠા છીએ.

નાનકડું સાધન આપણી સિદ્ધિ બની ગયું છે. જાદુગરો ધનને ફુલકા માફક ફુલાવે છે અને એ ફુલકા પરપોટા માફક ફૂટી જાય છે.

એ ધન વિપુલ બન્યું છે, સર્વત્ર ફરતું બન્યું છે છતાં આજ સર્વત્ર દુષ્કાળ ફેલાઇ રહ્યો છે. જગતની ભૂખ ભાગે એટલું અનાજ હોવા છતાં જગત ભૂખે મરે છે. ધનપૂજાનું આ એક પરિણામ ન્હાના બગીચાઓની કથની સાંભળી છે ? ધનપૂજને ધનને માનવરુધિરથી રંગી દીધું છે: બગીચાને તે વધસ્થાન બનાવી રહ્યું છે.

સહુ સુખથી રહી શકે એટલી જમીન છે, એટલાં મકાનો છે, એટલો સરંજામ છે. તોય જગતનાં અસંખ્ય માનવીઓને રહેવા ઘર નથી, પહેરવા વસ્ત્ર નથી અને ખાવા અન્ન નથી. કારણ એટલું જ કે ધનના ઢગલા કરી તે ઉપર ધનિકો નાગ બની ચડી બેઠા છે !

ખાદી પહેરી, અસહકારનું નામ લેઇ તાળીઓ ઝીલતા અનેક કહેવાતા દેશસેવકો આજ ધનપૂજનમાં યુદ્ધપૂજન કરી રહ્યા છે ! એમની શરમ સુકાઇ ગઇ છે. આપણી આસપાસ એમને જોઇ શકાય છે ?

અને એ જ ધનભક્તિ—અંધ ધનભક્તિમાં તેલ, લોખંડ, રબર, કોલસાના ઇજારદારો જગતનું મહાભારત રચાવી કરોડો માનવીઓને પાયમાલ કરી રહ્યા છે.

જગતને સંસ્કારી બનાવનાર સ્મરણીય પુરુષોમાંથી કોઇ ધનિક હતો ખરો ?

ઇસુ ખ્રીસ્ત એટલે ગરીબમાં ગરીબ યહૂદી.

બુદ્ધ એટલે રાજપાટ છોડી ખુશીથી બનેલો એક ભિખ્ખુ.

મુહમ્મદ એટલે ઉપવાસ કરતો એક ફકીર.

શંકર એટલે સાતમે વર્ષે સંન્યસ્ત સ્વીકારી ચૂકેલો અકિંચન બ્રાહ્મણ.

ધનની અંધપૂજા ધનને રાક્ષસ—Moloch બનાવે છે. ધનની સાચી કિંમત ધનને લક્ષ્મી બનાવે છે.

આજ તો ધન સંહારનું, સંતાપનું, અસુરનું, અસૂયાનું મૂળ ઝરણ બની ગયું છે. એની આસપાસ ચંદ્રની ચાંદની નથી, અમાસની કાળાશ છે. આજનું ધન શાપિત ધન છે.

આજનો મારો સંકલ્પ:

જે ધન રુધિરથી છંટાયલું હોય, આંસુથી ભીંજાયલું હોય, અસૂયાની કાલિમા જેને અડકી હોય, જે સહુ ન વાપરી શકે એવું એકલપેટું હોય એ ધનનો મને સ્પર્શ ન હો!

ભલે હું ભૂખ્યો હોઉં, ઘર વગરનો હોઉં, વૈભવ વગરનો હોઉં; આજના કાળા ધનથી ધનિક હોવું એના કરતાં ધનવિહીન ઉપવાસી હોવું એમાં વધુ ગૌરવ છે.*

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ

---

# વિચાર–વાતારણ–મનોદશા

પ્રાર્થના એ હરેક ધર્મનું મહત્ત્વનું અંગ છે. કોને પ્રાર્થના કરવી એવી શંકા જેના દિલમાં જન્મી છે એ માનવ એકલો–અટૂલો દીન અને હીન છે. કોઇ એક અવિનાશી તત્ત્વના સ્વીકાર વિના માણસ પોતાની જાતને કોઇ પણ કામમાં જોડે એમાં એનો પોતાનો હ્રાસ રહ્યો છે. જીવન એક તદ્દન મિથ્યા એવા કોઇ સ્વપ્નનો આવિર્ભાવ હોય તો માણસને જીવન અકારું, ભયંકર ને નિરર્થક લાગવું જોઇએ. ઇશ્વરને ન માનનારો પણ કોઈક પળે એને માને છે. એમાં જીવનનો અર્થ રહ્યો છે, સાચો નિરીશ્વરવાદી અશક્ય નહિ તો દુષ્કર તો જણાય છે, કારણ કે એવો વજ્રાત્મા, જે એકાદ સિદ્ધાંત વડે એનું પરમધન પરમસત્ય બની રહે છે એ જ એનો ઇશ્વર છે. છેવટે તો ઇશ્વરનો સ્વીકાર એ પણ એક ભાવના જ છે. માણસ પોતાના કામમાં મગ્ન રહે એવા હેતુથી કે જીવન અનંત છે, અને અનંતમાંથી મેળવેલી દરેકે દરેક પળ એ પણ એક એક નાના જીવનનો એકમ છે, તો એવો માણસ પોતાના કાર્ય દ્વારા પ્રાર્થના જ કરી રહ્યો છે એમ ગણાય. જે વિદ્યાની ઉપાસના કરે છે, પોતે એ દ્વારા અમરત્વ પ્રાપ્ત કરશે એમ ધારીને, એ ભલે કોઇ દેખીતું કાર્ય ન કરતો હોય, છતાં એ કામ કરી રહ્યો છે–ને પ્રાર્થના પણ કરી રહ્યો છે.

પ્રાર્થના એ ઇશ્વરતત્ત્વનો સ્વીકાર છે. એ સ્વીકાર દ્વારા માણસ પોતાના નિત્યજીવનને કવિતાનું સૌંદર્ય આપે છે. એવો સ્વીકાર એ જીવનના ઉન્નતિકરણની ક્રિયા છે. એટલે પ્રાર્થના અમુક નિયત સમયે અમુક શ્લોકો બોલી જવાની ક્રિયામાં કે અમુક વખતે ભજનો ગાવામાં રહી નથી–કદાચ તદ્દન કલ્પનાહીન માણસે ગોઠવી કાઢેલી એ યાંત્રિક રીતે પણ હોઇ શકે. **પ્રાર્થના માણસની હરેક પળે જીવન જીવવાની ક્રિયામાં રહી છે.** જે માણસ સવારમાં બેસીને ગીતા વાંચી લે છે ને બપોરે કોઇ નોકર કે ઘરના માણસ કે કોઇ પરિચયમાં આવનાર સાથે અત્યંત મલિન વિચારથી પ્રેરિત વર્તન પણ ચલાવી લે છે, કે જેને એ આવશ્યક ગણે છે એ માણસ ભલે સવારે ગીતા વાંચી રહ્યો હોય, ખરી રીતે એણે કાંઇ જ વાંચ્યું નથી–એ કાંઇ સમજ્યો પણ નથી અને એના જીવનમાં પ્રાર્થનાને સ્થાન પણ નથી. આ દૃષ્ટિએ જોતાં આપણી ઘણીખરી ધાર્મિક ક્રિયાઓ અધાર્મિક છે. જે ક્રિયા દ્વારા મનુષ્ય પોતાના જીવનવણાટમાં એક સહસ્રાંશ પણ પરિવર્તન કરી શકતો નથી, એવી દરેક ક્રિયા માત્ર નિરર્થક નથી, અજીર્ણના અનાજની પેઠે રોગિષ્ટ છે. અર્થવિહીન ક્રિયાઓ કરવી એના કરતાં તો અક્રિય રહેવું એ વધારે સારું.

* *

---

* " શારદા " મે ૧૯૪૪ ના અંકમાંથી

જે માણસ નિત્ય ઉલ્લસિત છે, હરેક ક્રિયામાં રહેલ કવિતા જોવાની શક્તિ ધરાવે છે, પોતાની પાસે જે કાંઇ હોય–જ્ઞાન, સંસ્કાર, કલ્પના, પ્રેમ, કાવ્ય–આંતરની જે કાંઇ સમૃદ્ધિ હોય તે બીજાને આપવાની વૃત્તિ ધરાવે છે, તે માણસ ગમે તેટલી ઉંમર હોય છતાં જુવાન છે. કેટલાક માણસો કયારેય જુવાન હોતા નથી–કેટલાક કયારેય જુવાન મટતા નથી.

***

વાનપ્રસ્થ–જીવનનું રહસ્ય આ છેઃ જંગલમાં માણસ ફરીની એક એક વખત બાળક જેવો બની શકે છે, અને તેના જીવનની અનેક અણદીઠી સમૃદ્ધિનો એને ખ્યાલ આવે છે. કદાચ જીવનની ખરી શરૂઆત વાનપ્રસ્થઅવસ્થા પછી સમજાય છે. સમયને માપીને આપણે જીવનને વર્ષોમાં ગણવાની પ્રથા પાડી છે, પણ આ એક પ્રકારનો ભ્રમ છે. જીવનનું ખરૂં માપ શું છે એની ઘણાને ખબર જ હોતી નથી. કેટલાક વૃદ્ધ છે–અને છતાં એ એક પળ પણ જીવન જીવ્યા હોતા નથી, જીવન જીવ્યા વિના વૃદ્ધ થવું એ જીવ્યાની મોટામાં મોટી કરુણતા છે.

***

શિક્ષણને આજે શબ્દો સાથે આપણે સાંકળ્યું છે. ખરી રીતે એને વાતાવરણ સાથે સાંકળવું જોઇએ. મૂક સ્વરો જેમ વીણાના તારમાં સૂતેલા છે, તેમ બાળકના દેહમાં એક પ્રકારનું જીવનસંગીત સૂતેલું છે, જે સંગીત એવું છે–એને જાગ્રત કરવું એમાં સંસ્કારિતા રહી છે. જે સંગીત એવું નથી એ એવું બનાવવું એમાં શિક્ષણ રહ્યું છે, પણ જે સંગીત ત્યાં છે, એનું ભાન ન હોવું, ને કેવળ મૂર્ખની માફક પોતાનું જ્ઞાન બાળક પાસે પ્રગટ કરવું એમાં અજ્ઞાન રહ્યું છે. ઘણાખરા શિક્ષકો ને માબાપો શબ્દને જે પ્રાધાન્ય આપી રહ્યા છે તે અનેક સુંદર આત્માઓને અકારણ વેડફી રહ્યા છે. શિક્ષણની ' Economy ' ( માપસંધી ) આપણને સમજાઇ નથી, અને જ્યાં શિક્ષણને નિર્માલ્યનો ને છોકરાં સાચવનાર આયાનો ધંધો ગણવામાં આવે છે–એ ધંધાનું એ રીતે જ માન જાળવવામાં આવે છે, ત્યાં આ પ્રણાલિકા દ્વારા ગમે તેટલાં વર્ષો શિક્ષણ આપવામાં આવે પણ એનું પરિણામ માત્ર વાદવિવાદ કરનારા કે મૂંગા રહેનારા એવા માણસોના આવિર્ભાવમાં જ આવવાનું છે.

***

માણસને જેમ ધાર્મિક બનાવાનાં અનેક કારણો હોય છે–અનુકરણ, અંધશ્રદ્ધા, રૂઢિ, વિચિત્રતા, દેખાવ, દેખાદેખી, ભય, નિર્બળતા, અભિમાન, આનંદ, સ્વાર્થ, શુદ્ધ પ્રેમ–એમ અનેક કારણો હોય છે. દેશપ્રેમી બનવાથી કાંઇ માણસ મહાન પણ બનતો નથી, ને અકસ્માત કોઇ પરિવર્તન પણ પામતો નથી. એ કયા હેતુથી પ્રેરિત થઇને, કઇ ભાવનાથી દોરાઇને આંતરની કઇ વૃત્તિની છાયા મેળવીને, દેશભક્તિને અપનાવવા મથી રહ્યો છે એમાં સઘળું રહસ્ય આવે છે, કેટલાક દેશભક્તિને અપનાવીને એવો વિનિપાત પામે છે કે જેવો વિનિપાત દેશદ્રોહી રહેવાથી પણ ન પામે. દેશભક્તિ વડે કે કોઇપણ પ્રકારના કાર્યની ભક્તિ વડે એ જ માણસ માણસાઇ મેળવે છે કે જે કાર્યને દેખે છે તે ફળને દેખતો નથી.*

—ધૂમકેતુ

* " ઊર્મિ અને નવરચના " માર્ચ–૧૯૪૪ ના અંકમાંથી.

# માનસિક નાનમ

મેદાન પર વિજય મરચંટ એના કાંડાની શક્તિનો પરિચય આપે, ને તમે એ નામમાં ગૌરવ લ્યો છો.

કૃષ્ણલાલ શ્રીધરાણી અમેરિકામાં જઇ પુસ્તક પ્રગટ કરે છે ને શ્રીધરાણીનું નામ તમે ફરી ફરી બોલ્યા કરો છો.

કોઇ જલસામાં કોઇ ઉસ્તાદ એની કલા ઝબકાવી જાય છે ને તમે એ ઉસ્તાદના નામનું ગૌરવ આગળ કરો છો.

ગાંધીજીના નામનું ગૌરવ તમે તો દિવસરાત સાથે રાખો છો.

બીજાં નામોમાં તમારે ગૌરવ લેવું હોય તો જરૂર લ્યો, ગુણીજનની અસર ઝીલવી એ શુભ વલણ છે.

પણ તમે તમારા પોતાના નામમાં પણ ગૌરવ લઇ શકો એવી દુનિયાને તમે હાથ કરો.

તમે તુરછ ને બીજા બાદશાહ—આ પ્રકારની માનસિક નાનપથી તો તમે છેટા જ રહેજો. ગર્વ અને ગૌરવમાં મોટો તફાવત છે.

ગૌરવ એ ગર્વનો હણહણાટ નથી. એટલે ગર્વને તારવી તમે તમારા નામનું ગૌરવ જગાવજો.

આખો સમય બીજાઓનાં નામની પૂજામાં તમે વિતાવતા નહિ. કેટલીક વાર આવી પૂજા સસ્તો સંતોષ જન્માવે છે. એનું પરિણામ એ આવે છે કે એ પૂજાએલા નામને અન્યાય થઇ જાય છે.

તમારે તમારૂં વ્યક્તિત્વ એટલું કેળવવું જોઇએ જ કે બીજાના નામથી તમારા નામને ઘરણ લાગી ન જાય.

હિંદુસ્તાનને હાથમાં માળા લઇ એકલી લુખ્ખી પૂજા કરવાનો શોખ છે.

વ્યક્તિના કરતાં વિચારનું જતન કરનારાએ જગતને કાંઇક આપી જાય છે.

બે માણસો છેઃ એક મોટા નામને તેઓ માનનારા છે. એક માણસ એ વ્યક્તિનાં દર્શન કરે છે, એનું સ્મરણ કરે છે, એને ઇશ્વર માને છે. આ પૂજાથી એના મનને સંતોષ થઇ જાય છે.

બીજા માણસને એ મોટા નામ માટે માન છે, પણ એ મોટા નામે જે પુરુષાર્થ કર્યો છે એની સાથે એને લગની લાગી છે. એટલે બીજો માણસ એમ માને છે કે, એ પણ પુરુષાર્થ કરી એ મોટા નામને રાજી કરી શકશે.

પહેલો માણસ વેવલો ઠરે છે, ને બીજો માણસ મોટા નામને લાયક ઠરે છે.

લાયકાત મેળવવા માટે માણસે જીવનસંગ્રામના સપાટા ચલાવવા પડે છે. ઘરની અંદર બેસી ઘીનો દીવો બાળી ઓગડાની લાયકાત મેળવનાર દુનિયાના ઉમળકાને જાણનારો નથી.

પરિશ્રમ કરી જેણે સાધના કરી હોય એને એની સાધનાની ક્યારે ય શરમ લાગતી નથી.

હિંદુસ્તાનના એક પ્રખ્યાત સંગીતકારને કોઇએ પૂછ્યું:

" તમારો ઉસ્તાદ કોણ ? તમારો ઘરાનો કયો ? તમારૂં ખાનદાન કયું ? "

સંગીતકારે ટૂંકો ને ટચ જવાબ આપી દીધો:

" મારો ગુરુ મારૂં ગળું, મારો ઘરાનો મારો પરિશ્રમ ને મારૂં ખાનદાન મારો સૂર."

આ જવાબમાં ગર્વ ભરેલો છે એમ માની લેવાની જરૂર નથી. આ જવાબ દેનાર સંગીતકારે ગુણીજનોની અસર જરૂર ઝીલી હતી, પણ એને એ વાતની બિમારી લાગુ પડી નહોતી અને એણે પોતે સૂરના અનેક અખતરા કરી જાણ્યા હતા.

માનસિક નાનમ એ જગતની મોટામાં મોટી બિમારી છે.

સમ્રાટ સિકંદર જગત આખામાં જિતનો ડંકો બજાવી ફિલસૂફ ડાયાજીનસ આગળ આવ્યો કે તરત ડાયાજીનસે કહ્યું:

" એય, જરા આઘો થઇ જા. સૂરજનાં કિરણને તું આડે આવે છે; મારા પર તડકો આવવા દે. "

સ્વ. મણિશંકર રતનજી ભટ્ટ: કવિ કાન્તને ભાવનગરના મહારાજા ભાવસિંહજી ગાડી લઇ કાન્તને ઘેર તેડવા આવતા. કોઇ વાર કાન્ત જમવા બેઠા હોય તો એ મહારાજાને બહાર કહાવી દેતા:

" જરા ઊભા રહો; જમીને આવું છું. "

આ ખુમારી એમનામાં હતી એટલે એમની કવિતામાં પણ એ ચમક દેખાઇ આવતી હતી.

દરજ્જાને માન આપવું જોઇએ; પણ દરજ્જો એ કોઇ વીજળી નથી કે એ પડતાં-વેંત હાંફળાફાંફળા થઇ જવાની જરૂર હોય.

તમારા નામનો દરજ્જો તમારા હાથમાં છે; તમારા નામનું શિલ્પ રચવું એ પણ તમારા પર જ છે.

તમારા નામને તમે બીજાઓનાં નામોમાં ખોવાઇ જવા દેતા નહિ.

નમ્ર જરૂર બનો, પણ વારે વારે નમી પડવાની વાત તો છોડી જ દેજો.

બીજાઓની આરતી ઉતારવા માટે જ કંઇ તમને બે હાથ મળ્યા નથી.

હા, તમે જીવનની આરતી ઉતારવી હોય તો ઉતારો.

માનસિક નાનમને હાંકી કાઢી તમે બહાર પડો. તરત જ તમારા ફેફસામાં નવી હવા ભરાઇ જશે.

પછી તમે ચાલો છો એ પગ તમારા પોતાના છે એનો ખ્યાલ તમને આવશે. તમે જે કાંઇ જુઓ છો એ જોનાર આંખ તમારી પોતાની છે એની તમને જાણ થશે.

તમે જે નામથી જગતમાં હરો ફરો છો એ નામ તમારૂં પોતાનું છે એની તમને સમજ આવશે. *

* તા. ૨૯-૫-૪૪ ના " વંદેમાતરમ્ 'માંથી.

# આધુનિક સન્નારીનું વટસાવિત્રી વ્રત

આશ્રમમાંનું સાયંકાળનું ભોજન આટોપાયું. સાયંકાળના ભોજન બાદ પ્રાર્થનાની વેળા સુધી જે તે ટહેલવા ફરવા ગયાં. જ્યાં આશ્રમ હતું તે ગામને સરિતા પાવન કરતી હતી. સરિતાનું મધુરું નામ હતું બહુલા. કાંઠે મહાદેવનું એક મંદિર નાનું પણ ભવ્ય હતું. મંદિર પાસે પીપળાનું એક મહાકાય પુરાતન વૃક્ષ હતું–તેને પાળી બાંધી હતી. તે પાળીના ઓતરા ઉપર ગામની ટોળીઓ કવચિત્ કવચિત્ આવીને વિશ્રાંતિ લેતી, ચર્ચાઓ કરતી, ગમ્મત જમાવતી.

ગોવિંદ અને શ્યામ બહાર ફરવા નીકળી પડયા હતા. તેઓ એક ટેકરી ઉપર જઈને બેઠા. નાનકડા ગોવિંદે પાવો વગાડવો શરૂ કર્યો. કવિ–હૃદયવાળો શ્યામ તે સાંભળતો હતો. એકાએક ગોવિંદ થંભ્યો–તેણે શ્યામ પ્રત્યે દૃષ્ટિ ફેંકી. શ્યામે આંખો મીંચી દીધી હતી. તેના મુખ ઉપર મીઠું મધુરું તેજ ચમકતું હતું.

‘ ચાલો છો ના, આશ્રમમાં ? પ્રાર્થનાનો સમય થયો. ’ ગોવિંદે કહ્યું.

શ્યામે આંખો ખોલી. શ્યામ બોલ્યોઃ ‘ ગોવિંદ ! વાંસળી એટલે એક દિવ્ય વસ્તુ. કૃષ્ણની મુરલીથી પશુ, પક્ષી અને ઈંટ પથ્થર અને સૂકાં કાષ્ટ પણ દ્રવે. એક ગોપીએ શ્રીકૃષ્ણને પ્રાર્થના કરી કે ‘ વાંસળી ગમે ત્યારે વગાડજે, મોહન ! પરંતુ હું રાંધતી હોઉં ત્યારે ના વગાડશો. ’ કૃષ્ણે પૂછ્યું: ‘ કાંઈ કારણ ? ’ ગોપીએ કહ્યું: ‘ મોહન ! તારી મુરલી વાગે છે અને રસોઈ કરવા સળગાવેલાં સૂકાં લાકડાં દ્રવે છે તેથી આખું ઘર ધુમાડાથી ભરાઈ જાય છે, અને મારી આંખો બળી જાય છે. મને ભય રહે છે કે હું અંધ બનીશ તો તારાં દર્શનથી વંચિત બની જઈશ. ખરે જ—

વહે છે પ્રશાન્ત યમુના, કલનાદ લુબ્ધ બની સમીર,
તરુવર છે મુગ્ધ ઊભાં, ફૂલપત્રપુષ્પ પણ શાંત ધીર;
ગોપીજનવલ્લભ તણાં દર્શને, છાંડયાં કામકાજ સર્વે,
વાગી વાંસળી વૃંદાવન વિષે, થોભો થોભો પ્રિય મોહન રે.

‘ ગોવિન્દ ! બચપણમાં કોંકણ પ્રદેશમાં રહેતો હતો ત્યારે છુટ્ટીના દિવસોમાં વર્ષાઋતુમાં કયારેક કયારેક ગોવાળીઆઓ સાથે હું જંગલમાં જતો હતો. તે વખતે ગાયો અને વાછરડાં ચરતાં હોય અને ગોવાળીઆઓ મસ્ત બની પાવો વગાડે. નાનીશી વાંસની નળી પણ તેમાં કેટલી બધી શક્તિ ! કેટલી મધુર, સુલભ અને સુંદર ! એ આપણું રાષ્ટ્રીય વાદ્ય. શ્રીકૃષ્ણે તેને રૂઢ કર્યું. અત્યારે સાત લાખ ગામડાંઓમાં તે વાગે છે. વગાડ, ઉતાર એ ગીત. ’

‘ પરંતુ સાંભળો, સાંભળો, ઘંટા વાગી રહી છે. પ્રાર્થનાનો વખત થયો ’ ગોવિંદે કહ્યું.

‘ હા, હા, ચાલો. ગોવિંદ ! ગઈ કાલે હું વાર્તા લંબાવી રહ્યો હતો કે ? શું કરું ? માતુશ્રીની વાતો યાદ આવ્યા કરે છે. તેણે જ મારા જીવનમાં અત્તરની સુગંધ પ્રસરાવી દીધી છેઃ

' મમ અંતરે કરી તે નિવાસ, મમ દે છે જીવનને સુવાદ. '

' આજે જલદી આટોપીશ ' શ્યામે કહ્યું.

' ના, ના, અમને ખૂબ રસ પડે છે, જોજે ટુંકાવતા. ' ગોવિંદે કહ્યું.

આમ વાતો કરતા કરતા બન્ને આશ્રમમાં આવી પહોંચ્યા. ઉપર અડાળીમાં પ્રાર્થનાની તૈયારી થઇ રહી હતી. બધાં આવી ગયાં. ગામમાંથીયે કેટલાંક આવ્યાં હતાં. ઘંટી વાગી. પ્રાર્થના ' स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव 'થી શરૂ થઇને स्थित्वा स्यामन्तकालेऽपि, ब्रह्मनिर्वाणमृच्छति 'થી સમાપ્ત થઇ.

ધૂન-ભજનથી સૌ શાંત બની ગયાં.

પ્રાર્થના પૂરી થતાં જ શ્યામની વાત સાંભળવા બધાં અધીર બની ગયાં. શ્યામે વાતની શરૂઆત કરી.

*

મારી માનું લગ્ન નાનપણમાં જ થયું હતું. સાસરિયાં શ્રીમંત હતાં. સાસરાના લોકને ગામમાં સૌ ' સરદાર ' કહેતા. માના શરીરે સોના-મોતીના દાગીના રહેતા. કંઠે મોતીહાર, હેમકંઠી, નાસિકાએ મોતીનથ, હાથે કંકણ, પગે ઝાંઝર વગેરે જે કાંઇ આભૂષણ જોઇએ તે બધાં હતાં. ભર્યો ઘરમાં, ભર્યો ગોકુળમાં તે આવી હતી; કશાનો તોટો નહોતો.

દોસ્તો ! મારી ઉંમર ૧૭-૧૮ વર્ષની થઇ ત્યાં તો તેમના ઉપર આખા ઘરનો ભાર આવ્યો. દાદા ઘડપણને લીધે થાકી ગયા હતા. અમે અમારા પિતાને ' ભાઇ ' કહેતા. બીજાઓ ' ભાઇ '-' ભાઇ સાહેબ ' અને ' તાલુકદાર સાહેબ ' પણ કહેતા.

ભિખાએ પ્રશ્ન કર્યો: ' તાલુકદાર એટલે શું ? '

શ્યામ—' ગામનો ઠરાવેલો મહેસૂલનો આંકડો ગામ-ખેડૂતો પાસેથી વસૂલ કરી સરકારને ભરનાર સરકારનો એક બિનપગારી આડતીઓ. '

રામ—' તેને કાંઇ ના મળે ? '

શ્યામ—' હા, હા, મળે, સરકારી મહેસૂલ કરતાં બેગણું, ત્રણગણું મહેસૂલ ખેડૂત પાસેથી તે મેળવી શકે એવી તેને છૂટ. '

ભિખો—' ત્યારે તો તે એક જમીનદાર જ ! '

ગોવિંદ—' બસ કર ! ભાઇ શ્યામ, વાતો આગળ ચલાવો. '

શ્યામે વાતો આગળ ચલાવી:

અમે વડવલી ગામના તાલુકદાર. એ ગામમાં અમારી એક ખૂબ મોટી વાડી હતી. ધોધબંધ પાણી તેમાં વહેતું રહેતું. વાડીમાં કેળાં, પોપૈયાં, દાડમ, જામફળ ઇત્યાદિ ઝાડો હતાં. જુદી જુદી જાતના આંબા હતા, ફણસ હતાં. તમે એ વાડી જુઓ એટલે તમને લાગે કે અમે વૈભવશાળી અને ભાગ્યવાન છીએ. પરંતુ દોસ્તો ! તે અમારો વૈભવ નહિ, પણ અમારૂં પાપ હતું. પાપ ક્ષણ એક તો હસવાનું માણી લે છે, પણ પછી કાયમ માટે તે રડે છે, પાપ થોડો વખત તો માથું ઊંચું રાખે છે, પરંતુ કાયમનું તે ધૂળમાં ઢંકાય છે.

તાલુકદાર ફાવે તે કામ માટે ખેડૂતને બોલાવે, ખેડૂતે જવું જ જોઇએ. ગામમાંની

દુઃખી ગરીબ બાઈઓ ઘરનાં વાડામાં રીંગણાં મરચાં કરે; બીજાં ઝાડ ઉછેરે; દૂધી વગેરેની વેલો ચડાવે; પરંતુ એ બધા ઉપર તાલુકદારની નજર ફરે. ખરેખર, આ જગતમાં બીજાના શ્રમ ઉપર જીવવું એના જેવું બીજું કોઈ પાપ નથી. બીજાને સતાવી, તેની પાસે રાત-દિવસ મહેનત કરાવી, તેને તુચ્છ માની પોતે ગાદીતકિયે આળોટવું એના જેવો બીજો કોઈ અક્ષમ્ય અપરાધ નથી. તેથી જ કહેવત પડી છે કે 'રાજેશ્રી તે નરકેશ્રી.' મારી માતાના શરીર ઉપર જે દાગીના હતા તે ક્યાંથી આવ્યા હતા? પાણીદાર મોતીઓની નથ! ગામની ગરીબ સ્ત્રીઓની આંખોમાંથી મોતી ટપકતાં હોય તેવાં અશ્રુઓમાંથી તે ઉદ્ભવી હતી. ગરીબ લોકોનાં સોના જેવાં બાળકોનાં મુખ ઉપરનું હાસ્ય અને તેમનાં શરીર ઉપર તરવરતાં તેજ અને વીર્યની ચણુક હરી લઈને મારી માતા માટે સોનાના દાગીના બનાવવામાં આવ્યા હતા! ઈશ્વરને આ સત્યની મારી માતાને ખાતરી કરાવવી હતી; મારી માને ઈશ્વર જાગ્રત કરવા માગતો હતો.

મારા પિતા સ્વભાવતઃ દુષ્ટ હતા એમ નહોતું. પરંતુ બાપદાદાથી ચાલતી આવેલી પ્રથામાં તે પળોટાયેલા હતા. કોઈ તેમનું સાંભળે નહિ તો તેમને એમ લાગે કે આ કણબી (ખેડૂત) ફાટયો! કણબીને કણબો, હરિજન ઢેડને ઢેઢડો, એમ તોછડાઈથી કહેવાની પદ્ધતિ જ થઈ ગઈ હતી. પૂર્વજોનાંયે પાપ હતાં જ.

એક વખતની વાત છે. અમાવાસ્યાની રાત્રિ હતી. પિતાજી વડવલી ગયા હતા. સવારે આઠ વાગતાંમાં તેઓ ત્યાં પહોંચી ગયા હતા. આજે અમાસ છે, શનિવાર છે, વગેરે દલીલોથી ઘરનાંઓએ તેમને ગામડે ન જવા કહેલું. પરંતુ પિતાજીએ કહ્યું કે 'શાની અમાસ ને શાનો શનિવાર?'

તેઓ આખો દિવસ વડવલી રહ્યા. સંધ્યા સમય થયો એટલે ઘેર પાછા ફરવા તેઓ ત્યાંથી નીકળ્યા.

ગામમાંથી પાછા ફરતાં એક ઘરોબાવાળી ડોશીમાએ કહ્યું: 'ભાઈસાહેબ! સંધ્યાકાળ એટલે દૈત્યનો વખત. વળી આજે અમાસની કાળરાત્રિ. નાળા પાસે પહોંચશો ત્યાં તો રાત પડી જશે ને અંધારું થશે.'

પિતાજીએ તો ગણકાર્યું નહિ.

પિતાજી ગામથી નીકળી પડયા. સાથે એક નોકર હતો. ડોશીના શબ્દ 'જાવ નહિ' એમ કહેતા હતા—ફળનારાં પાપ 'ચાલ, રહે મા' એમ કહેતાં હતાં. પિતાજી અને નોકર નીકળી પડયા, અંધારું થવા લાગ્યું. પરમેશ્વરનાં, સંતોનાં અને સતીઓનાં અશ્રુ આકાશમાં ચમકવા લાગ્યાં.

પિતાજી નાળાના કોતર પાસે આવ્યા કે એકદમ સીટી વાગી. પિતાજી જરા ચમકયા. પાપ ભીરુ હોય છે. ઝાડીમાંથી બુકાની બાંધેલો એક માણસ બહાર આવ્યો. પિતાજીની પીઠે ડાંગો પડી કે તેની સાથે જ તેઓ એકદમ નીચે બેસી ગયા. નોકર તો એકદમ ભાગ્યો. પેલા માણસે પોતાના હાથમાં છરો ચમકાવ્યો. પિતાજીની છાતી ઉપર ચઢી બેઠો. ચરર ચરર ગળું કાપવાની તૈયારી હતી. તમરાંનો ગણગણાટ થતો હતો. પાસે જ એક રાફડો હતો.

તેમાંથી એક સર્પ ફુત્કાર કરતો સરરર ચાલ્યો ગયો. પેલા મારાનું લક્ષ ત્યાં હતું જ નહિ. એટલામાં તો એક ડોશીએ બૂમો પાડી: " અરે, બ્રાહ્મણને માર્યો, તાલુકદારને મારી નાખ્યો રે, દોડો, દોડો. " પેલો મારો બ્હી ગયો.

પિતાજી તે મારાને વિનવવા લાગ્યા: ' મને માર મા. મેં તારૂં શું બગાડ્યું છે ? મને છોડ. લે આ વીંટી, આ છલ્લાંની જોડી, આ સો રૂપીઆ; મને છોડ. '

પેલો કાંઇ ખરો ખૂની નહોતો. તેના ક્રૂર કર્મના મૂળમાં પણ દયા, પ્રેમ હતાં. પોતાનાં બાળબચ્ચાં ઉપરના પ્રેમને લીધે, તેમની ' ખાઉં 'ની ભૂખ દૂર કરવા માટે એણે આ રસ્તો લીધો હતો. તેને જોઇતું હતું અને મળ્યું એટલે તે પલાયન કરી ગયો.

બીજી બાજુ પિતાજીની સાથેનો નોકર જે ભાગ્યો તે ઠેઠ સાસભર્યો અમારા પાલગડ ગામે આવ્યો. ગભરાતાં ગભરાતાં તેણે બધી વાત કરી. ઘરમાંથી, ગામમાંથી ભાયડાઓ તરત જ દોડયા. પોલિસ થાણું હતું ત્યાં ખબર પણ પહોંચાડાવી.

ઘેર બાતમી મળતાં રોકકળ થવા માંડી. બધાંનાં મુખમાંનાં પાણી સુકાઇ ગયાં. ઘરમાં દીવા હતા, પરંતુ બધાંના ચહેરા ઉપર શ્યામતા પથરાઇ ગઇ. તે વખતે અમારો કોઇનો જન્મ થયો નહોતો. મા કાંઇક કાંઇક સમજણી થઇ હતી. સ્ત્રીઓમાં સમજ જલદી આવે છે. મારી મા તે બધી વાત અમને કહેતી. મા તરત દોડીને મંદિરે ગઇ. પ્રભુ પાસે ખોળો પાથરી વિનતિ કરવા લાગી: ' હે પ્રભુ ! તને જ મારી બધી ચિંતા. તું જ અમારી સૌની કાળજી રાખે. તું જ માતા ! તું જ જગદંબા ! હું તારી દીકરી. મને તારા પાલવમાં લે. મારૂં સૌભાગ્ય કાયમ રાખ. મારો ચૂડો સલામત રાખ. પ્રભુ ! મારા સૌભાગ્ય ઉપર કુહાડો મા પડવા દે. પ્રભુ ! તારી કરુણા મારા ઉપર વરસાવ. તું કરુણાસાગર ! તેમને ઘેર સુખરૂપ આવવા દે, મારા નાથ ! હું તેમને આંખ ભરીને જોઉં. મારે બીજું કાંઇ ના જોઇએ. ન જોઇએ આ દાગીના, ન જોઇએ આ મોટાઇ દેખાડતાં વસ્ત્ર. મૂઇ એ તાલુકદારી, ન ખપે; મારે કાંઇ જોઇતું નથી. મારૂં સૌભાગ્ય, મારા પતિ એ જ દાગીનો. હે પ્રભુ ! મારા પતિને તું આપ; મને તે અમર ધન આપ. ' એમ વિનવતાં વિનવતાં મા રડી પડી.

એકલી પ્રાર્થના શા કામની ? મારી માએ તે રાત્રે સાવિત્રીનું વ્રત લીધું. તમે ભારતનો ઇતિહાસ લખો યા ના લખો; પણ સાવિત્રી અમર-છે. સ્ત્રીઓને તે સદૈવ ધીરજ આપ્યા કરે છે; મૃત્યુ સાથે લડવાનું ધૈર્ય આપે છે.

મારી માતાનું સૌભાગ્ય કે મારા પિતા ઘેર આવ્યા.

તે વર્ષથી મા સાવિત્રીનું વ્રત સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક દર વર્ષે કરતાં. દર વર્ષે જ્યેષ્ઠ માસની પૂર્ણિમા આવવાની હોય તે પહેલાં બે દિવસથી તે ઉપવાસ શરૂ કરે અને પછી વટપૂજા કરે. એકે વર્ષ ખાલી જવા ન દે. આકાશને વ્યાપી દેવા ઇચ્છતા ચિરંજીવ અક્ષય વટની પૂજા કરી સૌભાગ્ય મેળવે; વટવૃક્ષ પ્રમાણે કુળ વધો, જગતને તે છાયા આપો, આધાર દો. વટવૃક્ષ ઊંચે ઊંચે જઇને જાણે પોતાના શરીરથી પ્રભુના ચરણને સ્પર્શ કરે છે તેમ કુળ પણ ઉન્નત થાય, ઊંચે ચડે એવી સદૈવ ઇચ્છા રાખે. વટવૃક્ષની અનેક શાખાઓ

અને જટાઓ ફૂટે છે, ફાલે છે, તે પ્રમાણે કુળ વિસ્તૃત થાઓ, સંઘટ્ટ બળવાન બનો એવી એવી મેંદડો ભાવના આ વટપૂજાથી જાણ્યે અજાણ્યે સ્ત્રીઓનાં જીવનમાં પ્રવેશે છે.

તે વખતે મારી ઉંમર ૮–૯ વર્ષની હશે, અને સાવિત્રીવ્રતનો આરંભ થવાનો હતો ત્યારે મારી મા દાહિયા તાવથી ખાટલે હતી. આ વ્રતમાં ત્રણ દિવસ વટને ૧૦૮ પ્રદક્ષિણા કરવાની હોય છે. માને તો જરા ચાલે ત્યાં ચક્કર આવતાં હતાં.

'માએ ' સ્યામ ! ' એવી હાંક મારી મને બોલાવ્યો. હું મા પાસે ગયો. ' શું છે મા ! શું હતું ? પગ ચાંપું ? ' એમ મેં પૂછ્યું.

• મા બોલીઃ ' પગ નથી ચાંપવા. બળ્યા, રોજ તે કેટલા બધા પગ ચાંપવા ! તું પણ કંટાળી જતો હશે. પણ હું શું કરું ? ' માના તે કરુણ શબ્દો સાંભળી મને લાગી આવ્યું. હું રડવા લાગ્યો. મા ફરીથી બોલીઃ ' શ્યામ ! તું દિવસભર કામ કરીને થાકી જાય છે, નહિ? પણ, આવતી કાલથી તને એક કામ ત્રણ દિવસ કરવાનું કહેવું છે. તું કરીશ ને બેટા ?'

' કયું કામ, મા? મેં ક્યારે કોઇ કામની ના કહી છે ? ' મેં કહ્યું.

મા ગળગળી થઇને બોલીઃ ' ના, ના, તેં કયારેયે ના પાડી નથી. જો, આવતી કાલથી વટસાવિત્રીનું વ્રત શરૂ થશે. મારાથી વડને ૧૦૮ પ્રદક્ષિણા ફરાશે નહિ. મને ચક્કર આવશે. ગમે તેમ કરી તારો હાથ પકડી ચોતરા સુધી આવીશ, પૂજા કરીશ; ત્રણ પ્રદક્ષિણા ફરીશ. બાકીની તું કરજે, હો બેટા ! '

એમ કહીને માએ મારો હાથ તેના હાથમાં લીધો અને પ્રેમાળ કરુણ દૃષ્ટિથી તેણે મારા સામું જોયું.

' મા ! મારી પ્રદક્ષિણા તે ચાલે ? ' મેં પૂછ્યું.

' ચાલે, બેટા ! ભગવાન બધું દેખે છે, બધું જાણે છે. તું એટલે હું જ એમ નહિ કે ! જોને, તું મારા ઉદરનો જ માંસનો પિંડો. તું મારા શરીરનો જ એક ભાગ, જાણે મારું જ રૂપ. તું પ્રદક્ષિણા ફરશે તે મારી જ મણાશે. હું માંદી છું, એ વાત ભગવાન જાણે છે. ' માએ કહ્યું.

' પણ મને બધી સ્ત્રીઓ હસશે. હું વડ આગળ નહિં જાઉં. નિશાળે જનારા છોકરા મને દેખશે અને પછી નિશાળમાં ' કેમ રે છોકરી ' એમ કહી મારી ફજેતી કરશે. મને શરમ આવે, હું નહિ જાઉં, વળી મારી નિશાળ પડે. માસ્તર ગુસ્સે થાય. ' આવી અનેક દલીલો મેં કરી.

માનો ઉદાસીન ચહેરો ખિન્ન થયો. તે બોલીઃ ' માનું કામ કરવામાં શરમ શી ? વળી આ તો ભગવાનનું કામ. ભગવાનનું કામ કરવામાં લાજ ન રાખવી; પાપ કરતાં લાજવું. સ્યામ ! તે દિવસે ચૂલા પાછળથી ટોપરાનો ટુકડો લઇ તું ખાઇ ગયો હતો તે હું જોઇ ગઇ હતી, પણ બોલી નહિ. જવા દો. બાળક છે, તે વખતે તને લાજ નહોતી આવી કે હું શું કરું છું ? અત્યારે ભગવાનનું કામ કરવામાં તને શરમ આવે છે ? ગીતાનો પાઠ કરે છે,

પ્રાર્થનાના શ્લોકો ભણે છે, તે બધું શા કામનું ? શ્રીકૃષ્ણને તો ખૂબ ગમે છે. એ તો સારથિ બનીને રથ હાંકતા; ધર્મ રાજાને ત્યાં જેઓ જમ્યા તેમની પત્રાવળીઓ ઉપાડતા. અને તને પ્રદક્ષિણા કરવામાં લાજ આવે છે ? ભલે, તું એ નહિ કરે તો હું કરીશ. મને ચક્કર આવશે તો ભોંય પડી જઈશ; મરી જઈશ તો આ બધામાંથી છૂટીશ. પરંતુ શ્યામ ! તમારા માટે જ હું જીવું છું હોં ' એમ કહી માએ આંખોમાંથી બહાર નીકળવાને તત્પર એવાં અશ્રુને પોતાની સાડીના પાલવથી ઢાંકી દીધાં.

માના આ શબ્દો મારા અંતરમાં સોંસરા ઊતરી ગયા. મારું હૃદય દ્રવિત થઈ પાવન થયું. ' ભગવાનનું કામ કરવામાં લાજ ન રાખવી, પાપ કરતાં લાજવું ' કેવા સુંદર શબ્દો ! આજે પણ મને તે શબ્દો યાદ આવ્યા કરે છે. આજકાલ આવા શબ્દોની કેટલી બધી જરૂર છે ? ભગવાનના કામમાં, દેશના કામમાં, ભારત માતાના કામમાં આપણને શરમ આવે છે ! હલકી ચોપડીઓ વાંચવામાં, ખરાબ ફિલ્મો જોવામાં, બીડી કે સિગારેટ પીવામાં, વ્યસન કરવામાં, સોપારી–પાન ખાવામાં અને એવી ચેનબાજી ઉડાવવામાં લાજ આવતી નથી. પુણ્યકર્મ, સત્કર્મ કરવામાં લાજ આવે છે અને અસત્કર્મ કરવામાં બહાદુરી માની સંસ્કૃતિ ખીલવીએ છીએ એમ માનીએ છીએ !

હું માના પગે પડયોઃ ' મા ! જઈશ, હોં ! પુંડલિક માતાપિતાની સેવા કરી મોટો થયો અને તેની એ સેવાના બળે ભગવાનને બાંધી લાવ્યો. તે પ્રમાણે તારું કામ કરીને મને ભગવાનનો લાડકો થવા દેજે. નિશાળમાં માસ્તર ગુસ્સે થશે તો ચાલશે. મા ! તું ગુસ્સે થઈ ગઈ ? તને ખોટું લાગ્યું ? ' એવી રીતે કરગરીને મેં માને પૂછ્યું.

' ના, રે ! તારા ઉપર હું કેમ ગુસ્સે થાઉં ? મને તમારા ઉપર ગુસ્સે થઈ ક્રોધ કરતાં નથી આવડતો, હોં. ' માએ કહ્યું.

દોસ્તો ! જ્યારે હું મારે ઘેર હોઉં અને વટસાવિત્રીના વ્રતના દિવસો હોય ત્યારે વડને પ્રદક્ષિણા કરવા હું હંમેશાં જતો. મારી માના તે દિવસના શબ્દો હું કદી વિસરવાનો નથી. " પાપ કરતાં લાજ, સારું કામ કરતાં લાજીશ મા. "

આજની વાર્તા પૂરી થઈ અને કન્યાઓ ગાવા લાગી—

' વટ સાવિત્રી વ્રત આજ પૂરણ કરીએ રે,
લઈ કુમકુમ અક્ષત હાથ, ફળ તો ધરીએ રે;
છે પવિત્ર વસ્ત્રો બેન, આપણુ અંગે રે,
કરો પૂજન વડનું આજ, સહિયર સંગે રે. '

' શ્યામ ! તમે વટ; અમે તમારી પ્રદક્ષિણા ફર્યાં; આ તમને કુમકુમનું તિલક અને આ અક્ષતોથી વધાવ્યા. '

અને બધાં ખડખડાટ હસી પડયાં.*

[ તા. ૪ જુન સને ૧૯૪૪ના 'પ્રભાતુ' માંથી ]

* મૂળ મરાઠી પરથી અનુવાદકઃ શ્રી. ડાહ્યાભાઇ મ. પટેલ.

# જીવનનો હેતુ શું ?

[ એક અમેરિકન વિદ્વાન મિ. વીલ ડયુરેન્ટે મહાત્મા ગાંધીજી, બર્નાડ શૉ અને બીજા જગતભરના ત્રીસેક જેટલા મહાપુરુષોને "જીવનનો હેતુ શો ?" એ મહાપ્રશ્ન પૂછેલો. તેના ઉત્તરમાં પંડિત જવાહરલાલે જવાબ લખેલો તેમનો હજી સુધી અપ્રકટ પત્ર અત્રે આપવામાં આવે છે. ]

અમે હિંદુ લોકો મોટા વેદાંતપ્રિય મનાઇએ છીએ. પણ હું તો વેદાંતથી હંમેશાં ચાર માઇલ દૂરનો દૂર જ રહ્યો છું, કેમકે પહેલેથી જ મને લાગ્યું છે કે વેદાંતથી મારી બુદ્ધિનો ગોટાળો અધિક વધશે અને તેમાંથી મને મનઃશાંતિ કે કાર્યપ્રેરણા મળશે નહિ. ધર્મની મારા મન ઉપર કદી દઢ અસર પડી નથી. પાંડિત્ય મેળવવા માટે અને દેખાડવા માટે આપણે બધા કરીએ છીએ તેમ, મેં પણ ઘણાં ભૌતિક શાસ્ત્રોમાં માથું માર્યું અને તેમાં મેં થોડું મન પરોવ્યું એટલે મારી દષ્ટિ વ્યાપક થઇ; પણ તેથી મારી બુદ્ધિ સ્થિર થઇ નહિ. મારા મનમાં અનેક શંકાઓ રહી ગઇ; હું ત્યારનો નાસ્તિક જ રહ્યો છું. અને જેના સ્પષ્ટ સ્વરૂપની ઝાંખી નહોતી થઇ એવી સામાજિક અને રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં મેં મારું મન પરોવ્યું, અને ધીમે ધીમે જેમ નાની નદીઓ મોટા સાગરમાં વિલીન થઈ જાય તેમ, હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય એ જ મારું મોટામાં મોટું જીવનધ્યેય બની ગયું.

હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય એટલે કેવળ રાજકીય શાસનનો અધિકાર એમ હું માનતો નથી. મારાં કરોડો બંધુ–ભગિનીઓને દુઃખ અને ગુલામગીરીમાંથી મુક્ત કરવા માટે મારા દેશને સ્વતંત્ર કરવો જોઇએ એમ મને લાગ્યું છે અને મારો દેશ જગતભરના પીડિતોનું એક પ્રતીક જ છે, એમ મને લાગવાથી મેં દેશાભિમાનને માનવજાતિના અભિમાનનું સ્વરૂપ આપીને સર્વ દેશોના ગરીબોનું જ આ કાર્ય છે એમ ગણીને પ્રયાસ આરંભ્યો.

પણ આ કાર્યમાં શંકા, કુશંકા, નિરાશા એવા ઘણા અનુભવો થવા લાગ્યા. મથી મથીને જે કાંઇ યોજના ઘડીએ તેમાં પારાવાર વિઘ્નો આવવા લાગ્યાં અને જો કર્તવ્ય ગણીને તેને વળગી ન રહ્યો હોત તો મન ગોટાળે ચડી જાત.

પણ ત્યાં મને ગાંધીજીની દોસ્તી થઇ અને અત્યાર સુધી મારા દિલમાં જે ભાવના અને મહત્ત્વાકાંક્ષા હતી તેને માર્ગ મળ્યો અને મને જે સમાધાન શોધતો હતો તે મળ્યું.

મને સમજાયું કે **ખરું માનસિક સમાધાન સતત કામ કરવામાં છે.** જે દિવ્ય આદર્શોમાં મન લાગ્યું છે તેને સિદ્ધ કરવા ને અવિશ્રાંત પરિશ્રમ કરવામાં છે; વિચાર કે વેદાંતમાં આ સમાધાન નથી. અવિરત ઉદ્યોગ એ માનસિક શાંતિ અને સમાધાનનો અખૂટ ઝરો મારે માટે થઇ પડયો છે.

અને તેમાં મને જે માનસિક સમાધાન પ્રાપ્ત થયું તેથી મને જીવનમાં કંઇક હેતુ છે, અર્થ છે એમ દઢ વિશ્વાસ બેઠો અને મારા જીવનનો જો હેતુ હોય તો બીજાને શા માટે ન હોય ?

હું તો સિપાઇ છું. ઉદ્યોગ અને કષ્ટ ઉપાડવાનું મળે તો બસ્યો ભયો, એવી પ્રકૃતિના માણસોમાંનો એક છું, તેથી તર્કશાસ્ત્ર કે ભૌતિકશાસ્ત્રથી સિદ્ધ થાય એવો જવાબ દેતાં મને આવડતું નથી. શાસ્ત્ર, ન્યાય, તર્કબુદ્ધિ–બધાની કિંમત હું જાણું છું, પરંતુ તે બધાનું પાંગળાપણું પણ મેં જોયું છે, અને તેથી તેનાથી જેટલા છેટા એટલી વધુ શક્તિ જીવનક્રમ ચલાવવામાં રહેશે એમ મને લાગ્યું છે. આ પ્રેરણાશક્તિને તમે સ્વયંપ્રેરણા કહો, અંતઃપ્રેરણા કહો કે બીજું ગમે તે નામ આપો–પણ ભૌતિક કે તર્કશાસ્ત્રોના ચોકઠામાં તે નહિ બેસે એ વાત ચોક્કસ.

અનેક સમર્થ અવતારી પુરુષોના આગમન છતાં માનવજાતની પાપવૃત્તિ નષ્ટ થઇ નથી. તેના ઉપર નવાં નવાં સંકટો ચાલુ છે એ વિચાર આવતાં મન ઘડીભર નિરાશાથી વ્યાકુળ થઇ જાય છે. પણ તરત વિશ્વાસ આવે છે કે મારા દેશ માટે અને દુનિયા માટેનો ઉજળો દિવસ દૂર નથી, મારો શ્રમ નિષ્ફળ જવાનો નથી. મારું ધ્યેય અને જલદી પ્રાપ્ત થાય તે માટે મને ખૂબ ઉતાવળ હતી, પણ ધ્યેય પ્રાપ્ત થયા પછી મારા પરિશ્રમનાં ફળ બદલ મને જરા પણ ફિકર નથી. મારો પરિશ્રમ સાચી દિશામાં છે એટલી ખાતરી જ મારી સર્વ શાંતિ અને સમાધાનનું મૂળ છે.

હિંદ અને સારી દુનિયામાં સમાજવાદી તંત્ર સ્થપાય તે જોવા હું તલસું છું, પણ જગતનાં બધાં અનિષ્ટો દૂર ન થાય તો શું થાય તેની પણ હું હવે ફિકર કરતો નથી. મને તો આજે જ કરવા જેવી જે વસ્તુ લાગે છે, તેની પાછળ પૂરા શ્રમથી મંડી પડું છું. જગત પૂર્ણાવસ્થાએ પહોંચશે કે કેમ તેની હું ચિંતા કરતો નથી, પણ હું તે માટે કાંઇ પણ કરતો રહું છું અને તેમાં મંદતા આવવા દઇશ નહિ એટલું મારે માટે બસ છે.

પં. જવાહરલાલ નહેરુ

[ વર્તમાન તા. ૨૧-૫-૪૪ માંથી ]

---

## સૂક્ષ્મ લેખનકળા ( ઝીણા અક્ષરે લખવાની કળા )

ઢાકાના મલમલની બારીકાઇની કારીગીરીની જેમ હેરત પમાડનારી કળા સૂક્ષ્મ લેખનની છે. આ કળા અર્વાચીન છે એમ નથી, પણ પ્રાચીન સમયની છે. અગાઉના સમયમાં આપણી કળાકારીગીરી સર્વે ધર્મ અર્થે સમર્પિત થતી હતી. એટલે પ્રાચીન સૂક્ષ્મ લેખનકળાના નમૂનાઓ જે પ્રાપ્ત થાય છે તે ધાર્મિક સ્વરૂપના છે. નવ ઘનઇંચ જગ્યા રોકતા એક ત્રિકોણાકાર યંત્રમાં આખો ચંડીપાઠ લખ્યાનો સૂક્ષ્મ લેખનકળાનો નમૂનો મળી આવે છે.

અર્નિયરે હિંદી કલાકારોની સૂક્ષ્મ ચિત્રકળાની સુંદરતા, નાજુકતા અને મનોહરતાનાં બારોબાર વખાણ કર્યાં છે. જયપુર સ્ટેટના મ્યુઝિયમમાં ત્રણ શિલ્ડ (ઢાલ) છે. તેમાં રામાયણ, મહાભારત અને યુધિષ્ઠિરના અશ્વમેધનાં દૃશ્યો તાદૃશ્ય કરતાં ચિત્રો છે. આ કલાકૃતિઓ અકબરના સમયની છે.

આધુનિક સમયમાં કલાકારોએ સૂક્ષ્મ લેખન માટે બે વસ્તુઓ સ્વીકારી છેઃ એક તો ચોખાનો દાણો અને બીજું પોસ્ટ કાર્ડ.

ઇ. સ. ૧૯૩૮ માં દિલ્હીમાં ભરાયેલા ઔદ્યોગિક પ્રદર્શનમાં ચોખાના ઉપરની લેખનકળાનો નમૂનો ગોઠવવામાં આવ્યો હતો. તેને વિશાળદર્શક યંત્ર વતી જોતાં તેના ઉપર ૪૧૭ અક્ષરો લખાયેલા વંચાતા હતા. સ્પેનના ફેબા નામના કલાકારે અનાજના કણ ઉપર ગાડી કોતરી હતી. આ કોતરકામ એટલું તો સંપૂર્ણ હતું કે ગાડીની અંદરની બધી સજાવટો અને બાંધકામ, સંપૂર્ણ રીતે ઉતારવામાં આવ્યું હતું.

સૂક્ષ્મ લેખનકળાના અપ્રતિમ નમૂના તો બે પુસ્તકોના છેઃ મિ. સી. એન. ઝુત્સી પાસે ચર્મપત્ર ઉપર લખેલી આખી ગીતા છે અને તેનું કદ મોટી બદામની મિંજની અંદર સમાઇ જાય એટલું જ છે ! સસેકસમાં મિ. વિલિયમ લેન્ગેસ્ટન પાસે સ્પષ્ટ અક્ષરે છાપેલું ન્યૂ ટેસ્ટામેન્ટ છે. તેનું કદ ⅞×⅝ ઇચ છે. એટલે તેનું કદ પોસ્ટની ટિકિટ કરતાં પણ નાનું છે. તેનાં ૪૯૦ તો પાનાં છે અને તે ઇ. સ. ૧૯૯૫ માં છપાયું હતું.

મુંબઇના સ્થપતિ મિ. સેમ્સન એ. એલીજાહ સૂક્ષ્મ લેખનકળાના અઠંગ કલાકાર છે. તેમણે પોસ્ટકાર્ડ ઉપર ⅞×⅝ ઇચની જગ્યા વાઇસરોયના ફોટા માટે છોડી, ૧૭૭ લીંટીઓમાં ચાર હજાર શબ્દોવાળું બ્રિટનની યુદ્ધનેમનું જાહેરનામું લખ્યું છે. ખૂબીની વાત તો એ છે કે આ લખાણ તેમણે ઉઘાડી આંખે અને સામાન્ય કલમ વતી લખ્યું છે !

નસરવાનજી નૌરોજી મુન્શીએ પોસ્ટ કાર્ડ ઉપર જમશેદજી ટાટાનું જીવનવૃત્તાંત ૧૪૪ લીંટીઓ અને ૩૮૮૧ શબ્દોમાં લખ્યું છે. એસ. એમ. દેસાઇએ વડોદરાના રાજપુરુષોનો ઇતિહાસ એક પોસ્ટ કાર્ડ ઉપર લખ્યો છે અને તે નવસારીની મહેરજી રાણા લાયબ્રેરીમાં રાખવામાં આવ્યું છે. મુંબઇના બાટલીવાલા પાસે એક પોસ્ટ કાર્ડ છે. તેના ઉપર ૧૯૬ લીંટીઓ અને ૪૧૦૦ શબ્દો લખેલા છે. વાડીલાલ હ. શાહે સાધારણ ચોપડીનાં ૧૦॥। પાનાંમાં સમાય તેટલું લખાણ ૮૪ લીંટીમાં અને ૨૩૭૫ શબ્દોમાં, એક પોસ્ટ કાર્ડ જેટલી જગ્યામાં સમાવ્યું છે. આ ઝીણા અક્ષરનો નમૂનો ' કુમાર 'ના એક અંકમાં પ્રગટ પણ થયો છે.

સીમલાના શ્રી એસ. એન. શર્મા સૂક્ષ્મ લેખન–કળાના વિખ્યાત કળાકાર છે. તેમણે અત્યાર સુધીમાં પોસ્ટ કાર્ડ ઉપર લખાયેલા ઝીણા અક્ષરોનો આંક તોડયો છે. તેમણે કવિસમ્રાટ ટાગોરની આખી ' ગીતાંજલિ ' પોસ્ટ કાર્ડનો બે બાજુઓ ઉપર, સરનામા માટે જગ્યા રાખી, ૫૦૦ લીંટીઓઃ ૫૫૬૭૨ શબ્દોમાં ૬૭૯૦૦ અક્ષરોમાં લખી છે. આ પોસ્ટ કાર્ડ લંડનની એક પેઢીએ ૧૦૦ પૌંડનો પુરસ્કાર આપી ખરીદવા કહેલું પણ તેમણે તે લેખનકળા શ્રી. ટાગોરને ભેટ ધરી છે. શ્રી. ટાગોરે પોસ્ટકાર્ડ જોઇ "મહાન ધીરજનું કાર્ય" આવા ઉદ્ગારોથી આનંદ પ્રદર્શિત કર્યો હતો.

શ્રી. શર્મા પાસે સૂક્ષ્મલેખનકળાથી અંકિત પોસ્ટ કાર્ડોનું આલ્બમ છે. તેમાં હિંદના રાજવીઓ, મુત્સદીઓ અને દીવાનોનાં જીવનવૃત્તાંત આલેખાયેલાં છે. *

શિવપ્રસાદ કૃ. ત્રિવેદી

* ' કિશોર " માસિકના એક અંકમાંથી.

# ખંડોનાં નામ કેમ પડયાં ?

## આફ્રિકા :

ફીનીસિયનોએ વસાવેલા કાર્થેજ પ્રદેશનું આ મૂળ નામ. તેનો શબ્દાર્થ ચોક્કસ નથી. અફારિકા ( Afarika ) નામના પ્રદેશની પેલી મહાન બર્બર ટોળીના નામ પરથી એ ઊતરી આવ્યું છે તેમ કેટલાક માને છે; તો બીજા કેટલાક ફીનીસિયન શબ્દ આફ્રી ( Afri )—અર્થ કાળો માનવી—અને સંસ્કૃત શબ્દ आस ( Ao )—અર્થ દેશઃ આ શબ્દો ઉપરથી આવેલ માને છે. કાળો માનવી કાળો હોવાને કારણે કાથો—Afri—ગણાયો કે આફ્રિકામાં માત્ર તેના રહેઠાણને કારણે એમ મનાયું તે બાબત વિવાદ ચાલે છે.

## અમેરિકા :

કોલમ્બસે આ દેશની શોધ કરી ત્યારે એણે આને હિંદ દેશનો બાગ જ માનેલો; ( તેથી જ તો વેસ્ટ ઇન્ડીઝ આઇલેન્ડસ અને રેડ-ઇન્ડિયન્સ નામ પડેલાં છે. ) આ ભૂલની જાણ થતાં બીજા નામની જરૂર પડી—અને આ ખંડે એક બીજા મુસાફરનાં નામ પરથી અમેરિગો વેસ્પુસી—અમેરિકા નામ ગ્રહણ કર્યું. ખરી રીતે અમેરિગો વેસ્પુસી આ માન ખાટી જવાને હક્કદાર નથી તે આપણે સૌ જાણીએ છીએ.

## એશિયા :

જૂના ગ્રીક ભૂગોળશાસ્ત્રીઓએ ત્યારના જાણીતા જગતના—પૂર્વ અને પશ્ચિમ—એવા-બે ખંડો ગણાવેલા છે. એ સંભવિત છે કે એશિયા અને યુરોપ, એસિરિયન મૂળ ધાતુ આસુ ( Asu )—નિર્દેશ પૂર્વ કે ઊગતો સૂર્ય અને ઇરબ ( (Ereb ) કે આઇરીબ ( Irib )—નિર્દેશ પશ્ચિમ કે આથમતો સૂર્ય—ઉપરથી ઊતરી આવેલાં છે.

## ઑસ્ટ્રેલ-એશિયા :

પૃથ્વીના પાંચમા અને છેલ્લા શોધાયેલ ખંડનું આ નામ ક્યારેક દક્ષિણ પેસિફિકના બધા ટાપુઓને આપવામાં આવેલું ગણાય છે, તો ક્યારેક વળી આ નામ નીચે ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલૅન્ડ, ટાસ્માનિયા અને બીજી ટાપુઓનો સમાવેશ કરવામાં આવે છે. ઑસ્ટ્રેલીસ ( Austrolis )નો લૅટિન ભાવાર્થ દક્ષિણ થાય છે. એ પ્રમાણે આ નામનો ઑસ્ટ્રેલ-એશિયાનો અર્થ દક્ષિણ એશિયા થયો.

## યુરોપ :

ઉપર જણાવાયું છે તેમ એસિયન ધાતુ ( Ereb ) ઇરબ-નિર્દેશ આથમતો સૂર્ય—ઉપરથી આ નામ પડયું છે. આમ આ દેશ આથમના સૂર્યનો કે અંધકારનો દેશ પણ કહેવાય છે. કોઇ વળી આ નામ ગ્રીક શબ્દો ઉપરથી પડેલું છે તેમ પણ માને છે. એ ગ્રીક શબ્દોનો અર્થ આ લોકો ' પૃથ્વીનું વિશાળ મુખ ' કે ' પૃથ્વીનો વિશાળ ભાગ ' એવો કરે છે. *

---

* " ઊર્મિ અને નવરચના "માંથી

# આવતા માસની કાર્યદિશા

૧ પુસ્તકાલયોના ગ્રંથપાલોએ, જુલાઈ માસમાં પોતાનાં પુસ્તકોની મેળવણી કરી, પુસ્તકાલયના જનરલ રજિસ્ટરે શેરો કરવો.

૨ જે શિક્ષકોએ પુસ્તકાલયશિક્ષણવર્ગોની તાલીમ લીધી છે તેમણે પુસ્તકાલયના દફતરની વ્યવસ્થા અચૂક વ્યવસ્થિત બનાવી દેવી.

૩ કમી થવા પાત્ર પુસ્તકોની યાદીઓ વ્યવસ્થાપક મંડળના અભિપ્રાય સહ મોકલવા તજવીજ કરવી.

વડોદરા,
તા. ૧૨-૬-'૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતું — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૨૧ સને ૧૯૪૩-૪૪

## વિષય

### મકાનવાળાં ગ્રામપુસ્તકાલયોની વ્યવસ્થા

વડોદરા રાજ્યનાં મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોની મુલાકાતોમાં જણાયું છે કે પુસ્તકાલયોની સ્વચ્છતા વ્યવસ્થા અને સાહિત્યની ગોઠવણી ઘણી વખત સૂચનો આપ્યાં છતાં તે જોઈએ તેવી વ્યવસ્થિત રહેતી નથી. આનું કારણ ગામના જુવાન વાચકોનો સહકાર મેળવવા જોઈએ તેટલા પ્રયાસો સમિતિ અને પ્રત્યક્ષ કાર્ય કરનાર મંત્રી ગ્રંથપાલભાઈઓ તરફથી થતા નહિ હશે એમ જણાય છે. આપણી કાર્યવાહી સમિતિમાં ગામમાં અગ્રણી ગણાતી વ્યક્તિઓ હોય છે તેઓ પુસ્તકાલય માટે જોઈતી રકમો ઊભી કરી આપવામાં સહકાર આપે છે, પરંતુ તે પછીનું કાર્ય તો જે તે સ્થાનિક કેળવાયલા યુવાનોનું છે. યુવાનોને ફુરસદનો ઘણો વખત હોય છે. ભણતા વિદ્યાર્થીઓ ઉનાળામાં થોડા દિવસો ઘેર આવે છે, તેમ જ ગામના ખેતીપ્રધાન અગર ઇતર કામકાજ કરનાર વ્યક્તિઓ પણ જો પુસ્તકાલયમાં રસ પેદા કરાવનાર વ્યક્તિઓ હોય તો મદદ આપે એ નિઃશંક છે. અને આવી રીતે થોડાંક પુસ્તકાલયો વ્યવસ્થિત અને સારી ગોઠવણીમાં મૂકાયાં છે. પણ ઘણાં મોટા ભાગનાં પુસ્તકાલયો હજી તો પુસ્તકોને માત્ર ગમે તેમ રાખી મૂકવાની ઓરડી જ સમજે છે. આ બદલ અમારે ગ્રંથપાલ

મંત્રી મિત્રોને ખાસ વિનતિ કરવાની કે આપનું પુસ્તકાલય આપ આદર્શ પુસ્તકરહેઠાણ બનાવશો કે ત્યાં વાચક પોતાનું મન દાખલ થતાં પ્રોત્સાહિત કરી શકે.

આ માટે નીચેની થોડી વ્યવસ્થિત યોજના કરવા દરકોઇ પુસ્તકાલય સમિતિ વિચાર કરશે એવી આશા છે,

(૧) પુસ્તકાલયનું કંપાઉન્ડ જે તે સ્થળને અનુકૂળતા પ્રમાણે થોર, મેંદી કે એવા જ પ્રકારની બીજી રીતે મજબુતાઈ કરી ચોક્કસ કરે. અને તે માટે જોઇતો ખર્ચ અંદાજમાં સવડ ન હોય તો પ્રતિ વર્ષે પોતાના કાયમનિધિમાંથી પણ ઉપાડી કરી લે.

(૨) મકાનની સાફસૂફી અને સહેજસાજ દુરસ્તી માટે પ્રત્યેક વર્ષે અંદાજમાં તે જોગવાઇ રાખે જ અને તેનો ઉપયોગ કરે.

(૩) પુસ્તકાલયમાં સુભાષિતો, સારાં ચિત્રો, આલ્બમ વગેરે રાખે.

(૪) વિદ્યાર્થીઓને રમવાનાં સાધનો વ્યવસ્થિત રાખે.

(૫) ગ્રંથપાલને નિયમિત કામ કરવા માટે પોતાની સ્થિતિ પ્રમાણે રૂ. ૨૪) થી માંડી રૂ. ૬૦ સુધી તેને વાર્ષિક પગાર આપે. ઘણે સ્થળે સેવાભાવથી કામ થાય છે તેની નોંધ લેતાં આનંદ થાય છે. પરંતુ પગાર આપવાનો હોય તો પણ ગામડામાં એક કલાકની ચોક્કસ કામગીરીના અને કામગીરીના પ્રમાણમાં વેતન આપવા હરકત નથી. નિદાન દરેક દરરોજ સરેરાશ દશ પુસ્તક ઇસ્યુ થતાં હોય અને પુસ્તકો વગેરેનું કામ વ્યવસ્થિત કરવાનું હોય તો એ ગ્રંથપાલને એક કલાકના માસિક ત્રણ રૂપિયા પગાર પૂરતો ગણી શકાય. કામના પ્રમાણમાં સ્થાનિક સમિતિઓ અને રા. મહાલ શાળાધિકારી સાહેબોએ મુકામ કરી પુસ્તકાલયના નોકરખર્ચ માટે જોગવાઇ કરી અંદાજ કેમ બનાવવું તે સમજાવવું જોઇએ.

શાળાના કોઇ ગરીબ વિદ્યાર્થી કે ગામના કોઇ ગરીબ માણસને માસિક ૦-૮-૦ થી વધુમાં વધુ રૂપિયા ૧-૦-૦ પગાર આપી, મકાન અવશ્ય સાફસૂફ રહે તેવી વ્યવસ્થા દરેક મકાનવાળા પુસ્તકાલયે રાખવી. આ કામે અંદાજમાં રકમ ખૂટે તો પસ્તી વેચાણની રકમનો ઉપયોગ ગ્રામ પુસ્તકાલયોએ કરવાનો છે. જેથી કોઇ પણ પ્રસંગે પુસ્તકાલયની વ્યવસ્થા ધૂળથી અને જાળાંથી ભરાયેલી માલૂમ પડે નહિ. એ સ્વાભાવિક છે કે આપણાં પુસ્તકાલયો નિદાન દિવસમાં એકાદ કલાક ખુલ્લાં રહેતાં હોવાથી અને ગામની પાદરે કે જાહેર રસ્તા ઉપર હોવાથી ધૂળનાં ભોગ બને છે, પણ આપણી વ્યવસ્થાથી વાચકને એવો તો ખ્યાલ આવવો જોઇએ કે હમેશાં આ કચરો સાફકરવા પુસ્તકાલય સમિતિ પૂરતી કાળજી રાખે છે. આશા છે કે 'આ બાબતમાં સમિતિઓ ઘટતું કરશે.

વડોદરા,
તા. ૧૦-૬-'૪૪

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં. ૨૨ સન ૧૯૪૩–૪૪

## વિષય

### પુસ્તકોની યાદીઓ અને પુસ્તકાલય સ. સ. મંડળ

પુસ્તકાલયોની તપાસણીમાં જણાયું છે કે કેટલેક સ્થળે પુસ્તકાલયના ગ્રંથપાલ અને મંત્રી એવા પ્રકારની બૂમ મારે છે કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ પોતે પુસ્તકાલયની માગણીનાં પુસ્તકો મોકલતું નથી અને ગમે તે પુસ્તકો મોકલે છે. અમારી પ્રત્યક્ષ તપાસણીમાં ખાતરી થઈ છે કે આ બાબત સત્યથી વેગળી છે. પણ પરિસ્થિતિ એવી છે કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળને પુસ્તકો મોકલતી વખતે જે રકમનાં પુસ્તકો મોકલવાનાં હોય છે તેટલી રકમની યાદી સંપૂર્ણ હોતી નથી, જેથી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ પુસ્તકાલય ખાતાની ભલામણથી ખૂટતાં પુસ્તકો મોકલે છે.

આમ પુસ્તકાલયોને પુસ્તકો મોકલવામાં એમ પણ બને છે હજાર વાર સો પુસ્તકોના ઑર્ડર મોકલવામાં પાંચ દશ પુસ્તકાલયની પુસ્તક યાદીઓ ખોવાઈ જવાથી તે કોઈને ખબર ન પડવાથી ખાતાની પસંદગીઓનાં પુસ્તકો યાદી નહિ આવી હશે એમ માની મોકલવામાં આવે છે. પરંતુ આ બાબતમાં સ્થાનિક ગ્રંથપાલે યાદ રાખવું જોઈએ કે તેને ત્યાં બજેટ સાથે પરત આવેલી યાદી ખાતાની મંજૂરીવાળી હોય તો તેને તે પુસ્તકો ન સ્વીકારતાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ પરત કરી પોતાની મંજૂર થયેલી યાદી રજૂ કરવી જોઈએ. આમ થતું નથી અને ખોટી રીતે કાર્યકરો ગૂંચવાય છે તે સ્થિતિ સ્પષ્ટ કરવા માટે આ સૂચના પ્રસિદ્ધ કરવામાં આવી છે તો નીચે જણાવેલી બાબતો પર સૌ ગ્રંથપાલ મંત્રીભાઈઓ ધ્યાન આપશે એવી આશા છે:

(૧) પુસ્તકની યાદીઓ નિદાન ફૂ કાગળથી ઓછા કાગળ પર હોવી જોઈએ નહિ.

(૨) પુસ્તકની યાદીમાં નીચેની માહિતી સ્પષ્ટ હોવી જોઈએ:

(अ) પુસ્તકનું નામ, (आ) પુસ્તકનો પ્રકાશક, (इ) પુસ્તકની છાપેલી કિંમત.

(૩) દર વર્ષે થોડાં આયોપયોગી પુસ્તકો લેવાં જ જોઈએ.

(૪) પુસ્તકાલય ખાતા તરફથી ભલામણ થયેલાં પુસ્તકો સિવાયનાં પુસ્તકો મંડળ તરફથી આવ્યાં હોય તો તે મૂળ યાદી સાથે ખૂટતી જેટલાં હોય તેટલાં રાખી બાકીનાં પરત કરવાં જોઈએ. મૂળ યાદીમાં કોઈ વિશિષ્ટ પ્રકારના કે અધુરી યાદીમાં પુસ્તકાલય ખાતાએ જે તે વખતે જે પુસ્તકો મૂકેલાં હશે તો તે જે તે સમિતિએ સ્વીકારવાનાં છે.

(૫) પુસ્તકાલય સહાયક સહકારી મંડળ પુસ્તકો પાછળ જે કંઈ કમિશન મેળવે છે તેમાંથી ૬। ટકા મહેનતાણું અને ઇત્તર પારસલ પેકિંગનો ખર્ચ લઈ તમામ કમીશન જે તે પુસ્તકાલયને જ આપે છે તેની સૌ પુસ્તકાલયો નોંધ લે અને તે વધુ કમિશન લઈ નફો કરે છે તેવો ખોટો પ્રચાર થતો અટકાવે એવી આશા છે.

આશા છે કે પુસ્તકોની અંદાજ સાથે મોકલવાની યાદી અને પુસ્તકાલય સહાયક સ. મંડળમાં થતી તજવીજમાં પુસ્તકાલયના ગ્રંથપાલો સહકાર આપી એકમેકની ભૂલ સુધારી સંસ્થાઓને વેગ આપવા બનતા પ્રયાસ કરશે.

વડોદરા,<br>
તા. ૧૨–૬–૪૪

ઉ. મો. પટેલ<br>
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૨૩ સને ૧૯૪૩-૪૪

## વિષય

### બીનઉપયોગી પુસ્તકો પાનિયાં કમી કરવા બાબત

ગ્રામ પુસ્તકાલયોમાં ઘણી થોકબંધ જૂનાં પુસ્તકો કોઇ વાંચતું નહિ હોવા છતાં અભરાઇઓમાં ભરાઇ રહ્યાં છે. મારી આગ્રહભરી વિનંતિ સૌ ગ્રંથપાલ ભાઇઓને છે કે પુસ્તકાલયમાંથી જીર્ણ પુસ્તકો, અધુરાં કે બટાઈ ગયેલાં પાનવાળાં પુસ્તકો, કોઇ ન વાંચવા લઇ જતા હોય તેવાં પુસ્તકો પુસ્તકાલયમાંથી વહેલી તકે આ વર્ષના અંત પહેલાં દૂર કરવા ઘટિત તજવીજ કરશે.

વડોદરા, ૧૨-૬-૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨૪ સને ૧૯૪૩-૪૪

## વિષય

### પુસ્તકોની વ્યવસ્થા અને વિધિ

ગ્રામ પુસ્તકાલયમાં પુસ્તકો વિષયવાર ગોઠવવા, વિષયવારી રજિસ્ટરો રાખવા અમે ઘણા વખત વિનતિ કરી છે. આશા છે કે સૌ ગ્રંથપાલ ભાઇઓ આ કાર્યમાં સહકાર આપશે અને પુસ્તકાલયમાં વિષયવાર પુસ્તકો ગોઠવશે.

પુસ્તકાલયમાં પુસ્તક કયારે છેલ્લું વંચાવા ગયું હતું, કે પુસ્તક વંચાય છે કે કેમ **તેનો કંઇ જ ખ્યાલ પુસ્તક ઉપરથી ઘણાંખરાં પુસ્તકાલયોમાં આવતો નથી તો નીચેની વિધિ તમામ બહાર જતાં પુસ્તક માટે કરવા દરેક ગ્રંથપાલ ભાઇઓને વિનંતિ કરવામાં આવે છે:**

(૧) પુસ્તકનો ર. નં. પીઠ લેબલ પર અને મુખપૃષ્ઠ પાછળ લખેલો છે કે નહિ તેની ખાતરી કરવી. ફાટી ગયો હોય તો નવેસર લખવો.

(૨) પુસ્તકના છેવટે પુસ્તક બહાર ગયાની સ્લીપ ઉપર તારીખ નાખ્યા પછી જ પુસ્તક આપવું.

આશા છે કે આ માટે છાપેલી સ્લીપ ન હોય તો કાગળ ચોટીને પણ દરેક ગ્રંથપાલ ભાઇ કામ કરશે.

વડોદરા રાજ્યના રા. મહાલ શાળાધિકારી સાહેબો આ બાબત તપાસણીમાં ખાસ ધ્યાન આપી ગ્રંથપાલ ભાઇઓને કામ કરવા યાદ આપી ચોકકસ કામ થાય છે કે નહિ તે જોશે એવી અમે આશા રાખીએ છીએ.

વડોદરા, તા. ૧૨-૬-'૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

૮૦ પુસ્તકો ] **સ્ત્રીશક્તિનો સેટ** [ રૂ. ૫૦

દરેક લાયબ્રેરીમાં હોવો જ જોઇએ.

# ડાહ્યો ગ્રંથપાળ—

કાંઇ પુસ્તકાલયની ગાદી પર બેસી રહેતો નથી. તે તો ગામમાં ઓળખ પિછાણ વધારી વાચનોત્સુક બહેનોને સ્ત્રીઉપયોગી પુસ્તકો વાંચવા આપે છે, ભલામણ કરે છે. તેમને સ્ત્રીશક્તિ માળાનાં પુસ્તકો વિશે વાત કરે છે.



સ્ત્રીઓના પ્રશ્નોના અભ્યાસીઓ પાસે લખાવેલાં, વિદ્વાન સ્ત્રીહિતૈષીઓની સીધી દેખરેખ હેઠળ તૈયાર થયેલાં આ પુસ્તકો આખા ગુજરાતમાં ભારે લોકપ્રિય થઇ પડયાં છે, અને તે વાંચી તેમાંથી બોધ ગ્રહણ કરવા કહેવું એ પ્રત્યેક સુજ્ઞ ગ્રંથપાલની ફરજ છે. આખી માળામાં સ્ત્રીઓને ઉપયોગી વિવિધ વિષયોની ગુંથણી કરવામાં આવી છે. કુલ ૮૦ પુસ્તકની કિં. રૂ. ૫૦).



## થોડાંક નામો

| | | |
|---|---|---|
| માંદાની માવજત | દક્ષિણી રાંધણકળા | રાણકદેવી |
| રઝીયા બેગમ | સુખી ઘર | સતી જસમા |
| વિમાની સીતાબાઈ | સખીના પત્રો | શિવાજીની મા |
| ભરતગુંથણ | સ્ટવનું શાસ્ત્ર | સ્ત્રીહૃદય |
| પારસી વાનીઓ | ગુણિયલ ગૃહિણી | વગેરે વગેરે. |

આજે જ લખોઃ—ઇશ્વરલાલ વીમાવાળા

c/o **ત્રિશક્તિ, સુરત.**

આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસ 'માં અંબાલાલ વિ. ઠકકરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ.ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૧-૪૪

પુસ્તક ૧૯
અંક ૭ મો

# પુસ્તકાલય

જુલાઈ
૧૯૪૪.

તંત્રી : મણિલાલ પ્રભાશંકર વ્યાસ
વ્યવસ્થાપક: વાઘજીભાઈ ના. અમીન (બી. કોમ)
મંત્રી : પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરા.

## અનુક્રમણિકા



## સામયિક દોહન

સમસ્તગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૯ મું | જુલાઈ-૧૯૪૪ | અંક ૭ મો

# સંસ્કારસ્રોતનો અવરોધ

—તંત્રીસ્થાનેથી

ગઇ તા. ૧૨ મી જુનથી હિંદી સરકારે એક હુકમ બહાર પાડી હાલની કાગળની તંગીમાં કાગળની ફરજિયાત કસર કરવાનું ફરમાન જાહેર કર્યું છે.

આ ફરમાનથી બ્રિટિશ હિંદમાં વસતા એવા એક યા બીજી રીતે કાગળનો વપરાશ કરતા સૌ કોઇને પોતાના કાગળ વપરાશમાં વધુ કરકસર કરવાની ફરજ આવી પડે છે. આની સીધી અસર ઉપર્યુક્ત બ્રિટિશ હકુમતમાં રહેતા પ્રજાજનો પર તો પડશે જ, એટલું જ નહિ પરંતુ એની અસર આપણા રાજ્યની પ્રજા પર પણ આડકતરી પડયા સિવાય રહેવાની નથી.

કાગળની વપરાશ, આજના યુગમાં કોને કરવી પડતી નથી ? આપણા બાપ-દાદાઓ એક કાળે " ભીંતે નામુ " રાખતા; જ્યારે લેવડદેવડની નીતિરીતિ વિશુદ્ધ હતી. પરંતુ તે પછી દેશકાળ બદલાતાં અને કાગળ પરદેશી આયાત તેમ જ દેશી બનાવટોથી વિપુલ પ્રમાણમાં મળતો થયો ત્યારથી તેની વપરાશ સૌ કોઈ કરતું થઇ ગયું છે, અને તે એટલે સુધી કે પ્રાથમિક શાળાએ જતાં નાનાં બાળકો પણ સ્લેટનો ભાર ઊંચકવો મૂકી દઇ કાગળ-પેન્સિલનું ઓછા વજનનું લેખન-ઉપકરણ વાપરતાં થઇ ગયાં.

આ તો નાનાં બાળકોની વાત થઇ. પરંતુ મોટા હાઈસ્કૂલ-કોલેજોમા વિદ્યાર્થીઓ તો સ્લેટ વાપરવા પ્રત્યે ઘૃણા જ વ્યક્ત કરવા લાગી ગયા હતા.

આજે એ વખત બદલાઇ ગયો છે. ચોમેરથી, છેલ્લાં ચાર વર્ષો થયાં કાગળની અસહ્ય મોંઘવારીએ એનું વિકરાળ રૂપ ધારણ કર્યું અને તેના પરિણામે દરેકે દરેક જણ કાગળના વપરાશમાં ક્રમે ક્રમે અનિચ્છિક કાપ મૂકતા ચાલ્યા; અને તે એટલે સુધી કે આજકાલ એ જ સ્લેટ પ્રત્યે સૂગાતા વિદ્યાર્થીઓ એનું જ શરણુ શોધતા થઈ ગયા.

હિસાબ-કિતાબ રાખતા વેપારીઓ પણ એક બાજુ છાપેલા કાગળો પર

પોતાના હિસાબો રાખતા થઇ ગયા, લેખકોએ પણ એ જ ઉપાયને અજમાવ્યો; અરે છાપખાનાવાળાઓ પણ, એક બાજુ છપાતાં બગડેલા કાગળોની બીજી કોરી બાજુ પર પ્રૂફો કાઢવાના માર્ગે વળી ગયા. એ જ પ્રમાણે, સામયિકોના તંત્રીઓ અને પ્રકાશકોને પણ, ઘણીય ઇચ્છા છતાં, કાગળની અસહ્ય મોંઘવારી અને અછતના કારણે પોતાનાં દળદાર સામયિકોના કદને હળવાં–હલકાં બનાવવાં પડ્યાં અને એ રીતે પોતાના વાચકવર્ગનો અફસોસ વહોરી લીધો; જ્યારે કેટલાક પુસ્તક પ્રકાશકો મોંઘા દામે પણ કાગળ મેળવીને મોંઘી કિંમતે પુસ્તકો વેચતા થયા. અને તે પણ કેટલાક તો માત્ર અતિઉપયોગી પુસ્તકો–વાચકો પસંદ કરે તેવાં જ પુસ્તકો–પ્રકટ કરવા તરફ વળ્યા.

આ બધાનું પરિણામ એ આવ્યું કે, છેલ્લાં ચાર વર્ષો થયાં જનતાના તમામ વર્ગે પોતાનો કાગળનો વપરાશ હદ ઉપરાંત ઘટાડી નાખ્યો.

આટલો વપરાશ ઘટાડી નબાયા પછી, જ્યારે તે ઘટાડામાં પણ વધુ ઘટાડાને ભાગ્યે જ અવકાશ રહ્યો હશે તેવે વખતે, હિંદી સરકારે એ કાગળ વાપરનારાઓ પ્રત્યે કાગળમાં ફરજિયાત કરકસર કરવાની ફરજ પાડતું શસ્ત્ર ઉગામ્યું છે, એ ખરેખર મરવા વાંકે જીવતા રહેલા પર તીક્ષ્ણ હથિયારના ઘા મારવા બરાબર થયું છે, એમ કહીએ તો તે વધારેપડતું નહિ લેખાય.

વળી હમણાં હમણાં ઉત્સાહી લેખકો–પ્રકાશકો દ્વારા અનેકવિધ સાહિત્ય-સામગ્રી તૈયાર કરી–કરાવાઇ જનતાના જ્ઞાનમાં સાર્વદેશિક વધારો થાય તેવી સંસ્કાર-પ્રેરક પ્રવૃત્તિઓ વિકાસ પામી રહી છે તેવે વખતે તેને ઊગતી ડામવા જેવું થવા જેવો વખત આવશે, એવું અમને આ હુકમના અમલથી થશે, એમ લાગે છે.

પ્રકાશકો આપણી જાહેરજનતા તેમજ પુસ્તકાલયોને દિનપરદિન ઉત્તમોત્તમ સાહિત્ય પીરસ્યે જાય છે અને હમણાં હમણાં જ્યારે જનતાની વાચનભૂખ ઉઘડેલી છે તેવે વખતે તેની એ ભૂખને મારી નાખવાના ઉપાયો યોજવા એ હિંદી સરકાર માટે જરાયે શોભાસ્પદ નથી; ઊલટ, હિંદીઓના હિતસ્વી હોવાનો દાવો કરતી એ સરકાર પ્રજાના સંસ્કારપ્રચારને આથી તો રૂંગળાવશે; વળી જનતા પ્રત્યે એકધારો સંસ્કાર-પ્રવાહ વહેવડાવતી જ્ઞાનગંગાનો સ્રોત આછો પાતળો થઈ જતાં એમાં નિમજ્જન કરવા ઇચ્છનાં હજારોને એના સ્નાન–પાનનો લાભ જતો કરવો પડશે.

અને એવું જ સામયિકોનું પણ છે.

આપણે ત્યાંનાં સામયિકોના સંચાલકો, મૂળે જ ક્રમે ક્રમે એમનાં સામયિકો-નાં કદ ઘટાડતા જ આવ્યા છે અને તેને એટલી હદે ઘટાડી દીધાં છે કે હવે તેમાં ઘટાડો કરવા જતાં તેનું શું પરિણામ આવશે તે તો સૌએ કલ્પના જ કરી લેવી ઘટે.

હમણાં હમણાં ઘટાડેલા કદનાં સામયિકો જોઇને અમારા એક મિત્રે કહેલું કે "..........." ( સામયિક ) બાળપોથી જેવું બન્યું છે; "..........." સામયિક

**દેશી હિસાબની** ચોપડી જેવું જ લાગે છે, જ્યારે "..................." તો જાણે **આંકની ચોપડી ! !"**

સાચે જ, એ સૌ સામયિકોનાં ઘટેલાં કદ જોઇને એ ભાઇની સરખામણી મને સાચી જ લાગી હતી ! અને હવે એમાં વધુ ઘટાડો થતાં એના એ નવા કલેવરને શું ઉપમા આપવી તે મારા એ મિત્રને પૂછવાની હું તૈયારી કરું છું.

હવે જો એ સામયિકોનાં કદમાં વધુ ઘટાડો કરવામાં આવશે તો, કોઇ ભૂણમરાનો ભોગ બનેલા હાડપિંજર સરખાં એ સૌ સામયિકોનાં કલેવરો થઇ જશે. અને જનતા સુધી સંસ્કારપ્રવાહને વહી જનારાં એ દિવ્ય સ્રોતસોના પ્રવાહો મરુભૂમિમાં લય પામી જશે ! !

> **કિતાબ**
>
> કિતાબ વાંચીને જેઓ આનંદમાં આવી જાય છે તેઓ કાળજાંને ઘણીવાર કોરાં રહેવા દે છે. પણ વાંચન માત્ર આંખ જ કરે છે એ ઇચ્છવા યોગ્ય નથી કોઇ વાર અંતરે પણ અક્ષરો ઓળખવા જોઇએ અને મસ્તકે વિચારોને તોળવા જોઇએ. તોજ જ્ઞાનનું શુદ્ધ સ્વરૂપ માણી શકાય છે. આંખ માટે લખાતું સાહિત્ય આજે જીવી કાલે મરી જાય છે, પણ અંતર પર અસર પાડતું સાહિત્ય જમાનાઓ સુધી ફેલાવો પામ્યા જ કરે છે.

પછી ? પછી એના સંચાલકો–સંપાદકોનું શું ? એ પછી તો એમણે કોઈ નવો જ વ્યવસાય પસંદ કર્યે જ છૂટકો થવાનો.

આ બધા પરથી સહજે સમજી શકાય છે કે, હિંદી સરકારે ઊભી કરેલી પવિત્ર સંસ્કારપ્રવાહ આડેની આ અડીખમ દીવાલને જેમ બને તેમ જલદીથી દૂર કરી દેવી એ જ ઉચિત છે.

સરકાર ધારશે, તો હિંદી કાગળઉત્પાદનના ૭૦ ટકા પોતે લે છે તેમાંથી થોડો ભાગ જાહેર માટે છૂટો કરી શકશે, વર્તમાનપત્રોને માટે નિયત થયેલા ન્યુસ પ્રિન્ટને અન્ય વાપરનારાઓ માટે ફાજલ પાડશે અથવા આ નિયંત્રણને સમૂળગું ઉઠાવી લઇ આજે વિમાસણમાં પડેલા, એક યા બીજા રૂપે કાગળ વાપરનારા એ વિમાસણમાં પડેલાઓની વિમાસણને સત્વર દૂર કરશે. અને સંસ્કારપ્રચારના એ વાહનને સજીવ રાખનારાઓના આશીર્વાદ મેળવશે.

અમે આશા રાખીએ છીએ, સંસ્કૃતિપોષક અને ગ્રંથવિસ્તારમાં ઉદાર હાથે દ્રવ્યવ્યય કરનાર આપણી વડોદરા સરકાર આ કાયદાને પોતાના રાજ્યવિસ્તારથી વેગળો રાખી તેનાથી તેને નહિ અભડાવે.

અમારી આ આશા યોગ્ય-હોઇને શ્રીમંત સરકાર પ્રત્યે અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે, આપણે ત્યાં સતત વહી રહેલા જ્ઞાનવિસ્તારના અખૂટ ઝરાને એકધારો વહેતો જ રાખશે.

# પુસ્તકપસંદગી વેળાએ સાવચેતીના સૂર

( વ્યક્તિગત વિચારો )

સારાં પુસ્તકોનું વાચન એ સારી વસ્તુ છે, અને તે એક કાયમી સન્મિત્રની ગરજ સારે છે, ફક્ત બન્નેનો ઉપયોગ કરતાં આવડવું જોઇએ.

પરંતુ કોઇ પણ વસ્તુનો અતિરેક થાય ત્યારે તે વસ્તુ ધાર્યો લાભ ન કરતાં મનુષ્યને ઊલટી વધારે ગૂંચવાડામાં નાખી દે છે. પુસ્તકો ખરીદવાં ખરાં પરંતુ જેની ખરીદી સંગીન અભ્યાસમાં હરહંમેશ લાભદાયી હોય અને જીવનના ઘડતરમાં જે મહત્ત્વનો ફાળો આપી શકે તેમ હોય તેવાં જ અને અંતરને ખાસ પ્રેરણાદાયી નીવડે એવાં પુસ્તકો જ હંમેશાં ખરીદવાં. બાકી તો બળતી જ જાહેર ખબરો, અને ઓછી કિંમતથી દોરવાઇ જઇ પુસ્તકો ખરીદવાથી ભેજાભાજ થાય છે. તેના માટે કંઇક નિયમ જ કરવો જોઇએ.

પ્રથમ તો ચાલતા સુધી નવું બહાર પડેલું પુસ્તક ક્યાંકથી મેળવીને તે વાંચવું. ફક્ત તે વાંચી જવા જેવું જ હશે તો તેટલેથી જ પતશે. સાધારણ વિચારવા જેવું લાગે તો થોડોક વિશેષ વખત પોતાની પાસે રાખી, વિચારી, તાત્પર્યની નોંધ લઇ પાછું આપી દેવું. આવું પુસ્તક પણ ખાસ ખરીદવું જરૂરી છે કે નહિ તે વિચારી નિર્ણય કરવો. વાંચતાં માલૂમ પડે કે આ ગ્રંથ ઉપયોગી છે, તેના સિવાય જીવનમાં કંઇક ઉણપ જરૂર રહી જશે તો તો તે ગ્રંથ કોઇ પણ ઉપાયે જરૂર ખરીદવો જ અને તે પડ્યો ન મૂકતાં પૂરતી મહેનત લઇ ખરીદીનો બદલો વાળવો. કોઇ પણ ઉપાયે ખરીદવું એમ કહ્યું તેમાં પણ મર્યાદિત ડહાપણ વાપરવાની જરૂર તો છે જ.

આ પુસ્તકખરીદી જો તેની વિવેકપુરઃસર વરણી કરતાં ન આવડે તો એ પણ આ જમાનામાં એક જાતની અનિષ્ટતા જ લેખાય.

કેટલાંક પુસ્તકો તો વાંચીને જ ચલાવી શકાય, કેટલાંક વાંચી વિચારવા માટે વધુ મુદત લાગી રાખી શકાય તેમજ આપણને ઠીક લાગતા મુદ્દાનું ટાંચણ પણ થઇ શકે. કેટલાંક જિંદગીભર ઉપયોગમાં આવે તેવાં તો ખરીદે જ છૂટકો.

પ્રથમથી ચોક્કસ નિર્ણય કરેલા પુસ્તકો જ ખરીદવાં; નહિતર જાહેરખબર, અને ઓછી કિંમતનાં આકર્ષણોથી બળતાં જ પુસ્તકો ખરીદવાને પણ અંતઃકરણ લલચાશે, કે જે સિવાય આપણું કંઇ અટકી પડે તેમ હોતું નથી.

બનતાં સુધી એકસામટાં પુસ્તકો બાત-તાલનો ચોકસી કરી ખરીદવાથી વળતરનો લાભ લેવા પણ સંભવ છે. પૈસા વધુ ન હોય તો તુરતમાં જેના સિવાય ચાલી જ ન શકે એમ હોય તે પુસ્તક જ ખરીદવું.

અર્ધી કિંમતે તેમ જ ઓછી કિંમતે પણ કેટલીક વખતે પુસ્તકો મળે છે. જૂનાં પણ ઠીક હોય તો સારાં. આની તેવી બાબતની ચોકસી કરીને જ ખરીદી કરવી.

વાચન પણ નિયમિત વિષયનું જ થાય તેવી કાળજી રાખવી.

વાચન નોંધની ખાસ આવશ્યકતા છે. કોઇ પણ વિષયનું પુસ્તક વાંચ્યા પછી નોંધ કરી તેનો તાત્પર્યાર્થ કાઢવો તે જ ખની વસ્તુ છે, નહિ તો વાચનનો કંઇ અર્થ જ નથી. આ વિષય પર ખૂબ જ ધ્યાન આપવું જરૂરી છે.

—રવિશંકર જગજીવન દવે

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

**શ્રી**મતી વિજ્યાલક્ષ્મી પંડિતની આગામી આત્મકથાનું નામ ઘણે ભાગે 'Tempest' ( ટેમ્પેસ્ટ ) ' તોફાન ' રહેશે; જો કે છેવટની પસંદગી તો શ્રી. જવાહરલાલ નહેરૂની રહેશે. તેમને લગભગ અર્ધો ડઝન નામ મોકલવામાં આવ્યાં છે.

આ ' તોફાન ' શબ્દની ઉત્પત્તિ જાણવા જેવી છે. સ્વ. પંડિત મોતીલાલ નહેરૂ પેરિસમાં હતા અને સ્વ. સ્વરૂપરાણી નહેરૂને પ્રસવકાળ પાસે આવ્યો હતો. જો પુત્રીનો પ્રસવ થાય તો મોતીલાલજીને ' તોફાન ' શબ્દ કહેવરાવવાનો હતો. શ્રીમતી વિજ્યાલક્ષ્મીનો જન્મ થતાં એજ શબ્દથી મોતીલાલજીને ખબર અપાયા કે ' તોફાન '



' બસુમતી ' વર્તમાનપત્રોની શ્રેણિના સંચાલક તથા લોકપ્રિય બંગાળી માસિક ' બસુમતી 'ના તંત્રી શ્રી. સતીશચંદ્ર મુખરજીનું ૫૩ વર્ષની વયે અવસાન થતાં બંગાળામાંથી પ્રથમ પંક્તિના એક પત્રકાર અદૃશ્ય થયા છે.

બંગાળી સાહિત્યનાં શ્રેષ્ઠ પુસ્તકોની સસ્તી આવૃત્તિઓ પ્રગટ કરીને તેમણે સૌ પુસ્તક–પ્રેમીઓનો ચાહ મેળવ્યો હતો. બંગાળીઓની બહુમતિને બંગાળી સાહિત્યસમ્રાટોનાં પુસ્તકો વાંચવાનો અલભ્ય લાભ મળ્યો.

કલકત્તામાં અદ્યતન રીતે છાપકામ કરનાર તે પહેલા હતા. ' રોટરી ' યંત્રનો ઉપયોગ કરવામાં તથા બંગાળી વર્તમાનપત્ર માટે રૂટરનું લવાજમ ભરવામાં પણ તે પહેલા હતા.

ગયે વર્ષે જ્યારે સરકારે દૈનિક ' બસુમતી ' પર ૨૧ દિવસ માટે પ્રતિબંધ મૂકયો ત્યારે અધિકારીઓને હંફાવવા માટે તેણે યુક્તિ શોધી કાઢી અને જે દિવસે પ્રતિબંધ અમલમાં આવ્યો તે જ દિવસે 'બસુમતી' નવા સ્વાંગમાં–'બસુમતી ટેલિગ્રાફ' તરીકે–બહાર પડ્યું.



તાજેતરમાં પ્રગટ થયેલ વૉલ્ટર ડુરેન્ટીના પુસ્તક ' સ્ટોરી ઑફ સોવિયેટ રશિયા 'ને અંગ્રેજી ભાષામાં લખાયેલ શ્રેષ્ઠ ટૂંક ઇતિહાસ તરીકે ગણવામાં આવે છે. ' ન્યુ યૉર્ક હેરલ્ડ ટ્રિબ્યુન 'માં આ પુસ્તકની સમાલોચના અમેરિકન પત્રકાર જોસેફ બાર્નેસે કરી છે. બાર્નેસ રશિયામાં તથા જગતના પરિભ્રમણમાં વેન્ડેલ વિલ્કીની સાથે હતા.



સ્વ. સર બ્રજેન્દ્રનાથ સીલ સ્મારક સમિતિએ સ્વ. નું સ્મરણ રાખવાની યોજનાઓ ઘડવા માંડી છે. સ્વ. નાં વિવિધ પ્રકારનાં લખાણોનો એક મોટો ગ્રંથ પ્રગટ કરવો તથા તેમના નામથી કલકત્તા યુનિવર્સિટીમાં તત્ત્વજ્ઞાનની ' ચૅર ' સ્થાપવી. બન્ને યોજનાઓ માટે સારા જેવા ફંડની જરૂર હોઇ કમિટિએ તે માટે અરજ કરી છે.



પહેલી વરાડ હિંદી સાહિત્ય પરિષદ તા. ૮–૯ એપ્રિલે આકોલામાં પ્રસિદ્ધ હિંદી સાહિત્યકાર ડૉ. બલદેવપ્રસાદ મિશ્રના પ્રમુખપણા હેઠળ મળી હતી. પરિષદે પસાર કરેલા

ઠરાવો પૈકી વરાડનાં મોટાં ગામડાંઓમાં હિંદી પુસ્તકાલયો પ્રાથમિક શાળાઓ તથા વર્ગો ખોલવાનું તેમજ વરાડ અને મધ્યપ્રાંત હિંદી પરિષદોને એકત્ર કરવાની શકયતા વિચારવાનું નક્કી કરવામાં આવ્યું હતું. સાથોસાથ સ્ત્રીઓની હિંદી ભાષાઓની તથા કવિઓની પરિષદો પણ ભરવામાં આવી હતી.



મૌલિક એકાંકી નાટક માટે, બેંગલોર શહેર, ચામરાજપેટની કાનડા સાહિત્ય પરિષદે રૂા. ૩૦)નું પારિતોષિક જાહેર કર્યું છે. હસ્તપ્રતનું લખાણ ત્રીસ અર્ધા-ફુલ્સકેપ કાગળથી વધારે હોવું ન જોઈએ તથા તે મંત્રીને તા. ૩૦ જુન પહેલાં પહોંચાડવાનું હતું.



યુવાન મરાઠા કવિ, નાટયકાર, નવલિકાલેખક તથા રંગભૂમિ માટેના વાર્તાલેખક શ્રી. એસ. એ. શુકલ ' કુમુદ બાંધવ 'નું ટૂંકું જીવનવૃત્તાંત ' મનોહર 'ના એપ્રિલ માસના અંકમાં આપવામાં આવ્યું છે. શ્રી. શુકલે ' સિંહાચા છાવા ', ' સ્વર્ગીવર સ્વારી, ', ' સાધ્વી મીરાબાઈ ' જેવાં નાટકો લખ્યાં છે. તેનાં સંખ્યાબંધ ગાયનોની રેકર્ડ ઉતારવામાં આવી છે. તાજેતરમાં તેણે કેટલીક નવલિકાઓ તથા એકાંકી નાટકો પ્રગટ કર્યાં છે.



પહેલી અખિલ ઓરિસ્સા પત્રકાર પરિષદ કટકના ટાઉન હૉલમાં ' હિતવાદ 'ના તંત્રી શ્રી. એ. ડી. મણિના પ્રમુખપદ હેઠળ તા. ૪ એપ્રિલે ભરવામાં આવી હતી. પ્રમુખે પોતાના ભાષણમાં હિંદમાં પત્રકારિત્વની સમગ્ર પરિસ્થિતિનું અવલોકન કર્યું હતું.



પૂર્વરાજ્યોની એજન્સીમાં આવેલ કલહંડીના શાસક તથા મહારાજા સર પ્રતાપકેસરી દેવ, રાજધાનીના શહેર ભવાની પટનામાં ભરાયેલ સાહિત્ય પરિષદના પ્રમુખ હતા. કલહંડીના સ્વ. મહારાજાના નામથી ' વ્રજમોહન સાહિત્ય સમિતિ ' સ્થાપવાનું નક્કી કરવામાં આવ્યું હતું. ઉડિયા ભાષાનાં શ્રેષ્ઠ પુસ્તકો માટે મહારાજાએ વાર્ષિક રૂા. ૧૦૦૦) આપવાની જાહેરાત કરી હતી. પહેલા વર્ષનું ઇનામ શ્રેષ્ઠ નાટયલેખકને મળશે, હસ્તપ્રતનું લખાણ ...ખિત હોવું જોઈએ અને તેમાં અત્યારના સામાજિક પ્રશ્નોની ચર્ચા હોવી જોઈએ.



સ્વ. મહામહોપાધ્યાય પ્રો. સ. કુપ્પુસ્વામી શાસ્ત્રીએ સંસ્કૃત સાહિત્યની બજાવેલ સેવા માટે તેમનું સ્મારક કરવા માટે રાઈટ ઑાન. એસ. શ્રીનિવાસ શાસ્ત્રીએ પ્રમુખ તરીકે અપીલ કરી છે. બીજા ઘણા આગેવાનોએ આ અપીલને ટેકો આપ્યો છે. પૂનાના ભાંડારકર ઓરીએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટયુટ અથવા અલ્હાબાદમાં તાજેતરમાં સ્થાપવામાં આવેલ ગંગાનાથ ઝા ઇન્સ્ટિટયુટ જેવું મદ્રાસમાં રિસર્ચ ઇન્સ્ટિટયુટ સ્થાપવાની તેમની ઇચ્છા છે.



અન્નમલૈ યુનિવર્સિટીવાળા મહામહોપાધ્યાય એમ. કદીરેસન ચેટિયરના પ્રમુખપણા હેઠળ તા. ૧૭ એપ્રિલે મદ્રાસમાં ' કંબર મહોત્સવ ' ઉજવવામાં આવ્યો હતો. સર પી. ટી. રાજને પોતાના ભાષણમાં જણાવ્યું કે જેવી રીતે અંગ્રેજો શેક્સ્પીઅર પ્રત્યે તથા ગ્રીક લોકો

હોમર પ્રત્યે માનદષ્ટિથી જુએ છે તેવી જ રીતે તામિલ લોકોએ કંબરનું સન્માન કરવું જોઇએ. જ્યાંસુધી તામિલ ભાષા બોલાશે ત્યાં સુધી, હજાર વર્ષ પહેલાં કંબરે તામિલમાં લખેલું રામાયણ ચાલુ રહેશે. પ્લેટફોર્મ પર પુસ્તકની હારતોરા વિભૂષિત તાડપત્રીની હસ્તપ્રત મૂકવામાં આવી હતી.



ગઇતા. ૨૧મી એપ્રિલે ડૉ. ઇકબાલની મૃત્યુસંવત્સરી હતી. હિંદભરમાં તે દિવસ અસાધારણ ઉત્સાહથી ઉજવવામાં આવ્યો હતો, હૈદ્રાબાદમાં તો 'ઇકબાલ સપ્તાહ' ઉજવવામાં આવ્યું હતું.



મુંબઇની પ્રકાશન સંસ્થા 'હિંદ કિતાબ' તરફથી તા. ૧૫ જુને 'એ રિપોર્ટ ટુ ગાંધીજી' નામક પુસ્તક પ્રગટ થનાર હતું. આ પુસ્તકમાં મહાત્માજીના કારાવાસના ૨૧ મહિના દરમિયાન હિંદના અને જગતના બનાવોની નોંધ આવશે. શ્રી. કે. એ. અબ્બાસ તથા એન. જી. જોગ આ પુસ્તકનું સંપાદન કરશે. શ્રી. શંકરનાં ચિત્રોથી આ પુસ્તક વિભૂષિત બનશે.



મુંબઇના હિંદી ચલચિત્ર ઉત્પાદકોના મંડળે એક પ્રશસ્ય શરૂઆત કરી છે:

ઉત્પાદક સભ્યોની સેવા માટે એક 'સાહિત્ય સંસ્થા' સ્થાપવાનો તેણે નિર્ણય કર્યો છે. બધી હિંદી ભાષાઓમાં પ્રગટ થયેલાં સામયિકો તથા પુસ્તકો વાંચનારા રાખવામાં આવશે. આ લોકો રૂપેરી પરદાને લાયક સાહિત્ય જણાશે તેનો ટૂંકો સાર સભ્યોને પૂરો પાડશે.

આ સંસ્થાનો ખર્ચ, અખિલ હિંદ રેડીઓ તરફથી ગ્રામોફોન રેકર્ડ માટે અપાતી 'રોયલ્ટી'માંથી ચલાવવામાં આવશે.

છોટાલાલ માનસિંગ કામદાર

# જગતનાં કેટલાંક રાષ્ટ્રીય પુસ્તકાલયો

(૧) **ધી નેશનલ બિબ્લિઓથેક, વિયેના**—પહેલાં, હોફબિબ્લિઓથેક તરીકે ઓળખાતું હતું. સ્થાપના ૧૪૯૩. ૧,૨૫૬,૦૦૦ ગ્રંથો; થીએટર સંગ્રહ તથા ફિલ્મની રીબનોનો સંગ્રહ એ એની વિશિષ્ટતા છે.

(૨) **ડી પ્રયુશીકે સ્ટાટસ બિબ્લિઓથેક, બર્લિન**—૧૬૬૧માં. તેનું નામ કર્ફુર્સ્ટલિક બિબ્લિઓથેક હતું. (ફ્રેડરિક વિલિયમના સમયમાં)—૨,૫૦૦,૦૦૦ ગ્રંથોનો સંગ્રહ છે. પૌર્વાત્ય હસ્તલિખિત પ્રતો એની ખાસ વિશિષ્ટતા છે. તેની સંખ્યા લગભગ ૧૮,૮૪૬નીછે.

(૩) **(ક) ગોસુડરસ્ટ વેનાજા પબ્લિક નાજા બિબ્લિઓટેકા**—મહાન કેથેરાઇને એની સ્થાપના કરી હતી—છાપેલ ગ્રંથો ૩,૮૩૨,૬૪૮, હસ્તલિખિત પ્રતો ૩૩૧,૧૦૦.

**(ખ) લેનિન નેશનલ લાઇબ્રેરી, મોસ્કો**—૧૯૨૭માં નવા પુસ્તકાલય માટે જમીન મેળવવામાં આવી હતી.—૯,૦૦૦,૦૦૦ પુસ્તકો સમાઇ શકે તેવી ગોઠવણ છે. જગતમાં સૌથી મોટું પુસ્તકાલય.

(૪) **લા બિબ્લિઓટેકા નેસીયોનલ, માડ્રિડ**—૧૭૧૨માં રાજા પાંચમા ફિલિપના હુકમથી સ્થાપવામાં આવ્યું. ૧૮૩૬માં રાષ્ટ્રીય થયું—૧,૪૦૦,૦૦૦ ગ્રંથો, ૩૦,૭૧૨ હસ્તલિખિત ૩૦,૦૦૦ સામયિકો છે.

(૫) **લ બિબ્લિઓથેક નેશનેલ પેરિસ**—યુરોપનું જૂનામાં જૂનું રાષ્ટ્રીય પુસ્તકાલય, અગિયારમા લુઇના વખતનું છે—૪,૦૦૦,૦૦૦ છાપેલાં પુસ્તક, ૫૦૦,૦૦૦ સામયિકો, ૧૨૫,૦૦૦ હસ્તલિખિત પ્રતો છે.

(૬) **લા રીઅલ બિબ્લિઓટેકા નેઝીઓનેલ સેન્ટ્રલ ફ્લોરેન્સ**—પહેલાં મેગ્લિયા બેકી પુસ્તકાલય ૧૭૪૭માં જનતા માટે ખુલ્લું મુકાયું. ૧૮૮૫માં ઇટલિ (ઇટલી)નું રાષ્ટ્રીય મધ્યવર્તી પુસ્તકાલય થયું—છાપેલાં પુસ્તકો ૮૮૮,૫૨૬, પત્રિકાઓ ૧,૬૮૪,૫૮૪, મુસીમ ૪૪,૧૮૦, હસ્તલિખિત પ્રતો ૨૨,૭૧૫, પત્રો ૪૨૦,૧૮૬.

(૭) **ધી બ્રિટિશ મ્યુઝિયમ લાઇબ્રેરી લંડન**—સાતમા હેન્રીના વખતથી ચાલે છે. ૧૭૦૦માં તેની સોંપણી તાજને કરવામાં આવી.—૪,૦૦૦,૦૦૦ ગ્રંથો છે.

(૮) **ઇમ્પિરિયલ લાઇબ્રેરી ઑફ જાપાન, ટોકિયો**—કેળવણી ખાતાએ ૧૮૭૨માં એની સ્થાપના કરી—૭૭૯,૧૪૭ ગ્રંથો છે.

(૯) **કોંગ્રેસ લાઇબ્રેરી વૉશિંગ્ટન**—૧૮૧૪માં જૂના પુસ્તકાલયનો નાશ થતાં ૧૮૧૮માં બીજા પુસ્તકાલયની સ્થાપના કરવામાં આવી. પુસ્તકાલયનું મકાન જગતમાં સૌથી મોટું છે.—છેલ્લાં ૬૨ વર્ષમાં ૫,૩૪૮,૨૦૬ ગ્રંથો આવ્યા હતા. ૧૯૩૧માં ૩,૨૩૯,૭૨૦ ગ્રંથોનો સંગ્રહ હતો.

## બીજાં કેટલાંક પુસ્તકાલયો

(૧) **બેયરિશ સ્ટાટસ બિબ્લિઓથેક, મ્યુનિચ**—બાવેરિયાના પાંચમા આલ્બર્ટે (૧૫૫૦-૭૯)માં સ્થાપેલ એક અગ્રગણ્ય વિદ્વન્મંડળનું પુસ્તકાલય—છાપેલા ગ્રંથો ૧,૫૮૦,૦૦૦, હસ્તલિખિત ૫૦,૦૦૦ હસ્તલિખિત ગ્રંથો તથા વિરલ પુસ્તકો માટે પ્રખ્યાત છે.

(૨) **બોડલિયન લાયબ્રેરી, ઑક્સફર્ડ**—જગતમાં સૌથી મોટું વિશ્વવિદ્યાલયનું પુસ્ત-

પ્રલય. ચૌદમી સદીમાં ક્રોમ્વેલે મ્યુઝિયમ પુસ્તકાલયની સ્થાપના કરી ત્યાર પછીનું રાષ્ટ્રીય પુસ્તકાલય હતું.—૧,૪૦૦,૦૦૦ છાપેલા ગ્રંથો છે.

(૩) **બોસ્ટન પબ્લિક લાઇબ્રેરી**—સ્થાપના ૧૮૫૨—૧,૬૮૨,૮૪૮ ગ્રંથો.

(૪) **ધી વેટીકન લાઇબ્રેરી**—એવિગ્નનના પોપોએ બંધાવેલ છે—૪૮૦,૦૦૦ છાપેલા ગ્રંથો, ૫૩,૫૦૦ હસ્તલિખિત.

## હિંદનાં પુસ્તકાલયો ( ૧૯૩૬–૩૭ )

(૧) **અલ્લાહાબાદ યુનિવર્સિટી લાઇબ્રેરી**—સ્થાપના: ૧૯૧૬—૯૪,૧૭૭ ગ્રંથો.

(૨) **અન્નમલૈ યુનિ૦ લાઇબ્રેરી**—સ્થા૦ ૧૯૨૯—૪૫,૫૨૦ ગ્રંથો.

(૩) **વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરી**—સ્થા૦ ૧૯૧૦—૧૧૭,૮૪૫ ગ્રંથો.

(અ) **બંગીય સાહિત્ય પરિષદ**—સ્થા૦ ૧૮૯૪—૩૪,૦૦૦ ગ્રંથો તથા હસ્તલિખિત પ્રતો. ( ફક્ત બંગાળી તથા સંસ્કૃત ).

(૪) **બનારસ હિંદુ યુનિવર્સિટી લાયબ્રેરી**—સ્થા૦ ૧૯૧૬—૯૨,૮૧૬ ગ્રંથો.

(૫) **ભંડારકર ઓરીએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટયુટ લાયબ્રેરી**—સ્થા૦ ૧૯૧૭—૨૯,૪૦૦ તેમાં ૨૦,૦૦૦ હસ્તલિખિત પ્રતો.

(૬) **મુંબઇ યુનીવર્સિટી લાયબ્રેરી**—સ્થા૦ ૧૮૬૪—૫૫,૦૪૬ ગ્રંથો.

(૭) **કલકત્તા ઇમ્પિરિયલ લાયબ્રેરી**—સ્થા૦ ૧૯૦૨—૩૪૦,૦૦૦ છાપેલાં પુસ્તકો તથા હસ્તપ્રતો.

(૮) **કલકત્તા યુનિવર્સિટી લાયબ્રેરી**—સ્થા૦ ૨૦૪,૫૦૦ (૩,૦૦૦ હસ્તપ્રતો સહિત).

(૯) **કોઇમ્બતૂર એગ્રીકલ્ચરલ કોલેજ લાઇબ્રેરી**—સ્થા૦ ૧૮૭૬—૩૫,૩૦૯ ગ્રંથો.

(૧૦) **કોનેયમરા પબ્લિક લાઇબ્રેરી, મદ્રાસ**—સ્થા૦ ૧૮૯૦—૬૨,૦૦૦ ગ્રંથો.

(૧૧) **ઢાકા યુનિ. લાઇબ્રેરી**—સ્થા૦ ૧૯૨૧—૯૨,૦૦૦ ગ્રંથો.

(૧૨) **ફર્ગ્યુસન કૉલેજ લાઇબ્રેરી**—સ્થા૦ ૧૭૮૨—૫૦,૦૦૦ ગ્રંથો.

(૧૩) **જમશેદજી નસરવાનજી પીટીટ ઇન્સ્ટિટયુટ લાયબ્રેરી**—૧૮૫૬–૫૦,૦૦૦થી વધારે.

(૧૪) **લિટરરી સોસાયટી લાઇબ્રેરી મદ્રાસ**—સ્થા૦ ૧૮૧૨—૯૭,૭૫૧ ગ્રંથો.

(૧૫) **લખનૌ યુનિ. લાઇબ્રેરી**—સ્થા૦ ૧૯૨૧—૫૫,૨૭૧ ગ્રંથો.

(૧૬) **મદ્રાસ યુનિવર્સિટી લાઇબ્રેરી**—સ્થા૦ ૧૯૦૭—૯૨,૬૧૭ ગ્રંથો.

(૧૭) **મુસ્લીમ યુનિવર્સિટી (લિટન) લાઇબ્રેરી, અલિગઢ**—સ્થા૦ ૧૮૦૭—૭૯,૦૦૦ ( તેમાં ૪,૦૦૦ હસ્તલિખિત પ્રતોનો સમાવેશ થાય છે. )

(૧૮) **પંજાબ પબ્લિક લાઇબ્રેરી, લાહોર**—૧૮૪૪—૯૭,૪૦૯.

(૧૯) **પંજાબ યુનિવર્સિટી લાઇબ્રેરી**—૧૮૮૨—૮૪,૬૭૯ ( તેમાં ૯,૭૬૭ હસ્તલિખિત પ્રતોનો સમાવેશ થાય છે ).

(૨૦) **રૉયલ એશિયાટિક સોસાયટી-મુંબઈ શાખા**—૧૮૦૪—૧૦,૦૦૦.

(૨૧) **સરસ્વતી મહાલ લાઈબ્રેરી, તાંજોર**—ખુલ્લી મૂકાઇ ૧૯૧૮—૩૫,૪૫૭ ( તેમાં ૨૯,૪૩૩ હસ્તલિખિત પ્રતોનો સમાવેશ થાય છે )

(૨૨) **થીઓસોફીકલ સોસાયટી લાઈબ્રેરી ( અડ્યાર ) મદ્રાસ**—૧૮૮૫—૧૬,૬૫૯ તેમાં ( ૧૮,૦૦૮ હસ્તલિખિત પ્રતો છે ).

**નોટ**—વર્ષ આખરે ૫૦,૦૦૦થી ઓછાં પુસ્તકોવાળાં પુસ્તકાલયોની આમાં ગણતરી કરવામાં આવી નથી; સિવાય કે જ્યાં વિશિષ્ટ પ્રકારનો સંગ્રહ હોય.

૨ છોટાલાલ માનસિંહ ભાલાખતર

# ફુરસદનો સદુપયોગ અને ઉપયોગી વાચન

કામ કર્યાં પછી નવરાશનો અમુક વખત તો આપણને મળે જ છે, પણ આપણે ઘણા એ વખતનો સારો જ ઉપયોગ કરીએ છીએ એમ નહિ કહી શકાય. જરા શાંતિથી વિચાર કરશું તો જણાશે કે ફુરસદના એ વખતની આપણા જીવનમાં ઘણી કિંમત છે. આપણું જીવન સારું કે ખરાબ થવાનો ઘણેખરે આધાર જે વિચારોમાં, જે વાતોમાં કે જે કામમાં આપણે એ વખત ગાળીએ છીએ તેના ઉપર છે; એટલે આપણી નવરાશનો વખત ગમે તેમ વેડફી નાખવાને બદલે એ વખતનો સદુપયોગ કેવી રીતે કરવાથી આપણને તેમ જ બીજાને લાભ થશે, એ વિચારી લીધુ હોય તો ઘણાં ખરાબ પરિણામ આવતાં અટકે અને જિંદગી સુખી બને. જેમ પૈસા આપણે વિચાર કર્યાં વગર જ્યાં ત્યાં વેડફી નથી નાખતા, પણ યોગ્ય ઉપયોગમાં જ વાપરીએ છીએ, તેમ જ વખતનો પણ વિચાર કરી સરસ ઉપયોગ કરવો જોઇએ. માણસની ટૂંકી જિંદગીમાં થોડીક ક્ષણોની કિંમત પણ ઘણી હોય છે. રાજા પૃથ્વીરાજ પોતાનો સમય મોજમજાહમાં ગાળવામાં રોકાયો તો તેણે દિલ્હીનું આખું રાજ્ય ખોયું. અર્જુન રાત્રે અંધારામાં પણ બાણવિદ્યાનો અભ્યાસ કર્યા કરતો તો આખા ભરતખંડમાં સર્વથી શ્રેષ્ઠ બાણાવળી થયો. એક અંગ્રેજ છોકરો સ્ટીમર ઉપર આખો દિવસ કામ કર્યા પછી જે નવરાશનો વખત મળતો તેમાં ભણતો અને એક દિવસે હિન્દુસ્તાનનો વાઇસરોય થઇને આવ્યો. જ્ઞાની પુરુષો પોતાના કામમાંથી જે ફુરસદનો વખત મળે છે તે બીજા લોકોની સેવા કરવામાં ગાળે છે અને એ રીતે પોતાનું જીવન ઉચ્ચ બનાવે છે; એટલે વખતનો સારો ઉપયોગ કરી લેવાની જેટલી તક લીધી હોય તેટલું આપણું જીવન પવિત્ર, ચોક્કસ અને શુદ્ધ બનવાનું; તેની સાથે જ વિચારપૂર્વક યોગ્ય રીતે વાપરેલા પૈસાનો જેમ આપણે હિસાબ લઇ ખુશી થઇએ છીએ, તેમ વિચારપૂર્વક કામમાં વાપરેલા વખતનો પણ આપણે હિસાબ લઇ એ વખત યોગ્ય રીતે વાપર્યાનો સંતોષ અનુભવી શકીશું. વખતનો સદુપયોગ કરવાથી જે સંતોષ મળે છે, તેવો સંતોષ જિંદગીમાં બીજી કોઇ રીતે ભાગ્યે જ મળતો હશે.

વખતનો દુરુપયોગ એટલે શું એ પહેલાં સમજી લઇએ. એમાંથી બચવા પ્રયત્ન કરશું તો તેનો સારો ઉપયોગ કેમ કરવો તે પણ સૂઝશે. જુગાર રમવો, નકામા તમાશા કે દેખાવો જોવામાં કલાકોના કલાકો પસાર કરી નાખવા, બીજાની નિંદા કે કૂથલી કરવી, આળસુ પડયા રહેવું—આ બધો વખતનો દુરુપયોગ છે. ખિસ્સામાંથી પૈસા કાઢી સડક પરની ગટરમાં ફેંકી દઇએ એના જેવું જ એ છે. નિર્દોષ વાતોમાં વખત ગાળવો એ ખરાબ નથી, પણ વખતનો સદુપયોગ તો એ ન જ કહેવાય; કારણ કે એમાં વખતનો આપણે ઉપયોગ નથી કરતા. એ વખત ઉપયોગી વાત સાંભળવામાં કે સારી ચોપડીઓ વાંચવામાં ગાળ્યો હોય તો તે વખતનો સદુપયોગ કર્યો ગણાય. વખતના એવા સદુપયોગથી માણસના જીવનમાં શાંતિ આવે છે, સંતોષ આવે છે, આનંદ આવે છે.

સારા વિચાર કરવામાં કે સારું વાંચવામાં વખત ગાળવો એ ઘણું ઉત્તમ છે, લાભકારક પણ છે. જેમ અનાજ, દૂધ, ઘી વગેરે શરીરનો ખોરાક છે, તેમ સારા વિચાર એ મનનો ખોરાક છે. શરીરને સારું રાખવા જેમ એની જરૂર રહે છે, તેમ મનને તંદુરસ્ત રાખવા સારા વિચારરૂપી ખોરાકની ઘણી જરૂર છે. મનની તંદુરસ્તી એટલે મનની પ્રસન્નતા, સારા વિચાર અને સારી વાતોથી મન પ્રસન્ન રહે. સારા વિચાર આપણને વિવેકબુદ્ધિવાળાં સદાચારી સ્ત્રીપુરુષોનાં લખાણો, ચોપડીઓ વગેરેમાંથી મળે છે અને સારી વાતો સાધુસંતોના

સમાગમથી જાણી શકાય છે. આવી સારી વાતો કે સારા વિચારોથી મનને ઉમદા ખોરાક પૂરો પાડ્યો હોય.તો આપણા મનની શક્તિઓ ઘણી ખીલે છે અને સાચી સમજશક્તિ પણ વધે છે.

પણ સારું વાચન એટલે શું ? સારું વાચન કોને કહેવાય એ સવાલ કદાચ થશે. જે વાંચવાથી આપણને સારા વિચારો મળે, શુદ્ધ ભાવના પેદા થાય, આપણું તેમ જ બીજાનું ભલું કરવાની વૃત્તિ જાગે, જેનાથી સાચા ખોટાની સમજ આવે તથા આપણા વિચારો અને શક્તિઓને સાચે માર્ગે વાળવાની બુદ્ધિ સૂઝે તે સારું વાચન. વાચન રાખવું તો એ જાતનું. સારું વાચન જ પસંદ કરવું જોઇએ, કારણ કે નકામા વાંચનથી લાભ થતો નથી અને ઘણી વખતે હાનિ પણ થાય છે. એથી વખત નકામો જાય છે અને કોઇ વખત મનને પણ નુકસાન પહોંચે છે. શરીરને માટે જેમ ગંદો કે સડેલો ખોરાક ન વાપરતાં ચોખ્ખો અને સારો ખોરાક પસંદ કરીને જ આપણે ઉપયોગમાં લઇએ છીએ, તેમ મનના ખોરાકને માટે પણ ઉત્તમ અને ઉપયોગી વાચનરૂપી ખોરાકની પસંદગી કરવી જોઇએ. આથી વાચન માટે પુસ્તકો વગેરે પસંદ કરવામાં સાવચેતી રાખવી સલાહભરેલું છે.

સારા વિચારો આપનારું વાચન નીરસ કે ન સમજાય તેવું હોય છે એમ નથી. સારા વિચારો આપનારું વાચન રસ પડે તેવી રીતે અને સરળ ભાષામાં પણ લખાયેલું મળે છે. એક વખત આવાં પુસ્તકો વાંચવાની ટેવ પાડી હોય તો પછી બીજી ચોપડીઓને હાથ લગાડવાનું મન પણ નહિ થાય. પોતાને જે બાબતોમાં રસ પડતો હોય તેવી બાબતોનાં સરળ અને ઉપયોગી પુસ્તકોની યાદી કોઇ વિચારશીલ સજ્જનની સલાહ લઇ બનાવી લઇ શકાય અને તેને અનુસરીને વાંચવાનો ક્રમ ગોઠવી શકાય.

કેવી રીતે વાંચવું એ વિષે પણ થોડું જાણી લેવાની જરૂર છે. બહુ ઉતાવળે, ઊંચે છીએ કે સતત કદી વાંચવું ન જોઇએ. જે વાંચવું તે ધીમેથી, શાંતિથી અને બરાબર સમજીને વિચારવું જોઇએ, વાંચેલું બરાબર સમજીને વાંચવું જોઇએ, વાંચેલું પાછું વિચારવું જોઇએ એટલે કે વાંચ્યા પછી વખત મળે ત્યારે તેના ઉપર મનન કરવું જોઇએ. મનન કરવું એટલે વાંચેલું પચાવવું—જે વાંચ્યું હોય તે બરાબર સમજી લેવું, મનમાં ઊતરવા દેવું અને તેનો સાર ગ્રહણ કરવો.

વાંચ્યા પછી પણ જો વાંચેલાનો વિચાર કરીએ, તેની અસર મન ઉપર થવા દઇએ તો તેની ઊંડી છાપ પડે છે અને એ વિચારો આપણા જીવનમાં ઊતરે છે. તેથી દરેકે સારું પુસ્તક કે સારું લખાણ વાંચ્યા પછી થોડો વખત તેના ઉપર મનન કરવું જોઇએ. સારાં પુસ્તકોની વિશેષ ખૂબી તો એ છે કે તે ફરી ફરીને વાંચી શકાય અને ફરી વાંચતી વખતે એમાંથી નવો રસ ઝરતો જણાય અને તે ઉત્તરોત્તર મનને વધુ શક્તિ આપનારું થઈ પડે.

પુસ્તકો વાંચ્યા પછી તેમાંના સારા વિચારો ગ્રહણ કરવા જેવા લાગે તેને ધીમે ધીમે આચરણમાં મૂકવા પ્રયાસ કરીએ તો વિશેષ લાભ થાય. ઉત્તમ ખોરાક ખાધા પછી તેમાંથી નીરોગી લોહી થાય અને આપણામાં શક્તિ વધે ત્યારે ખોરાક લીધેલો સાર્થક થાય. સારાં પુસ્તકોનું વાચન પણ તેમાંથી મળેલા વિચારો આચારમાં ઊતરતા જાય અને આપણું ચારિત્ર્યરૂપી બળ વધે ત્યારે જ તે સાર્થક થયું ગણાય. એમ કરવામાં મદદ થાય એ માટે પુસ્તકો વાંચતી વખતે જે જે વિચારો આપણને ગ્રહણ કરવા જેવા લાગે તે એક નોંધપોથીમાં ઉતારી લીધા હોય તો ઘણી સરળતા થાય છે. એથી એ વિચારો આપણી પાસે કાયમના રહી જાય છે અને જ્યારે જરૂર પડે ત્યારે આપણે તેનો લાભ લઇએ છીએ.

સંપાદક:

હિંમતલાલ મ. પટેલ



૧. પ્રેમ અને પૂજા ખંડ ૧–૨—લેખક: દર્શક; પ્રકાશક: આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ, ૧ લી આવૃત્તિ, ઇ. સ. ૧૯૪૪, ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૦૦; પૂઠું કાર્ડ બોર્ડનું, સચિત્ર જેકેટવાળું.

સમકાલિન ઐતિહાસિક ઘટનાઓનું આલેખન કરતી આ એક સુંદર વાર્તા છે. એનું વાચન હિંદના રાજકીય ક્ષેત્રમાંની વિવિધ ચળવળોના કામચલાઉ સંગઠનને પ્રતાપે કોઇ સ્થાનિક સરકારને સમાધાનનો રાહ સ્વીકારવાની ફરજ પડે છે તેવે પ્રસંગે પેલી મુત્સદ્દીગીરી કેવી કુનેહથી એ સંગઠનને તોડી નાખી થયેલા સમાધાનને પાંગળું બનાવી દે છે તેનો સરસ ખ્યાલ આપે છે.

વાર્તાનાયક નીલકંઠ સત્યાગ્રહ ચળવળનો સેનાની, શિખરપતિ અને કેદી બને છે. મળેલા અનુભવો અને વિવિધ વિચારોને અંતે તે સમાજવાદ તરફ ઢળે છે. એ પક્ષમાં જોડાયા પછી સમાજવાદી કાર્યકર્તાઓના મુખ્ય યુગપુરુષ ગાંધીજી અને તેમના વિચારોની ડગલે ને પગલે પણ સમજી કરાતી નિંદા અને ચેકડીથી કંટાળીને તે છૂટો પડી જાય છે. છતાં પ્રજા પરિષદ, મજૂર મંડળ, વેપારી મંડળ, સમાજ પક્ષ વગેરેના સંયુક્ત આશ્રયે શરૂ થયેલી કહેવાતી સત્યાગ્રહ લડત પ્રસંગે સત્યાગ્રહ અને અહિંસાના મૂળભૂત સિદ્ધાંતોની વિડંબણા સાંખી ન રહેવાયાથી તે સાચા સત્યાગ્રહી તરીકે ઝુકાવે છે અને પોલિસઅત્યાચારનો ભોગ બની મૃત્યુને કિનારે જઇ ઊભો છે, એ પ્રસંગે, અમાત્યપુત્રી ભક્તિ કે જે એની કાર્યશક્તિ કુનેહ અને ધ્યેયપરસ્તતાથી આકર્ષાઇને અંતે ચલાવા લાગેલી ચળવળ દરમ્યાન એક સ્વયંસેવિકા તરીકે પોતાના વિવિધ ગુણોથી એનું દિલ જીતી લઇ આખરે પોતાના પિતા તેમ જ કાકા ઉભયથી સંપૂર્ણ સમ્મતિથી એની સાથે લગ્નગ્રંથિથી જોડાઇ ગયેલી છતાં લગ્ન પછી તરત જ પિતાના ક્ષેત્રસંન્યાસમાં સાથ આપવાને પતિથી છૂટી પડેલી, તે પતિની ગંભીર સ્થિતિની ખબર મળતાં જ તત્કાળ આવી પહોંચે છે. પત્નીની ખંતભરી સુશ્રૂષા તેમ જ પત્નીના કાકા આચાર્યશ્રી વસુબંધુના તપોબળથી નીલકંઠને ફરી જીવનનો કિનારો લાધી જાય છે. અમાત્ય તેમ જ આચાર્યની તજવીજથી પેલી મુત્સદ્દીગીરીનો પણ અંત આવી જાય છે.

વાર્તાનું આ વસ્તુ હોઇ તે એવી તો રસમય શૈલિથી ગુંથાયું છે કે વાચકને બંને ખંડનું વાચન પૂરૂં કર્યા વગર ચેન નહિ પડે.

નવલકથાની દુનિયામાં ભાત પાડતું આ પુસ્તક પુસ્તકાલયોએ વસાવવા જેવું અને વાર્તાશોખીનોએ એક વાર જરૂર નજરતળે કાઢી જવા જેવું છે.

પુસ્તકનો ઉપોદ્ઘાત 'અતીત અને અવલોકન' એ નામથી સ્વામી આનંદે લખ્યો હોઇ તેથી પુસ્તકની ઉપયોગિતામાં સારો વધારો થયો છે. —ના.

૨. **ઘરની આગ**—લેખક શ્રી. રમણીક અ. મ્હેતા; પ્રકાશક: "ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, મુંબાઇ; સન ૧૯૪૪; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦૭; કાચું પૂઠું કિંમત રૂ. ૩–૦–૦

'ગુજરાતી' પત્રની ૬૧ મી ભેટરૂપે પ્રસિદ્ધ થતું આ પુસ્તક એક ઐતિહાસિક નવલકથા છે. આ નવલકથામાં ઇ. સ. ૧૭૮૬–૮૭નો સમય લઇ તે પ્રસંગે રજપૂતાનાનાં રાજ્યો અંદરોઅંદરની ઈર્ષ્યાને લઇ પોતાનો નાશ કેવી રીતે વહોરી રહ્યાં હતાં તે તથા મરાઠા, પેશ્વાઓ અને ક્ષત્રિયો મૂળે તો હિંદુ હોવા છતાં, મરાઠા અને પેશ્વાઓ રજપૂત રાજાઓનાં રાજ્યોને છીનવી લેઇ તેમની સત્તા દૂર કરવા કેવા પ્રયત્નો કરી રહ્યા હતા તે દર્શાવવા ખાસ પ્રયત્ન કર્યો છે. આ વાર્તાનાં મુખ્ય બે પાત્રોમાંનાં એક જયપુરનરેશ પ્રતાપસિંહ છે અને મરાઠા પક્ષે મહાદજી સિંધિયા છે. મરાઠાઓ જયપુરનરેશની સત્તાને નાબુદ કરવા તેના ઉપર ચડાઇ લઇ જાય છે. તે પ્રસંગની આ વાર્તા છે. વીરરસથી ઝળકતી અને માતૃભૂમિને ખાતર બલિદાન અર્પવાનો પાઠ શીખવતી તેમ જ અંદરોઅંદરના કલહથી કેવાં માઠાં પરિણામ નીપજે છે તે દર્શાવતી આ વાર્તા દરેકને જરૂર વાંચવી ગમશે જ.

'ગુજરાતી' પત્રે આજ સુધીમાં, ઘણી ઐતિહાસિક નવલકથાઓ પ્રસિદ્ધ કરી છે. તેમાં આ એકનો વધારો થાય છે. ભારતવાસીઓને, પોતાના પ્રાચીન ભારતનું દર્શન કરાવી, તેનામાં પોતાના ભારત પ્રત્યે પ્રેમ, લાગણી અને બલિદાન અર્પવાની ઉત્કંઠા જાગ્રત કરવામાં આ ઐતિહાસિક વાર્તાઓનો ફાળો નાનોસૂનો ન ગણાય. 'ગુજરાતી' પત્રની મુખ્યત્વે ઐતિહાસિક વાતો પ્રસિદ્ધ કરવાની જે નિત્યનીતિ છે તે ખરેખર પ્રશંસનીય છે.

૩. **હાસ્યમંઝીલ**—લેખક શ્રી. 'એકાર'; પ્રકાશક: શ્રી. જયંતીલાલ વિ. મહેતા, હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત; સન ૧૯૪૪; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૪૫; સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું, કિંમત રૂ. ૩–૦–૦

શ્રી. 'એકાર'નો આ પહેલાંનો હાસ્યરસ તો ઘણાએ પીધો હશે. અને હવે વિશેષ પસંદ્ધ આ 'હાસ્યમંઝીલ' દ્વારા પીરસાય છે. તેમનો હાસ્યરસ દિનપ્રતિદિન આગળ ને આગળ વધે જાય છે. શ્રી. એકારે હાસ્યરસનું આ 'હાસ્યમંઝીલ' ૧૮ માળનુ રચ્યું છે, અને તે દરેક માળે એકેક નવલિકા મૂકી તેમાં એવાં પાત્રો ગોઠવી દીધાં છે કે, જેમ જેમ એક એક સોપાન આગળ ચઢીએ તેમ તેમ હાસ્યની ખૂબ ખીલાવટ થતી જાય છે. 'લેખક એટલે શું'; 'અનોખો ઇન્ટરવ્યુ'; 'રાવબહાદુર જીવણકાકા'; 'સાક્ષરી સંસાર'; 'એવરેસ્ટ પર ચઢાઇ'; 'તારનો મનીઑર્ડર'; 'બિચારાં ભૈરાં કે માટીડા'; 'ઘરજમાઇ' વગેરે નવલિકાઓ હાસ્યરસની સુંદર જમાવટ કરે છે. આ નવલિકાઓમાંની કોઇ કોઇ તો હાસ્ય સાથે બોધક અને કંઇ કંઇ પ્રેરણા આપે તેવી પણ છે.

હાસ્યરસના રસિયાઓ અને 'હસ્યાં તેનાં ઘર વસ્યાં' એ સૂત્રને માનનારાઓ તો જરૂર આ 'હાસ્યમંઝીલ'માં પ્રવેશ કરે અને એના એકેએક માળની મુસાફરી કરી આવે. પણ તેથી આગળ વધીને કહું તો આપણે સૌ પણ આ રેશનીંગના યુગમાં, આપણી અનેક પ્રકારની ચિંતાઓ વિસરી જવા કોઇ કોઇ વખત આ નિર્દોષ હાસ્યરસના ઘુંટડા પીએ તો ખોટું નથી.

૪. **પ્રેમકન્યા**—લેખક શ્રી. 'એકાર'; પ્રકાશક શ્રી. જયંતિલાલ વિ. મહેતા, હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત;. સન ૧૯૪૪, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૮૦; સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું, કિંમત રૂ. ૨–૮–૦.

શ્રી. 'બેકાર'નું, હાસ્યસંરમક નાટકરૂપે લખાયલું આ એક બીજું પુસ્તક છે. આ પુસ્તકની પ્રસ્તાવનામાં લેખક જણાવે છે કે, 'કોઇ નાટક કંપની માટે લખાયલું આ કૉમિક તે નાટક કંપની બંધ થઇ જવાથી, આજે તે પુસ્તકરૂપે પ્રસિદ્ધ થાય છે. લેખકના જણાવ્યા પ્રમાણે, આ કૉમિક નાટક માટે તો બંધબેસતું જ છે. એમાં નાટકનાં માલિકો અને મંદિરોના મહંતોની પોલ ઠીકઠીક ખુલ્લી પાડી છે. ભણેલા યુવકોની બેકારી અને યૌવનમાં પ્રવેશતી યુવતીઓનાં પ્રેમનાં પિંજણ, પ્રીને માટે વલખાં મારતા વડીલો અને તેમની ધારાસભાની ઉમેદવારી વગેરે વગેરે સંવાદો વાચકોને ખૂબ હસાવે તેવા છે. પણ તે હાસ્ય કોઇ કોઇ સ્થળે નિર્દોષતા પણ વટાવી જાય છે. શ્રી. બેકારનાં હાસ્યનાં બીજાં પુસ્તકો કુટુંબનાં નાનાં મોટાં સૌ કોઈ સાથે બેસીને જેમ વાંચી સંભળાવાય તેવું આ પુસ્તક નથી લાગતું.

—'અ–દ્રષ્ટા'

**૫. જિગર અને અમી—ઉત્તરાર્ધ–દર્શન ૨–૩**; લેખકઃ શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, પ્રકાશકઃ લોકપ્રકાશન લિ. અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૩૧+૪, સાદુ દ્વિરંગી સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા. અઢી.

આ પુસ્તકનું પ્રથમ દર્શન બહાર પડયું ત્યારે એ એક હયાત માનવીની જીવનઘટના પરથી તૈયાર થયેલ કથારૂપે અને તેમાં પણ એમાં રજૂ થયેલા વિવિધ ઘટનાપ્રસંગોથી એ આપણે ત્યાં ખૂબજ આવકાર પામ્યું હતું. એ જ પુસ્તકનો કથાનાયક આ બે દર્શનોમાં એના પલટાતા અદ્ભુત જીવનપ્રસંગો રજૂ કરે છે.

ઘરથી નાઠી છૂટી એ કથાનાયક વિશ્વંભર કયાં કયાં ભટકે છે, એને કેવા કેવા અનુભવો મળે છે, કામિની–કાંચનનાં વિવિધ પ્રલોભનો એની સામે આવી એને લલચાવી જાય છે; કેટલીક વાર તો પતનની અણી પર એ આવી ઊભો રહે છે, પરંતુ એની એકમાત્ર આરાધ્ય પ્રિયતમા ચંદ્રાવલીની સ્મૃતિરેખા એને એ બધામાંથી બચાવે છે.

આવી ઘટનાપરંપરાઓને લેખકે એવી સરસ અને સુરેખ ગૂંથણીમાં ગૂંથી લીધી છે કે વાચક એક પછી એક ઘટવે જતી અને આગામી ઘટનાની જાણે ઉત્સુકતાભરી રાહ જોતો રહે છે.

અંતે કથાનાયક એક ઉચ્ચ કોટીના જૈન મુનિનો સમાગમ પામતાં તેમનું શિષ્યત્વ સ્વીકારી જૈન સાધુ બને છે અને એ સમાજમાં ડગલે ને પગલે અનુભવવા–જોવા મળતાં શિથિલાચરણોથી ત્રાસી જઇ ત્યાંથી પણ નાસી છૂટે છે. અને આખરે, પોતાના એકમાત્ર ધ્યેયને દૃષ્ટિસમીપ રાખી શેષજીવન સ્ત્રીઉન્નતિનાં કાર્યો પાછળ ગાળતા અમદાવાદમાં વસવાટ કરે છે.

આજ કથાનાયકની નોંધ આ પુસ્તક પ્રસિદ્ધ થતા અગાઉ કોઇકે પ્રસિદ્ધ કર્યાનું કંઇક ઝાંખું સ્મરણ છે; પરંતુ શ્રી. ચુનીભાઇ શાહે જે શૈલી અને ગૂંથણી વડે આ કથાને આ પુસ્તકમાં વણી લીધાથી એ જેટલી રસપ્રદ અને અદ્ભુત બની છે તેટલે દરજ્જે એ પૂર્વોક્ત નોંધ–પુસ્તક રોચક નહોતું જણાયું, ઊલટ એ વાંચતાં કંઇક શુષ્કતા અનુભવવા મળેલી.

આવી ઉત્તમ વાર્તાકલાને વરેલા લેખકની આ કૃતિનાં ત્રણે દર્શનો દરેક પુસ્તકાલય પોતાને ત્યાં અચૂક વસાવે.

**૬. કર્ણાવતી**—( આવૃત્તિ બીજી ) લેખકઃ શ્રી. ધૂમકેતુ; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃ૪ ૪૦૪+૮, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂંઠું, મૂલ્ય રૂા. સાડાચાર: ૧૯૪૪

શ્રી. ધૂમકેતુ આપણા સિદ્ધહસ્ત નવલિકાકાર હોઇને ઉત્તમ નવલકથાકાર પણ છે. તેમની ઇતર નવલકથાઓ કરતાં ગુજરાતના મધ્યયુગી ઇતિહાસનાં પાત્રોની આસપાસ ગૂંથેલી આ ઐતિહાસિક નવલોએ ગુર્જર વાચકજનતને ઠીક આકર્ષણ લગાડયું છે. શ્રી. મુનશીનાં પાટણની પ્રભુતાથી લઇને ગુજરાતનો નાથ અને અન્ય ગુર્જર ઐતિહાસિક પુસ્તકોમાં રાચનાર સૌ વાચકોને શ્રી. ધૂમકેતુરચિત આ ચારેય ઐતિહાસિક નવલકથાઓ વાંચી જવા અમારું ખાસ આમંત્રણ છે.

આ ઐતિહાસિક ગ્રંથાવલિનાં ચાર નવલો પૈકી ચૌલાદેવી અને રાજસંન્યાસીને, કોઇ જાતની જાહેરાત સિવાય પણ જનતાનો એટલો આદર મળ્યો કે શ્રી. ધૂમકેતુએ પ્રોત્સાહિત થઇ તે પછી આપણને આ કર્ણાવતી અને તે પછી રાજકન્યા સરખાં સર્જનો આપ્યાં.

આ કર્ણાવતીમાં લેખકે, રાજસંન્યાસીની શેષ વાર્તાને આગળ વધારી ઠેઠ ગુર્જરનરેશ મહારાજ ભીમદેવના માલવવિજય અને કર્ણાવતી નગરીના સ્વપ્નસર્જન સુધી વાચકને લઇ આવે છે. એમાં સ્થળે સ્થળે લેખકે ગૂંથેલી રાજનીતિ અને વિદ્યાવિલાસ તેમ જ સંસ્કારિતાનાં વાચનનીર પીતો વાચક, લેખક પ્રત્યે ' અહો, અહો ! ' સહેજે પુકારી ઊઠે છે.

પુસ્તકની આ બીજી આવૃત્તિ છે, પરંતુ આવું જ સર્જન જો કોઇ યુરોપીય દેશમાં થયું હોત તો તેની કેટકેટલી આવૃત્તિઓ પ્રસિદ્ધ થઇ હોત.

દરેક પુસ્તકાલય—નાનું કે મોટું—ગ્રામ કે કસ્બા પુસ્તકાલય—આ ચારેય ગ્રંથરત્નો પોતાને ત્યાં અવશ્ય જ વસાવી લે.

૭. બા—સંપાદકઃ શ્રી. ધીરજલાલ ધનજીભાઇ શાહ; પ્રકાશક—કદ ઉપર પ્રમાણે. સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા. દોઢ. ૧૯૪૪.

આ અગાઉ અમે, " સ્ત્રીજીવન " માસિકે ખાસ કસ્તુરબા સ્મારક અંક પ્રકટ કરેલો તેનો પરિચય આપી ગયા છીએ. એ ખાસ અંકમાં સંગ્રહાયેલાં સ્વ. કસ્તુરબાનાં જુદી જુદી કલમે લખાયેલાં સંસ્મરણોને ચિરંજીવ રાખવા માટે અહીં ગ્રંથસ્થ કરવામાં આવ્યાં છે.

કસ્તુરબાના જીવનપ્રસંગોને લગતાં પુસ્તકોમાં આથી એક વધુ ઉમેરો થયો છે. ' બા 'નું પ્રમાણભૂત જીવનચરિત્ર નવજીવન પ્રકાશન મંદિર તરફથી પ્રસિદ્ધ થવાનું હતું, પરંતુ તે હવે કાગળને લગતા નવા વટહુકમને કારણે પ્રસિદ્ધ થાય ત્યારે ખરું. એની ગેરહાજરીમાં સ્વ. ' બા 'ની યાદ તાજી રાખવામાં ઉપયોગી થાય એવાં આ પુસ્તકો દરેક પુસ્તકાલયે વસાવી લેવાં જોઇએ.

૮. ગાંધીજીના જીવનપ્રસંગો—મૂળલેખકઃ મિસિસ પોલોક, અનુવાદકઃ શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ; પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૪૧+૧૬ સચિત્ર પાકું પૂઠું, મૂલ્ય રૂા. સવાબે. ૧૯૪૪.

મિસિસ પોલક મહાત્મા ગાંધીજીના દ. આફ્રિકાના નિવાસ દરમિયાન એમનાં અંતેવાસીઓમાંનાં એક હતાં. એમણે ગાંધીજી સાથેના પોતાના પ્રસંગોના સંગ્રહરૂપે મૂળ અંગ્રેજીમાં આ પુસ્તક લખેલું. તેનો આ ગુજરાતી અનુવાદ છે.

પુસ્તકમાં સંગ્રહવામાં આવેલા કેટલાક પ્રસંગો તો, ગાંધીજીની આત્મકથામાં નહિ આવેલા તેવા પણ છે. અને તેમાંના કેટલાક પ્રેરણાપ્રદ પણ છે. ગાંધીજીના જીવનમાંથી ડગલે ને પગલે કંઇ ને કંઇ નવીન પ્રેરણા મળે છે તે જોતાં આમાંના પ્રસંગો પણ ખાસ વાંચવા

જેવા છે. પરભાષાનો અનુવાદ છતાં વાચકને એ વાંચતાં, 'આ અનુવાદ પુસ્તક છે,' એવો સહેજે ખ્યાલ ન આવે તેવો સરળ ભાવવાહી અનુવાદ થયેલો છે.

પુસ્તકાલયો જરૂર વસાવી લે.

**૯. મૂછાળી મા**—લેખકઃ ગિરીશ ભટ્ટ; પ્રકાશકઃ મેસર્સ આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ–૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮૮+૬; સ્વ. ગિજુભાઇનું તસ્વીરદર્શક સાદું પૂઠું. મૂલ્ય ૦–૧૨–૦

મેસર્સ આર. આર. શેઠની કું. તરફથી પ્રસિદ્ધ થતી *બાલસાહિત્ય વાટિકાના બીજા* મંડળનું આ પ્રથમ પુસ્તક છે. એમાં બાળકોની " મૂછાળી મા " ગણાતા બાલશિક્ષણશાસ્ત્રી સ્વ. ગિજુભાઇની જીવનરેખા આપવામાં આવી છે.

પુસ્તકની લેખનશૈલી બાલભોગ્ય છતાં કેટલેક સ્થળે પ્રાંતિક રૂઢ શબ્દોનો પ્રયોગ જરા ખટકે તેમ છે. એટલે બાળકો એમની 'મૂછાળી મા'ના જીવનને વાંચતાં વાંચતાં વચ્ચે વડીલોને અમુક શબ્દોના અર્થો પૂછ્યા વિના તેમને નહિ ચાલે.

ગિજુભાઇના જીવનપુસ્તક તરીકે પુસ્તકાલયો ખુશીથી વસાવે.

**૧૦. રામચંદ્ર**—લેખકઃ શ્રી. નાનાભાઇ, પ્રકાશક, કદ ઉપર પ્રમાણે. બોર્ડનું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા. અઢી. ૧૯૪૪.

શ્રી. નાનાભાઇએ મહાભારત અને રામાયણનાં પાત્રો આપી આપણા સાહિત્યમાં વિશિષ્ટ ફાળો આપ્યો છે અને આખું મહાભારત કે રામાયણ ન વાંચનારને પણ તેમાંનાં પાત્રોનો પરિચય સુલભ કરી આપ્યો છે. તદનુસાર આ પુસ્તકમાં રામાયણનાં પાત્રોમાં દરેક પાત્ર તરીકે શ્રીરામચંદ્રજીનું જીવન–કથાનક આપ્યું છે.

મર્યાદાપુરુષોત્તમ રામચંદ્રજીનો પરિચય આર્ય હિંદુ સંતાનોને આપવાનો ન હોય. પરંતુ વિવિધ લેખકોએ પોતાને મળેલી–નૂતન દૃષ્ટિ વડે એ મહાનુભાવને જે દૃષ્ટિએ જોયા નીરખ્યા તે અંતરદૃષ્ટિ એ ચરિત્રના જુદા જુદા સર્જકો પોતાના વાચકોને આપે છે. તે જ પ્રમાણે શ્રી. નાનાભાઇ પણ એમની એવી વિશિષ્ટતા આ ચરિત્રમાં આપે છે. ભિન્ન ભિન્ન દૃષ્ટિએ વંચાતા એ વિભૂતિના જીવનને આ દૃષ્ટિએ પણ વાચકો જરૂર નીરખે.

પુસ્તકાલયો અવશ્ય વસાવી લે. મહાભારત અને રામાયણનાં આગળનાં પાત્રો પણ જેમણે હજી ન વસાવ્યાં હોય તેઓ આખો સંપુટ સત્વર વસાવી લે.

**૧૧. જીવનસાથી**—લેખકઃ શ્રી. ડુંગરશી ધરમશી સંપટ, પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર અમદાવાદ.

ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬૦+૧૬, બોર્ડપરીનું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા. ૨–૧૨–૦. ૧૯૪૪

શ્રી. ડુંગરશીભાઇને આપણા સાહિત્યક્ષેત્રના એક અગ્રગણ્ય લેખક તરીકે હવે ઓળખાવવા રહેતા નથી. આ પુસ્તકમાં એમણે સાગરનો સાહસવીર સુંદર સોદાગર, જગતશેઠ અને એવા જ બીજા આપબળે આગળ વધેલા અને લક્ષ્મીનો સદુપયોગ કરનારા હિંદીઓનાં જીવનચરિત્રો આલેખ્યાં છે. પહેલાં બે–ત્રણ ચરિત્રો જરા ઠીક પ્રેરણાપ્રદ હોઇને પાછળનાં કંઇક વધુપડતાં પ્રસંશાત્મક લાગે છે.

એકંદરે પુસ્તકમાંથી વાચકને કંઇ ને કંઇ પ્રેરણા તો જરૂર મળશે.

જીવનચરિત્રના પુસ્તક તરીકે પુસ્તકાલયો સુખે વસાવે.

—મણિલાલ મ. વ્યાસ

**૧૨. પ્રભુતામાં પગલાં અને બીજી વાતો**—સંપાદક: શ્રી. શકુન્ત રાવળ, પ્રકાશક: કે. કે. ચીતળીઆ, ૨૩, હમામ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ નં. ૧ સને ૧૯૪૪, રૉયલ ૮ પેજી, પૃષ્ઠ ૧૦+૨૨૮, સચિત્ર આચ્છાદનવાળું બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૩–૦–૦

પ્રકાશકે નવીન શરૂ કરેલી જયન્ત ગ્રંથમાળાનું આ પ્રથમ પુસ્તક છે. આમાં ૧૯ જુદા જુદા લેખકોની ૧૯ વાર્તાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. રા. શકુન્ત રાવળે ઉપરોક્ત ૧૯ લેખકો પાસેથી સમાજને સ્પર્શતી સામાજિક વાર્તાઓનું સંપાદન કર્યું છે. સ્વ. સાક્ષર શ્રી. નવલરામ ત્રિવેદીની "પ્રભુતામાં પગલાં" એ નામની પહેલી વાર્તા ઉપરથી મુખપૃષ્ઠ ઉપરનું નામ આપવામાં આવ્યું છે. એમાં રંજનલાલ વકીલ પોતાની પત્ની પર ચીઢાઇ કુસુમ, ગુણસુંદરી, વગેરેને પોતાના ઘરમાં પોતાની સ્ત્રી રળીઆતમાં જોવામાં નિષ્ફળ નીવડવાથી કેકારવની લીટીઓ ઉચ્ચારતા કેકારવની ચોપડી રળીઆતને મારે છે. એ સહનશીલ સ્ત્રી ગમ ખાઇ વહેલા ઉઠવાનું કારણ પુછે છે. આખરે ચાહ બનાવી લાવવાનું કહેતાં રંજનલાલને રળીઆતનું રળીઆમણું સ્વરૂપ કલ્પનામાં આકાશમાં પૃથ્વી લાવે છે અને એની આંખ ઉઘડે છે અને 'પડ્યું પાનું નિભાવી લે'નું સૂત્ર ગ્રાહ્ય રાખે છે. 'કેશવરામ'માં વૈર લેવા માટે સગાં પણ કેવાં પગલાં લે છે તે પ્રત્યક્ષ બતાવ્યું છે. ગિરજા મરી જાય છે. કેશવરામ કિલ્લાભદ્ર પર પ્રયોગ કરવામાં સફળ થાય છે પરંતુ તેના જ બારણામાં મરી જાય છે અને થોડા દિવસમાં ગિરજા પણ હેબકાઇ જઇ માંદી પડી મરી જાય છે. કેશવરામ સંન્યાસી થઇ જાય છે. '**સુરભિ**'માં પ્રણયકિસ્સો છે. સૂર્યકાન્ત સુરભિ ઉપર અનુરક્ત છે. સુરભિ ઉત્તેજન જાણે અજાણ્યે આપે છે. પરંતુ સૂર્યકાન્ત એક વાર અણઘટતી છૂટ લે છે તેથી સુરભિ ગુસ્સે થાય છે. પતિને બધી વાત કરવા નિશ્ચય કરે છે. એટલામાં એક પત્ર આવે છે તેથી ગભરાઈ જાય છે એટલામાં પતિ આવતાં તેની વાતચીત પરથી વસ્તુસ્થિતિ પામી જઇ પોતાનો વિચાર પડતો મૂકે છે અને પછી સ્ત્રીની રીત પ્રમાણે તેને મનાવી લે છે–'**કવિતાના પ્રદેશ**'માં પૈસાદાર લોકો ગરીબોને મોનીમિકસથી પ્રથમ રિઝાવી ખરી વખતે કેવા છૂટી પડે છે તે ચીમનલાલની રીતભાત અને એના વર્તન ઉપરથી બતાવ્યું છે. '**કલંકિની**'માં મંદિરના પૂજારીઓ કેવા ધનના પૂજારી અને વિષયાસક્ત હોય છે તે મંછીના દૃષ્ટાન્ત પરથી સિદ્ધ થયું છે. **સત્યનારાયણની** કથામાં પત્નિ તથા પતિ માની લીધેલા અસંતોષની લીધે કેવું દુઃખ ઉત્પન્ન કરે છે અને સારા પાડોશીની સહાનુભૂતિથી પોતાની ભૂલ સમજી કેવાં એકરાગી બની જાય છે તે દર્શાવ્યું છે. '**ગોદડીની ઉંઘમાં**' શેઠ લોકોને ત્યાં કામ કરતાં પુરુષો તથા બાળકો શેઠની સાયબીથી અંજાઇ કેવી કેવી આશાઓ બાંધે છે અને આખરે સત્યનું ભાન થતાં પોતાની સ્થિતિમાં જ સુખ માનતાં થઇ જાય છે તે ગોદાવરીના પાત્રથી સમજાય છે. '**કંકુમાં**' વૈશ્ય લોકો પૈસાના જોરે ગરજુ લોકોની આબરૂ કેવી રીતે લે છે તે મલુકચંદ અને કંકુની વાતથી બતાવ્યું છે. આખરે કંકુને ગમે તેની જોડે પરણવાનો વખત આવે છે. શેઠ લોકોને 'મિજાજ' બહુ વિચિત્ર હોય છે અને ત્યાંજ મિજાજનાં દર્શન થાય છે. '**જેસલ જગનો ચોરટો**'માં જેસલ તોરલ, ઘોડી અને તરવાર માટે મ્હેણાંથી જઇ મળવે છે અને તોરલના સતિત્વની પરીક્ષા નાવડીમાં થઇ તોરલને જેસલ કેવો નમી પડે છે તે બતાવ્યું છે. સાંસતિઓ કાઠી પાટણમાં પ્રભુભક્ત મનાતો તેનો આ વૈરાગ્ય અને ભક્તિનો પરચો આમાં છે. શિકારમાં કેટલી હિંમત તથા અગમચેતી રાખવી પડે છે તે મોતના

મૃત્યુમાં જણાવ્યું છે. ' મોટરબસની મુસાફરી 'માં સ્ત્રી પુરુષો અજાણતાં મળે છે અને પાછળથી બન્ને પરણે છે.

વાર્તાઓ બોધપ્રદ તથા આનંદ આપે એવી છે. ટૂંકી વાર્તાઓ હાલમાં બહુ લખાય છે. થોડો વખત મગજને રોકવામાં બહુ ઉપયોગી છે. તેમાં પણ આમાં તો આરામ સાથે સંસારની વસમી વાટનાં દર્શન દ્વારા બોધ અપાયો છે, પુસ્તક વાંચવા જેવું છે. પુસ્તકાલયો વસાવે તો વાંધો નથી.

**૧૩. વિશ્વપરિચય**—કર્તાઃ શ્રી. રવીન્દ્રનાથ ટાગોર, અનુવાદકઃ નગીનદાસ પારેખ પ્રકાશક ધી મહાગુજરાત પબ્લિશિંગ કંપની લિ. કોટ, મુંબઈ. કદ ૧૬ પેજી, પૃષ્ઠ ૧૩+૧૦૨; મૂલ્ય રૂા. ૧-૮-૦, રંગીન આચ્છાદનવાળું બોર્ડનું પૂઠું.

કવિવર ટાગોરે જીવનભર કવિતા અને વિજ્ઞાનમાં રસ લઈ પુખ્ત વયે આ પુસ્તક લખી વિજ્ઞાનના પુસ્તકોની અછતમાં ભાત પાડી છે. એમાં પરમાણુલોક, નક્ષત્રલોક, સૌરજગત, ગ્રહલોક, ભૂલોક વગેરેમાં શું છે તેમ જ દરેકની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે વિષે વિદ્વાનોના મતો સાથે પોતે વિજ્ઞાનનું જ્ઞાન ન હોય તેવાને પણ સમજણ પડે એવી સરળ ભાષામાં વિજ્ઞાનની ભાવના સાચવી શાસ્ત્રીય રીતે સૂર્ય, બુધ, મંગળ, શનિ, પૃથ્વી, તારાઓ વગેરે ગ્રહો, નક્ષત્રો તથા તારાઓ સંબંધી સૂક્ષ્મ માહિતી આપી છે. ભાષાંતર પણ સરળ છે. ગ. રા. પોપટલાલ ગો. શાહના નિવેદનમાં આવાં પુસ્તકો દ્વારા લોકોમાં વિજ્ઞાનનો પ્રચાર થઈ આપણે આપણી આસપાસના બંધુઓ અને પરિસ્થિતિથી તથા વાતાવરણથી અભિજ્ઞ થઈએ એમ ઇચ્છયું છે.

પ્રથમ કવિવર ટાગોર પોતાના મિત્ર શ્રી. સત્યેન્દ્રનાથ બસુને પુસ્તક અર્પણ કરતાં જણાવ્યું છે કે પોતે વિજ્ઞાનની માહિતી બહુ ઓછી ધરાવે છે છતાં પિતાશ્રી તથા અન્ય સદ્‌ગૃહસ્થોના ઉપદેશોથી એમને વિજ્ઞાનમાં રસ પડવા માંડયો અને પછી પાશ્ચાત્ય વિદ્વાનોનાં પુસ્તકોમાંથી વાંચીને કાઢેલા તારણના ફલરૂપ આ પુસ્તક તદ્દન સરળ તથા સાદી ભાષામાં અનભિજ્ઞો માટે જીવનની જરૂરીઆતો તથા પૃથ્વી, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર વગેરે સંબંધી માહિતી અત્રે બહુ સ્પષ્ટતાથી આપવામાં આવી છે. નજરે પડેલાં દૃશ્યો બરાબર સમજી લેવાથી તેમ જ આંખોનો સદુપયોગ કરી મનન અને સતત ચિંતનથી આપણી આસપાસ શું ચાલી રહ્યું છે તે આપણે અનુભવી શકીએ છીએ. જો કે ગુજરાતી ભાષામાં આ પુસ્તકની પ્રથમાવૃત્તિ જ છે છતાં, અંગ્રેજીમાં એની પાંચ આવૃત્તિઓ અત્યાર સુધીમાં છપાઈ ગઈ છે એ ઉપરથી પુસ્તકની ઉપયોગિતા તેમજ તેની લખવાની શૈલી સંબંધી અનુમાન થઈ શકે છે.

**૧૪. વસંતવિલાસ**—મૂળલેખક અનભિજ્ઞ. અનુવાદકઃ રજનીકાન્ત મનુભાઈ ભટ્ટ; પ્રકાશકઃ અનુવાદક પોતે, ૮૩૧, લક્ષ્મીની પોળ, ખાંડીશેરી, અમદાવાદ. સન ૧૯૪૪, પ્રથમાવૃત્તિ; ૧૬ પેજી, પૃષ્ઠ ૨૪+૩૦; સચિત્ર કાગળનું સાદું પૂઠું, મૂલ્ય રૂા. એક.

આ પ્રાકૃત મૂળ કાવ્ય મારૂ ગુર્જર ભાષામાં છે. રા. રજનીકાન્ત ભટ્ટે એનો દોહરામાં

અનુવાદ કર્યો છે. દોહરાની ૨૪ માત્રા તેમ જ રોળાવૃત્તની પણ એટલી જ, છતાં લેખકે દોહરા જ અનુકૂળ ગણ્યા છે. એમાં મૂળ કવિ સંબંધી માહિતી મળતી નથી. આખા કાવ્યનો ૮૪ દોહરામાં સમાવેશ થયો છે. અનુવાદકે કેટલાક શબ્દો મૂળ પ્રાકૃતના પણ વાપર્યા છે એટલે છેડે ટિપ્પણીમાં એવા શબ્દોના અર્થ તેમ જ ખાસ સમજાવવા જેવી ટૂંકોની સમજૂતી આપી પુસ્તકની ખુબી સમજાવવામાં ખૂબ મદદ કરી છે. એને ફાગકાવ્ય પણ કહેલું છે. કારણ કે એમાં પ્રિયા પ્રિતમના વિયોગ તેમ જ યોગ વર્ણવ્યો છે અને તે પણ હેમંતનો અંત અને વસંતનું આવાગમન એ પ્રસંગથી શરૂઆત થાય છે. રા. ઉમાશંકરે પોતાના રસદર્શનમાં સુંદર રીતે શિષ્ટ કૃતિનું પ્રતિપાદન સમજાવ્યું છે, તેમ જ એમાં થોડી ઘણી એમને જણાયલી ઉણપો પણ બતાવી છે. રા. ઉમાશંકરના મત પ્રમાણે આખા કાવ્યના ૮ ભાગ ( ખંડો ) પાડી શકાય. ૧. મંગળાચરણી. (૧) ૨. ભૂમિકા (૨–૫) ૩. વનકેલી–૧ (૬–૧૫); ૪. વનવર્ણન (૧૬–૩૫) ૫. વિરહિણી વેદના (૩૬–૫૦) ૬. વનકેલી–૨ (૫૧–૭૧) ૭. ભ્રમર–ઉપાલમ્ભ (૭૨–૮૩) ૮. ઉપસંહાર (૮૪)*

અનુવાદકે લખ્યા પ્રમાણે એમણે કેટલેક ઠેકાણે છંદનો ભંગ કર્યો છે, પણ સહેતુક–એટલે અંતરયમક જાળવવા માટે વસન્તઋતુની વનસંપત્તિ, નવપલ્લવથી લચી પડેલા અશોકના ફૂલગુચ્છો, મ્હોરનાં ઝૂમખાંથી ડોલતા આંબા, વસંતની બંસી બજાવતી કોકિલા અને પ્રિયતમની રાહ જોતી વિરહિણી નાયિકા વગેરે ફાગુ કાવ્યનાં લક્ષણો ' વસન્ત–વિલાસ 'માં જોવામાં આવે છે. માટે જ એને ફાગ કાવ્ય પણ કહ્યું છે. મૂળ કાવ્ય ૭૨ કડીનું ૩૬ કડીમાં વસન્તની વનલીલાનું અને બીજી ૩૬ માં મુખ્યત્વે પુરુષોના વિયોગ–યોગનું ગાન છે. બાકીમાં ' કવિનું સંગીત વિસંવાદરહિત વસન્તવિલાસ હવે સ્ફૂરશે એવી શક્યતાના રાહ ઉપર આવીને પૂર્ણાહુતિ પામે છે. રચના સુશ્લિષ્ટ છે. કાવ્યની કલ્પના અને મૂર્તિવિધાન બહુ સરળ છે. કાવ્યના વિવિધ અંશોની એકતા પૂરેપૂરી નજરે પડે છે. આખું કાવ્ય માતૃભાષામાં એક અને અખંડ કૃતિ તરીકે દૃષ્ટિગોચર થાય છે.

કાવ્ય સરળ અને વાંચવા લાયક છે. વાંચતાં કંટાળો આવે તેવું નથી.

કસ્બા પુસ્તકાલયો જરૂર ખરીદે. આવાં પ્રાચીન-કવિઓનાં કાવ્યો વિના એવાં પુસ્તકાલય શોભે નહિ. માત્ર કિંમત જરા વિશેષ લાગે છે. પરંતુ આ સમય જોતાં ક્ષમ્ય છે.

ના. ચં. દીવાનજી

## સામયિકો

**કહાની**—વર્ષ ૧, અંક ૧. તંત્રી અને પ્રકાશક શ્રી. શાંતિલાલ છોટાલાલ પારેખ, સરસ્વતી પ્રેસ, ભાવનગર, વાર્ષિક લવાજમ રૂા. પાંચ.

ભાવનગરના સરસ્વતી છાપખાના તરફથી વિવિધ વાર્તાઓની વાનગીઓ આપતું આ માસિક જુન માસથી પ્રકટ થવા માંડયું છે. એમાં આપણા સાહિત્યના આગેવાન નવલિકાનવેશોએ પોતાની વાર્તાપ્રસાદી આપી છે. માસિકનું છાપકામ–ગેટઅપ આકર્ષક હોઇને એમાંની વાર્તાઓ, વાર્તાઓના રસિયાઓને આનંદપ્રદ નીવડે તેવી છે; તેમજ નવરાગને

* કૌંસના અંક દોહરાના છે.

વખતે ના કઇક પણ વાચવાની જિજ્ઞાસા જાગતા આ અંક હાથમા લઇ વાચવા માડતા જરાય નિરાશ નહિ થવુ પડે આખોય અંક, એકાદ વાર્તાપુસ્તિકા જેવો થયો હોઇને મુસાફરોના એક મિત્રની ગરજ સારે તેવો છે વાર્તાસાહિત્યમા આ માસિક સારો ફાળો નોધાવશે એવી આશા, આ પહેલો અંક જોતા જરાયે અસ્થાને નથી લાગતી સચાલકોને અમે સફળતા ઇચ્છીએ છીએ

**કલ્યાણ** ( ત્રૈમાસિક )—સપાદક શ્રી મોહનચદ ડી. શાહ, પ્રકાશક શ્રી જૈન શ્રેયસ્કર મડળ, મહેસાણા (ઉ ગુજરાત) વાર્ષિક લવાજમ રૂ. ૭–૦–૦ (પોસ્ટેજ સહિત).

જૈન સસ્કૃતિ અને ધાર્મિક પ્રચારના સદુદ્દેશથી આ પ્રવૃત્તિ હાથ ધરવામા આવી હોય તેમ જણાય છે. મહેસાણાના શ્રી. જૈન શ્રેયસ્કર મડળ તરફથી એતદ્દેશીય જે પ્રકાશનપ્રવૃત્તિ હાથ ધરવામા આવી છે તેનુ આ ત્રૈમાસિક પણ એક અગભૂત છે. એમા જૈન ધર્મના વિદ્વાન લેખકોના લેખો હોઇને કેટલાક તો જૈનેતરોને પણ જ્ઞાન સાથે એ ધર્મની સસ્કૃતિદર્શક સારી માહિતી પણ મળે તેમ છે દા ત " શાસ્ત્રીય શિલ્પવિદ્યા " શીર્ષક લેખ એ જ કક્ષાનો કહી શકાય ઉપરાત યાત્રા–પ્રવાસને લગતા અને અન્ય લેખો પણ આ ત્રૈમાસિકમા છે. ડેમી કદના બસો પૃષ્ઠોના આ અકમા મનનીય વાચન સભર ભરેલુ હોઇને વાચકને તેમાથી સસ્કાર-પોષક સાહિત્ય જરૂર મળી રહેશે જૈન ધર્મના અભ્યાસીઓ અને ધાર્મિકોને એ જરૂર ગમશે.

**બાલજીવન**—બાળઅંક—તત્રી શ્રી રમણલાલ નાનાલાલ શાહ, બાલજીવન કાર્યાલય, વડોદરા વાર્ષિક લવાજમ વડોદરા રાજ્યના પુસ્તકાલયો માટે રૂ ત્રણ.

આપણા બાલમાસિકોએ અવાર નવાર કેટલાક વિશિષ્ટ અકો પોતાના બાળવાચકો સમક્ષ ધરવાની જે પરિપાટી શરૂ કરી છે તેને શ્રી " બાલજીવન "ના તત્રીએ પણ અપનાવેલી છે તદનુસાર આ ખાસ બાળક અક તૈયાર કરવામા આવ્યો છે. એના સપાદનથી માડીને એની અદરના સઘળા લેખો અને ચિત્રો પણ–સુદ્ધા બાલસર્જકોના હાથે તયાર થયેલા અપાયા છે

બાલસાહિત્યમા ઉપર્યુક્ત કાર્યાલયના કેટલાક પ્રકાશનોએ સારો ફાળો નોધાવેલો છે તેમા આવી પરિપાટીથી તેને વધુ જોમ મળે છે બાળકો આ અક જોઇ જાય અને પોતે પણ એમાના લેખકોની જેમ કઇક નવીન સર્જન કરવાની પ્રેરણા મેળવે, એમ ઇચ્છીએ.

**નવસર્જન**—ગાધી ગ્રામ અક–તત્રી અને પ્રકાશક શ્રી. માધવાણી. ઉષા પ્રિન્ટરી, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઇ,

આ " નવસર્જન " માસિક શરૂ થયુ ત્યારથી જ એણે આપણા સામયિકોમા એક નવીન ભાત પાડતા માસિક તરીકે લાગ્યુ હતુ. એમા અવારનવાર આપણા પત્રકાર વ્યવસાયી લેખકો તેમ જ અન્ય શિષ્ટ સાક્ષરોના લેખો આવતા હતા

આ અકમા ગાધીજીના જૂહૂનિવાસ દરમિયાનના વિવિધ કલમે લખાયેલા શબ્દચિત્રો, પ્રસગકથાઓ તેમજ કાવ્યનાટિકાઓ પણ અપાઇ છે. આ અક જ્યારે પણ વાચીએ ત્યારે, ગાધીજીના જૂહૂનિવાસની યાદગીરી તાજી કરાવે તેવો તૈયાર થયો છે.

• આવો પ્રાસગિક અક પ્રગટ કરવા માટે સપાદકને ધન્યવાદ



## ૧ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદનાં

૧ કલ્યાણમયી—લેખકઃ શ્રી. ડુંગરસી ધરમસી સંપટ; મૂલ્ય રૂ. એક

૨ આત્મરામાયણ—લેખકઃ વૈદ્ય કરુણાશંકર મૂળજી, બાજુડાવાળા; મૂલ્ય રૂ. ૦–૧૨–૦

૩ સં. ૨૦૦૧ નું પંચાંગ—સંપાદકઃ શ્રી. હિમતરામ મ. જાની; મૂલ્ય રૂ. ૦–૮–૦

## ૨ આર. આર. શેઠની કંપની–મુંબઈનાં પુસ્તકો

૪ રામચંદ્ર—લેખકઃ શ્રી. નાનાભાઇ, મૂલ્ય રૂ. અઢી

૫ મૂછાળી મા—લેખકઃ શ્રી. ગિરીશ ભટ્ટ, મૂલ્ય રૂ. ૦–૧૨–૦

## ૩ એન. એમ. ઠક્કરની કંપની–મુંબઇ તરફથી

૬ ગાંધીજીના જીવનપ્રસંગ—મૂળલેખકઃ મિસિસ પોલોક, અનુવાદકઃ શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ, મૂલ્ય રૂ. ૨–૪–૦

## ૪ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ તરફનાં પુસ્તકો

૭ કર્ણાવતી (નવી આવૃત્તિ)—લેખકઃ શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂ. ૩–૮–૦

૮ બા—સંપાદકઃ શ્રી. ધીરજલાલ ધનજીભાઇ શાહ, મૂલ્ય રૂ. ૧–૮–૦

## ૫ અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૯ ક્યારે છૂટશે ?—લેખકઃ શ્રી. ધીરેન્દ્ર દોસી, પ્રકાશક. કિતાબઘર–રાજકોટ, મૂલ્ય રૂ. ૨–૦–૦

૧૦ પ્રેમ અને પૂજા—ખંડ ૧–૨. લેખકઃ શ્રી. “ દર્શક ” પ્રકાશકઃ આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય અનુક્રમે રૂ. ૨–૬–૦ અને રૂ. ૨–૧૦–૦

૧૧ સૂડાબ્રાનું આખ્યાન—સંપાદકઃ શ્રી. વિષ્ણુદેવ સકરેશ્વર પંડિત, પ્રકાશકઃ રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ, મૂલ્ય લખ્યું નથી.

૧૨ ફળાહાર ચિકિત્સા—અનુવાદકઃ શ્રી. વૈદ્યરાજ બહાદુરસિંહ ખુરાલસિંહ જાગીરદાર. પ્રકાશકઃ લેખક પોતે, મુ. નવસારી, મૂલ્ય રૂ. ૧–૮–૦

૧૩ ધન્યજીવન—ખંડ ૧–૨–૩, સંપાદકઃ મુનિરાજ શ્રી. કનકવિજયજી, પ્રકાશકઃ જૈન સ્વાધ્યાય મંડળ, મહેસાણા, મૂલ્ય ૧–૩–૦

૧૪ મરઘાં ઉછેર—લેખક અને પ્રકાશકઃ જમશેદ જહાંગીરજી સામર, મુ. અનાવલ, મૂલ્ય રૂ. ૧–૮–૦

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત તથા માનદ મહાન પ્રચારકોએ નીચેના સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયોની સંસ્થાઓ તપાસી છે અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના–સમજૂત આપી છે તેમ જ પુસ્તકાલય વગરના શાળાવાળા ગામોએ પુસ્તકાલય ખોલવા સબંધી આવશ્યક પ્રચારકાર્ય કર્યું છે —

૧ વડોદરા–નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઈ મથુરભાઇ પટેલ–માહે મે માસમાં ગણદેવી મહાલનાં—(૧) ભાઠા, (૨) દેસરા, (૩) તળોદ ફળિયા, (૪) વચેટી, (૫) દેવસર, (૬) દેવધા, (૭) તળિયારા, (૮) ધકવાડા, (૯) નાદરખા, (૧૦) કેસલી, (૧૧) અજેટા, (૧૨) તોરણગામ, (૧૩) વડસાંગળ, (૧૪) પાટી, (૧૫) ધનોરી (૧૬) પાથરી, (૧૭) અજરાઈ, (૧૮) ખખવાડા, (૧૯) સોનવાડી, (૨૦) માણેકપુર, (૨૧) ગડત માહે જુન માસમાં પલસાણા મહાલના—(૧) બામેત્ (૨) ઊંભરાખ, (૩) અન્ત ન (૪) ધામડોદલુંભા (૫) ખરવાસા (૬) શ્રાગ્સડી, (૭) સોયાણી, (૮) વણેસા પીસાદ, (૯) ધામડોદ એના, (૧૦) એના, (૧૧) તુડી, (૧૨) ગંગાધરા, (૧૩) ગાગપુર (૧૪) હસ્તાન, (૧૫) બગુમારા, (૧૬) તાતીથૈયા, (૧૭) સાણી, (૧૮) જોળવા, (૧૯) કડોદરા, (૨૦) અંત્રાની, (૨૧) હરિપુરા, (૨૨) નિયોળ કામગીરી દિન ૨૪.

૨ મહેસાણા–અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાનુશંકર ટી. ઠાકર–માહે મે માસમાં–અમરેલી મહાલનાં—(૧) જેસિંગપુરા, (૨) કેરીઆચાડ, (૩) માળીલા, (૪) વાળીઆ, (૫) બાબાપુર, (૬) તરવડા વા (૭) સાંઝ્યાનદર, (૮) દેવરાજીઆ, (૯) ચાડીઆ, (૧૦) મોટા ભંડારીઆ, (૧૧) મોનાળીઆ, ધારી મહાલનાં (૧૨) અમૃતપુરા વા. (૧૩) ઝર (૧૪) સરસીઆ, (૧૫) ખીચા, (૧૬) દેવળા, (૧૭) ગોવિંદપુર, (૧૮) કુબડા, (૧૯) દલખાણીઆ, (૨૦) ભાડેર, (૨૧) ભગગામ, (૨૨) કમી, (૨૩) ડેગાળા, (૨૪) પાણીયા, (૨૫) ચલાલા–પ્રૌઢ વર્ગમાં વ્યાખ્યાનો આપવા કામગીરી દિન ૨૮.

૩. ચાણસ્મા મહાલ માનદ પ્રચારક રા. જોરાભાઇ ભલદાસ પટેલ–માહે એપ્રિલમાં—(૧) જસલપુર

૪ ચાણસ્મા મહાલ માનદ પ્રચારક રા. કરુણાશંકર મોહનલાલ વ્યાસ–માહે ડિસેમ્બરમાં (૧) કાનરી અને માહે એપ્રિલમાં (૨) બરીઅ

૫. ધારી મહાલ માનદ પ્રચારક રા વ્રજલાલ દ. મહેતા–માહે મે–જુનમાં—(૧) ભાડેર, (૨) બનગામ, (૩) વીરપુર.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના–સમજૂત આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંડળીઓને ખાસ ભલામણ છે

ના. નં. ચોકસી
સહમંત્રી, વ. રા. પુ. મંડળ




**વ. રા. પુ. મંડળ**

**સરકારમદદ માટે નવી મંજૂરી**—શ્રીમંત સરકારે કૃપાવંત થઇ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને સરકાર મદદ આપવાની નીતિ સન ૧૯૨૯–૩૦ થી અમલમાં મૂકી હોઇ તેને પાંચ પાંચ વર્ષે નવેસર બહાલી આપવાનું ધોરણ સ્વીકાર્યું છે. તે મુજબની છેલ્લી મંજૂરી ચાલુ સાલ આખરે પૂરી થતી હોવાથી નવેસર મંજૂરી મળવા તેમજ મદદની રકમમાં વધારો કરી આપવા માટે મંડળે અરજી પેશ કરેલી. તેના નિકાલમાં શ્રીમંત સરકારે કૃપાવંત થઇને સન ૧૯૪૪–૪૫ થી સન ૧૯૪૮–૪૯ સુધીનાં પાંચ વર્ષ માટે રૂ. ૧૨૦૦) ની ગ્રાન્ટ અસલ મુજબ ચાલુ રાખવાનું હુ. નં. ૭૬-૧૬ તા. ૨૭–૪–૪૪ થી ફરમાવ્યું છે.

**મધ્યવર્તી પુસ્તકાલયને ભેટ**—સ્વ. રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઈ સાહેબે તેમના જીવનના મોટા ભાગ દરમિયાન, પુસ્તકાલયપ્રવૃત્તિને ખૂબ ખૂબ સહાયક થયા હતા; અને અમે, અમારા ગયા અંકમાં જણાવી ગયા છીએ તે પ્રમાણે, તેઓશ્રીએ નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં સારી સહાય કરેલી. તેમની યાદગીરી વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયમાં મૂકવા માટે તેમના સુપુત્રો તરફથી કેટલાંક પુસ્તકો સહિતનું એક કબાટ ભેટ આપવામાં આવ્યું છે. મધ્યવર્તી પુસ્તકાલયમાં જનારાઓને સ્વર્ગસ્થની યાદગીરી તાજી કરાવવાની તક આપવા માટે તેઓશ્રીના સુપુત્રોને અમારા અભિનંદન.

**ઉદાર દાન**—(૧) સાર્વજનિક પુસ્તકાલય–કહોડા, તા. સિદ્ધપુરને સદર પુસ્તકાલયનું મકાન બંધાવવાના ફાળામાં ત્યાંના જ વતની શા. હરખચંદ ખુશાલચંદ તરફથી રૂા. ૧૨૦૧)ની ઉદાર દેણગી આપવામાં આવી છે.

(૨) **સાર્વજનિક પુસ્તકાલય જંગરાલ** તા. પાટણને ત્યાંના જ વતની શ્રી. નિકમભાઈ બળવંતભાઇ તથા જીવણલાલ ઇશ્વિરભાઇ બળવંતભાઇ તરફથી તેઓશ્રીનાં સ્વ. માતુશ્રીના સ્મરણાર્થે પુસ્તકાલયના મકાન માટે રૂા. ૧૦૦૦) તથા તેના કાયમ ફંડ માટે રૂા. ૫૦૦) આપવાનું વચન મળ્યું છે.

**જૂથ–મહાલ મંડળોના મંત્રીઓને**—બંધારણ મુજબ જૂથ તથા મહાલ મંડળોની વાર્ષિક સભા ઑગસ્ટ માસમાં ભરવાની હોઇ તે બદલ ચાલુ અંકમાં જરૂરી માર્ગદર્શન કરાવતી જાહેરાત અન્યત્ર છપાઇ છે. તેનો મજકુર ધ્યાનમાં લઇને સભાઓ માટેની તૈયારીઓ સવેળા કરી દેવાની જૂથ તેમજ મહાલ મંડળોના મંત્રીઓને ભલામણ કરીએ છીએ.

—મધ્યવર્તી પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૫ તા. ૫–૧–૪૪ (પુસ્તકાલય અંક જાને. '૪૪) માં જણાવ્યા પ્રમાણે બુદ્ધિપ્રકાશ અને સુ. વ. સો. નાં ભેટપુસ્તકો મોકલવાના પોસ્ટેજના રૂા. ૧–૮–૦ જે તે સભાસદ પુસ્તકાલય પાસેથી લેવા ઠરેલું. પાછળથી એક પુસ્તક વધુ મોકલવાનું ઠરેલું તેના રૂા. ૦–૪–૦ તથા મંડળના મહેનતાણાના રૂા. ૦–૧–૦ મળી કુલ રૂા. ૧–૧૩–૦ સોસાયટીના સભાસદ પુસ્તકાલય પાસેથી તેમના ચાલુ સાલના હિસાબમાંથી પુ. સ. સ. મડળે વસૂલ કરેલા છે. તો એ બાબત વધુ પૂછપરછને હવે અવકાસ રહેતો નથી.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૪/સન ૪૩–૪૪

### વિષય:—જૂથ પુસ્તકાલય મંડળોએ વાર્ષિક સભા ભરવા બાબત

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૧૩ તા. ૮-૩–૩૦ થી રાજ્યનાં દરેક જૂથ પુ. મંડળની વાર્ષિક સભા દર વર્ષે ઑગસ્ટના પહેલા રવિવારે ભરવાનું ઠર્યું છે તે મુજબ સન ૧૯૪૪–૪૫ ની નૂતન સાલની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૪ ના પહેલા રવિવારે તા. ૬–૮–૪૪ ના રોજે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું રાજ્યના દરેક જૂથ પુ. મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે.

આ સભામાં, જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયો, વાચનાલયોના મંત્રીઓએ આવવાનું હોઇ, જૂથ મંત્રીએ સભાની તારીખના ચાર–પાંચ દિવસ અગાઉ, પોતાના જૂથના જે તે પુસ્તકાલય–વાચનાલયના મંત્રીઓને સદર તારીખે સભામાં આવવાનું આમંત્રણ મોકલી આપવું. જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયોનાં પૂરી થયેલી સાલનાં વાર્ષિક નિવેદન તથા નવીન સાલનું બજેટ તમામ મંત્રી ભાઇઓએ એકઠા થઇને આજ સભામાં ભરવાનાં હોવાથી તેને લગતા સાધનિક કાગળો તથા બીજી જરૂરી હકીકત પણ સાથે લેતા આવવાનું દરેકને ખાસ સૂચવવું.

આ સભામાં નીચેનાં કામો કરવાની ખાસ ભલામણ છે:—

૧ જૂથમાંના દરેક પુસ્તકાલયે પોતાનું વાર્ષિક નિવેદન પોતાનાં પત્રકો ઉપરથી તૈયાર કરવું;

૨ સન ૧૯૪૦–૪૧ ના જુલાઇ અંકમાં પ્રસિદ્ધ થયેલ પુસ્તકાલય ખાતાની સૂચના નં. ૨૮ માં જણાવ્યા પ્રમાણે ( સહકારના ધોરણે બજેટ બનાવવાની યોજના ) દરેકે પોતાના પુસ્તકાલયનાં બજેટ બનાવવાં;

૩ મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળ માટે બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી અને મહાલ પુ. મંડળને તે નામોની ખબર આપવી;

૪ આ સિવાય (૧) જૂથમાં આવેલાં પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલયની ઉપયોગી સંસ્થા ઉઘાડવા (૨) જૂથમાં આવેલાં પુસ્તકાલયોની તપાસણી કરવા તથા (૩) મહાલ અને રાજ્ય પુ. મંડળ તરફથી યોજાતી શિષ્ટ વાચનની પરીક્ષાઓનો લાભ લેવા લેવડાવવા તથા ગામેગામ વાચકમંડળો સ્થાપવા વગેરે બાબતોના પ્રશ્નો પણ વિચારવા.

આ સભાના અહેવાલની હાજર રહેલા મંત્રીભાઇઓનાં નામ ગામ સાથેની એકેક નકલ મહાલ પુ. મંડળ, પ્રાંત પુ. મંડળ અને રાજ્ય પુ. મંડળ એ દરેક તરફે સભા ભરાઇ ગયા પછી દિન ૮ માં દરેક જૂથ મંડળના મંત્રીએ ખાસ મોકલી આપવી.

વસો,
તા. ૪–૭–'૪૪
૩૦૦ ]

રામભાઇ કા. પટેલ
મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૫ / સન ૪૩–૪૪

**વિષયઃ—મહાલ પુ૦ મંડળોએ વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા ભરવા બાબત**

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૧૪/ તા. ૮–૭–૩૦ થી રાજ્યના દરેક મહાલ પુ. મંડળની વ્યવસ્થાપક સભા દર વર્ષે ઑગસ્ટના ત્રીજા રવિવારે ભરવાનું ઠર્યું છે. તે મુજબ સન ૪૪–૪૫ ના નૂતન વર્ષની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૪ના ત્રીજા રાવવારે તા. ૨૦–૮–૪૪ એ, પોતપોતાના મહાલની અનુકૂળ પડતા સ્થળે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું, રાજ્યના દરેક મહાલ પુ. મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે.

જે તે મહાલનું મહાલ વ્યવસ્થાપક મંડળ, જે તે મહાલનાં જૂથમંડળોએ પોતાની નૂતન વર્ષની વાર્ષિક સભામાં ચૂંટેલા બબ્બે પ્રતિનિધિઓનું બને છે. જે જૂથમંડળ તરફથી નવા વર્ષના પ્રતિનિધિઓનાં નામ–ગામ આવ્યાં હોય તે પ્રતિનિધિઓને, સભાની તારીખના એક અઠવાડીઆ અગાઉ સભાની તારીખ, સ્થળ, ટાઇમ તથા કરવાનાં કામોની યાદી સહિત એક આમંત્રણપત્રિકા મહાલ મંડળના મંત્રીએ મોકલવી. જે જૂથમંડળ તરફથી પ્રતિનિધિઓનાં નામ–ગામ આવ્યાં ન હોય ત્યાં તે જૂથમંડળના મંત્રી તરફ આમંત્રણ મોકલવું અને એમાં બે પ્રતિનિધિઓને ચૂંટીને મોકલવા જણાવવું.

આ સભામાં દરેક મહાલ મંડળે નીચેનાં કામો ખાસ કરવાનાં છેઃ—

૧ મહાલ પુ. મંડળના મંત્રીએ રજૂ કરેલાં પૂરી થયેલી સાલનાં નિવેદન તથા હિસાબ મંજૂર કરવા.

**૨ જૂથમંડળો તરફથી ચુંટાઈ આવેલા પ્રતિનિધિઓમાંથી જ એક પ્રમુખ તથા મંત્રીની ચૂંટણી કરવી.**

૩ પ્રાંત પુ. મંડળ માટે, કસ્બા પુસ્તકાલયોમાંથી એક અને ગ્રામ પુસ્તકાલયો તરફથી એક એમ બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી, અને તે નામો, પ્રાંત મંડળ તરફ સમયસર મોકલી આપવાની મંત્રીને સત્તા આપવી.

૪ નવા વર્ષમાં મહાલે કરવા જોગાં કામોની વિચારણા કરી કાર્યક્રમ ગોઠવવો તથા તે માટેનું અંદાજી બજેટ મંજૂર કરવું.

**ટીપઃ**—નવા વર્ષના કાર્યક્રમમાં નીચેના પ્રશ્નો ખાસ વિચારવાઃ—

૧ મહાલ પૂરતી શિ. વા. ની પરીક્ષા લેવા બાબત; ૨ શાળાવાળાં બાકી રહેલાં ગામોએ પુસ્તકાલયો ઉઘાડવાની તજવીજ કરવા બાબત; ૩ મહાલનું દરેક પુસ્તકાલય નવીન વર્ષનું અંદાજ બનાવે તથા પૂરી થયેલી સાલનું નિવેદન ઠરેલી મુદતમાં મોકલી આપે તેવી તજવીજ રાખવા બાબત; ૪ મહાલ માટે માનદ પ્રચારક વા આવેલાં પુસ્તકાલયોનો અરસપરસ

૪

સહકાર સાધી સહકારના ધોરણે અંદાજપત્રો બનાવવા બાબત; તથા ૬ રાજ્ય પુ. મંડળ તરફથી યોજાતી પરીક્ષાનો તેમ જ શિક્ષણવર્ગોનો લાભ લેવા-લેવરાવવા બાબત. વગેરે વગેરે.

આ સભાના કામકાજના અહેવાલની સભામાં હાજર રહેલાઓનાં નામ તથા હિસાબ સાથેની વાર્ષિક નિવેદનની એક નકલ પ્રાંત પુસ્તકાલય મંડળ તરફ અને એક નકલ રાજ્ય પુ. મંડળ તરફ સભા ભરાઈ ગયા પછી દિન ૮ માં દરેક મંડળે ખાસ મોકલી આપવી.

તા. ક.—ઉપર જણાવેલી તારીખે, કોરમ ( પાંચ પ્રતિનિધિઓની હાજરીનું ) ન થવાના કારણે સભાનું કામ મુલતવી રહે અગર કોઈ કારણસર તે દિવસે સભા જ બોલાવવાનું મોકુફ રાખવામાં આવે તો તે પછીના રવિવારે તો સભા જરૂર ભરવી.

વડો, } રામભાઈ કા. પટેલ
તા. ૪-૭-૪૪ } મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૬ / સન ૪૩-૪૪

### વિષય—જૂથ, મહાલ તથા પ્રાંત પુસ્તકાલય મંડળોએ દફતરમાં કયાં કયાં પત્રકો રાખવાં તે બાબત.

ઉપર જણાવેલા મંડળોએ દફતરમાં ક્યાં કયાં પત્રકો રાખવાં, તે આજ સુધીમાં ઠરાવાયું નહિ હોવાથી; તે ઠરાવની જરૂર, રાજ્ય પ્રચારકની ફેરણી દરમ્યાન ખાસ જણાયાથી નીચે પ્રમાણેનાં પત્રકો, જે તે મંડળે રાખવાનું નક્કી કરવામાં આવે છે. તો નવા વર્ષથી જે તે મંડળ એ પ્રમાણે પત્રકો રાખી તેનો ઉપયોગ કરવાનું ચૂકશે નહિ એવી આશા રાખવામાં આવે છે.

**જૂથ પુસ્તકાલય મંડળ**

(૧) ઠરાવ બૂક, (૨) પરચુરણ ફાઈલ, (૩) બારનીશી, (૪) ટપાલ બૂક.

**મહાલ પુ. મંડળ**

(૧) ઠરાવ બૂક, (૨) પરચુરણ ફાઈલ, (૩) હિસાબી ફાઈલ, (૪) બારનીશી, (૫) રોજમેળ, (૬) ખાતાવહી, (૭) ઑડીટ બૂક, (૮) સૂચના બૂક, (૯) વિઝિટ બૂક, (૧૦) ટપાલ બૂક,

**પ્રાંત પુ. મંડળ**

(૧) ઠરાવ બૂક, (૨) પરચુરણ ફાઈલ, (૩) હિસાબી ફાઈલ, (૪) બારનીશી, (૫) રોજમેળ, (૬) ખાતાવહી, (૭) ઑડિટ બૂક, (૮) સૂચના બૂક, (૯) વિઝટ બૂક, (૧૦) ટપાલ બૂક.

ઉપરનાં પત્રકો કેટલી મુદત રાખવાં તે માટે, પુસ્તકાલય ખાતાએ (વ. હુ. નં. ૬ ૩૮-૩૯) થી રાજ્યનાં સા. પુ. નાં દફતર માટે જે ધોરણ ઠરાવ્યું છે તે ધોરણ આ પત્રોને પણ લાગુ છે એમ સમજવું.

વડો, } રામભાઈ કા. પટેલ
૪-૭-૪૪ } મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# સામયિક ચિંતન

## દિલના દીવડાઓ હોલવશો નહિ.

જગતના એક જીગરજાન દોસ્તે કહ્યું:

હું મરી જાઉં ત્યારે મારી ખાંભી પર આટલું જ લખજો: " માફ કરજો.'તમને લેવા હું ઊભો થઇ શકતો નથી. "

આ શબ્દો સમજાવે છે: એ આદમીનો માનવસહચાર માટેનો શોખ. એ સમજાવે છે: માનવી જેનાથી ઉજ્જળાં છે એવા વિનયનો શોખ.

દોસ્તી વિષે આજ સુધીમાં ઘણું લખાઇ ગયું છે. તોયે દોસ્તી એક એવી વસ્તુ છે કે શબ્દોને પણ એની વાત કરતાં થાક લાગતો નથી.

જીવનમાં બીજા માનવીના સહચાર માટે ઉત્સાહ રાખવો એ પણ એક પ્રકારની દોસ્તી માટેની ઉત્તમ સામગ્રી છે.

જીવતો માણસ બીજા જીવતા માણસ માટે આવી લાગણી રાખે એ હજુય સમજાય તેવી વાત છે, પણ તમારે તમારા કામ સાથે પણ દોસ્તી રાખવી જોઇએ. તમારું કામ એ તમારો જીવતો જાગતો મિત્ર હોય એવી રીતે તમારે એની સાથે હાથ મિલાવવા જોઇએ.

કામ સાથે તમે જેટલી વધુ દિલ્લગી રાખો છો એટલો તમને લાભ થાય છે; માત્ર આર્થિક લાભ જ નહિ, તમારી માનસિક શક્તિ વિકાસ પામે છે. કપરી પળ ઊતરી પડે તો ઊભા રહેવાની તાકાદ તમારામાં આવે છે.

એક કુટુંબમાં અંદર અંદર ઝઘડાઓ ચાલતા હતા. વારેવારે અદાલતમાં જવા માટેનો ડારો દેવામાં આવતો હતો. ઉશ્કેરાટ આકાર લેતો હતો અને ન બોલવા જેવા શબ્દો એકબીજા વચ્ચે અફળાતા હતા.

આવી હાલત કુટુંબની હતી; પણ એમાંનો એક ભાઇ આ વિખવાદથી અલગ રહી શક્યો હતો.

ઝઘડો પરાકાષ્ટાએ પહોંચ્યો ત્યારે એ ભાઇને બીજા ભાઇઓએ કહ્યું:

" કેમ, તને કાન છે કે નહિ ? આંખ છે કે નહિ ? અક્કલ છે કે નહિ ? લાગણી છે કે નહિ ? વ્યવહારનું ભાન છે કે નહિ ? "

ઝઘડાથી દૂર રહેનારા ભાઇએ આસ્તેથી જવાબ આપ્યો:

" મારે કાન જરૂર છે, પણ એ કાન પર હું મારા કામનો જ અવાજ સાંભળું છું; મારે આંખ છે, એ આંખની અંદર હું મારી યોજનાના અક્ષરો જ બીડું છું; મારે અક્કલ છે, એનો ઉપયોગ હું મારી પ્રગતિ માટે કરું છું; મારામાં લાગણી છે, પણ વઢવાડ કરવા માટે જ હું એ લાગણીને કામે લગાડતો નથી. એ લાગણી પણ મેં તો મારી પ્રવૃત્તિની આસપાસ જ પાથરી દીધી છે. વ્યવહારનું ભાન મારામાં છે કે નહિ એની મને બહુ જાણ નથી, પણ કુટુંબની અંદર કયારેય ઝઘડો ન કરવો એટલું જ્ઞાન મારામાં છે. "

એ ભાઈની બોલીની અસર એ ક્ષણે કોઈને થઈ નહિ, પણ કલાકો ગયા, રાત ગઈ અને ધીરે ધીરે એ ભાઈની વાણીએ કુટુંબના માણસોના મનમાં રૂપ લેવા માંડ્યું.

અને એક દિવસ એવો આવ્યો કે એ ભાઈની જીવન પ્રત્યેની વલણ સહુએ સ્વીકારી.

કજિયો કરવો હોય તો આડા ફાટતા સંજોગો સાથે કરવો જોઈએ અને એ પણ મૂંગા રહીને, સંજોગોનો સામનો કરીને.

ખરી રીતે માનવીને જીવનમાં એટલો ઓછો સમય પોતાને માટે મળે છે કે એ સમયની એણે બરાબર વ્યવસ્થા કરવી જોઈએ.

વ્યવસ્થાની લાગણી જેવી લાગણીને પણ શિસ્ત પાળતાં આવડી જાય છે.

કામ ઉપરાંત તમને સાહિત્ય કલા અને બીજા શોખો સાથે પણ દિલ્લગી હોવી જોઈએ. એમ હોવું એટલા માટે જરૂરી છે કે તમારી મગજની બારીની અંદર જગતની ગુલાબી હવા દોડી આવે.

સંગીતની કલાએ કંઈકનાં કાળજાંની કળતર ઉતારી છે, પીંછીના રંગોએ કંઈક બળતી આંખોને બગીચાની શાંતિ અર્પી છે, તડપતાં દિલોને સાહિત્યે ગોદમાં લઈ જાણ્યાં છે.

હૈયાં પણ હરી ગએલાં માલૂમ પડ્યાં છે. હાથ ચાલતા હોય, કદમ ઉપડતા હોય અને હૈયું હરેલું હોય તો ક્રિયાની અંદરનો 'સ્વાદ' ચાલ્યો જાય છે.

તમારા ઓરડાના દીવા તમે ભલે ફાવે ત્યારે ઠારી દેજો, પણ તમારા હૈયાના દીવાને હોલવી નાખવાનો વિચાર કરશો નહિ.

[ "વંદેમાતરમ" ૧૫-૬-૪૪ ]

---

# કામ વિનાનો આરામ શોભતો નથી.

નાનું કામ પૂરું થાય છે કે તરત જ ' હાશ ' કરી ઘરની અંદર બેસી જનારાઓ એમના ભવિષ્યના મોટા કામને આકાર લેતાં અટકાવે છે. ' હાશ ' જીવનનું એક એવું પૂર્ણવિરામ છે કે એનાથી દૂર રહેવામા સાર છે.

એક સાધનામાંથી બીજી સાધના જન્મ પામે છે. પહેલી સાધનાથી સંતોષનો ઘૂંટડો પી જનાર એની પોતાની જીવનવાડીને અધૂરી રાખે છે. સાધના એ કોઈ બજારમાં મળતું રમકડું નથી, એને ચાવી દઈ દોડાવી શકાતી નથી. સાધના જીવતા જાગતા માનવીનો પુરુષાર્થ માગે છે, પરિશ્રમ માગે છે, જાગરણ માગે છે, જુસ્સો માગે છે, ગુલાબી તબિયત માગે છે.

સાધના જાતજાતના બુરખાઓ પહેરનારી છે. એ અંચલ એક પછી એક હટાવી સાધનાનું મલકતું મુખ જોવા માટે માત્ર પરિશ્રમ કામ લાગતો નથી. સિફત વિનાનો પરિશ્રમ એકલો પરસેવાનાં ટીપાંનો સરવાળો જ ગણી આપે છે.

ડગલો પહેરી, ટોપી મૂકી ગજવામાં એકાદો કાગળ રાખી, કાબેલ આદમી બજારમાં નીકળે છે અને એના લમણાની અંદર રહેલાં બજારની એકઠી થએલી સામગ્રી, વેપારનું શાસ્ત્ર, પોતાનાં પગલાંની ગણતરી, સાહસ, એ બધાંને એક એવી પળે ઝળકાવી દે છે કે એ આદમી બજારોને બોલતી રાખે છે.

આ આખી ક્રિયામાં પરિશ્રમ જરૂર છે, પણ સાથે સિફત છે. યોગ્ય પળે કાર્યની ચાંપ દાબી વીજળી ઝળકાવવાની એનામાં શક્તિ છે, નિર્ણય લઈ લેવાની એનામાં હિંમત છે.

-કોઇ પણ ક્ષેત્રમાં આ રીતે સાધનાને સાદ પાડી શકાય છે. એ સાદ પાછળ એક ધારો જ જવાબદાર ન હોવો જોઇએ. તમામ શક્તિઓ એની પાછળ વસેલી હોવી જોઇએ.

આવી ટેકી પર જનારાઓની ઉપર વાદળી તો તોળાતાં જ રહે છે. આ વાદળનો કાળો રંગ જોઇને કામ કરનારાએ તો માત્ર એટલો જ ખ્યાલ કરવાનો રહે છે કે એ કાળાં વાદળાં પણ ચોક્કસ સંજોગો વચ્ચે વરસી જાય છે. અને જે વાદળાંને આફતના પ્રતીક તરીકે ઓળખવામાં આવેલાં હોય છે એ વાદળમાંથી પાણીનું અમૃત ટપકે છે અને ધરતીને એ કાળાં વાદળાં હસતી કરે છે.

આફત પાસેથી પણ આ પ્રકારનું ‘ અમૃત ’ પડાવી શકાય તેમ છે. જેઓ આફતને શિક્ષણ સમજે છે, જેઓ આફતને પડકાર આપવા લાયક લલકાર સમજે છે, જેઓ આફતને ચારિત્ર્ય ચોખ્ખું કરનારી અવસ્થા તરીકે ઓળખે છે, એના પર આફત પણ કસોટી પછીની ક્ષણે આશીર્વાદ ઉતારે છે અને અમૃત નીતારે છે.

જેને તમે ગરીબ ગણો છો એવી બકરી—હિમાલયની બકરી; જ્યારે પહાડો ચડે છે, પહાડની આફતને ઓળંગે છે ત્યારે એના નાજુક પગમાં તાકાત આવે છે, પગ ઠેરવવાની આવડત એનામાં આવે છે, અને માણસો પણ બકરીની આગેવાની સ્વીકારી એની પાછળ પહાડ ઓળંગવામાં સલામતી સમજે છે.

તમારી નીચેની જમીન ધ્રૂજી ઊઠે તો જ તમારામાં પગ ઠેરવવાની તાકાદ પેદા થાય છે, જમીનના આવા ધ્રુજારા તો માગી લેજો.

ઉછેર હંમેશાં અઘરો છે, તમારા કાર્યનો ઉછેર—તમારે જ એની ખેવના કરવી પડે છે. ઉછેરનો અર્થ એ કે તમારા કાર્યને તમારે કોઇ ક્ષણે લંબાવવું જોઇએ, કોઇ ક્ષણે એનું હાલરડું ગાવું જોઇએ, કોઇ ક્ષણે એના પર યોગ્ય રોષે ભરાવું જોઇએ; પણ એના પર તમારે વહાલ તો ઢાલવ્યા જ કરવું જોઇએ.

કાર્યને પગભર થતાં સમય લાગે છે એટલે કાર્યના ઉછેર દરમિયાન તમે અધીરા થઇ જાવ એ પણ નકામું છે.

એક વાર તમારા કાર્યને બળવાન બનાવો અને પછી તમે જોયા કરો. જ્યાં જ્યાં કાર્ય જશે ત્યાં ત્યાં માર્ગ થઈ જશે. કાર્યને એની ઓળખ આપતાં લાંબી વંશાવળી જાહેર કરવી પડતી નથી. “ મારૂં નામ કાર્ય ”—એનાથી જ એનો પરિચય સંપૂર્ણ બની જાય છે.

જિંદગીમાં કામ વિના ઝોલાં ખાનારાઓ આરામનો દ્રોહ કરે છે. આરામ પણ, તમારે ‘ કમાવી ’ જાણવો જોઇએ. એની મેળે આરામ તમને બોલાવે તો એમાં આરામનો સ્વાદ નથી રહેતો.

કલગી વિના મોર શોભતો નથી, તેમ કાર્ય વિના આરામ શોભતો નથી.

આરામ કરો, કાર્ય જ્યારે ભલામણ કરે ત્યારે; ઉલ્લાસ માણો, આંસુ જ્યારે ભલામણ કરે ત્યારે. સૂરજ માંગો, અંધારૂં જ્યારે ભલામણ કરે ત્યારે.

જિંદગી સાથે પ્યાર કરજો, પણ જિંદગીને તમારા પ્યારને કારણે પસ્તાવું ન પડે એની તજવીજ પહેલેથી કરી લેજો.

[ ૯-૭-૪૪ના “વંદેમાતરમ્”માંથી. ]

# આસામ

આસામ બહુ જ પુરાણો દેશ છે મહાભારતમાં એનો ઉલ્લેખ ' કામરૂપ ' તરીકે કરેલો છે એ સમયે ત્યાં ભગદત્ત રાજા રાજ્ય કરતો હતો, એના વંશજો આસામમાં ચૌદમી સદી સુધી સત્તા ભોગવતા હતા ૧૮૮૦ માં આસામ અંગ્રેજોના તાબામાં આવ્યું છતાં પણ નાગા જાતિના લોકો અંગ્રેજોનો તીવ્ર પ્રતિકાર કરતા હતા ચ્હાના બગીચા, ૪૫૦ માઈલ વહેતી બ્રહ્મપુત્રા જેવી પ્રચંડ નદી, સુર્મા નદીની ખીણો ચેરાપુંજી, નાગા ને ખાસી પર્વતો ને ગીચ જંગલો એ આસામની વિશેષતાઓ છે

આસામ અત્યારે હિન્દુસ્તાનમાં સૌથી મહત્ત્વનો પ્રાંત બની ગયું છે એકલા હિન્દુસ્તાનમાં જ નહિ પણ યુરોપ ને અમેરિકામાં સુદ્ધાં એનું નામ અખબારોની કતારોમાં મોખરાનું સ્થાન ભોગવી રહ્યું છે ચાલુ લડાઈમાં આસામ જગમશહૂર થઈ ચડ્યું છે આસામનો મોરચો પ્રથમ પંક્તિના યુદ્ધક્ષેત્ર જેવો અત્યારે તો બની ગયો છે

આસામ હિન્દુસ્તાનની ઈશાન સરહદ પર આવેલો પ્રાંત છે એની ઉત્તરે હિમાલય અને ભૂતાન, પૂર્વે બ્રહ્મદેશ, દક્ષિણે બંગાળાનો ઉપભાગ ને પશ્ચિમે બંગાળા છે આસામનું ક્ષેત્રફળ લગભગ ૬૬૦૦ ચોરસ માઈલ છે આ પ્રાંત ડુંગરાળ છે અહીંની ટેકરીઓ બહુ જ ઊંચી છે ચેરાપુંજી—જ્યાં સૌથી વધારે વરસાદ પડે છે—આસામમાં જ આવેલું છે સુર્મા નદીની ખીણ, બ્રહ્મપુત્રા નદી, નાગા પર્વત, ખાસી પર્વત, નામરૂપનું જંગલ, ચ્હાના બગીચા વગેરે બધી આસામની વિશેષતાઓ છે

આ પ્રાંતનું મૂળ નામ આસામ નથી ' આહોમ ' નામની કોમના લોકો અહીં પહેલવહેલા રહેતા હતા, એના ઉપરથી આ નામ પડ્યું લાગે છે હિન્દુસ્તાનના પ્રાચીન ઐતિહાસિક સમયમાં આ પ્રદેશનું નામ ' કામરૂપ ' હતું મહાભારતમાં કામરૂપ પ્રદેશનો ઉલ્લેખ છે ત્યાંના રાજા ભગદત્તને અર્જુને મારી નાખ્યો હતો, એવી કથા છે ભગદત્તના વંશજોને લગતી અનેક દંતકથાઓ ' યોગિનીતંત્ર 'માં છે ગૌહત્તીની આસપાસના પ્રદેશમાં તેમના મંદિરો ને શિલ્પકળાના નમુના હજી પણ નજરે પડે છે લગભગ ચૌદમી સદી સુધી ભગદત્તના વંશજો કામરૂપમાં રાજ્ય કરતા હતા મુસલમાનોના આક્રમણ પછી ધીમે ધીમે એ વંશના રાજાઓ સત્તા ગુમાવી બેઠા ત્યાર પછી ત્યાં અનેક રાજાઓએ પોતાની સત્તા જમાવી અને ગુમાવી

ઈ. સ. ૧૨૨૮ માં ' આહોમ ' નામની કોમના લોકોએ પહેલવહેલી ચડાઈ કરી, એવો ઉલ્લેખ મળી આવે છે આ લોકો ઉત્તર બ્રહ્મદેશમાંથી આવ્યા હતા ને તેમના એક રાજાએ ૧૪૯૭ માં હિન્દુ ધર્મનો સ્વીકાર કર્યો આ રાજાના વંશજોએ શંકરના અનેક મંદિરો બંધાવ્યા છે છેલ્લો આહોમ રાજા રુદ્રસિંગ ૧૭૦૨ માં ગાદીએ બેઠો, ત્યાર પછી મુસલમાનોએ ત્યાં આક્રમણ કરવા માંડ્યું ને અનેક વાર રાજ્યપલટા થયા માંહોમાંહે પણ લડાઈઓ થવા લાગી ૧૭૯૨ માં અંગ્રેજોએ ત્યાં પહેલી વાર પ્રવેશ કર્યો અનેક વરસો સુધી

નાની મોટી લડાઇઓ ચાલી ને અંતે ૧૮૮૦ માં બ્રિટિશોએ, અત્યારે જગપ્રસિદ્ધ ચડેલું કોહિમા લીધું. આસામમાં નાગા જાતિનાં લોકોએ બ્રિટીશોનો ખૂબ ખૂબ વિરોધ કરેલો, પણ તેમનાં પ્રબળ શસ્ત્રો આગળ નાગા લોકો ટકી શકેલા નહિ.

આસામની જાહોજલાલીનો ખરો આધાર બ્રહ્મપુત્રા નદીના પાણી ઉપર છે. એ પ્રચંડ નદી આ પ્રાંતમાં ૪૫૦ માઇલ સુધી વહે છે. એના બંને કાંઠા આગળનો પ્રદેશ અતિશય ફળદ્રૂપ છે. સુર્મા નદીની ખીણ પણ બહુ જ મહત્ત્વની છે. બ્રહ્મપુત્રા અને સુર્માની વચ્ચે નાગા, ખાસી, જૈનશિયા ને ગીરો નામના પર્વતોની હારમાળા ખડી છે. સૌથી ઊંચું શિખર જૅપૂસો નામનું છે. એ કોહિમા આગળ આવેલું છે. એની ઊંચાઇ ૯૮૯૦ ફૂટ છે. આસામમાં કોલસા, લોખંડ, ને પેટ્રોલ વગેરે ખનિજ દ્રવ્યો છે. પહાડો ને પાણીને લીધે ગીચ જંગલો છે. પૂર્વદ્વાર ને દક્ષિણ કામરૂપમાં ઇમારતી લાકડાનો કંઇ પાર નથી.

આસામની લોકસંખ્યા લગભગ એક કરોડ જેટલી છે. ત્યાં અનેક જાતિના ને વંશના લોકો વસે છે. અસલ રહેવાસીઓમાંથી કેટલીક ટોળીઓ તો હજી પણ તદ્દન જંગલી હાલતમાં છે. નાગા લોકોની ડુંગરમાં ભટકનારી ટોળીઓ ઘણે ઠેકાણે વિખરાયલી છે. આસામી નામનાં કોઇ લોકો અહીં રહેતાં નથી ને તેમની જુદી ભાષા પણ નથી. અત્યારે આસામમાં બોલાતી આસામી ભાષા, બંગાળી ભાષાની એક ઉપશાખા જેવી છે. દેશના અસલ વતનીઓના રીતરિવાજ હિન્દુ ધર્મના લોકોના જેવા છે. ઉત્તર આસામની વસ્તીનો મોટો ભાગ બ્રાહ્મણ છે. તેઓ પોતાને કનોજી બ્રાહ્મણ કહેવડાવે છે. ખેડૂતો વૈષ્ણવ ધર્મનું પાલન કરે છે. કાયસ્થ, ભોઇ, કૈવર્તક, કૈયર, કલિતા, ગોસાઇ, ચાંડાલ, બોરિયા, કોચી વગેરે અનેક ઉપજાતિઓ વસ્તીગણતરીના અહેવાલમાં નજરે પડે છે. આસામમાં થોડા મુસલમાનો પણ છે.

[ " ચિત્રમય જગત "ના જુલાઇ '૪૪ના અંકમાંથી. ]

---

# જીવનનો હેતુ શું ?

મારા પ્રયાસમાં મને પ્રેરણા ક્યાંથી મળે છે એમ તમે પૂછો છો. મને લાગે છે કે આ પ્રેરણા મારા ઉગમ–મારા અંતઃકરણમાંથી તેમ જ બહારના જગતમાંથી પણ થાય છે. અસત્યાચરણ, ઢોંગ, અન્યાય, પાપ વગેરે અસહ્ય થઇને અંતઃકરણમાં જે તીવ્ર તાપ થાય છે તેમાંથી ઉદ્યોગની સ્ફૂર્તિ મળે છે, અને મનુષ્ય જો પરમ પુરુષાર્થ કરે તો આ જગતનું સ્વરૂપ કેટલું સુંદર બની શકે તેની જે આકર્ષક કલ્પનાઓ દૃષ્ટિ સમક્ષ ઊભી થાય છે, તેમાંથી પણ આ સ્ફૂર્તિ મળે છે.

મને જ્યારે અનુભવ ઘણો ઓછો હતો ત્યારે લાગતું હતું કે હું કાંઇ પણ મહાન કાર્ય કર્યા સિવાય મરવાનો નથી, અને આપણા ઉપદેશ અને આચરણથી જગતને અવશ્ય સુધારી શકીશું. પણ હવે મને લાગે છે કે આ જગત જો ચિરકાળ નથી ટકવાનું તો તેમાં વ્યક્તિગત પુરુષાર્થ કેટલુંક કરી શકે ? બધી ભોળી સમજૂતી તો હવે અંતરમાંથી ચાલી ગઈ છે. હવે મને સમજાયું છે કે મારા વ્યક્તિગત જીવનથી આ જગત ઉપર એવું કાંઈ

મોટું પરિણામ આવવાનું નથી. હું એક દિવસ જન્મ્યો તેમ એક દિવસ મરી પણ જવાનો અને જગત તો ચાલતુ હશે તેમ ચાલ્યા કરશે અને જેવું મારૂ તેવુ બધાનું છે.

પણ આનો અર્થ એમ નથી માની લેવાનો કે મારા જીવનને હુ વ્યર્થ સમજુ છું. 'જેમ કોઈ નદી અજ્ઞાત સમુદ્ર તરફ વહ્યા કરે છે, તેમ આ સૃષ્ટિનો પ્રવાહ પણ વહ્યા કરે છે, અને હું પણ તે પ્રચંડ પ્રવાહનો એક અંશ બનીને કોઇ અજ્ઞાત ધ્યેય તરફ વહ્યા કરૂ છુ.'

*

આ સમગ્ર વિશ્વના મૂળમા કોઇ પ્રચંડ સર્જકશક્તિ છે, અને મારામા પણ તેનો જ ભલે–અલ્પ હોય,–એવો અંશ છે, એ વિચારથી નવશક્તિ સ્ફૂરે છે, અને મારા જીવનમા ચૈતન્યની ભરતી આવી હોય અને હુ સુખના શિખર પર બેઠો હોઉ તેના પ્રસગોનો વિચાર કરૂં છુ ત્યારે મને શુ યાદ આવે છે ? કોઇના પ્રત્યેની પ્રીતિનો ઉત્કટ અનુભવ, અથવા તો સર્વસ્વ શક્તિ એક કાર્યમા હોમીને પુરુષાર્થ કરવાની તીવ્રતા, કોઈ કાવ્યકર્તાની ભાવના, કોઈ વિદ્યુલ્લતાની માફક મારા અંતઃકરણને સજાગ કરી દે અથવા તો ન્યાય અને સત્યને માટે કરેગે યા મરેગે એવી ભાવના સાથે ઝઝૂમ્યો હોઉ ત્યારે જ આવા અપ્રતિમ સુખનો મને અનુભવ થયો છે. આ પ્રસગો મારામા રહેલી દિવ્ય સર્જનશક્તિનો જ પુરાવો નથી શુ ? આપણા પુરુષાર્થથી આજુબાજુની પરિસ્થિતિમા શિસ્ત લાવીને તેમા સૌન્દર્યમય બનાવવા માટે જે જહેમત ઉઠાવીએ તે દિવ્ય સર્જનશક્તિનો જ એક પ્રકાર છે.

**આપણા વ્યક્તિગત જીવનની ક્ષુલ્લક દિવાલોને ભેદીને જ્યારે જ્યારે આપણી દૃષ્ટિ વ્યાપક અને ઉન્નત બને છે, તે ક્ષણે આપણને ચોક્કસ પ્રતીત થાય છે કે આ વિશ્વની ઉત્ક્રાન્તિમાં આપણો પણ મંગલ–ભલે અલ્પ હોય–ફાળો અવશ્ય છે અને આ સૃષ્ટિનું જે આખરી શિવ સુંદર સ્વરૂપ છે, તેને સર્જવાની ધન્ય શક્તિ–ગમે તેવી અલ્પ હોય તો પણ આપણામાં જ છે.**

આ પરમ શ્રદ્ધામા જ મારી સઘળી પ્રેરણાનો ઉગમ છે. આ દુનિયા પછી શુ સ્વરૂપ થવાનુ છે, તેની મને ખબર નથી અને તે કલ્પના ન હોય તો પણ શુ બગડી જવાનુ છે ? આ અજ્ઞાનથી મને શરમ નથી લાગતી, કેમકે સસારના મહત્કાર્યો સાથે તાદાત્મ્ય સાધવાથી જે આનદ પ્રાપ્ત થાય છે, તેની આગળ આ અજ્ઞાન તો દીવા આગળ અંધારાની માફક નષ્ટ થઈ જાય છે.

[ "યુગાન્તર" તા ૨ ૭ ૪૪ ના અંકમાંથી ]

---

# દેશ–દેશનાં નામ કેવી રીતે પડયાં ?

**એબિસીનિયા** હબ્સ (Habsb) હબેશ (Habesh) શબ્દાર્થ મિશ્રણ નામના અરબિયન શબ્દનુ આ પોર્તુગીઝ રૂપ છે અને એબિસીનિયામા મળી આવેલી મિશ્ર જાતિઓનો એ ઉલ્લેખ ગણાય છે દેશના રહેવાસીઓ પોતે આ પ્રદેશને ઇથીઓપિયા નામથી ઓળખે છે. આ શબ્દનુ મૂળ કોઇની જાણમા નથી, પરંતુ ગ્રીક લોકોએ તેનો અર્થ તપ્ત મુખવાળા ( સૂર્યના કિરણોથી તપેલા મુખવાળા ) એવો કર્યો છે.

**અરેબિયા** : આરબોનો દેશ. કેટલાક તેને ઇબર ( Eber )–અર્થ રખડુ પ્રવાસી–નામનો જિલ્લો જે તિહામાક પ્રદેશમાં આવેલ છે તેના ઉપરથી આવેલ માને છે. સીરિયા અને અરેબિયા વચ્ચેના ખાલી પ્રદેશનો ઉલ્લેખ પણ કેટલાક આ નામમાં જુએ છે. કારણ કે હિબ્રૂ શબ્દ અરબાહ ( Arabah )નો અર્થ ખાલી પ્રદેશ થાય છે. હિબ્રૂ શબ્દ આરબ ( Arab )–અર્થ નીચે ઊતરવું–આ સાચું મૂળ છે એમ કેટલાક માને છે.

**ઓસ્ટ્રેલિયા** : આ નામનો અર્થ થાય દક્ષિણનો દેશ ઓસ્ટ્રેલીસ ( Australis ) શબ્દ ઉપરથી આ નામ પડયું છે. ઓસ્ટ્રેલીસ પણ મૂળ અસ્ટર ( Auster )–અર્થ દક્ષિણનો પવન–ઉપરથી આવી પડેલો શબ્દ છે.

**આર્જેન્ટાઇન** : લેટિન શબ્દ આર્જેન્ટમ–( Argentum )–અર્થ રૂપું–ઉપરથી. રેડ ઇન્ડિયન્સની એક વાર્તાના આધારે એવું મનાયું છે કે પરાના ( Parana ) નદીના તટ પર તેઓ પુષ્કળ રૂપું લઇ આવેલા. આ ઉપરથી સેબેસ્ટિયન કેબોટે આ દેશને ‘ રીઓ ડી લા પ્લેટા ’–અર્થ રૂપાની નદી–એવું નામ આપેલું છે. આર્જેન્ટાઇન–રિપબ્લિકનું મૂળ નામ ‘ યુનાઇટેડ પ્રોવિન્સ ઓફ રીઓ ડી લા પ્લેટા ’ જ હતું.

**ઓસ્ટ્રિયા** : જર્મન ઓસ્ટેરીચ ( Oesterreeh )નું લેટિન રૂપ તે ઓસ્ટ્રિયા–અર્થ પૂર્વનું રાજ્ય–ચાર્લ મેગ્નેએ આક્રમણ માટે પ્રથમ પૂર્વમાં એક સીમા નિરધારેલી, જે ઝડપથી હલ્લો કરવા લાયક કેન્દ્ર બની ગયું–અને હવે ‘ પૂર્વનું મહારાજ્ય ’ એવા મોટા નામથી એ ઓળખાય છે.

**બેલ્જિયમ** : કેલ્ટિક શબ્દ બોલ્ગ ( Bolg )–અર્થ જંગલી જાનવરની ચામડી–ઉપરથી આવેલું આ નામ છે. એનો પૂરો અર્થ ‘ જંગલી ચામડું–ફર–પહેરનાર માણસો ’ એવો થાય છે. બેલ્જિક ( Belgique ) અને બેલ્જી ( Belgie ) આ બંને દેશનાં દેશી નામો છે અને પુરાણિક કેલ્ટિક ટોળી, જેને રોમનો ‘ બેલ્ગી ’ ( Belgae ) કહેતા તે ઉપરથી ઊતરી આવેલાં છે. દક્ષિણ ઇંગ્લંડ ઉપર પથરાઈ જતા રહાઇન અને સીનના મુલકમાં આ લોકો વસતા.

**બ્રાઝીલ** : દેશની શોધ પહેલાં આ નામ ચાલ્યું આવ્યું છે. રંગ બનાવવા માટે વપરાતા લાલ લાકડાનો આ પ્રદેશ હતો. લાલ કોલસા માટેનો પોર્ટુગીઝ શબ્દ બ્રાગા ( Braga ) છે. દંતકથામાં મધ્ય એટલાન્ટિકમાં આવેલ એક કાલ્પનિક ટાપુનું આ નામ મનાયું છે. જ્યાં આ જાતનું પુષ્કળ લાકડું બનતું હોવાનું મનાયેલું. પરંતુ જ્યારે દક્ષિણ અમેરિકાનો આ ભાગ શોધાયો અને આ પ્રદેશ બ્રાઝીલ–લાકડા નામના લાકડાની ઉત્પત્તિ કરતો જણાયો ત્યારે તેને ‘ બ્રાઝીલ ’ નામ આપવામાં આવ્યું.

**બલ્ગેરિયા** : બલ્ગર લોકો પ્રથમ મોંગોલિયન કે ફુરેનિયન ટોળાઓમાંથી ઊતરી આવેલા છે. આ લોકો ફીન, હૂણ અને વર્તારોને મળતા હતા અને યુરલ અને વોલ્ગા વચ્ચેના બ્લેક બોલ્ગરી નામના પ્રદેશમાં વસતા હતા. ક્રૂર ગણાતી એ વખતની અમીરશાહીના બોલયર્સ ( Bolyars ) કે બોયર્સ ( Boyars ) નામના આ તેજસ્વી જંગલી ઘોડેસ્વારો રસ્તામાંના સ્લેવ ( Slav ) લોકોને એ પશ્ચિમ તરફ ખસતાં ખસતાં જીતતા ગયા. આ પ્રદેશમાં કાયમી વસવાટ થતાં તો તેઓનું નામ સિવાયનું પૂર્ણ પરિવર્તન થયેલું છે.

કેનેડા : ca-nada અર્થ ' અત્રે કાઈ નથી ' પોર્ટુગીઝ શબ્દ છે. દંતકથા ) કે એક જૂના મુસાફરે આવીને અત્રે માત્ર બરફ પથરાયેલો જોયો ને એ પોકારી ઉઠયો ca-nada ( અત્રે કઇ નથી ) ને એ રીતે આ દેશનુ નામ જ કેનેડા પાડી દીધું. આનુ સાચું મૂળ તો બહુ સીધુ કે સેન્ટ લોરેન્સના શોધક જેકસ કાર્ટિયરને આજના ઓર્લિયન્સ (Orleans) ટાપુ પર એ પહોચ્યો ત્યારે એ રેડ ઇન્ડિયનોએ જ કહેલુ કે એ કેનેડા પહોચી ગયો છે પાછળથી એ શોધાયુ છે કે કેનેડા એ ગામડા માટેનો હુરોન–આઇરોકવોઇસ ( Huron-Irqvois ) શબ્દ છે

ચાઇલિ ( Chile ), આનો સ્પેલિંગ ઘણીવાર Chili પણ લખાય છે અને એ અગ્રેજી શબ્દ Chiley (ચીલી) માફક જ ઉચ્ચારાતો હોઈ તેનો જાતભાઈ જ ગણાય છે બનેના અર્થ પણ લગભગ સરખા છે ચીલ્લી (Chilly) એ એગ્લો–સેકસન સેલે (Cele) કે સીલે (Ciele)–અર્થ ઠડી ઉપરથી આવેલો છે, જ્યારે ચીલી (Chili) કવીસુઆ (Quishua) શબ્દ ચીરી Chiri–અર્થ ઠડી–કે Tchili–અર્થ બરફ ઉપરથી આવેલો છે અહીંના દેશીઓએ ચાઇલિ (Chile)ના એક ભાગને ' બરફનો પ્રદેશ કહ્યો છે, પણ સ્પેનના લોકોએ એન્ટાર્ટિક સર્કલથી પ્રસગતા ટ્રોપિક સુધીના દક્ષિણ અમેરિકાના આ પશ્ચિમ વિભાગને ચાઇલિ (Chile) કહ્યો છે

[ ' ઊર્મિ' અને નવરચના ' માથી ]

---

# ગ્રંથવ્યવસાયનો શતવર્ષી વડલો

ડેનિયલ અને અલેકઝાંડર નામના બે મૅકમિલન ભાઇઓએ ૧૮૪૩મા સ્થાપન કરેલી પ્રકાશન સસ્થાને થોડા દિવસ પહેલા પૂરા સો વરસ થયા છે દુનિયામા અત્યારે મોટમોટી પ્રકાશનસસ્થાઓ છે એમા મૅકમિલન કપનીનુ સ્થાન ઊંચુ છે આ કપની શરૂઆતના ધાર્મિક પુસ્તકો છાપતી હતી, પણ આગળ જતા ગો ડન ટ્રેઝરી, કેમ્બ્રિજ શેક્સપિયર, વેસ્ટવર્ડ હો વગેરે પુસ્તકો છાપ્યા ને એનુ નામ લોકોની નજર આગળ તરતુ રહ્યુ લેવીસ કેરોલ નામનો લેખક કપનીમા જોડાયો ને તેણે મૅકમિલનના પ્રકાશનોમા ક્રાંતિ કરી પુસ્તકોના બાહ્યાગમા, બાધણીમા ને જૅકેટના સ્વરૂપમા સુધારો કરવાની તેણે અનેક સૂચનાઓ કરી એને લીધે પુસ્તકોના વેચાણમા ખૂબ વધારો થયો મૅકમિલન કપનીના લેખકોના ને ડાયરેક્ટર બોર્ડમા ટેનિસન, હાર્ડી, શૉ, જૉન મોર્લે, કિપલીંગ, યીટસ, ગ્લૅડસ્ટન, વેલ્સ, ચેસ્ટરટન, જી ડી એચ કોલ, ચર્ચીલ, રૂઝવેલ્ટ વગેરે અનેક સુપ્રસિદ્ધ નામો નજરે પડે છે. આ કપનીએ જુદા જુદા દેશોમા પાઠ્ય પુસ્તકો પ્રગટ કરવા માડ્યા ત્યારથી એની આવકમા ભારે વધારો થયો કપનીને એમાથી લાખો પાઉંડ મળ્યા મૅકમિલનની શાખાઓ દુનિયાના લગભગ દરેક દેશમા છે, ગુજરાતી, મરાઠી, કાનડી, સ્વાહિલી, અરબી, ચીની વગેરે અનેક ભાષાઓમા તેણે પાઠ્ય પુસ્તકો લખાવીને પ્રગટ કર્યા છે દરેક શાખા સમૃદ્ધ ને ધનાઢ્ય છે. એકના ન્યૂયોર્કની શાખામા દર વર્ષે એક કરોડની ચોપડીઓનુ વેચાણ થાય છે.

[ ચિત્રપટજગત 'ના જુલાઇ '૪૪ ના અકમાથી ]

# આવતા માસની કાર્યદિશા

૧ વાર્ષિક નિવેદનો ઑગસ્ટના પહેલા અઠવાડીઆમાં તૈયાર કરી ખાતા તરફ તુર્ત મોકલી આપો.

૨ કાયમનિધિ અમર કોઇ પણ પ્રકારનું ઇતર ભંડોળ ખાનગી ઇસમ પામે નહિ રાખતાં ખાતાએ જણાવેલી રીતે રોકો.

૩ ઑગસ્ટના પહેલા અઠવાડિયામાં નવા વર્ષના અંદાજ માટે વાર્ષિક સભા બોલાવી તેમાં નવા વર્ષનું અંદાજપત્રક ખાતાના ધારાધોરણને અનુસરી બનાવો તથા નવા વર્ષનું વ્યવસ્થાપક મંડળ ચૂંટો.

૪ અંદાજપત્રો સાથે વર્તમાનપત્રો, પુસ્તકો, સામયિકો, લાકડીસામાન, રમતો, ઇતર સાહિત્યની યાદીઓ જરૂર સામેલ રાખો.

૫ જુલાઇ આખરે તમામ દફતરો, શિલકી સામાન, પુસ્તકો વગેરે વ્યવસ્થિત કરો. શિલકી સમાન તથા પુસ્તકોની મેળવણી બદલ જે તે રજિસ્ટરો પર શેરા કરી પ્રમુખ–મંત્રીની સહીઓ કરાવો.

૬ રોજમેળ અને ખાતાવહીઓ ઉપરથી સંસ્થાની મિલકતની તારીજ કાઢી નવા વર્ષે તેની ખાતાવહીમાં નોંધ લેવી.

૭ અંદાજપત્રો તથા નિવેદનોની બે પ્રતો આ માસિકના છેવટના ભાગમાં જોડીને રાજ્યનાં તમામ પુસ્તકાલયોને મોકલી છે તેમાં હકીકત ભરી મોકલો.

વડોદરા,
તા. ૧–૭–'૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૨૭ સને ૧૯૪૩-૪૪

## વિષય

### હાથ પર કેટલી રકમ રાખવી તે બાબત

ગ્રામ પુસ્તકાલયોએ રૂા. ૫) અંકે પાંચ ઉપરાંત શિલક હાથ પર ન રાખવી એવી જાતની પુસ્તકાલય ખાતાની સૂચના આ પહેલાં થઈ છે. કેટલાંક ગ્રામપુસ્તકાલયો પોસ્ટ, બેંક કે મહાલ બચત પેઢીવાળા સ્થળથી દૂર હોય છે એટલે વખતોવખત ત્યાં જવા આવવાનો ખર્ચ પણ થાય છે. વળી ગામડાનાં પુસ્તકાલયોનું કામ મંત્રી ગ્રંથપાળો સરકારી કામકાજ સમજી કરે છે એટલે વર્ષમાં એક વખત ભેગી થયેલી રકમ અંદાજ મંજૂર થઇ આવતા સુધી હાથ પર રાખી શકશે. અને તે ઇતર સાર્વજનિક ફંડો પ્રમાણે ઠરેલા ધોરણે હિસાબ રાખી, રજા વગેરે કારણે બહારગામ જતી વખતે જેને ચાર્જ સોંપાય તેને શિલક સોંપી લેખી દાખવો. મેળાવી જઇ શકશે. અંદાજ મંજૂર થાય એટલે તમામ લોકમદદનો વિનિયોગ કાયમનિધિ કે અંદાજમાં બતાવેલી લોકમદદ ખાતે ખર્ચમાં કરવો જોઇએ.

બીજા વર્ષે અંદાજ બનાવવામાં નવીન ઊભી થયેલી લોકમદદનો ખર્ચ કરવો અગર પાછલા વર્ષે મૂકેલી વધુ રકમમાંથી માંગણી થશે તો સ્થળ પરિસ્થિતિ અંગે તે મંજૂર કરવા ઘટિત તજવીજ થશે. જેથી હાથ પર લોકમદદની નવીન ઉઘરાણાની રકમ રાખવા હરકત નથી. તેજ પ્રમાણે અંદાજ મંજૂર થયા પછી લોકમદદ મોકલ્યા પછી મળેલી ગ્રામ પંચાયત મદદ. અને પસ્તી વેચાણની રકમ અગર ઇતર ઉત્પન્ન હાથ પર રાખવું. તેનો હિસાબ પદ્ધતિસર રાખવો અને તે રકમ તે પછીના નવા વર્ષે ખર્ચવા અંદાજ બતાવવો.

વડોદરા,
તા. ૩૦-૬-'૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં ૨૮ સને ૧૯૪૩-૪૪

## વિષય

### પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોને ઉત્પન્ન વધારવા ખાસ વિનંતિ

વડોદરા રાજ્યનાં મદદ મેળવતાં પ્રાંત અને કસ્બા પુસ્તકાલયોને અમારી ખાસ વિનંતિ છે કે તેમણે પોતાનું ઉત્પન્ન વધારવું અને કસ્બાઓની માંગણીઓને પહોંચી વળવા માટે જૂના કસ્બા પુસ્તકાલયો તથા પ્રાંત પુસ્તકાલયોને ઉત્તરોત્તર મદદ ઓછી મળવા સંભવ છે. કારણકે ગ્રામ પુસ્તકાલયોની માગણી વિશેષ હોય છે. આશા છે કે આ બાબતમાં "પુસ્તકાલય પર્વણી દિન", "સુધરાઇની વિશેષ મદદ", "ઉદાર. ગૃહસ્થો. તરફથી

રખાવતો " અગર પુસ્તક કે પત્રો માટે ખાસ વિશિષ્ટ પ્રકારની મદદ મેળવી પોતાનું પુસ્તકાલય અદ્યતન રાખવા ચો કાર્યકરો પ્રયાસ કરશે.

વડોદરા,
તા. ૧-૭-૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨૯ સને ૧૯૪૩-૪૪

## વિષય

### અંદાજો બાબત

પુસ્તકાલયોએ મદદ મેળવવા માટે પોતાનાં અંદાજપત્રો બતાવી અને તેટલા વેળાસર પુસ્તકાલય ખાતામાં મોકલવા વિનંતિ છે. અંદાજપત્રનો નમૂનો આ સાથે મૂકેલો છે. તેમાં (૧) પત્રોની યાદી, (૨) પુસ્તકોની યાદી, (૩) ઇતર જોઇતા સામાનની યાદી, દરેક નિદાન કે કાગળ પર સુવાચ્ય અક્ષરે ને પ્રાપ્તિના સ્થળ અને કિંમત સાથે જણાવવી.

અંદાજો અંગે લક્ષમાં લેવાની બાબતો સને ૧૯૪૨-૪૩ માં સૂચના નં. ૩૨ " પુસ્તકાલય " માહે જુલાઇ ૧૯૪૩ ના અંકમાં છાપ્યા પ્રમાણે વાંચી વિચારી તથા બે જ માસમાં પ્રસિદ્ધ થયેલા વટહુકમ નં. ૮ સને ૧૯૪૨-૪૩ ધ્યાનમાં લઇ ઠરેલા ધોરણે ખર્ચ કરવાની શરતે મદદ માગવા વિનંતિ કરવામાં આવે છે.

વડોદરા,
તા. ૧-૭-૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૩૦ સને ૧૯૪૩-૪૪

## વિષય

### ખર્ચની રકમ પરભાર્યા ભરી પુસ્તકો મંગાવવા બાબત

ગુ. વ. મો. માં રજીસ્ટર થયેલાં પુસ્તકાલયોની યાદી પ્રસિદ્ધ કરી છે. તો તેમને પોતાને તો ઇંટીજન્સીમાં તે મસ્થાને મોકલવાની રકમ વધારાની ગણી પરભાર્યા મનીઓર્ડર કરી પુસ્તકો મંગાવવા વ્યવસ્થા કરવા આથી સર્વ પુસ્તકાલયોને જણાવવામાં આવે છે.

વડોદરા
તા. ૫-૭-૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## જાહેરાત નં. ૬ સને ૪૩–૪૪

# વિષય

### કાયમનિધિની રકમો ૩ા ટકાની જામીનગીરીઓમાં રોકવા બાબત

વધુ વ્યાજ ઉપજાવવા માટે પુસ્તકાલય ખાતાએ સૂચના નં. ૧૭ સને ૪૩–૪૪ પ્રમાણે રકમો મોકલી આપવા પુસ્તકાલયોને વિનતિ કરતાં તે ઉપરથી આવેલી રકમો ૩ા ટકાની લોનમાં ઈન્કમટેક્ષની માફીથી રોકવા પુસ્તકાલય ખાતાએ શ્રીમંત સરકાર હુ. અં. ૬૧/૨૬ તા. ૧૨–૫–૪૪ નો મેળવી માહે જુન ૧૯૪૪ માં રૂા. ૨૦૦૦૦) અને માહે જુલાઈ ૧૯૪૪ માં રૂા. ૧૧૦૦૦) મળી એકંદરે રૂા. ૩૧૦૦૦) અંકે એકત્રીસ હજાર રૂપિયા રોકવા તજવીજ કરી છે. તા. ૧–૮–૪૪ થી જે ઉત્પન્ન આવશે તે જે તે પુસ્તકાલયોને તેમના રોકાણના પ્રમાણમાં ૩ ટકા પ્રમાણે ઉત્પન્ન તરીકે ફાળવી આપવામાં આવશે. જુન આખર સુધીમાં જે રકમ અમારા તરફ આવી છે તેની યાદી આ નીચે પ્રસિદ્ધ કરી છે. અને જુલાઈ અને તે પછીની રકમો જેમ જેમ આવશે તેમ તેમ અમે ૩ા ટકાની જામીનગીરીઓમાં રોકવા તજવીજ કરીશું. આશા છે કે આ યોજનાનો લાભ સાર્વજનિક પુસ્તકાલયોના વ્યવસ્થાપકો વિશાળ પ્રમાણમાં લેશે.

### તા. ૨૧–૬–૪૪ સુધીમાં નાણાં મોકલનારા પુસ્તકાલયોની યાદી

| અ. નં. | પુસ્તકાલયનું નામ | રકમ | અ. નં. | પુસ્તકાલયનું નામ | રકમ |
|---|---|---|---|---|---|
| ૧ | ધામણ (તા. નવસારી) | ૧૨૫૦–૦–૦ | ૧૭ | ડાભેલ (તા. નવસારી) | ૧૬૯-૧૦-૩ |
| ૨ | ઊંઝા મહિલા (તા. સિદ્ધપુર) | ૧૨૦૦–૦–૦ | ૧૮ | માણેકપુર (તા. ગણદેવી) | ૧૦૦–૦–૦ |
| ૩ | ગેરીતા (તા. વિજાપુર) | ૨૦૪–૪–૦ | ૧૯ | કોસીન્દ્રા (તા. ભાદરણ) | ૩૭૩-૧૩-૯ |
| ૪ | બાવીસા (તા. કલોલ) | ૬૫૯–૦–૮ | ૨૦ | કીંખલોડ (તા. ભાદરણ) | ૩૨૯-૧૫-૯ |
| ૫ | ડીંગુચા (તા. કલોલ) | ૧૨૫–૦–૦ | ૨૧ | અણખી (તા. વડોદરા) | ૩૧૩–૪–૯ |
| ૬ | સરઢવ (તા. કલોલ) | ૧૫૦૭-૧૪-૦ | ૨૨ | જોશીકુવા (તા. ભાદરણ) | ૫૧૦–૫–૯ |
| ૭ | દાસજ (તા. સિદ્ધપુર) | ૩૦૦–૦–૦ | ૨૩ | વાસવોડ (તા. ભાદરણ) | ૧૫૦૦–૦–૦ |
| ૮ | મોઢેરા (તા. ચાણસ્મા) | ૩૦૦–૦–૦ | ૨૪ | સેજાકુવા (તા. પાદરા) | ૭૬૮–૦–૦ |
| ૯ | કરલી (તા. સિદ્ધપુર) | ૪૫૮–૭–૮ | ૨૫ | ધીણોજ (તા. ચાણસ્મા) | ૧૫૦૦–૦–૦ |
| ૧૦ | ઉમરાખ (તા. પલસાણા) | ૧૦૦૦–૦–૦ | ૨૬ | સમા (તા. વડોદરા) | ૯૦–૯–૯ |
| ૧૧ | પાનસર (તા. કલોલ) | ૫૦૦–૦–૦ | ૨૭ | હલદ (તા. વડોદરા) | ૨૭૫–૮–૦ |
| ૧૨ | વાવ (તા. કામરેજ) | ૨૭૪-૧૧-૯ | ૨૮ | વ્યારા (તા. ડભોઈ) | ૨૬૨-૧૪-૦ |
| ૧૩ | દુમાડ (તા. વડોદરા) | ૬૩-૧૫-૬ | ૨૯ | ધુંદેલી (તા. પેટલાદ) | ૮૭-૧૨-૦ |
| ૧૪ | ઓઝ (તા. ભાદરણ) | ૧૮૭–૩–૦ | ૩૦ | કુણઘેર (તા. પાટણ) | ૨૫૧૮-૧૨-૦ |
| ૧૫ | આંબરડી (તા. દામનગર) | ૨૪-૧૦-૬ | ૩૧ | કીણાવ (તા. ભાદરણ) | ૧૫૧–૯–૦ |
| ૧૬ | ધારગણી (તા. ધારી) | ૨૮૧–૬–૩ | ૩૨ | સીસ્વા (તા. વડોદરા) | ૧૩૩-૧૦-૦ |

| | | | |
|---|---|---|---|
| ૩૩ લાલપુરા (તા. ભાદરણ) | ૧૪૮-૧૨-૯ | ૪૫ ગુંજા (તા. વિસનગર) | ૭૫૦-૦-૦ |
| ૩૪ સૈયદનાસણા (તા. વડોદરા) | ૧૫૬-૧૨-૦ | ૪૬ સુઠીયા (તા. બેરાળુ) | ૪૦૦-૦-૦ |
| ૩૫ મોખાસણ (તા. કલોલ) | ૬૯-૦-૦ | ૪૭ ઉપેરા (તા. સિદ્ધપુર) | ૨૫૦-૦-૦ |
| ૩૬ સોનારડા (તા. દહેગામ) | ૮૦-૮-૯ | ૪૮ અબ્રામા (તા. કામરેજ) | ૫૦૪-૧૨-૧૧ |
| ૩૭ કાળકાછા (તા. નવસારી) | ૧૯૮-૧-૧૧ | ૪૯ જીરા (તા. ધારી) | ૧૪૦-૦-૦ |
| ૩૮ ગેઝારીયા (તા. વિજાપુર) | ૮૦૦-૦-૦ | ૫૦ મહેરવાડા (તા. સિદ્ધપુર) | ૧૫૦-૦-૦ |
| ૩૯ ચાપડ (તા. વડોદરા) | ૧૭૪-૨-૬ | ૫૧ આમળપુર (તા. નવસારી) | ૧૩૪-૧૨-૦ |
| ૪૦ સાકલી (તા. શિનોર) | ૨૪૨-૮-૬ | ૫૨ સિદ્ધપુર | ૫૦૦૦-૦-૦ |
| ૪૧ ધડીયા (તા. આંતરસુબા) | ૨૫-૧-૩ | ૫૩ કહોડા (તા. સિદ્ધપુર) | ૨૦૧-૦-૦ |
| ૪૨ જસલણ (તા. ભાદરણ) | ૫૪૨-૧૦-૯ | ૫૪ સોજા (તા. કલોલ) | ૬૫૦-૦-૦ |
| ૪૩ ભુણાવ (તા. સિદ્ધપુર) | ૨૦૦-૦-૦ | ૫૫ કુરાલ (તા. પાદરા) | ૫૦૦-૦-૦ |
| ૪૪ ઢુંડી (તા. પલસાણા) | ૧૦૦૦-૦-૦ | ૫૬ સિદ્ધપુર મહિલા | ૨૦૦૦-૦-૦ |

વડોદરા,
તા. ૫-૭-૪૪

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક.

---

## જાહેરાત નં. ૭ સને ૧૯૪૩-૪૪

# વિષય

**વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાનો માટે ગામમદદની રકમો પુસ્તકાલય ખાતામાં જમા છે તેની પુસ્તકાલયવાર યાદી માહે જુન ૧૯૪૪ આખર સુધીની**

| અ. નં. પુસ્તકાલયનું નામ | ગામ મદદ | અ નં. પુસ્તકાલયનું નામ | ગામ મદદ |
|---|---|---|---|
| ૧ વેમાર (તા. કરજણ) | ૧૦૦૧-૦-૦ | ૧૩ પેટલાદ મહિલા | ૩૦૦૦-૦-૦ |
| ૨ સંજાયા (તા. પેટલાદ) | ૧૦૦૦-૦-૦ | ૧૪ જોશીકુવા (તા. ભાદરણ) | ૧૦૦૦-૦-૦ |
| ૩ મંજુસર (તા. સાવલી) | ૧૦૦૦-૦-૦ | ૧૫ દશરથ (તા. વડોદરા) | ૧૦૦૦-૦-૦ |
| ૪ ચોરંદા (તા. કરજણ) | ૧૦૦૧-૦-૦ | ૧૬ રણાપુર (તા. કરજણ) | ૬૦૧-૦-૦ |
| ૫ ઢુંઢાવ (તા. સિદ્ધપુર) | ૧૦૦૦-૦-૦ | ૧૭ વિજાપુર મહિલા | ૩૦૦-૦-૦ |
| ૬ સામપુરા (તા. કામરેજ) | ૧૦૦૦-૦-૦ | ૧૮ પાડરસીંગા (તા. દામનગર) | ૪૦૦-૦-૦ |
| ૭ પીપળી (તા. ભાદરણ) | ૧૦૦૦-૦-૦ | ૧૯ સોજા (તા. કલોલ) | ૧૦૦૦-૦-૦ |
| ૮ સિદ્ધપુર મહિલા | ૨૦૦૦-૦-૦ | ૨૦ બ્રાહ્મણવાડા (તા. ચાણસ્મા) | ૧૦૦૧-૦-૦ |
| ૯ ઘસંડ (તા. કલોલ) | ૬૦૦-૧૨-૦ | ૨૧ સુંદરણા (તા. પેટલાદ) | ૧૦૦૦-૦-૦ |
| ૧૦ પલીયડ (તા. કલોલ) | ૧૦૦૦-૧-૦ | ૨૨ કુરાલ (તા. પાદરા) | ૧૦૦૦-૦-૦ |
| ૧૧ દીવેર (તા. શિનોર) | ૧૦૦૦-૦-૦ | ૨૩ સોજીત્રા મહિલા | ૨૦૦૦-૦-૦ |
| ૧૨ કાંસા (તા. વિસનગર) | ૧૦૦૧-૦-૦ | ૨૪ સેજાકવા (તા. પાદરા) | ૨૦૦૦-૦-૦ |

| | | | |
|---|---|---|---|
| ૨૫ સેજાકુવા (તા. પાદરા) | ૨૦૦૦–૦–૦ | ૨૯ કુંડી (તા. ખલસાણા) | ૧૦૦૦–૦–૦ |
| ૨૬ પીપળોઇ (તા. ભાદરણ) | ૧૦૦૦–૦–૦ | ૩૦ ગુંજા (તા. વીસનગર) | ૧૦૦૧–૦–૦ |
| ૨૭ પલસાણા મહિલા અને બાળ. | ૨૦૦૦–૦–૦ | ૩૧ કહોડા (તા. સિદ્ધપુર) | ૧૦૦૦–૦–૦ |
| ૨૮ છાણી (તા. વડોદરા) | ૧૧૫–૦–૦ | કુલ | ૩૩૦૨૧–૧૦–૦ |

•જે પુસ્તકાલયોના સંચાલકોએ મકાન માટે રકમ એકઠી કરી હોય, અને બેંક અગર પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં જમા મૂકી હોય તેમણે તે રકમ પુસ્તકાલય ખાતામાં જમા કરાવવા તજવીજ કરવી, જેથી ભવિષ્યમાં તેમનાં મકાન માટે ક્રમવાર તજવીજ કરવામાં હરકત આવે નહિ.

વડોદરા,
તા. ૬–૭–૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

---

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે પુસ્તકો અને સામયિકોની ભલામણની યાદી નં. ૧૧ સને ૧૯૪૩–૪૪

| ક્રમાંક | પુસ્તક વા માસિકનું નામ | પ્રકાશક, કર્તા વા મંત્રી | કિંમત | શેરો |
|---|---|---|---|---|
| ૧ | ઔલાદ (બાળ–માસિક) | ધી મુસ્લિમ સાહિત્ય પ્રચારક સોસાયટી, રાજકોટ | લવાજમ ૩–૦–૦ | મુસલમાન વસ્તીવાળા ગામોએ વસાવવા ખાસ ભલામણ છે |
| ૨ | સૌભાગ્ય કુમ કુમ | શહેરાવાળા ઇન્દુકુમાર. વડોદરા. | ૦–૫–૦ | |
| ૩ | પ્રભાત (દૈનિક) | "પ્રભાત" કાર્યાલય, અમદાવાદ | ૩૨–૦–૦ | ગ્રામ પુસ્તકાલયોને ઓછા લવાજમના પત્રો મેળવવામાં મદદરૂપ થશે. |
| ૪ | પુષ્પ | સંપાદક: લાભુબ્હેન મહેતા, મેડોઝ સ્ટ્રીટ, મુંબાઇ | ૩–૦–૦ | |
| ૫ | વિજય–વિણા | માંકડ ગુણવંતરાય ભગવતીદાસ (સંપાદક) | ૧–૪–૦ | |
| ૬ | ગાંધીજીના જીવન-પ્રસંગો | એન. એમ. ઠક્કર, મુંબાઇ | ૨–૪–૦ | |
| ૭ | ગ્રામચિત્રો | પેટલીકર ઇશ્વર, આણંદ | ૨–૮–૦ | |
| ૮ | ખાલી ખોળો | સીતારામ શર્મા, અમદાવાદ | ૨–૮–૦ | |

વડોદરા,
તા. ૫–૭–૪૪

ઉ. મો. પટેલ.
મદદનીશ વ્યવસ્થાપક.

જાહેરાત નં. ૮ સને ૧૯૪૩-૪૪

# વિષય

## સને ૧૯૪૪-૪૫ ની સાલમાં સાર્વજનિક પુસ્તકાલયોમાં પાળવાના તહેવારોની યાદી

| | | દિવસ | | | દિવસ |
|---|---|---|---|---|---|
| ૧ | દેવશયની એકાદશી | ૧ | ૧૫ | અષાઢી એકાદશી | ૧ |
| ૨ | દેવદિવાળી | ૧ | ૧૬ | શ્રાવણી | ૨ |
| ૩ | હીરક મહોત્સવ | ૧ | ૧૭ | શીતળા સપ્તમી | ૧ |
| ૪ | શ્રીમંત મહારાજા સાહેબના જન્મોત્સવના તહેવારો જે પ્રમાણે ઠરે તે | ૫ | ૧૮ | જન્માષ્ટમી | ૧ |
| | | | ૧૯ | ગોકુલાષ્ટમી | ૧ |
| ૫ | ઉત્તરાયણ | ૧ | ૨૦ | ગણેશ ચતુર્થી | ૧ |
| ૬ | વસંતપંચમી | ૧ | ૨૧ | દુર્ગાષ્ટમી | ૧ |
| ૭ | મહોરમ | ૧ | ૨૨ | અનંત ચૌદશ | ૧ |
| ૮ | શિવરાત્રિ | ૧ | ૨૩ | સર્વપિતૃ અમાવસ્યા | ૧ |
| ૯ | શ્રી. મહારાજા સા. ના તખ્તનશીનનો દિવસ | ૧ | ૨૪ | દશેરા | ૧ |
| | | | ૨૫ | માણેકઠારી પૂર્ણિમા | ૧ |
| ૧૦ | હુતાશની | ૨ | ૨૬ | દિવાળીના તહેવારો ધનતેરશથી બીજ સુધી | ૪ |
| ૧૧ | ગુડી પડવો | ૧ | | | |
| ૧૨ | રામનવમી | ૧ | ૨૭ | લોકોની અનુકૂળતા પ્રમાણે બીજા સ્થાનિક તહેવારો | ૫ |
| ૧૩ | ચૈત્રી પૂર્ણિમા | ૧ | | | |
| ૧૪ | અક્ષયતૃતીયા | ૧ | | | ૪૦ |

વડોદરા,
તા. ૫-૭-૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# ૧૯૪૩-૪૪ નાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો

કાગળની અમૂલ્ય મોંઘવારીને કારણે પુસ્તકોની વિસ્તૃત યાદી આ વખતે અમોએ દર વખતની માફક આપી નથી. ફક્ત સન ૧૯૪૩-૪૪ ની સાલમાં બહાર પડેલાં પુસ્તકોમાંથી ચૂંટી કાઢેલાં પુસ્તકોની યાદી આપી છે.

| પુસ્તકનું નામ | કર્તા વા પ્રકાશક | કિંમત |
|---|---|---|
| **જીવનચરિત્રો** | | |
| નાનક | સ. સા. વ. કા. | ૦-૬-૦ |
| મહર્ષિ દયાનંદ | ,, | ૧-૦-૦ |
| સ્વામી સહજાનંદ | ,, | ૦-૧૦-૦ |
| રામચંદ્ર (રામયણનાં પાત્રોનું છઠ્ઠું પુ.) | નાનાભાઇ ભટ્ટ | ૨-૮-૦ |
| મૂછાળી મા | ગિરીશ ભટ્ટ | ૦-૧૨-૦ |
| કસ્તુરબા | દયાશંકર ભ. કવિ | ૧-૮-૦ |
| બા | ગૂર્જર ગ્રં. અમ. | ૧-૮-૦ |
| યુગપુરુષ ગાંધીજી | વામ. જી. કૃષ્ણમૂર્તિ | ૧-૦-૦ |
| અડધે રસ્તે | કનૈયાલાલ મુનશી | ૩-૦-૦ |
| સીધાં ચઢાણ ભા. ૧-૨ | ,, | ૬-૮-૦ |
| અબુલ કલામ આ. | જ. મ. આશર | ૦-૬-૦ |
| શ્રી સયાજીરાવ ભા. ૧-૨ | લુ. મિ. પ્રેસ, વ. | ૩-૧૧-૬ |
| ગાંધીજીના જીવન-પ્રસંગો | મીનીસ પોલાક | ૨-૪-૦ |
| વીર કુમારપાળ | મૂળજીભાઇ પી. શા. | ૦-૮-૦ |
| દી. બ. અંબાલાલ-ભાઇ | રામકૃષ્ણ મે. સ. | ૦-૧૨-૦ |
| ભારતના સંતો | પુ. સ. સ. મં. લિ. | ૧-૮-૦ |
| ગાંધીજીને જગવંદના | સર રાધાકૃષ્ણન્ | ૩-૦-૦ |
| **ટૂંકી વાર્તા, નવલકથા નાટક** | | |
| પ્રેમ અને પૂજા ભા. ૧-૨-દર્શક | | ૫-૦-૦ |
| પ્રયાણ | ઇંદ્રિ વસાવડા | ૩-૮-૦ |
| પ્રેમને નામે | મોહનલાલ ભટ્ટ | ૦-૮-૦ |
| જીગર અને અમી ભા. ૧-૨-૩ | ચુનીલાલ વ. શાહ | ૫-૦-૦ |
| પ્રભુતામાં પગલાં | કે. કે. ચિતલીઆ | ૩-૦-૦ |
| નર્તકી | ઉમાકાંત | ૫-૦-૦ |
| વેરાનમાં | ઝવેરચંદ મેઘાણી | ૨-૮-૦ |
| રંગતરંગ ભા. ૫ મો | જ્યોતીન્દ્ર દવે | ૧-૧૨-૦ |
| પ્રભા મામાનું ગાડું | શ્રી. રાયચુરા | ૦-૪-૦ |
| મંઝિલ | કરસનદાસ માણેક | ૨-૮-૦ |
| હાસ્ય મંઝિલ, | હરિહર પુ. સુરત, | ૩-૦-૦ |
| પ્રેમકન્યા | ,, | ૨-૦-૦ |
| જીવનસખી | ડુંગરશી સંપટ | ૪-૪-૦ |
| ઘરની આગ | ગુજરાતી પ્રેસ | ૩-૧૨-૦ |
| ખાલી ખોળો | સીતારામ શર્મા. | ૨-૮-૦ |
| ઘરે બાહિરે | રવિન્દ્રનાથ ટાગોર | ૪-૦-૦ |
| દેવદાસ | શરદચંદ્ર | ૨-૦-૦ |
| ચમેલી | આર. આર. શે. કું. | ૨-૮-૦ |
| એને ચરણે | કપિલા ઠાકોર | ૧-૪-૦ |
| અધિકાર | નારાયણ ભટ્ટાચાર્ય | ૩-૮-૦ |
| હાસ્યમહોત્સવ | કલાધર મંડળ | ૨-૮-૦ |
| વિદાય | સોપાન | ૨-૮-૦ |
| ચિત્રલેખા | ભગવતીચરણ વર્મા | ૩-૮-૦ |
| ત્રણ હૈયાં | ન. સા. મંદિર | ૨-૧૨-૦ |
| ગોરજણાં | ,, | ૨-૮-૦ |
| કલાની સહચરી | ,, | ૩-૦-૦ |
| વંચિતા | અનુરૂપાદેવી | ૩-૮-૦ |
| કલંક | કિતાબઘર-રાજકોટ | ૩-૦-૦ |
| રાજકન્યા | ધૂમકેતુ | ૪-૮-૦ |
| ભારતી | સીતારામ શર્મા | ૨-૮-૦ |
| દિવાસ્વપ્ન | સ્વ. ગિજુભાઇ | ૧-૦-૦ |
| ક્રાંતિની ઝાલરી | ન. પુ. ભં. રાજકોટ | ૩-૦-૦ |
| અદૃશ્ય માનવી | ,, | ૩-૦-૦ |
| પ્રથમ આષાઢ | ,, | ૨-૮-૦ |
| નયના | ,, | ૩-૦-૦ |

| | | |
|---|---|---|
| ભીરુ સાથી | પન્નાલાલ પટેલ | ૪–૮–૦ |
| રસબિંદુ | રમણલાલ વ. દેસાઇ | ૩–૦–૦ |
| અપ્સરા | ,, | ૩–૮–૦ |
| કાંટાની વાડ | હરજીવન સોમૈયા | ૨–૮–૦ |
| પુનરાગમન ભા. ૧–૨ | ,, | ૫–૦–૦ |
| અપર્ણા | નારાયણ બાબુ | ૩–૦–૦ |
| બકુરાણી | ,, | ૨–૮–૦ |
| ગુરુસ્વામી | ગાંડીવ | ૨–૦–૦ |
| ધીમુ અને વીભા | જયંતિ દલાલ | ૩–૦–૦ |
| કચ્છની લોકવાર્તાઓ | સ. સા. વ. કા. | ૨–૦–૦ |
| રાધેશ્યામ | આર. આર. શે. કું. | ૪–૦–૦ |
| દેશવટો | ભારદ્વાજ | ૫–૮–૦ |
| વિશાલખા | ધી. અને લીલીબહેન | ૨–૦–૦ |
| મરીચિકા | ત્રિશક્તિ કાર્યાલય | ૧–૦–૦ |
| પ્રણય અને પરિણય | ચુનીલાલ વ. શાહ | ૩-૧૨-૦ |
| ભસ્મરેખા | ,, | ૩–૮–૦ |
| રૂપાનો ઘંટ | ,, | ૨–૮–૦ |
| કાદવનાં માળખાં | આર. આર. શે. કું. | ૩–૮–૦ |
| પરબનાં પાણી | ,, | ૨–૮–૦ |
| ઉઘડતી આંખ | યુગાંતર કા. સુરત | ૩–૮–૦ |
| વરઘોડો | ઇન્દુલાલ યાજ્ઞિક | ૧–૮–૦ |
| શરતના ઘોડા | યશવંત પંડયા | ૧–૮–૦ |

**વૈદક**

| | | |
|---|---|---|
| આરોગ્ય અને ખોરાક | સ. સા. વ. કા. | ૧–૦–૦ |
| દવાનો છેલ્લો ઘૂંટડો | ભારતી સા. સંઘ | ૨-૧૨-૦ |

**કાવ્ય**

| | | |
|---|---|---|
| સાધના | ઉપવાસી | ૨–૦–૦ |
| અખાની વાણી | સ. સા. વ. કા. | ૩–૦–૦ |
| દીવાને સાગર | ,, | ૪–૮–૦ |
| ધરિત્રી | પ્રેમશંકર ભટ્ટ | ૩–૦–૦ |
| ગુજરાતની ગઝલો | સ. સા. વ કા | ૧–૦–૦ |

**સાહિત્ય**

| | | |
|---|---|---|
| થોડા વિવેચનલેખો | પ્રો. મ. ઝવેરી | ૨–૮–૦ |
| સાહિત્યપ્રારંભિકા | સ. સા. વ. કા. | ૧–૦–૦ |
| ગુજરાતી સા. ની રૂપરેખા | વિજયરાય ક. વૈદ્ય | ૧-૧૨-૦ |
| બંગાળી જીવન અને સાહિત્ય | ચાંપશી વિ. ઉદેશી | ૧–૦–૦ |

**તત્ત્વજ્ઞાન**

| | | |
|---|---|---|
| જગત્પ્રેરણા | ન્હાનાલાલ કવિ | ૩–૦–૦ |
| હું કોણ ? | સ્વા. માધવતીર્થ | ૨–૦–૦ |
| તે કોણ ? | સ્વા માધવતીર્થ | ૩–૦–૦ |
| ઉપનિષદો ભા. ૧-૨ | ,, | ૪–૦–૦ |
| આર્યોના સંસ્કાર | ,, | ૨–૦–૦ |
| સુખની શોધ | ,, | ૦-૧૫-૦ |
| ધર્મોનું મિલન | સર રાધાકૃષ્ણન્ | ૫–૦–૦ |

**વિજ્ઞાન**

| | | |
|---|---|---|
| સૂર્યસારણી | હરિહર ભટ્ટ | ૨–૦–૦ |
| મનુષ્ય અને નભમંડળ | | |
| સૂર્ય શરીર વિજ્ઞાન અને પ્રાણાયામ | મણિલાલ ભો. દેસાઇ | ૧–૮–૦ |
| સ્વતંત્ર ભારત | ડુંગરશી સંપટ | ૬–૦–૦ |
| વિશ્વપરિચય | રવિન્દ્રનાથ ટાગોર | ૧–૮–૦ |
| પ્રાણીપાઠો | સ્વ. ગિજુભાઇ | ૦-૧૦-૦ |
| ઋતુના રંગ | ,, | ૦-૧૦-૦ |
| વનસ્પતિના પાઠો | ,, | ૦-૧૦-૦ |

**શિક્ષણ**

| | | |
|---|---|---|
| અહિંસાની તાલીમ | નવજીવન | ૦–૬–૦ |

**ભૂગોળ**

| | | |
|---|---|---|
| સુરત ભા. ૧–૨ | સયાજી બાલજ્ઞાન. | ૧–૦–૦ |
| વડોદરા | ,, | ૦–૮–૦ |

**કલા**

| | | |
|---|---|---|
| રૂપરેખા (ચિત્રસંગ્રહ) | કનુ દેસાઇ | ૫–૪–૦ |
| કસ્તુરબા ,, | કનુ ગાંધી | ૨–૪–૦ |
| મહાત્મા ગાંધી ,, | ,, | ૫–૦–૦ |

**લેખસંગ્રહ**

| | | |
|---|---|---|
| મધપુડો | નવજીવન કાર્યાલય | ૧–૦–૦ |

## સમાજશાસ્ત્ર

સંસાર ગ્રંથાવલીનાં પુસ્તકો:
પતિદેવ, તીર્થસ્વરૂપ પિતાશ્રી,
અ. સૌ., ચિ. કુમાર, પૂ. માતુશ્રી,
ચિ. સુકન્યા, નણંદબા
શ્રી. સોપાન દરેકના ૦–૯–૦
જીડું મેં ગામડું
જ્યાં ગ્રામસેવક ૩–૦–૦
ઘરની રાણી ડુંગરશી સંપટ ૬-૧૨-૦
આપણું હિંદુસ્તાન મીનુ મસાણી ૨–૦–૦
સંસારમાં સુખ
ક્યાં છે સ્વ. વાડીલાલ શાહ ૧–૦–૦
ગ્રામચિત્રો પુ. સ. સ. મં. લિ. ૨–૮–૦
હિંદના આર્થિક
વિકાસની યોજના સ. સા. વ. કા. ૦–૮–૦
જીવનનાં ધેમળ શ્રી. ગ. ગો. પ્રુ. ૧–૪–૦
મારું ઘર જી. અ. મહેતા ૬–૦–૦

## કિશોર તથા બાળોપયોગી પુસ્તકો

ગાંડીવ બાલ સા. માળાના
૮૦ પુ. નો સેટ ગાંડીવ ૩૦–૮–૦
ગાંડીવ કુમાર-
માળાનાં પુ. નો
સેટ ,, ૧૫–૮–૦
બકોર પટેલ ભા.
૧ થી ૧૦ ,, ૯–૦–૦
બાલ સા. ગુચ્છ
૨૫ પુસ્તકો દ. મૂ. પ્ર.-મં. ૫–૪–૦
બાલ સા. વાટિકા
૩૫ પુસ્તકો ,, ૨૦–૮–૦
બાલ સા. માળા
૮૦ પુસ્તકો ,, ૧૪–૮–૦
બાળવાર્તા
ભા. ૧ થી ૫ ,, ૩-૧૨-૦
બાળ લોકગીત
સંગ્રહ ભા. ૧-૨ ,, ૦-૧૨-૦
ગપેડાં ,, ૦–૮–૦
બાપુજીની બીજી
વાણી ,, ૦-૧૨-૦
મહાભારતનાં પાત્રો
૧૩ પુસ્તકો દ. મૂ. પ્ર. મં. ૭–૮–૦
રામાયણનાં પાત્રો
૬ પુસ્તકો ,, ૫–૦–૦
ચાલો ભજવીએ
ભા. ૧ થી ૧૨ ગાંડિવ ૯–૦–૦
ફોરમ ભા. ૧–૨ યુગાંતર કાર્યાલય ૪–૦–૦
શિશુ સાહિત્ય-
માળા ૫૦ પુસ્તકો જેચંદ તલકશી ૮-૧૧-૦
અશોક બાલ પુ. નાગરદાસ પટેલ
માળા સેટ ૧થી૯ દરેકના ૩–૮–૦
બાલવિનોદમાળા
શ્રેણી ૧–૨ ,, ,, ૫-૧૨-૦
કિશોર ચરિત્ર-
માળા ગુ. ૧-૨-૩ ચ. એ. સો. ,, ૧–૮–૦
ઉપનિષદની વાતો યુગાંતર કાર્યાલય ૦-૧૦-૦

## સ્ત્રીઉપયોગી પુસ્તકો

સ્ત્રીશક્તિ ગ્રંથ-
માળાનાં ૭૮
પુસ્તકોનો સેટ ૫૦–૮–૬
યોગિનીકુમારી
ભા. ૧–૨ ૫-૧૨-૦
ભામિની ભૂષણ
ભા. ૧ થી ૫ ૯–૬–૦
કોકિલા ર. વ. દેસાઇ ૩–૦–૦
વીરાંગનાની વાતો
ભા. ૧–૨ તા. પો. અડાલજા ૬–૮–૦
કુમારનાં સ્ત્રીરત્નો ઈંદુલાલ યાજ્ઞિક ૧–૮–૦
રઢીઆળી રાત
ભા. ૧ થી ૪ શ્રી. મેઘાણી ૫–૦–૦
ભારતની દેવીઓ
ભા. ૧–૨–૩ સ. સા. વ. કા. ૯–૦–૦
રંગોળી ચિત્રશાળા પ્રેસ ૧–૮–૦
સ્ત્રીઓનું આરોગ્ય ભારતી સા. સંઘ ૧–૦–૦
રંભાનું રસોઇઘર
ભા. ૧–૨–૩ ૦-૧૨-૦
સંસ્કારલક્ષ્મી ડુંગરશી સંપટ ૬-૧૨-૦
ઘરની રાણી ,, ૬-૧૨-૦
જીવનસખી ,, ૪–૪–૦

# ૫૦ થી ૧૫૦

આ રસમય ઉપયોગી પુસ્તકોની આટલી જ નકલો શીલકે છે જે પૂરી થતાં હાલના સંજોગમાં ફરી છપાશે નહિ તો તે તમારા બજેટમાં મૂકી

મંગાવી લેવા વિનંતિ છે.

| | | |
|---|---|---|
| ઊછળતી આંખ | પ્રો. ગજેન્દ્રશંકર પંડ્યા | ૩- ૮-૦ |
| દુર્ગારામ મહેતાજી | શારદાપ્રસાદ વર્મા | ૧- ૪-૦ |
| નવા યુગની સ્ત્રી | ,, ,, | ૧- ૦-૦ |
| મંદિરને પગથિયે | ,, ,, | ૦- ૮-૦ |
| અમર મહાજનો ૧-૩ (પાકા) | ,, ,, | ૨- ૦-૦ |
| વનવનની વેલી | ,, ,, | ૦-૧૨-૦ |
| વહેમી | પ્રો. વ્યોમેશચંદ્ર પાઠકજી | ૦- ૮-૦ |
| સમાજનાં મૂળ | ,, ,, | ૧- ૦-૦ |
| પરાગ | ,, ,, | ૧- ૦-૦ |
| તેજછાયા | જયમનબહેન પાઠકજી | ૧- ૪-૦ |
| આકાશનાં ફૂલ | જ્યોત્સ્ના શુકલ | ૦-૧૨-૦ |
| ઉષામાં ઊગેલાં | ચંપકલાલ વ્યાસ | ૧- ૪-૦ |
| ભાવનાસૃષ્ટિ | પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | ૦-૧૨-૦ |
| કાવ્યકળા | પ્રો. મોહનલાલ દવે | ૧- ૮-૦ |
| સાહિત્યકળા | ,, ,, | ૧- ૮-૦ |
| વિવેચન | ,, ,, | ૧- ૮-૦ |

## ૧૯૪૪નાં નવાં પ્રકાશનો—નવી આવૃત્તિઓ

| | | |
|---|---|---|
| આશા ( નવલકથા ) | શારદાપ્રસાદ વર્મા | ૧- ૪-૦ |
| ઉપનિષદોની વાતો | ,, ,, | ૦-૧૦-૦ |
| અંતરને ઓવારે | ચંપકલાલ વ્યાસ | ૧- ૮-૦ |
| પુરાણનાં પાત્રો ૧-૬ | ( છાયા ) | ૧-૧૦-૦ |
| ફોરમ ૧-૨ | ,, | ૩-૧૨-૦ |

## યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા—સૂરત

# કવિ શ્રી ન્હાનાલાલનાં સાહિત્યસર્જનો

મજબૂત અને મનોહર બાંધણીમાં પહેલી જ વાર
એકદા બંધાવેલા ગ્રંથોના સેટ

કેટલાંક કાવ્યો
ભાગ ૧-૨-૩ સાથે
રૂા. ૪-૦

ન્હાના ન્હાના રાસ
ભા. ૧-૨-૩ સાથે
રૂા. ૪-૧૨

ઇન્દુકુમાર
અંક ૧-૨-૩ સાથે
રૂા. ૫-૦

બે સમશ્લોકી અનુવાદો : મૂળ સંસ્કૃત સાથે
શ્રીમદ્ ભગવદ્‌ગીતા : ઉપનિષદ્‌પંચક
(ઇશ, કેન, કઠ, પ્રશ્ન અને મૂંડક) રૂા. ૪-૦

કાવ્યપંચક
પાનેતર – સોહાગણ – હરિદર્શન
વેણુવિહાર – મહેરામણનાં મોતી
રૂા. ૩-૦

મહાકવિ કાલિદાસના બે સમશ્લોકી
અનુવાદો શકુંતલાનું સંભારણું
અને મેઘદૂત (મૂળ સાથે)
રૂા. ૩-૦

બાદશાહનામું ૩-૪
શાહાનશાહ અકબરશાહ અને
જહાંગીર-નૂરજહાન રૂા. ૬-૦

જયાજયન્ત : ગોપિકા અને
વિશ્વગીતા – રૂા. ૫-૦

કુરુક્ષેત્ર : મહાકાવ્ય
સંપૂર્ણ બારે કાંડ રૂા. ૧૦-૦

જગત્પ્રેરણા
સંસાર અને સંન્યાસનો સુંદર સમન્વય કરતું
કવિશ્રીનું તદ્દન નવું નાટક : સરસ રૂપરંગમાં
રૂપીઆ ત્રણ

એન. એમ ત્રિપાઠી લિમિટેડ : બુકસેલર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

# સંસ્કાર ગ્રંથાવલિ

દુનિયાભરના સિદ્ધહસ્ત લેખકોનાં જ પુસ્તકો આપતી આ ગ્રંથાવલિ ૧૯૩૫ની સાલથી શરૂ થઈ છે. રૂ. ૧) પ્રવેશ ફી ભરવાથી ગ્રંથાવલિનાં બધાં જ પુસ્તકો કાયમને માટે સસ્તી કિંમતે મળે છે. વિગતવાર યોજના મંગાવી વાંચશો.

## આ ગ્રંથાવલિનાં છેવટનાં ૭ પુસ્તકો

| | | |
|---|---|---|
| છાયાનટ | રમણલાલ વ. દેસાઈ | ૩–૦–૦ |
| રખારણ | રમાકાંત ગૌતમ | ૩–૦–૦ |
| નીલરેખા | ગુણવંતરાય આચાર્ય | ૩–૮–૦ |
| રાધેશ્યામ | રસિકલાલ જોશી | ૪–૦–૦ |
| રસબિંદુ | રમણલાલ વ. દેસાઈ | ૩–૦–૦ |
| ભીરુ સાથી ખંડ ૧–૨ | પન્નાલાલ પટેલ | ૪–૮–૦ |

આવતે મહિને નવાં પ્રગટ થશે

| | | |
|---|---|---|
| બે મિત્રો | રામભાઈ ગો. અમીન. | ૩–૮–૦ |
| ક્રૌંચવધ | વિ. સ. ખાંડેકરના નવા જ મરાઠી પુસ્તકનું ભાષાંતર કરનાર ગોપાળરાવ વિદ્વાંસ | ૫–૦–૦ |

# વિરાટ ગ્રંથાવલિ

## આ ગ્રંથાવલિનાં છેલ્લાં પાંચ પુસ્તકો

| | | |
|---|---|---|
| વહુરાણી વિભા | ટાગોર | ૩–૦–૦ |
| રાજર્ષિ | " | ૨–૮–૦ |
| અપ્સરા-૧ | રમણલાલ વ. દેસાઈ | ૩–૮–૦ |
| કમલા | એક બંગાળી લેખિકા | ૨–૮–૦ |
| ઋણમુક્તિ | ડાહ્યાલાલ હ. જાની | ૩–૦–૦ |

# આનંદ ગ્રંથાવલિ

મેસર્સ વોરા એન્ડ કંપની પાસેથી ખરીદી લઈ આગળ ચલાવેલી આ ગ્રંથાવલિનાં અમારાં પ્રકાશનોમાંથી છેલ્લાં પાંચ

| | |
|---|---|
| " મયૂર " | ૨–૮–૦ |
| મુરલી ઠાકુર | ૨–૮–૦ |
| રતિલાલ ત્રિવેદી | ૩–૮–૦ |
| ભોગીન્દ્રરાવ દીવેટિયા | ૨–૮–૦ |
| પન્નાલાલ પટેલ | ૩–૮–૦ |

આર. શેઠની કંપની, અમદાવાદ, મુંબઈ-૨

આ વર્ષે—

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે પ્રતિમા રૂ. પાંચમાં.

## અમારી પ્રવૃત્તિઓ

■ બે સુંદર માસિક

**પ્રતિમા અને પુષ્પ**

■ સંસારચક્ર ગ્રંથાવલિ
સંસારની અનેક સમસ્યાઓનો
સાચો ઉકેલ આમાં જડશે.

■ બાલ સાહિત્યમાળા
બાળકોની કલ્પનામાં
રંગો પૂરતી સુંદર
સચિત્ર પુસ્તકમાળા.

■ લલિત સાહિત્યમાળા
ત્રણ પુસ્તકોનો
મનોરમ સંપુટ
વાર્તા—નવલકથા.

■ જીવનદર્શન ગ્રંથાવલિ
જીવનને સ્પર્શતા ચિંતનાત્મક
ગ્રંથોની માળા

જીવન સાહિત્ય મંદિર

| | | |
|---|---|---|
| કાલબાદેવી રોડ | : શાખા : | : શાખા : |
| ભાંગવાડી, | રાવપુરા | સંદેશ કસોટી કાર્યાલય, |
| મુંબઈ ૨ | વડોદરા. | સારંગપુર, અમદાવાદ |

પુષ્પનું લવાજમ : ફક્ત રૂ. ત્રણ છે.
આજે જ લવાજમ મોકલી બાળકોની કલ્પના ને આનંદને સંતોષો.

આર. આર. શેઠની કંપની, અમદાવાદ, મુંબઈ-૨

# સંસ્કાર ગ્રંથાવલિ

દુનિયાભરના સિદ્ધહસ્ત લેખકોનાં જ પુસ્તકો આપતી આ ગ્રંથાવલિ ૧૯૩૫ની સાલથી શરૂ થઈ છે. રૂ. ૧) પ્રવેશ ફી ભરવાથી ગ્રંથાવલિનાં બધાં જ પુસ્તકો કાયમને માટે સસ્તી કિંમતે મળે છે. વિગતવાર યોજના મંગાવી વાંચશો.

## આ ગ્રંથાવલિનાં છેવટનાં ૭ પુસ્તકો

| | | |
|---|---|---|
| છાયાનટ | રમણલાલ વ. દેસાઈ | ૩–૦–૦ |
| રખારણ | રમાકાંત ગૌતમ | ૩–૦–૦ |
| નીલરેખા | ગુણવંતરાય આચાર્ય | ૩–૮–૦ |
| રાધેશ્યામ | રસિકલાલ જોશી | ૪–૦–૦ |
| રસબિંદુ | રમણલાલ વ. દેસાઈ | ૩–૦–૦ |
| ભીરુ સાથી ખંડ ૧–૨ | પન્નાલાલ પટેલ | ૪–૮–૦ |

આવતે મહિને નવાં પ્રગટ થશે

| | | |
|---|---|---|
| બે મિત્રો | રામભાઈ ગો. અમીન | ૩–૮–૦ |
| ક્રૌંચવધ | વિ. સ. ખાંડેકરના નવા જ મરાઠી પુસ્તકનું ભાષાંતર કરનાર ગોપાળરાવ વિદ્વાંસ | ૫–૦–૦ |

# વિરાટ ગ્રંથાવલિ

## આ ગ્રંથાવલિનાં છેલ્લાં પાંચ પુસ્તકો

| | | |
|---|---|---|
| વહુરાણી વિભા | ટાગોર | ૩–૦–૦ |
| રાજર્ષિ | ,, | ૨–૮–૦ |
| અપ્સરા-૧ | રમણલાલ વ દેસાઈ | ૩–૮–૦ |
| કમલા | ચાર બંગાળી લેખકો | ૨–૮–૦ |
| ઋણમુક્તિ | ડાહ્યાલાલ હ જાની | ૩–૦–૦ |

# આનંદ ગ્રંથાવલિ

મેસર્સ વોરા એન્ડ કંપની પાસેથી ખરીદી લઈ આગળ ચલાવેલી આ ગ્રંથાવલિનાં અમારાં પ્રકાશનોમાંથી છેલ્લાં પાંચ

| | | |
|---|---|---|
| ચોરાની વાતો | " મયૂર " | ૨–૮–૦ |
| પરબનાં પાણી | મુરલી ઠાકુર | ૨–૮–૦ |
| કાટનાં મોળખાં | રતિલાલ ત્રિવેદી | ૩–૮–૦ |
| ચમેલી | ભોગીન્દ્રરાવ દીવેટિયા | ૨–૮–૦ |
| મળેલા જીવ | પન્નાલાલ પટેલ | ૩–૮–૦ |

આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ 'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ.ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૭-૪૪

પુસ્તક ૧૯મું
ઑગસ્ટ ૧૯૪૪
અંક ૮ મો



## દુબળા દેહે

બરોડા કાર્યકર્તા "પુસ્તકાલય" માસિક ગુજરાતભરની પુસ્તકાલયસંસ્થાઓને માર્ગદર્શન આપવા અને તેમની અનેકવિધ જરૂરિયાતમાં સહાયભૂત થવા પ્રસિદ્ધ થાય છે.

શરૂઆતથી એની ઉપયોગિતા એ ક્ષેત્રના કાર્યકર્તાઓને અને શ્રીમંત સરકારના પુસ્તકાલય ખાતાને સુવિદિત છે. અને એટલે એ બન્ને તરફથી એની પ્રગતિ અર્થે સક્રિય સહાય મળતી રહી છે.

વર્ષો વીતે છે, એને ઉપયોગી બનાવવાના પ્રયત્નો દિનપ્રતિદિન અને વર્ષોવર્ષ ઉત્તરોત્તર આગળ વધે છે અને છેલ્લા કેટલાંક વર્ષોથી એણે આ ક્ષેત્રના વિકાસાર્થે સાધવા માંડેલી પ્રગતિથી ચોદિશથી વણમાગ્યા સંતોષ અને પ્રશંસાના ઉદ્‌ગારો સાંભળવા મળે છે "પુસ્તકાલય" ગુજરાતભરનાં પુસ્તકાલયોની સેવા બજાવવામાં પોતાનો અલ્પ પણ ફાળો નોંધી રાખે છે.

* * *

૧૯૩૯નું વર્ષ વીતે છે, '૪૦નું' નવું વર્ષ આવે છે; વિશ્વયુદ્ધના ઓછાયા ભારતવર્ષ પર પણ પથરાય એ આંધીના અનુભવો-કપરા અનુભવો એક યા બીજા રૂપે ભારતવર્ષના સૌ કોઈને અનુભવવા પડે છે। "પુસ્તકાલય" પણ એમાં અપવાદરૂપ નથી રહી શકતું એના વિકાસમાં પણ એ અવરોધ અનુભવે છે.

* * *

૧૯૪૨-૪૩ નું વર્ષ આવે છે, કાગળની કારમી મોંઘવારી એને પણ અસર કરે છે, સ્વેચ્છાએ એ પોતાની પૃષ્ઠસંખ્યામાં ઘટાડો કરે છે; એનું કદ ઓછું કરે છે. અને એટલેથી પોતાના દેહને સંકોચાવીને પણ પોતાની ફરજ બજાવતું એના ધ્યેય પ્રતિ એકધારી ગતિએ પ્રયાણ કર્યે જાય છે એવા સમયમાં પણ એના એકાદ અંગને ઓછું કરીને પણ "સામયિક દોહન" સરખો ઉપયોગી વિભાગ એ ચાલુ રાખે છે.

* * *

છેવટે આવે છે ૧૯૪૪નું વર્ષ અને ફરી પાછો એના માર્ગમાં નવો અવરોધ આવી ખડો થાય છે કે ભારત સરકાર કાગળ નિયમન (અંકુશ) ધારો પ્રકટ કરે છે, ન્યુસપ્રિન્ટ નહિ વાપરતા એવા હરકોઈ સામયિકને પોતાના કાગળ વપરાશમાં ૭૦ ટકાનો કાપ મૂકવાનું ફરમાવવામાં આવે છે. આ વખતે "પુસ્તકાલય" આશા સેવે છે "સંસ્કાર અને શિક્ષણ પ્રસાર માટે કીર્તિ પ્રાપ્ત કરેલ શ્રીમંતની સરકાર આવું પગલું પોતાને લાગુ નહિ અપનાવે." આજે એ આશા ફોકટ નીવડી છે, એ આશા નિરાશામાં પરિણમી છે. અને "પુસ્તકાલય" આજે ફરજિયાત પોતાના આજના દુબળા દેહે છતાં દૃઢ આત્મમન સાથે આવા સ્વરૂપે પ્રકટ થાય છે

* * *

નાછૂટકે એને આ કલેવર વડે જીવ ટકાવવાનો છે, છતાં એ ખાતરી આપે છે કે ભવિષ્યમાં સારા સંજોગો ઉપસ્થિત થતાં એ એના પૂર્ણ અંગો સહિત ફરીવાર એજ લેબાસમાં પ્રકટ થશે ત્યાં સુધી "પુસ્તકાલય"-પ્રેમીઓ એના એવા અલ્પસ્વરૂપ અસ્તિત્વથી સંતોષ માને—તંત્રી.

---

: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂ. ૩-૮-૦ | પરદેશ રૂ. ૫-૦-૦ | છૂટક નકલ રૂ. ૦-૬-

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)

: તંત્રી . .
મણિ ભ. ગામાર્શ

# ઉપયોગી પુસ્તકો જીવનઘડતર માટે ઉત્તમ મિત્ર છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચૌલાદેવી | ૪-૦ | દયાનંદ સરસ્વતી | ૧-૮ | આટીમીટી બાળવાતો | ૧-૦ |
| રાજસંન્યાસી | ૪-૮ | અડધે રસ્તે | ૩-૦ | સોરઠને તીરે તીરે | ૧-૮ |
| કર્ણાવતી | ૪-૮ | સીધાં ચઢાણ ભા. ૧ | ૩-૮ | પ્રાણીપાઠો | ૦-૧૦ |
| રાજકન્યા | ૪-૮ | સીધાં ચઢાણ ભા ૨ | ૩-૦ | વનસ્પતિ પાઠો | ૦-૧૦ |
| પડછાયા | ૧-૪ | વિક્રમાદિત્ય હેમુ | ૪-૮ | ઋતુના રંગ | ૦-૧૦ |
| નિરંજન | ૨-૮ | આથમતે અજવાળે ૧-૨ | ૫-૦ | ખારેક ટોપરાં | ૦-૬ |
| સોરઠ તારાં વહેતાં પાણી | ૩-૦ | એશીઆના ધર્મદીપકો | ૩-૦ | દિવાસ્વપ્ન | ૧-૦ |
| ગુજરાતનો જય | ૨-૮ | મનોમુકુર ભા. ૨ | ૩-૦ | મનુષ્ય ને નભમંડળ | ૧-૦ |
| સૌ. રસધાર ૧થી૫ | ૧૩-૦ | કેટલાંક વિવેચનો | ૩-૦ | સૂર્ય, શરીરવિજ્ઞાન ને પ્રાણાયામ | ૧-૮ |
| બહારવટીઆ ૧થી૩ | ૭-૮ | બેઠો બળવો | ૨-૦ | ચાધર ભા ૧-૨ | ૨-૮ |
| રઢીઆળી રાત ૧થી૪ | ૫-૦ | ખાંડાના ખેલ | ૩ ૮ | આપણો ધર્મ | ૪-૦ |
| ઉપવન | ૨-૮ | શૌર્યનાં તેજ | ૨-૦ | તણખા ભા. ૧થી૪ | ૯-૦ |
| સોરઠી જવાહીર | ૩-૦ | સુવર્ણા | ૨-૮ | અજીતા | ૩-૦ |
| સોરઠી ઘરતીરો | ૦-૧૨ | કલ્યાણી | ૨-૦ | પરાજય | ૩-૦ |
| સુન્દરીઓનો શણગાર | ૩-૦ | રંભા | ૧-૪ | મલ્લિકા | ૩-૦ |
| બા ( કસ્તુરબા ) | ૧-૮ | પુત્રજન્મ | ૩-૦ | શ્રીકાંત ૧થી૪ | ૧૦-૮ |
| લોકસાહિત્ય ભા. ૧ | ૨-૮ | યામા | ૫-૦ | | |
| લોકસાહિત્ય ભા. ૨ | ૩-૮ | જનપદ ભા. ૧-૨-૩ | ૩-૮ | | |

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રોડ : અમદાવાદ**

વડોદરા રાજ્યનો સર્વગ્રાહી ભોમીઓ

## વડોદરા રાજ્ય ડિરેક્ટરી

મૂલ્ય રૂપિયા ચાર

વડોદરા રાજ્યની લગભગ તમામ પ્રકારની માહિતીથી ભરપૂર પુસ્તક

તમારા પુસ્તકાલય માટે હજીય ન મંગાવ્યું હોય તો વસાવવા માટે આજે જ લખો:—

**પુસ્તકાલય સ. સ. મં. લિ.**

પો. બો. નં. ૧૦, રાવપુરા, વડોદરા

ગામડામાં હરતાં ફરતા નજરે પડતા ખુબી ને ખાસિયતની નિર્મલ આરસીસમા

એક ગ્રામશિક્ષકની કલમે શબ્દદેહ પામેલાં રેખાચિત્રો તે

## ગ્રામચિત્રો

આલેખક : શ્રી ઈશ્વર પેટલીકર

મૂલ્ય રૂા. અઢી

તમે જો ગામડે વસતા હશો તો આ રેખાચિત્રો વાંચતા જ બોલી ઊઠશો:

" અરે ! આ તો આપણા ગામનો......"

આજે જ મંગાવવા લખો.—

**પુસ્તકાલય સ સ મં. લિ.**

રાવપુરા—વડોદરા

સમસ્તગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૧૯ મું ઑગસ્ટ–૧૯૪૪ અંક ૮ મો

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

* અલ્હાબાદના સુપ્રસિદ્ધ પત્ર ' લીડર 'ની નીતિમાં ફેરફાર થવાથી નવીન આગાહી થઇ રહી છે. તે પત્રના શેરોના ૭૫ ટકા શ્રી. જી. ડી. બિરલાએ મેળવી લીધા છે.

મહિનાઓ પહેલાં શેઠ રામકૃષ્ણ દાલમિયાએ તે પત્ર ખરીદી લેવા યોજના કરી હતી. પણ વાટાઘાટો પડી ભાંગી. આમ તો ' લીડર 'ની સીધે સીધી ખરીદીનું કાર્ય મુશ્કેલ છે. પરંતુ શ્રી. બિરલા કબજામાં શેરોનો જે મોટો ભાગ આવી જવાથી પત્રની નીતિ ફેરવીને તેને ' જીવંત રાષ્ટ્રીય દૈનિક ' બનાવવામાં આવશે.

* જાપાન સંબંધી લખાતાં પુસ્તકોમાં એકની વૃદ્ધિ થઇ છે. જ્હૉન મોરિસ નામના એક અંગ્રેજ લેખક ૧૯૩૮ થી યુદ્ધની શરૂઆત સુધી ટોકિયોમાં રહ્યા હતા. તેણે ' ટ્રાવેલર ફ્રોમ ટોકિયો ' (Traveller from Tokyo ) નામક પુસ્તક પ્રગટ કર્યું છે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના દૂરપૂર્વના ભૂતપૂર્વ મેનેજરના નામ સાથે આ નામ ભેળવી દેવાનું નથી. જ્હૉન મોરિસ જાપાનના વિશ્વવિદ્યાલયમાં અંગ્રેજી સાહિત્યના પ્રોફેસર હતા અને થોડા સમય માટે જાપાનની પરદેશ ખાતાની ઑફિસમાં સલાહકાર હતા.

પુસ્તકનો મુદ્દો એ છે કે જાપાન સંપૂર્ણ રીતે લશ્કરના કબજામાં છે અને તેની યુદ્ધોત્પાદન શક્તિનો સદંતર નાશ થવો જોઇએ. આને અંગે રાષ્ટ્રીય જીવનનું દરેક અંગ–કેળવણી, ઉદ્યોગ, વેપાર, સહકાર તથા ધર્મ લશ્કરી અંકુશથી મુક્ત થશે.

* આરબો સંબંધી છેલ્લા એક વર્ષમાં અમેરિકામાં ઘણાં પુસ્તકો પ્રગટ થયાં છે. તાજેતરમાં આર. વી. સી. બોડલીનું ' વિન્ડ ઇન સહરા ' ( Wind in Sahara ) નામક પુસ્તક પ્રગટ થયું છે. આ પુસ્તકની વિશિષ્ટતા એ છે કે તેના અંગ્રેજ લેખક અલ્જીયર્સથી દૂર ૧૦૦ માઇલ દૂર સહરામાં આરબ બદુનો સાથે સાત વર્ષ સુધી રહ્યા છે.

બોડલીની નોંધ એક રીતે અપ્રતિમ છે. લેખકને આરબોમાં કોઇ સાનતંતુની માંદગી-વાળા, ગાંડા કે દારુડિયા મળી આવ્યા નથી. મરુભૂમિમાં રણદ્વીપના ફ્રેંચ પોલીસ કમિશનરે તેને જણાવ્યું કે ' હું મારા જીવનમાં કદી આવા કાયદાને માન આપતા લોકો વચ્ચે રહ્યો નથી. તેઓ ચોરી, ખૂન કે મોટા ગુના કરતા નથી. બદુનો દિવસમાં પાંચ વખત નિમાજ

પડે છે પરંતુ એકજ વખત–સાંજે–ભોજન લે છે. તેને પીવા પૂરતું પાણી ભાગ્યે જ મળે છે. નહાવાધોવાની તો વાત જ શી કરવી ? છતાં તેના જેટલી સ્વચ્છ ભાગ્યે જ બીજી કોઇ પ્રજા હશે."

લેખક પોતાના રણના નિવાસસ્થાનેથી નીકળી, આધુનિક સંસ્કૃતિમય આપણી સાથે રહેવા આવ્યા ત્યારથી તેને પોતાના આગલા ઓળખીતાઓની તથા પાશ્ચિમાત્ય સંસ્કૃતિના ચારિત્ર્યસ્ખલન સામે રણમાં તે જે સંરક્ષણ ભોગવતા તેની ખોટ હમેશ માટે સાલી રહી છે.

* પોલંડના દેશભક્ત નવલકથાલેખક હેન્રિક સીન્કીવીકઝનું પુસ્તક ' કવો વાડીસ ' ( Quo Vadis ) અત્યારે ખૂબ વંચાય છે. યુરોપની બધી ભાષાઓમાં તથા પૂર્વની કેટલીક ભાષાઓમાં તેનું ભાષાંતર કરવામાં આવ્યું છે. એના પરથી ચલચ્ચિત્ર પણ ઉતારવામાં આવ્યું છે. પરદેશની કોઇપણ નવલકથા ઇંગ્લંડમાં આવી લોકપ્રિય થઇ નથી. બ્રિટનના વાચકવર્ગનો મોટો ભાગ તો સીન્કીવીકઝને ' કવો વાડીસ 'ના લેખક તરીકે જ ઓળખે છે.

* જે દેશને જર્મનો એક મહાન યુદ્ધછાવણીમાં ગુલામગીરી તથા મૃત્યુગૃહમાં ફેરવવા માટે માગતા હતા ત્યાં પણ આપણને સ્વતંત્ર જીવનના પ્રવાહો મળી આવે છે. પોલેંડમાં ચાલી રહેલી ભૂગર્ભપ્રવૃત્તિમાં પોલંડની પ્રજા જીવી રહી છે, તથા યુદ્ધ આપી રહી છે. તે પોતાના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસને જાળવી રહી છે. પોલેંડને લગતો એક પણ પ્રશ્ન એવો નથી કે જેની આ ગુપ્ત પોલિસ વર્તમાનપત્રમાં ચર્ચા તથા ટીકા કરવામાં આવી ન હોય.

આ ગુપ્ત છાપખાનામાં માત્ર ખબર, સૂચનાઓ અથવા રાજકીય દસ્તાવેજો જ છાપવામાં આવતા નથી. પોલેંડમાં છપાયેલ કાવ્યોના કેટલાક નાના ગ્રંથો થોડા સમય પહેલાં લંડન પહોંચ્યા હતા. આ કાવ્યો ખરેખર અદ્ભુત છે. ૧૯૩૯ના સપ્ટેમ્બર પછીના પોલેંડના સમગ્ર જીવનનું તેમાં વર્ણન મળી આવે છે. તેમાં પરાજિત લશ્કરના સૈનિકની સાહસકથા, પોતાનું હૃદયમંથન, નજીકનાં સગાંવહાલાંના મૃત્યુ માટે દિલગીરી, નજરે જોયેલ સાક્ષીઓએ વર્ણવેલ સામુદાયિક કતલની ભયંકરતા, એકાદ કારાગારનું દોઝખ, મનુષ્યોને કરવામાં આવતા અન્યાયોની વિપુલતા તથા વેર લેવાની તમન્ના આ બધાંનું તેમાં વર્ણન છે.

* આકોલાના જાણીતા હિંદી કવિ શ્રી. કૃષ્ણલાલ શર્માદે હંસાને મુંબઇની વિક્રમ દ્વિ-સહસ્રાબ્દિ કમિટીએ રૂ. ૧૦૧) નું બીજું પારિતોષક આપ્યું છે.

* યુદ્ધને અંગે લાદવામાં આવેલ પ્રતિબંધોને અંગે પ્રકાશનનું કાર્ય દિનપ્રતિ મુશ્કેલ બનતું જાય છે. તેવી પરિસ્થિતિમાં ધારવાડની રંગમંગ પ્રકાશન સમિતિએ એક મહાન કાર્ય માથે ઉપાડયું છે. કાનડાના પ્રસિદ્ધ નાટ્યલેખક શ્રી. આર. વી. જાગીરદારનાં પુસ્તકોની બીજી આવૃત્તિની ખૂબ માંગ છે તેમ જ તેમનાં કેટલાંક પુસ્તકો અપ્રસિદ્ધ પડયાં છે. સમિતિ તેમના બધા ગ્રંથો વીસ ભાગમાં પ્રગટ કરવા ધારે છે. તેની અંદર લાંબાં નાટકો, નાટિકાઓ, ટુંકાં દશ્યો, નવલકથાઓ, હાસ્યરસિક નિબંધો તથા ગંભીર ચિંતનોનો સમાવેશ થશે. પોતાનાં એકત્ર પુસ્તકોની પ્રસ્તાવનામાં શ્રી. જાગીરદાર નિવેદન કરવાના છે.

*, રાયગઢ (મધ્યપ્રાંતો)ના શેઠ શ્રી. અમીચંદજી દાલમિયાએ સ્વ. પંડિત અનંતરામજીથી માંડીને આજસુધીના રાયગઢના બધા હિંદી કવિઓના કાવ્યનું પુસ્તક છપાવવાનું ખર્ચ આપવાનું કબૂલ કર્યું છે. શેઠ દાલમિયાના દાખલાનું બીજા શ્રીમંતોએ અનુકરણ કરવા જેવું છે.

છોટાલાલ માનસિંગ કામદાર

# પુસ્તકપરિચય

૧. આપણા નેતાઓ—મૂળ અંગ્રેજીમાં લેખકઃ શ્રી. યુસુફ મહેરઅલી, અનુવાદકઃ શ્રી. નંદકુમાર પાઠક, પ્રકાશકઃ પદ્મ પ્રકાશનઃ લિ. લક્ષ્મી બિલ્ડિંગ, સર ફિરોજશા મહેતા રોડ, કોટ, મુંબઇ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ६४, આકર્ષક ઉઠાવવાળું સાદું પૂઠું, મૂલ્ય રૂા. એક ૧૯૪૪

આ પુસ્તકમાં લેખકે, જેમને ભારતના રાજકીય ભાવિ ભાગ્યવિધાતા કહી શકાય તેવા સુપ્રસિદ્ધ નેતાઓ હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ શ્રી. મૌલાના આઝાદ, સરદાર વલ્લભભાઇ પટેલ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, સુભાષચંદ્ર બોઝ, સરોજિની નાયડુ, ખાન અબ્દુલ ગફારખાન, ચક્રવર્તી રાજગોપાલાચાર્ય, સિકંદર હયાતખાન અને જયપ્રકાશ નારાયણ સરખા આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનાર નરપુંગવોનાં ટૂંકાં છતાં તેમના મુખ્ય મુખ્ય જીવનપ્રસંગોને આવરી લેતાં જીવનચરિત્રો આપ્યાં છે.

આ પુસ્તકમાં અપાયલા ભિન્ન ભિન્ન દેશભક્તો જેઓ સાચે જ, આજે ભારતના નેતાઓ છે, તેમના આ વિવિધ જીવનપ્રસંગોમાંથી કંઇ ને કંઇ નવીન જાણવાનું મળી આવશે.

આ દરેક નેતાની લગભગ સળંગ સૂત્રાત્મક જીવનકથાઓ આપણે ત્યાં બહાર પડી છે, પરંતુ એ બધાયને એક જ પુસ્તકમા સંકલિત કરતું આ પુસ્તક આવકારદાયક છે.

મૂળ અંગ્રેજી પરથી ગુજરાતીમાં ઉતારવામાં આવ્યું હોવા છતાં અનુવાદ એટલો સરળ અને ભાવવાહી થયો છે કે, આ પુસ્તક અનુવાદ હશે એવો ભાગ્યે જ એને વાંચતાં ખ્યાલ આવે.

દેશનેતાઓના જીવનપ્રસંગોને લગતું આ પુસ્તક નાનાંમોટાં સૌ પુસ્તકાલયો પોતાને ત્યાં સત્વર વસાવી લે.

૨. ધરતીનું ધાવણ—(લોકસાહિત્ય–ખંડ બીજો) લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૭૦+૮, સચિત્ર કવર આચ્છાદન સહિત બોર્ડપટીનું પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૩–૮–૦. ૧૯૪૪.

લોકસાહિત્યની વાત આવે અને સહજે શ્રી. મેઘાણી નજર સામે આવી જાય. એવા એ લોકસાહિત્યના પ્રખર સંશોધકે એ દિશામાં આપણા સાહિત્યને સારો ફાળો આપ્યો છે. એ દરેક ફાલ સાથે તેમણે એ સાહિત્યને સરળરૂપે સમજાવતું વિવેચન પણ આપ્યું છે. એવાં આઠ વિવેચનો લેખકે આ પુસ્તકમાં સંગ્રહ્યાં છે. તેમાંના (૧) 'દિલાવર સંસ્કાર' એ સૌરાષ્ટ્રની રસધાર ભાગ ત્રીજાનો પ્રવેશક છે, (૨) 'પહાડની ગોદમાં' એ 'સોરઠી ગીતકથાઓ' નો પ્રવેશક છે, (૩) 'બહારવટીઆની મીમાંસા' એ 'સોરઠી બહારવટીઆ' ભાગ ત્રીજાનો પ્રવેશક છે, (૪) 'કંઠસ્થ વ્રતસાહિત્ય' એ 'કંકાવટી–ભા. ૧લા'નો, તેમજ 'બંગાળનું વ્રતસાહિત્ય' શ્રી. અવનીન્દ્રનાથ ઠાકુરના 'બાંગ્લાર વ્રત'માંથી, (૬) 'શાસ્ત્રવ્રતો અને લોકવ્રતો' એ 'કંકાવટી' ભાગ ૨જાનો પ્રવેશક હોઇને (૭) 'સર્વની રઢિયાળી રાત' 'રઢિયાળી રાત' ભા. ૪થાનો પ્રવેશક છે, જ્યારે 'રાસમીમાંસા' 'રાસકુંજ'નો પ્રવેશક છે.

આ રીતે શ્રી. મેઘાણી સંપાદિત લોકસાહિત્યને સ્ફુટ રીતે સમજાવતા આ પ્રવેશકો આપણા ભૂત ઇતિહાસને ઉકેલવામાં સારા ભોમિયારૂપ નીવડે તેવા છે.

આમાંનું કેટલુંક લોકસાહિત્ય તો ગામડે ગામડે કંઠસ્થ પણ હોય છે. એનો અસલ રસ માણવા માટે આ પુસ્તક ઉપયોગી નીવડે તેવું છે. પુસ્તકાલયો પોતાને ત્યાં વસાવે.

૩. **અજ્ઞાતા**—લેખકઃ શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રકાશકઃ આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૦૪+૪, સચિત્ર કવર આચ્છાદનસહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૧–૮–૦. ૧૯૪૪

વિખ્યાત ઑસ્ટ્રિયન લેખક સ્ટીફન ઝવીગે જર્મન ભાષામાં રચેલી એક લાંબી વાર્તાને આધારે લેખકે આ નવલકથાને આપણી પાત્રસૃષ્ટિમાં ઘટાવી તેની રચના કરી છે. આજ મૂળ પુસ્તકનું અન્ય રૂપાંતર શ્રી. કપિલા ઠાકોર નામનાં બહેને " એને ચરણે " શીર્ષકથી આ અગાઉ પ્રકટ કરેલું છે.

કથામાં આવતું કારુણ્ય અને ભાવોદ્રેક્તા વાચકની સહૃદયતા માગી લે તેવાં છે.

પુસ્તકને અંતે એના મૂળ સર્જકની સંક્ષિપ્ત જીવન નોંધ પણ એ લેખકની જીવનઝરમર જાણવામાં ઉપયોગી થઈ પડે તેમ છે.

૪. **ઈસરદાન**—લેખક : શ્રી. ગોકુલદાસ દ્રા. રાયચુરા, પ્રકાશક : સંદેશ પ્રકાશન મંદિર, સારંગપુર, અમદાવાદ. કદ, પૂઠું ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૨૫૦+૧૬, મૂલ્ય રૂા. ત્રણ, ૧૯૪૪.

સોરઠી ચારણકથાઓ શ્રી. રાયચુરાના મુખે સાંભળવી એ પણ એક લહાવો છે. એવા એ સોરઠી સાહિત્યના પરમ ઉપાસક શ્રી. રાયચુરાએ આ પુસ્તકમાં ચારણ કોમમાં થઇ ગયેલા અને એમનામાં અવતારલેખે પૂજાતા કવિ ઇસરદાનના ઐતિહાસિક જીવનકથાનકના વસ્તુ પર રચેલી આ નવલકથા છે. લેખકે, કથાનાયકના જીવનપ્રસંગોમાં આવતા ચમત્કારોને અહીં જતા કર્યા છે.

કથાનકની શરૂઆત આ ભક્તકવિની હિમાલય યાત્રાથી લઇને કરવામાં આવી છે. અને તે પછીના કથાપ્રવાહમાં કથાનાયકના ભિન્ન ભિન્ન જીવનપ્રસંગો આપ્યા છે. ભગવાનને હરિરસ ગ્રંથ અર્પણ કરવાને લગતો પ્રસંગ આકર્ષક છે. એની રચના કરવામાં કવિ કેવા એકતાન બની ગયા હતા, અને ખાવા–પીવાની પણ સાન ભૂલ્યા હતા, એ સાચે જ, સાચા કવિને માટે શક્ય જ કહી શકાય. અને આખરે એ ગ્રંથ શ્રી દ્વારકાધીશને અર્પણ થાય છે.

આખુંય પુસ્તક એકીબેઠકે પુરું વાંચી જવાને આકર્ષે તેવું છે. પુસ્તકાલયો જરૂર વસાવે.

૫. **સંદેશ ટેક્સ્ટાઇલ અંક**—સંપાદકઃ શ્રી. રતિલાલ સરખેજી, પ્રકાશકઃ ધી સંદેશ લિ. અમદાવાદ. મૂલ્ય રૂા. ચાર.

આપણા સાહિત્યના પ્રકાશનક્ષેત્રમાં સંદેશ કાર્યાલયે હજી જાણે ગઇ કાલે જ ઝુકાવ્યું છે તેટલા સમય દરમિયાનમાં તેના તરફથી વિવિધ સાહિત્યસામગ્રી જનતા સમક્ષ રજૂ કરવામાં આવી છે. એનાં પ્રકાશનો આજે ઘેરઘેર વંચાતાં થઇ ગયાં છે. એવું જ આ એક નવીન પ્રકાશન છે.

ગુજરાતમાં મિલઉદ્યોગ આગળપડતો છે અને તેની ઊંડી અટપટી વાતો સામાન્ય વર્ગ ભાગ્યે જ જાણતો હશે. એવા વર્ગને આ વિષયને લગતી આ અંક ખાસ માહિતી પૂરી પાડે છે. એ ઉદ્યોગનું સંચાલન કરી રહેલા ઉદ્યોગપતિઓ અને અર્થશાસ્ત્રીઓના લેખોથી અંક ભરપૂર બન્યો છે. તેમાં પણ અત્યારની કાપડ પરિસ્થિતિ અને તેની ગૂંચવણના ઉકેલો પણ કેટલાક

[ સામેના પૃષ્ઠને છેડે ]

# નવીન ફાલ

## સંદેશ પ્રકાશન મંદિરનાં પુસ્તકો

૧ કસરદાન—લેખકઃ શ્રી. ગોકુલદાસ દ્વા. રાયચુરા, મૂલ્ય રૂા. ૩–૦–૦
૨ મ્હારું ભવિષ્ય—( બે પુસ્તકોમાં ખંડ ૪ ) લેખકઃ શ્રી. જ્યોતિષી પંડ્યા, મૂલ્ય રૂા. ૮–૪–૦

## નવજીવન પ્રકાશન મંદિરનાં પુસ્તકો

૩ ગીતાધર્મ—લેખકઃ શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર, મૂલ્ય રૂા. એક
૪ લોકમાતા—લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૮–૦
૫ ઇન્દુને પત્રો—લેખકઃ શ્રી. પંડિત જવાહરલાલ નહેરુ; મૂલ્ય રૂા. સવા.
૬ વિશ્વશાંતિ—લેખકઃ શ્રી. ઉમાશંકર જોષી, મૂલ્ય ૦–૪–૦
૭ સર્વોદય—લેખકઃ શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી, મૂલ્ય ત્રણ આના.
૮ એક સત્ય વીરની કથાઃ—લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૨–૦
૯ Constructive Programme—લેખકઃ ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૬–૦
૧૦ કૌશિકાખ્યાન—લેખકઃ શ્રી. જુગતરામ દવે, મૂલ્ય ૦–૩–૦
૧૧ હિન્દુસ્તાની પાઠાવલી—પહલી કિતાબ. મૂલ્ય ૦–૭–૦

## પદ્મ પ્રકાશન લિ. મુંબઇનાં પ્રકાશનો

૧૨ આપણા નેતાઓ—મૂળ લેખકઃ શ્રી. યુસુફ મહેરઅલી, મૂલ્ય રૂા. એક.
૧૩ સુનંદા—લેખકઃ શ્રી. રમણ ન. વકીલ, મૂલ્ય રૂા. દોઢ
૧૪ કાદવનાં કંકુ—લેખક. શ્રી. બકુલેશ, મૂલ્ય રૂા. ત્રણ

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૫ બુદ્ધિધન બીરબલ—લેખક શ્રી. રામચંદ્ર ઠાકુર, પ્રકાશક—એન. એમ. ઠક્કરની કું. મુંબઇ. મૂલ્ય રૂા. ૬–૧૨–૦.
૧૬ આફ્રિકાની સફર—લેખકઃ સ્વ. ગિજુભાઇ, પ્રકાશકઃ ગુ. બાલવિકાસ સંસ્થા, શારદામંદિર, એલિસબ્રિજ, અમદાવાદ. મૂલ્ય ૦–૧૦–૦
૧૭ અજ્ઞાતા—લેખકઃ શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, પ્રકાશકઃ આદર્શ પુ. ભંડાર, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય રૂા. દોઢ
૧૮ ધરતીનું ધાવણ—ભા. ૨ જો, લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી, પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂ. ત્રણ

---

[ સામેના પૃષ્ઠનું ચાલુ ]

લેખકોએ બતાવ્યા છે. લેખકોમાં એજ વિષયના નિષ્ણાત ગણાતા મિલમાલિકો, એન્જીનિયરો, અને એના ધંધાદારીઓના લેખો ખાસ ધ્યાન ખેંચે છે.

અંકને સચિત્ર બનાવવામાં આવ્યો હોઇને એનો ઉઠાવ અને ગોઠવણી આકર્ષક થઇ છે. એ માટે સંપાદકને ધન્યવાદ. પુસ્તકાલયો એ અંક મેળવવા પ્રયત્ન કરે.

# પુસ્તકાલય નોંધ

## વ. રા. પુ. મંડળ

**જાગતાં જૂથ મંડળોઃ**—જે જૂથ મંડળો તરફથી વાર્ષિક સભા ભરાયાના સમાચાર રા. પુ. મંડળ તરફ આવ્યા છે, તે નીચે પ્રમાણે—

(૧) સોખડારાઘુ તા. પાદરા; (૨) નવસારી; (૩) વાલમ; (૪) વણેસાપીસાદ.

જેમણે સભા ભરી હોય ને અહેવાલ રવાના ન કર્યા હોય તેમને તરત જ તેમ કરી દેવાની, તથા વરસાદ અગર બીજા કોઈ પણ કારણસર જૂથ મંડળની સભા ઠરેલી તારીખે ન ભરી શકાઇ હોય તેમણે વહેલામાં વહેલી તકે સભા ભરી દઇને અહેવાલ મોકલી આપવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. મજકુર સભામાં કરવા જોગાં કામો માટે જુઓ જુલાઈ અંકમાંની નં. ૪ ની જાહેરાત.

**મહાલ પુ. મંડળની સભાઓ**—ગતાંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૫ માં સૂચવ્યા પ્રમાણે તા. ૨૦–૮–૪૪ ના રોજ મહાલમંડળની વાર્ષિક સભાઓ ભરી દઇને તેના અહેવાલ-હિસાબ પ્રાંત પુસ્તકાલય તેમ જ રાજ્ય પુ. મંડળો તરફ મોકલી આપવા બાબત મહાલ પુ. મંડળોના મંત્રી ભાઇઓનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

**પ્રાંત મંડળની વાર્ષિક સભાઓ**—સાલાનુબાદ ચાલુ વર્ષની પ્રાંત પુ. મંડળોની વાર્ષિક સભાઓમાં પણ રાજ્ય પુ. મંડળ તરફના એક પ્રતિનિધિ તેમ જ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ હાજર રહેવાનો ઇરાદો રાખતા હોવાથી જુદા જુદા પ્રાંતોની વાર્ષિક સભાઓ માટે નીચે પ્રમાણેની તારીખો નક્કી કરી પ્રાંત મંડળોને જણાવવામાં આવ્યું છે—

**(૧) નવસારી પ્રાંત માટે તા. ૩–૯–૪૪, (૨) મહેસાણા પ્રાંત માટે તા. ૧૦–૯–૪૪, (૩) અમરેલી પ્રાંત માટે તા. ૧૭–૯–૪૪, (૪) વડોદરા પ્રાંત માટે તા. ૨૪–૯–૪૪.**

આ સંબંધમાં જરૂરી પત્રિપત્ર જે તે પ્રાંત મંડળ તરફથી લાગતાવળગતા સર્વ કોઇને મળશે. એ મળ્યેથી ઠરેલી તારીખ ધ્યાનમા રાખી પ્રાંત મંડળોના સભાસદો પોતપોતાની પ્રાંત સભામાં ઉલટભેર હાજર રહે એ ખાસ ઇચ્છવાજોગ.

કમાણા ( તા. વિસનગર ) મુકામે ભરાયલી, વિસનગર મહાલ ૭મી પુસ્તકાલય પરિષદે, સ્ત્રી ઉપયોગી પુસ્તકોનું વાચન સ્ત્રીઓમાં ખૂબ વધે એ હેતુથી ઠરાવ નં. ૫ જે કર્યો છે તે ઠરાવને સક્રીય બનાવી શકાય તે માટે, વિસનગર મહાલનું સ્વતંત્ર કન્યાશાળા-વાળા જે ગામનું પુસ્તકાલય પોતાના બજેટ માટે જોઇતી લોકમદદ ઉપરાંત વિશેષ રૂ. ૬)ની લોકમદદ ઊભી કરશે તે ગામને વાલમના શેઠ મૂળચંદભાઇ તરફથી રૂ. ૧૧)ની મદદ ઉમેરાઇ કુલ રૂ. ૧૭) ઉપર તેટલી જ સરકાર–પંચાયતની મદદ મેળવી રૂ. ૫૧)ની 'સ્ત્રીઉપયોગી સાહિત્યની પેટી તે ગામના પુસ્તકાલયની મારફત કન્યાશાળાને આપવા, વિસનગર મહાલ પુ. મંડળ તરફથી યોજના થઇ છે. તો આ યોજનાનો લાભ લેવાની ઇચ્છા રાખનારે રૂ. ૬) ભેગા કરી, ' મંત્રી વિસનગર મહાલ પુ. મંડળ, મુ. વાલમ 'ને લખી જણાવી રૂ. ૧૧)ની મદદની માગણી કરવી.

## સૂચના નં. ૧ સને ૧૯૪૪-૪૫

## વિષય

**લોકોપકારક મંડળ વિષે નિબંધ પ્રમાણે પુસ્તકાલયોને નોંધાવવા સારૂ અરજી કરતી વખતે સામીલનની યાદી જોડવાની તેનો નમુનો પ્રસિદ્ધ કર્યા બાબત**

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોના નિયમો મંજુર થવા પુસ્તકાલય ખાતા તરફ આવે છે તે મંજુર કરી લોકોપકારક મંડળ વિષે નિબંધ પ્રમાણે નોંધાવવા સારૂ નિયમો મે. રા. રા. કંપની નોંધણી અધિકારી સાહેબ તરફ મોકલવા જે તે પુસ્તકાલયને જણાવવામાં આવે છે. આ વિધિ કેવી રીતે કરવો તેની માહિતી માટે અરજીનો નમુનો સાર્વજનિક પુસ્તકાલય-પ્રવૃત્તિના એકીકરણના પાન ૬૧-૬૨ ઉપર છાપેલો છે તે પ્રમાણે પુસ્તકાલયો તરફથી અરજી કરવામાં આવે છે. આ અરજીના નમુનામાં ભૂલ હોવાથી નિયમો લોકોપકારક મંડળમાં નોંધાવવા મોકલતી વખતે મોકલવાની સામીલનની યાદીનો નમુનો મે. રા. રા. કંપની નોંધણી અધિકારી સાહેબના લખાણ નં. ૩૪૯૮/૧ તા. ૨૮-૬-૪૪થી આવેલો આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે. તો હવેથી તે પ્રમાણે સામીલનની યાદી તૈયાર કરી જે તે પુસ્તકાલયના નિયમો નોંધાવવા પુસ્તકાલયોના વ્યવસ્થાપકોએ તજવીજ કરવા સૂચવવામાં આવે છે.

### સામીલનની યાદી

૧ મંડળનું નામ તથા ઠેકાણું...

૨ સદરહુ મંડળનો ઉદ્દેશ નીચે પ્રમાણે છે...( ઉદ્દેશ સ્પષ્ટ લખવો ).

૩ સદરહુ મંડળના વ્યવસ્થાપકો હાલ નીચે પ્રમાણે છે...

| નામ | હોદ્દો | ધંધો | ઠેકાણું પૂરૂં. |
|---|---|---|---|

અમોએ સદર મંડળ સ્થાપન કર્યું છે અને તેમાં જોડાવા સંમત છીએ. અને તે માટે આ નીચે અમારી સહીઓ કરી છે. તા. માહે સને ૧૯૪

સાક્ષી (સાક્ષી કરનાર સહીઓ કરનાર પૈકીનો ન હોવો જોઇએ.)

ઉપર પ્રમાણે સામીલનની યાદી જોડવા જેણે તેણે હવેથી તજવીજ કરવી.

વડોદરા,
તા. ૧-૮-૪૪ } પુ. ત્રી. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## જાહેરાત અંક ૧

### વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો અને વાચનાલયોની

| અનુક્રમ નંબર | મહાલનું નામ | મહાલવાર ગામો | શાળાવાળાં ગામ | પુસ્તકાલયો સંબંધી વિગત | | | | | મદદ લેનાર-ની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | કસ્બા પુસ્તકાલય | કસ્બા વાંચ. તથા મહિલા અને બાલ પુ. | ગ્રામ પુસ્તકાલય | ગ્રામ વાચનાલય | જ | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | **વડોદરા પ્રાંત** | | | | | | | | |
| ૧ | પેટલાદ | ૭૩ | ૭૨ | ૮ | ૦+૪+૩ | ૬૪ | ૦ | ૭૯ | ૭૧ |
| ૨ | ભાદરણ | ૩૧ | ૨૭ | ૧ | ૦+૧+૧ | ૨૭ | ૦ | ૩૦ | ૨૯ |
| ૩ | વડોદરા | ૧૧૯ | ૯૮ | ૩ | ૪+૦+૦ | ૭૫ | ૦ | ૮૨ | ૭૪ |
| ૪ | પાદરા | ૮૨ | ૭૨ | ૨ | ૦+૦+૦ | ૭૧ | ૧ | ૭૪ | ૫૯ |
| ૫ | કરજણ | ૯૮ | ૭૮ | ૧ | ૦+૦+૦ | ૮૦ | ૧ | ૮૨ | ૬૩ |
| ૬ | ડભોઇ | ૯૭ | ૪૮ | ૨ | ૦+૧+૧ | ૪૯ | ૩ | ૫૬ | ૪૫ |
| ૭ | શીનોર | ૪૫ | ૩૯ | ૧ | ૦+૧+૦ | ૪૨ | ૦ | ૪૪ | ૪૧ |
| ૮ | સાવલી | ૭૨ | ૩૪ | ૧ | ૦+૦+૧ | ૩૭ | ૦ | ૩૯ | ૩૫ |
| ૯ | વાઘોડીઆ | ૭૧ | ૨૮ | ૧ | ૦+૦+૦ | ૨૬ | ૩ | ૩૦ | ૨૫ |
| ૧૦ | સંખેડા | ૧૩૦ | ૪૯ | ૨ | ૦ | ૪૮ | ૧ | ૫૧ | ૪૯ |
| ૧૧ | તિલકવાડા | ૩૪ | ૮ | ૧ | ૦ | ૬ | ૦ | ૭ | ૫ |
| | કુલ | ૮૫૨ | ૫૩૩ | ૨૮ | ૪+૬+૬ | ૫૨૫ | ૯ | ૫૭૪ | ૪૮૬ |
| | **મહેસાણા પ્રાંત** | | | | | | | | |
| ૧૨ | દહેગામ | ૯૬ | ૪૧ | ૧ | ૦ | ૩૪ | ૧ | ૩૬ | ૩૦ |
| ૧૩ | આતરસુંબા | ૪૦ | ૧૮ | ૧ | ૦ | ૧૫ | ૧ | ૧૭ | ૧૭ |
| ૧૪ | કડી | ૧૨૧ | ૫૪ | ૧ | ૦ | ૫૪ | ૦ | ૫૫ | ૪૮ |
| ૧૫ | કલોલ | ૯૧ | ૫૧ | ૪ | ૦+૧+૦ | ૪૪ | ૧ | ૫૦ | ૪૭ |
| ૧૬ | વિજાપુર | ૮૭ | ૬૪ | ૭ | ૦+૧+૦ | ૫૯ | ૧ | ૬૮ | ૬૩ |
| ૧૭ | વિસનગર | ૫૬ | ૪૦ | ૨ | ૦+૨+૦ | ૩૯ | ૨ | ૪૫ | ૪૨ |
| ૧૮ | મહેસાણા | ૮૪ | ૫૭ | ૨ | ૦+૦+૦ | ૫૪ | ૧ | ૫૭ | ૪૮ |
| ૧૯ | સિદ્ધપુર | ૮૧ | ૪૪ | ૨ | ૦+૨+૧ | ૪૩ | ૦ | ૪૮ | ૩૯ |
| ૨૦ | ખેરાળુ | ૯૧ | ૪૪ | ૪ | ૦+૧+૧ | ૩૬ | ૦ | ૪૨ | ૩૭ |
| ૨૧ | પાટણ | ૧૪૦ | ૪૩ | ૨ | ૧+૧+૧ | ૪૦ | ૦ | ૪૫ | ૩૭ |
| ૨૨ | ચાણસ્મા | ૧૧૩ | ૫૪ | ૨ | ૦ | ૫૪ | ૦ | ૫૬ | ૫૪ |
| ૨૩ | હારીજ | ૩૮ | ૭ | ૧ | ૦ | ૬ | ૦ | ૭ | ૭ |
| | કુલ | ૧૦૩૮ | ૫૧૭ | ૨૯ | ૧+૮+૩ | ૪૭૮ | ૭ | ૫૨૬ | ૪૬૯ |

## સને ૧૯૪૪-૪૫

### મહાલવાર સંખ્યા અને તેમને અપાયેલી મદદ

| સરકાર મદદની વિગત | | પંચાયત મદદની વિગત | | શેરા |
|---|---|---|---|---|
| કસ્બા પુ. ને કસ્બા વાં. ને તથા મહિલા તથા બાલ પુ. ને | ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોને | કસ્બા પુ. ને તથા કસ્બા વાં. મહિલા તથા બાલ પુ. ને | ગ્રામ પુસ્તકાલયોને તથા વાચનાલયોને | |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| ૧૨૧૫-૦-૦ | ૧૪૦૧-૮-૦ | ૧૫૬૫-૦-૦ | ૧૪૦૧-૮-૦ | |
| ૩૨૫-૦-૦ | ૯૫૪-૮-૦ | ૩૫૦-૦-૦ | ૯૫૪-૮-૦ | |
| ૯૬૫-૦-૦ | ૧૬૧૪-૮-૦ | ૪૬૫-૦-૦ | ૧૬૧૪-૮-૦ | |
| ૧૯૦-૦-૦ | ૧૨૮૨-૮-૦ | ૨૦૦-૮-૦ | ૧૨૮૨-૮-૦ | |
| ૧૦૦-૦-૦ | ૧૫૧૨-૮-૦ | ૧૬૫-૦-૦ | ૧૫૧૨-૮-૦ | |
| ૨૦૦-૦-૦ | ૭૪૯-૦-૦ | ૨૦૦-૦-૦ | ૭૪૯-૦-૦ | |
| ૧૭૦-૦-૦ | ૧૦૧૪-૮-૦ | ૨૩૦-૦-૦ | ૧૦૧૪-૮-૦ | |
| ૧૩૦-૦-૦ | ૭૮૦-૦-૦ | ૧૩૦-૦-૦ | ૭૮૦-૦-૦ | |
| ૧૦૦-૦-૦ | ૪૭૩-૦-૦ | ૧૬૦-૦-૦ | ૪૭૩-૦-૦ | |
| ૨૦૦-૦-૦ | ૮૬૧-૮-૦ | ૧૯૬-૦-૦ | ૮૬૧-૮-૦ | |
| ૯૫-૦-૦ | ૧૪૩-૦-૦ | ૧૦૦-૦-૦ | ૧૪૩-૦-૦ | |
| ૩૬૯૦-૦-૦ | ૧૦૭૮૬-૮-૦ | ૩૭૬૧-૮-૦ | ૧૦૭૮૬-૮-૦ | |
| ૧૦૦-૦-૦ | ૫૯૬-૦-૦ | ૧૫૦-૦-૦ | ૫૯૬-૦-૦ | |
| ૧૦૦-૦-૦ | ૨૬૫-૦-૦ | ૧૦૦-૦-૦ | ૨૬૫-૦-૦ | |
| ૧૦૦-૦-૦ | ૮૪૪-૮-૦ | ૧૫૦-૦-૦ | ૮૪૪-૮-૦ | |
| ૩૧૫-૦-૦ | ૯૫૫-૦-૦ | ૩૧૫-૦-૦ | ૯૫૫-૦-૦ | |
| ૭૪૫-૦-૦ | ૧૩૧૦-૮-૦ | ૯૦૦-૦-૦ | ૧૩૧૦-૮-૦ | |
| ૪૫૦-૦-૦ | ૭૧૩-૮-૦ | ૫૭૦-૮-૦ | ૭૧૩-૮-૦ | |
| ૩૭૫-૦-૦ | ૧૦૭૨-૦-૦ | ૫૦૦-૦-૦ | ૧૦૭૨-૦-૦ | |
| ૪૫૦-૦-૦ | ૭૯૭-૦-૦ | ૫૪૦-૦-૦ | ૭૯૭-૦-૦ | |
| ૬૧૦-૦-૦ | ૪૦૨-૮-૦ | ૭૮૦-૦-૦ | ૪૦૨-૮-૦ | |
| ૩૩૦-૦-૦ | ૭૪૫-૦-૦ | ૨૦૦-૦-૦ | ૭૪૫-૦-૦ | |
| ૨૨૫-૦-૦ | ૯૨૦-૮-૦ | ૧૫૦-૦-૦ | ૯૨૦-૮-૦ | |
| ૩૭-૦-૦ | ૫૩-૦-૦ | ૩૭-૦-૦ | ૫૩-૦-૦ | |
| ૩૮૩૭-૦-૦ | ૮૬૭૪-૮-૦ | ૪૩૯૨-૮-૦ | ૮૬૭૪-૮-૦ | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | **નવસારી પ્રાંત** | | | | | | | | |
| ૨૪ | નવસારી | ૬૧ | ૪૩ | ૧ | ૧+૧+૧ | ૪૪ | ૨ | ૫૦ | ૪૫ |
| ૨૫ | ગણુદેવી | ૩૦ | ૨૩ | ૨ | ૦+૧+૦ | ૨૪ | ૦ | ૨૭ | ૨૧ |
| ૨૬ | પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૦ | ૩૦ | ૧ | ૩૨ | ૨૮ |
| ૨૭ | કામરેજ | ૭૨ | ૪૨ | ૨ | ૦ | ૪૨ | ૧ | ૪૫ | ૩૯ |
| ૨૮ | મહુવા | ૬૯ | ૪૦ | ૧ | ૦ | ૨૮ | ૨ | ૩૧ | ૨૫ |
| ૨૯ | માંગરોળ | ૧૩૨ | ૨૦ | ૧ | ૦ | ૨૨ | ૦ | ૨૩ | ૧૬ |
| ૩૦ | સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૦ | ૨ | ૦ | ૩ | ૨ |
| ૩૧ | વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૦+૧+૦ | ૨૨ | ૧ | ૨૫ | ૧૯ |
| | કુલ | ૭૮૯ | ૨૪૧ | ૧૦ | ૧+૩+૧ | ૨૧૪ | ૭ | ૨૩૬ | ૧૯૫ |
| | **અમરેલી પ્રાંત** | | | | | | | | |
| ૩૨ | અમરેલી | ૫૯ | ૪૯ | ૧ | ૦+૧+૧ | ૪૨ | ૫ | ૫૦ | ૫૦ |
| ૩૩ | દામનગર | ૨૬ | ૨૦ | ૧ | ૦ | ૧૯ | ૦ | ૨૦ | ૨૦ |
| ૩૪ | ધારી | ૫૭ | ૨૨ | ૨ | ૦+૦+૧ | ૨૦ | ૦ | ૨૩ | ૨૧ |
| ૩૫ | ખાંભા | ૩૧ | ૮ | ૦ | ૦ | ૮ | ૦ | ૮ | ૭ |
| ૩૬ | કોડીનાર | ૬૪ | ૨૫ | ૧ | ૦ | ૨૪ | ૦ | ૨૫ | ૨૨ |
| ૩૭ | રતનપુર | ૮ | ૬ | ૦ | ૦ | ૭ | ૦ | ૭ | ૬ |
| ૩૮ | ભીમકટ્ટા | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૩૯ | ઓખામંડળ | ૪૪ | ૧૨ | ૨ | ૧+૨+૧ | ૧૦ | ૦ | ૧૫ | ૧૨ |
| | કુલ | ૨૯૦ | ૧૪૩ | ૭ | ૦+૦+૩ | ૧૩૧ | ૫ | ૧૪૯ | ૧૩૯ |
| | કુલ એકંદર | ૨૯૬૯ | ૧૪૩૪ | ૬૯ | ૬+૨૧+૨૩ | ૧૩૪૮ | ૨૮ | ૧૪૮૫ | ૧૨૮૯ |

(૧) સરકાર મદદની વિશેષ હકીકત

અ ચાલુ સાલે ઉઘાડેલાં નવીન ૨૦ પુસ્તકાલયોને પુસ્તકો ખાતે મદદ આપવામાં આવી તે — ૧૪૯૯–૧૩–૦

આ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને નિભાવ માટે સરકાર મદદના — ૧૨૦૦– ૦–૦

(૨) કુલ એકંદર સરકાર મદદ મકાનમદદ સાથે — ૪૨૪૯૨– ૫–૦

(૩) કુલ એકંદર પંચાયત મદદ મકાનમદદ સાથે — ૩૮૫૨૫– ૦–૦

| | | | |
|---|---|---|---|
| ૩૭૫–૦–૦ | ૧૦૯૦–૮–૦ | ૦–૦–૦ | ૧૦૩૫–૮–૦ |
| ૪૦૦–૦–૦ | ૪૯૪–૮–૦ | ૦–૦–૦ | ૪૯૪–૮–૦ |
| ૧૦૦–૦–૦ | ૮૩૧–૮–૦ | ૨૭૫–૦–૦ | ૭૬૫–૮–૦ |
| ૧૭૦–૦–૦ | ૧૧૫૯–૮–૦ | ૭૦–૦–૦ | ૧૦૫૮–૮–૦ |
| ૧૫૦–૦–૦ | ૫૩૩–૦–૦ | ૧૫૦–૦–૦ | ૫૩૩–૦–૦ |
| ૧૦૦–૦–૦ | ૫૭૪–૮–૦ | ૧૦૦–૦–૦ | ૫૨૪–૮–૦ |
| ૭૦–૦–૦ | ૫–૮–૦ | ૦–૦–૦ | ૫–૮–૦ |
| ૧૦૦–૦–૦ | ૩૩૮–૦–૦ | ૦–૦–૦ | ૨૯૮–૦–૦ |
| ૧૪૬૫–૦–૦ | ૫૦૨૭–૦–૦ | ૫૯૫–૦–૦ | ૪૭૧૫–૦–૦ |
| ૪૦૦–૦–૦ | ૬૭૯–૦–૦ | ૪૦૦–૦–૦ | ૫૫૯–૦–૦ |
| ૧૦૦–૦–૦ | ૨૪૩–૮–૦ | ૫૦–૦–૦ | ૨૪૩–૮–૦ |
| ૩૧૦–૦–૦ | ૨૨૧–૦–૦ | ૨૭૨–૮–૦ | ૧૮૮–૮–૦ |
| ૦–૦–૦ | ૧૩૭–૮–૦ | ૦–૦–૦ | ૧૩૦–૮–૦ |
| ૧૦૦–૦–૦ | ૩૩૦–૦–૦ | ૫૦–૦–૦ | ૨૭૯–૦–૦ |
| ૦–૦–૦ | ૧૦૨–૦–૦ | ૦–૦–૦ | ૧૦૨–૦–૦ |
| ૦–૦–૦ | ૩૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ |
| ૪૮૧–૦–૦ | ૧૭૮–૮–૦ | ૫૨–૦–૦ | ૭૩–૦–૦ |
| ૧૩૯૧–૦–૦ | ૧૯૨૧–૮–૦ | ૮૨૪–૮–૦ | ૧૫૭૫–૮–૦ |
| ૧૦૩૮૩–૦–૦ | ૨૬૪૦૯–૮–૦ | ૯૫૭૩–૮–૦ | ૨૫૭૫૧–૮–૦ |

(૪) લોકમદદની વિગત

અ કસ્બા પુસ્તકાલયોના નિભાવ માટે અંદાજમાં બતાવેલ રકમ. રૂ. ૨૬૭૫૨–૦–૦

આ શાળા પુસ્તકાલયો, મહિલા પુસ્તકાલયો, બાળ પુસ્તકાલયો તથા વાચનાલયો માટેની રૂ. ૩૦૩૨૪–૮–૦

ઇ ગ્રામ પુસ્તકાલયોનાં મકાનો માટે લોકમદદ રૂ. ૧૪૨૦૪–૦–૦

ઈ નવીન ૨૦ પુસ્તકાલયોએ સરકારમદદનાં પુસ્તકો મેળવવા માટે ઊભી કરેલી લોકમદદ રૂ. ૫૦૦–૦–૦

રૂ. ૭૧૭૭૯–૮–૦

(૫) પેટીવાચનાલયોની સંખ્યા ૫૧

(૬) સ્વતંત્ર મકાનવાળાં પુસ્તકાલયોની સંખ્યા ૧૮૨

વડોદરા,
તા. ૭–૮–૪૪

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક,

અનુક્રમ



### ક્ષમાપના

તંત્રીની નાદુરસ્ત તબિયત દરમિયાન આ અંક તૈયાર થયો હોઇ વાચનવિભાગ કે જા. ખ. વિભાગમાં કોઇ ત્રુટિ–ક્ષતિ રહી જવા પામી હશે. સૌ કોઇને એવે સ્થળે એ સુધારી વાંચવા વિનંતિ છે.—તંત્રી.

આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસમાં' અંબાલાલ વિ ઠક્કરે પુસ્તકાલય સ સ મંડળ લિ ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું તા ૧૫-૮-૪૪

# પુસ્તકાલય

પુસ્તકાલય સ. સ. મંડળ
લિ. ના સ્થાપક

સ્વર્ગસ્થ
શ્રી. મોતીભાઈ ન અમીન

જેમનો યત્કિંચિત્ ઋણભાર
હળવો કરવા મંડળ
ભાગ્યશાળી થયું છે


: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂા. ૪-૮-૦ | પરદેશ રૂા. ૫-૦-૦ | છૂટક નકલ રૂા. ૦-૬-૦

વ્યવસ્થાપક
ચતુરભાઈ નારણભાઈ અમીન (બી. કોમ)
મંત્રી પુ. સ. સ. મંડળ લિ

તંત્રી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

સમસ્તગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એક જ મુખપત્ર




પુસ્તક ૧૯ મું ઑક્ટોબર-૧૯૪૪ અંક ૧૦ મો

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

★એક બાજુ ગાંધીજી તથા તેમના સાથી કેદીઓ અને બીજી બાજુ વાઇસરૉય તથા બીજા સભ્યો વચ્ચે જે પત્રવ્યવહાર ચાલ્યો છે તે બહુ જ થોડા સમયમાં પુસ્તકરૂપે પ્રકટ થશે.

સરકારી પ્રકાશનમાંથી કાઢી નાખેલા સંખ્યાબંધ પત્રો આમાં પ્રકટ થશે. હિંદની મુખ્ય મુખ્ય ભાષાઓમાં તેનું ભાષાંતર કરવાની ગોઠવણો ચાલુ છે. આ પુસ્તકની ખાસ પ્રસ્તાવના ગાંધીજી લખશે. એનું પ્રકાશન એક નવી પ્રકાશનસંસ્થા-ઔંધ સ્ટેટનું ઔંધ પબ્લિશિંગ ટ્રસ્ટ કરશે. પરંતુ તેનું વેચાણ તો સુપ્રસિદ્ધ પદ્મ પબ્લિકેશન્સ કરશે.

★વરાડ સાહિત્ય સંમેલનને શ્રી. વૈજનાથજી દાલમિયાએ પોતાના પિતાના સ્મરણાર્થે શ્રી. ઉમરાવસિંહ ગ્રંથશ્રેણિ પ્રગટ કરવા એકહજાર રૂપિયાનું દાન કર્યું છે.

★સ્વ. કોમારાજુ લક્ષ્મણરાવે ' આંધ્રવિજ્ઞાન સર્વસ્વમ્ ' ( આંધ્ર જ્ઞાનચક્ર ) રચવાની શરૂઆત કરેલ, પરંતુ તેના અકાળ મૃત્યુથી તે પૂરું કરી શકેલ નહિ. 'આંધ્ર પત્રિકા'ના સ્થાપક સ્વ. શ્રી. નાગેશ્વર રાવ પંતુલુએ તે કાર્ય ઉપાડ્યું અને તેના બે ભાગ પ્રકટ કર્યા હતા. શ્રી. નાગેશ્વર રાવના મૃત્યુ પછી તે કાર્ય ' આંધ્ર પત્રિકા 'ના અત્યારના તંત્રી તથા નાગેશ્વર રાવના જમાઈ શ્રી. એસ. શંભુપ્રસાદે માથે લીધું છે. ગ્રંથનો ત્રીજો ભાગ સત્વર પ્રસિદ્ધ થવાની તૈયારીમાં છે.

★૧૯૪૩ ના ઑક્ટોબર પછી અંગ્રેજી કવિએ લખેલ ૨૦૦ થી ઓછી પંક્તિ નહિ તેવા શ્રેષ્ઠ કાવ્ય માટે બ્રાઝિલના કવિ તથા નવલિકાકાર સેનોર પેરકીલ કાર્લો મેગ્નોએ ૫૦ પૌંડનું ઇનામ જાહેર કર્યું છે.

★ચોથી જુને કલકત્તાના મુસ્લીમ ઇન્સ્ટિટ્યુટે ઉજવેલ બંગાળના સૈનિક કવિ કાઝી નઝરૂલ ઇસ્લામના જન્મદિવસ મહોત્સવ પ્રસંગે તેના કાર્યને ભવ્ય અંજલિ અર્પવામાં આવી હતી. સર એ. એફ. રહેમાને આધુનિક બંગાળના સાહિત્યમાં તેણે આપેલ અપ્રતિમ ફાળાનો ઉલ્લેખ કર્યો હતો. આખા બંગાળામાં ૯ મી જુન ' નઝરૂલ ઇસ્લામ દિન ' તરીકે પાળવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

★મધ્યપ્રાંત હિંદી સાહિત્ય પરિષદની દશમી બેઠક તા. ૨૭ મે થી તા. ૩૧ મે સુધી ડૉ.

બલદેવપ્રસાદ મિશ્રના પ્રમુખપણા હેઠળ ભરવામાં આવી હતી. પ્રાચીન તથા અર્વાચીન હિંદી લેખકો અને કવિઓના નામની અગિયાર કમાનો શહેરમાં ઊભી કરવામાં આવી હતી. દરરોજ લગભગ દશહજાર માણસો સમારંભમાં ભાગ લેતા હતા.

પ્રમુખ તરીકેના ભાષણમાં ડૉ. મિશ્રે પોતાના પ્રાંતનાં પ્રકાશનો તથા વેચાણની અગત્ય પર ભાર મૂકયો હતો. તેણે જણાવ્યું કે પ્રકાશકો, તંત્રીઓ, રેડિયો સ્ટેશનો અને સિનેમા કંપનીના ડિરેક્ટરોની યોગ્ય સહાય તથા પ્રોત્સાહન વડે આ પ્રાંત પ્રગતિમાં બીજા પ્રાંતો સાથે ઊભો રહેશે. કુલ તેર ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. તેમાં વરાડ સાહિત્ય પરિષદના જોડાણનો, રૂ. ૨૫,૦૦૦) નું ફંડ ભેગું કરવાનો તથા એક માસિક પ્રગટ કરવાના ઠરાવો મુખ્ય હતા.

સાગરના પંડિત એ. એમ. મિશ્રે એક ગ્રંથમાળા પ્રગટ કરવા માટે રૂા. ૧૦૦૧) ની રકમ ભેટ કરી છે. જબલપુરના પ્રખ્યાત હિંદી વૈયાકરણી પંડિત કે. પી. ગુરુના માનમાં તૈયાર કરવામાં આવેલ ' ગુરુ અભિનંદન ગ્રંથ ' પણ તે વખતે પ્રગટ કરવામાં આવ્યો હતો. પરિષદની ઉદ્ઘાટનની રાત્રે શ્રી. જે. પી. જ્યોતિષીનું નાટક ' દેવપ્રિય અશોક ' ભજવવામાં આવ્યું હતું. નાગપુરના હિંદી સાપ્તાહિક ' આલોક ' આ પ્રસંગ પર ખાસ અંક પ્રગટ કર્યો હતો. પરિષદની આવતી બેઠક નાગપુર ખાતે મળશે.

★કાનડાના સુપ્રસિદ્ધ કવિ પ્રો. ડી. આર. બેન્દ્રેના મિત્રો તથા પ્રશંસકોએ તેમના પચાસમા જન્મદિવસે તેમનો મહોત્સવ ઉજવવાનું નક્કી કર્યું છે. જે કવિએ જનતા તથા રાષ્ટ્રની પા સદી કરતાં વધારે સેવા બજાવી છે તેને અનુરૂપ ભેટ આપવાની વિચારણા ચાલી રહી છે.

★સાપ્તાહિક ' નિર્ભીડ 'ના તંત્રી શ્રી. અનંત હરિ ઉર્ફે અનંતરાવ ગદ્રે મરાઠી સાહિત્ય તથા કળામાં જાણીતી વ્યક્તિ છે. સ્વ. એ. બી. કોલ્હાટકરના તે ચુસ્ત અનુયાયી હોઇ તેમણે અત્યંત પરિશ્રમપૂર્વક પોતાના ગુરુનાં લખાણોના ત્રણ ગ્રંથો પ્રગટ કર્યા છે. શ્રી. ગદ્રેએ પણ પુષ્કળ લખ્યું છે અને તેમનાં લખાણોમાં નાટિકા, નિબંધો તથા બીજાં લખાણોનો સમાવેશ થાય છે. શ્રી. ગદ્રે વકતા પણ છે. પરંતુ તેમની વધારે ખ્યાતિ તો ફિલ્મ જાહેરાતના અગ્રેસર તરીકે છે.

★ઉડિયા સાહિત્ય પરિષદની તા ૧૨ જુને મળેલી બેઠકમાં આયગઢના રાજા સાહેબે પરિષદ મારફત પ્રગટ થતા શ્રેષ્ઠ ઉડિયા પુસ્તક માટે રૂ. ૨૦૦) ના પારિતોષિકની જાહેરાત કરી હતી. રાજ્યના એક ઉદારચિત્ત ગૃહસ્થ રાયસાહેબ સાહુએ પણ પરિષદને રૂા. ૫૦) નું દાન આપ્યું હતું.

★દક્ષિણ હૈદ્રાબાદમાં તા. ૨૧–૨૨–૨૩ જુલાઇના દિવસોમાં મળેલ અખિલ હિંદ ઉર્દૂ પરિષદની સાત બેઠકો થવાની હતી અને દરેકમાં નીચેના પ્રશ્નોની ચર્ચા થવાની હતીઃ (૧) ઉર્દૂ ભાષાને લોકપ્રિય કરવા તથા ખીલવવાના માર્ગો, (૨) ઉર્દૂ સાહિત્યનો ઇતિહાસ, (૩) ઉર્દૂ પત્રકારિત્વ, (૪) પ્રગતિશીલ સાહિત્ય, (૫) ઉર્દૂમાં પારિભાષિક શબ્દો, (૬) ઉર્દૂ લિપિ તથા ટાઇપ રાઇટિંગ અને (૭) લેખકો તથા પ્રકાશકોનો પ્રશ્ન.

★પટણાનું ત્રેપન વર્ષ જૂનું પુસ્તકાલય એક અજોડ સંસ્થા છે. તેમાં ૮૦૦૦ થી વધારે હસ્તલિખિત પ્રતો છે. તેમાંની ઘણી તો પ્રાચીન તુર્કી, અરેબિક તથા પરશિયન ભાષામાં છે.

આ તથા પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય ભાષાઓમાં છાપેલાં પુસ્તકોની મોટી સંખ્યાને લઇને એ એશિયાનું એક મહાન પુસ્તકાલય ગણાય છે. આ પુસ્તકાલય માટે હસ્તપ્રતોનો સંગ્રહ ખુદાબક્ષના વડવાઓએ કર્યો હતો અને ખુદાબક્ષે પણ પુસ્તકાલય માટે વિરલ હસ્તપ્રતો મેળવવા માટે આખા હિંદ, ઈરાન, સિરિયા, અરેબિયા, ઇજીપ્ત અને સ્પેનમાં શોધખોળ ચલાવી પોતાના જીવનની કમાણી ખર્ચી નાખવામાં પાછું વાળી જોયું નહોતું.

★આંતરરાષ્ટ્રીય પરિચયના વિકાસની યોજનામાં જુદી જુદી ભાષાઓમાં પુસ્તકોનું ભાષાંતર અગત્યનું સ્થાન ધરાવે છે. કો-ઓર્ડીનેટર તથા વિદ્વાન મંડળની અમેરિકન કાઉન્સિલની ઑફિસના સહકાર વડે, બસો અમેરિકન પુસ્તકોના દક્ષિણ અમેરિકાની ભાષા–સ્પેનિશ તથા પોર્તુગીઝમાં ભાષાંતર કરવામાં આવ્યાં છે. આ ભાષાંતરોમાં 'વ્હિટમેન'ના 'સોંગ ઑફ માય સેલ્ફ' તથા એમર્સનના 'રિપ્રેઝેન્ટેટિવ મેન'નો પણ સમાવેશ થાય છે. લેટિન–અમેરિકન ભાષાનાં પુસ્તકોનાં પણ ભાષાંતર કરવામાં આવેલ છે.

★મોસ્કોના લેનિન સ્ટેટ પુસ્તકાલયને અગત્યતામાં ઈંગ્લાંડના બ્રિટિશ મ્યુઝિયમના પુસ્તકાલય તથા યુનાઇટેડ સ્ટેટસના કોંગ્રેશનલ પુસ્તકાલય સાથે સરખાવી શકાય. આ પુસ્તકાલયે એકાશી વર્ષથી કરોડો રશિયન વાચકોને વાચન પૂરું પાડયું છે. પુસ્તકાલયના કામનું પ્રમાણ નીચેના આંકડાઓથી જણાઈ આવશે. ૧૯૪૩ ના અગિયાર મહિનામાં આ પુસ્તકાલયે ૨,૨૧,૧૦૦ પુસ્તકો ઇસ્યુ કર્યાં હતાં અને ગ્રંથો સંબંધી ૨૩,૪૦૦ પ્રશ્નોના ઉત્તર આપ્યા હતા.

★અમેરિકન રાજ્યદ્વારી તત્ત્વવેત્તા, પ્રજાશાસનવાદી તથા મનુષ્યસ્વભાવવિદ્ ટોમસ જેફર્સનના બધા ગ્રંથોની એક આવૃત્તિ પ્રિન્સ્ટન યુનિવર્સિટીએ પ્રકટ કરવાનું નક્કી કર્યું છે. પ્રિન્સ્ટન યુનિવર્સિટીના ગ્રંથપાલ તથા પ્રખ્યાત ઇતિહાસલેખક ડૉ. જ્યુલિયન પી. બોઇડને સંપાદનકાર્ય સોંપવામાં આવ્યું છે. આ આવૃત્તિ પચાસ ગ્રંથોમાં પ્રગટ થશે અને ૧૮૯૬ થી પોતાના મૃત્યુ ૧૯૩૫ સુધી 'ધી ન્યુયૉર્ક ટાઇમ્સ'ના પ્રકાશક એડોલ્ફ એસ. ઓકસના સ્મરણાર્થે તે પ્રગટ કરવામાં આવશે. આ ગ્રંથો ખર્ચની ગણતરી ૩૪૪,૩૦૦ ડૉલરની કરવામાં આવેલ છે. તે પૈકી 'ધી ટાઇમ્સ' ૨૦૦,૦૦– ડૉલર આપશે. એમ ધારવામાં આવે છે કે આ યોજના લગભગ દશ વર્ષે પૂરી થશે.

★કેટલીયે વાર કીર્તિ વિદ્વાનના મૃત્યુની રાહ જોઇ રહે છે અને તેની કબર પર પુષ્પમાળા ચડાવે છે. પરંતુ તેને અમેરિકન પ્રકાશન તથા સેમ્યુઅલ સીડની મેકકલ્યુરને એક્યાશીમા વર્ષે માન આપવાનું યોગ્ય લાગ્યું છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસનાં સાહિત્ય, પત્રકારિત્વ તથા આર્થિક અને રાજકીય આરોગ્યનાં ચાલીસથી વધારે વર્ષો પહેલાં તેણે આપેલ ફાળા માટે કીર્તિ તેને વરી છે. 'નેશનલ ઇન્સ્ટિટયુટ ઑફ આર્ટસ એન્ડ લેટર્સ' તેને એકમતે સુવર્ણચંદ્રક તથા ૧૦૦૦ ડૉલરનું પારિતોષિક આપવાનું નક્કી કર્યું છે. મિ. મેકકલ્યુર ૧૮૮૪ થી ૧૯૧૪ સુધી 'મેકકલ્યુર ન્યુસપેપર સિન્ડીકેટ'ના આગેવાન હતા. 'મેકકલ્યુરની શરૂઆત પણ તેણે જ કરી હતી અને ૧૮૯૩ થી ૧૯૧૪ સુધી તેનું તંત્રીપદ સંભાળ્યું હતું. તેણે અમેરિકન જનતાને ઘણા અંગ્રેજી લેખકોની ઓળખાણ આપવામાં મદદ કરી હતી.

છોટાલાલ માનસિંગ કામદાર.

# વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા તા. ૨૪-૯-૪૪ના રોજ શિનોરના શ્રી. નટવરલાલ ગિ. શાહના પ્રમુખપણા નીચે સેન્ટ્રલ લાઇબ્રેરીમાં બપોરના એક વાગે ભરવામાં આવી હતી, જેમાં પ્રમુખશ્રી ઉપરાંત, ભાદરણ, કરજણ, ડભોઇ, પેટલાદ, વડોદરા, પાદરા અને શિનોર મહાલમાંથી ચુંટાઇ આવેલા પ્રતિનિધિઓ હાજર હતા. આ સભામાં નીચેના ઠરાવો થયા હતાઃ

૧ પ્રાંત પ્રચારકના ખાતે, બજેટ મંજુરી ઉપરાંત વિશેષ થયેલો ખર્ચ મંજુર કરવામાં આવ્યો.

૨ મંત્રીએ રજૂ કરેલું સન ૪૩-૪૪ નું નિવેદન તથા હિસાબ મંજુર કરવામાં આવ્યાં.

૩ સન '૪૪-૪૫ માટે નવીન વ્ય. મંડળ નીમવામા આવ્યું. તેમાં પ્રમુખ તરીકે શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહને તથા મંત્રી તરીકે શ્રી ચિમનભાઇ હ. અમીનને ચાલુ રાખવામાં આવ્યા.

૪ સન '૪૪-૪૫ નું રૂ. ૫૩૧ નું અંદાજ ગોઠવવામાં આવ્યું.

૫ સન '૪૪-૪૫ ના અંદાજમાં ખૂટતી રકમ રૂ. ૩૮૮ ની રા. પુ. મંડળ પાસે માગણી કરવામાં આવી.

૬ નેશનલ વા દે. ના. બેંકમાં મંડળનું ખાતુ ખોલવાનું ઠરાવ્યું.

૭ પ્રાંત પરિષદ ભરવાની ઠરાવી અને તે માટે જે મહાલ મંડળની સૌથી પહેલી માગણી આવે તે મંત્રીએ સ્વીકારી, તે મહાલને આગળની તજવીજ કરવા જણાવવાનું ઠરાવ્યું.

૮ વડોદરા પ્રાંતના તમામ મહાલ મંડળોએ, પોતાના મહાલના એકેએક ગામનું બજેટ બને તેવી કાળજી રાખવા તથા જ્યાં શક્ય હોય ત્યાં વિદ્યાર્થીઓ માટે શિષ્ટવાચનની પરીક્ષા લેવા તથા ભારતના સંતો, જમશેદજી ટાટા, રણછોડલાલ છોટાલાલ એ ચાર પુસ્તકોનું વધારેમાં વધારે વાચન જે તે પુસ્તકાલયો પાસે કરાવવા ઠરાવ્યું. તથા આ કાર્ય પોતાના મહાલમાં કેટલા પ્રમાણમાં અમલમાં મુકાયું છે તેનું નિવેદન વર્ષ આખરે પ્રાંત મંડળને મોકલવા ઠરાવ્યું.

૯ સરકાર-પંચાયતની ગ્રાન્ટ ઓછી હોવાના કારણે, પુસ્તકાલયોને લોકમદદના પ્રમાણમાં સરકાર-પંચાયત મદદ મળતી નથી; જેથી સરકાર-પંચાયતની ગ્રાન્ટમાં વધારો કરાવવા ખાતાને વિનંતિ કરી.

૧૦ શેઠ ચિમનલાલની રકમમાંથી બનાવેલી ફ. પુ. ની પેટીઓ, જે તે સ્થળેથી પરત મંગાવી લેવાનું ઠરાવ્યું તથા પેટીઓ પરત આવે તેની તથા પુસ્તકોની સ્થિતિ કેવી છે તેનું નિવેદન મંત્રીએ વ્ય. મ. ની સભામાં રજૂ કરી, એ સંબંધમાં શું કરવું તેનો નિર્ણય કરાવી લેવાનું ઠર્યું.

---

# વ. રા. પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના વ્ય. મં.ની વાર્ષિક સભા તા. ૨૪ મીએ મંડળના પ્રમુખ રાજપ્રિય શ્રી. મોતીલાલ છો. દેસાઇ સા ના પ્રમુખપણા નીચે સેન્ટ્રલ લાઇબ્રેરીમાં મળી હતી. આ સભામાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતાઃ

(૧) બજેટ મંજૂરી ઉપરાત જે તે ખાતે થયેલો વિશેષ ખર્ચ મંજૂર કર્યો.

(૨) સન ૪૩ ૪૪ નો વાર્ષિક અહેવાલ તથા હિસાબ મંજૂર કર્યો.

( ) મંડળના સ્ટાફને તા. ૧-૬-૪૪ થી મોંઘવારીમાં રૂ. ૬) નો વધારો કરી, કુલ રૂ. ૯) મોંઘવારીના આપવા ઠરાવ્યું.

(૪) સન ૪૩-૪૪ સુધીમાં આજીવન સભ્યોના લવાજમ ખાતે આવેલા કુલ રૂ. ૧૨૫) મંડળના બંધારણ અન્વયે કાયમ ભંડોળ ખાતે લેવા ઠરાવ્યું.

[ અનુસધાન સામેના પૃષ્ઠને છેડે ]

# વડોદરા રાજ્ય પુ. મંડળનો ૧૯૪૩–૪૪ નો અહેવાલ

ઇ. સ. ૧૯૨૫ થી અસ્તિત્વમાં આવેલ આ મંડળની કારોબારીની વાર્ષિક સભા તા. ૨૪–૯–૪૪ ના રોજ ભરાઈ ગઈ. તેમાં રજૂ થયેલો મંડળનો સન ૧૯૪૩–૪૪ ની સાલનો અહેવાલ, કાગળને અભાવે, સાલાનુબાદ, પૂરો ન છાપી શકવા બદલ દિલગીર છીએ. અહેવાલનો સારભાગ નીચે પ્રમાણે છેઃ

**પેટામંડળો**—ચારે પ્રાંત મંડળોની વાર્ષિક સભા, સાલાનુબાદ ભરાઈ હતી. જાગતાં જૂથ મંડળોની સંખ્યા ૩૩૭ અને મહાલ મંડળોની સંખ્યા ૩૪ હતી.

**પરિષદપ્રવૃત્તિ**—પરિષદો ભરવા માટે ખાસ આગ્રહ રાખવામાં આવ્યો નહોતો. છતાં કામરેજ, કડી, વિજાપુર, ચાણસ્મા અને વિસનગર એ મહાલોની પરિષદો અહેવાલવાળા વર્ષે ભરાઈ હતી.

**શિક્ષણવર્ગો**—શિક્ષણવર્ગ વડોદરા પ્રાંત પૂરતો વસો મુકામે ભરાયો હતો. તેનો લાભ રાજ્યના ૨૧ અને રાજ્યબહારના ૨ મળી કુલ ૨૩ જણે લીધો હતો.

**તપાસણી**—પ્રાંતપ્રચારકો રા. છગનભાઇ તથા રા. ભાઇશંકર ઠાકરની નિમણૂક ચાલુ રહી હતી. શ્રી. છગનભાઇએ વડોદરા પ્રાંતનાં ૧૫૬ તથા નવસારી પ્રાંતનાં ૮૩ મળી કુલ ૨૩૯ ગામોની ફેરણી અને ૨૭૯ દિવસની કામગીરી કરી છે; જ્યારે શ્રી. ભાઇશંકરે મહેસાણા પ્રાંતનાં ૧૬૫ અને અમરેલી પ્રાંતનાં ૬૧ મળી કુલ ૨૨૬ સંસ્થાઓની તપાસણી અને ૨૯૧ દિવસની કામગીરી કરી છે. ૧૫ માનદ મહાલ પ્રચારકોએ ૯૧ પુસ્તકાલયોની ભેટ લીધી હતી અને રાજ્યપ્રચારકે ૩૭ પુસ્તકાલયોની તપાસણી કરી હતી. વર્ષ દરમ્યાન પ્રચારક સંસ્થા દ્વારા ૫૯૨ સંસ્થાઓની તપાસણી મંડળે કરી હતી.

**નવીન પુસ્તકાલયો**—નવીન પુસ્તકાલયો ઉઘડાવવામાં મંડળે ખાતાને પૂરતો સહકાર આપ્યો હતો. અહેવાલવાળા વર્ષે ૨૦ પુસ્તકાલયો ઉઘાડવામાં આવ્યાં હતાં. અહેવાલવાળા વર્ષે **આંભા** અને **કોડીનાર** મહાલોએ ‘ શાળા ત્યાં પુસ્તકાલય ’ એ નીતિનું પાલન કરવાનું માન મેળવ્યું છે.

**પુસ્તકાલયપર્વણી**—પુસ્તકાલયપર્વણી સાલાનુબાદ માટે પ્રાંતોમાં અનેક સંસ્થાઓએ ઉજવી હોઈ તેનો સારભાગ ‘ પુસ્તકાલય ’ ફેબ્રુઆરી–માર્ચના અંકમાં છપાયો છે.

---

[ સામેના પૃષ્ઠનું ચાલુ ]

(૫) સન ૪૪–૪૫ નું રૂ. ૫૧૪૬ાા નું અંદાજપત્રક મંજૂર કર્યું.

(૬) ક્ષ. મં. ખાલી પડતી ત્રણ જગો મહેસાણા પ્રાંતમાં શ્રી. છોટુભાઇ પંડિત—સિદ્ધપુર તથા શ્રી. કાનજીભાઇ શિવાભાઇ વકીલ—મહેસાણા તથા વડોદરા પ્રાંતમાંથી શ્રી. છોટાભાઇ ખુશાલભાઇ પટેલ—નારથી પૂરી.

(૭) મંડળને લોકોપકારક મંડળમાં નોંધાવવું.

(૮) નેશનલ સેવિંગ બેંકની વડોદરા શાખામાં મંડળનું ખાતુ ખોલવાનું ઠર્યું.

(૯) મંડળનું દફતર ફાડવાની મુદત ઠરાવવા માટે પ્રમુખ સા. તથા શ્રી વાકનીસ સા. ની કમિટિ નીમી જે નિર્ણય કરે તે ધોરણે દફતર ફાડવું

(૧૦) રાજ્ય પરિષદ ભરવાની તજવીજ કરવા માટે પ્રમુખ સા, મંત્રી તથા શ્રી. ચિમનભાઈ દ. અમીનની સમિતિ નીમી.

(૧૧) અખિલ હિંદ પુ. મંડળમાં રાજ્ય પુ. મંડળને નોંધાવવું કે નહિ તે તેના ધારાધોરણ લક્ષને નક્કી કરવાની સત્તા પ્રમુખ-મંત્રીને આપી.

**શિષ્ટ વાચનની પરીક્ષા**—કાગળની મોંઘવારીને કારણે મંડળે શિષ્ટવાચનની પરીક્ષા લીધી નહોતી. (૧) વિજાપુર, (૨) સિદ્ધપુર, (૩) ચાણસ્મા, (૪) વડોદરા, (૫) કરજણ, અને (૬) ઓખામંડળ મહાલોએ પોતપોતાના મહાલ પૂરતી પરીક્ષાઓ યોજી હતી.

**ગ્રામવાચક મંડળ**—વર્ષ દરમ્યાન મંડળે પત્રવ્યવહારથી તેમ જ પ્રાંત પ્રચારકો દ્વારા ગ્રામવાચક મંડળની યોજનાનો પ્રચાર કરેલો. તેને પરિણામે મહેસાણા પ્રાંતમાં ૪, વડોદરા પ્રાંતમાં ૪ અને અમરેલી પ્રાંતમાં ૨ મળી કુલ ૧૦ નવીન ગ્રામવાચક મંડળો સ્થપાયાં હોઈ એકંદર સંખ્યા ૨૩ ની થઇ છે.

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા**—ઘેર બેઠાં અભ્યાસ કરી ગ્રંથપાલત્વની પરીક્ષાની યોજનાનો અમલ અહેવાલવાળા વર્ષે થતો હોઈ નિમાયલી પરીક્ષામાં ૧૪ પૈકી ૮ જણ પ્રમાણપત્ર મેળવવાને ભાગ્યશાળી થયાં છે.

**સ્મારકમાળા**—સ્વ. શ્રી. મો. ન. અમીનની યાદગીરીમાં યોજાયલી સ્મારક ગ્રંથમાળના બીજા પુષ્પ તરીકે "ભારતના સતો" નામનું પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું.

**સિનેમા**—વેચી નાખવા ઠરેલા સિનેમા મશીનનો સોદો અહેવાલવાળા વર્ષે ગોઠવાઈ ગયો હતો અને તેનો નિકાલ શરૂ થયેલી આ નવીન સાલમાં થઈ ગયો છે.

**રાજ્ય પ્રચારક**—રાજ્ય પ્રચારક રા. વલ્લભભાઈ મૂ. પટેલની નિમણૂક ચાલુ રહી હોઈ તેમણે, તપાસણી, વર્ગશિક્ષણ, પરિષદ વગેરે કામોએ ૩૭ ગામોની ફેરણી અને ૬૩ દિનની કામગીરી બહારગામની કરવા ઉપરાંત મંડળના હિસાબ કિતાબ અને દફતરી કામ સંભાળ્યું હતું. નવીન પુસ્તકાલયોની સંખ્યા પૂરી કરી આપવાની તેમ જ જૂથ અને મહાલ મંડળોને જાગતાં રાખવાની ફરજો પણ એમણે બજાવી હતી.

**સહમંત્રી**—સહમંત્રીપદે શ્રી. નાજુકલાલ ચોકસી ચાલુ રહ્યા હોઈ તેમણે શિક્ષણ તેમ જ પરીક્ષા અંગેની તમામ કામગીરી કરવા ઉપરાંત મંડળને લગતા પત્રવ્યવહાર, પ્રચારકોની દોરવણી તેમ જ દેખરેખ, અને સ્મારકમાળા અંગેની તમામ કામગીરી કરી હતી. તદુપરાંત વર્ગીકૃત નામાવલિનું કામ આગળ ચલાવી શુમારે બે હજાર જેટલાં અને એકંદરે સાડાત્રણ હજાર પુસ્તકોનાં વર્ગીકૃત કાર્ડ તૈયાર કર્યાં છે.

**પ્રમુખપદ**—મંડળની કારોબારી સભાના પ્રમુખ રા. બ. શ્રી. ગોવિંદભાઇ દેસાઇ સાહેબના દુ:ખદ અવસાનથી ખાલી પડેલું સ્થાન નિવૃત્ત નાયબ દિવાન રાજપ્રિય શ્રી. મોતીલાલ છો. દેસાઇ સાહેબથી પૂરવામાં આવ્યું છે. ઉપપ્રમુખ તરીકે શ્રીયુત હરિવલ્લભદાસ ચુ. શાહની ચૂંટણી થઈ છે.

**સરકાર પંચાયત મદદ**—નિવેદનની સાલે શ્રીમંત સરકાર તરફથી રૂ. ૧૨૮૦) અને ચારે પ્રાંત પંચાયતો તરફથી ફાળે પડતી રકમ મળી રૂ. ૧૨૦૦) સાલાનુબાદ મળ્યા છે.

**સભ્યો**—અહેવાલના વર્ષે રાજ્યાશ્રિત ૧૪૮૫ પુસ્તકાલયોમાંથી ૧૨૬૪ સંસ્થાઓ મંડળના લવાજમ સભ્ય તરીકે ચાલુ રહ્યાં હતાં. અહેવાલવાળા વર્ષે ૩ આજીવન સભ્યો નોંધાયા છે.

**કારોબારી**—અહેવાલવાળા વર્ષે કારોબારીના ૩ સભ્યો (૧) રા. બ. ગો. હા. દેસાઈ, (૨) શ્રી. ચુનીલાલ મ. દેસાઇ તથા (૩) શ્રી. મફતસુખભાઇ ચુ. શેઠનાં અવસાન થયાં હોઇ તેમની ખાલી જગા પૂરવાનો કારોબારીના બાકીના સભ્યોને અધિકાર પહોંચે છે.

**ઑફિસ અને હિસાબ**—મંડળની ઑફિસ સેં. લાઇબ્રેરીમાં ચાલુ રહી હોઇ ઓડિટ થયેલો હિસાબ પરિશિષ્ટમાં સામેલ છે.

---

## સન ૧૯૪૩-૪૪ ના ઉત્પન્ન-ખર્ચનો હિસાબ

( તા. ૧-૮-૪૩ થી તા. ૩૧-૭-૪૪ સુધીનો )

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૮૬૩-૦-૦ | કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોનાં લવાજમના | ૧૩૩૮-૧૨-૦ | મહાલ તથા પ્રાંત પુસ્તકાલય મંડળોને ફાળવણીના |
| ૧૨૦૦-૦-૦ | સરકાર મદદના | ૧૦૧૨-૧૦-૮ | પ્રાંત મંડળોને પ્રાંત પ્રચારક ખાતે મદદના |
| ૧૨૦૦-૦-૦ | પ્રાંત પંચાયત મદદના | ૮૫૪-૭-૦ | સહમંત્રીનો પગાર તથા મુસાફરી ખર્ચ |
| ૩૭-૦-૦ | પરચુરણ ઉત્પન્ન (મહેસાણા પ્રાંત પુ. મં. ને સન ૪૨-૪૩ માં વધુ મદદ અપાયલી તે પરત જમા લીધી ) | ૭૯૩-૩-૯ | રાજ્યપ્રચારકનો પગાર તથા મુસાફરી ખર્ચ. |
| ૭૫-૦-૦ | આજીવન સભ્યોનાં લવાજમના | ૮૫-૧૫-૦ | સ્ટાફના પ્રોવિડંટ ફંડ ખાતે |
| ૪૩-૦-૯ | વ્યાજના | ૨૫-૧૧-૬ | વ્ય. મંડળના સભ્યો તથા મંત્રીનો મુસાફરી ખર્ચ |
| ૧૦-૦-૦ | ફરનીચર વેચાણના | ૬૩-૬-૯ | કંટીજન્ટ તથા પોસ્ટેજ ખર્ચ |
| ૪૪૨૮-૦-૯ | | ૫૭-૦-૦ | છપામણી ખર્ચ |
| | | ૧૬-૫-૦ | સિનેમા વેચાણની જાહેરાત ખર્ચના |
| | | ૨-૦-૦ | શિ. વા. ની ૨૩ મી પરીક્ષાના ઇનામ ખાતે |
| | | ૬-૦-૦ | ગુજરાતી સાહિત્ય પરિષદ ખાતે |
| | | ૧૬૦-૦-૩ | પુસ્તકાલય શિક્ષણવર્ગ ખાતે |
| | | ૪૪૧૫-૭-૧૧ | |
| | | ૧૨-૮-૧૦ | સાલ આખર બચત રહી તે |
| | | ૪૪૨૮-૦-૯ | |

અમે ઉપરનો ઉપજ-ખર્ચનો હિસાબ તપાસ્યો છે ને તે બરાબર છે. તા. ૯-૯-૪૪.

(Sd) **Apaji Amin & Co.**
Registered Accountants
Auditors.

## તા. ૩૧-૭-૪૪ આખરનું સરવાયું

**જ**

- ૬૫૬૦-૧૩-૫ ચાલુ ફંડ (રાજ્ય પુ. મં. નું)
  - ૬૫૪૮-૪-૭ સન ૪૨-૪૩ આખરનું
  - ૧૨-૮-૧૦ સન ૪૩-૪૪ ની બચત
- ૯૮૫-૧૨-૯ અનામત દેવા
  - ૧૫૫-૦-૦ શ્રી. સ. ગા. ટ્રે. ફંડના
  - ૯૬-૧૦-૩ શ્રી. દત્ત સ્મા. ફંડના
  - ૧૦-૦-૦ કામરેજ-માંગરોળ મહાલની શિ. વા. ની પરીક્ષા માટેના
  - ૧૩૮-૩-૩ બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૨જાની પૂરવણી ખાતે ખર્ચ જતાં વધુ આવ્યા તે
    - ૧૧૦-૧૦-૩ પાછલી સાલના
    - ૨૭-૯-૦ આ સાલના વેચાણના
    - (હવે સ્ટૉક નં. ૩૯૯)
  - ૫૮૫-૧૫-૩ સ્ટાફના પ્રોવિડંટ ફંડના
  - ૯૮૫-૧૨-૯

૭૫૪૬-૧૦-૨

**ઉ**

- ૧૧૭-૭-૯ પુસ્તકોનો સ્ટૉક ( વેચાણ બાદ જતાંનો ખર્ચ )
  - ૯૬-૬-૯ બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૧ લા ખાતે (સ્ટૉક નં. ૯૧)
  - ૨૧-૧-૦ બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૨ જા ખાતે ( સ્ટૉક નં. ૧૩૨ )
- ૧૪૯૦-૯-૬ લહેણું:—
  - ૧૪૪૮-૩-૬ પુ. સ. સ. મં. લિ.
  - ૧૦-૮-૦ અમરેલી પ્રાં. પુ. મંડળ
  - ૩૧-૧૪-૦ મહેસાણા પ્રાંત પુ. મંડળ
- ૫૯૩૮-૮-૧૧ રોકડ શિલક તથા બેંકોમાં
  - ૪૭૫૪-૧૩-૮ બરોડા બેંકના સેવિંગ ખાતામાં
  - ૧૧૩૭-૧૨-૯ બરોડા બેંકના ચાલુ ખાતામાં
  - ૪૫-૧૪-૬ હાથ ઉપર શિલક

૭૫૪૬-૧૦-૨

અમે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનું તા. ૩૧-૭-૪૪ નું ઉપર જણાવેલુ સરવાયું તપાસ્યું છે, અને તે બરાબર છે. તા. ૯-૯-૧૯૪૪.

(Sd) Apaji Amin & Co.
Registered Accountants
Auditors.

પુ. સ. સ. મંડળ લિ. ના કાર્યાલયમાં સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીનના

# તૈલચિત્રની અનાવરણવિધિ

**આ**ગાઉથી જાહેર થયા પ્રમાણે સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીન સાહેબના તૈલચિત્રની અનાવરણવિધિ વડોદરાના વિખ્યાત ઉદ્યોગપતિ એલેમ્બીકવાળા રાજમિત્ર શ્રી. ભાઇલાલભાઇ અમીનના હસ્તે રવિવાર તા. ૮-૧૦-૪૪ ના રોજ બપોરના બે વાગે કરવામાં આવી હતી. પ્રસંગ માટે ખાસ શમિયાનો ઊભો કરવામાં આવ્યો હતો, દીવાલો પર પુસ્તકાલયસૂત્રો ટાંગવામાં આવ્યાં હતાં. આ પ્રસંગે સ્વ. શ્રી. મોતીભાઇ અમીનના પ્રશંસકો અને સહાનુભાવકોની સારી હાજરી હતી, જેમાં નાયબદીવાન શ્રી. મણિભાઇ વસનજી દેસાઇ, પુ. સ. સ. મંડળના પ્રમુખ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ અને અધ્યક્ષ શ્રી. ચુનીલાલ પુ. શાહ, વીરની વાતોના લેખક શ્રી. તારાચંદ્ર અડાલજા, જાણીતા લોકસાહિત્યકાર અને "શારદા"ના તંત્રી શ્રી. રાયચુરા, તેમ જ પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સા૦ અને મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલ, બરોડા કોલેજના ગુજરાતીના પ્રોફેસર શ્રી. ચતુરભાઇ પટેલ અને પ્રો. કેશવલાલ કામદાર, ઉપરાંત વ. રા. પુ. મંડળના ઉપપ્રમુખ શ્રી. હરિવલ્લભદાસ શાહ, અને એ મંડળના અન્ય કાર્યકર્તાઓ, સયાજી સહકાર સંઘના કાર્યકર્તાઓ ઉપરાંત અન્ય આમંત્રિતો પણ ખાસ હાજર હતા.

પ્રારંભમાં "તું દયાળ દીન હું, તું દાન હું ભિખારી" એ પંક્તિથી શરૂ થતી પ્રાર્થના શ્રી. ગોવિંદલાલ પંડ્યા દ્વારા થયા બાદ પુ. સ. સ. મંડળના પ્રમુખ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલે મંડળનો ટૂંક પરિચય આપી એના કાર્યક્ષેત્રવિસ્તારનો પરિચય આપ્યો હતો, જે આ અંકમાં અન્યત્ર અપાયો છે.

બાદ અન્ય વક્તાઓએ સ્વર્ગસ્થ સાથેનો પોતપોતાનો પરિચય દર્શાવ્યો હતો. તેમાં પ્રથમ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલે પોતાના વિદ્યાર્થી-અવસ્થાના તેમ જ તેઓશ્રીના હાથ નીચે પોતાની નોકરી દરમિયાનના પરિચયનાં દૃષ્ટાંતો રજૂ કર્યાં હતાં અને વિદ્યાર્થીઓ પ્રત્યેની સદ્‌ગતની માયા-મમતાનું દિગ્દર્શન રજૂ કર્યું હતું. ઉપરાંત સદ્‌ગતની સહાય-મદદ ઠેઠ કાઠિયાવાડના કોડીનાર તાલુકા સુધી પથરાયેલી હતી તેનાં પણ દૃષ્ટાંતો આપ્યાં હતાં.

ત્યારબાદ 'વીરની વાતો'ના લેખક રાજરત્ન શ્રી. તારાચંદ્ર અડાલજાએ સદ્‌ગતની સેવાઓ દર્શાવતાં પોતે તેમના સંપર્ક દરમિયાન કારીગરો—જેવા કે છીપા, વણકરો વગેરેને પણ કેવી કેવી મદદ કરેલી અને સદ્૦ કેવા પરગજુ હતા તે જણાવ્યું હતું. ઉપરાંત સ્વર્ગસ્થે ગામડે ગામડે પુસ્તકાલય સંસ્થાઓ સ્થાપી છે તે કેવી લોકોપકારક નીવડી છે તેનો ઉલ્લેખ કરી જણાવ્યું કે, એ સંસ્થાઓ લોકોપયોગી નીવડે, એ સંસ્થાઓ આપણાં મંદિરતુલ્ય થાય અને લોકો એમાંથી પ્રેરણા મેળવે એવી વ્યવસ્થા આ પ્રવૃત્તિ ચલાવનારાઓ કરે તો આપણે સ્વર્ગસ્થને યોગ્ય માન આપ્યું ગણાય.

ત્યારબાદ પ્રો. ચતુરભાઇએ જણાવ્યું કે, એમના અનેક ગુણોને ઓળખાવીએ તે કરતાં પૂજ્ય મહાત્માજીના થોડાક જ શબ્દોમાં ઓળખાવીએ કે, મોતીભાઇ સાહેબ તો ચરોતરનું પાણીદાર મોતી હતા, આપણે ઇચ્છીએ એમની છબી આપણને પ્રેરણા આપતી રહે.

## સ્વ. શ્રી. મોતીભાઇ સાહેબને માનાંજલિ

સ્વ. પૂજ્યશ્રીને માટે શું લખવું ? કંઇ શબ્દો જડતા નથી. સ્વર્ગનો-વૈકુંઠનો-ગ્રંથપાલ કંઇ વિશિષ્ટ કારણોસર મર્ત્યજીવન જીવવા પૃથ્વી પર આવ્યો હોય અને મુદત પૂરી થયે પાછો સંચર્યો હોય એવું જ મને તો હંમેશ લાગ્યા કર્યું છે. ગુજરાતી ભૂમિને એમના અવતરવાનો લાભ મળ્યો એ આપણું સદ્‌ભાગ્ય.

આ બધું લખું છું ત્યારે ય મારાં ઝળઝળિયાંને હું રોકી શકતો નથી.

—શ્રી. નટવરલાલ વીમાવાળા

એમની સેવાઓની સુગંધ તો અનેકવિધ ક્ષેત્રોમાં પથરાયેલી છે. ચરોતર એજ્યુકેશન સોસાઇટી વગેરે એમણે સ્થાપેલી સંસ્થાઓ એમનાં જીવંત સ્મારકો છે. એઓશ્રીની યોજનાઓ કલ્પનાની યોજનાઓ નહોતી, પરંતુ વ્યવહારુ યોજનાઓ હતી. એમની સેવાઓની ફોરમ એકલા વસો કે પેટલાદમાં જ નહિ, એ તો વડોદરા અને વડોદરા રાજ્યભરમાં ફેરી રહી છે. સરકારી નોકરી કરતાં પણ માણસ લોકસેવા કરી શકે છે તેનું જ્વલંત ઉદાહરણ સ્વ. મોતીભાઇ સાહેબે પૂરું પાડ્યું છે. તેમના વિચારો ધીમા—ઉદ્દામ નહિ છતાં સ્વદેશીની ચળવળને વેગ આપનાર હતા. એમની લીલી ટોપીનો ગણવેશ એના પુરાવારૂપ છે. એમણે સ્વ. સયાજીરાવના શિક્ષણપ્રસાર ક્ષેત્રના સ્વપ્નને સિદ્ધ કરી બતાવ્યું છે.

બાદ એક શિક્ષક ભાઇ રતિલાલ કરુણાશંકરે પણ સ્વર્ગસ્થને પોતાની અંજલિ અર્પી હતી.

ત્યારબાદ પ્રૉ. કામદારે સ્વર્ગસ્થે ગોંડલમાંના છાત્રાલયની લીધેલી મુલાકાતની યાદ આપી એમની છાત્રાલય સંચાલનની આદર્શ પ્રવૃત્તિને અંજલિ આપી, એમનો સહકાર-પ્રવૃત્તિને પણ કેટલો સાથ હતો તે જણાવ્યું હતું. અને " ગ્રામજીવન "ની સ્થાપનામાં સ્વર્ગસ્થે આપેલા ફાળાનો ઉલ્લેખ કર્યો હતો.

બાદ મંડળના અધ્યક્ષ શ્રી. ચુનીલાલ શાહે સ્વર્ગસ્થને પોતાના ગુરુ તરીકેનો પરિચય આપી શ્રી. ભાઇલાલભાઇએ નાદુરસ્ત તબિયત છતાં આ કાર્ય માટે પધાર્યાનું જણાવી તૈલચિત્રની અનાવરણવિધિ કરવા તેઓશ્રીને વિનંતિ કરી હતી. આ પ્રસંગે નાયબ દીવાન રાજપ્રિય શ્રી. મણિભાઇ દેસાઇને પણ તેમણે અંજલિ આપવા વિનંતિ કરતાં તેઓશ્રીએ જણાવ્યું કે, હું ૧૯૨૫ ની સાલથી એમના પરિચયમાં આવેલો, પરંતુ વધુ નિકટતા તો અમારી ૧૯૨૮ થી થયેલી અમારા વિચારોમાં મતફેર નહોતો, એટલે એ પરિચય વધતો ગયો. એમની ૩-૪ વાતો ધ્યાનમાં રાખવા જેવી છે.

એક તો સાદું જીવન. આજના જમાનામાં યુવાનોને જ આ માટે બોધ આપવામાં આવે છે પરંતુ એ બોધ એકલા યુવાનોને જ શા માટે આપવો ? યુવાનો અને વૃદ્ધો સૌએ એ ગ્રહણ કરવા જેવો છે. નિઃસ્વાર્થ, પ્રમાણિક અને મૂગી સેવા એમની પાસેથી શીખવા મળે છે અને એમની આ સ્મૃતિથી આપણે એ શીખીએ.

કોઇ પણ સંસ્થાનું સંચાલન ચલાવવા માટે એના સંચાલકમાં ઉચ્ચ ગુણો જોઇએ. સંચાલકો એવા ગુણવાન હોય તો એના વિકાસમાં અંતરાય ન નડે. આ એમના જીવનનો બીજો બોધપાઠ.

ત્રીજી વાત, જનહિતનો વિચાર કર્યો વિના સ્થપાતી સંસ્થાઓની. એ સંસ્થાની સેવા બાબત અગાઉથી પૂરો વિચાર કર્યો વિના અને એ કેટલે દરજ્જે એ ઉપયોગી નીવડશે એના

ખ્યાલ વિના ઊભી કરાતી સંસ્થા નિષ્ફળ નીવડે છે. એટલે એવી સંસ્થા ઊભી કરનારે જોવું જોઇએ કે, એ જનસમાજને ઉપયોગી બનાવવા કેટલી શક્તિનો ખર્ચ કરવો પડશે. એમના આ ગુણો એમના તૈલચિત્રના અનાવરણ વખતે આપણે યાદ રાખીએ, તો એ સફળ થાય.

ત્યાર બાદ રાજમિત્ર શ્રી. ભાઇલાલભાઇ અમીને તૈલચિત્રનો અનાવરણ વિધિ કરી જણાવ્યું કે, સંસ્થા તો એના સ્થાપકનું તૈલચિત્ર ખુલ્લું મૂકી પોતે ભાગ્યશાળી થઇ અને એ ખુલ્લું મૂકવાની તક આપી, મને પણ ભાગ્યશાળી બનાવ્યો. સંસ્થાના સ્થાપકે એની પાછળ કેવી દીર્ઘ દૃષ્ટિ રાખી છે તેનો પરિચય પ્રમુખે આપ્યો છે. હું સ્વર્ગસ્થના પરિચયમાં ઘણી વાર આવ્યો છું, અને એમને સંસ્થાઓના સંચાલનમાં મારી વ્યાપારી બુદ્ધિનો લાભ મેં આપ્યો છે. એ બાબત અમે ઘણી વાર વાટાઘાટો ચલાવી છે. એમણે મને જણાવેલું કે, સંસ્થાઓનાં કાયમ ફંડો ઊભાં કરું છું પરંતુ એ કાયમ ફંડો સારી રીતે સચવાય, એનો સદુપયોગ થાય, તે બાબત મારા ધંધાદારી જ્ઞાનનો ઉપયોગ કરવા મને જણાવેલું. એમણે મારી પાસે ચરોતર એજ્યુકેશન સોસાઇટિનું પ્રમુખપદ સ્વીકારાવેલું. એક પ્રસંગે ભંડોળની વ્યવસ્થા માટે મેં જોયું તો ઘણાં ખરાં ખાનગી વ્યક્તિઓને ત્યાં રહેતાં. એ વ્યક્તિઓ ગમે તેટલા સારા છતાં એવી વ્યક્તિઓના અવસાન પછી એ નાણાંનો કદાચ દુરુપયોગ થાય. આ બાબત અંગે વાટાઘાટ ચલાવેલી, અને એ ફંડો માટે વ્યવસ્થાપક મંડળ નીમી વ્યવસ્થા કરેલી. એ સંસ્થાઓ માટે નિયમો તૈયાર કરતા અને એમાં મારા ધંધાદારી જ્ઞાનનો લાભ હું આપતો.

### સ્વ. શ્રી. મોતીભાઇ સાહેબને માનાંજલિ

પુસ્તકાલયપ્રવૃત્તિ અને તેને પોષણ આપનાર પુ. સ. સ. મંડળ લિ. ના ચણતરમાં તો પાયાથી માંડી શિખર સુધીની તમામ ઈંટોમાંથી સ્વ. સાહેબના નામનો ધ્વનિ સતત નીકળ્યા જ કરતો હોય છે અને પુસ્તકાલયપ્રવૃત્તિના ઓવારે ઊભેલો હરકોઇ આ પ્રવૃત્તિમાં સાહેબનાં દર્શન કરી શકે છે; છતાં પુસ્તકાલય સ. સ. મંડળના ભાવિ સંચાલકો, અધિકારીઓ અને પ્રેક્ષકો સમક્ષ આજે અનાવરણ પામતું તૈલચિત્ર પ્રેરણાનો એક સતત ઝરો નીવડશે અને તે રીતે આજનો પ્રસંગ સ્વર્ગસ્થની પ્રિય પ્રવૃત્તિને વેગ અને ચેતન આપનાર ગણાશે. બાકી, મતમતાંતરના ભેદથી પર થઇ સ્વર્ગસ્થે સમાજના બધા જ વર્ગોમાં પોતાની સુવાસ ફેલાવી છે તેનો પ્રત્યક્ષ પુરાવો તો આજનો પ્રસંગ જ છે, કે જે વખતે સમાજસેવક અને સરકારી નોકર ગણાતા સાહેબની પ્રતિમાને સન્માનવાનું આમંત્રણ સરકાર સામે સતત લડત આપનાર પ્રજાસેવક તરફથી નીકળે અને તે સન્માનક્રિયા એક ઉદ્યોગપતિના હાથે થાય એ ખરે જ ઓછું માનપ્રદ નથી

—શ્રી. રામભાઇ કા. પટેલ

સ્વર્ગસ્થની આવી આવી અનેક પ્રવૃત્તિઓનો પરિચય એમના જીવનચરિત્રમાં છે. એમાંથી ઘણું શીખવાનું મળશે, જનસેવાને લગતું ઘણું શીખવાનું મળશે.

તૈલચિત્રને આપણી નજર સામે રાખી આપણાથી લોકસેવાનાં કાર્યોનો અંશપણ થાય તો તે માટે તત્પરતા રાખવી.

બાદ શ્રી. ચિમનભાઇ હ. અમીને રાજમિત્ર શ્રી. ભાઇલાલભાઇનો અનાવરણવિધિ કરવા બદલ આભાર માની સ્વર્ગસ્થ પાસેથી પોતાને મળેલી પ્રેરણા માટે અંજલિ અર્પી હતી.

અંતે, શ્રી. ચિમનભાઇ મૂ. અમીને સૌને અલ્પાહાર માટે પધારવા સૌને આમંત્રણ આપતાં અલ્પાહારને ન્યાય આપી સમારંભ વિસર્જન થયો હતો.

# પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.—વડોદરાનો

# ટૂંક પરિચય

આ સંસ્થા વીસ વર્ષથી કામ કરે છે. એના સભાસદો એના કામની ઉપયોગિતાથી સુપરિચિત છે. પરંતુ જાહેર પ્રજા એનાથી બહુ પરિચિત નથી. આજે આ સંસ્થાના સ્થાપક સ્વ. મોતીભાઇ ન. અમીનનું તૈલચિત્ર ખુલ્લું મૂકીને સ્વર્ગસ્થ પ્રત્યેનું ઋણ અદા કરવા સંસ્થા ભાગ્યશાળી થઈ છે. આ પ્રસંગે આ સંસ્થાની સ્થાપના પાછળ તેના સ્થાપકે કેટલી દીર્ઘ દૃષ્ટિ રાખેલી અને તેનાં પરિણામો કેવાં સુંદર આવ્યાં છે તેની જાહેર પ્રજાને જાણ થાય અને આ જાતની પ્રવૃત્તિ બીજાં ક્ષેત્રોમાં પણ શરૂ કરવા પ્રેરણા મળે તે હેતુથી આ સંસ્થાનો ટૂંક પરિચય આપવો અસ્થાને નહિ લેખાય.

વડોદરા રાજ્ય તેની ફરજીઆત કેળવણી અને પુસ્તકાલયપ્રવૃત્તિ માટે આખા દેશમાં જાણીતું છે. પ્રજાની નિરક્ષરતા દૂર કરવા કે. શ્રીમંત સયાજીરાવ મહારાજે ફરજીઆત કેળવણીનો કાયદો કર્યો અને લોકો ભણેલું ભૂલી ન જાય તે માટે રાજ્યભરમાં જ્યાં શાળા હોય તે દરેક સ્થળે પુસ્તકાલયો ઉઘાડવાની યોજના કરી. અને પુસ્તકાલયોનું કામ સ્વ. મોતીભાઇ નરસિંહભાઇ અમીનને સોંપવામાં આવ્યું.

સ્વર્ગસ્થ મોતીભાઇએ વિચાર્યું કે રાજ્યમાં પુસ્તકાલયો શરૂ થાય તેટલેથી જ બસ નથી. પુસ્તકાલયો શરૂ કર્યા પછી તેને લગતી બાબતોમાં તેમને યોગ્ય દોરવણી ન મળે તો તેમાં અશિષ્ટ સાહિત્ય પેસી જઈ લોકોને અવળે માર્ગે લઇ જાય. વળી દરેક પુસ્તકાલયને પત્રો–માસિકોનું લવાજમ ભરવાની મુશ્કેલીઓ પડે, એ પ્રવૃત્તિ માટે ઊભાં કરેલા નાણાંનો યોગ્ય વ્યવસ્થા વિના દુરુપયોગ થવાનો ભય પણ ઉભો થાય. એ રીતે ગામેગામ પુસ્તકાલયો શરૂ કરીને જ બેસી રહેવામાં અનેક ભયસ્થાનો હતાં. એ બધી મુશ્કેલીઓ ટાળવા તેમણે આ સંસ્થાની યોજના ઘડી, અને તે આજ પર્યંત સંપૂર્ણ સફળતાથી કામ કર્યે જાય છે. આ સંસ્થાની પ્રવૃત્તિઓ નીચેના મુખ્ય વિભાગોમાં વહેંચી દેવામાં આવી છે.

### (૧) કાયમ ફંડોનો વહીવટ

વડોદરા રાજ્યમાં તમામ પુસ્તકાલયોને તેમના વાર્ષિક બજેટની લોકમદદની નીમે રકમ પોતાના કાયમ ફંડમાં જમા મૂકવાની હોય છે. રાજ્યનું દરેક પુસ્તકાલય આ રીતે કાયમફં ઊભું કરે છે. પરંતુ તે ક્યાં રોકવું એ પણ એક વિચારણીય પ્રશ્ન હતો. ગામમાં ને ગામમં ખાનગી વ્યક્તિને ત્યાં એ ફંડની રકમો રહે તો તે લાંબે વખતે ઘસાઈ જાય એવો ભય પણ હતો. તે ઉપરાંત નાનાં નાનાં ગામોનાં નાનાં પુસ્તકાલયોની નાની મૂડીનો યોગ્ય રી વહીવટ કરવા માટે માહિતગાર માણસો મળી આવવાનું પણ મુશ્કેલ હોય છે. તે મુશ્કેલીઓ ટાળવા દરેક પુસ્તકાલયને પોતાનું કાયમફંડ મૂકવાની સરળતા થાય તે આ સંસ્થાએ પુસ્તકાલયોનાં કાયમ ફંડ જમા લેવાં, તેનો વ્યવસ્થિત હિસાબ રાખવો

તે સુરક્ષિત રહે અને તેનું ઉત્પન્ન આવે તે માટે તેનો વહીવટ કરવો, એમ ઠરાવવામાં આવ્યું. આ રીતે આજે આ સંસ્થા ૧૫૦૦ પુસ્તકાલયોનાં કુલ રૂા. ૨૩૧૮૭૬–૭–૭ નાં કાયમ ફંડોનો વહીવટ કરે છે.

### (૨) પુસ્તકાલયો માટેનાં ટ્રસ્ટફંડ સ્વીકારવાં.

જાહેર પ્રજા પૈકી કોઇ સજ્જન પુસ્તકાલયપ્રવૃત્તિનાં વિકાસ માટે દાન આપવા તત્પરતા દાખવે, પણ તેનો વહીવટ કોણ કરે એ પણ એક મુશ્કેલ પ્રશ્ન હતો. એ પ્રશ્નના ઉકેલ માટે આ સંસ્થાએ પુસ્તકાલયો માટેનાં ટ્રસ્ટફંડો સ્વીકારવાનું ઠરાવેલું છે. આજ સુધીમાં આ મંડળને આ રીતે સોંપાયલાં ૪૯ ટ્રસ્ટફંડોની કુલ રકમ રૂા. ૨૭૬૩૨–૫–૧ થાય છે.

### (૩) પુસ્તકાલયોને ઉપયોગી સાહિત્ય પૂરું પાડવું

રાજ્યનાં બધાં પુસ્તકાલયોના ચોપડા–હિસાબ તથા બીજી માહિતીનાં પત્રકો એક જ પદ્ધતિથી રાખી શકાય અને એને માટે દરેકને જુદું જુદું ખર્ચ કરવું ન પડે તે માટે આ સંસ્થા તરફથી રાજ્યનાં પુસ્તકાલયોને જોઈતાં જુદાં જુદાં ફોર્મ, પત્રકો, લાકડી સામાન વિ. વાજબી કિંમતે પૂરાં પાડવામાં આવે છે.

### (૪) પુસ્તકો પૂરાં પાડવાનું કામ

દરેક પુસ્તકાલયને પોતાની મેળે સ્વતંત્રપણે પુસ્તકો ખરીદવાનું કામ સોંપવામાં આવે તે કોઈ રીતે ઇષ્ટ નથી. કયાં પુસ્તકો ખરીદવા જેવાં છે, તે કયાં મળે છે અને તેની શું કિંમત છે ઇત્યાદિ માહિતી દરેક પુસ્તકાલયના કાર્યકરને ન જ હોય એ સ્વાભાવિક છે, અને હોય તો પણ દરેકને પોતાને જોઈતાં પુસ્તકો ઓછા ખર્ચે મેળવવાં એ મુશ્કેલ છે. અને આ રીતે પુસ્તકાલયોમાં પુસ્તકો ખરીદવાની બાબતમાં પૂરતી ચોકી અને-દોરવણીની જરૂર રહે જ. તે ન હોય તો પુસ્તકાલયોમાં અશિષ્ટ સાહિત્ય પેસી જાય અને લોકોના સંસ્કારને એ નુકસાનકર્તા નીવડે. એટલે એવાં પુસ્તકોના પ્રચારથી આખી પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રજાને આશીર્વાદરૂપ થવાને બદલે શાપરૂપ નીવડવાનો ભય પણ ખરો. ઉપરાંત વ્યક્તિગત રીતે ખરીદવામાં ઘણું ખર્ચ અને મુશ્કેલીઓ નડે તે વધારામાં. પુસ્તકાલયોને આ મુશ્કેલીઓમાં સહાયરૂપ થવા આ સંસ્થા આખા રાજ્યનાં પુસ્તકાલયોને પુસ્તકો પૂરાં પાડે છે. તેમાં પણ મંડળ પુસ્તકાલયની સ્વતંત્રતામાં માનતું હોવાથી જે પુસ્તકો તે માગતાં હોય અથવા જે પુસ્તકો પુસ્તકાલય ખાતુ ત્યાં મોકલવા માગતું હોય તેની આડે આવતું નથી અને તેમનાં જ પસંદ કરેલા પુસ્તકો જ તે મોકલી આપે છે. આમ કરવાથી તે મોટા જથામાં પુસ્તકો ખરીદી શકે છે એટલે સારૂં વળતર પણ મેળવે છે. અને આ વળતરમાંથી ખર્ચ અને રૂપીએ આનો નફો લઇને પુસ્તકાલયોને બાકીનું વળતર આપી દે છે. વળી ન ખરીદવા જેવાં પુસ્તકો તે રાખતું નથી. એટલે અશિષ્ટ સાહિત્યના પ્રચાર સામે અંકુશ મુકાય છે. પુસ્તકાલયોને આથી ખરીદકિંમતમાં, તેમ જ પુસ્તકો મેળવવા માટે દરેકે જુદો જુદો પ્રયત્ન કરવાનો ખર્ચ અને મહેનત બચે છે. આ યોજના અનુસાર આ સંસ્થાએ ગત વર્ષમાં રાજ્યનાં તેમ જ આફ્રિકા વગેરે સ્થળોએ લગભગ ૧૩૦૦ પુસ્તકાલયોને તેમ જ બીજા ગ્રાહકોને કુલ રૂ. ૫૬૮૪૭–૧૦–૪નાં પુસ્તકો પૂરા પાડવાનું કામ બજાવ્યું છે.

### (૫) પત્રો–માસિકોનાં લવાજમ ભરવાનું કામ

દરેક પુસ્તકાલય જાત જાતનાં પત્રો તથા માસિકો મંગાવે છે. પત્રો–માસિકોનાં લવાજમ ભરવાનું કામ દરેક પુસ્તકાલય ઉપર જ છોડવામાં આવે તો દરેકને મનીઑર્ડર ખર્ચ અને ટપાલની બીજી લખાપડીમાં ઘણો ખર્ચ થઈ જાય, અને એ રીતે બજેટની રકમનો મોટો ભાગ બીનઉપયોગી ખર્ચમાં જ વપરાઈ જાય. તેમ ન બને તે માટે આ સંસ્થા રાજ્યનાં તમામ પુસ્તકાલયો વતી પત્રો–માસિકોનું લવાજમ ભરે છે. આમ થવાથી પત્રો–માસિકોના સંચાલકવર્ગમા પણ આ સંસ્થાનું સારું વજન છે. અને પુસ્તકાલયોને સમયસર પત્રો–માસિકો મળ્યે જાય છે. ગયે વર્ષે લગભગ ૧૨૫૦ પુસ્તકાલયો માટે રૂ. ૬૨૧૯૬–૨–૪ નું લવાજમ ભરવામાં આવ્યું હતું. આ સિવાય કેટલાંક પત્રો–માસિકો મંડળ મારફત મંગાવવાથી તેના લવાજમના દરમાં પણ ફાયદો મળે છે.

### (૬) "પુસ્તકાલય" માસિક

રાજ્યમાં લગભગ ૧૩૦૦ પુસ્તકાલયો છે. તે દરેક સાથે સંપર્કમાં રહી પુસ્તકાલય–પ્રવૃત્તિનો વિકાસ અને ઉપયોગિતા વધારવા માટે તેમને યોગ્ય દોરવણી આપવી એ પણ સહેલું કામ નથી. પુસ્તકાલય ખાતું આ કામ કરવા જાય તો તેને મહેકમનું અને ટપાલનું ભારે ખર્ચ આવે. વળી રાજ્યનાં ખાતાંમાં તો માણસોની ફેરબદલી થયા કરે એટલે કોઈ નિષ્ણાત ન પણ થાય અને પુસ્તકાલયોને દોરવણીની એકસરખી નીતિ નક્કી ન કરે. તે બધું શકય બને તે માટે આ સંસ્થા " પુસ્તકાલય " માસિક ચલાવે છે અને તે દરેક પુસ્તકાલયે ફરજીઆત લેવાનું ધોરણ છે. આ માસિક દ્વારા પુસ્તકાલયોના સંચાલકોને દર મહિને પ્રસિદ્ધ થતાં પુસ્તકો–માસિકો ઇ. તથા તેમાં પ્રસિદ્ધ થયેલી જાણવા જોગ હકીકતો આપવામાં આવે છે. તે ઉપરાંત રાજ્યના પુસ્તકાલય ખાતા તરફથી પુસ્તકાલયો માટેની સૂચનાઓ–સરક્યુલરો તથા બીજી ઉપયોગી માહિતી પૂરી પાડવામાં આવે છે. આ યોજનાથી રાજ્યને ઘણા ખર્ચની બચત અને કામની સરળતા થાય છે. તેમ જ પુસ્તકાલયોને ઘણી ઉપયોગી માહિતી અને દોરવણી દરમાસે મળતી રહે છે. જો આ માસિક પ્રસિદ્ધ કરવામાં આવ્યું ન હોત તો ખાતાના હુકમોથી ફક્ત પુસ્તકાલયોના મંત્રીઓ એકલા જ વાકેફ રહેત. પરંતુ આ માસિક દ્વારા આ હુકમોની પ્રજાને પણ જાણ થાય છે અને એ હુકમો સંબંધી ચર્ચાઓ થઇ યોગ્ય સુધારા વધારા થઇ શકે છે, એટલું જ નહિ પણ આથી આડકતરી રીતે પ્રજામાં એક જાતનું વાતાવરણ ઊભું થાય છે.

### (૭) પુસ્તકપ્રકાશન

આપણે ત્યાં મોટી સંખ્યામાં ગમે તેવાં પુસ્તકો પ્રસિદ્ધ થાય તેટલાથી જ માત્ર પુસ્તકાલયપ્રવૃત્તિની સફળતા સિદ્ધ થતી નથી. પ્રવૃત્તિની સફળતા જનતામાં શિષ્ટ સાહિત્યના બહોળા પ્રચારથી થાય છે. તે હેતુ સિદ્ધ કરવા માટે આ સંસ્થા તરફથી જનતાને ઉપયોગી નીવડે એવાં સારાં પુસ્તકોનું પ્રકાશન કરવાની યોજના પણ મંડળે હાથ ધરેલી છે. અત્યાર સુધીમાં આ સંસ્થાએ ૬૬ પુસ્તકો પ્રસિદ્ધ કરેલાં છે. આ બાબતમાં અમારા ધ્યેયને પહોંચવા અમારે ઘણું કરવાનું બાકી છે, એ વસ્તુનું અમને ભાન છે. અને આ દિશામાં સંસ્થાની પ્રવૃત્તિઓ વિસ્તારવાની યોજનાઓ અને શકયતાઓનો વિચાર આ સંસ્થાના વ્યવસ્થાપકો

ગંભીરપણે કરી રહ્યા છે. આ બાબતમાં જે કોઈ યોજના થાય તેમાં ગુજરાતના લેખકોની સહાયની જરૂર પડશે જ. અને તે મળી રહેશે એવી અમને ખાતરી છે.

ઉપર પ્રમાણે આ સંસ્થા ઊભી કરવામાં પુસ્તકાલયપ્રવૃત્તિનો યોગ્ય દિશામાં વિકાસ થાય તે રીતે તેના સ્થાપકે વિચાર કરી જાત જાતની યોજનાઓ કરેલી છે. આ બધું કરવા છતાં પુસ્તકાલયોની સ્વતંત્રતા ગુમાઇ ન જાય અને આટલી મોટી સંખ્યાનાં પુસ્તકાલયો સાથેના વહેપારમાંથી નફો કરી પૈસાદાર થઈ જવાની કોઇને લાલચ ન થાય તે હેતુથી આ સંસ્થાને વડોદરા રાજ્યના સહકારી નિબંધ અનુસાર નોંધાવેલ છે. તેના સભાસદો તે જ તેના માલિકો છે. અને હદ ઉપરાંત વધારે નફો ન લેવાય તેની પૂરતી કાળજી રાખવામાં આવે છે. આ સંસ્થામાં હાલ ૧૯૩ વ્યક્તિ અને ૫૪૨ પુસ્તકાલયો સભાસદ છે. તેમણે લીધેલા દરેક રૂા. ૨૫) નો એક એવા ૧૭૪૫ શેરથી તેનું શેરનું ભંડોળ રૂા. ૪૩૬૨૫) છે. સભાસદોને દર વર્ષે શેર ઉપર ૪½% જેટલું વ્યાજ મળે છે. વળી એક વધુ વિશિષ્ટતા એ છે કે મંડળના વ્યવસ્થાપકો માટે કોઇ પણ જાતનું વેતન લેવાનું ધોરણ રખાયું નથી; સૌ વ્યવસ્થાપકો નિષ્કામ ભાવે પોતાની સેવાઓ આપે છે. બાકીની રકમ તેનાં ફંડોમાં લઇ જવામાં આવે છે. વીસ વર્ષમાં તેનાં રિઝર્વ અને બીજાં ફંડોની રકમ રૂ. ૨૬૮૦૨–૧૨–૩ ની થઈ છે. એ રીતે વીસ વર્ષ સુધી ઓછામાં ઓછા નફે પ્રમાણિકપણે ધંધો કરવા છતાં આર્થિક રીતે આ સંસ્થા ઘણી સારી સદ્ધર દશામાં આવેલી છે. આ બતાવી આપે છે કે ધંધામાં પ્રમાણિકતા એ જ સારામાં સારી નીતિ છે.

સંસ્થાની વિશિષ્ટતા જોઇને આ રાજ્યના તેમ જ હિંદુસ્તાનના બીજા પ્રાંતોના અમલદારો ખૂબ આકર્ષાયા છે. મુંબાઇ ઇલાકાના મહાસભાવાદી પ્રધાનમંડળના વડા પ્રધાન શ્રી. ખેર સાહેબ તો એટલા ખુશ થઇ ગયા હતા કે તેમણે સ્વર્ગસ્થ મોતીભાઇ સાહેબને આખા ગુજરાત માટે આ જાતની સંસ્થા ઊભી કરવાની યોજના ઘડવા માટે બે–ચાર વખત બોલાવ્યા હતા. ગુજરાતમાં તેવી યોજના થઇ હોત તો મુંબાઈ ઇલાકામાં અને બીજા પ્રાન્તોમાં પણ તેનું અનુકરણ થાત અને આખા દેશમાં શિષ્ટ સાહિત્યના પ્રચાર અને વિકાસ માટે ભવ્ય યોજના આજે અસ્તિત્વમાં હોત. પરંતુ દુર્ભાગ્યે પૂ. મોતીભાઇ સાહેબનું અવસાન થયું અને કૉંગ્રેસ પ્રધાન મંડળોએ સત્તાનો ત્યાગ કર્યો. એ બધું થવા છતાં આ દેશની સરકારને દેશની પ્રજાનું સાચું હિત હૈયે વસતું હોય તો આ જાતની યોજનાઓ કરી શિષ્ટ સાહિત્યનો પ્રચાર કરી પ્રજાનું કલ્યાણ કરવાની પ્રવૃત્તિ હાથ ધરવાની યોજના કરવી ઘટે એમ અમારૂં માનવું છે.

આ સંસ્થાના વિકાસમાં વડોદરા રાજ્યના અમલદારો, રાજ્યનાં પુસ્તકાલયો અને પુસ્તકાલયપ્રવૃત્તિના વિકાસ માટે પ્રયત્ન કરતાં ભિન્ન ભિન્ન મંડળો અને વ્યક્તિઓ તેમ જ મંડળના વ્યવસ્થાપક મંડળ તથા તેના સ્ટાફનો કિંમતી ફાળો છે. અને આ બધામાં આ પ્રવૃત્તિ પાછળની ભાવનાઓ રેડવાનો યશ આ સંસ્થાના સ્થાપક અને તેના વિકાસમાં અતિ મહત્ત્વની સેવા આપનાર સ્વર્ગસ્થ શ્રી. મોતીભાઇ સાહેબને ફાળે જાય છે. અંતે તેઓશ્રીના આત્માને અંજલિ આપી વિરમીશું.

વડોદરા,
તા. ૮–૧૦–'૪૪

મગનભાઇ શંકરભાઇ પટેલ
(સામાન્ય સભાના પ્રમુખ)
પ. સ. સ. મંડળ, લિ.



૧ બલૂનપ્રવાસ—અનુવાદક: શ્રી. સુરેન્દ્ર જીવરાજ પટેલ; પ્રકાશક: હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત; સન ૧૯૪૪; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૮૮+૮; સચિત્ર આચ્છાદન સહિત બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૩–૦–૦.

'સાગર સમ્રાટ,' 'પાતાળ પ્રવેશ,' 'ચંદ્રલોકમાં,' 'પૃથ્વી પ્રદક્ષિણા' વગેરેના મૂળલેખક જૂલેવર્નના પુસ્તકનો આ એક અનુવાદ છે. જૂલેવર્નનાં પુસ્તકો સાહસ અને વીરકથાઓથી ભરપૂર હોય છે. પોતાના ધ્યેયની સિદ્ધિ અર્થે મોતની સામે પણ બાથ ભીડતાં અને આથડતાં આ પુસ્તકોમાંનાં પાત્રો, વાચકને સાચે જ એક સાહસિક વીર બનવાની પ્રેરણા ઉત્પન્ન કરાવે તેવાં છે. એ કાયર અને ભીરુ સ્વભાવના માનવીઓમાં ઘડીભર તનમનાટ પણ જગાવનારાં છે. આ નવું પુસ્તક પણ તેવા જ પ્રકારનું છે. ઝાંઝીબારના ટાપુમાંથી બલૂનમાં પ્રવાસે નીકળી, ભયંકર ઝંઝાવાતો, વિકરાળ પશુપક્ષીઓ અને આફ્રીકન જંગલી માનવીઓના અકસ્માતો સામે ઝઝૂમી આબાદ રીતે પોતાને અને પોતાના સાથીઓને બચાવી લેતો અને અકસ્માતોના કારણે બલૂનના એકે એક ભાગો નાશ પામ્યા છતાંય આફ્રિકાની વિસ્તૃત નાઈલ નદીનું મૂળ શોધવાનો પ્રયત્ન કરતા અને તેમાં સફળ થતા વીર દાક્તર ફર્ગ્યુસનની આ એક રોમાંચક સાહસોથી ભરેલી અદ્‌ભુત કહાણી છે. યુવાનો આ પુસ્તક જરૂર વાંચે અને બીજા મિત્રોને વંચાવે.

૨ ખાલી ખોળો—લેખક અને પ્રકાશક: શ્રી. સીતારામ જે. શર્મા; શ્રી. સુભદ્ર પ્રકાશન મંદિર, ૨૨૩૬, બાઉઆની પોળ, રાયપુર, અમદાવાદ; સન ૧૯૪૪; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૯૨; સચિત્ર આચ્છાદનવાળું બોર્ડ પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

પ્રકાશક તરફથી શરૂ થયેલ, સુભદ્ર ગ્રંથાવલીનું આ બીજું પુસ્તક છે. એમાં ટૂંકી ટૂંકી ૧૯ સામાજિક નવલિકાઓ અપાઇ છે. આ નવલિકાઓ, માનવીઓના જીવનમાં ઊંડે ઊંડે કેવા કલહો સમાયલા છે; કેવો અનેકયા પ્રકારનો અસંતોષ વ્યાપી રહ્યો છે; નિર્ધનતા કેટલી હદે મૂઝવી રહી છે વગેરે ટૂંકામાં પણ સચોટ રીતે દર્શાવે છે. 'ખાલી ખોળો' એ આ પુસ્તકની પહેલી વાર્તા છે. નિ સંતાન સ્ત્રી સંતાન મેળવવા માટે કેવાં વલખાં મારે છે તેનો હૂબહૂ ચિતાર આ વાર્તા દર્શાવે છે. 'અ–દ્રષ્ટા'

૩. મ્હારું ભવિષ્ય—આ ૧ થી ૪ બે પુસ્તકમાં. કદ, પૂઠાં, વગેરે ઉપર પ્રમાણે. લેખક : શ્રી. "જ્યોતિષી પડ્યા"; પ્રકાશક સંદેશ પ્રકાશન મંદિર–અમદાવાદ. પૃષ્ઠ પહેલા પુસ્તકનાં ૪૨૭+૧૯, તથા બીજા પુસ્તકનાં ૩૦૦+૮, બન્નેનું કુલ મૂલ્ય રૂા. સવાઆઠ. ૧૯૪૪

હમણાં હમણાં આપણે ત્યાં જ્યોતિષવિજ્ઞાનનાં ઠીક ઠીક પુસ્તકો બહાર પડતાં જાય છે.

તેમાં આ એક કિંમતી ઉમેરો કરે છે. એના સર્જક શ્રી. જ્યોતિષી પંડયા એ વિષયના ઠીક જાણકાર હોઇને તેમના અભ્યાસ અને અનુભવના પરિપાકરૂપ આ બૃહદ્‌ગ્રંથ તેમણે તૈયાર કર્યો છે.

એમાં જ્યોતિષવિદ્યાને લગતી લગભગ તમામ હકીકતો એવી સરળ ભાષામાં આપી છે કે જેમાંની ઘણી ખરી વાચક કોઇની મદદ સિવાય પણ તેને સમજી શકે તેવી છે. વળી હસ્તરેખાવિજ્ઞાન તેમ જ રાશીઓ પરથી માણસની ખાસિયતો અને વ્યાપાર પર ગ્રહોની વિવિધ અસરો વગેરે આપ્યું છે.

આખુંય પુસ્તક (બન્ને ગ્રંથો) જ્યોતિષવિદ્યાના એક સમગ્ર સારસંચય સરખું થયું છે.

એ વિષયમાં રસ ધરાવતા વાચકો માટે પુસ્તકાલયો અચૂક વસાવે.

**૪. બુદ્ધિધન બીરબલ**—ભાગ ૧–૨ લેખકઃ શ્રી. રામચંદ્ર ઠાકુર, એમ. એ. પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ. ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૬૭+ ૨૦, ત્રિરંગી સચિત્ર પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૬–૧૨–૦. ૧૯૪૪

આ પુસ્તકના લેખક શ્રી. રામચંદ્ર ઠાકુરે આ અગાઉ એમની નવલકથા "આમ્રપાલી" લખી આપણા સાહિત્યમાં એક સુંદર ઐતિહાસિક ઘટનાત્મક પુસ્તક આપણને આપ્યું છે. એ જ લેખકે આ વખતે આ બીજું ઐતિહાસિક કથાત્મક પુસ્તક રજૂ કર્યું છે.

બીરબલના સંબંધમાં આપણે ત્યાં અનેક લોકોક્તિઓ પ્રચલિત છે, એના બુદ્ધિચાતુર્ય પર સમગ્ર ભારત ઓવારી જાય છે. એની એ બુદ્ધિચાતુરી અને હાજરજવાબીનાં સંખ્યાબંધ દૃષ્ટાંતો પરંપરાએ આપણે ત્યાં પ્રચલિત થયાં છે. અલબત્ત, કેટલાંક અતિશયોક્તિભર્યાં પણ હશે; છતાં તેમાંની અનેકમાંથી આપણને બોધ સાથે વિનોદ પણ મળે છે. એમાંની મુખ્ય મુખ્ય ગણી શકાય એવી કથાઓને બિરબલની સળંગ સૂત્રાત્મક નવલકથારૂપે લેખકે આ પુસ્તકમાં ગૂંથી લીધી છે. વાર્તાશૈલી એકધારી ગતિએ વહી જતી હોઇને કોઇ વાર વાચકને એ ઊંડાણમાં પણ ખેંચી જાય છે, છતાં એની રમૂજથી એક પ્રકારનો હાસ્યવિનોદ તો મળે જ છે.

સળંગ વાર્તારૂપે આમાં બીરબલની હાજરજવાબીની વાતો વણી લેવામાં આવી હોવાથી તે એકી બેઠકે વાચક પૂરી કરીને જ છોડે તેવી આમાંની આખીય વાર્તાકથા રજૂ કરાઇ છે. ઉપરાંત મોગલકલાનો હૂબહૂ ખ્યાલ આપે તેવાં અકબર, બીરબલ, એનો દરબાર, નવ રત્નો અને બેગમોની ત્રિરંગી તસ્વીરોથી પુસ્તક વધુ આકર્ષક બન્યું છે.

બીરબલની વાતો વાંચી વિનોદ મેળવવા માગનાર વાચકો માટે પુસ્તકાલયો આ પુસ્તક પોતાને ત્યાં વસાવે.

**૫ બિરબલની ચિત્રમય બાલવાતો**—લેખકઃ શ્રી. પ્રકાશમ્ ગવલ, પ્રકાશક, કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ જાડા એન્ટિક કાગળનાં ૧૬૮, સચિત્ર પાકું પૂઠું, મૂલ્ય રૂ. ત્રણ. ૧૯૪૪

મોટી વયનાં માણસો બિરબલની બુદ્ધિ–ચાતુરી અને હાજરજવાબીનો આનંદ–વિનોદ

માણે તો બાળકો તેનાથી વંચિત રહેવાં ન જ જોઇએ. તેમને માટે પણ પ્રકાશકે બાલભોગ્ય શૈલીએ દરેક વાર્તાને લગતાં ચિત્રો આપીને આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. એમાં બિરબલની આસપાસ ગુંથાયેલી રમૂજી અને ગમ્મત સાથે જ્ઞાન આપે તેવી નાની નાની ૬૫ વાર્તાઓ આપી છે. કુમારો–કિશોરો આ વાર્તાઓ વાંચવા પ્રેરાય તેવી છે; ઉપરાંત માબાપો માટે નાનાં બાળકોને તો વાર્તા કહેવા માટે બિરબલની આ વાતો વાંચી સંભળાવવામાં ઠીક કામ લાગે તેવી છે.

પુસ્તકાલયમાં આવતાં બાળકો માટે સુખેથી વસાવી લેવાય.

૬. **વિક્રમની વાતો**—પ્રયોજકઃ શ્રી. આનંદકુમાર ભટ્ટ, પ્રકાશક કદ ઉપર પ્રમાણે. સચિત્ર આચ્છાદન સહિત પાકુ પૂઠું, મૂલ્ય રૂા. ૪–૮–૦. ૧૯૪૪.

વિક્રમ સંવતને ૨૦૦૦ વર્ષ પૂરાં થયાને ટાંકણે વીર વિક્રમને લગતી વાર્તાઓનું આ પુસ્તક પ્રકાશકે વખતસર પ્રસિદ્ધ કર્યું છે.

વિક્રમના ઇતિહાસને સાંકળતી અનેક વાતો, આપણે ત્યાં પ્રચલિત છે અને શામળ ભટ્ટ રચિત પદ્યમય વાર્તાઓ તો જાણે આપણું લોકસાહિત્ય જ બની ગયું છે. શામળ ભટ્ટે રચેલી એ વાર્તાઓ આજે પણ આપણી ગ્રામજનતામાં ખૂબ આદરથી વંચાય છે અને એની આસપાસ ગુંથાયેલી બુદ્ધિચાતુરી, વીરતા, સાહસ અને કુતૂહલની વાતોથી એ વાચક જનતા મુગ્ધ બને છે. ગમે તેવી બેઢબ રીતે છપાયેલી એ વાર્તાઓ વાંચીને જનતા આનંદ અનુભવે છે ત્યારે, તદ્દન નવા જ રૂપમાં અને રોચક શલીએ તૈયાર થયેલું આ પુસ્તક વાચકોને જરૂર આકર્ષક નીવડે તેવું બન્યું છે.

રાજપાટ છોડી ભાઇ ભર્તૃહરિને એ રાજ્ય સુપ્રત કરી જનાર વીક્રમ પાછળથી ત્યાગભાવનાને ઘડીભર વેગળી મૂકી એ જ રાજધુરા પોતાના ખભે ઉઠાવવા તત્પર થનાર એ, મહારાજાને તેમ કરવા માટે શું કારણો મળ્યાં, તેમ જ વૈતાળે કહેલી વિવિધ વાર્તાઓ વાર્તારસિયાઓને જરૂર ગમી જાય તેવી છે.

પુસ્તકને છેડે પ્રયોજકે આપેલી વિક્રમને લગતી ઐતિહાસિક માહિતી પણ આપણા ઇતિહાસ પર ઠીક ઠીક પ્રકાશ પાડી વિક્રમ કોઇ થયો જ નહોતો અને આ બધી વાતો બનાવટી હોવાનું કહેનારાઓ માટે ઠીક જવાબરૂપ ગણી શકાય તેમ છે. તેમાં પણ આ સાહિત્ય કઇ કઇ ભાષાઓમાં અવતાર પામ્યું છે તેનુ પણ પ્રયોજકે દિગ્દર્શન કરાવ્યું છે. વાર્તારસિકો માટે પુસ્તકાલયો વસાવે.

૭ **ભગવાન બુદ્ધ**—લેખકઃ શ્રી. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા, પ્રકાશક, કદ, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૮૪, મૂલ્ય રૂા. અઢી.

ભગવાન બુદ્ધને લગતું અત્યાર સુધીમાં અતિ અલ્પ સાહિત્ય આપણી ભાષામાં મળી આવે છે. અગાઉ, બે–ત્રણેક સ્થળેથી એ પ્રસિદ્ધ થયેલું. બુદ્ધ ભગવાનને લગતી વાર્તાઓ, ઉપદેશો અને ધમ્મપદ સરખાં પુસ્તકો આપણે ત્યાં છે, પરંતુ ભગવાન બુદ્ધના જીવનને સંકલિત કરતાં જીવનચરિત્રનાં પુસ્તકો અલ્પ સંખ્યામાં પ્રસિદ્ધ થયાં છે.

આ પુસ્તકના લેખક શ્રી. ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા એક સારા સાહિત્ય સર્જક છે. એક વખતે એમના સામયિક "ભારતજીવને" વાચક જનતામાં સારો આદર મેળવ્યો હતો. અને એમનાં રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદજીને લગતાં પુસ્તકો પણ ઠીક આદર પામતાં હતાં. એ લેખકે ભગવાન બુદ્ધને લગતું આ ચરિત્રપુસ્તક ભિન્ન ભિન્ન ભાષાઓમાં લખાયેલાં પુસ્તકોના તારતમ્યરૂપે તૈયાર કર્યું છે. ભગવાન બુદ્ધના જીવન વિષેનું આ પુસ્તક આદર્શ જીવનચરિત્રના પુસ્તક તરીકે વસાવી લેવાય.

૮. ગૃહિણીમિત્ર—લેખક-પ્રકાશક-કદ-પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૨૮૪+૨૦, મૂલ્ય રૂ. ૫-૦-૦. ૧૯૪૪

પ્રકાશક તરફથી જે સ્ત્રીઓપયોગી પુસ્તકો અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયાં છે તેમાં આ પુસ્તકથી ઉમેરો થાય છે. મૂળ હિંદીમાં "ગૃહિણી કર્તવ્ય" નામક પુસ્તક પ્રસિદ્ધ થયેલું તેમાંથી કેટલોક ભાગ આમાં આપી અન્ય પ્રસિદ્ધિ પામેલા સ્ત્રીઓપયોગી લેખો પણ આમાં સંગ્રહાયા છે. તેમાં મુખ્યત્વે સ્ત્રીઓ માટે જાણવાજોગ અને આચરવાજોગ અનેક બાબતોનો સમાવેશ કરેલો છે—સ્ત્રીસ્વભાવથી લઈને એના ગૃહવૈદક સુધી અને બાળઉછેર વગેરે સઘળી બાબતોનો સમાવેશ કરેલો છે.

એક કાળે પ્રસિદ્ધ થતા "સુંદરી સુબોધ"માં આવતા અનેક ઉપયોગી લેખો બહેનોમાં ખૂબ વંચાતા. એમાંના સ્ત્રીસમાજને હિતકર એવા લેખો પણ પુસ્તકમાં સંગ્રહાયા છે. બહેનોમાં પ્રચાર કરવા યોગ્ય આ પુસ્તક મહિલા અને કન્યા પુસ્તકાલયો ખાસ વસાવે અને આમ પુસ્તકાલયો પણ એ વસાવે તો બહેનોમાં વંચાવવા જેવું પુસ્તક છે.

૯ સંસ્કાર—લેખકઃ પ્રો. શ્રી. મોહનલાલ પાર્વતીશંકર દવે; પ્રાપ્તિસ્થાનઃ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત, ક્રાઉન-કદનાં પૃષ્ઠ ૧૮૦, પાકું બોર્ડનું પૂઠું, મૂલ્ય રૂ. દોઢ. ૧૯૪૪;

પ્રો. દવે આપણા આગેવાન સાહિત્યસર્જકો પૈકીના એક છે. એમણે આ અગાઉ બીજાં સર્જનો પણ આપણને આપ્યાં છે. આ પુસ્તકમાં એમણે જુદે જુદે પ્રસંગે આપેલાં આર્ય સંસ્કારને પોષક એવાં વ્યાખ્યાનો અને લેખોનો સંગ્રહ છે. એ બધાં જ શુભ સંસ્કારો પ્રતિ દોરી જાય તેવાં હોઈને સંસ્કારવાંચ્છુઓ માટે એક આદર્શ સમાન છે. એમાં અપાયેલા વિષયોમાં મુખ્યત્વે કેળવણીવિષયક હોઈને સમાજને સ્પર્શતા પ્રશ્નોની છણાવટ પણ છે. સંસ્કારપ્રેમી વાચકો આ પુસ્તક અવશ્ય વસાવે. આજના કાગળની મોંઘારતના વખતમાં એનું દોઢ રૂપિયો મૂલ્ય ખરે, અલ્પ જ લેખાય.

૧૦ રાતરાણી—લેખિકાઃ શ્રી. ચન્દ્રિકા પાઠકજી, પ્રાપ્તિસ્થાનઃ યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૫૪, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય રૂા. એક. ૧૯૪૪.

લેખિકા બહેને રચેલાં ૪૮ કલ્પનાકાવ્યોનો આ નાનકડો સમુચ્ચય છે. એમાં સ્વતંત્રપણે વિહરતી કલ્પના છે, ગેયતા છે, અને સાથે સાથે અર્થપૂર્ણતા પણ છે. કાવ્યરસિકોને વિવિધતામર્યાં આ કાવ્યો ગમે તેવાં છે. કલ્પનાવિહારીઓએ અને કાવ્યરસિકોએ પુસ્તક વસાવવા જેવું છે. ૫૪ પાનાના પુસ્તકની એક રૂપિયો કિંમત જરા વધુપતી લેખાય.

**૧૧ બાલરંજના**—લેખિકાઃ શ્રી. જયમનગૌરી પાઠકજી, પ્રાપ્તિસ્થાન, ક્રમ, પૂર્વ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૬૨, મૂલ્ય ૦–૮–૦. ૧૯૪૪.

નાનાં બાળકોને અભિનય અને નૃત્ય બહુ પ્રિય હોય છે. અને તેનું તેઓ પ્રદર્શન ઇચ્છે એ સ્વાભાવિક છે. લેખિકાબહેને એવાં બાળકો અભિપ્રેત કરી શકે અને નૃત્ય સાથે તાલબદ્ધ ઉતારી શકે એવાં બાલભોગ્ય શૈલીએ રચાયેલાં ૨૭ વિવિધરંગી ગીતો, રાસ, નૃત્યગીતો અને અભિનયગીતો આ નાની પુસ્તિકામાં આપ્યાં છે. બાળકોને એ ગાવાં–ભજવવાં ગમશે અને મોટેરાંઓને એમાંથી આનંદ પ્રમોદ મળશે. **મ. પ્ર. વ્યાસ**

**૧૨ વીસમી સદીનું પાકશાસ્ત્ર**—લેખિકાઃ શ્રી. સુમતિ નાગરદાસ પટેલ, પ્રકાશકઃ નાગરદાસ ઈ. પટેલ; મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૫૨+૮, દ્વિરંગી કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. અઢી. ૧૯૪૪.

લેખિકાબહેને આ વિષયની સમજ આપતું રંભાનું રસોઈઘર આ અગાઉ લખ્યું છે. કન્યાઓને ઉપયોગી એ પુસ્તક આપણે ત્યાં ઠીક પ્રચાર પામ્યું છે. આમ છતાં અનેક જાતની વાનીઓ બનાવવા માટે અને સંપૂર્ણ માહિતીભર્યું પુસ્તક બહાર પાડવાની એ બહેનની ઉલટથી આ પુસ્તક તૈયાર કર્યું છે. એમાં એમણે, રસોઈ બનાવવાનાં ઉપકરણો ચૂલાથી લઈને ભિન્નભિન્ન રુચિ ધરાવનારાઓની પસંદગીની રસોઇની રીતો આપી છે. એમણે બતાવેલી વાનીઓ–જેવી કે, ૪૫ જાતના મસાલા, ચટણી, રાયતાં ને કચુંબર, ૧૬ જાતનાં વડીપાપડ ને પાપડી, ૨૮ જાતનાં અથાણાં, ૧૦ જાતના મુરબ્બા, ૩૫ સાદી રસોઈની ચીજો, ૩૦ જાતની કઢી, કઠોળ ને દાળ, ૧૪૯ જાતનાં શાકભાજી, ૧૨ જાતના પાક, તેમ જ ફરાળની ૨૬ જાતની ચીજો અને ૧૭ જાતની માંદા માણસોને ઉપયોગી ચીજો જેવી વિવિધ વાનીઓની બનાવટ પદ્ધતિ થોડું ભણેલી બહેનો પણ સમજી શકે તેવી સરળ ભાષામાં આ પુસ્તકમાં આપી છે. પાકશાસ્ત્ર પ્રેમીઓ અને વાનીઓની વિવિધતા માણવા ઇચ્છતાં સ્ત્રીપુરુષો માટે આ પુસ્તક ઠીક માર્ગદર્શક નીવડે તેવું છે. મહિલા પુસ્તકાલયો ખાસ વસાવે. આમ પુસ્તકાલયો પણ સવડ પ્રમાણે સુખે વસાવે.

**૧૩ ધન્ય જીવન**—લેખકઃ મુનિ શ્રીકનકવિજયજી, પ્રકાશકઃ મંત્રી, શ્રી જૈન સ્વાધ્યાય મંદિર, ઠે. શ્રી જનશ્રેયસ્કર મંડળ, મહેસાણા. સં. ૨૦૦૦. બત્રીસપેજી ડાયરી સાઈઝ પૃ. ૪૦૦ કિં. છાપી નથી (લખીને ૧–૩ જણાવેલ છે) પહેલાં 'દિવ્યદર્શન'માં દર્શાવેલ વિષયોનું પુનઃ સસ્કરણ કરી આ નામે પુસ્તિકાની રચના છે. આમાં ત્રણ ખંડોમાં ૧ પ્રતિજ્ઞા–સ્વીકાર, નિત્ય નિયમો, ધર્મવ્રતોનું ધ્યેય, રોજના નિયમો, આપણું પર્વ, ૨ ધર્મો વૈ અમૃતમ્, ધર્મસ્વરૂપ અને સાધનો, પ્રસન્ન પળો, મંગલ પ્રાર્થના, અમીનાં વહેણ ૩ આદર્શ મુનિ–જીવન, મુનિના ત્રણ મનોરથો, સંયમધર્મનાં સમાધિસ્થાનો, ધર્મ જાગરણ એ વિષયો પર સત્રાત્મક શૈલીએ મુમુક્ષુઓને ઉપયોગી થાય તેવો વિવિધ માર્મિક બોધ દર્શાવ્યો છે. મુખ્યતયા શ્રાવકો–શ્રાવિકાઓ અને સાધુ–સાધ્વીઓને ઉદ્દેશી લખાયેલો આ ગ્રંથ જૈનોને વિશેષ ઉપયોગી થવા સંભવ છે; જૈનેતરોને પણ આમાંથી કેટલુંક જાણવા-સમજવા જેવું છે. **લા. ભ. ગાંધી**

[ અનુસંધાન પૃષ્ઠ ૩૫૦ને છેડે ]



## ૧ નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદનાં પુસ્તકો

૧. ગીતાધર્મ—(નવી આવૃત્તિ) લેખકઃ શ્રી. દ. બા. કાલેલકર, મૂલ્ય ૧–૦–૦
૨. લોકમાતા— „ „ „ મૂલ્ય ૦–૮–૦
૩. સર્વોદય—(પુનર્મુદ્રણ) લેખકઃ મોહનદાસ ક. ગાંધી, મૂલ્ય ૦–૩–૦
૪. વિશ્વશાંતિ—(ચોથી આવૃત્તિ) લેખકઃ શ્રી. ઉમાશંકર જોષી, ૦–૪–૦
૫. કૌશિકાખ્યાન—લેખકઃ શ્રી. જુગતરામ દવે, મૂલ્ય ૦–૩–૦
૬. પ્રાચીન શીલકથાઓ—લેખકઃ શ્રી. ગોપાલદાસ જીવાભાઇ પટેલ, મૂલ્ય ૦–૬–૦
૭. હિન્દુસ્તાની પાઠાવલિ—પહલી કિતાબ–સંપાદકઃ મગનભાઇ દેસાઇ, મૂલ્ય ૦–૭–૦
૮. Constructive Programme : Its meaning and place—
by : Gandhiji. 0-6-0

## ૨ સસ્તુ સાહિત્ય વ. કાર્યાલયનાં પુસ્તકો

૯. પ્રભુમય જીવનનું રહસ્ય—સંપાદકઃ સદ્‌. ભિક્ષુ–અખંડાનંદ, મૂલ્ય ૧–૦–૦
૧૦. પરમસુખી થવાના ઉપાય—બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથ્થુરામ.શર્મા, સંપાદકઃ શ્રી. માણિક્ય વર્મા, મૂલ્ય ૨–૦–૦
૧૧. સંત કબીર–આધ્યાત્મિક પદો—સંપાદકઃ શ્રી. વા. મો. શાહ, મૂલ્ય ૧–૦–૦
૧૨. અવધૂત ગીતા—અનુવાદકઃ શાસ્ત્રી પ્રતાપરાય પ્રભારામ ભટ્ટ, મૂલ્ય ૧–૦–૦.
૧૩. તૈલંગસ્વામી—અનુ. સ્વ. શિવપ્રસાદ દલપતરામ પંડિત, મૂલ્ય ૦–૮–૦

## ૩ આર. આર. શેઠની કું. નાં પુસ્તકો

૧૪. બે મિત્રો—લેખકઃ શ્રી. ગોવિંદભાઇ રા. અમીન, ૪–૦–૦
૧૫. ક્રૌંચવધ—મૂળલેખકઃ શ્રી. વિ. સ. ખાંડેકર, મૂલ્ય ૫–૮–૦

## ૪ એન. એમ. ઠક્કરની કું. મુંબઇનાં પુસ્તકો

૧૬. વિક્રમની વાતો—પ્રયોજકઃ શ્રી. આનંદકુમાર ભટ્ટ, મૂલ્ય ૪–૮–૦
૧૭. ગૃહિણીમિત્ર—લેખકઃ શ્રી. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા, મૂલ્ય ૫–૦–૦

૧૮. ભગવાન બુદ્ધ—લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય ૨–૮–૦
૧૯. બિરબલની ચિત્રમય બાળવાતો—લેખકઃ શ્રી. પ્રકાશમ્ રાવલ, મૂલ્ય ૩–૦–૦
૨૦. કમાણીની કળા—લેખકઃ શ્રી. રતિલાલ કરુણાશંકર ઓઝા, મૂલ્ય ૩–૦–૦
૨૧. એક કદમ આગે—લેખકઃ શ્રી. રસિકલાલ એમ. શાહ, મૂલ્ય ૩–૦–૦

## ૫ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૨૨. વિક્રમાદિત્ય હેમુ—લેખકઃ શ્રી. ' જયભિખ્ખુ, ' મૂલ્ય ૫–૦–૦
૨૩. બેઠા બળવો—લેખકઃ ઉપર પ્રમાણે. મૂલ્ય ૨–૦–૦
૨૪. સોરઠી જવાહિર—લેખકઃ શ્રી. મનુભાઇ જોધાણી, મૂલ્ય ૩–૦–૦
૨૫. સોરઠી શૂરવીરો—લેખકઃ ,, ,, મૂલ્ય ૦–૧૨–૦
૨૬. જનપદ ભા. ૧–૨—લેખકઃ ,, ,, મૂલ્ય ૧–૪–૦
૨૭. દેશ દીવાન—(નવી આવૃત્તિ) લેખકઃ શ્રી. ગુણવંતરાય આચાર્ય, મૂલ્ય ૪–૮–૦
૨૮. તણખા—ભા ૧ લો (૬ઠ્ઠી આવૃત્તિ) લેખકઃ શ્રી. ધૂમકેતુ, મૂલ્ય ૩–૦–૦
૨૯ પડછાયા—(બીજી આવૃત્તિ) લેખકઃ ઉપર પ્રમાણે. મૂલ્ય ૧–૪–૦
૩૦. ગિજુભાઇના પાઠો—લેખકઃ સ્વ. ગિજુભાઇ, મૂલ્ય ૦–૧૨–૦
૩૧. નવી વાતો—લેખકઃ ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૮–૦
૩૨. ઈશ્વરની શોધમાં—લેખકઃ સ્વામી રામદાસ, મૂલ્ય ૧–૮–૦

## ૬ અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૩૩. વિવાહમંદિર—મૂળલેખકઃ શ્રી. નારાયણ ભટ્ટાચાર્ય, પ્રાપ્તિસ્થાનઃ આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ. મૂલ્ય ૯–૦–૦
૩૪. સંગ્રામ—લેખક. શ્રી. ' યદુનંદન, ' પ્રકાશકઃ સુભટ ગ્રંથાવલિ, બાઉઆની પોળ, અમદાવાદ. મૂલ્ય ૨–૮–૦
૩૫. ગીતા વિષય પ્રબંધ—પ્રયોજકઃ પુરુષોત્તમ બાણુજી પરીખ, અમરેલી (કાઠિયાવાડ)
૩૬. Self Restraint Vs. Self Indulgence Part I. by; M. K. Gandhi, Re. 1–8–0
૩૭. તુલસીદાસ—લેખક અને પ્રકાશકઃ શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, બાલજીવન કાર્યાલય, વડોદરા, મૂલ્ય ૦–૮–૦
૩૮. યોગદીક્ષા—સંપાદકઃ અનિલબરન રૉય, પ્રકાશકઃ અરવિંદ કાર્યાલય, આણંદ, ૧–૪–૦




## સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીન સા. ના તૈલચિત્રનું અનાવરણ

પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ના સંસ્થાપક સ્વ. શ્રી. મોતીભાઇ સાહેબ હતા. એઓશ્રીને માનાંજલિ અર્પનાર એક ગૃહસ્થના શબ્દોમાં કહીએ તો, પુસ્તકાલય મંડળના પાયાના ચણતરથી લઇને શિખર સુધીની રચનામાં એમનો આવિર્ભાવ હતો. એટલે મંડળના સ્થાપક તરીકેનું સ્વર્ગસ્થ પ્રત્યેનું ઋણ ઓછું નહોતું. એની ૨૦-૨૦ વર્ષની કારકિર્દી પાછળ એઓ જીવ્યા ત્યાં સુધી એની જાગ્રત તકેદારી રાખી રહ્યા હતા અને એના હિતાહિતના પ્રશ્નો સ્વર્ગસ્થના મગજમાં રમ્યા જ રહેતા. એ ઋણનો સંપૂર્ણ ભાર તો મંડળ જ્યારે અદા કરશે ત્યારે ખરું, પરંતુ એમાંનું શક્ય તેટલું ઋણ, મંડળે ગઇ તા. ૮ મીના રોજ મંડળના કાર્યાલયમાં એમનું તૈલચિત્ર ખુલ્લું મુકાવીને અદા કર્યું છે. પોતાના સ્થાપક પ્રત્યેની મંડળની આ માનાંજલિથી અમે હર્ષ પામીએ છીએ અને મંડળ, સ્વર્ગસ્થના આદેશ અનુસાર પ્રગતિવંત રહ્યા કરો એવી અંતરની અભીપ્સા વ્યક્ત કરીએ છીએ.

***

## કાગળ કરકસર નિયમમાંથી મુક્તિ

સમસ્ત દેશભરમાં જ્યારે કાગળ કરકસર ધારાનો અમલ ચાલી રહ્યો છે ત્યારે પુસ્તકાલયને પણ એની અસર થઇ જ છે. પરંતુ અન્ય સામયિકો કરતાં એનું ધ્યેય અને કાર્યવિસ્તાર શૈક્ષણિક હોઇને શિક્ષણવિષયક સાહિત્યને અગાઉના વપરાશના ૫૦ ટકા કાગળ વાપરવાની જે છૂટ અપાઇ છે તે "પુસ્તકાલય"ને પણ મળવા શ્રીમંત સરકાર સમક્ષ માગણી સાદર કરવામાં આવી હતી. અને અમારી એ માગણીને શ્રી. સરકારે સ્વીકારી અમને પાછલા વપરાશના ૫૦ ટકા કાગળ વાપરવાની છૂટ આપી છે તે બદલ અમે શ્રીમંત સરકારનો આભાર માનીએ છીએ.

આમ છતાં કેટલીક વાર ( અરે આ અંકે પણ ) અમારે માટે તેટલો કાગળ પણ પૂરતો થઇ પડે તેમ નથી હોતો. આથી દિલ્હી પત્રકારોના મંડળ મારફત સામયિકોને ન્યુસપ્રિન્ટ કાગળ વાપરવાની પરવાનગી મેળવવાની યોજના ઘડાઇ હતી તેમાં અમે પણ સામેલ થયા અને અમારી એ માગણીને બ્રિ. મધ્યસ્થ સરકારે પણ સ્વીકારીને અમને અમારા પાછલા વપરાશ પ્રમાણે ન્યુસપ્રિન્ટ કાગળ વાપરવાનું રેશન આપ્યું છે. આમ છતાં હજી એ કાગળ મેળવવા માટેની એની પરમીટ ન્યુસપ્રિન્ટ કન્ટ્રોલર તરફથી અમને મળી નહિ હોવાથી આ

અંકે અમે અમારા રાખેલા મુજબના ૫૦% કાગળ વાપરી આ અંક પ્રકટ કર્યો છે. અમને આશા છે, આવતા અંકથી અમે "પુસ્તકાલય"ની પૂરી પૃષ્ઠસંખ્યા આપવા શક્તિમાન થઈશું. એટલે "પુસ્તકાલય" પાછું એના પૂર્વકદમાં પ્રસિદ્ધ થવા માંડશે. એ માટે અમે બન્ને સરકારોનો આ તકે આભાર માનીએ છીએ.

***

## લવાજમપ્રસિદ્ધિ

ગયા અંકે અમે વર્તમાનપત્રો-સામયિકોના વાર્ષિક લવાજમની યાદી પ્રસિદ્ધ કરી હતી, પરંતુ અગત્યનાં ગણી શકાય તેવાં ૨ સામયિકોનાં નામ-લવાજમ છાપવાં રહી ગયેલાં તે નીચે મુજબ છે —

(૧) નવગુજરાત—(તંત્રીઃ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ) વા. લ. રૂા. ૪–૦–૦

(૨) રેખા—(તંત્રીઃ શ્રી. જયંતિ દલાલ) વાર્ષિક લવાજમ રૂ. ૪–૦–૦

***

પુસ્તકાલય સ. સ. મંડળ લિ. માં રજાઓ—દીવાળીના તહેવારો અંગે મંડળમાં શનિવાર તા. ૧૪–૧૦–૪૪ થી ૨૬–૧૦–૪૪ સુધી રજાઓ રહેશે. અને તે પછી, તા. ૨૭–૧૦–૪૪ શુક્રવારે પ્રબોધિની એકાદશી, અને તા. ૨૭–૧૨–૪૪ ને બુધવારે મોહોરમ અંગે મંડળનું કાર્યાલય બંધ રહેશે, તેની નોંધ લેવા પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલ ભાઇઓને વિનંતિ.

---

[ પૃષ્ઠ ૩૪૬નું ચાલુ ]

૧૪ વીરદાદા જશરાજ—લેખક, અમિત જોશી, પ્રકાશકો, કાંતિલાલ ડી. ઠક્કર તથા અંબાશંકર મોનજી તે અમિત જોશી; ઇ. સ. ૧૯૪૨, ૨જી આવૃત્તિ; પૃ. ૧૨૮; પૂઠું કાર્ડ બોર્ડપટીનું; કિં. ૨–૦–૦.

વૈશ્યવૃત્તિમાં, આજના જમાનામાં, આગળ તરી આવતી લોહાણા કોમ ભગવાન શ્રી રામચંદ્રજીના વંશમાંથી ઊતરી આવેલી અસલ ક્ષત્રિય જાતિની હોઇ ઇ. સનના દશમા અગિયારમા સૈકા સુધી હિંદના દરવાજાની રખવાળીનું કામ એ વીર જાતિને હસ્તક હતું એમ આ પુસ્તક વાંચતાં જણાઇ આવે છે. આજના લોહાણા અને તેમના કુલગોર સારસ્વત બ્રાહ્મણો અતુલ પરાક્રમી અને પ્રખર વિદ્વાન હતા, એ વાતની પ્રતીતિ આ પુસ્તકના પાને પાને મળે છે. જગપ્રસિદ્ધ ઝંગીસખાંનું મૃત્યુ ગાળાના ઇતિહાસમાં શિખવાય છે તેમ ચીનના રણપ્રદેશમાં નહિ પરંતુ પ્રસ્તુત પુસ્તકના અગ્રનાયકને હાથે મુલ્તાનના કિલ્લામાં થયેલું એવું લેખકે આ પુસ્તકમાં સપ્રમાણ સિદ્ધ કરેલું એ બીના ઇતિહાસ પર અજવાળું નાખનારી જ ગણાય. ઇતિહાસના શોખીનોએ તેમ જ લોહાણા માત્રે આ પુસ્તક વાંચી જવું જોઇએ. એના વાચનથી લોહાણાઓમાં અસ્મિતા જાગ્રત થશે તો લેખકનો પરિશ્રમ સાર્થક થયો ગણાશે.

પુસ્તકના મુદ્રણમાં રહેલી ભાષાપ્રયોગ તેમ જ વ્યાકરણની ત્રુટિઓ નવી આવૃત્તિ વખતે સુધારી લેવાની ભલામણ છે.

---


આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ 'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૧૦-૪૪

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એક જ મુખપત્ર



પુસ્તક ૧૯ મું | નવેમ્બર-૧૯૪૪ | અંક ૧૧ મો

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

★ 'હિંદના કોમી પ્રશ્નોનાં કારણો તથા તેનું નિવારણ ' ઉપર જે શ્રેષ્ઠ નિબંધ લખાઇ આવે તેને તથા તે પછીના શ્રેષ્ઠ નિબંધ ' માટે પંજાબ નેશનલ લિબરલ ફેડરેશને રૂા. ૧૦૦૦) તથા રૂા. ૫૦૦) નાં ઇનામો જાહેર કર્યાં છે.

આ નિબંધો ૧૫,૦૦૦ શબ્દોથી વધારે લાંબા ન હોવા જોઇએ અને ૧૯૪૪ ના ડિસેંબરની ૩૧ મી તારીખ પહેલાં, ફેડરેશનના પ્રમુખને ( ૧૭ મેકલેગન રોડ, લાહોર ) મળી જવા જોઇએ.

★ પંજાબ યુનિવર્સિટીના લેકચરર ડૉ. સૈયદ અબ્દુલ્લાને ' ફારસી સાહિત્યમાં હિંદુઓનો ફાળો ' નામક તેમના પુસ્તકને ૧૯૪૩ ની સર્વોત્તમ કૃતિ ગણીને, પંજાબ કેળવણી ખાતાની સલાહકાર સમિતિએ રૂા. ૧૦૦૦) ઇનામ તરીકે આપવાનું નક્કી કર્યું છે.

★ સામાન્યતઃ લોકો સ્ટેલિનના નામને સાહિત્યવિષયક પારિતોષિક સાથે સંકળાયેલું ગણે નહિ. તેથી તેમને જાણીને આશ્ચર્ય થશે કે ગયે વર્ષે એક નવલકથા માટે લગભગ ૬૦,૦૦૦ રૂપિયાનું સ્ટેલિન પારિતોષિક આપવામાં આવ્યું છે.

પોલિશ દેશભક્તોના મોરકોના સંઘના પ્રમુખ વાંડા વાસિલેવ્સ્કાને તેના પુસ્તક 'ધી રેઇન્બો' માટે આ ઇનામ આપવામાં આવ્યું છે. પહેલી આવૃત્તિની ૪૦,૦૦૦ નકલો માત્ર બે જ દિવસમાં વેચાઇ ગઇ હતી !! પુસ્તક પરથી ચલચિત્ર ઉતારવામાં આવ્યું છે.

જર્મનોએ રશિયન ગામડામાં પ્રવેશ કર્યો ને લાલ લશ્કરે તેમને ત્યાંથી હાંકી કાઢયા ત્યાં સુધી ગામમાં શું બન્યું તેની હકીકત આ નવલકથામાં આપવામાં આવી છે.

★ જગતને સાપેક્ષવાદના સિદ્ધાંતની સમજ આપનાર પ્રો. આઇન્સ્ટીનનું બીજું મહાન પુસ્તક ' ધી બી-વેકટર ફીલ્ડ ' ( The Bi-vector Field ) પ્રગટ થયું છે. અમેરિકન વૈજ્ઞાનિકોના કહેવા મુજબ આ પુસ્તક વિશ્વના ગંભીર કોયડા પર વધારે પ્રકાશ પાડશે.

આઇન્સ્ટીનનું અંગ્રેજી ભાષાંતર થયું છે પરંતુ તેમાં જર્મન શબ્દતાલ રહ્યો છે. આઇન્સ્ટીન પૈસાદાર ન હોવા છતાં કોઇ પણ જાતના ધંધાદારી કાર્યમાં જોડાવાની તેણે ના પાડી છે. રેડિયો પર વાર્તાલાપ કરવા માટે એક મિનિટના ૨૫૦ પૌંડ આપવાની તેની સમક્ષ માગણી મૂકવામાં આવી હતી જેનો પણ તેણે અસ્વીકાર કર્યો છે,

★યુનાઇટેડ સ્ટેટસમાં પહેલું અરેબિક વર્તમાનપત્ર ઈ. સ. ૧૮૯૮ માં નાઇમ એ. મોકરાઝેલે કાઢ્યું હતું.

★૧૯૪૨–૪૪ ના વર્ષો સંબંધી લખાયેલ અને માત્ર ૨૦૦૦ નકલની મર્યાદિત ફેલાવાવાળું એ ગીનીની કિંમતનું મિ. એચ. જી. વેલ્સનું તાજેતરમાં પ્રગટ થયેલ પુસ્તક, કદાચ તેનું છેલ્લું પુસ્તક હશે, તેમ એના મિત્રોને ભય લાગ્યો છે; કેમકે છેલ્લા કેટલાક અઠવાડિયાથી વેલ્સની તબિયત બરાબર રહેતી નથી.

પુસ્તક પ્રસિદ્ધ કર્યા પહેલાં, પુસ્તકમાં જેના જેના વિષે પોતે ટીકા કરી હતી તેને વેલ્સે ' ગેલીપ્રૂફ ' મોકલ્યાં હતાં. આમાં પાર્લમેન્ટના કોમનવેલ્થ પક્ષના આગેવાન સર રિચર્ડ ઍકલેન્ડનો સમાવેશ થતો હતો. પુસ્તક પ્રગટ થયા પછી સર રિચર્ડ તે ખરીદી શકે તેમ ન હોવાથી એક મિત્રની માગી લાવેલ નકલ તે વાંચવા લઇ આવ્યા. સર રિચર્ડને જણાયું કે જે લખાણ માટે પોતે વાંધો લીધો હતો તે લખાણ તેમાં છપાયું નહોતું. સર રિચર્ડે જણાવ્યું કે તે લખાણનો નિર્દેશ પણ થઇ શકે તેમ નથી.

એક મિત્ર સાથે આ સંબંધી વાત નીકળતાં તેણે જણાવ્યું કે, ' વેલ્સ ખરેખર વિચિત્ર વ્યક્તિ હોવો જોઇએ. જગતની સમજૂત માટે તે પુસ્તક લખે છે. પછી ઍકલેન્ડ જેવા સમાજવાદી આદર્શવાદી તેની સામે બદનક્ષીનો દાવો ન કરી શકે તે માટે ખાતરી કરવા સોલીસીટરની મદદ લે છે. તેની પાસે વિગતોનો ભંડાર છે, પરંતુ જેમ રંગનો જથ્થો રાખનાર તેનો માલિક ચિત્રકાર બની જતો નથી, તેમ વેલ્સને રાજકીય બાબતોમાં પ્રમાણભૂત ગણી શકાય નહિ.

★જગતની પુનરંચના સંબંધી લિપ્મેનના તાજેતરમાં પ્રગટ થયેલ પુસ્તક ' યુનાઇટેડ સ્ટેટસની યુદ્ધનેમો 'એ જગતનું ખૂબ ધ્યાન ખેંચ્યું છે.

આ પુસ્તકે અત્યાર સુધી ચાલતી આવેલી કેટલીક માન્યતાઓને ફ્ંગોળીને ફેંકી દીધી છે, પરંતુ તેમાં રહેલી વિશિષ્ટ પ્રકારની નૂતનતા સંબંધી બે મત નથી.

આ પ્રસિદ્ધ લેખકનાં આંતરરાષ્ટ્રીય લખાણોએ વર્ષો થયાં જગતનું ધ્યાન ખેંચ્યું છે. તે જગતને ચાર કક્ષા ( orbit ) માં વહેંચી નાખે છે: (૧) આટલાંટિક કક્ષા (૨) રશિયન કક્ષા (૩) ચાઇનીઝ કક્ષા (૪) હિંદુ–મુસ્લીમ કક્ષા.

આ કક્ષાની આગેવાન પ્રજાઓ પોતાની કક્ષામા સુલેહ કરશે તથા શાંતિ જાળવશે. હિંદુ–મુસ્લીમ કક્ષાની મર્યાદા હજુ નક્કી કરવામાં આવી નથી.

★' ઍલિસ ઇન વન્ડર્લૅન્ડ ' નામક પુસ્તકની પહેલી આવૃત્તિની ભાગ્યે જ વીસ નકલો અત્યારે અસ્તિત્વ ધરાવતી હશે. તે પુસ્તક ૧૮૬૫ માં છાપવામાં આવ્યું હતું પરંતુ તેનું જનતાને વેચાણ કરવામાં આવ્યું નહોતું; કેમકે લુઇ કેરોલને તે પુસ્તકનાં ચિત્રોમાં દોષ દેખાયો હતો. પહેલી આવૃત્તિની એક નકલની કિંમત ૫૦૦ પૌંડથી વધારે ઉપજી હતી.

★વિક્ટર હ્યુગોનું નવું પુસ્તક પ્રગટ થયું તે દિવસે સાંજે પોતાના પુસ્તકનું કેવું વેચાણ થાય છે તે જાણવાની જિજ્ઞાસા તે અટકાવી શક્યો નહિ, તેથી તેણે પોસ્ટકાર્ડ ઉપર પ્રશ્નાર્થ ચિન્હ ( ? ) મૂકીને પ્રકાશકને મોકલ્યું.

પ્રકાશક પણ ગાંજ્યો જાય તેવો નહોતો, તેણે જવાબમાં આશ્ચર્યચિહ્ન ( ! ) મૂક્યું.

—છોટાલાલ માનસિંગ કામદાર

# મહાન ગણાતા વાચકોની વિવિધ ખાસિયતો

(૧) શેલી જબરદસ્ત વાંચનારો હતો. લોકોમા એ કિતાબોનો કીડો કહેવાતો કોઇ વખત તો રોજના સોળસોળ કલાક વાચતો. ઊભા ઊભા વાંચવાની એને ટેવ હતી.

(૨) દાન્તે એક વખત રસ્તામા બેસી વાચતો હતો. ત્રણ કલાક વીતી ગયા તેની એને ખબર ન રહી. રસ્તામા ઉત્સવનો મેળો હોવાથી ધમાલ મચી રહી હતી તેનું એને કશુ ભાન જ ન થયુ. કોઇએ પાછળથી કહ્યુ કે ' અહીં તો મોટો મેળો ભરાયો હતો ' ત્યારે દાન્તેને એ વાત ખબર પડી હતી

(૩) ડી' ક્વીન્સી ચોપડીઓ વાચવા લાવતો તે કદિ પાછી વાળતો નહિ તેમ તેની કાળજી પણ રાખતો નહિ ગમે તેવુ કિંમતી પુસ્તક હોય પણ તેને કઇ ઉતારો લેવા જેવુ જણાય તો ઉતારી ન લેતા પાનુ જ કાપી લેતો.

(૪) વીલ્કીના ' વન વર્લ્ડ ' (અખડ દુનિયા) પુસ્તકને એક વર્ષ સુધી તો સરકારે મુબઇના બારામા સુરક્ષિત દબાવી રાખ્યું. એ વાચના લોકો ઘણા આતુર હતા. એટલે સુધી કે જોડીઆ પ્રાતના એક રાજદ્વારી નેતાએ જ્યા સુધી એ પુસ્તક હિંદમા વાચવા માટે છૂટુ કરવામા ન આવે ને પોતે તે વાંચી ન લે ત્યા સુધી પોતાની જેલયાત્રા મુલતવી રાખી હતી. જ્યારે એણે પુસ્તક મેળવ્યુ અને વાચ્યુ ત્યારે આનદિત બની જેલમા જવા તૈયાર થયો

(૫) એથી ઉલટુ, આપણે ત્યા કેટલાક એવા પુસ્તકો પ્રગટ થાય છે, જે વાચ્યા પછી વિવેચકોને થઇ આવે છે કે આવા પુસ્તકો વાચવાની સજા કરતા જેલયાત્રાની સજા સારી !

(૬) કેટલાય વર્ષો પહેલા અગ્રેજી સાપ્તાહિક ' ટીટ-બીટ્સ 'મા ક્ષયથી પીડાતા સ્ત્રીપાત્રની ચાલુ વાર્તા આવતી. તે એક ડૉક્ટર લખતો ક્ષયરોગ ધરાવતી એક સ્ત્રી પણ તે વાચતી. વાર્તાના અતમા પાત્ર મરી જશે એવા રોગના અને વાર્તાના લક્ષણો લેખકે દેખાડવા માડયા. આથી આ દર્દીના-ડૉક્ટરને ચિંતા પેઠી ને એણે પેલી ચાલુ વાર્તાના લેખક-ડૉક્ટરની મુલાકાત લઇ પોતાના દર્દીને ખાતર અને માનવહિત માટે વાર્તાનુ દર્દી પાત્ર જીવી જાય એવો અંત આણવા વિનતિ કરી લેખક ડૉક્ટર પણ માનવતાથી ભર્યો હતો એણે વાર્તાના પાત્રને જીવાડયુ અને એ દ્વારા સાચા દર્દીને પણ *

—મૂલરાજ અંજારિયા

## વાંચનારને—

સવિનય વિનંતિ કે--

(૧) ચોપડી વાંચવા સારુ જ છે; પણ તમારી પેઠે બીજાઓ પણ તે વાંચી શકે તે માટે તમારે તેની સંભાળ લેવી ને તે વાંચવાના નિયમ પાળવા એ જરૂરી છે

(૨) ચોપડી લઈ જવાની નામઠામ તારીખની નોંધ કરાવીને જ ચોપડી લઈ જશો

(૩) તેને જરા પણ બગાડશો નહિજી

(૪) બીજાને વાંચવા ન આપશો. કેમકે તેથી એ ગુમાઈ જશે.

(૫) જલદીથી વાંચીને તરત જાતે જ પાછી પહોંચાડશો ને નોંધાવશો જાતે ન પહોંચાડો ને અમારે મંગાવવી પડે તો તે પછી ચોપડી વાંચવા માંગવાનો હક રદ સમજશો. પણ એથી આપણા વાચન-પ્રચારમાં ઉણપ આવેલી માનશો નહિ.

(૬) ચોપડી વખતસર પાછી પહોંચાડવાની જવાબદારી કે તેના નિયમો ન પળાય તો કૃપા કરી ચોપડી માગતાં શરમાજો

આ કાપલી કાઢી લઇ તમારા પુસ્તકાલયમા ટાંગો.

* " નવચેતન "માંથી.

# નાઝીઓએ બાળેલાં પુસ્તકો હજુ જીવંત છે.

અગિયાર વર્ષ પહેલાં ૧૯૩૩ ના મેની ૧૪ મી તારીખે નાઝીઓએ મનુષ્યજાતિ વિરુદ્ધનો એક મહાન અપરાધ–પુસ્તકો બાળી નાખવાનો-કર્યો. નાઝીઓના મનથી આ મહાન દિવસ હતો. હિટલરનો જયનાદ પોકારતા વિદ્યાર્થીઓ વિશ્વવિદ્યાલય ધરાવતાં ત્રીસ જર્મન શહેરોમાંથી લગભગ બધામાં ફરી વળ્યા હતા. શહેરના ચોકમાં હોળી પ્રગટી હતી. નાઝી બેન્ડો મધુર સરોદ બજાવી રહ્યા હતા. હાથમાં મસાલ લઇને સરઘસો ચોકમાં આવતાં અને પાછળ હજારો પુસ્તકો આવતાં હતાં. અને પછી રોમન લોકોના સરકસની ક્રૂરતાની અવધિ આવતી હતી.

આ રીતે નાઝી લોકોએ જર્મનીમાં જંગલીપણાના આગમનની જાહેરાત કરી. આ રીતે તેઓએ રીશના પુનઃ શસ્ત્રીકરણની તથા જર્મનીના યુવકની યુદ્ધકેળવણીની શરૂઆત કરી. સરકારનો કબજો મેળવીને તથા જર્મનીનું રાજકીય સ્વાતંત્ર્ય હરી લઇને નાઝીઓએ બુદ્ધિને ગુલામ બનાવી પોતાની સત્તાની ગેરંટી મેળવી.

જે મનુષ્યોએ ખાંડાના ખેલ ખેલ્યા હોય તથા સ્વાતંત્ર્ય માટે બલિદાન દીધાં હોય, જે લોકો સ્વતંત્રતાનો ઉપભોગ કરતા હોય અને જે લોકોએ સ્વતંત્રતા વેચી મારી હોય અથવા તો તે ગુમાવી હોય અને તેને અંગે તેમને સહન કરવું પડતું હોય, તથા બીજાઓનું સ્વાતંત્ર્ય હરી લેવા જે બીજાઓને દુ:ખ આપે છે તથા મારી નાખે છે–આ બધા વિષે મનુષ્યને પુસ્તકમાંથી માહિતી મળે છે.' જ્યાં સુધી પુસ્તકો આવાં મુક્ત હોય ત્યાં સુધી નાઝીવાદ જીવી શકે નહિ, કેમકે તો તો સમય જતાં મનુષ્યો પણ સ્વતંત્ર થાય. જે પુસ્તકોમાં યુદ્ધની મહત્તા કરતાં શાંતિના સુખને પસંદગી આપવામાં આવી હોય, જે પુસ્તકોમાં રાજ્યની મહત્તા કરતાં મનુષ્યની મહત્તાને વધારે ગણવામાં આવી હોય, જે પુસ્તકોમાં ગુલામગીરી કરતાં મૃત્યુને પસંદ કરનારા મનુષ્યોની વાતોનું વર્ણન હોય તે પુસ્તકોનો નાશ થાય તે જ નાઝી કાર્યક્રમ માટે આવશ્યક વસ્તુ હતી.

પુસ્તકો બાળી નાખવાની અગત્ય બાકીના જગતને સમજાઇ નહિ હોય, પરંતુ વ્યવસ્થિત ગુલામીના તજજ્ઞ એવા નાઝીઓને તે બરાબર સમજાઇ હતી. બર્લિનમાં હોળી સળગાવવા માટે મોટા અધિકારીઓ તૈયાર રાખવામાં આવ્યા હતા. આસપાસ એકઠા થયેલા ઉત્સાહિત ટોળાને પોલિસ લાઇનમાં રાખતી હતી.

નાઝી ગણવેશ પહેરીને પાંચ હજાર જર્મન વિદ્યાર્થીઓ સરઘસમાં ફરતા હતા. તેઓ હોળીની આસપાસ અર્ધચંદ્રાકારમાં ઊભા રહ્યા અને નાઝી વિદ્યાર્થીઓના એક પ્રતિનિધિએ 'સ્વાતંત્ર્ય સંબંધી ખોટા વિચારો "ની ઝાટકણી કાઢી નાઝી પત્રોના રિપોર્ટ પ્રમાણે એક પછી એક વિદ્યાર્થીએ આવીને "નામે યાહુદી અને શાંતિપ્રચારક' પુસ્તકોને અગ્નિમાં હોમી દીધાં. અને આ રીતે આખો ખટારો ભરેલાં પુસ્તકોને અગ્નિદેવે ભરખી લીધાં. ગણવેશ ધારણ કરેલ એક વિદ્યાર્થીએ આગળ આવીને કેટલાંક પુસ્તકો અગ્નિમાં જલાવી દેતાં કહ્યું કે "વિશ્વયુદ્ધના જર્મન સૈનિકો પ્રત્યેના દ્રોહ માટે હું "એરિક્મેરિયા રિમાર્ક "નાં પુસ્તકોની

અગ્નિદેવને આહુતિ આપું છું. બીજા નાઝી વિદ્યાર્થીએ અગ્નિદેવને સંબોધીને કહ્યું: ' આત્મિક જીવનનાં હદ ઉપરાંત વખાણ કરવાના વિરોધ તરીકે હું સીગમન્ડ ફ્રોઇડનાં પુસ્તકો જલાવી દઉં છું. '

નાઝીઓ માટે આ મહાન દિવસ હતો. અને તેથી તેઓ બરાબર જાણતા હતા. બર્લિનના નાઝી વર્તમાનપત્ર ' ડરએંગ્રિફે ' લખ્યું કે ' આ ક્રિયા ઐતિહાસિક બનાવ હતો–તે દિવસ અતિ મહત્ત્વનો ઐતિહાસિક દિવસ હતો. '

તે રાત્રે વિશ્વવિદ્યાલયવાળાં શહેરોમા વિચારસ્વાતંત્ર્ય તથા માનવતા સામે સંપૂર્ણ યુદ્ધ જાહેર કરવામાં આવ્યું. આ બન્ને ગુણોને નાઝીઓ ' બીનજર્મન ' તથા ' આત્મનાશક ' ગણે છે.

ડૉ. જોસેફ ગેબેલ્સે બર્લિનનાં પુસ્તકો બાળનારાઓ સમક્ષ મહત્ત્વનું નિવેદન કર્યું: " આ રાખમાંથી નવી ભાવનાના ફીનીક્ષ પક્ષીનો વિજયી ઉદ્ભવ થશે. " અને આ નવી ભાવના શું છે ? વિચારનું સ્થાન અંધશ્રદ્ધાને આપવાનું તથા ' બુદ્ધિ ' શબ્દની જ બદબોઇ કરાવાનો.

બીજા દેશોમાં વિરોધ સભાઓ ભરવામાં આવી હતી. પુસ્તકો બાળનારાઓ પ્રત્યે તિરસ્કાર દર્શાવનારાં નિવેદનો પર લેખકોએ સહીઓ કરી. સ્વતંત્ર દેશોના સ્વતંત્ર માણસોએ પોતાની નાપસંદગી વ્યક્ત કરી. પરંતુ જર્મનીમાં એક નાઝી પંગાંગમાં આ પંક્તિ છપાઇ હતી: " જર્મન ખાસિયતવાળો માણસ બુદ્ધિપ્રધાન હોવાનું ધિક્કારે છે "

જર્મન કવિ ગોટ્હોલ્ડ એફ્રેઇમ લેસિંગે ૨૦૦ વર્ષ પહેલા પોતાના નાટક ' નાથન ધી વાઇઝ ' માં અને તેના બીજા લેખોમા સહિષ્ણુતાના આદર્શની ઘોષણા કરી હતી તે જર્મન કવિનું ડહાપણ હવે બીનજર્મન લેખાવા માંડ્યું છે. નાઝીઓ આવા વિચારોને સહન કરી શકયા નહિ. હેન્રિક હીમનાં કાવ્યો બીન–જર્મન ગણાવા લાગ્યાં. સ્પાઇનોઝાના તત્ત્વજ્ઞાનની પણ કુદરતી રીતે જ તે સ્થિતિ થઇ. ફ્રેંચ વોલ્ટેરનું પણ તેવું જ થયું. યહુદીઓની સાથે તેમનાં પુસ્તકોની પણ હોળી ! જે લેખકોએ પોતાનાં મન આર્થિક, સામાજિક અથવા સાંસ્કૃતિક પ્રગતિશીલ વિચાર પ્રતિ ઢાળ્યાં હતાં–અથવા તો એક યા બીજી રીતે નાઝી આદર્શોની વિરુદ્ધ હતા તેમનાં પુસ્તકોને બીન–જર્મન ગણી જપ્ત કરવામાં આવ્યાં.

આલ્બર્ટ આઇન્સ્ટીન ? તેને બાળી મૂકો; તેને નહિ તો તેનાં પુસ્તકોને બાળી નાખો. ટોમસ મેન ? ટોમસ મેસેરિક ? કાર્લ માર્કસ ? બધાનાં પુસ્તકો માટે હોળી તૈયાર છે ! જર્મન પ્રજાસત્તાકના એક વખતના મહેસુલ મંત્રી રૂડોલ્ફ હિલ્ફેર્ડીંગનું આ પુસ્તક છે. તેને બાળી નાખો. હેન્રી બેસર્સ, ફ્રીડરીશ વિલ્હેલ્મ ફૂર્સ્ટર, એક્સ એડ્બર, ફર્ડિનાન્ડ લાસાલેનાં પુસ્તકોનું પણ તેમ જ કરો. શાંતિવાદનાં લખાણો માટે નોબેલ પારિતોષિક મેળવનાર કાર્લ લોન ઓસીટ્ઝકીનાં પુસ્તકોનું શુ ? શોલે મ એશ તથા આર્નોલ્ડ ઝવીગનાં પુસ્તકોનું શું ?

અને જે લોકો હમેશાં સ્વાતંત્ર્ય અને મુક્તિની વાતો કરે છે તથા લેખો લખે છે

તેમનાં પુસ્તકોનું શું ? અલબત્ત, શેરવૂડ એન્ડર્સન, સ્ટીવન વિન્સેન્ટ બેનેટ, પર્લ બક, જહૉન ડોસ પેસોસ, થિયોડર ડ્રીઝિયર, એડના ફર્બેર, અર્નેસ્ટ હેમીંગ્વે,-સિંકલેર લુઈ, કાર્લ-સેન્ડબર્ગ તથા અપ્ટન સિંકલેરનાં પુસ્તકો પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. એચ. જી. વેલ્સ તથા હક્સલેનાં પુસ્તકો પણ તેનાં સાથી બન્યાં હતાં.

ત્યારે નાઝીઓ માટે વાંચવાનું બાકી શું રહ્યું ? ન બાળેલાં પુસ્તકો કયાં હતાં ? બાકી નાઝી સાહિત્યનાં તથા તે પક્ષને અનુસરતાં હોય તેવાં વિકૃત અર્થવાળાં કેટલાંક શિષ્ટ પુસ્તકો બાકી હતાં. ' બીનજર્મન ભાવનાની વિરુદ્ધની જે કાર્યવાહી કમિટી ' એ જર્મન પુસ્તકાલયોનાં પુસ્તકો બાળી નાખ્યાં તેણે જ યુદ્ધની તથા વિજયની યશગાથાનાં પુસ્તકોની ભલામણ કરી. આધુનિક જર્મન-અથવા નાઝી લેખકોનાં જે પુસ્તકોની ખાસ ભલામણ કરવામાં આવી હતી તેમાં હિટલરની 'મીન કાન્ફ' આલ્ફ્રેડ રોઝેમ્બર્ગનું કહેવાતું તત્ત્વજ્ઞાનનું પુસ્તક, પ્રોફેસર બેન્સેનું ' સાયન્સ ઑફ વૉર ' ( યુદ્ધનું વિજ્ઞાન ), બાલ્ડુર વૉન શિરાકનું ' વીરરસ 'નું કાવ્ય, અને હેન્સ જોહસ્ટનાં નાટકનો સમાવેશ થતો હતો.

જર્મનીના યુદ્ધલેખક વર્નર બ્યુમેલ્બર્ગે ઐતિહાસિક નવલકથાઓ લખી છે. તેણે પહેલા વિશ્વયુદ્ધ સંબંધી પુસ્તક લખ્યું છે પરંતુ રેમાર્કથી ઊલટું, તેને યુદ્ધક્ષેત્રમાં વિજયી કાર્યો તથા ઉદાત્ત આત્માઓ મળી આવ્યા હતા. રેમાર્કની નવલકથાઓમાં મૃત્યુ પામેલા તથા ઘાયલ થયેલા મનુષ્યો મળી આવે છે. આવતા યુદ્ધની તૈયારી માટે જે પક્ષે પોતાની રાષ્ટ્રીયતાનો ઉપયોગ થવા દીધો તેને ટેકો આપનાર જર્મન રાષ્ટ્રીય દળના લેખકનાં પુસ્તકો-લેખક નાઝી ન હોવા છતાં-ના વાચનને નાઝીઓએ ટેકો આપ્યો હતો. /

વેગ્નરના જંગલી શૂરવીર પુરુષો માત્ર શારીરિક બળને જ માન આપતા હતા; તેઓ મુક્ત રહી શકયા હતા. ઓપેરામાં નહિવત્ ફેરફાર કરીને તેને પ્રસંગને અનુરૂપ બનાવાતા હતા.

ગેટેની સહાનુભૂતિ હિટલર પ્રત્યે નહોતી પરંતુ જ્યારે તેનો બરાબર અર્થ કરવામાં આવ્યો ત્યારે તેનાં કેટલાંક લખાણો સારા નાઝીઓ માટે સ્વીકાર્ય ગણવામાં આવ્યાં હતાં. તેનાં લખાણો પૈકી ક્રાંતિકારી એફૂત અગિશ્વાન, ગોટઝવૉન બેર્લિચિંગ્ટન સંબંધીનું નાટક છે.

નાઝીઓએ પુસ્તકો બાળ્યા પછીનાં અગિયાર વર્ષોમાં જર્મનીમાં એક નવી ભાવનાનો-પોતાના માર્ગમાં આવતી દરેક વસ્તુનો નાશ કરનારી જંગલી ભાવનાનો-ઉદ્ભવ થયો છે. અને તેથી ઉપલક દૃષ્ટિએ નાઝીઓએ પોતાની ઇચ્છાનુસાર કાર્ય કર્યાનું જણાય છે, પરંતુ ઘણે ભાગે દશ અગર પંદર ટકાથી વધારે નહિ તેટલી સંખ્યાનાં જે પુસ્તકો બાળી નાખવામાં આવ્યાં તેમાં શું હતું તેની ખબર હતી. પુસ્તકોના આત્માને જબરજસ્તીથી જમીન નીચે દાટવામાં આવ્યો, પરંતુ એટલું જ બસ હતું. કોઇપણ જ્વાળા તેને બરબી શકી નહિ. પુસ્તકો બાળતી વખતે ડૉ. ગોબેલ્સે કહ્યું તે એક રીતે સાચું જ હતું કે " આ રાખમાંથી નવી ભાવનાના ફીનીક્ષ પક્ષીનો વિજયી ઉદ્ભવ થશે. "

—છોટાલાલ માનસિંગ કામદાર

# ગુજરાતી સાહિત્યે હિન્દને શું આપ્યું ?

ગુજરાતના એક પ્રખર સાક્ષરે બેએક વર્ષ પર અમદાવાદમાં ભાષણ કરતાં પૂછ્યું કે હજી ગુજરાતીઓએ અખિલ હિન્દના સાહિત્યમાં શું ફાળો આપ્યો ? સમગ્ર વ્યાખ્યાન જોઇ જતાં તેમનું એ કથન નિરાશાજનક ન હતું, પણ ભવિષ્યમાં ગુજરાતી સાહિત્યકારો એ દિશામાં સારી જેવી પ્રગતિ કરશે એવી સ્પષ્ટ આશા સેવી રહ્યા હતા. ગુજરાતમાં આજે ઉત્તમ પંક્તિના લેખકો છે એ જોતાં તેમની આશા સકારણ છે અને તે હું સહર્ષ વધાવી લઉં છું.

પણ મારે તેમની સાથે કેટલેક મતભેદ છે. તે એ કે ગુજરાતે સારા હિન્દુસ્તાનમાં મૂકી શકાય એવી કક્ષાનું ઠીક ઠીક સાહિત્ય પ્રકટ કર્યું છે. પણ ગુજરાતી લેખકોની કમનશીબી છે કે ગુજરાતે તે હિન્દને જણાવ્યુ નથી કે ન તો હિન્દુસ્તાન તેને જાણી શક્યું છે. મહાત્મા ગાંધીજીના નવજીવનમાં લખાતા લેખો, આત્મકથા, સ્વ. મહાદેવ દેસાઇના લેખો ગુજરાતે હિન્દને નથી આપ્યા ? ગોવર્ધનરામનો સરસ્વતીચંદ્ર અને રમણભાઇનો ભદ્રંભદ્ર સારાય હિન્દમાં લોકપ્રિય થાય એવા ગ્રન્થો નથી ? બાલાશંકર અને કાન્તનાં કાવ્યો, મ. ન. દ્વિવેદીના લેખો સમગ્ર હિન્દના સાહિત્યમાં સ્થાન લઇ શકે એમ હું માનું છું.

બીજા લેખકો લઇએ તો નાનાલાલની ઉષા મારી નજરે પ્રથમ ચડે છે. એ પુસ્તિકા તો વિશ્વસાહિત્યમાં પોતાનું સ્થાન સહજે લઇ શકે છે. એના જોટા તમે બીજાં સાહિત્યોમાંથી કેટલા શોધી કાઢશો ? આપણે તેની મહત્તા પિછાની નથી અગર પિછાની હોય તો તે પર-પ્રાન્ત કે પરદેશને જણાવી શક્યા નથી. ગુજરાત પાસે એવું એકે અંગ્રેજી માસિક નથી કે જે તેના અગ્રગણ્ય લેખકોને બહાર ઓળખાવી શકે. નાનાલાલનાં કાવ્યો, મહાકાવ્યો અને નાટકો વિષે હું અહીં કંઇ કહેતો નથી.

ક. મા. મુન્શી લ્યો. તેમની ઐતિહાસિક નવલકથાઓ કોઇ પણ હિન્દી વાચક રસભેર વાંચે એવી નથી ? પૃથ્વીવલ્લભ અને ભગવાન કૌટિલ્યની સૃષ્ટિ માત્ર ગુજરાતમાં જ મર્યાદિત થતી નથી. એમનાં પૌરાણિક નાટકો તો હિન્દભરમાં રસભેર વંચાય એવાં છે. શરૂઆતમાં લખાયેલી તેમની નવલિકાઓ પણ ભૂલવા જેવી નથી. "ઇસ્ટ એન્ડ વેસ્ટ" માસિકમાં અંગ્રેજીમાં તેમની એક નવલકથા થોડી ઘણી પ્રકટ થઇ હતી, પણ તે માસિક બંધ પડતા તે અધૂરી જ અટકી ગયાનું મને યાદ છે. શ્રી. મુનશી માટે એટલી આશા રાખી શકાય કે ગુજરાતીઓના શ્રમ વિના પણ તેમની કૃતિઓ તે હિન્દભરમા જાણીતી કરી શકે એવા એ શકિતશાળી અને ઉચ્ચગ્રહી છે.

એટલી જ દૃઢતાથી હું માનું છું કે શ્રી. રમણલાલની નવલકથાઓ હિન્દના સાહિત્યમાં આદરસત્કારને પાત્ર છે. પાત્ર જ્વલન્ત છે કે નહિ, સુરેખ છે કે નહિ ૪૦ ની કસોટી કર્યા વિના પણ કોઇ પણ બેધડક કહી શકે છે કે તે વાચકોને રસદાયક નીવડશે. તેમની કોકિલા, પૂર્ણિમા, ભારેલો અગ્નિ અને હૃદયવિભૂતિ નિ:શંક ઉચ્ચ પંક્તિની નવલો છે અને તેમની કેટલીય નવલિકાઓ ( પંકજ–ઝાકળ ) પરપ્રાન્તીય કે પરદેશી વાચક સમક્ષ રજૂ કરી શકાય એવી છે. સત્યાગ્રહની ચળવળનો 'સ્નેપ' લેતી "દિવ્યચક્ષુ" કે દાયકાઓની સમીક્ષા કરતી તેમની નવલો ( છાયાનટ વિ૦ ) તો પરપ્રાન્તમાં પણ પ્રિય થઇ પડે એમ છે. એક અગ્રગણ્ય

અગ્રેજી માસિકમા પ્રાન્તીય ભાષામા પ્રકટ થતા ગ્રન્થોનુ અવલોકન આવે છે દિલગીરીની વાત છે કે ગુજરાતી ગ્રન્થોના તેના અવલોકનકાર "હૃદયવિભૂતિ' જેવા પુસ્તકને અને કોઇ મડળના વાર્ષિક રિપોર્ટને સરખી જ અગત્ય આપે છે ।

આ સિવાય ઘણા ય એવા પુસ્તકો હુ Offhand મોઢેથી ગણાવી શકુ, જે હિન્દભરમા લોકપ્રિય થઇ શકે એવા છે ગાર્ડીનરના નિબધા ભક્તોને હુ જ્યો હ દવેના લેખો વાચના ભલામણ કરૂ ગાર્ડીનરે લખેના રેખાચિત્રો બાદ કરો એ લખકોની તુલના કરવા કોઇ નિષ્પક્ષ સમીક્ષકને કહુ, તો તે દવેને ઉચ્ચતર સ્થાન આપશે શ્રી દવેના નિબધોમા હળવુ હાસ્ય સવિશેષ અને સ્વાભાવિક છે સુરતની ગઇ પેઢીનો સુન્દર ચિતાર આપતી 'અમે બધા' ઉત્તમ હાસ્યથી ભરપૂર છે એને તમે કયુ સ્થાન આપશો ? ગેલ્સવર્ધીના નાટકના વાચકોને હુ " સાપના ભારા ' અને બટુભાઇ ઉમરવડિયાના એકાકી નાટકો જોઇ જવા કહુ ઉમરવાડીઆના નાટકોને વિસારે પાડવામા તો ગુજરાતે લેખકન તેમ જ પોતાની જાતને મહાન અન્યાય કર્યો છે 'મે તમે મને ન્નાણા'એ લખેની કૃતિઓ હાઇસ્કૂલ કોલજોમા ટેકસ્ટ તરીકે રખાય અને આવા પુસ્તકોની અવગણના થાય એ કેવુ સ્વાર્થી અને ક્નિષ્ટ વાતાવરણ !

અને રા વિ પાઠકને કેમ વિસારી શકાય ? દ્વિરેફની વાતો તો જગતભરના સાહિત્યમા સત્કાર પામે એવી કક્ષાની છે, આમા કોઇને અતિશયોક્તિ લાગે તો હુ એટલુ જ જણાવુ કે ઉત્તમ અગ્રેજી સામયિકો વર્ષો થયા વાચ્યા પછી હુ આ અભિપ્રાય પ્રકટ કરુ છુ તેમના સ્વૈરવિહારોને કયુ સ્થાન આપવુ તે તો તમે જ નક્કી કરી લો હુ તો ટૂકમા એટલુ જ જણાવુ કે શ્રી પાઠકે જે કઇ લખ્યુ છે, નિબધ-નવલિકા કે કાવ્યો તે સર્વે ઉચ્ચ કક્ષાનુ, રસપ્રદ અને ધ્યેયલક્ષી છે લખવા ખાતર જ કઇ લખી કાઢવુ એવુ કઇએ લખાયુ નથી

કાકા કાલેલકર અને કિશોરલાલ મશરૂવાળાને અત્યાર સુધી ભૂલી જવામા વિનય થતા પામ્યો છે કાકાના સાહિત્યવિષયક લખો જેવા લખો બીજી ભાષાઓમા તમે કેટલાક બતાવી શકશો ? તેમની 'ઓતરાતી દિવાલ' 'સ્મરણયાત્રા ' અને 'હિમાલયનો પ્રવાસ' એ તો એક પરપ્રાન્તીયનો ગુજરાતને અણમોલ ભેટો છે ગુજરાત એ ઉપકાર વીસરી શકે એમ નથી ( કાકા જેવા ઉત્તમ ગુજરાતી સાહિત્યના સર્જકને-જેણે ગુજરાતને પોતાનુ કરી લીધુ છે તેને પરપ્રાન્તીય કહેવો તે પણ અપરાધ કરવા જેવુ લાગે છે ) અને શ્રી મશરૂવાળાનુ ગીતામન્થન કોઇ પણ સામાન્ય વાચકને કેટલુ ઉપયોગી છે ? તેમનુ જીવનશોધન ? એ વિષે તમે શુ કહેશો ? એનુ તો હિન્દી શુ-અગ્રેજી રૂપાન્તર કરી રજૂ કરાવુ જોઇએ એ મહાન વિચારક તો હિન્દના લખકોમા પોતાનુ સ્થાન સહજ લઇ લે છે

એ સિવાય ગુજરાત પાસે ઘણુ છે જે હિન્દુસ્તાનના સાહિત્યજગતમા આદર પામી શકે એવુ છે અને વખત આવતે પોતોનુ સ્થાન અવશ્ય લેશે ધૂમકેતુની નવલિકાઓ, 'ગુજરાતી' ની કેટલીક નવલો, મેઘાણીનુ તુલસીક્યારો અને સૌરાષ્ટ્રની રસધારા, મોગરા તારા વહેતા પાણી, આચાર્યનું દગિવાન, ઠાકોરભાઇની ૩પજીવિની ગુલાબદાસ બ્રોકરની કેટલીક વાતો અને ગુજરાતી પત્રની ભારતકથા ભા ૧-૧૦ એમા ગણાવી શકાય અગ્રેજીમા સારી જેવી કિંમતે પ્રકટ થતી હિન્દી બાલવાર્તાઓના પુસ્તકો જોઉ ત્યારે મને આ પુસ્તકોના સેટનુ સ્મરણ થાય છે " ઇના કદિ હોત હુ દેવ બાલ " એવા કાવ્યો બીજી ભાષામા છે ? છે

તો કેટલાં છે ? શ્રી. ચંદ્રવદન મહેતાની ' મારામારી ' અને ' નાગાબાવા ' એ નિઃશંક ઉત્તમ કૃતિઓ છે.

આજનાં હિન્દને અર્પી શકાય એવાં ગુજરાતી પુસ્તકોની મેં અહીં કંઇ યાદી કરી નથી; એટલે કેટલાંય પુસ્તકો અને ગ્રંથકારોને વિસારે મુકાઇ ગયા હશે. મારો મુદ્દો હિન્દભરમાં માન પામી શકે એવું સાહિત્ય ગુર્જર વાઙ્મય આપે છે એ બતાવવાનો માત્ર જ છે. એટલે આ લખાણને એવી યાદી તરીકે ન લેતાં લઘુતાભાવ ત્યજી આપણા સાહિત્યકારોને આદર આપતાં થઇએ એટલું જ બતાવવાનો છે. સાથે એટલું પણ જણાવી લઉં કે ઉપર્યુક્ત લેખકોની મિથ્યા પ્રશંસા કરવાનો પણ મારો હેતુ નથી. એ બધામાંના માત્ર એકને જ હું સહેજ મિત્રભાવે ઓળખું છું. વળી ગુજરાતીમાં જ સારાં પુસ્તકો છે અને બીજી પ્રાન્તીય ભાષામાં ઉત્તમ કૃતિઓ નથી એવું પણ કોઇ ન માની લે. મરાઠી, તામીલ વિ. બીજાં સાહિત્ય વિષે આપણું અગાધ અજ્ઞાન છે. મરાઠીમાંના સુદામાચા પોંઆની એકાદ એ ફાકી ગુજરાતીમાં જોયા પછી મરાઠી શીખવાનું મન થાય છે.

અંગ્રેજીમાં ઉત્તમ વાચન મળે છે તો પછી ગુજરાતી કોણ વાંચે, શું વાંચે, એવી માન્યતાથી ચાલ્યા કરનાર અંગ્રેજી ભાષા જાણનાર ગુજરાતીઓ કદી કદી ગુજરાતી સાહિત્ય પર દૃષ્ટિપાત કરતા રહે એવો હેતુ પણ આ લેખ લખવામાં રહેલો છે. રેલવેના સ્ટોલ પરથી ઝટઝટ અંગ્રેજી પ્રકાશનો ખરીદતા ગુજરાતીઓ કવચિત કવચિત ગુજરાતી પુસ્તકો, સામયિકો પણ ખરીદે એવી વિનંતિ. ગુજરાતીઓએ હિન્દભરમાં પ્રશંસા પામે એવું ઠીક આપ્યું છે, એમ કહી સંતોષ માની લેવો એમ પણ મારૂં કહેવું નથી. હું તો માનું છું કે ગુજરાતી સાહિત્યની ઉન્નતિનો હજી પ્રારંભમાત્ર થયો છે અને વખત જતાં એ વધારે સમૃદ્ધ બનશે અને સારા દેશ અને પરદેશમાં આદર પામે એવાં સર્જનો પ્રકટ કરશે.

કોઇને મજાક કરવી ગમશે કે ' આ તમારો લેખ પણ હિન્દભરમાં વંચાવા જેવો છે ' તો મારે કબૂલ કરવું રહે છે કે એ ખરૂં છે. સાહિત્યની દૃષ્ટિએ એની કંઇ કિંમત નથી. પણ ગુજરાતી સાહિત્યની ઉત્તમ કૃતિઓ પ્રત્યે પરપ્રાન્તવાસીઓનું ધ્યાન દોરવા તે ઉપયોગી કેમ ન થઇ શકે ? એવું થાય તો માત્ર એટલો જ ભય રહે કે આ દેશની બસો કે વધારે ભાષાઓની એકાદમાં ઉપર જણાવેલાં પુસ્તકોનું રૂપાન્તર થઈ જાય તો લેખકોની ભારે ખબરદારી છતાં તેમને તેની ખબર પણ ન પડે. અસલ લેખકના આર્થિક લાભ–ગેરલાભ સાથે મને સંબંધ નથી. મારો હેતુ તો ગુજરાતી સાહિત્યનો પ્રચાર–વિસ્તાર વધે એટલો જ છે. અને આવા અનુવાદ પ્રકટ થાય તેમાં મારો હેતુ તો સ્પષ્ટ જ છે. વાંધો માત્ર એટલો જ કે આવા ભાષાન્તકારોએ જણાવવું જોઇએ કે એ પુસ્તકો તેમણે મૂળ ગુજરાતી ગ્રંથો પરથી ઉતાર્યાં છે; નહિતર વખત જતાં, એના અનુવાદ કોઇ એની પરપ્રાન્તીય ભાષામાં વાંચી કોઇ પંડિત ગુજરાતી ટીકાકાર અસલ લેખકને ચોરી કરનાર ઠરાવી બેસાડે. આ ડર જેવો તેવો નથી. ગુજરાતી લેખકોએ આવા આરોપો અનુભવ્યાનું હું જાણું છું. કોઇ ગુજરાતી લેખકો પરપ્રાન્તીય ભાષામાંથી આવો લાભ લેતા હોય, તો અહીં તે વાતને કંઇ સંબંધ નથી, એવું મારે સ્પષ્ટ કરવું રહે છે.

ર. પ. મ.

# પુસ્તક પરિચય



**૧. ગૌતમ બુદ્ધ**—પ્રયોજકઃ સ્વ. મણિલાલ નથુભાઇ દોશી, પ્રકાશકઃ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૨૦+૧૬, સચિત્ર સાદુ પૂઠું, મૂલ્ય રૂા. સવા. ૧૯૪૪.

આ અગાઉ આપણા સાહિત્યમાં ભગવાન બુદ્ધનાં ચરિત્રને લગતાં પુસ્તકો જુદાજુદા પ્રકાશકો તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. તેમાં, ધર્માનંદ કૌશાંબી રચિત શ્રી. કિશોરલાલ મશરૂવાળાનું બુદ્ધલીલા—સારસંગ્રહ ઠીક પ્રમાણભૂત ગણાતું. તે અગાઉ સ્વામી અખંડાનંદજીએ પણ વર્ષો પહેલાં બુદ્ધચરિત્ર પ્રસિદ્ધ કરેલું. આ પુસ્તક એ પુસ્તકનો પુનરાવતાર હોઇને ભગવાન ગૌતમબુદ્ધના જીવનપ્રસંગો—ઉપદેશો—અને બુદ્ધધર્મમાં મહત્ત્વનાં આદરમાન ધરાવનાર ધમ્મપદ પણ મૂળ શ્લોકો સાથે આપ્યાં છે: હાલ આ પુસ્તકની બહાર પડેલી આ નવી આવૃત્તિ પુસ્તકાલયો અવશ્ય વસાવી લે. સવાબસો જેટલી પૃષ્ઠસંખ્યા છતાં એનું સવા રૂપિયો મૂલ્ય અલ્પ જ લેખાય.

**૨. પરમસુખી થવાના ઉપાય**—સંપાદકઃ શ્રી. માણિક્ય વર્મા ( માણેકલાલ નાનજી ), પ્રકાશક ઉપર પ્રમાણે. કદ, પૂઠાં, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૩૨૮+૮, મૂલ્ય રૂા. બે. ૧૯૪૪

અધ્યાત્મજ્ઞાનનાં પુસ્તકો વાંચનાર વર્ગથી સ્વ. મહાત્મા શ્રી. નથુરામ શર્માનું નામ ભાગ્યે જ અજાણ્યું હશે. એઓશ્રી એક પ્રખર સનાતન ધર્મપ્રચારક હતા અને અધ્યાત્મજ્ઞાનનો એક મહાન સ્રોત એઓશ્રીના બીલખા આશ્રમેથી વહેતો હતો. એ મહાત્મા શ્રી નથુરામે તમોગુણના ઉદ્‌ભવસ્થાનરૂપ ગણી શકાય તેવાં લક્ષણો જેવાં કે, આળસ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા, અવ્યવસ્થા, મોહ, પરનિંદા, તેમજ શોક અને રજોગુણના ધર્મો—જેવા કે, કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર દંભ, કુતૂહલ વગેરે વિષયો પર વખતોવખત આપેલાં વ્યાખ્યાનોના સારસંગ્રહ રૂપ આ પુસ્તક છે. અધ્યાત્મમાર્ગે પ્રગતિ કરવા ઇચ્છનારના માર્ગમાં નડતા આ અંતરાયોને ઓળખવા માટે એ વિષયના જિજ્ઞાસુઓ આ પુસ્તક જરૂર વાંચે. અને આત્મનિરીક્ષણ કરવાની તક મેળવી લે.

**૩. અવધૂત ગીતા**—અનુવાદક શાસ્ત્રી પ્રતાપરાય પ્રાગજી ભટ્ટ, પ્રકાશક, કદ, પૂઠાં, ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. એક ૧૯૪૪

જગતનાં પ્રાણીમાત્રને ગુરુ માની દરેકમાંથી કંઇક પણ ઉપદેશ ગ્રહણ કરવાની વૃત્તિવાળા ભગવાન દત્તાત્રેયે વિચરતા વિચરતાં એ પ્રાપ્ત જ્ઞાનામૃતનો એના પાત્ર મુમુક્ષુજનોને આપેલો આધ્યાત્મિક ઉપદેશ તે આ અવધૂત ગીતા છે. એ વિષયમાં રસ ધરાવનાર જિજ્ઞાસુ મુમુક્ષુઓને આ પુસ્તક ઠીક ઉપયોગી નીવડે તેવું છે. એવા બ્રહ્મજિજ્ઞાસુ અને બ્રહ્મપ્રાપ્તિના ઉપાયમાં સતત ચિંતનશીલ રહેતા વાચકો માટે પુસ્તકાલયો સુખે વસાવે.

મ. પ્ર. વ્યાસ

# નવીન ફાલ

**ભારતી સાહિત્ય સંઘ—મુંબઇનાં પુસ્તકો**

**રવીન્દ્રવીણા**—સંપાદકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૨–૮–૦
**દીપનિર્વાણ**—લેખકઃ શ્રી. ' દર્શક ' મૂલ્ય રૂા. ૩–૪–૦
**સાહિત્ય અને સંસ્કાર**—સંપાદકોઃ શ્રી. ભોગીલાલ ગાંધી (ઉપવાસી) અને શ્રી. જ્ઞાનુભાઇ વ્યાસ (સ્વપ્નસ્થ). મૂલ્ય રૂા. ૩–૦–૦
**આંગણાનાં શણગાર**—લેખકોઃ શ્રી. નિરજંન વર્મા અને શ્રી. જયમલ્લ પરમાર; મૂલ્ય ૦–૧૦–૦.
**વગડામાં વસનારાં**—લેખકો અને મૂલ્ય ઉપર પ્રમાણે.
**રૂપરૂપનાં અંબાર**—લેખકો અને મૂલ્ય ઉપર પ્રમાણે.
**ઊડતાં ભંગી**—લેખકો ને મૂલ્ય ઉપર પ્રમાણે.
**કંઠે સોહામણાં**—લેખકો ને મૂલ્ય ઉપર પ્રમાણે.
**પ્રેમી પંખીડાં**—લેખકો ને મૂલ્ય ઉપર પ્રમાણે
**ગગનને ગોખે**—લેખકો ઉપર પ્રમાણે મૂલ્ય રૂ. ૩–૮–૦
**દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ**—લેખકઃ શ્રી. પ્રાણશંકર સોમેશ્વર જોષી; મૂલ્ય રૂા. ૩–૮–૦
**બીલીપત્ર**—લેખકઃ શ્રી. મકનજી પરમાર; મૂલ્ય રૂ. ૩–૦–૦
**સાંબેલાના સૂર**—લેખકઃ શ્રી. "શાણો" મૂલ્ય
**પરિભ્રમણ અને બીજા લેખો**—લેખકઃ શ્રી. મેઘાણી.

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

**હાસ્યપ્રકાશ**—લેખકઃ શ્રી. જદુરાય ખંધડીઆ,
**ધરતીને મથાળે**—લેખકઃ શ્રી. મૂળશંકર મો. ભટ્ટ, પ્રકાશકઃ આઝાદ ભંડાર, ભાવનગર મૂલ્ય રૂા. ૩–૮–૦

**નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદનાં પુસ્તકો**

**જીવનનો આનંદ**—(બીજી આવૃત્તિનું પુનર્મુદ્રણ) લેખકઃ શ્રી. દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર; મૂલ્ય રૂા. ૩–૦–૦
**ગીતાબોધ**—લેખકઃ શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી; મૂલ્ય ૦–૩–૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો**

**વાઘિની દેવી**—લેખકઃ શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂા. ૪–૮–૦
**સોરાષ્ટ્રની રસધાર ભા. ૨ જો**—સંપાદકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂ. ૨)

**પદ્મ પબ્લિકેશન્સ લિ. મુંબઇનાં પુસ્તકો**

**ફેરાં**—લેખકઃ શ્રી. ડૉ. જયન્ત ખત્રી, મૂલ્ય રૂા. ૩–૮–૦
**લતા**—લેખકોઃ જુદા જુદા નવ લેખકો; મૂલ્ય ૨–૮–૦

**ગાંડીવ સાહિત્ય મંદિર-સુરતનાં પ્રકાશનો**

**નીલકંઠનું બાણ**—લેખકઃ શ્રી. ચુનીલાલ વ. શાહ, મૂલ્ય રૂા. ૩–૮–૦
**સેતુબંધ**—મૂળલેખકઃ શ્રી. શૈલજાનન્દ મુખોપાધ્યાય; મૂલ્ય રૂા. ૨–૮–૦




ગયા અંકે અમે "પુસ્તકાલય"નાં વધુ પૃષ્ઠો પ્રકટ કરવાની આશા વ્યક્ત કરી હતી. મધ્યસ્થ સરકાર તરફથી ન્યુસપ્રિન્ટ કાગળ ખરીદવાનું પરમીટ અમને સીમલાથી ગયો માસ પૂરો થવા લગભગમાં મળવાથી તત્કાળ તે કાગળ મેળવી લેવાના અમારા પ્રયત્નો છતાં, તે નહિ મેળવી શકયાથી, શ્રીમંત સરકારે અમને, ન્યુસપ્રિન્ટ સિવાયનો ૫૦ % કાગળ વાપરવાની જે છૂટ આપેલી તદનુસાર આ અંક અમોએ પ્રકટ કર્યો છે. એથી, ધારેલી વધુ પૃષ્ઠસંખ્યા અમે વાચકો સમક્ષ આ અંકે ન ધરી શકવા બદલ દિલગીર છીએ. પરંતુ એ કાગળ મેળવવાના અમારા પ્રયત્નો ચાલુ જ હોઇને આવતો અંક છાપવા માટે તો અમે તે મેળવી શકીશું જ એવી અમને પૂર્ણ શ્રદ્ધા છે એટલે આ જાતના કાગળો મળી જતાં અમે વધુ પૃષ્ઠસંખ્યા ધરાવતો ડિસેમ્બર અંક પ્રસિદ્ધ કરવા શક્તિશાળી નીવડીશું. "પુસ્તકાલય"ના વાચકો એટલી નોંધ લેવા કૃપા કરે.

***

### અન્ય સામયિકો

આ અગાઉ આપણાં સાહિત્યનાં તેમ જ ઇતર વિષયોને લગતાં સામયિકોની પૃષ્ઠસંખ્યા નક્કટકે ( કાગળકરકસર ધારાના અમલને કારણે ) દરેક સામયિકકારને ઘટાડવી પડી છે અને તેમાં એ સૌ સંચાલકો નિરુપાય જ હતા. સૌની ઇચ્છા પૂરાં પૃષ્ઠોવાળા અંકો પ્રકટ કરવાની છતાં બધાયને નિયત પૃષ્ઠો જ છાપવાની ફરજ પડી હોવાથી દરેક માસિકોનાં કદ ઘટી ગયાં છે. એ ઘટેલા કદનાં દુર્બળ દેહવાળાં માસિકો જોઇ પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલો પોતાનાં બજેટોમાં એની માગણી કરતાં અચકાય છે. પરંતુ એથી આપણા સાહિત્યપ્રચારને આપણા પુસ્તકાલયમાં આવતા અટકાવના જેવું એ પગલું નીવડવા સંભવ છે. એટલે પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલો એટલું નોંધી જ લે કે, સરકારનો કાગળધારો દૂર થતાં સૌ માસિકકારો પોતાની મૂળની પૃષ્ઠસંખ્યા પ્રકટ કરશે એટલે વૃત્તપત્રોમાં કસર કરીને પણ ગુ. સાહિત્યનાં માસિકોને પોતાના બજેટમાં સ્થાન આપવાનુ ન જ ચૂકે. ગુજરાતી શિષ્ટ માસિકો એ તો આપણા સાહિત્યનાં પ્રચારવાહી સાધનો છે. એટલે એવાં સાહિત્યશીલ માસિકો વિના પુસ્તકાલયો રખે રહી જાય, તેની કાળજી પુસ્તકાલયના મંત્રી–ગ્રંથપાલોએ કરવી જ રહી.

***

### સા. પુ. વાલમનો હીરક મહોત્સવ

વીસનગર તાલુકામાં પુસ્તકાલય પ્રવૃત્તિ કેટલી વહેલી શરૂ થઇ હતી તેનો ખ્યાલ આપણને મળે તેવો પ્રસંગ હમણાં ઉપસ્થિત થયો છે. એ તાલુકાના વાલમ કસ્બાનું લ. ના સા. પુસ્તકાલય આ વર્ષે એનો હીરક મહોત્સવ ઉજવનાર છે. એ પ્રસંગે એક સ્મૃતિઅંક પ્રકટ કરવાની યોજના પણ કરવામાં આવી છે.



***

# વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ

## (દરાપુરા તા. પાદરા)

### પત્રિકા ૧લી

૧ વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ, દરાપુરા તા. પાદરા મુકામે ભરવાનું, પાદરા મહાલ પુ. મંડળ તરફથી આમંત્રણ આપવાથી, પ્રાંત પુ. મંડળે તે આમંત્રણ સ્વીકારી, મહાલમંડળને પરિષદની તૈયારીઓ કરવાનું સૂચવાયું છે.

૨ પરિષદ, દરાપુરા મુકામે ડિસેમ્બર '૪૪ ના છેલ્લા વા જાન્યુઆરી '૪૫ ના પહેલા અઠવાડીઆમાં ગમે તે બે દિવસ ભરાશે. ચોક્કસ તારીખો હવે પછીની પત્રિકામાં પ્રસિદ્ધ થશે.

૩ દરાપુરા, પાદરા સ્ટેશનથી ફક્ત એક માઇલ જ છે. પાદરાથી ત્યાં જવાને સીધી કાચી સડક આવેલી છે. દરાપુરા અને પાદરા એ ઐતિહાસિક સ્થળો છે. અને તેનો ઇતિહાસ, વડોદરા રાજ્યના ઇતિહાસ સાથે સંકળાયલો છે. તે સબંધેની કેટલીક રસપ્રદ વાતો સૌને ત્યાંથી જાણવાની મળશે.

૪ આ પરિષદમાં, બંધારણ પ્રમાણે કસ્બા પુ. ૩; ગ્રામ, મહિલા અને બાળ પુ. ૨, અને વાચનાલય ૧ પ્રતિનિધિ મોકલી શકશે.

૫ પરિષદમાં આવનાર પ્રતિનિધિઓ માટે ઉતારાની તથા જમવાની સવડ રાખવામાં આવશે. જેઓ પરિષદને રસોડે જમશે તેમની પાસેથી બે દિવસના ત્રણ ટંકના રૂ. ૨-૮-૦ ભોજનચાર્જના લેવાશે. એક ટંક જમનાર પાસેથી રૂ. ૧-૦-૦ લેવાશે.

૬ પ્રતિનિધિ ફી ૦-૮-૦ રાખવામાં આવી છે.

૭ આ પરિષદમાં ચર્ચવાના વિષયો વિષેના નિબંધો તથા ઠરાવો જે ભાઇને મોકલવાની ઇચ્છા હોય તે ભાઇએ, ડિસેમ્બરની તા. ૨૨ સુધીમાં નીચેના સરનામે મોકલી આપવા.

૮ વડોદરા પ્રાંતનાં જે પુસ્તકાલયો, આ પરિષદમાં, પોતાના તરફથી કલમ ૪ માં જણાવ્યા પ્રમાણે પ્રતિનિધિઓ મોકલવાની ઇચ્છા રાખતાં હોય તે પુસ્તકાલયોએ, પોતાના બજેટમાં પરિષદ ખર્ચની જોગવાઇ રાખી ન હોય તો તેઓએ ખાતા પાસે પસ્તી વેચાણમાંથી ખર્ચ કરવાની, વા મંજૂર થઇ આવેલા વા મંજૂર થવાના બજેટમાંથી પુસ્તકો સિવાયની બીજી બાબતો ખાતેથી ખર્ચ પાડવાની પરવાનગી મેળવી લેવી.

૯ પરિષદમાં આવનાર પ્રતિનિધિઓમાં જે શિક્ષક ભાઇઓ હશે તેઓ માટે પરિષદના દિવસો કામગીરીમાં ગણવાની અત્રેથી તજવીજ થશે.

૧૦ પરિષદમાં આવનાર પ્રતિનિધિઓ માટે, જી. બી. એસ. રેલવેનું કન્સેશન મળવાની માગણી થઇ છે. તે જો મળશે તો ડિસેમ્બરના અંકમાં પ્રસિદ્ધ થનારી બીજી પત્રિકામાં તેની જાહેરાત થશે.

વડોદરા પ્રાંત પુ. મંડળ.<br>C/o સેન્ટ્રલ લાયબ્રેરી,<br>વડોદરા, તા. ૭-૧૧-૪૪

ચિમનભાઇ હ. અમીન<br>મંત્રી

## જાહેરાત અંક ૨ સને ૧૯૪૪-૪૫

# વિષય

**રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોના કાયમનિધિની રકમો ૩।। ટકાની જામીનગીરીઓમાં રોકવા પુસ્તકાલય ખાતામાં આવેલી તેની યાદી પ્રસિદ્ધ કર્યા બાબત.**

રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોના કાયમનિધિની રકમો આ ખાતાની સૂચના નં. ૧૬ સને ૧૯૪૩-૪૪ તા. ૨-૨-૪૪ પ્રમાણે ૩½ ટકાની જામીનગીરીઓમાં રોકવા આ તરફ આવે છે. તા. ૩૧-,-૪૪ સુધીમાં આવી રીતે રૂા. ૩૧૭૩૦-૯-૮ જે જે પુસ્તકાલય-ના આવેલા તેની યાદી માહે જુલાઇ ૧૯૪૪ ના "પુસ્તકાલય" માસિકમાં જાહેરાત નં. ૬ તા. ૫-૭-૪૪ થી બહાર પાડેલી છે. ત્યાર પછી એટલે તા. ૧-૭-૪૪ થી ૩૧-૧૦-૪૪ સુધીમાં આવેલી રકમો પુસ્તકાલયવાર નીચે પ્રમાણે અત્રે જમા થયેલી છે. સર્વ પુસ્તકાલયોના વ્યવસ્થાપકોની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| અ.નં. | પુસ્તકાલયનું નામ | રકમ | અ.નં. | પુસ્તકાલયનું નામ | રકમ |
|---|---|---|---|---|---|
| ૧ | ધમડાછા તા. ગણદેવી | ૨૦૦૫-૧૪-૫ | ૧૨ | જોશીકુવા તા. ભાદરણ | ૧૦-૭-૧૧ |
| ૨ | ગોઝારીઆ તા. વિજાપુર | ૨૯૮-૧૩-૫ | ૧૩ | બ્રાહ્મણવાડા તા. સિદ્ધપુર | ૧૧૫૦- ૦-૦ |
| ૩ | પાતળવેણી તા. વડોદરા | ૧૭૦-૧૨-૩ | ૧૪ | માસર તા. પાદરા | ૭૫૫- ૬-૯ |
| ૪ | મેઘાકુઇ તા. વડોદરા | ૧૬૯-૧૪-૦ | ૧૫ | બહાદરપુર તા. સંખેડા | ૪૫૦૦- ૦-૦ |
| ૫ | આમલીઆરા તા. વડોદરા | ૫૫- ૧-૦ | ૧૬ | સેવાસી તા. વડોદરા | ૧૩૨૩- ૮-૦ |
| ૬ | મોટા સમઢીઆળા તા. ખાંભા | ૧૧૪-૩-૧૦ | ૧૭ | કહોડા તા. સિદ્ધપુર | ૧૦૫૫- ૬-૪ |
| ૭ | કામરેજ તા. વાઘોડીઆ | ૧૨૫- ૦-૦ | ૧૮ | વાસણ કોતરીઆ તા. વડોદરા | ૩૧૫- ૪-૯ |
| ૮ | આસ્તા તા. કામરેજ | ૧૩૬૫-૧૨-૭ | ૧૯ | માણેજા તા. વડોદરા | ૨૯-૧૧-૫ |
| ૯ | વડસર તા. વડોદરા | ૮૩- ૯-૯ | ૨૦ | છાસા તા. દહેગામ | ૧૬૨૨- ૩-૩ |
| ૧૦ | સમસાબાદ તા. વડોદરા | ૩૫૧-૧૫-૯ | ૨૧ | ડભોડા | ૧૦૦૦- ૦-૦ |
| ૧૧ | દુમાડ તા. વડોદરા | ૮- ૦-૦ | ૨૨ | બીલોદરા તા. વિજાપુર | ૭૦૦-૧૨-૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૩ | જેપુર તા. વિજાપુર | ૧૦૦– ૦–૦ | ૩૩ | કમાણા તા. વિસનગર | ૧૧૯૯– ૫–૪ |
| ૨૪ | ગલુદણ તા. દહેગામ | ૧૦૬–૮–૧૦ | ૩૪ | મકરપુરા તા. વડોદરા | ૩૯૮– ૬–૨ |
| ૨૫ | સરસાવ તા. કડી | ૧૨૪– ૦–૧ | ૩૫ | નારદીપુર તા. કલોલ | ૧૦૦૦– ૦–૦ |
| ૨૬ | જામલા તા. કલોલ | ૧૦૫– ૧–૨ | ૩૬ | કંડારી તા. કરજણ | ૪૦૦– ૦–૦ |
| ૨૭ | શામપુરા તા. કામરેજ | ૧૦૦૦– ૦–૦ | ૩૭ | સિદ્ધપુર | ૨૦૦૦– ૦–૦ |
| ૨૮ | માંકણજ તા. મહેસાણા | ૧૮૪–૧–૧૧ | ૩૮ | આમલી તા નવસારી | ૪૭૯–૮–૧૧ |
| ૨૯ | આસણા તા. નવસારી | ૬૩– ૬–૨ | ૩૯ | પીચાલ તા. ચાણસ્મા | ૫૩– ૮–૫ |
| ૩૦ | સામેત્રા તા. મહેસાણા | ૫૦૦– ૦–૦ | ૪૦ | માત્રોસણ તા. વિજાપુર | ૨૫૮– ૨–૬ |
| ૩૧ | વાવ તા. કામરેજ | ૮૦૦– ૦–૦ | ૪૧ | ધમીજ તા. દહેગામ | ૧૫૦– ૦–૦ |
| ૩૨ | આંધણી તા. પેટલાદ | ૬૫૦– ૦–૦ | ૪૨ | વામજ તા. કડી | ૫૦૦– ૦–૦ |

કુલ એકંદર રૂા. ૨૭૨૮૩–૧૫–૦

વડોદરા, તા. ૨–૧૧–૧૯૪૪ } પુ. ત્રી. શાહ, ફૂ. મો. શાહ

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

---

## જાહેરાત અંક ૩ સને ૧૯૪૪–૪૫

# વિષય

### વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાનો માટેની ગામમદદની રકમો પુસ્તકાલય ખાતામાં જમા છે તેની પુસ્તકાલયવાર યાદી તા. ૧–૭–૧૯૪૪ થી ૩૧–૧૦–૧૯૪૪ સુધીની

સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાનો માટે આવેલી ગામમદદની રકમોની યાદી માટે જુન ૧૯૪૪ આખર સુધીની અગાઉની જાહેરાત નં. ૭ સને ૧૯૪૩–૪૪ ની તા. ૬–૭–૪૪ ની માટે જુલાઇ ૧૯૪૪ ના સના "પુસ્તકાલય" માસિકમાં પ્રસિદ્ધ કરી છે ત્યારપછી તા. ૧–૭–૪૪ થી તા. ૩૧–૧૦–૪૪ સુધીમાં આવેલી ગામમદદની યાદી નીચે પ્રમાણે જે તે પુસ્તકાલયોની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| અ.નં. | પુસ્તકાલયનું નામ | રકમ | અ.નં. | પુસ્તકાલયનું નામ | રકમ |
|---|---|---|---|---|---|
| ૧ | જંગરાલ તા. પાટણ | ૧૦૦૦ | ૬ | ડભોડા તાલુકે ડભોડા | ૧૦૦૦ |
| ૨ | પાડરશીંગા તા. દામનગર | ૨૦૦ | ૭ | સામેત્રા તા. મહેસાણા | ૧૦૦૦ |
| ૩ | કામરોલ તા. વાઘોડીઆ | ૧૦૦૧ | ૮ | વાવ તા. કામરેજ | ૧૦૦૦ |
| ૪ | ધાવટ તા. કરજણ | ૬૯૦ | ૯ | દેણુપ તા. વિસનગર | ૧૦૦૦ |
| ૫ | સુજપુર તા. પાદરા | ૧૦૦૦ | ૧૦ | ઊંઝા મહિલા | ૨૦૦૦ |
| | | | | | કુલ રૂ. ૯૮૯૨ |

ઉપર પ્રમાણે મકાનો માટે ગામમદદ આવેલી છે. આ સિવાય જે પુસ્તકાલયોના સંચાલકોએ મકાન માટે રકમો એકઠી કરેલી હોય તેમણે વિનાવિલંબે આ તરફ મોકલી આપવી.

વડોદરા,
તા. ૨–૧૧–૧૯૪૪ } પુ. ત્રી. શાહ ફૂ. મો. શાહ ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

પુસ્તકાલય ખાતું સાર્વજનિક પુસ્તકાલય શાખા

## જાહેરાત નં. ૪ સને ૧૯૪૪–૪૫

# વિષય

### ચુકની દુરસ્તી

રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોના કાયમનિધિની રકમો ૩½ ટકાની જામીનગીરીમાં રોકવા આ તરફ આવે છે તેની યાદી તા. ૩૦–૬–૪૪ સુધીની જાહેરાત નં. ૬ તા. ૫–૭–૪૪ની બહાર પાડેલી છે તેમાં લાલપુરા તા. ભાદરણ પુસ્તકાલયના કાયમનિધિના રૂા. ૧૩૮–૧૨–૯ આવેલા છે તેના બદલે રૂા. ૧૪૮–૧૨–૯ છપાયા છે તે સુધારી રૂા. ૧૩૮–૧૨–૯ કરવામાં આવે છે.

જાહેરાત નં. ૭ તા. ૬–૭–૪૪ માં સેજાકુવા તા. પાદરાના પુસ્તકાલયના મકાન માટે બે ઇસમો તરફથી રૂા. ૧૦૦૦) પ્રમાણે રૂા. ૨૦૦૦) બે હજાર આવેલા છે. સદર પુસ્તકાલયની રકમ એક જ વખત આવેલી છે છતાં ભૂલથી બે વખત નં. ૨૫ ની રૂા. ૨૦૦૦) ની રકમ છપાઇ છે તે કમી કરી નં. ૨૪ ની રકમ કાયમ સમજવાની છે. આ જાહેરાત સાર્વ. પુસ્તકાલયોની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

વડોદરા,
તા. ૬–૧૧–૪૪ } પુ. ત્રી. શાહ ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

૩

## સૂચના નં. ૨ સને ૧૯૪૪–૪૫

# વિષય

### અંદાજમાં મંજૂર થયેલી રકમનાં પુસ્તકો મોકલવા બાબત

સને ૧૯૪૩–૪૪ નાં અંદાજપત્રોમાં અગર તે પહેલાંની સાલની ચાલી આવતી રકમોમાં પુસ્તક ખાતે રહેલી રકમ પૂરતાં પુસ્તકોની યાદી પુ. સ. સ. મંડળ તરફ ખાતા મારફત ઘણાં પુસ્તકાલયો તરફથી મોકલાઇ નથી. અગર મોકલેલી યાદીમાંથી માત્ર મળતાં જૂજ કિંમતનાં પુસ્તકો તેમને પહોંચાડતાં છતાં પુસ્તકો ખાતે રકમ બાકી રહે છે તેમને નીચે જણાવ્યા પ્રમાણેનાં પુસ્તકો મંડળને મોકલવા અમે જણાવ્યું છે. આ બાબતની સૂચના અંદાજપત્ર પર છાપીએ છીએ તે દરેક મંત્રી, ગ્રંથપાલ અને વ્યવસ્થાપકો અવશ્ય વાંચશે. અને પોતાની યાદી સંપૂર્ણ બનાવી બજેટ સાથે જ રાખશે એવી આગ્રહભરી વિનંતિ કરીએ છીએ, જેથી આ પ્રસંગે કરવી પડેલી તજવીજ કરવી પડે નહિ. આશા છે કે પુસ્તકાલયના હિતચિંતક ભાઇઓ હવે આ બાબતમાં પૂરતો સહકાર આપશે.

ટૉલસ્ટોય અને શિક્ષણ, કુમારનાં ચીરલો, બીરબલની સચિત્ર વાતો, સો ટકા સ્વદેશી, ઉધાઇનું જીવન, જીવનદર્શન, ઇન્દુને પત્રો, બાલવિહાર, ભારતનાં સંતો, સત્યની શોધમાં, કેટલાક રોગો ભા. ૨, રોગ અને આરોગ્ય, મોંટીસોરી પદ્ધતિનો આત્મા, શિક્ષણનો શાઆર્થ, એકશેર વાર્તાઓ, કથામણિ, રાતું રૂસ, વિક્રમની વાતો, લોકમાતા, કુમારી હેલન, સારી રીતભાત, વાનરોની માહિતી, ફોરમ, સયાજીરાવ ભા. ૧–૨, વડોદરા, સુરત, ગોસ્વામી તુલસીદાસ, રાયચુરાની રસકથાઓ, સોરઠી વીરાંગનાની વાતો, ફૂલછાબ, પ્રભાત પ્રાર્થનામાળા, જીવનશોધન, ગીતાધર્મ ( ન. પ્ર. ), ગ્રામચિત્રો, કેળવણીના પાયા, મારી વ્યાપક કેળવણી, સેરથાની આર્થિક તપાસ, આપણો આર્થિક પ્રશ્ન, મોતીભાઇ અમીન, ભારતી સાહિત્ય સંઘની પક્ષી–પરિચય ગ્રંથમાળાનાં તમામ પુસ્તકો.

વડોદરા,
તા. ૮–૧૧–'૪૪

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૩ સને ૧૯૪૪–૪૫

# વિષય

### ભલામણ

સાર્વજનિક પુસ્તકાલયોને નીચેની પ્રકાશનસંસ્થાઓનાં પુસ્તકો સવડ પ્રમાણે વસાવવા અમે ખાસ ભલામણ કરીએ છીએ. આશા છે કે તેઓ પોતાના અંદાજમાં તેમને ઘટતું સ્થાન આપવા પોતાનું બનતું કરશે.

| પુસ્તક કે ગ્રંથમાળાનું નામ | પ્રાપ્તિસ્થાન | કિંમત |
|---|---|---|
| પક્ષી–પરિચય ગ્રંથમાળાનો સેટ ( ૭ પુસ્તકો ) | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | દરેકના ૦–૧૦–૦ |
| પદ્મ પ્રકાશન મંદિરનાં પુસ્તકો (અંગ્રેજી અને ગુજરાતી પુસ્તકો) | પદ્મ પ્રકાશન મંદિર, મુંબાઇ | દરેકની છૂટી છૂટી કિંમતે |
| * વિવિધ ગ્રંથમાળા | સ. સા. વ. કાર્યાલય, અમદાવાદ | વા. લ. ૫–૦–૦ |
| ગ્રામચિત્રો | પુ. સ. સ. મંડળ, વડોદરા | ૨–૮–૦ |

* ગ્રામપુસ્તકાલયો અવશ્ય ગ્રાહક બને એવી આશા છે.

વડોદરા,
તા. ૯–૧૧–'૪૪

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક.

## સૂચના નં. ૪

# વિષય

### સને ૧૯૪૩-૪૪ માં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની ભલામણની વિષયવાર યાદી

સાર્વજનિક પુસ્તકાલયોને પુસ્તકો મંગાવવામાં અનુકૂળતા થાય તે હેતુથી આ નીચે અમારા ધ્યાન હેઠળ આવી ગયેલાં પુસ્તકોની નોંધ અમે આપીએ છીએ. આ યાદી તૈયાર કરવામાં ' પુસ્તકાલય ' માસિકના તંત્રીએ આપેલી મદદ માટે તેમનો આભાર માનીએ છીએ.

ઉ. મો. પટેલ
મદદ, વ્યવસ્થાપક

(અ) બાળકો, કુમારો અને કિશોરોપયોગી

| | | |
|---|---|---|
| ગાંધીજી | ન. પ્ર. મંદિર, અમદાવાદ | ૦-૭-૦ |
| બાલવીણા (કાવ્ય) | મૂળજીભાઈ પી. શાહ, વડોદરા | ૦-૧૨-૦ |
| ભારતના સંતો (જીવનચરિત્ર) | પુ. સ. સ. મંડળ, વડોદરા | ૧-૮-૦ |
| ભલુનપ્રવાસ (પ્રવાસવર્ણન) | હરિહર પુસ્તકાલય, સુરત | ૩-૦-૦ |
| ચોખવટથી વાત કરજો | નવચેતન સા. મં. અમદાવાદ | ૨-૮-૦ |
| મધપૂડો (સાહિત્ય) | રાષ્ટ્રીય વિદ્યા. મં. સાબરમતી | ૧-૦-૦ |
| બીરબલની ચિત્રમય બાળવાતો | એન. એમ. ઠ. કું. મુંબઈ | |
| ગિજુભાઈના પાઠો | ગૂ. મં. કા. અમદાવાદ | ૦-૧૨-૦ |
| નવી વાતો | ,, ,, | ૦-૮-૦ |
| જનપદ ભા. ૧-૨ | ,, ,, | ૧-૪-૦ |
| બાલરંજના | યુગાન્તર કાર્યાલય, સુરત | ૦-૮-૦ |
| હિન્દુસ્તાની પાઠાવલી (પહેલી કિતાબ) | ન. પ્ર. મં. અમદાવાદ | ૦-૭-૦ |
| પ્રાચીન શૌર્યકથાઓ | ,, ,, | ૦-૬-૦ |
| પુરાણનાં પાત્રો | યુગાન્તર કાર્યાલય, સુરત | ૨-૪-૦ |
| પ્રાણીપાઠો (વિજ્ઞાન) | ગૂર્જર ગ્રં. કા. અમદાવાદ | ૦-૧૦-૦ |
| ઋતુઓના રંગ ,, | ગૂર્જર ગ્રં. કા. અમદાવાદ | ૦-૧૦-૦ |
| વનસ્પતિપાઠો ,, | ,, ,, | ૦-૧૦-૦ |
| પ્રશ્નધારા (પ્રકીર્ણ) | બાલજીવન કાર્યાલય, વડોદરા | ૦-૮-૦ |
| આનંદતરંગ ,, | ,, ,, | ૦-૮-૦ |
| પન્નાકુમારી (વાર્તા) | ,, ,, | ૦-૮-૦ |
| સત્યકથાઓ | ,, ,, | ૦-૬-૦ |
| હાસ્યગંગા | ,, ,, | ૦-૬-૦ |
| ઇસપ નીતિ કથામાળાનાં આઠ પુસ્તકો (વાર્તા) | ,, ,, | દરેકના ૦-૧૦-૦ |
| ભવ્ય ભારત (ભૂગોળ) | ,, ,, | ૦-૧૦-૦ |
| વગડામાં વસનારાં (પક્ષીવર્ણન) | ભારતી સા. સં. અમદાવાદ | ૦-૧૧-૦ |
| પ્રેમી પંખીડાં ,, | ,, ,, | ૦-૧૦-૦ |
| આંગણાંનાં શણગાર ,, | ,, ,, | ૦-૧૦-૦ |
| ઊડતાં ભંગી ,, | ,, ,, | ૦-૧૦-૦ |
| કંઠે સોહામણાં ,, | ,, ,, | ૦-૧૦-૦ |
| રૂપેરૂપનો અંબાર | ,, ,, | ૦-૧૦-૦ |
| જગદંબા કસ્તુરબા | સરસ્વતી પ્ર. મં. અમદાવાદ | ૦-૪-૦ |

| | | |
|---|---|---|
| ગાંધીજી (આવૃત્તિ ૫ મી) | ન. પ્ર. મં. અમદાવાદ | ૦-૭-૦ |
| બાલરંજના | યુગાંતર કાર્યાલય, સુરત | ૦-૮-૦ |

## (अ.) સ્ત્રીઉપયોગી સાહિત્ય

| | | |
|---|---|---|
| ગૃહિણીમિત્ર | એન. એમ. ઠ. કું. મુંબઈ | ૭-૦-૦ |
| પતિદેવ | | |
| ચિરંજીવી કુમાર | | |
| માતુશ્રી | જીવન સાહિત્યમંદિર, મુંબઈ | દરેકના ૦-૯-૦ |
| તીર્થસ્વરૂપ પિતાશ્રી | | |
| અખંડ સૌભાગ્યવતી | | |
| ચિ. સુકન્યા | | |
| સરકારલક્ષ્મી | કું. ધ. સંપટ | ૬-૧૨-૦ |
| ઘરની રાણી | ,, ,, | ૬-૧૨-૦ |
| જીવનસખી | સંદેશ પ્ર. લિ. અમદાવાદ | ૪-૪-૦ |
| આપણું ઘર | કુ. ધ. સંપટ | ૫-૦-૦ |

## (क) તત્ત્વજ્ઞાન

| | | |
|---|---|---|
| અધ્યાત્મરામાયણ અંક | શ્રી. વિ. મ. ગી. બનારસ | ૫-૦-૦ |
| બ્રહ્મતત્ત્વ અને ભક્તિની શ્રેષ્ઠતા | મં. ગી. મહેતા, ભાવનગર | ૧-૮-૦ |
| આત્મરામાયણ | સ. સા. વ. કા. અમદાવાદ | |
| ગીતાધર્મ (આવૃત્તિ ૨ જી) | ન. પ્ર. મં. અમદાવાવાદ | ૧-૦-૦ |
| પ્રભુમય જીવનનું રહસ્ય (આવૃત્તિ ૨ જી) | સ. સા. વ. કા. અમદાવાદ | ૧-૦-૦ |
| અવધૂત ગીતા | સ. સા. વ. કા. અમદાવાદ | ૧-૦-૦ |
| યોગદીક્ષા | અરવિંદ કાર્યાલય, આણંદ | ૧-૪-૦ |
| ગીતા નિબંધ પ્રબંધ | પુરુષોત્તમ બાબુજી, અમરેલી | |
| ઉપનિષદો ભા. ૧-૨ | સ. સ. વ. કા. અમદાવાદ | ૪-૦-૦ |
| સંત કબીર-આધ્યાત્મિક પદો | ,, ,, | ૧-૦-૦ |
| હું કોણ ? | ,, ,, | ૨-૦-૦ |
| તે કોણ ? | ભક્તિમાર્ગ કા. અમદાવાદ | ૩-૦-૦ |
| ગીતાધર્મ (હિન્દી) | આ. ઉ. મ. આતરસુંબા | ૨-૦-૦ |
| સુખની શોધમાં | સ. સા. માળા, વડોદરા | ૧-૪-૦ |

## (ग) નીતિ

| | | |
|---|---|---|
| પરમસુખી થવાના માર્ગ | સ. સા. વ. કા. અમદાવાદ | ૨-૦-૦ |
| સંસારમાં સુખ ક્યાં છે ? | ,, ,, | ૧-૦-૦ |

## (घ) જ્યોતિષ ગણિત (ञ) વૈદક

| | | |
|---|---|---|
| મનુષ્ય અને નભમંડપ | ગુ. ગ્રં. કા. અમદાવાદ | ૧-૦-૦ |
| મારું ભવિષ્ય (ચાર ખંડમાં) | એન. એમ. ઠ. કું. મુંબઈ | ૮-૪-૦ |
| ફળાહાર ચિકિત્સા | વૈદરાજ બ. ખુ. નવસારી | ૧-૮-૦ |
| મરઘાં ઉછેર | જ. જ. સાગર, અનાવલ | ૧-૧૧-૦ |
| વિશ્વપરિચય | મ. પ. કું. લિ. મુંબાઈ | ૧-૮-૦ |
| આપણું આરોગ્ય | અમદાવાદ વિદ્યાર્થી મંડળ | ૦-૪-૦ |
| બત્રીસ બાવાની બલીહારી | જીલા કે. દો. નવસારી | મૂલ્ય લખ્યું નથી |
| શરીરનો દરવજો | ,, ,, | |
| તંદુરસ્તીના રક્ષકો | ,, ,, | |
| આહાર અને આરોગ્ય | શિ. સા. ભં. મોટાઆંકડીઆ | ૧-૯-૦ |
| સૂર્ય, શરીરવિજ્ઞાન અને પ્રાણાયામ | ગુ. ગ્રં. કા. અમદાવાદ | ૧-૮-૦ |
| આરોગ્ય અને ખોરાક | સ. સા. વ. કા. અમદાવાદ | ૧-૦-૦ |
| જમા અને ઉધારની કળા | ને. મો. શા. ક. દ. એો. જૈ. મું. | ૧-૪-૦ |
| સૂર્યસારણી | હરિહર ભટ્ટ, અમદાવાદ | ૨-૦-૦ |

| | | |
|---|---|---|
| દવાનો છેલ્લો ઘૂંટડો અને કુદરતી સારવાર | ભારતી સા. સંઘ, અમદાવાદ | ૨-૧૨-૦ |
| ખોરાક | લોકોપયોગી સ. ગ્રં. પોરબંદર | ૧-૮-૦ |
| કુદરતમય જીવન (૩જી આવૃત્તિ) | ,, ,, | ૨-૬-૦ |
| પરણ્યા પછી (ભા. ૩) (પ્રસૂતિચર્યા) | ન. પુ. ભં. રાજકોટ | ૨-૮-૦ |
| આરોગ્ય: તનનું મનનું, દેશનું. | સ દેશ લિમિટેડ, અમદાવાદ | ૩-૪-૦ |

## (ટ) સમાજશાસ્ત્ર, (ઠ) રાજનીતિ, (ણ) અર્થશાસ્ત્ર

| | | |
|---|---|---|
| ભીંતપત્રો દ્વારા લોકશિક્ષણ | પુ સ. સ. મ. વડોદરા | ૧-૮-૦ |
| જીવતા તહેવારો (૩જી આવૃત્તિ પુનર્મુદ્રણ) | ન. પ્ર. મં. અમદાવાદ | ૧-૦-૦ |
| સ્વતંત્ર ભારત | નવયુગ પુસ્તક ભં. રાજકોટ | ૬-૦-૦ |
| રચનાત્મક કાર્યક્રમ: તેનું રહસ્ય અને સ્થાન | ન. પ્ર. મંદિર અમદાવાદ | ૦-૨-૦ |
| રચનાત્મક કાર્યક્રમ, કેટલીક સૂચનાઓ | ,, ,, | ૦-૩-૦ |
| એક કદમ આગે | એન. એમ. ઠ. મુંબાઇ | ૩-૦-૦ |
| સર્વોદય (પુનર્મુદ્રણ) | ન. પ્ર. મં. અમદાવાદ | ૦-૩-૦ |
| વિશ્વશાંતિ (ચોથી આવૃત્તિ) | ,, ,, | ૦-૪-૦ |
| અહિંસાની તાલીમ | ,, ,, | ૦-૬-૦ |
| ગ્રામચિત્રો | ઇશ્વર પેટલીકર, આણંદ | ૨-૮-૦ |
| હિન્દુસ્તાનના આર્થિક વિકાસની યોજના | સ. સા. વ. કા. અમદાવાદ | ૧-૮-૦ |
| ગાંધી વિચાર દોહન | ન. પ્ર. મંદિર, ,, | ૦-૧૪-૦ |
| સોવિયેટ શક્તિ | લોકપ્રકાશન ગૃહ, મુંબાઇ | ૦-૬-૦ |
| અનાજનો સવાલ | ,, ,, | ૦-૬-૦ |
| સાચી સ્વદેશાભિમાની સ્ત્રી | ,, ,, | ૦-૮-૦ |
| ગામડાંની વ્હારે (ત્રી. આ. પુનર્મુદ્રણ) | ન. પ્ર. મં. અમદાવાદ | ૦-૨-૦ |
| દીઠું મેં ગામડું જ્યાં | ભારતી સા. સંઘ—અમદાવાદ | ૩-૦-૦ |

## (ઢ) કેળવણી

| | | |
|---|---|---|
| અમારી ઇન્દુનું શિક્ષણ | પુ. સ. સ. મં. વડોદરા | |
| શિક્ષણસંસ્થાઓ (ભા. ૧) | દયાશંકર ભાઇશંકર શુકલ | ૧-૦-૦ |
| આર્યોના સંસ્કાર (૩જી આ.) | સ. સા. વ. કા. અમદાવાદ | ૧-૮-૦ |
| હિન્દુસ્તાની પાઠાવલી (પહેલી કિતાબ) | ન. પ્ર. મંદિર અમદાવાદ | ૦-૭-૦ |
| સંસ્કાર | ગાંડીવ સાહિત્ય મં. સુરત | ૧-૮-૦ |
| જમા અને ઉધારની કળા | નેમચંદ મો. શાહ, મુંબાઇ | ૧-૪-૦ |

## (ત) ઉપયુક્ત કળા

| | | |
|---|---|---|
| વીસમી સદીનું પાકશાસ્ત્ર | સુમતી ના. પટેલ, મુંબાઇ | ૨-૮-૦ |
| કમાણીની કળા | એન. એમ. ઠ. કું. મુંબાઇ | ૩-૦-૦ |

## (પ) સાહિત્ય

| | | |
|---|---|---|
| બંગાળી જીવન અને સાહિત્ય | ચાંપશી વિ. ઉદેશી | ૧-૦-૦ |
| ધરતીનું ધાવણ ભા. ૨ જો | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૩-૦-૦ |
| થોડા વિવેચનલેખો | કિતાબઘર, રાજકોટ | ૨-૮-૦ |
| ગુજરાતી સાહિત્યની રૂપરેખા | એન. એમ. ત્રિ. કું. મુંબાઇ | ૧-૧૨-૦ |
| સાહિત્ય પ્રારંભિકા | સ. સા. વ. કા. અમદાવાદ | ૧-૦-૦ |
| ગુ. સાહિત્ય સભા—અમદાવાદની કાર્યવહી | ગૂજરાત સા. સભા, ,, | ૩-૦-૦ |

### (વ) કાવ્ય પ્રાચી..

| | | |
|---|---|---|
| કૌશિકા આખ્યાન | ન. પ્ર. મં. અમદાવાદ | ૦-૩-૦ |
| કુરુક્ષેત્ર | એન. એમ. ત્રિ. કું. મુંબઇ | ૧૦-૦-૦ |
| વિશ્વગીતા | ,, ,, | ૫-૦-૦ |
| વસંતવિલાસ | ર. મ. ભટ્ટ, અમદાવાદ | ૧-૦-૦ |

### (મ) કાવ્ય અર્વાચીન

| | | |
|---|---|---|
| ગુજરાતની ગઝલો | સ. સા. વ. કા. અમદાવાદ | ૧-૦-૦ |
| પડઘાર | મીનુ દેસાઇ, મું. વ. મુંબાઇ | ૦-૧૨-૦ |
| કવિદર્શન | મૃ. પી. શાહ, વડોદરા | ૦-૪-૦ |
| બાલવીણા | ,, ,, | ૦-૧૨-૦ |
| તારાનાં તેજ | ,, ,, | ૦-૮-૦ |
| રાસસરિતા ભા. ૧-૨ | સૌ. હ. ધી. દેસાઇ, સુરત | ૧-૨-૦ |
| સાધના | ઉપવાસી | |
| દીવાને સાગર | સ. સા. વ. કા. અમદાવાદ | ૪-૮-૦ |
| આખાની વાણી | ,, ,, | ૩-૦-૦ |
| ધરિત્રી | રી. શાન્તિલાલની કું. મુંબઇ | ૬-૦-૦ |
| રાતરાણી | યુગાન્તર કાર્યાલય, સુરત | ૧-૦-૦ |
| બાલરંજના | ,, ,, | ૦-૮-૦ |

### (મ) નાટક

| | | |
|---|---|---|
| ધરતીની પુત્રી | મેસર્સ ત્રિપાઠી લિ. મુંબાઇ | ૨-૦-૦ |
| સીતા | પદ્મ પબ્લીકેશન લિ. મુંબાઇ | ૧-૮-૦ |
| જગતપ્રેરણા | ન્હાનાલાલ કવિ, અમદાવાદ | ૩——૦ |
| મચ્છકટિક | પદ્મ પ્રકાશન લિ. મુંબાઇ | ૨-૧૨-૦ |

### (ય) ટૂંકી વાર્તાઓ

| | | |
|---|---|---|
| કચ્છની લોકવાર્તાઓ | સ. સા. વ. કા. અમદાવાદ | ૨-૦-૦ |
| પરબનાં પાણી | આર. આર. શેઠ, મુંબઇ | ૨-૮-૦ |
| દ્વિરેફની વાતો (ચોથી આવૃત્તિ) | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૨-૮-૦ |
| પ્રથમ આષાઢ | ન. પુ. ભં. રાજકોટ | ૨-૦-૦ |
| વિસર્જન | આ. પુ. ભં. અમદાવાદ | ૨-૮-૦ |
| બાગવાન | ન. સા. મં. અમદાવાદ | ૧-૪-૦ |
| સોરવણાં | ,, ,, | ૨-૮-૦ |
| મંજરીમાલા | ભા. વ. બક્ષી, રાજપીપળા | ૦-૧૨-૦ |
| ખાલી ખોળો | સી. જે. શર્મા, અમદાવાદ | ૨-૮-૦ |
| વિક્રમની વાતો | એન. એમ. ઠ. કું. મુંબઇ | ૪-૮-૦ |
| રસબિન્દુ | આર. આર. શેઠ, મુંબાઇ | ૨-૮-૦ |
| મધુબિન્દુ | ચાંપશી વિ. ઉદ્દેશી, વડોદરા | ૨-૦-૦ |
| કોલેજજીવન અને બીજી વાતો | મંગળદાસ ગિરધર, શિહોર | ૨-૮-૦ |
| પ્રભુતામાં પગલાં અને બીજી વાતો | કે. કે. ચિતલિયા મુંબઇ | ૩-૦-૦ |
| કિશોર વાર્તાવલિ | હંસા મહેતા, મુંબઇ | ૨-૦-૦ |
| જીવનનાં વમળ | મ. ગુ. પ. કં. લિ. મુંબઇ | ૧-૪-૦ |
| પ્રાચીન શીલ કથાઓ | મ. પ્ર. મંદિર, અમદાવાદ | ૦-૬-૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ભા. ૪ | ગૂ. ગ્રં. ર. કા. ,, | ૧-૪-૦ |
| વેરાનમાં (આ. ૨ જી) | ભા. સા. સં. અમદાવાદ | ૨-૦-૦ |
| કાદવનાં કંકુ | ,, ,, | ૨-૦-૦ |

### (ય નવલકથાઓ

| | | |
|---|---|---|
| રાધેસ્યામ | આર. આર. શેઠ, કું. મુંબઈ | ૪-૦— |
| ભીખડતી આંખ | યુગાન્તર કાર્યાલય, સુરત | ૩-૮-૦ |
| અપર્ણા | કિતાબઘર, રાજકોટ | ૩-૦-૦ |

| | | |
|---|---|---|
| અકુરાણી | કિતાબઘર, રાજકોટ | ૩—૦—૦ |
| ગુરુસ્વામી | ,, ,, | ૨—૦—૦ |
| ચિરંતન નારી | શિ. સા. ભં., મોટા આંકડીઆ | ૧-૧૪-૦ |
| ધીમુ અને વિભા | મ. ગુ. પ. કં. લિ., મુંબઈ | ૩—૦—૦ |
| નયના | નવયુગ પુ. ભંડાર, રાજકોટ | ૩—૦—૦ |
| અદૃશ્ય માનવી | ,, ,, | ૩—૦—૦ |
| પુનરાગમન | ભારતી સા. સં., અમદાવાદ | ૩—૦—૦ |
| કાંટાની વાડ | ,, ,, | ૨—૮—૦ |
| ભીરૂ સાથી | પનાલાલ પટેલ | ૪—૮—૦ |
| વંચના | સી. શાંતિલાલની કું., મુંબઈ | ૩—૮—૦ |
| વંચિતા | ,, ,, | ૩—૮—૦ |
| જીગર અને અમી દ. ૧—૩ | લોકપ્રકાશન લિ., અમદાવાદ | ૫—૦—૦ |
| કલંક | કિતાબઘર, રાજકોટ | ૧—૮—૦ |
| ભણેલી વહુ | ,, ,, | ૩—૦—૦ |
| નિરંજના | જી. અ. મહેતા, મુંબઈ | ૩—૦—૦ |
| ભરમરેખા | ગાંડીવ સા. મં. અમદાવાદ | ૩—૦—૦ |
| ચિત્રલેખા | એન. એમ. ઠક્કર, મુંબાઈ | ૩—૮—૦ |
| બુદ્ધિધન બીરબલ | ,, ,, | ૬-૧૨-૦ |
| ક્રૌંચ વધ | આર. આર શેઠ કું. મુંબઈ | ૫—૮—૦ |
| દેશ દિવાન ( નવી આ. ) | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૪—૮—૦ |
| વિક્રમાદિત્ય હેમુ | ,, ,, | ૫—૦—૦ |
| બેઠો બળવો | ,, ,, | ૨—૦—૦ |
| વિવાહ મંદિર | આદર્શ પુ. ભં. અમદાવાદ | ૩—૦—૦ |
| સંગ્રામ | સુભદ્ર ગ્રંથાવલી, ,, | ૨—૮—૦ |
| દેવદાસ ( બીજી આવૃત્તિ ) | ગુ. ગ્રં. કા., અમદાવાદ | ૨—૦—૦ |
| વિરાજવહુ (ત્રીજી આવૃત્તિ) | ન. પ્ર મંદિર ,, | ૦-૧૦-૦ |
| વિદાય | જીવન સા. મંદિર, મુંબાઈ | ૨—૮—૦ |
| માલિની | ,, ,, | ૨—૮—૦ |
| ભારતી | સીતારામ શર્મા, અમદાવાદ | ૨—૮—૦ |
| રાજકન્યા | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૪—૮—૦ |
| ચમેલી | આર. આર. શેઠ, મુંબાઈ | ૨—૮—૦ |
| એને ચરણે | એન. એમ. ઠક્કર, મુંબાઈ | ૧—૪—૦ |
| અધિકાર | સી. શાન્તિલાલની કું. મુંબાઈ | ૩—૮—૦ |
| ઘરેબાહિરે | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૪—૦—૦ |
| અપ્સરા ખંડ ૧ લો | આર. આર. શેઠ મુંબાઈ | ૩—૮—૦ |
| કલ્યાણમયી | સ. સા. વ. કા. અમદાવાદ | ૧—૦—૦ |
| કર્ણાવતી ( નવી આવૃત્તિ ) | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૩—૮—૦ |
| અમર યાદ | મોતીભાઈ ટી. પટેલ, સાદલી | ૨—૮—૦ |
| ઇસરદાન | એન. એમ. ઠક્કરની કું. મુંબાઈ | ૩—૮—૦ |
| ઊર્મિલા | પારાશર્ય, ભાવનગર | ૨—૮—૦ |
| શ્રીકાન્ત ભા. ૪ થો | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૩—૮—૦ |
| પ્રણય અને પરિણય | ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત | ૩-૧૨-૦ |
| પ્રેમ અને પૂજા ખંડ ૧—૨ | આ. પુ. ભંડાર, અમદાવાદ | ૩—૦—૦ |
| ઘરની આગ | મુ. પ્રિ. પ્રેસ, મુંબાઈ | ૩—૦—૦ |
| નર્તકી | સંદેશ લિ. અમદાવાદ | ૪—૦—૦ |
| સોનલ | ,, ,, | ૪—૪—૦ |
| હસ્તમેળાપ | ,, ,, | ૫—૮—૦ |
| પ્રેમપ્રતિજ્ઞા | જોશી માણેકલાલ ગોવિંદલાલ | ૧—૮—૦ |

## (૨) હાસ્યકથાઓ

| | | |
|---|---|---|
| હાસ્ય મંગા ભા. ૧—૨ | બાલજીવન કા. વડોદરા દરેકના | ૦-૬-૦ |
| હાસ્યકલ્લોલ | કલમધર મંડળ, અમદાવાદ | ૨—૪—૦ |
| હાસ્ય મંઝિલ | હરિહર પુસ્તકાલય, સુરત | ૩—૦—૦ |
| રંગતરંગ ભા. ૫ મો | ગાંડીવ સાહિત્ય મં. ,, | ૨—૮—૦ |

| | | |
|---|---|---|
| હસહસાટ | નવયુગ પુસ્તક ભં. રાજકોટ | ૩–૦–૦ |

### (ઘ) ઇતિહાસ

| | | |
|---|---|---|
| જર્મનીની આત્મકથા | એન. એમ. ઠ. કું. મુંબાઇ | ૪–૦–૦ |
| વિશ્વયુદ્ધને પગલે પગલે | સી. શાન્તિલાલની કું. મુંબાઇ | ૨–૦–૦ |
| ઇતિહાસની રૂપરેખા | અનંતરાય પટ્ટણી ભાવનગર | ૧–૮–૦ |

### (જ) ભૂગોળ, પ્રવાસ, વાચન

| | | |
|---|---|---|
| આફ્રિકાની સફર | બાલવિકાસ સં. અમદાવાદ | ૦-૧૦-૦ |
| વડોદરા | લુ. મિ. પ્રિ. પ્રેસ, વડોદરા | ૦–૮–૦ |
| સુરત ભા. ૧–૨ | ,, ,, | ૧–૦–૦ |
| લોકમાતા (આ. ૨જી પુનર્મુદ્રણ) | ન. પ્ર. મં. અમદાવાદ | ૦–૮–૦ |

### (ક્ષ) જીવનચરિત્ર

| | | |
|---|---|---|
| સોરઠી બ્હારવટીઆ ભા. ૧–૨ | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૫–૦–૦ |
| ભારતનાં સંતો | પુ. સ. સ. મં. વડોદરા | ૧–૮–૦ |
| સીધાં ચઢાણ (ભા. ૧–૨) | કનૈયાલાલ મુન્શી, મુંબાઇ | ૩–૦–૦ |
| કસ્તુરબા | એન. એમ. ઠ. કું. મુંબાઇ | ૧–૮–૦ |
| યુગપુરુષ ગાંધી | ભા. સા. સંઘ, અમદાવાદ | ૦-૧૦-૦ |
| ગાંધીજીના જીવનપ્રસંગો | એન. એમ. ઠ. કું. મુંબાઇ | ૨–૪–૦ |
| મહર્ષિ દયાનંદ | સ. સા. વ. કા. અમદાવાદ | ૧–૦–૦ |
| નાનક | ,, ,, | ૦–૬–૦ |
| સ્વામી સહજાનંદ | ,, ,, | ૦-૧૨-૦ |
| પ્રજાપતિ સંતો | સરસ્વતી પ્ર. મં. ભાવનગર | ૧–૦–૦ |
| રામચંદ્ર | આર. આર. શે. કું. મુંબાઇ | ૨–૦–૦ |
| મૂછાળી મા | ,, ,, | ૦-૧૨-૦ |
| આ | ગૂ. ગ્રં. કા અમદાવાદ | ૧–૮–૦ |
| સંત કબીર | સ. સ. વ. કા. અમદાવાદ | ૧–૦–૦ |
| ભગવાન બુદ્ધ | એન. એમ. ઠ. કું. મુંબાઇ | ૨–૮–૦ |
| તૈલંગસ્વામી | સ. સા. વ. કા. અમદાવાદ | ૦–૮–૦ |
| પુરાણનાં પાત્રો | યુગાન્તર કાર્યાલય–સુરત | ૨–૮–૦ |
| એશિયાના ધર્મદીપકો | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૩–૦–૦ |
| તુલસીદાસ | બાલજીવન કાર્યાલય, વડોદરા | ૦–૮–૦ |
| સોરઠી જવાહીર | ગૂ. ગ્રં. કા. અમદાવાદ | ૩–૦–૦ |
| સોરઠી શરવીરો | ,, ,, | ૦-૧૧-૦ |
| દયાનંદ સરસ્વતી | ,, ,, | ૧–૮–૦ |
| મૌલાના અબુલ કલામ આઝાદ | મ. પ. હાઉસ, મુંબાઇ | ૦–૬–૦ |
| વીરદાદા જશરાજ (૨જી આ.) | કાંન્તિલાલ ડી. ઠ., વડોદરા | ૨–૦–૦ |
| ગાંધીજીને જગવંદના | એન. એમ. ઠ. કું. મુંબાઇ | ૨-૧૨-૦ |
| વીર કુમારપાળ | આર. આર શેઠ, મુંબાઇ | ૦–૮–૦ |
| ગાંધીજી અને ખ્રીસ્ત | સ્ટુડન્ટસ પ. કું જુનાગઢ | ૧–૦–૦ |
| ઓતરાની દીવાલો | ન. પ્ર. મં. અમદાવાદ | ૦–૬–૦ |
| દુનિયાની દૃષ્ટિએ (ગાંધીજી) | હરિજન આશ્રમ, સાબરમતી | ૦–૬–૦ |
| ગૌતમ બુદ્ધ | સ. સા. વ. કા. અમદાવાદ | ૧–૪–૦ |
| જીવનશિલ્પીઓ (બી. આ.) | ભારતી સા. સં. ,, | ૦–૪–૦ |
| જગદંબા કસ્તુરબા | સરસ્વતિ પ્ર. મં. ભાવનગર | ૦–૪–૦ |
| ગાંધીજી (આ. ૫મી ૨જું મુદ્રણ) | ન. પ્ર. મં. ,, | ૦–૭–૦ |
| જીવનસાથી | નવચેતન સા. મં. અમદાવાદ | ૨-૧૨-૦ |

વડોદરા,
તા. ૮–૧૧–૪૪

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

# નવાં પુસ્તકો

**ભણેલી વહુ** — શ્રી મૃદુલે તૈયાર કરેલી, ભણેલી નારીના અદ્યતન પ્રશ્નને છણતી રસભરપૂર નવલકથા. રૂા. ૩-૦-૦

**અપર્ણા** — શ્રી. નારાયણબાબુની એ નવી નવલકથા. રૂ. ૩-૦-૦

**બકુરાણી** — અનુ 'મૃદુલ' નારીહૃદયના મર્મવેધક વ્યથાના દર્દભર્યા પ્રસંગો, માનવતા અને ગૃહસંસારની અપૂર્વ છબી આ બન્ને પુસ્તકો પૂરી પાડે છે. રૂા ૨-૮-૦

**'ગુરૂસ્વામી'** — લે શ્રી જોગવ ઇતિહાસ અને સંવેદન પર રચાયેલી નવલકથા રૂા ૨-૦-૦

**કલંક** — લે. શ્રી. ધીરેન્દ્ર દોશી. આધુનિક જીવનના પ્રશ્નને સ્પર્શતી નવી નવલકથા. રૂા. ૩-૦-૦

**ક્યારે છૂટશે ?** — લે. શ્રી ધીરેન્દ્ર દોશી. સામાજિક વાર્તાસંગ્રહ રૂા. ૨-૦-૦

**દશમ સ્કંધ** — મહાકવિ પ્રેમાનંદકૃત અધ્યાય ૧-૨૫. પ્રા મનસુખલાલ ઝવેરી વિસ્તૃત ઉપોદ્ઘાત તથા તલસ્પર્શી ટિપ્પણમાં દશમ-સ્કંધ"ના રહસ્યસ્થાનો પૂર" રસોદ્બોધક પ્રકાશ નાખે છે રૂા. ૩-૦-૦

**થોડા વિવેચનલેખો** — પ્રા. મનસુખલાલ ઝવેરી રૂા. ૨-૮-૦

**મહેતા સંગીત શિક્ષક** — ભાગ ૧-૨-૩ સાથે. પ્રયોજક ગોવિંદજી મહેતા ઘેર બેઠાં હારમોનિયમ શીખવાની સહેલી પદ્ધતિ તથા ૨૬૦ ગાયનોના નોટેશન કુલ પૃષ્ઠ ૭૦૦. રૂા. ૪-૧૨-૦

**The Indian Fairy Tales** by Nagardas Patel Rs 5-0-0

કિતાબઘર બુકસેલર્સ—પબ્લીશર્સ : રાજકોટ.

# રૂપાનો ઘંટ

ભરમરેખા, પ્રણય અને પરિણય વગેરે અતિ સુંદર, રસાળ નવલકથાઓના કર્તા **રા. ચુનીલાલ વ. શાહ** કૃત આ ટૂંકી વાર્તાઓનો સંગ્રહ કુમાશ ભરી મીઠી, પ્રેમ સુગંધ ભરી કથાઓ દ્વારા વાંચનારને ખૂબ આનંદ આપે તેવો છે. પહેલી જ વાત રૂપાનો ઘંટ તદ્દન અભિનવ શૈલીએ લખાયલી છે અને તેમાંની પાર્વતી તો કવિવર **ટાગોર** કિંવા **શરદ્‌બાબુ**ની કલમની યાદ આપે છે. દરેક વાર્તા એક એક નવી સૃષ્ટિ પરથી પડદો ઊંચકી, નવો નવો રસ ઉપજાવી દરેક સ્વભાવ-વૃત્તિવાળા વાચકને સંતોષ આપવા શક્તિશાળી બને છે. કોઇપણ પ્રકારનો કંટાળો આવતો નથી; કેમકે લખાવટ નોંખી નોંખી શૈલીથી થઇ છે, અને તે જ લેખકની ખૂબી છે. અઢીસો પાનાની રા રૂપિયા કિંમત વાજબી ગણાય.

એ જ લેખકની નવલકથા **ભસ્મરેખા** (રૂ. ૩ા)ને **પ્રણય અને પરિણય** (રૂ. ૩ાા) ની નકલો તો હવે ખલાસ થવા આવી છે.

**શ્રી. જ્યોતીન્દ્ર** દવે કૃત રંગતરંગ ના પાંચ ભાગોનું સમગ્ર ગ્રન્થ દરેક પુસ્તકાલયમાં રાખ્યાથી આખું ગામ પેટ ભરી કાયમ હસ્યાં કરશે.

શ્રીગોપાલની "**પરાધીન**" નવલકથા, ઝઘડતાં કુટુંબોમાં પ્રેમ અને એખલાસની વૃદ્ધિ કરે તેવી છે. અને નવા જુવાનો અને વડીલો તરફ માન અને પૂજ્યવૃત્તિ ઉપજાવ્યા વિના નહિ જ રહે. કિંમત રૂ. ૩ાા.

બધા ચોપડીવાળા વેચે છે.

**——ગાંડીવ——**



## આ અંકમાં




: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂ. ૩–૮–૦ પરદેશ રૂ. ૫–૦–૦ છૂટક નકલ રૂ. ૦–૧–૦

: વ્યવસ્થાપક :

મોતીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ

: તંત્રી :

મણિલાલ પ્રભાશંકર વ્યાસ

# હરેક ઘરમાં તથા લાયબ્રેરીમાં વસાવવા યોગ્ય નવાં પુસ્ત

| | |
|---|---|
| ગાંધીજી સાથે અઠવાડિયું | ૨) |
| પુણ્યશ્લોક ગાંધીજી | ૪। |
| હિંદુધર્મ | ૪। |
| વિસમી સદીનું પાકશાસ્ત્ર | ૨॥ |
| મસ્તફકીરનાં હાસ્યરત્નો | ૩ |
| વેદની વિચારધારા | ૨॥ |
| ભારતજનની કસ્તુરબા | ૧॥ |
| બુદ્ધિધન બીરબલ | ૬॥। |
| ભગવાન બુદ્ધ-તેમના ઉપદેશો | ૨॥ |
| ગૃહિણી મિત્ર | ૫ |
| વિક્રમની વાતો | ૪॥ |
| બુદ્ધિવિલાસ | ૫ |
| જવાહર-કમલા | ૩ |
| સાધના | ૨ |
| ગાંધીજીના જીવનપ્રસંગો | ૨। |
| ગાંધીજીને જન્મવંદના | ૩ |
| ધર્મોનું મિલન | ૫ |
| પ્રભુતામાં પગલાં અને બીજી વાતો | ૩॥ |
| ચિત્રલેખા | ૩॥ |
| સોનલ ભાગ ૧-૨ | ૪ |
| હસ્ત મેળાપ | ૪ |
| હીરાની ખાણ | ૩ |
| સુવર્ણ પીંજર | ૨॥ |
| ે જીવ | ૨ |
| ખોળો | ૨॥ |
| [illegible] | ૨॥ |
| [illegible] | ૨॥ |
| ો | ૫॥ |
| નીની આત્મકથા | ૪। |
| [illegible] | ૩ |
| [illegible] | ૩ |
| પ્રેમકન્યા | ૨ |
| હાસ્યમંઝીલ | ૩ |
| આમ્રપાલી ભા. ૧/૨ | ૬ |
| પટેલ,પટલાણી | ૩ |
| ચાણક્ય | ૨ |
| ચિત્રા | ૩॥ |
| માલવિકા | ૨॥ |
| પ્રેમદાનું પતન | ૩॥ |
| સંસ્કારલક્ષ્મી | ૬॥। |
| ઘરની રાણી | ૬॥। |

| | |
|---|---|
| જીવનસખી | ૪। |
| ભાતભાતનું ભરતકામ | ૧ |
| રાસનંદિની | ૦॥ |
| વનિતા વિનોદ | ૩॥ |
| મારૂં જીવન અને કાર્યક્ષેત્ર | ૧॥। |
| નાના ફડનવીસ | ૧ |
| શ્રીમતી સીતા | ૩॥ |
| વારસદાર | ૩ |
| મિલન | ૩ |
| અભિમાન | ૩ |
| શરદ્દવાણી | ૨ |
| રૂપમાધુરી | ૩ |
| કુળવતી | ૨॥ |
| શરદવંદના | ૨॥ |
| વિવાહિતા | ૩॥ |
| ચાંદસુખ | ૨॥ |
| કમલિની | ૩ |
| જયશ્રી | ૩॥ |
| જ્ઞાનદા | ૨॥ |
| પથેરદાબી ૧/૨ | ૪॥ |
| શેષપ્રશ્ન | ૩॥ |
| રેણુની મા | ૪॥ |
| નગરલક્ષ્મી | ૩॥ |
| વિભાવરી | ૨॥ |
| આનંદી | ૨॥ |
| ભાઈબહેન | ૩॥ |
| ભાભી | ૩॥ |
| શ્યામલી | ૩॥ |
| મોક્ષદા | ૩ |
| પતિપત્ની | ૨ |
| બહેન | ૪॥ |
| શ્રીદેવી | ૩॥ |
| અન્નપૂર્ણાનું મંદિર | ૨॥ |
| કૃષ્ણકાન્તનું વીલ | ૨॥ |
| દુર્ગેશનંદિની | ૩ |
| બાતાસી | ૨॥ |
| ઇશ્વરી ઇન્સાફ | ૧॥ |
| સુનીતા શોક | ૦॥। |
| ચુડેલનો વાંસો | ૪ |
| પદ્મલતા | ૩ |
| એને ચરણે | ૧। |
| રતની ને બીજી વાતો | ૧। |

પ્રભાનો ભાઇ
માનવ હૈયાં
રોહિણી
પતિમંદિર
સોરઠી ઝવાહીર
બંગાળી જીવન અને કવન
પ્રણયયજ્ઞ
ભીખો ચોકો
રૂપાની ગાય
કર્મઠણ
બુદ્ધિધન બીરબલ ભા. ૧-૨
બીરબલની ચિત્રમય બાલવાર્તા ભા. ૧-૨-૩
મારી નોંધપોથી
અક્કલના ખાં
હાસ્ય મંઝીલ
સનમની શોધમાં
હું રાજા હોઉં તો
રમતા રામ
હોદ્દહાપણુ સાગર
હાસ્યગંગા ૧-૨
આનંદ તરંગ
મારાં માસીમા
લગ્ને લગ્ને કુંવારા

**જ્યોતિષશાસ્ત્રને લગતા ગ્ર**

માર્રૂં ભવિષ્ય ૧-૨-૩-૪
ભવિષ્યવાણી
શરીર સામુદ્રિક
વેપારી ભવિષ્ય અને ભાગ્યોદય
હાથની ભાષા

**વેપારી આલમને ઉપયો**
**એવા દરેક વિષયોના ગ્ર**

આધુનિક વ્યાપારી મિત્ર
કમાણીની કળા
એક કદમ આગે
પૈસા તમારા છે યાને વેચાણકળા
બીઝનેસ ગાઇડ યાને વેપારી ભોમિયો

મંગાવવા લખો—**એન. એમ. ઠક્કરની કું.** બુકસેલર્સ પબ્લીશર્સ
૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ,

## આ પુસ્તકો તમામ લાયબ્રેરીઓમાં હોવાં જ જોઇએ.

| | | |
|---|---|---|
| મિલન, | નારાયણબાબુ કૃત | ૩-૦-૦ |
| વારસદાર | ,, | ૩-૦-૦ |
| પતિમંદિર | ,, | ૧-૧૨-૦ |
| શરદ્‌વાણી | શરદ્‌બાબુ કૃત | ૨-૦-૦ |
| વિજયા | ,, | ૨-૮-૦ |
| શેષપ્રશ્ન | ,, | ૩-૮-૦ |
| જ્ઞાનદા | ,, | ૨-૮-૦ |
| માધવી | રવીન્દ્રનાથ ટાગોર | ૧-૮-૦ |
| ભાભી | ,, | ૩-૮-૦ |
| ભાઇબહેન | ,, | ૩-૮-૦ |
| કૃષ્ણકાન્તનું વિલ | | ૨-૮-૦ |
| | બંકિમબાબુ કૃત | |
| દુર્ગેશનંદિની | ,, | ૪-૦-૦ |
| પતિપત્ની | નિરૂપમાદેવી કૃત | ૨-૮-૦ |
| મોક્ષદા | ,, | ૪-૦-૦ |
| શક્તિવર્ધક આસનો | | ૩-૦-૦ |

( પુષ્કળ ચિત્રો સહિત )

### જ્યોતિષનાં નવાં પુસ્તકો

| | | |
|---|---|---|
| હાથની ભાષા | | ૫-૦-૦ |
| શરીર સામુદ્રિક· | | ૩-૦-૦ |
| વ્યાપારી ભવિષ્ય અને ભાગ્યોદય | | ૫-૦-૦ |
| ઉર્દૂલિપિ પરિચય | | ૦-૮-૦ |
| હિંદુસ્તાની પ્રારંભ | | ૦-૮-૦ |
| ટૉકીઝ ગાઇડ | | ૪-૦-૦ |
| બાતાસી– | બંગશ્રેષ્ઠ નવલિકા | ૨-૮-૦ |
| પ્રણયયજ્ઞ | | ૨-૮-૦ |
| કલમ ચાબુક | બેકાર | ૧-૮-૦ |
| પ્રેમકન્યા | ,, | ૨-૮-૦ |
| સનમની શોધમાં | ,, | ૪-૦-૦ |
| અક્કલના ખાં | ,, | ૨-૮-૦ |
| હું રાજા હોઉં તો | ,, | ૨-૮-૦ |
| રમતારામ | ,, | ૨-૮-૦ |
| હાસ્ય મંઝીલ | ,, | ૩-૦-૦ |
| બલૂન પ્રવાસ (જૂલેવર્ન) | ,, | ૩-૦-૦ |

**શ્રી હરિહર પુસ્તકાલય, સૂરત**

૨૪ વર્ષથી પ્રકટ થતું ગુજરાતી ભાષાનું પ્રથમ અગ્રગણ્ય અને સૌથી વધુ ફેલાવો પામેલું બાલપ્રજાનું માનીતું માસિક

# બાલજીવન



તંત્રી : રમણલાલ ના. શાહ

લવાજમ : વાર્ષિક રૂા. ૪)

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે

માત્ર રૂ. ૩)

આટલી સખત મોંઘવારી અને આવા વિકટ સંજોગો છતાં લાઇબ્રેરીઓને લગભગ જૂનાજ લવાજમે માસિક આપવામાં આવે છે. ' બાલજીવન 'ની યુદ્ધકાળ દરમ્યાનની લોકપ્રિયતા ઉલટી વધી છે અને એની ૩૯૦૦ પ્રતો છપાય છે. આથી એની ઉપયોગિતાનો બીજો શો પુરાવો જોઇએ ?

*

### બાલજીવનનું બાલસાહિત્ય

બાલજીવન ક્રમિક વાર્તામાળા...

૭ ચોપડીનો ગુચ્છ......માત્ર રૂા. ૩-૩-૦

બાલજીવન કિશોર સાહિત્યમાળા...

૬ ચોપડીનો ગુચ્છ......માત્ર રૂા. ૩-૦-૦

બાલજીવન ઇસપનીતિ કથામાળા...

૮ ચોપડીઓનો ગુચ્છ...માત્ર રૂા. ૫-૦-૦

બાલજીવન કાર્યાલય : વડોદરા

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એક જ મુખપત્ર




પુસ્તક ૧૯ મું / ડિસેમ્બર-૧૯૪૪ અંક ૧૨ મો

# વીતેલું વર્ષ

—તંત્રીસ્થાનેથી

વિશ્વયુદ્ધ શરૂ થયું ત્યારથી, અને તેના ઓળા ભારતવર્ષ પર પણ એક યા બીજે રૂપે ઊતરી આવ્યા ત્યારથી દેશમાં સર્વત્ર સર્વ વ્યવસાયોને માથે એક યા બીજે રૂપે કંઇ ને કંઇ આફત ઊતરતી જ રહી છે. તેમાં પણ, છેલ્લાં બે વર્ષ તો જનતાએ આફતની અવધિ જ અનુભવી છે. અને તેમાંથી સાહિત્ય-સંસ્કારનો પ્રચાર પણ બચવા પામી શક્યો નથી.

કાગળની અસહ્ય મોંઘવારી અને અછતે આપણી સાહિત્યસંવૃદ્ધિને એક રીતે તો અવરોધી જ છે, છતાં સુજ્ઞ લેખક-પ્રકાશકોની સાહસિક વૃત્તિદ્વારા આપણને થોડું ઘણું પણ સાહિત્ય પીરસાતું રહીને તેનાથી વધુ વંચિત થતા અટકાવ્યા છે. સોંઘે-મોંઘે ભાવે કાગળો મેળવીને પણ આપણી જનતાની વાચનભૂખને એ સાહસિકો સંતોષતા જ રહ્યા છે.

આમ છતાં વીતેલું વર્ષ ખરેખર, કપરા અનુભવોમાં જ પસાર થયું છે. કાગળના ગગનગામી ભાવોએ, સામયિકોના સંચાલકોને ખૂબ જ મુશ્કેલીમાં મૂકી દીધા હતા, તેઓએ પોતાનું પૃષ્ઠસંખ્યાનું અને વાચનસામગ્રીનું તેમ જ કેટલાકોએ તો લવાજમનું પૂર્વનું ધોરણ જાળવી રાખીને પોતાના નાનામોટા વાચકસમુદાયને સંતોષવા પ્રયત્નો કર્યા છે; અરે, આર્થિક ખોટ ખમીને પણ પોતાના વાચકોને સંતોષવાના પ્રયત્નો જારી રાખ્યા હતા.

આમ છતાં, બ્રિ. હિંદમાં જુલાઇમાં અને વડોદરા રાજ્યમાં સપ્ટેમ્બર માસમાં કાગળનિયમન ( કરકસર ) ધારાના અમલ પછી દરેક સામયિકને પોતાની પૃષ્ઠસંખ્યામાં ૭૦ ટકાનો ઘટાડો ફરજિયાત કરવો પડયો છે. કાયદાના પ્રતિબંધે તેમને સૌને તે પ્રમાણે વર્તવું પડયું છે, એમ અમે અમારા ગયા અંકની નોંધમાં જણાવી

ગયા છીએ. આમાં એ બધા જ સામયિકકારો નિરુપાય જ હતા. અને એ રીતે દરેક સામયિકને પોતાના દેહને નછૂટકે દુર્બળ બનાવવો પડયો છે.

આમ છતાં, સરકાર તરફથી અને દેશી ભાષાનાં અખબારોના મંડળના પ્રયાસોથી કેટલાંક સામયિકોને વર્તમાનપત્રોમાં વપરાતો કાગળ વાપરવાની છૂટ મળતાં તે તે સામયિકો પોતાના દુબળા દેહમાં કંઇ વધુ બળપ્રદ પ્રાણ પ્રેરવા શક્તિમાન થયાં છે.

"પુસ્તકાલય"ની બાબતમાં પણ તેવું જ થયું છે. એણે ગમે તેટલી કાગળની મોંઘવારી છતાં એના આરંભકાળથી આજના કપરા સંજોગો પર્યંત પણ લવાજમમા જરાય વધારો કર્યો નથી. ઊલટ, કદી કદી સારી વાચનસામગ્રી સાથે પોતાની પૃષ્ઠસંખ્યાનું એકધારુ ધોરણ જાળવવા પ્રયત્નશીલ રહ્યું છે. પરંતુ ઉપર જણાવ્યું તેમ, કાગળનિયમન ( કરકસર ) ધારો અમલમાં આવતાં તેને માન આપી તેણે પોતાની પૃષ્ઠસંખ્યામાં ઘટાડો કર્યો હતો. પરંતુ એની શિક્ષણસંસ્કાર–પ્રચારાત્મક ઉપયોગિતા જોઇને, એના સંચાલકોની વિનંતિને માન આપી, શ્રીમંત સરકારે એને પચાસ ટકા કાગળ વાપરવાની છૂટ આપી હતી અને તદનુસાર થોડીક વધુ પૃષ્ઠ-સંખ્યા સાથે એના છેલ્લા ત્રણ અંકો પ્રસિદ્ધ થયા હતા.

આ અંકે, હવે વર્તમાનપત્રો માટે વપરાતો કાગળ વાપરવાની છૂટ મળતાં એથી પણ વધુ પૃષ્ઠસંખ્યા આપવા "પુસ્તકાલય" ભાગ્યશાળી થયું છે. અને પરિણામે, અત્યાર સુધી મોકુફ રાખવો પડેલો "સામયિક દોહન" વિભાગ વળી પાછો ફરીથી શરૂ કરવામાં આવ્યો છે અને તે નિયમિત અપાતો રહેશે. આ ઉપરાંત, બીજાં પણ કેટલાંક અંગો, જેના વિના એને ચલાવી લેવું પડતું હતું તે પણ આવતા અંકથી અપાવાં શરૂ થશે

આ સગવડ મેળવી આપવા માટે અમે દેશી ભાષાનાં અખબારોના મંડળ, આપણી શ્રીમંત સરકારના મે. રા. રા. પેપર કોન્ટ્રોલર સાહેબ તેમ જ ન્યુસપ્રિન્ટ કોન્ટ્રોલર સાહેબના ઋણી થયા છીએ.

સામયિકો એ તો, આપણા સાહિત્યપ્રચારનાં વાહનો છે, એના દ્વારા જનતાને સાહિત્યસંસ્કારનાં નિત્યના વહેણો જાણવા મળે છે, વિવિધ સર્જનોનો અને વાચનસામગ્રીનો લાભ મળે છે. એમને એમની એ દિશાની કામગીરીમાં રાજા–પ્રજા ઉભય પક્ષેથી હરેક પ્રકારનો સાથ–સહકાર મળવો જોઇએ

કેટલાંક સારાં ગણાતાં સામયિકોને, વર્તમાનપત્રોમાં વપરાતા કાગળોની સગવડ હજી નથી મળી એ ખરેખર, શોચનીય છે. તેમને એ તાકીદે મળે તેવો પ્રબંધ સરકાર તરફથી સત્વર થવો ઘટે નહિ તો, જે કેટલાંક સામયિકો જનતાને ઉપયોગી વાચન પૂરું પાડે છે તેમનું અસ્તિત્વ પણ કદાચ જોખમાવા સંભવ છે.

એમનાં દુબળ કદ જોઇને જ હરકોઈ વાચક એ સામયિકથી વેગળો નાસે છે; કારણ કે એને જોતાં જ એના મનમાં કોઈ ધંધાના સૂચિપત્રનો ખ્યાલ આવી જાય છે. અને સારાં સામયિકો માટેની એવી સ્થિતિ કેમ જ નિભાવી લેવાય ! !

ગયા વર્ષે, અમે ઉપર જણાવેલી પરિસ્થિતિને કારણે "પુસ્તકાલય"માં અપાતાં વિવિધ અંગો જતાં કર્યાં હતાં તે માટે દિલગીર છીએ; છતાં એના ગ્રાહકોએ એના પ્રત્યે જે માયાળુતા દાખવી છે તે માટે અમે તેમના આભારી છીએ.

અને અમે ખાસ આભારી છીએ, અમારા નાના મોટા લેખકવર્ગના જેમની વિવિધ વાનીઓ તેઓએ અમને "પુસ્તકાલય"માં સ્થાન આપવા આપી ઉપકૃત કર્યા છે.

આ ઉપરાંત, સાહિત્યસર્જકો, પુસ્તકપ્રકાશકો અને વિક્રેતાઓ જેઓ અમને વર્ષ દરમિયાન તેમનાં પુસ્તકો મોકલતા રહ્યા છે, તેમના પણ આભારી છીએ; કારણ, તેમનો એ કિંમતી સહકાર ન મળ્યો હોત તો આપણા સાહિત્ય-જગતમાં કયાં કયાં નવાં સર્જનો પ્રસિદ્ધ થયાં તે જાણવાથી અને તેનો પરિચય જનતાને આપવાથી અમારે વંચિત જ રહેવું પડયું હોત.

આગામી વર્ષે પણ, અમારા સૌ સહયોગીઓ અમને એમનો પૂર્વવત્ સંપૂર્ણ સહકાર આપતા રહેશે એવી પ્રાર્થનાપૂર્વક વિરમીશું.

---

## પાયાના શિક્ષક કેવા હોય ?

પાયાની કેળવણીના શિક્ષકે તો સૌના શિક્ષક બનવું જોઇએ. દરેકનો સંપર્ક સાધી તેમની સુધારણા કરવા મથવું જોઇએ. એમાં નિષ્ફળતા મળે તો પણ મંડી રહેવું ને જેને સુધારવા છે તેમની મૈત્રી સાધવી: એટલું થાય તો બાકીનું બધું આવી રહેશે બાળકો ઉપર તો જન્મથી જ શિક્ષકની નજર રહેવી જોઇએ. કેળવણીકારનું કામ તો બાળકના જન્મથીયે પહેલાં-શરૂ થાય છે. દાખલાતરીકે સ્ત્રી ગર્ભવતી થાય તો પાયાની કેળવણી આપતી શિક્ષિકાએ તેની પાસે જઇને તેની ને તેના બાળકની તંદુરસ્તી માટે સૂચના આપવી જોઇએ. તે તેના પતિને બાળકની સંભાળમાં તેણે કેટલો હિસ્સો લેવાનો છે તે પણ કહે. આમ, આવો શિક્ષક તો સમગ્ર જીવનને આવરી લેતો બની રહે. કુદરતી રીતે પ્રૌઢોની કેળવણી પણ એના ક્ષેત્રમાં આવી જાય.

શહેરમાં પ્રૌઢકેળવણીનું કંઇક કામ થાય છે; ગામડાને હજી સ્પર્શ થયો નથી. વાંચતા લખતા કરવા કે રાજકારણ પર થોડાં ભાષણ આપવાં એ પૂરતું લાગતું નથી. સ્ત્રી–પુરુષો ઉત્તમ નાગરિકો બને એવી પ્રૌઢકેળવણીની મારી કલ્પના છે. બાળકોના ૭ વર્ષના અભ્યાસક્રમ કરતાં એમને માટેનો અભ્યાસક્રમ ઘડી કાઢવો એ કઠણ કામ છે. બન્નેમાં ગ્રામ ઉદ્યોગ દ્વારા શિક્ષણ એ તત્ત્વ સમાન રહેવું જોઇએ. પ્રૌઢોની કેળવણીમાં ખેતીનું પ્રાધાન્ય રહેશે. સાહિત્યની કેળવણી તો રહેશે જ. ઘણી માહિતીઓ મોઢે અપાશે. ભણનાર કરતાં ભણાવનાર માટે ઘણાં પુસ્તકો રહેશે. બહુમતીને લઘુમતી પ્રત્યે કેમ વર્તવું તે શીખવવું પડશે. પાડોશી ધર્મ શીખવે અને અસ્પૃશ્યતા તથા કોમવાદનાં મૂળ ઉખેડે એ સાચી પ્રૌઢ કેળવણી. શિક્ષણના વાહન તરીકે કયો ઉદ્યોગ હોય તે સ્થાનિક સંજોગો પરથી નકકી થશે. આમ પાયાની કેળવણીનું ક્ષેત્ર વિસ્તરવું જોઇએ ને તે માટે બંધારણમાં ફેરફાર કરવો જોઇએ.

( પ્રતાપ ૨૯-૧૦-૪૪ )

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

★દક્ષિણના માંચેસ્ટર ગણાતા કોઇમ્બતુરમાં તામિલ લેખકોની પહેલી પરિષદ નવેંબરના પહેલા અઠવાડિયામાં શ્રી. ટી. એસ. ચોકકલિંગમ્‌ના પ્રમુખપદ હેઠળ મળી હતી. આ પરિષદે પાસ કરેલ ઠરાવો પૈકી ' તામિલ કોશ ' તથા ' તામિલ સર્વસંગ્રહ ' તૈયાર કરવાની જરૂરીઆત પર ભાર મૂકવામાં આવ્યો હતો.

પરિષદ પહેલાં એક નૂતન પ્રકારનો સમારંભ ઉજવવામાં આવ્યો હતો. તેમાં દરેક તામિલ લેખકને પોતાનો પરિચય આપવાનું કહેવામાં આવ્યું હતું. આ પ્રસંગે જણાઇ આવ્યું કે તામિલ લેખકોમાં કેટલાયે ભવિષ્યના ' બર્નાર્ડ શૉ ' હતા. એક લેખકે જણાવ્યું કે ' મારું માસિક હિંદભરમાં શ્રેષ્ઠ છે. ' આ માસિક ક્યારે પ્રગટ થશે તે તેની મરજી પર આધાર રાખે છે. બીજા એક લેખકે જણાવ્યું કે ' જે પત્રોને મારા લેખો મેળવવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય છે તેનો ફેલાવો જાદુઇ રીતે વધી જશે. ' આમ ઘણાખરા લેખકોએ રમુજી વાતો કહી હતી. આ સમારંભ ચાર કલાક સુધી ચાલ્યો હતો, પણ તેમાં જરા પણ કંટાળાને સ્થાન નહોતું.

★ઓરિસ્સાના પ્રસિદ્ધ સાહિત્યપ્રેમી, પત્રકાર તથા જાહેર કાર્યકર્તા શ્રી. બ્રજસુંદર દાસ એમ. એસ. એ. નું જુનના બીજા અઠવાડિયામાં અવસાન થતાં, ઓરિસાને મોટી ખોટ પડી છે. તે ગદ્યપદ્યલેખક પણ હતા. તેમના તંત્રીપદ હેઠળ ચાલતું ' મુકુર ' એક વખત ઓરિસાનું સરસ માસિક ગણાતું હતું.

★દક્ષિણ હૈદ્રાબાદમાં મળેલ અખિલ–હિંદ ઉર્દૂ પરિષદની તાજેતરની બેઠક પ્રસંગે સ્થાપવામાં આવેલ અખિલ–હિંદ ઉર્દૂ પરિષદ મંડળમાં પ્રસિદ્ધ વ્યક્તિઓ જોડાઇ છે. પ્રમુખ તરીકે ઉર્દૂના પ્રસિદ્ધ વિદ્વાન સર તેજબહાદુર સપ્રુની વરણી થઇ છે. ઉપપ્રમુખો તરીકે સર અબ્દુલ કાદિર, ડૉ. અબ્દુલ હક, એસ. એ. બ્રેલ્વી તથા નવાબ ઝેન યારૂ જંગબહાદુર છે અને સામાન્ય મંત્રી તરીકે ડૉ. ઝકીર હુસેનને ચૂંટવામાં આવ્યા છે.

★૭ વર્ષ પહેલાં ન્યુયોર્કના પ્રકાશકો ડોડ, મીડ અને કંપની તથા ' રેડબૂક ' માસિકે અપ્રકટ શ્રેષ્ઠ નવલકથા માટે દર બે વર્ષે ૧૦,૦૦૦ ડૉલરનું ઇનામ આપવાની જાહેરાત કરી હતી. આ વર્ષના એ ઇનામના વિજેતા મિસિસ ડોરોથી કોર્નવેલ છે. તેના પુસ્તકનું નામ ' ધે ડેર નોટ ગો એ હન્ટિંગ ' ( They dare not go a hunting ) છે. આગલાં ત્રણ ઇનામો પણ સ્ત્રીઓને મળ્યાં હતાં.

★ડેન્માર્કના સ્વદેશભક્ત નાટ્યલેખક કેજ મંક ( Kaj Munk ) નું વર્ષની શરૂઆતમાં ખૂન થયું છે. મંકનાં લખાણોને સ્ટ્રેન્ડબર્ગ તથા ઇબ્સનનાં લખાણો સાથે સરખાવવામાં આવે છે. સ્વ. નાટ્યલેખકનો પોતાના લોકો પર ઘણો પ્રભાવ પડતો હતો. જો તેના ગ્રંથોનું વિશ્વસાહિત્યમાં ભાષાંતર કરવામાં નહિ આવે તો ખરેખર તે કમનસીબ ગણાશે.

★શ્રી. બીજન ભટ્ટાચાર્યનું લખેલ ' જબાનબંધી ' નામક એક નવીન પ્રકારનું નાટક 'ઇન્ડિયન પિપલ્સ ' થીએટર એસોસીએશન તરફથી કલકત્તામાં હમણાં ભજવી બતાવવામાં આવ્યું

હતું. આ નાટિકામા, ખોરાક શોધવા શહેરમાં ગયેલ એક ખેડૂત કુટુંબની દુર્દશા, ભૂખમરો તથા મૃત્યુનું વર્ણન છે. આવા જ પ્રકારની બીજી બે નાટિકાઓ સાથે 'તિનતી નાટિકા' નામે પુસ્તિકા પ્રગટ કરવામાં આવી છે.

★શાંતિનિકેતનના શ્રી. હરિચરણ બેનરજીએ થોડા જ વખત પહેલાં, એકલા હાથે 'બંગાળી ડિક્શનરી' તૈયાર કરવાનું કાર્ય પૂરું કર્યું છે. આ કાર્યમાં તેમને ચાળીસ વર્ષ લાગ્યાં છે. પરંતુ આ કોશ જગતના નહિ તો હિંદના મહાન કોશો પૈકી એક ગણાશે. મુદ્રણના ૧૪૦ કે ૧૬૦ વિભાગો થશે. તેમણે વારંવાર જણાવ્યું હતું કે, 'જો રવીન્દ્રનાથ ટાગોરે મારો ઉત્સાહ ટકાવી ન રાખ્યો હોત તથા શરૂઆતથી જ મને આર્થિક મદદ ન કરી હોત તો આ કાર્ય થઇ શકત નહિ.'

★હિંદી સાહિત્યથી પરિચિત કોઇ પણ વ્યક્તિ શ્રી. નાથુરામજી પ્રેમીની હિંદી સાહિત્યની સેવાથી ભાગ્યે જ અજ્ઞાત હશે. પોતે લેખક તથા વિદ્વાન હોવા ઉપરાંત ઉચ્ચ કોટિના પ્રકાશક પણ છે. તેમના સંચાલિત 'હિંદી ગ્રંથ રત્નાકર'માં કોઇ પુસ્તક પ્રગટ કરાવવું તે માનપ્રદ ગણાય છે. ઘણા હિંદી લેખકો તેમને અંગે જ પ્રસિદ્ધિમાં આવ્યા છે. શ્રી. ટાગોર, શરદ્બાબુ, બંકિમબાબુ તથા બીજા બંગાળી લેખકોનાં પુસ્તકોનાં હિંદી ભાષાંતર તેમણે જ આપ્યાં છે.

એક હજાર પાનાંનો અભિનંદનગ્રંથ અર્પણ કરીને શ્રી. પ્રેમીજીનુ સન્માન કરવાનું નક્કી કરવામાં આવ્યું છે. આ ગ્રંથ લગભગ એક વર્ષમા તૈયાર થશે. તેના અઢાર વિભાગો પાડવામાં આવ્યા છે અને દરેક વિભાગ તે તે વિષયના તજ્જ્ઞને સોંપવામાં આવેલ છે.

★ઓગણીસમી સદીના પૂર્વાર્ધની શરૂઆતમાં, જ્યારે મહારાષ્ટ્રમાં પેશ્વાની સત્તાનો અંત આવ્યો હતો અને સરકારના તથા મિશનરીઓના પ્રયત્નોએ અંગ્રેજી કેળવણીની શરૂઆત કરી હતી ત્યારે સ્વ. ગણપત કૃષ્ણાજીને છાપખાનું તથા બીબાં બનાવવાનું કારખાનું કાઢવાનો વિચાર ઉદ્ભવ્યો હતો. તેના છાપખાનામાંથી એટલા બધાં મરાઠી પુસ્તકો તથા સામયિકો પ્રગટ થયાં કે મરાઠી સાહિત્યના શરૂઆતના છાપકામનું તથા મુંબઇના મરાઠી પત્રકારિત્વની શરૂઆત કરવાનું માન તેના ફાળે જાય છે.

આ વાતને સો વર્ષો વીતી ગયાં છે. આ મહાન વ્યક્તિને અંજલિ આપવા મુંબઇમાં એક શતવર્ષી કમિટિ સ્થાપવામાં આવી છે. એવી યોજના છે કે, એક અભિનંદનગ્રંથ પ્રગટ કરવો, જૂનાં પુસ્તકોનું પ્રદર્શન ભરવું તથા મુદ્રણકળા પર વ્યાખ્યાનમાળા ગોઠવવી.

★લંડનના બ્રિટિશ ગ્રંથકર્તા મુદ્રણાલયે 'સંગીત કટિમેખલા' નામથી સામ્રાજ્ય કાવ્ય-સંગ્રહ પ્રગટ કર્યો છે. રેડ ક્રોસના લાભાર્થે તેની કિંમત પાંચ પાઉંડની રાખવામાં આવી છે. બ્રિટિશ ટાપુઓ તથા બ્રિટિશ સામ્રાજ્ય, રોડેશિયા તથા હિંદના કવિઓનો તેમાં સમાવેશ કરવામાં આવેલ છે. ડૉ. રવીન્દ્રનાથ ટાગોર, શ્રીમતી સરોજિની નાયડુ ઉપરાંત પ્રો. વી. એન. ભૂષણનાં કાવ્યો તેમાં આપવામાં આવેલ છે.

છોટાલાલ માનસિંગ કામદાર

# 'સસ્તું સાહિત્ય કાર્યાલય'ની સાહિત્યસેવા

વર્ષો પહેલાં આ માસિકના એક અંકમાં × ગુજરાતી સાહિત્ય સસ્તુ કેમ થયું તેની ઉડતો નોંધ આ લખનારે લીધી હતી. ત્યાર બાદ ' આપણી માળાઓ ' શીર્ષક 'ઉર્મિ 'ના એક લેખમાં પણ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયની ' વિવિધ ગ્રંથમાળા ' વિષે ટૂંકી નોંધ લેવામાં આવી હતી. પ્રસ્તુત લેખમાં પ્રાતઃસ્મરણીય ભિક્ષુ–અખંડાનંદજીના દેહોત્સર્ગ પછી આ કાર્યાલયનાં પ્રકાશનોની ટૂંકી નોંધ લીધી છે.

પૂ. સ્વામીજીના જીવનકાળ દરમિયાન એક સમય એવો હતો કે સંસ્થાને આટોપી લેવાની યોજના તૈયાર થઇ હતી. પરંતુ ગુજરાતી વાચકોના સદ્‌ભાગ્યે સ્વામીજીએ તે વિચાર પડતો મૂકયો અને પોતાના દેહોત્સર્ગ બાદ ટ્રસ્ટી મંડળ તે કાર્ય સંભાળી લે તેવું નક્કી કરવામા આવ્યું. જો તે પ્રમાણે ન થયું હોત તો આ સંસ્થાના પાણીના મૂલ્યે મળતા ગ્રંથો અત્યારે ગમે તેટલી કિંમત આપતાં મળી શકત કે કેમ તે પ્રશ્ન છે.

આ લખનારે મુંબઇના નિવાસ દરમિયાન એવા પ્રસંગો જોયા છે કે સંસ્થાનું એકાદ પુસ્તક ખલાસ થવા આવવાની ખબર પડે અને બીજું છપાતાં એકાદ બે વર્ષ નીકળી જાય તે દરમિયાન તેની પાંચ સાત ગણી કિંમત લેવામાં આવી છે.

આ સંસ્થાનાં પ્રકાશનો તથા સંસ્થા દ્વારા ચાલતી ' વિવિધ ગ્રંથમાળા '. બંધ પડી ગઇ છે તેવી ભ્રમમૂલક માન્યતા પણ ઘણે સ્થળે પ્રસરી રહેલ છે. તે બધાની જાણ માટે જણાવવાનું કે **સંસ્થાનાં આગલાં પ્રકાશનોમાંથી ઘણાખરાં હજુ મળે છે, નવાં પ્રકાશનો થતાં આવે છે** તથા રૂા. ૬–૪–૦ ( તેમાંથી પોસ્ટેજનો રૂા. ૧–૪–૦ બાદ જતાં બાકી રૂા. ૫) માં ) ૨૦૦૦ પૃષ્ઠનું વાંચન વિવિધ ગ્રંથમાળા, કાગળની આવી કાતિલ મોંઘવારીમાં પણ આપે છે.

આટલું સસ્તું વાચન આપનારી માળાને ગુજરાતભરની કે હિંદભરની સસ્તી માળા આપણે કહીએ તો ભલે તે માળાને તેવો દાવો કરવાની જરૂર લાગી નથી.

પૂ. સ્વામીજીની ત્રીજી પુણ્યતિથિ આવતા માસની ૪થી તારીખે આવે છે. તે ત્રણ વર્ષમાં સંસ્થાએ ( ૪–૧–૪૨ પછી ) કરેલ પ્રકાશનોની ટૂંકી નોંધ નીચે આપી છે. આટલા ટૂંક સમયમાં સંસ્થાએ પચાસ ઉપરાંત પુસ્તકોની લગભગ બે લાખ ત્રીસ હજાર નકલો પ્રગટ કરી છે. કોઇ પણ સંસ્થા માટે આ સંખ્યા અભિનંદનીય છે.

પ્રગટ થયેલ પુસ્તકોમાં નીચેનાં પુસ્તકોનો સમાવેશ થાય છે.–પંડિત નીલકંઠની ટીકાવાળી ભગવદ્‌ગીતા, ચાર મોટા ગ્રંથોમાં વેદાંતને સરળ ભાષામાં સમજાવનાર યોગવાસિષ્ઠ મહારામાયણ, મહાભારતના બાકી રહેલા ભાગો ૪, ૫, ૭, ભગવાન પતંજલિનાં યોગસૂત્રો તથા તે પર સ્વામી વિવેકાનંદની ટીકાવાળું ' પાતંજલ યોગસૂત્ર, ' સ્વામીજીએ અમેરિકામાં જ્ઞાનયોગ પર આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ ' જ્ઞાનયોગ, ' વેદાંતના મહાન ગ્રંથ ' ત્રિપુરારહસ્ય 'ના આધારે શ્રી કૃષ્ણાત્મજ મહારાજે લખેલ ' દત્ત–પરશુરામ અથવા અનાસક્તિ કર્મયોગ 'ની બે આવૃત્તિઓ, ત્રણ વર્ષનાં પંચાગોની હજારો નકલો, મહારાષ્ટ્રીય સંત તુકારામનું મૂળ મરાઠી

× મે ૧૯૨૮

પ્રકાશન ' तुका म्हणे, ' શ્રી. ડુંગરશી સંપટ કૃત ' કચ્છની લોકવાર્તાઓ ' તથા ' કલ્યાણ-મયી ' નામક બોધદાયક લાંબી કથા, પ્રસિદ્ધ જૈન તત્ત્વજ્ઞ તથા સુધારકના ' સંસારમા સુખ કયાં છે 'ની નવી આવૃત્તિ, તથા ' સંત કબીરનાં આધ્યાત્મિક પદો, ' વયોવૃદ્ધ સાક્ષર-વર્ય શ્રી. કૃષ્ણલાલ ઝવેરીએ સંપાદિત કરેલ ' ગુજરાતની ગઝલો, ' સ્વામીશ્રી માધવતીર્થના ' આર્યોના સંસ્કાર 'ની નવી આવૃત્તિ તથા તત્ત્વજ્ઞાનથી ભરપૂર ' તું કોણ ? '; આજકાલ ખૂબ ચર્ચાસ્પદ-થઇ પડેલા ખોરાકના પ્રશ્ન સંબંધી અનેક કોષ્ટકોવાળું શ્રી. પોપટલાલ શાહે તૈયાર કરેલ પુસ્તક ' આરોગ્ય-ને ખોરાક, ' સરળ ભાષામાં અને સસ્તી કિંમતે પહેલી જ વાર પ્રગટ થતાં ' ઉપનિષદો, ' મહામુનિ અષ્ટાવક્રજીની ' અષ્ટાવક્ર ગીતા, ' રામાયણનાં પાત્રોના લાક્ષણિક અર્થોવાળી ' આત્મરામાયણ, ' સ્વામી વિદ્યારણ્યજી કૃત ' જીવન્મુક્તિ વિવેક, ' હિંદના ઉદ્યોગપતિઓએ તૈયાર કરેલ ' હિંદના આર્થિક વિકાસની યોજના, ' વયો-વૃદ્ધ સાક્ષર શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારિયાએ તૈયાર કરેલ સાહિત્યની પિછાન કરાવતી ' સાહિત્ય પ્રારંભિકા ' મહાન વૈષ્ણવ ગ્રંથ ' પરમાનંદની પ્રાપ્તિ, ' અર્થો તથા સમજૂતી વાળી ' અખાની વાણી 'ની ત્રીજી આવૃત્તિ, ' હિંદના આચાર્યો ' તથા તે આચાર્યોનાં જુદાં જુદાં ચરિત્રોની પુસ્તિકાઓ, ગુજરાતના મહાન સૂફી ફિલસૂફ શ્રી. સાગરનાં કાવ્યો તથા ગઝલોના સંગ્રહ ' દીવાને સાગર 'ની નવી આવૃત્તિ, વૈદકના ગ્રંથોમા ઉપયોગી ઉમેરારૂપ ' ઔષધિકલ્પલતા ' શ્રીમાન નથુરામ શર્મા કૃત ' પરમ સુખી થવાનાં સાધનો, ' જેમાં તમોગુણ તથા રજોગુણના આઠ ધર્મો ઉપર તે મહાત્માના ઉપદેશો છે, ભગવાન દત્તાત્રયે રચેલી ' અવધૂત ગીતા 'નો અનુવાદ, મહાત્મા વિદુરે ધૃતરાષ્ટ્રને ધર્મ, નીતિ, જ્ઞાન અને ચારિત્ર્ય વિષે જે ઉપદેશ આપેલો તે ' વિદુર નીતિ, ' ' પ્રભુમય જીવનનું રહસ્ય, ' જેમાં પ્રભુપ્રાર્થનાઓમાં મદદરૂપ થઇ પડે તેવી પ્રાર્થનાઓ, સ્તુતિઓ અને ભજનોનો ઉપાસકોને ઉપયોગી થઇ પડે તેવો સંગ્રહ કરવામાં આવ્યો છે.

' બીરબલ અને બીજા ' જેમાં અકબર—બીરબલની વિનોદી વાતોનો સંગ્રહ સાક્ષર શ્રી. જ્યોતીન્દ્ર હ. દવેએ કર્યો છે, 'તૈલંગસ્વામી'માં વિશુદ્ધાનંદ સરસ્વતી, પાઉહારી બાબા તથા તૈલંગ સ્વામીનાં ચરિત્રો આપવામાં આવ્યા છે, 'હિંદના આચાર્યો'માં લગભગ ૧૦૦ પાનામાં, દેશમાં થઇ ગયેલ મહાન આચાર્યો—રામાનુજાચાર્ય રામાનંદ, મધ્વાચાર્ય, સહજાનંદ, દયાનંદ વગેરે ૧૩ આચાર્યોનાં ચરિત્રો તથા પ્રસંગોપાત્ ઉપદેશો પણ આપેલા છે. વળી આ આચાર્યોનાં ચરિત્રોમાથી કેટલાક છુટક પુસ્તકરૂપે પણ બહાર પાડવામાં આવ્યા છે. 'આત્મવિશ્વાસ' મૂળ હિંદીમાં- સ્વામી આત્માનંદજીએ લખેલા ગ્રંથ પરથી આ ગ્રંથ તૈયાર કરાવવામાં આવેલ છે. વેદાંતના વિવિધ વિષયોની આ પુસ્તકમાં ચર્ચા કરવામાં આવી છે. ' વિવેકાનંદસાર 'માં, સંસ્થા તરફથી બહાર પડેલ ' સ્વામીજીનાં ઉત્સાહપ્રેરક લખાણો વ્યાખ્યાનો તથા વિવેચનોથી ભરપૂર આ પુસ્તક દરેક સુજ્ઞને વાંચ્યા વિના રહેવું ન જોઇએ. 'શ્રી. રમણ મહર્ષિ'માં દક્ષિણ હિંદની—હવે તો આખા જગતની એક મહાન વિભૂતિ—ની જીવનપરિચર્યા આપવામા આવેલ છે. લગભગ બાર વર્ષ પહેલાં આ લખનારે ગુજરાતી જનતાને આ સંતનો પરિચય 'શારદા' માસિક દ્વારા કરાવ્યો હતો. સ્વ. સ્વામીજીએ 'આદર્શ ચરિત્ર સંગ્રહ'માં તે લેખનો ઉતારો કર્યો હતો વર્ષો પછી આજે તો મહર્ષિનું નામ એટલું પ્રસિદ્ધ થઇ ગયું છે કે તેમની ઓળખાણની વિશેષ જરૂર રહેતી નથી.

આ રીતે છેલ્લાં ત્રણ વર્ષોમાં સંસ્થાએ પ્રગટ કરેલ ગ્રંથોમાં ખૂબ વિવિધતા છે. આ પુસ્તકોમાં વેદ, વેદાંત, જીવનચરિત્રો, કાવ્ય, નવલિકા, વૈદક, આરોગ્ય, સાહિત્ય, સંતવાણી વગેરે સાહિત્યનાં દરેક અંગને સ્પર્શતાં પુસ્તકો છે. અત્યારના જમાનામાં નવલકથા કે નવલિકાસંગ્રહના એકાદ પુસ્તક માટે ૪-૫ રૂપિયા ખરચી નાખવા કરતાં, આ સંસ્થાની 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહક બની ૨૦૦૦ પાનાંનાં ૭-૮ પુસ્તકો મેળવવાં તે ગ્રાહકને કેટલું હિતાવહ છે તે તે પોતે જ સમજી શકશે. શ્રી. મનુ સુબેદારની દોરવણી હેઠળ સંસ્થા હજુ પણ વધારે પ્રગતિ સાધીને ગુજરાતી જનતાને વધારે પ્રમાણમાં ઉપકારક નીવડો તેવી પરમકૃપાળુ પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના.

—છોટાલાલ માનસિંગ કામદાર

## શબ્દચોરસ હરિફાઇ વિષે ગાંધીજીનો અભિપ્રાય

શ્રી. રેવાશંકર હરિશંકર ત્રિવેદી જેઓ સદાસભાવાદી અને ગામડાંના એક કાર્યકર્તા છે અને ગુજરાત વિલેજ યુનિયનના ઉપપ્રમુખ છે તેમણે મહાત્માજીને પત્ર લખી જણાવ્યું હતું કે ' હાલના પ્રસંગે મને હમેશા પેપર વાંચતાં દુઃખ થાય છે. જે પેપરથી પ્રજા ઘડાય તે પેપરના માલિકો પ્રત્યે લોકો ધ્યાન રાખી તેના ખાસ લેખો પ્રત્યે પ્રેરાય તેવાં મુખ્ય પેપરોના માલીકો પણ ચડયા લાગે છે. શબ્દની હરિફાઇમાં પાનાં રોકે, એન્ટ્રીઓની ફી રાખે, હરિફાઇ પ્રત્યે આકર્ષવા જુદી જુદી તરકીબ બુદ્ધિથી શોધે—આ જાણી દેશના ઘડનારાઓ આ દિશામાં પહોંચ્યા છે ને પડે છે તેમ મને લાગ્યું. માટે આપને આમાં શું લાગી રહ્યું છે તે જણાવવા મહેરબાની કરશો.

આ શબ્દના સટ્ટામાં ઘણો ખર્ચ થતો ગણાય. કલેકટરની પરવાનગીના ટકા અપાય અને બાકીનાં નાણાં એંટ્રીવાળાને અપાય; ને બાકીમાં, આ હરિફાઇ કાઢનાર દસહજાર વીસહજાર વગેરે નફો કરે...તો આપનો અભિપ્રાય આપવા મે. કરશો. "

આ પત્રનો જવાબ મહાત્માજીના મંત્રી મારફતે નીચે પ્રમાણે મળ્યો છેઃ—

લોભીઆ હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે તે તો તમે જાણો જ છો ને? વગર મહેનતે લોકોને ધનવાન થઇ જવું છે અને એ દુર્ગુણનો ચાલાક માણસો લાભ લે છે. ગાંધીજી શું કે કોઇ શું, દરેક સમાજનું ભલું ચાહનાર માણસ દરેક જાતના જુગારનો વિરોધ કરે. આ એક સુધરેલી જાતની લૂંટ છે; પણ આ બધા સુધારાઓ માટે જરૂરી વાત તો હાલના તંત્રનો ધરમૂળથી ફેરફાર જોઇએ તે તો તમે કબૂલ કરશો જ ને? તે સુધરે તો આ બધું આપોઆપ સુધરે. આ સુધરેલ વ્યવસ્થિત લૂંટમાંથી લોકોને દૂર રહેવા માટે, તમે પણ તમારાથી બનતું કરી શકો છો. "

## ગ્રંથપાલને—

તારું કાર્ય સામાન્ય જનતા ધારે છે તેવું ક્ષુદ્ર નથી. સામાન્ય જનતા તો જેને સમાજનો એકમાત્ર મૂળભૂત ઘડવૈયો કહી શકાય એવા શિક્ષકની પણ ક્યાં કશી કિંમત આંકી શકે છે?

પુસ્તકાલયની ઉપયોગિતા વિશે—પુસ્તકાલય સમાજને ઘડવાનું એક અતિ જરૂરનું, નૈતિક ને મૂક સાધન છે, એ વિશે—તારા દૃઢ વિચારો ન હોત તો, નિરાશ થઇને, ક્યારનું ય તેં પુસ્તકાલયનું કાર્ય મૂકી દીધું હોત. ને એ દૃઢ વિચારોના બળે જ, તું ઓછા વેતને અને અવેતને છતાં ઉન્નત મસ્તકે તારું કર્તવ્ય તું કરતો હોઇશ એમ હું માનું છું. કારણ કે સ્વામી વિવેકાનંદે એવા ભાવાર્થનું કહ્યું છે કે ' દૃઢ વિચારોના બળથી જ જે તે સાધી શકાય છે.'

તારા પવિત્ર અંતરમાં પવિત્ર વિચારો જન્મ્યા છે—જેને લીધે તારી જ્ઞાન-મશાલ તું જ્ઞાનપિપાસુઓના માર્ગમાં ધરી રહ્યો છે. એ વિચારો તારામાં ટકી રહે, એ માટે થોડાક પ્રોત્સાહન-શબ્દો પાવાનું પુણ્ય કમાવાનું મેં અહીં યોગ્ય ધાર્યું છે; તે તને ખૂબ ગમશે.

હે સરસ્વતીભક્ત ગ્રંથપાલ ! જીવનચરિત્રો વાંચનારા થોડા જ વાચકો તારા સરસ્વતીમંદિરે આવે છે. છતાં તું એમને આવકારતા ખૂબ હરખાય છે. તું એમને માટે ખાસ માન ધરાવે છે. કારણ કે એ લોકો જગતને જેવું છે તેવું નિહાળવા તેનો અભ્યાસ કરવા ઇચ્છે છે. આ લોકો વાસ્તવિકતાને અવગણતા નથી માટે જ એ લોકો જીવનચરિત્રો વાંચે છે. જીવનચરિત્રની કિતાબ એટલે શું ? નરી હકીકત; નરી વાસ્તવિકતા ! આ વાંચકોને ત્યારે જ તું પૂજે છે, જ્યારે એ વાચકોનું ધ્યેય હોય છે વાંચન મનન આચરણ

તું બરાબર સમજે છે, કે આચરણ એ જ આપણું આખરી ધ્યેય છે, હોવું જોઇએ. ને વાચન, મનન, નિરીક્ષણ એ બધાના મંથનમાંથી જ આચરણ ઉત્તમ રીતે ઉદ્‌ભવે છે, ને માટે જ વાચન મનન ને નિરીક્ષણ ઉપયોગનાં છે.

વાચન સારુ તેં શ્રમપૂર્વક પસંદગીનાં જ પુસ્તકો રાખ્યાં છે.

મનન સારુ તેં અધ્યયનખંડ રાખ્યો છે એ અધ્યયન ખંડ શાન્ત એકાંત છે. વાચકના અધ્યયનમાં, મનનમાં ખલેલ ન પડે એ માટે તું પોતે પણ એ બાજુ બિલકુલ જા-આવ કરતો નથી.

નિરીક્ષણ સારુ તેં ઠેર ઠેર સૂત્રો ટીંગાડયાં છે. એમાં એક કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનું છે, જેમાં લખ્યું છેઃ—

કિતાબ છોડો; કુદરતને અનુસરો.

તું કિતાબ વાંચતો જતાં ઉપલા સૂત્રનો મર્મ બરાબર સમજે છે. તું સમજે છે, જાણભેદુ પણ છે.

વિદ્વાન ગ્રંથપાલ ! મારું તને એક જ કહેવું છે કે તું તારી જાતને અલ્પ ન માનીશ, તારા કાર્યને ક્ષુદ્ર ન માનીશ તારું કાર્ય તો માનવશ્રેષ્ઠોએ હોંશ હોંશે કર્યું છે. કાઠિયાવાડના ઘડવૈયા મોતીભાઇ દરજી ને ચમનલાલ વૈષ્ણવ તો પુસ્તકાલયના ઝાડુ-સુદ્ધાં મારતાં શરમાયા નથી; મોતીભાઇ અમીને પુસ્તકાલયો સારુ જ પોતાના પ્રાણ પાથર્યા.

ગુજરાતના સાચા ભેખધારી ભિક્ષુ અખંડાનંદે પુસ્તકોની ઉપયોગિતાથી આકર્ષાઇ કર્મસંન્યાસ છોડી કર્મયોગ સાધ્યો અને આખી આલમમાં અજોડ એવી, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય જેવી સુપ્રસિદ્ધ સંસ્થા સ્થાપી.

સર સયાજીરાવે પણ પુસ્તકાલયો સારુ ઓછું નથી કર્યું.

અરે, ગુજરાતના ગ્રંથપાલને પુસ્તકાલયના કાર્યની પ્રેરણા લેવા ગુજરાતની બહાર જવું જ ન પડે એવું એનું સદ્‌ભાગ્ય છે.

' જ્ઞાન એ શક્તિ છે ને પુસ્તક જ્ઞાનપ્રાપ્તિનું એક નૈતિક સાધન છે ' એ સૂત્ર સર્વત્ર કબૂલ છે.

હિંમતલાલ મ. પરેલ

# સર્જન કેવા સંજોગોમાં શક્ય છે ?

જાણીતા સાહિત્યકારો કઇ રીતે લખે છે–લખતા હશે, એ જાણવાની વાચકોને ખૂબ ઇંતેજારી હોય છે. અવારનવાર તેઓ પોતાના પરિચય લેખકોને પૂછે પણ છે કે, " તમે આ બધું ક્યારે લખો છો ? અને કેવી રીતે લખો છો ? કંટાળતા નથી ? " જવાબ સાંભળીને કેટલીક વખત ઘણાકને નિરાશ પણ થવું પડતું હશે. શ્રીમંત વાચકવર્ગ ઘણી વખત એમ સમજે છે કે, લેખકો નિરાંતે મેજ ઉપર બેસીને લખતા હશે. લેખકોને બીજો કોઇ કામધંધો નહિ, એટલે લખવાનું જ તેમનું કામ. મધ્યમ વર્ગના માણસો, જેઓ પર-સેવાથી પૈસો મેળવે છે, તેઓને આશ્ચર્ય થાય છે: " લેખકો લખતા ક્યારે હશે ? " કારણ કે ગુજરાતભરના લેખકોમાંથી અમુક ગણ્યાગાંઠ્યા સિવાયનો મોટો વર્ગ નોકરી કરતો હોય છે. કેટલીક વખત આ નોકરી લેખન–વ્યવસાયથી તદ્દન જુદા પ્રકારની હોય છે; છતાં તેના તરફથી સાહિત્ય–સર્જન થયે જ જાય છે. અને જ્યારે એકાદ સારી કૃતિ આવા વર્ગ તરફથી મળે છે, ત્યારે સાહિત્યકારો અને બિન–સાહિત્યકારો તેના પર પ્રશંસાનાં પુષ્પ પણ વેરે છે–સારી કૃતિ આપવા માટે, અને બીજા પ્રકારનો વ્યવસાય કરવા છતાં સાહિત્ય માટે સમય કાઢવા માટે.

લેખકો કેમ લખે છે, એ પ્રશ્નોના જવાબ ઘણી વખત અધરા પણ હોય છે; પરંતુ કેટલીક વખત સમભાવ ઉત્પન્ન કરે તેવા પણ હોય છે. શ્રી. મુનશીએ લખવાની વૃત્તિ શોખ તરીકે કેળવી છે; થોડા સમય માટે પોતાની ઇતર પ્રવૃત્તિઓ છોડી એઓ એકાદ નવલકથા લખવા બેસી જશે; જ્યારે શ્રી. મેઘાણી જેવાને તેમની પ્રવૃત્તિ જ એ પ્રકારની હોઇ, ફરજિયાત લખવું પડે છે. તેમનો વ્યવસાય જ એ પ્રકારનો છે. શ્રી. મુનશી એકાદ બે માસ માટે માથેરાન જઇ પોતાનું કામ પૂરું કરશે; જ્યારે શ્રી. મેઘાણીને ધડધડાટ અવાજ કરતા યંત્રોની પાસે, ખૂટતું લખાણ પૂરું કરવા ' મેજ ' ઉપર જ ' ક્વીક ' લખી આપવું પડશે. છતાં બન્ને વ્યક્તિઓ ગુજરાતને સારામાં સારી કૃતિઓ આપે છે. અને જ્યારે વાચકવર્ગ આ જાણે છે ત્યારે લેખકો કઇ રીતે લખતા હશે તે જાણવાની વધુ ઇંતેજારી થાય છે.

કેટલીક વખત જાણીતા સર્જકો કહે છે કે, ' લખવાનું કેટલાક સમયથી દિલ છે, પણ તે પ્રકારનો ભાવ ઉત્પન્ન થાય ત્યારે ને ! ' આ સાંભળી દૈનિકો ને અઠવાડિકો માટે ટપોટપ સર્જનો કરનાર લેખકો એ પ્રકારની ' તન્મય સ્થિતિ ' ક્યારે મેળવતા હશે એ પ્રશ્ન થયા વગર રહેતો નથી. શ્રી. મેઘાણીએ ' સોરઠ તારાં વહેતાં પાણી ' નવલકથા એક દૈનિક પત્ર માટે જ લખી હતી, અને તે તેમની સારામાં સારી કૃતિ તરીકે જાણીતી છે. શ્રી. ધૂમકેતુ પહેલા વિચાર કરે છે; સામાન્ય ખોખું તૈયાર કરે છે તે પછી લખવાનું શરૂ કરે છે; તો શ્રી. ચુનીલાલ વ. શાહ ખોખું તૈયાર કરીને તેમાં ઇંટ–ચૂનો–સિમેન્ટ પૂરે છે. શ્રી. મુનશી આરામથી લખે છે, શ્રી. મેઘાણી ઘોંઘાટ વચ્ચે આસાનથી લખી શકે છે; શ્રી ધૂમકેતુ હિંચકા પર બેઠા બેઠા એક બે પ્રકરણો પૂરાં કરે છે; તો શ્રી. ચુનીલાલ વ. શાહ ગાદડીપર બેસી પગ પર પગ ચડાવી કંઇ ને કંઇ લખી નાખે છે. પરિસ્થિતિનો ભલે ફેર હોય, પણ સૌ કોઇ વ્યવસાયને લઇને કે શોખને લીધે લખે છે; અને કેટલીક વાર તેમની કૃતિઓ તેમણે ધાર્યું હોય તેના કરતાં પણ વધુ લોકપ્રિય નીવડે છે.

કેટલાકનું એવું માનવું છે કે પરિસ્થિતિ અને વાતાવરણ સર્જનમાં મહત્ત્વનો ફાળો આપે છે. આ હકીકત સાચી હશે, પણ કેટલીક વખત પરિસ્થિતિ અને વાતાવરણથી ઉલટું પરિણામ પણ આવે છે. એટલે વસ્તુતઃ એ બન્ને લેખકના માનસ ઉપર આધાર રાખે છે. એક લેખકને હિચકો પસંદ હોય છે ને બીજાને તેનાથી ફેર આવતા હોય; એકની સામે કાંઈક ખાવાની વસ્તુની જરૂર હોય તો એકને એકાંત જ ફાવતું હોય; એકને દ્રાક્ષાસવની સોડમ પસંદ હોય તો બીજાને તદ્દન વિરોધી પરિસ્થિતિમાં જ સ્ફુરણા થતી હોય—એ દરેક લેખકના માનસ ઉપર આધાર રાખે છે. કેટલાક લેખકોને એક કૃતિનું સર્જન કરતાં મહિનાના મહિનાઓ જોઈએ છે; કેટલાકને થોડાક દિવસો પણ નહિ. શ્રી. ગુણવંતરાય આચાર્યને એકાદ વાર્તા માટે પ્રસંગ મળવો જોઈએ; અને તેઓ તરત તે લખી નાખે છે. શ્રી. ધૂમકેતુને પ્રસંગ મળશે તો તે પોતાની નોંધપોથીમાં નોંધશે; તેના પર વિચાર કરશે, ને અનુકૂળ વાતાવરણમાં એકાદ વાર્તા લખી નાખશે, છતાં બન્ને સર્જનમાં કોઈ પ્રસંગે આસમાન જમીન જેટલું અંતર હશે, તો કોઈ સમયે બન્ને સર્વોત્તમ કૃતિઓ હશે.

શ્રી. ઝવેરચંદ મેઘાણીએ ' ઝંખના ' નામનું કાવ્ય " સૌરાષ્ટ્ર " . સાપ્તાહિકના એક અંક પર મૂકવા માટે સાંજે ૭ વાગે માત્ર દસ મિનિટમાં ફરી છેકછાક વગર લખેલું; શ્રી બ. ક. ઠાકોરને એ કાવ્ય શ્રી. મેઘાણીનું પૂર્ણપ્રતિનિધિત્વ રજૂ કરતું લાગ્યું. મહાત્મા ગાંધીજી ગોળમેજી પરિષદમાં ભાગ લેવા ગયા ત્યારે શ્રી. મેઘાણીએ 'છેલ્લો કટોરો' એ જ રીતે લખી નાખેલું; શ્રી. મહાદેવ દેસાઈએ ' યંગ ઇન્ડિયા 'માં મહાત્મા ગાંધીજીના દિલની સાચી પરિસ્થિતિ રજૂ કરતાં કાવ્ય તરીકે તેની પિછાન કરાવી. એટલે લેખક કઈ રીતે લખે છે, તેના જવાબો લેખકવાર જુદા જુદા હોય છે. બર્નાડ શૉ ટાઇપ લઈ લખવા જ બેસી જાય છે; તો થોમસ હાર્ડીને પોતાનું લખાણ છેક સુધી સુધારવું પડતું, એટલું જ નહિ પણ મશીન પર ચડેલા ' ફોર્મ 'માં પણ સુધારો કરવાનું છેક છેલ્લી ઘડીએ તેને સૂઝી આવે. શ્રી. મુનશીને કંઈ સુધારો કરવાનું સૂઝે તો છાપેલાં ' ફોર્મ ' પણ રદ કરાવે.

શ્રી. પાઠકને કદી સવારમાં ફરવાનું કહેશો તો તે ચોખ્ખી ના કહેશે, જવાબ મળશે: ' સવારનો સોનેરી સમય ગુમાવવા હું ઇચ્છતો નથી. ' તેઓ સાંજે જ ફરવા નીકળશે.

શ્રી. ધૂમકેતુની પાસેથી રાત્રિનો સમય માગીશું તો કહેશે કે ' રાત્રે નહિ. એ કામ કરવાનો સમય છે. ' જ્યારે શ્રી. મધુસૂદન મોદી અને શ્રી. કેશવરામ શાસ્ત્રી તેમનું સંપાદન-કાર્ય હાલતાં ચાલતાં કરી શકે તેવું માનસ ધરાવે છે.

આમ દરેક લેખકની વિશિષ્ટ પ્રકારની ખાસિયતો હોય છે. કેટલીક વખત તે જાણવા જેવી હોય છે; તો કેટલીક વખત એ જાણ્યા પછી સમભાવ ઉત્પન્ન થાય છે. તાજેતરમાં જ બહાર પડેલી 'રવીન્દ્ર-વીણા' કાવ્ય સંગ્રહનું સર્જન કઈ રીતે થયું તે જાણવા જેવું છે. મૂળ બંગાળામાંથી તેને ગુજરાતીમાં-અણીશુદ્ધ ગુજરાતીમાં-લઈ આવનાર શ્રી. ઝવેરચંદ મેઘાણી છે. શ્રી. રવીન્દ્રનાથ ટાગોરનું નામ લઈ લઈએ તો તે કૃતિઓ શ્રી. મેઘાણીની જ લાગે, એટલો સરસ અનુવાદ એમાંનાં કેટલાક કાવ્યોનો છે. પણ તેનું સર્જન કેવા સંજોગોમાં થયું તે શ્રી. મેઘાણીના શબ્દોમાં જ સાંભળવા જેવું છે —

... [ સાંધણ પૃ. ૩૭૭ને છેડે ]

પુસ્તકાલય સ. સ. મંડળ લિં. ની

# વાર્ષિક સામાન્ય સભામાં પસાર થયેલા ઠરાવો

તા. ૮ ઑક્ટોબર ૧૯૪૪ ના રોજ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલના પ્રમુખપણા નીચે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરાની ઑફિસમાં બપોરના સાડાચાર વાગે મંડળની વાર્ષિક સાધારણ સભા મળી હતી. તેમાં નીચેના ઠરાવો પસાર થયા હતાઃ—

૧ ૧-૮-૪૩ થી ૩૧-૭-૪૪ સુધીના બાર માસનો ઑડિટરે તપાસેલો હિસાબ તથા વ્યવસ્થાપક મંડળનો રિપોર્ટ મંજૂર કરવામાં આવે છે.

૨ વ્યવસ્થાપક મંડળે નફાની કરેલી વહેંચણીની ભલામણમાં થોડોક ફેરફાર કરીને નીચે પ્રમાણે વહેંચણી કરવાનું નક્કી કરવામાં આવે છેઃ

રૂા. ૫૨૪૨-૧૪-૮ ની વહેંચણી —

| | |
|---|---|
| ૧ રિઝર્વ ફંડ ખાતે | રૂ. ૧૩૧૫- ૦-૦ |
| ૨ સભાસદોને શેરનું સાડાચાર ટકા લેખે ડિવિડન્ડ વહેંચવા | ૧૮૯૦- ૪-૦ |
| ૩ નોકરોને એક માસનો પગાર બોનસ તરીકે આપવા | ૩૪૬-૧૧-૦ |
| ૪ મંડળના નોકરોને મોંઘવારી ભથ્થુ આપવા માટે | ૧૬૪૪- ૦-૦ |
| ૫ આવતા વર્ષના નફા તોટા ખાતે લઇ જવા | ૪૬-૧૫-૮ |
| | રૂ ૫૨૪૨-૧૪-૮ |

" પુસ્તકાલય " માસિકના તંત્રીને માસિક ખાતેથી એક માસના પગારના બોનસના રૂ. ૫૫) અને મંડળના બીજા નોકરોના ધોરણે મોંઘવારી ભથ્થુ આપવાનું મંજૂર કરવામાં આવે છે.

૩ સને ૧૯૪૪ ૪૫ માટે સાધારણ સભાના પ્રમુખ તરીકે રા. રા. શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ અને ઉપપ્રમુખ તરીકે રા. રા. શ્રી. નાનાલાલ નાથાલાલ શાહને નીમવામાં આવે છે.

મંડળના ઑડિટર્સ તરીકે મેસર્સ આપાજી અમીન એન્ડ કં. ને રૂ. ૧૦૦) ના લવાજમથી નીમવામા આવે છે.

વ્યવસ્થાપક મંડળના સભાસદો પૈકી (૧) રા. રા. શ્રી ચિમનભાઇ મૂ. અમીન—પ્રતિનિધિ સા. પુ. વસો, (૨) રા રા. શ્રી. વિષ્ણુપ્રસાદ પ્રહલાદજી પંડ્યા—પ્રતિનિધિ સાં. પુ. પાદરા, અને (૩) રા. રા શ્રી અંબાલાલ વિ ઠક્કર વડોદરા—એ ત્રણે વ્યવસ્થાપકો જે ચાલુ સાલે નિયમ મુજબ નિવૃત્ત થતા હતા, તેમની જગોએ કોઇ હરીફ ઉમેદવાર નહિ હોવાથી તેમને ફરીથી ચુંટાએલા જાહેર કરવામાં આવે છે

૪ સને ૧૯૪૪-૪૫ ના વર્ષ માટે નીચે મુજબનું આવકખર્ચ મંજૂર કરવામાં આવે છેઃ—

ઉત્પન્ન—

| | |
|---|---|
| પત્રોનું કમિશન | ૨,૦૦૦-૦-૦ |
| પુસ્તકોનું કમિશન | ૫,૦૦૦-૦-૦ |
| વ્યાજનું ઉત્પન્ન | ૩,૦૦૦-૦-૦ |
| | ૧૦,૦૦૦-૦-૦ |

ખર્ચ:—

| | | | |
|---|---|---|---|
| પગાર | ૪,૫૦૦—૦—૦ | ઑડિટ ફી | ૧૦૦—૦—૦ |
| પોસ્ટેજ | ૪૦૦—૦—૦ | પ્રો. ફંડમાં મંડળનો ફાળો | ૩૦૦—૦—૦ |
| છપામણુ | ૪૦૦—૦—૦ | આકસ્મિક ખર્ચ | ૧૨૫—૦—૦ |
| કંટીજન્ટ | ૩૫૦—૦—૦ | મુસાફરી ખર્ચ | ૫૦—૦—૦ |
| મકાનભાડું | ૬૦૦—૦—૦ | આગના વિમાનું પ્રિમિયમ | ૧૫૦—૦—૦ |
| ઇલેક્ટ્રીક ચાર્જીસ | ૧૨૫—૦—૦ | | |
| | | | ૭,૧૦૦—૦—૦ |

ઉપર પ્રમાણે મંજૂર કરેલા ખર્ચની હદમાં રહીને એક હેડ નીચેથી બીજા હેડ નીચે ખર્ચ કરવાની સત્તા વ્યવસ્થાપક મંડળને આપવામાં આવે છે.

૫ મંડળની પુસ્તકપ્રકાશન પ્રવૃત્તિને વેગ આપવા માટે જાહેર જનતા પાસેથી યોજનાઓ મંગાવી યોગ્ય તે કરવા આ સભા વ્યવસ્થાપક મંડળને ભલામણ કરે છે.

૬ આજની સભાનું કામકાજ ઘણી જ સફળતાપૂર્વક પાર પડયું છે તે બદલ મે. રા. રા. પ્રમુખ સાહેબનો આભાર માનવામાં આવે છે.

વડોદરા,
તા. ૮—૧૦—૪૪

મ. શં. પટેલ.
પ્રમુખ

---

[ સાંધણ પૃ ૩૭૫નું ]

" એક તરફ બોટાદની અસહ્ય ગરમી, બીજી તરફથી એક બાળકને શીતળામાતાએ વળિયાળ મળા પરોવ્યા, ને એમાં પાણી પેસાયની મિનિટ મિનિટની હાજતોની સંભાળ, પત્નીની માંદગી, વહેલા ઊઠી ચૂલો ફૂંકવાનો ધૂંધવાતાં છાણાંનો ધૂમાડો આંખોનાં પાણી જાણે કે બરછીઓ મારી મારીને કાઢતો હોય, મારા પોતાના હરસની કાળી વેદના, નાનાં બાળકોનાં હાથપોતાં, એમને પખાળવા ને એમનો ઝાડો ઉપાડવાની પણ ચાલુ સ્થિતિ, રાત્રિના ઉજાગરા, બીજી અનેક સાંસારિક જંજાળોની હૈયું શોષતી જટિલતા—એની વચ્ચેથી મિનિટોએ ઝડપી ઝડપી હું ટાગોરની કાવ્યસમૃદ્ધિમાં ઊતર્યો છું. ને મને સંતોષે એવાં ભાષાંતરો કર્યે જાઉં છું. ક્યાં પાચ પર ને વિષ્ટા અને ક્યાં રવીન્દ્રનાથનાં કાવ્યોનાં ગુલાબ ? બન્ને પડખોપડખ અને અડોઅડ; પણ મા શારદાએ સૂગ ચડાવી નથી; બાલ સન્માનનાં ધૂપદીપ કે પુષ્પ એણે માગ્યાં નથી "

આ છે લેખકની પરિસ્થિતિ આવા વિષમ સંયોગોમાંય સર્જન થઇ શકે છે. સામે ગુલાબનાં પુષ્પો પડ્યાં હોય; ચંદનનો પમરાટ પથરાયેલો હોય, જોઇતી સુખસામગ્રી હોય, એવી પરિસ્થિતિમાં સર્જન કરનારા ગુજરાતમાં અપવાદરૂપ છે. ગુજરાત બહાર પણ અપવાદરૂપ છે. જેણે જીવનની વિષમતા નિહાળી છે; સાંસારિક જંજાળોની હૈયું શોષતી જટિલતા વચ્ચે જીવન જીવવું ચાલુ રાખ્યું છે, ચોમેરના સંજોગો પ્રતિકૂળ હોય, છતાં સાહિત્યોપાસના ચાલુ રાખી છે, તેવી કલમમાંથી જીવંત વાણી નીકળવાની. એવા સંયોગોમાં જ એકાદ મેક્સીમ ગોર્કી કે ચાર્લ્સ ડીકન્સ સર્જાવાના; એકાદ ધૂમકેતુ કે મેઘાણી સાહિત્યિક જીવન જીવી જવાના.×

શ્રી. અભ્યાસી

---

×" [illegible] પંથ "ના એક અંકમાંથી.



૧-૬. પક્ષીપરિચય ગ્રંથાવલિ—૬ પુસ્તકો: (૧) આંગણાનાં શણગાર, (૨) ઊડતાં ભંગી, (૩) રૂપરૂપનાં અંબાર, (૪) વગડામાં વસનારાં, (૫) કંઠે સોહામણાં, (૬) પ્રેમી પંખીડાં—લેખકો: શ્રી. નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર; પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ, ગીમરાજ બિલ્ડિંગ, નવી હનુમાન ગલી, કાલબાદેવી, મુંબઇ ૨; દરેકનું કદ ક્રાઉન સોળ પેજી, પૃષ્ઠ પહેલા, ચોથા અને છઠ્ઠાનાં ૫૬, બીજાનાં ૫૦, ત્રીજાનાં ૭૨ અને પાંચમાનાં ૬૮, દરેકનું મૂલ્ય ૦-૧૦-૦. ૧૯૪૪.

વિવિધ પક્ષીઓનો પરિચય આપતાં વૈજ્ઞાનિક પુસ્તકો આપણે ત્યાં માત્ર ગણ્યાંગાંઠ્યાં જ છે અને છે તે પણ લોકભોગ્ય શૈલીએ લખાયેલાં એવાં તો અમુક જ છે. અને બાળકોને પક્ષીઓનો પરિચય આપે એવી બાલભોગ્ય શૈલીએ લખાયેલાં ખાસ જાણમાં નથી. લેખકોએ એ દિશામાં કરેલો આ પ્રયાસ સ્તુતિપાત્ર હોઇને આપણાં બાળકોને આ દિશામાં રસ લેતાં કરવા માટે તેમને ધન્યવાદ ઘટે છે.

પહેલા પુસ્તકમાં ઘર આંગણાને ઓપ આપતાં ગણાય તેવાં અને નિત્ય પરિચયમાં આવતાં પક્ષીઓ જેવાં કે, ચકલી, કાબર અને પારેવાનો પરિચય ઉછરતાં વાચકો સમજી શકે તેવી શૈલીએ આપ્યો હોઇને બીજા પુસ્તકમાં, આપણા ઘરઆંગણે ભંગીનું કામ બજાવનારાં પક્ષીઓ—જેવા કે, કાગડો, સમડી અને ગીધનો પરિચય આપ્યો છે. ત્રીજા પુસ્તકમાં, રૂપે સોહામણાં અને સૌંદર્યવતાં ગણાય તેવાં પક્ષીઓ—મોર, પોપટ અને કલકલિયાનો પરિચય આપ્યો છે ચોથામાં હોલો, લેલાં અને લક્કડખોદનો, પાંચમામાં કોયલ, બપૈયો અને કાળિયોકોશી તથા છઠ્ઠામાં હંસ, સારસ અને કુંજનો પરિચય આપ્યો છે.

લેખકોની પરિચય આપવાની શૈલી આવા શુષ્ક વિષયને પણ રસપૂર્વક વાંચવા પ્રેરે તેવી હોઇને સ્થળે સ્થળે કથાત્મક રીતે પરિચય આપી જાય છે. કોઇ પણ પુસ્તકાલય આવા બાળભોગ્ય ઉપયોગી પુસ્તકોથી રહી ન જાય એ પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલો અવશ્ય નોંધી લે.

૭ રવીન્દ્રવીણા—સંપાદક : શ્રી. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક, કદ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૫૨+૨૮, કવર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા અઢી. ૧૯૪૪.

સંપાદક કહે છે તેમ, કવિવર ટાગોરની વ્યક્તિપૂજા કરતાં એમની કવિતાપૂજા પ્રતિ આપણે અભિમુખ થવું જોઇએ, એમની અંતઃપ્રેરણાઓ દ્વારા આપણને મળતો રસાસ્વાદ આપણે ઝીલવો જોઇએ

આ અગાઉ શ્રી. મેઘાણીએ કવિવરની વિવિધ વાનીઓ એમની લાક્ષણિક શૈલીએ આપણને આપી છે. એઓ તરફનો આ સંગ્રહ એક વધુ ઉપહાર આપણને આપી જાય છે. ...ની સકલતા અને એમનાં સર્જનરહસ્ય આમજનતાને સુગમ તો ઓછાં જ છે. અને

એની ગેયતા તો આપણી ભાષામાં એને ઉતારવાના પ્રયત્નો કરનારા ઘણા જ ઓછા આપણા શક્તિશાળી થયા છે. પરંતુ શ્રી. મેઘાણીને એ કળા વરી છે અને આપણું એ સદ્‌ભાગ્ય છે કે, કવિવરની આ વિશિષ્ટ કૃતિઓનો આસ્વાદ શ્રી. મેઘાણીદ્વારા મેળવવા આપણે ભાગ્યશાળી થયએ છીએ. તેમાંય, એમાંની કૃતિઓ શ્રી. મેઘાણીના સ્વમુખે સાંભળવાની મળે છે ત્યારે તો, એનો આનંદ ઓર જ હોય છે. આવી વિશિષ્ટતાભરી વિવિધ કૃતિઓનો આ સંચય પુસ્તકાલયો વસાવી લે અને એમાંનો રસાસ્વાદ લેવા વાચકો અવશ્ય પ્રયત્ન કરે.

૮. સાંબેલાના સૂર—બજાવનારઃ શ્રી. "શાણો". પ્રકાશક, કદ, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૯૨+૮, મૂલ્ય રૂા. અઢી. ૧૯૪૪.

"ફૂલછાબ"' સાપ્તાહિકના તંત્રી તરીકે શ્રી. મેઘાણી હતા ત્યારે નિયમિત આ સાંબેલાના સૂરો દર અઠવાડિયે બજાવાતા. એમાં વર્તમાન બનાવોની પાર્શ્વભૂમિ પર કટાક્ષમય મજાવાતા એ સૂરો "ફૂલછાબ"ના સૌ વાચકોનું ધ્યાન દોરતા. ૧૯૪૧–૪૨ દરમિયાન લખાયેલ એ કટાક્ષલેખો ફૂલછાબ શ્રેણી દ્વારા પુસ્તકાકારે પ્રકટ પણ થયેલા.

એથી આગળ, '૪૨ ના જુલાઈથી '૪૩ ના ડિસેમ્બર સુધીના બનાવોને આવરી લેતી કટાક્ષકંડિકાઓ આ પુસ્તકમાં સંગ્રહવામાં આવી છે. એ બનાવોને નજર સામે રાખી આ કંડિકાઓનો સંગ્રહ વાંચવામાં આવશે તો તેમાંથી મળી આવતો અન્યોક્તિરસ વાચકોને અનુભવવા મળી શકશે. છાપાંઓમાં અવારનવાર આવતું આવું, જ્યારે વાંચો ત્યારે નવું જ જણાય તેવું કેટલુંય સાહિત્ય કચરામાં ચાલ્યું જતું હશે. સાહિત્યપ્રકાશકો એવા સાહિત્યને ગ્રંથસ્થ કરે એ જરૂર ઇચ્છવા યોગ્ય અને આવકારપાત્ર છે. પુસ્તકાલયો આ પુસ્તક એની ઐતિહાસિકતા વિચારીને પણ વસાવી લે.

૯. દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ—લેખક અને પ્રકાશકઃ શ્રી. પ્રાણશંકર સોમેશ્વર જોષી; પ્રાપ્તિસ્થાન, કદ, પૂઠાં, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૩૨૮, મૂલ્ય રૂા. ૩–૮–૦. ૧૯૪૪.

દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીવાનોની સ્થિતિનો ચિતાર આપતું પુસ્તક "રંગદ્વેષનો દુર્ગ"ના લેખક શ્રી. જોષીનું દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીવાનોની સામાજિક, આર્થિક તેમ જ સાંસ્કારિક પરિસ્થિતિનું નિરૂપણનું આ પુસ્તકમાં છે.

"રંગદ્વેષના દુર્ગ"ના અનુસંધાનરૂપ આ પુસ્તકને લેખી શકાય. આપણા વિદેશ વસતા દેશબાંધવોની હાલત અને પરિસ્થિતિ જાણવા માટે અને તેને લગતું જ્ઞાન મેળવવા માટે આ પુસ્તક દરેક પુસ્તકાલયમાં હોવું ઘટે.

૧૦. સાહિત્ય અને સંસ્કાર—સંપાદકોઃ શ્રી. ભોગીલાલ ગાંધી (ઉપવાસી) અને શ્રી. મનુભાઈ વ્યાસ (સ્વપ્નસ્થ); પ્રાપ્તિસ્થાન ઉપર પ્રમાણે. ઊભી આઠ પેજી પૃષ્ઠ ૧૮૦ ઉપર આચ્છાદન સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ. ૧૯૪૪.

આપણા સાહિત્યમાં કેટલાક પ્રગતિશીલ કહેવાતા લેખકોના, ખાસ કરીને સામ્યવાદી અને મહાસભા સમાજવાદી મત ધરાવનાર સાહિત્યકારોની વિવિધ કૃતિઓ–ગદ્ય તેમ જ પદ્ય–કૃતિઓનો આ એક સંગ્રહ છે. લગભગ બધા જ લેખો રશિયન અને આપણે ત્યાંની પરિસ્થિતિને અનુલક્ષીને લખાયેલા છે. તેમાં ખાસ કરીને, શ્રી. સુન્દરમ, શ્રી. કરસનદાસ માણેક,

શ્રી. ચંદ્રભાઈ ભટ્ટ, શ્રી. રમણલાલ સોની વગેરે લેખકોની કૃતિઓનો સમાવેશ છે. ઉપરાંત, સામ્યવાદી કે મહાસભા સમાજવાદી સિદ્ધાંતોમાં માનનારાઓના લેખો પણ છે.

લોકજીવનને સ્પર્શતા લેખોનો આ સંગ્રહ નવીન વિચારસરણીનો પરિચય પામવા માટે પુસ્તકાલયોમાં ભલે સ્થાન પામે.

પુસ્તકના ઝીણા અક્ષરો સામાન્ય વાચકને વાંચવામાં જરા મુશ્કેલી અનુભવાવશે. પુસ્તકમાં આપેલાં, જુવાન બંગાળી કલાકાર શ્રી. ચિત્તપ્રસાદે દોરેલાં કરુણ ચિત્રો બંગાળના ભૂખમરાનો તાદશ ચિતાર રજૂ કરે છે.

૧૨. રાજ્યબંધારણ—( હિંદનું અને બ્રિટનનું ) લેખક અને પ્રકાશક: શ્રી. એમ. એચ. શાહ; ખાજવાડા, શેઠ શેરી, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૯૬, સાદું પૂઠું, મૂલ્ય રૂ. ૦–૧૪–૦. ૧૯૪૪

આપણે ત્યાં માધ્યમિક શાળાઓના ઉપલા વર્ગોમાં ઇતિહાસના વિષયમાં રાજ-બંધારણ–આપણા દેશનું તેમ જ બ્રિટનનું પણ–શીખવવામાં આવે છે. કેટલીક શાળા–વિદ્યાલયોમાં એ અંગ્રેજીમાં શીખવવામાં આવે છે અને હાલના કેટલાક વિદ્યાર્થીઓ અંગ્રેજીમાં આ વિષયને પૂરો સમજી શકવા અસમર્થ હોય છે. એવા વિદ્યાર્થીઓને તેમ જ આમજનતા જોગો આ વિષયમાં રસ ધરાવતા હોય તેમને માટે આ પુસ્તક સારું ઉપયોગી વાચન પૂરું પાડે છે–ખાસ કરીને વિદ્યાર્થીઓ માટે તો આ ખૂબ જ ઉપયોગી નીવડે તેવું પુસ્તક છે. એમાં, લેખકે સરળ ગુજરાતીમાં હિંદના તેમ જ બ્રિટનના રાજ્યબંધારણને સારી રીતે સમજાવવા યત્ન કર્યો છે. ઉપરાંત, યુનિવર્સિટીની પરીક્ષાઓમાં વખતોવખત પુછાયેલા આજ સુધીના પ્રશ્નો પણ આપવામાં આવ્યા છે.

પુસ્તકાલયોમાં આવતા ઉપલા વર્ગના વિદ્યાર્થીઓ તેમ જ સામાન્ય જનતા માટે આ પુસ્તક પુસ્તકાલયો વસાવી લે.

૧૨. પુણ્યશ્લોક ગાંધીજી—સંગ્રાહક અને અનુવાદક: શ્રી ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ; પ્રકાશક: વોરા એન્ડ કંપની, પબ્લીશર્સ, રાઉન્ડ બિલ્ડિંગ, મુંબઈ ૨. પ્રાપ્તિસ્થાન: એન. એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૫૮, સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું મૂલ્ય રૂ. ૪–૪–૦. ૧૯૪૪.

મહાત્માજીની જન્મજયંતિ પ્રસંગે તેમના જીવનપ્રસંગોનું દર્શન–અવલોકન કરાવતું સાહિત્ય હમણાં હમણાં ઠીક ઠીક પ્રમાણમાં આપણને મળતું જાય છે. સંગ્રાહક જણાવે છે તેમ, મહાત્માજીના નાના કે મોટા હરકોઈ કાર્યમાંથી આપણને તેમની મહાનુભાવતા અને વિભૂતિમત્તાનું દર્શન થયા વિના રહેતું નથી. એવાં નાનાં મોટાં અનેક કાર્યો ગાંધીજીના જીવનમાંથી મળી આવે તેમ છે; અને એ બધાં જ જો સંઘરાય તો ભવિષ્યની પ્રજાને માટે એ એક અપૂર્વ વારસારૂપ જ લેખી શકાય.

આ પુસ્તકમાં, સંગ્રાહકને મળી આવ્યાં તેટલાં દેશ–વિદેશના ભિન્ન ભિન્ન કોટીના મતવાદીઓનાં, ગાંધીજીના જીવનદર્શનને સ્પર્શતાં સંસ્મરણો અને અભિપ્રાયો આપ્યાં છે. હજી બીજું તો કેટલુંય સાહિત્ય મળી આવે તેમ છે. સંગ્રાહકના એ દિશાના પ્રયત્નો ચાલુ

જ છે. છતાં ગાંધીજીની ગઇ જન્મજયંતિ પ્રસંગે, તેમના જીવનનું વિવિધ દર્શન જનતાને મળે એ હેતુએ, આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

ગાંધીજી જગતની એવી મહાન વિભૂતિ છે, કે જે ભવિષ્યના જગત–ઇતિહાસના મહાન પાત્રરૂપ લેખાશે. ત્યારે આ બધું સાહિત્ય અત્યંત ઉપયોગી નીવડશે.

પુસ્તકાલયો અને હરેક વ્યક્તિ પણ, આવા સાહિત્યનો જેટલો સંગ્રહ કરે તેટલો ઓછો હોઇને તે બને તેટલું વધુમાં વધુ જનતામાં વંચાય તેવો પ્રબંધ કરવામાં આવે તો જનતાની તેમણે સુરૂપ સેવા બજાવી ગણાય.

**૧૩. પટેલ પટલાણી** અને બીજી વાતો—લખનારઃ અને પ્રકાશકઃ શ્રી. રમણલાલ સોની; પ્રાપ્તિસ્થાન, કદ, પૂઠાં, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૮૮+૮, મૂલ્ય રૂા. ત્રણ. ૧૯૪૪.

શ્રી. રમણલાલ સોની આપણા બાલસાહિત્યના લેખકોમાંના એક છે. એમણે આ અગાઉ બાલભોગ્ય શૈલીએ લખેલી બાળકોને વાંચવી ગમી જાય તેવી વાર્તાઓ આપી છે. આ પુસ્તક તેમાં એક વધુ ઉમેરો કરે છે.

પુસ્તકમાં આપેલી વીસેય વાર્તાઓ મોટા અક્ષરે છપાયેલી હોઇને બાળકો વાંચી શકે તેવી–હોંશે હોંશે રસપૂર્વક વાંચવા લલચાય તેવી છે. તેમાંની ઘણીખરી વાર્તાઓ સચિત્ર હોઇ-ને નવાં વાંચવા શીખેલાં બાળકોને ચિત્રો પરથી વાર્તા વંચાવવા કે વાંચી સંભળાવવા વડીલોને આગ્રહ કરે તેવી છે.

પુસ્તકાલયમાં આવતાં નાનાંમોટાં વાંચી શકે તેવાં વિદ્યાર્થીઓ તેમ જ બાળકોના ઇતર વાચન માટે વસાવી લેવા યોગ્ય છે.

**૧૪. કમાણીની કળા**—લેખકઃ શ્રી. રતિલાલ કરુણાશંકર ઓઝા, પ્રાપ્તિસ્થાન, કદ, પૂઠાં, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૨૮+૧૬, મૂલ્ય રૂા. ત્રણ. ૧૯૪૪.

કમાવા માટેની તાલાવેલી કોને નથી હોતી ? આજે તો સૌ કોઇ કમાવા–અર્થલાભની પાછળ પડ્યું છે. ત્યારે કેટલાકો પોતાની વેપારી વા કમાણીની આવડતથી લાખોપતિ થાય છે ત્યારે કેટલાકો પોતાની ધંધાની અનાવડતના કારણે પોતા પાસે હોય તે પણ ગુમાવે છે.

કમાણી કરવામાં પણ આવડત જોઇએ છે. આવડત વિના કોઇ કામ પાર પડતું નથી. અને તેમાંય કમાણીના સારા–નરસા ઉપાયો પણ હોય છે.

લેખકે આ પુસ્તકમાં કમાણી કરવાના સીધા ઉપાયો પણ બતાવ્યા છે અને નરસા ઉપાયો પરત્વે લાલ બત્તી પણ ધરી છે. ઉપરાંત, પુસ્તકના શરૂભાગમાં વેપાર–ધંધો કરનારે પાળવા જોઇતા કેટલાક નીતિનિયમો પણ બતાવ્યા છે. તેનું પાલન હરેક ધંધાદારીએ કરવું ઘટે.

કમાણીની સારીનરસી રીતો જાણવા માગનારને આ પુસ્તક ઉપયોગી નીવડવા સંભવ છે.

ઉપરનાં ત્રણેય પુસ્તકો જાડા ટકાઉ કાગળ પર છાપેલાં હોઇને છપાઇ–સફાઇ સારી છે.

**મ. પ્ર. વ્યાસ**

**૧૫. નિરંજના**—અનુવાદકઃ શ્રી. જેઠાલાલ નારાયણ ત્રિવેદી; પ્રકાશકઃ શ્રી. ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા, પીરમશા રોડ, અમદાવાદ; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૮૭; કાચું પૂઠું; મૂલ્ય રૂ. ૩–૦–૦ ૧૯૪૪.

બંગાળી લેખિકા શ્રી. નિરૂપમાદેવી કૃત ' બન્ધુ ' નામની બંગાળી નવલકથાનો આ અનુવાદ છે. વાર્તા સામાજિક હોઇને તેમાં પ્રેમત્રિકોણ ગૂંથેલો છે. આ વાર્તામાં મુખ્ય પાત્રો ત્રણ છેઃ નિરંજના, રાજેન્દ્ર અને રમેન. રમેન અને નિરંજના બાલપણનાં મિત્રો છે. એ બંનેનાં એકબીજા સાથે લગ્ન કરવાની વાતો ચાલે છે ત્યારે, નિરંજનાનો વિવાહ આ પહેલાં એક સ્થળે થઇ ગયેલાનો સ્ફોટ બહાર આવે છે. અને વિવાહ થતા અટકે છે. તે પછી રમેન અને નિરંજનાના હૃદયમાં અનેક પ્રકારનાં મનોમંથનો ચાલે છે. રમેન ખૂબ શોધખોળને અંતે પણ વિવાહ નહિ થયાની કોઇ ચોકકસ સાબિતી મેળવી શકતો નથી. નિરંજના, ધીમે ધીમે પણ મક્કમપણે પોતાની જાતને વિવાહિતા તરીકે માની લઇ, પોતે માબાપવિહોણી અને ગરીબાઇમાં હોવા છતાં, એક આર્ય નારીને છાજે એવા ઉન્નત અને સ્વમાની સ્વભાવથી, સ્વામીની પ્રતીક્ષા કરતી અને રમેન પ્રત્યે, જે પ્રેમલગ્નની હદે પહોંચેલો તે પ્રેમમાં કેટલાય કષ્ટે બંધુભાવ જાગ્રત કરી, પોતાની ખરબચડા જીવનમાર્ગમાં તેનો એક ' બન્ધુ ' તરીકે સહારો મેળવી જીવન વીતાવી રહી છે. છેવટે, તેને પોતાનો વિવાહિત સ્વામી મળી આવે છે. અને એ છે રાજેન્દ્ર—વાર્તાની ઘટના આ પ્રકારની છે. ત્રણેય પાત્રો ઉચ્ચ અને આદર્શવાદી છે. વાર્તા બોધક અને પ્રેરક છે.

૧૬. દેશદીવાન—(બીજી આવૃત્તિ) લેખકઃ શ્રી. ગુણવંતરાય આચાર્ય; પ્રકાશકઃ શ્રી. શંભુલાલ જગશી શાહ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૬૦+૬; સચિત્ર બોર્ડ પૂઠું; મૂલ્ય રૂ. ૪–૮–૦. ૧૯૪૪

' દેશદિવાન ' એ એક ઐતિહાસિક કથા છે. કાઠિયાવાડનો રાજ્યાશ્રિત ઇતિહાસ લોકકથાઓ એ બેનો સુમેળ સાધી લેખકે આ વાર્તા રચી છે. વાર્તામાં દર્શાવેલા પ્રસંગો બનેલા છે. અને જે ક્રમમાં બનેલા છે તેજ ક્રમે આ વાર્તામાં પણ દર્શાવ્યા છે એમ લેખકનું કહેવું છે. જે વખતે જામનગરમાં જસા જામ અને જૂનાગઢમાં નવાબ મહોબતખાન રાજ્ય કરતા હતા તે સમયના આ પ્રસંગો છે. વાર્તામાં મુખ્યત્વે, જસા જામના વજીર મેરામણ ખવાસની, લોકપ્રિય અને ન્યાય તથા નીતિપ્રિય નીવડેલ વજીરાતનો, ખ્યાલ આપવા ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો છે. જસા જામનાં માતા સાથે પિયરથી ખવાસ તરીકે આવેલો મેરામણ, જામનો વજીર બની, પોતાને રાજાના વજીર તરીકે નહિ પણ પ્રજાના વજીર તરીકે ઓળખાવી, પ્રજાની આદર્શ સેવા બજાવે છે. પ્રજાના આગેવાનોને, અને નિર્બળ તથા હવસખોર બનેલ પોતાના રાજા જસા જામના પ્રિય પાત્ર પણ પોતાના દુશ્મન બનેલ એવાઓને પણ, પોતાની આદર્શ વજીરાતથી પોતાના કરી લઇ, તે દરેકને રાજ્યનાં મુખ્ય મુખ્ય ખાતાં સોંપી, પ્રજાને સ્વરાજ્ય–સુરાજ્યના સુપાઠ પણ એ- ચાણક્ય શીખવે છે. જસા જામ પોતાની સત્તા ઢીલી પડતી જુએ છે. અને એ વજીરને ખસેડવા પ્રયત્ન કરે છે. પણ એમ કરતાં પોતાને જ જામ છોડવું પડે છે. જસા જામ બીજા રાજાઓનો પક્ષ લઇ, જામ ઉપર ચડાઇ કરી, મેરામણ વજીર પાસેથી રાજ્યની તમામ લગામ લઇ લેવા પ્રયત્ન કરે છે. પણ એવે ટાણે પ્રજા આખી મેરામણની સાથમાં રહી રાજાને, પ્રજાનું ઐક્ય બળ કેવું અને કેટલું હોય છે તેનું સુંદર દૃષ્ટાંત પૂરા પાડે છે. આ સિવાય અરઘાન સૈનિકો કેટલા વફાદાર, બહાદુર અને સ્ત્રીઓની ઇજ્જત તથા આબરૂ પ્રત્યે કેટલા માનની લાગણીથી જોનાર છે

તેનું પણ રસમય અને વીરત્વભર્યું સુંદર ચિત્ર, આ વાર્તાઓમાં ગૂંથેલું છે. આખીય વાર્તા, અને તેમાંય ખાસ કરીને મેરામણ ખવાસની ચાણક્ય નીતિયુક્ત છતાં પ્રજાનું જ હિત જોનારી આદર્શ વજીરાત રાજા, પ્રજા, દિવાન તમામને ખૂબ બોધક અને પ્રેરક થઇ પડે તેવાં છે. વાર્તાની શૈલિ અને ગૂથણી પણ વાંચકને ખરે જ મુગ્ધ કરે તેવી છે. સૌ કોઇ આ વાર્તા જરૂર વાંચે અને વંચાવે. 'અ-દ્રષ્ટા'

૧૭. ક્યારે છૂટશે ?—લેખકઃ શ્રી ધીરેન્દ્ર દોશી; પ્રકાશકઃ ધીરેન્દ્ર એ. ખખ્ખર, રાજકોટ; સં. ૨૦૦૦, ૧લી આવૃત્તિ; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૯૪; પૂઠું કાર્ડ બોર્ડનું સચિત્ર; કિં. રૂ. ૨-૦-૦.

પ્રસ્તુત વાર્તાપુસ્તકમાં (૧) ક્યારે છૂટશે ? (૨) કેવા હશે એ ? (૩) જીવંત મૃત્યુ, (૪) ભગવાનની ઇચ્છા અને (૫) કોને ખાતર ? એ નામની પાંચ ટૂંકી વાર્તાઓ છે. પૈકી પહેલાનું વસ્તુ રાજકીય અંશવાળું છે, જ્યારે બીજી બધાનું સામાજિક છે. કલાવિધાનની દૃષ્ટિએ તેમ જ ઠેરઠેર નજરે પડતા જોડણીના તેમ જ વ્યાકરણના દોષોને લઇને પુસ્તક ખાસ આકર્ષક નથી લાગ્યું; વળી પસંદ કરાયલી વાર્તાવસ્તુઓ બોધક છે. પૃષ્ઠસંખ્યાની દૃષ્ટિએ કિંમત પણ આકરી ગણાય ખરી.

૧૮. બેડો બળવો—લેખકઃ જયભિખ્ખુ; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; બીજી આવૃત્તિ, સં. ૨૦૦૦; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૮+૧૫૨; પૂઠું કાર્ડ બોર્ડનું સચિત્ર; કિં. ૨-૦-૦.

સ્ત્રીસમાજની પરવશતા અને પુરુષવર્ગની સ્વાર્થલોલુપતા અને સોદાશાહીને કારણે સ્ત્રીવર્ગની થયેલી અવદશાનાં કેટલાંક કારણો રજૂ કરી તેની સામે સ્ત્રીવર્ગે પ્રચંડ અવરોધ જગાવવાની જરૂર છે, એવું પ્રતિપાદન કરતી આ નવલિકાની ૬ વર્ષના ગાળામાં બીજી આવૃત્તિ નીકળે છે, એ જ એને મળેલા લોકસત્કારની સાબિતી છે. વાર્તારસિયાં વાચકો એને વાંચે અને નીરક્ષીરન્યાયે સાર ગ્રહણ કરી આપણા સામાજિક જીવનને સુસંસ્કારી ભાવનાને ઝીલી લઇ લેખકનો શ્રમ સાર્થક કરે. ના.

## હિંદમાં અમેરિકન પુસ્તકાલય

'યુસોવી' ( યુનાઇટેડ સ્ટેટસ ઓફિસ ઓફ વોર ઇન્ફરમેશન ) અથવા અમેરિકન સરકારના યુદ્ધમાહિતી ખાતાની મુંબઇની કચેરીએ ( ૨૯૩, હોર્નબી રોડ) એક પુસ્તકાલય ખોલ્યું છે. ૧૯૪૨ પછી અમેરિકન સરકારે મેકસિકો, ઉરુગ્વે, ઇંગ્લંડ, સ્પેન, દક્ષિણ આફ્રિકા, ઓસ્ટ્રેલિયા અને ન્યુઝીલેંડમા અમેરિકા વિશેનાં અને અમેરિકામાં જ પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો અને સામયિકોનાં પુસ્તકાલયો ખોલ્યાં છે. હિંદુસ્તાનની જનતા અમેરિકાને ઓળખતી થાય એ હેતુથી હવે મુંબઇમાં ખોલાયેલા આ પુસ્તકાલયમાં ૧૫૦૦ પુસ્તકો છે અને ૧૫૦ સામયિકો આવે છે. કોઇપણ વ્યક્તિ ત્યા જઇને એ વાંચી શકે છે.

'યુસોવી'ની આવી સગવડને કારણે અમેરિકા સંબંધી આપણું જ્ઞાન વધશે. ગુજરાત-કાઠિયાવાડનાં મોટા મોટાં શહેરો ખાતેના વિદ્યાર્થીઓ વતી એક નાનાશા અમેરિકન પુસ્તકાલયની માગણી રસિક વાચકોએ અમેરિકન એલચી ખાતાને મુંબઇ મુકામે કરી જોવા જેવી છે.



**સંદેશ પ્રકાશન મંદિર–અમદાવાદ તરફનાં પુસ્તકો**

૧ હસ્તમેળાપ—લેખકઃ શ્રી. મંજુલાલ સાકરલાલ દેસાઈ; મૂલ્ય રૂ. ૪–૦–૦

૨ આરોગ્યઃ તનનું, મનનું અને દેશનું—લેખકઃ શ્રી. ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ; મૂલ્ય રૂ. ૩–૪–૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ તરફથી**

૩ ચૌલાદેવી—( ત્રીજી આવૃત્તિ )–લેખકઃ શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂ. ૪–૮–૦

**શ્રી. શાન્તિલાલની કુંપની–મુંબઈનાં પુસ્તકો**

૪ બંદીવાન—મૂળલેખકઃ યુજેન ચીરકોવ; અનુવાદકઃ સૌ. શારદાદેવી; મૂલ્ય ૨–૦–૦

૫ ગાંધીજીની સ્વરાજસાધના—લેખકઃ શ્રી. શાન્તિ શાહ; મૂલ્ય રૂ. ૩–૮–૦

**શ્રી હરિહર પુસ્તકાલય–સુરતનાં પુસ્તકો**

૬ શક્તિવર્ધક આસનો—યોજકઃ શ્રી. ભીમભાઈ દેસાઈ; મૂલ્ય રૂ. ૩–૦–૦

૭ ડિટેક્ટીવ પ્રભાત—લેખકઃ શ્રી. માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક; મૂલ્ય રૂ. ૩–૦–૦

**સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો**

૮ આત્મનિરીક્ષણ અને સંકલ્પ—લેખકઃ શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ; મૂલ્ય રૂ. એક

૯ હિંદના આચાર્યો—સંપાદકઃ ડૉ. હરિપ્રસાદ પ્ર. દેસાઈ; મૂલ્ય રૂ. ચાર.

**અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો**

૧૦ ખંડિત માળખાં—લેખકઃ શ્રી. બાલચંદ માવજી વડેરા; પ્રકાશકઃ શરદ પ્રકાશન મંદિર, ૫૪, સુતાર ચાલ, મુંબઈ. ૨

૧૧ નંદનિકા—લેખક અને પ્રકાશકઃ શ્રી. અરદેશર ફરામજી ખબરદાર, ૭૮૮, પારસી કોલોની, દાદર, મુંબઈ. ૧૪

૧૨ બંબાદર અર્મા—લેખકઃ શ્રી. હરિપ્રસાદ વ્યાસ; પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. મૂલ્ય રૂા ૨–૪–૦

૧૩ અમર યાદ—લેખકઃ શ્રી. મોતીભાઈ ટી. પટેલ; પ્રાપ્તિસ્થાનઃ બરોડા સાયકલ માર્ટ, ગજમહેલરોડ, વડોદરા. મૂલ્ય રૂા. ૨–૮–૦




## દલપતવંશની ૧૧૧ વર્ષની અખંડ કાવ્યોપાસના

કવીશ્વર દલપતરામે આપણા ગુજરાતને તેમની કવિતા દ્વારા અને કેટલાક ગદ્ય સાહિત્ય-દ્વારા સારો સંસ્કારવારસો આપ્યો છે. આપણા આજના વૃદ્ધો એ કવીશ્વરનાં વિવિધ બોધપ્રદ કાવ્યો પ્રસંગોપાત્ત સંભળાવે છે—તેઓ ભણી ગયેલાં એ કાવ્યોનો સદ્બોધ આપણને આપે છે ત્યારે આપણું મસ્તક તે મહાન કવીશ્વરને નમી પડે છે.

કવીશ્વર દલપતરામે ગુજરાતની કાવ્યવાડીમાં વાવેલા છોડવાઓને તેઓ જીવ્યા ત્યાંસુધી ઉછેરતા રહ્યા અને પોતાનાં કાવ્યરસસિંચન વડે તેને હરીભરી મહેકતી રાખતા રહ્યા હતા. તેઓશ્રીના અવસાન બાદ એમના સુપુત્ર ગુજરાતના મહાકવિ ન્હાનાલાલે પોતાના પિતાના એ અપ્રતિમ વારસાને વધાવી લઇ આજ પર્યંત તેઓશ્રીએ આજે વૃદ્ધ વયે પણ એમનો કાવ્યસ્રોતનો અખંડ ઝરો વહેતો રાખ્યો છે.

મહાકવિ ન્હાનાલાલે રચેલી ગદ્ય–પદ્ય કૃતિઓ સો ઉપરાંત થવા જાય છે અને હજી આંખોએ અશક્ત થતા જાય છે ત્યારે પણ વેદની ગહનતા સમજાવતું એક મહાકાવ્ય તેઓ સર્જી રહ્યા છે.

એવા એ દલપતવંશની કાવ્યોપાસનાની અખંડ જ્યોતને ઝળકતી રાખનાર કવિવરનો અને એ કાવ્યોપાસનાનો ૧૧૧ વર્ષોનો ઉત્સવ અમદાવાદના નગરજનોએ ગઇ તા. ૨, ૩, ૪ના રોજ ઉજવ્યો. અને એ આર્ય સંસ્કારના આદર્શ પૂજારીને સન્માન્યા.

આ વિરલ પ્રસંગે અમે પણ કવિવરનું દીર્ઘાયુષ વાંચ્છીએ છીએ અને તેઓશ્રી હજી પણ કાવ્યગંગાનો એ સ્રોત વધુ વર્ષોસુધી વહેતો રાખવા શક્તિમાન થાઓ એવું પરમનિયંતા પરમાત્મા પ્રત્યે પ્રાર્થીએ છીએ.

***

## અમદાવાદને આંગણે ઇતિહાસસંમેલન

આવતી તા. ૨૪, ૨૫, ૨૬ ના રોજ ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમથી અમદાવાદ મુકામે એક ઇતિહાસ સંમેલન મળનાર છે અને તેના પ્રમુખ તરીકે ગુજરાતના ઇતિહાસ-સંશોધનમાં ઊંડો રસ ધરાવનાર શ્રી. અબુઝફર નદવીની વરણી કરવામાં આવી છે. આ પ્રસંગે ઇતિહાસવેત્તાઓનાં વ્યાખ્યાનો થશે, ઐતિહાસિક વસ્તુઓનું પ્રદર્શન ભરાશે, અમદા-

વાદથી થોડેક દૂર અડાલજની ઐતિહાસિક વાવનું અવલોકન કરવાની પણ યોજના રહેશે. ગુજરાતના ઇતિહાસમાં રસ લેનારાઓ માટે આ અવસર ઠીક નોંધપાત્ર નીવડશે.

***

## વડોદરા પ્રાંત પુસ્તકાલય પાંચમી પરિષદ

વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ દરાપુરા ( તા. પાદરા ) મુકામે આગામી જાન્યુઆરી માસની તા. ૨૧, ૨૨ રવિ–સોમવારના રોજ મળનાર છે. એને અંગેની જાહેરાત વ. પ્રાંત પુ. મંડળ તરફથી આ અંકમાં અન્યત્ર છપાઇ છે તે તરફ વડોદરા પ્રાંતનાં પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલ ભાઇઓનું ધ્યાન દોરીએ છીએ અને એ પરિષદ–સંમેલનને સફળ બનાવવા તેઓ સૌને ભલામણ કરીએ છીએ.

## વર્તમાનપત્રો–સામયિકો વિષે

જાન્યુઆરી ૧૯૪૫ થી વર્તમાનપત્રોનાં વાર્ષિક લવાજમોમાં ફેરફાર થવાના સમાચારો મળે છે. પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલ ભાઇઓએ પોતાનાં પુસ્તકાલયો માટેના બજેટમાં જે જે વર્તમાનપત્રો માગ્યાં હશે તેમાંનાં પણ કેટલાંકનાં લવાજમોમાં ઘટાડો થશે. અમને જેઓના તરફથી એ વિષે જાણ કરવામાં આવી છે. તે નીચે પ્રમાણે છેઃ—

(૧) " વંદેમાતરમ્ " અગાઉ લવાજમ રૂ. ૪૮–૦–૦ હતું તે ઘટાડી રૂ. ૪૦–૦–૦ કરવામાં આવ્યું છે અને વ. રા. નાં પુસ્તકાલયો માટે રૂ. ૩૮–૦–૦ રાખવામાં આવ્યું છે.

(૨) " ગુજરાતમિત્ર અને ગુજરાત દર્પણ " દૈનિકનું વાર્ષિક લવાજમ રૂ. ૨૦–૦–૦ રાખ્યું હોઇને અઠવાડીકના રૂ. ૭–૮–૦ રાખવામાં આવ્યા છે.

(૩) રાજકોટથી પ્રકટ થતું " સૌરાષ્ટ્ર શિક્ષક " જેનું પ્રકાશન કેટલોક સમય થતાં બંધ હતું તે હવે ફરી જાન્યુઆરી ૧૯૪૫ થી શરૂ થનાર છે.

એટલે આ લવાજમ રકમની બચતમાંથી પોતે શું મેળવવા ઇચ્છે છેઃ પુસ્તકો કે કોઇ સામયિક તેને લગતી વિગત મે. રા. રા. મદદનીશ વ્યવસ્થાપક સા૦ ને લખી જણાવવાથી તેઓ સાહેબ તરફથી ઘટિત મંજૂરી મળવા સંભવ છે.

## શિષ્ટ વાચન પરીક્ષા

ઢુંડાવ ( તા. સિદ્ધપુર )ના એ. વી. સ્કૂલ વિદ્યાર્થી મંડળનો વાર્ષિકોત્સવ તા. ૨૯/૩૦–૯–૪૪ના રોજ ઉજવાયો હતો. તે વખતે શિષ્ટ વાચન પરીક્ષા પણ યોજાઇ હતી. પરીક્ષા માટે "ભારતના સંતો" પુસ્તક નક્કી થયું હતું. ૨૫ વિદ્યાર્થીઓએ પરીક્ષાનો લાભ લીધો હતો, જેમાંના ૧૭ ઉત્તીર્ણ થયા હતા. ઉત્તીર્ણ થયેલાઓને ઇનામો આપવામાં આવ્યાં હતાં.

## પુસ્તકાલયોને ભેટ

**શ્રી. ચં. કે. સા. પુ. પેટલાદને:**—રૂ. ૫૦૧) શ્રી. મદનલાલ નાથાલાલ પરીખ તરફથી તથા રૂ. ૫૦૧) શ્રી. મનહરલાલ મણિલાલ શાહ તરફથી.

**મહેસાણા મહાલ પુ. પરિષદ:**—ઉપર્યુક્ત પરિષદ બલોલ ( તા. મહેસાણા ) મુકામે જાન્યુઆરી માસની તા. ૨૭–૨૮ શનિ–રવિવારના રોજ રાખવામાં આવી છે.

**સ્વ. મો. ન. અમીન જ્યુબિલીબાગ વાચનાલય**

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. તરફથી કેટલોક વખત થયાં સ્થાનિક જ્યુબિલી બાગમાં એક વાચનાલય ચલાવવામાં આવે છે. વાચનાલય માટે મંડળમાં આવતાં વર્તમાનપત્રો તેમ જ તેનું બજેટ બનાવી વધુ વર્તમાનપત્રો મંગાવી સદર બાગનો લાભ લેતી શહેરની જનતાને વાચન પૂરું પાડવામાં આવે છે. ગયે વર્ષે એ વર્તમાનપત્રો બગીચામાં લાવવા લઇ જવાના ખર્ચ માટે મુંબઇના જાણીતા ઝવેરી શેઠ શ્રી. છગનલાલ નરોત્તમદાસ તરફથી જરૂરી રકમ મળી હતી. આગામી નવા વર્ષે પણ એ મદદની જરૂર હોઇ જ્ઞાનપ્રચારપ્રેમી દાતાઓને એ દિશામાં પોતાનો ઉદાર હાથ લંબાવવા મંડળના મંત્રીની વિનતિ છે.

***

**સસ્તુ સાહિત્ય વ. કાર્યાલયની એક વધુ યોજના**

સસ્તુ સાહિત્ય કાર્યાલયના સંસ્થાપક સદ્૦ સ્વામીશ્રી અખંડાનંદજીની અવસાનતિથિ તા.૧૫-૧૨-'૪૪ ના રોજથી તા. ૧૫-૧-૪૫ સુધીના સમય માટે ઘટાડેલા ભાવે પુસ્તકો આપવાની આઠ યોજનાઓ સંસ્થાના હાલના સંચાલક શ્રી. મનુ સૂબેદાર તરફથી બહાર પાડવામાં આવી છે. તેનો લાભ લેવા ઇચ્છતાં પુસ્તકાલયોએ એ યોજના મંગાવી લઇ વાંચીને પોતાને જોઇતી યોજના મેળવવા માટે પુસ્તકાલય ખાતાના મે. રા. રા. મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ મોકલવા વિનંતિ છે. તેઓ તરફથી એ બાબત ઘટતું કરવામાં આવવા સંભવ.

**મ. પ્ર. વ્યાસ**

**પ્રમાણપત્ર માટેની પરીક્ષાઃ**—લગ્નસરાને કારણે જાનેવારીમાં લેવા જાહેર થયેલી આ પરીક્ષા ફેબ્રુઆરીમાં લેવાનું ઠર્યું હોઇ તે સદર માસની તા. ૨૫-૨૬ મીએ લેવાશે. તો નોંધાયલા ઉમેદવારોએ પરીક્ષા માટેની પોતાની તૈયારી તે પહેલાં પૂરી કરી લેવી ઘટે.

**પુસ્તકાલયપર્વણીઃ**—જાનેવારી માસની ૧૮ મી તારીખે પુસ્તકાલય ભકતોને પ્રિય એવો વસંતપંચમીનો પર્વણીદિન આવે છે. તે સંબંધમાં ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલ 'પર્વણીદિન'ની જાહેરાતનો મજકુર ધ્યાનમાં લઇ એ પર્વ ઉજવવાની તૈયારીઓ આજથી જ કરવા માંડો !

---

**પાદરા મહાલનાં પુસ્તકાલયોના મંત્રી ભાઇઓને**

જાન્યુઆરીની તા. ૨૧, ૨૨ રવિ-સોમ, એ દિવસોમાં આપણે આંગણે દરાપુરામાં, વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ ભરાવાની છે. એ ટાંકણે આપણે આટલું તો કરીએ જ !

૧ એકે એક પુસ્તકાલયનો મંત્રીભાઇ આ પરિષદમાં આવે જ.
૨ પોતાના ગામમાંથી બને તેટલા સ્વાગતસભ્યો ઊભા કરી આપે.
૩ જે પુસ્તકાલયે અંદાજ બનાવીને ખાતા તરફ ન મોકલી આપ્યું હોય તે પુસ્તકાલય ડિસેમ્બર આખર સુધીમાં અંદાજ બનાવીને ખાતામાં મોકલે.
૪ જે પુસ્તકાલયે રૂ. ૨૫) નો પુ. સ. સ. મંડળ નો શેર લીધો ન હોય તે, રૂ. ૨૫) ઉપરાંતનું પોતાનું કાયમ ફંડ હોય તો રૂ. ૨૫) નો એક શેર લેવા પુ. સ. સ. મં. ને લખી મોકલે.

**રામભાઇ જી. પટેલ**
મંત્રી, પાદરા મહાલ પુ. મંડળ.

---

# પર્વણીદિન

પ્રજાકલ્યાણની શુભ ભાવનાથી શ્રીમંત સરકારે શરૂ કરેલી અને ઉદારતાથી પોષેલી પુસ્તકાલય પ્રવૃત્તિના ફળસ્વરૂપ અસ્તિત્વમાં આવેલી સ્થાનિક પુસ્તકાલય સંસ્થા પ્રતિ જનતાને આકર્પવા, લોકબદ્ધ પુસ્તકાલય પ્રવૃત્તિની ઉપયોગિતા જનહૃદયમાં ઠસાવી સ્થાનિક સંસ્થાને પોષવાની ફરજનું આમજનતાને ભાન કરાવવા તથા પુસ્તકાલયમાંના સાહિત્ય, સાધનોનો અને તેની વ્યવસ્થા ને વહીવટનો ગ્રામજનોને ખ્યાલ આપવાના સદુદ્દેશથી મહા સુદ પાંચમ–વસંતપંચમીને પવિત્ર દિવસે પુસ્તકાલયપર્વણી ઊજવવાનો શિરસ્તો રાજ્ય પુસ્તકાલય મંડળે છેલ્લાં તેરેક વર્ષથી પાડયો છે.

તદનુસાર ચાલુ સાલે એ પવિત્ર પર્વ તા. ૧૮ મી જાન્યુઆરી ને ગુરુવારને રોજ આવે છે. પુસ્તકાલયપ્રવૃત્તિના સેવકો અને ભકતોનું એ પ્રતિ ધ્યાન ખેંચવાની રજા લઇએ છીએ, અને ચાલુ સાલના સ્થિતિ સંજોગોને.માફક આવે એવી સાદી રીતે પણ રાજ્યના ચારે પ્રાંતોમાં એ પુણ્ય દિવસ બિનખર્ચાળ વિવિધ કાર્યક્રમોથી ઉજવાય તેવી ગોઠવણ રાખવાની ભલામણ કરીએ છીએ. કાર્યક્રમોનું દિશાસૂચન તો ગત વર્ષોના પર્વણી ઉત્સવના અહેવાલો 'પુસ્તકાલય'નાં પૃષ્ઠોમાં છપાયા છે તે જોવાથી મળી રહે તેમ છે, તથાપિ નીચેની રૂપરેખા ધ્યાનમાં લેવા વિનંતિ છે:—

૧. પુસ્તકાલયના સ્થળને સ્વચ્છ ને સુવ્યવસ્થિત કરી ધજાપતાકાથી શણગારવું.
૨. શક્ય હોય તો ગામના વિવિધ નાકા તથા મુખ્ય માર્ગો વચ્ચે પુસ્તકાલય સૂત્રોનાં બોર્ડો કે કાપડી તોરણો લટકાવી દેવાં.
૩. પ્રભાતફેરી કાઢી ભજનો અને ગીતો લલકારતાં મહોલ્લે મહોલ્લે ફરવું.
ઉત્સાહ હોય તેમણે પુસ્તકાલયનાં સાહિત્ય–સાધનો તેમ જ ગ્રામોદ્યોગોના પ્રદર્શનની ગોઠવણ કરવી.
૫. બપોરના સમયમાં સ્ત્રીબાળકો માટે અનુકૂળ સ્થળોએ ઈલાયદાં સમ્મેલનો ભરી સ્ટીરીઓ–સ્કોપ, રમતગમતનાં સાધનો, ચિત્રપોથીઓ, વાર્તાકથન વગેરે દ્વારા તેમનું મનરંજન કરવું.
૬. સાંજરે ૫ થી ૬ના સમયમાં જાહેર સભા રાખી તેમાં સ્થાનિક પુસ્તકાલયની પ્રગતિ સંબંધી ટૂંકી હકીકત અને વાર્ષિક હિસાબ જાહેર કરવા ઉપરાંત સંભાષણ, સંવાદ, રાસ–ગરબા અને બાળકોની રમતગમત પૈકી હરકોઇ એક યા વધુ કાર્યક્રમ અનુકૂળતા પ્રમાણે રાખવો.
૭. રાતના ભજનમંડળી, હરિકીર્તન, વ્યાખ્યાન, મેજિક લેન્ટર્ન વગેરે પૈકી હરકોઇ કાર્યક્રમ સવડ અનુસાર રાખી શકાય.

ગ્રામ વાચક મંડળોના મંત્રીઓને વિનંતિ કે આ દિવસે મંડળના સભ્યોની મિટિંગ ખાસ રખાય અને સ્થાનિક પુસ્તકાલયપ્રવૃત્તિને ખીલવવાના તથા વાચનવેગ વધારવાના માર્ગ ચર્ચાય, વિચારાય.

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત તથા માનદ મહાલ પ્રચારકોએ નીચેના સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય વા વાચનાલયોની સંસ્થાઓ તપાસી છે, અને દફતરી કામની અવ્યવસ્થા દૂર કરી તથા વર્ગીકરણ, વાચનપ્રચાર વધારવા સંબંધી કામગીરી બજાવી તત્સંબંધી જરૂરી સૂચના-સમજૂત આપી છે; તેમ જ પુસ્તકાલય વગરનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા સંબંધી આવશ્યક પ્રચારકાર્ય કર્યું છેઃ—

**૧. વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ-માહે ઑગસ્ટમાં-વડોદરા મહાલનાંઃ**—(૧) વડદલા, (૨) તતારપુરા, (૩) કેલનપુર, (૪) અલ્હાદપુરા, (૫) તરસાળી, (૬) કરચિયા, (૭) ધનોરા, (૮) આજોળ, (૯) દશરથ, (૧૦) સાંકરદા, (૧૧) પદમલા, (૧૨) ફાજલપુર, (૧૩) દામાપુરા, (૧૪) રણોલી, (૧૫) કપુરાઇ, (૧૬) ખાજવા, (૧૭) કરોડીઆ, (૧૮) માંજલપુર, (૧૯) ભાયલી, (૨૦) ગોકળપુરા, (૨૧) ઊંડેરાઃ કા. દિ. ૨૩

**—માહે સપ્ટેંબરમાં-પેટલાદ મહાલનાંઃ**—(૧) અગાસ, (૨) ભાટીએલ, (૩) સિહોલ, (૪) દંતાલી, (૫) સીમરડા, (૬) કાવીઠા, (૭) વિશ્રામપુરા, (૮) બોરિયા, (૯) વટાવ, (૧૦) અરડી, (૧૧) વીશ્નોલી, (૧૨) મોરડ, (૧૩) સંજાયા, (૧૪) જોળ, (૧૫) રાવલી, (૧૬) ખામણોલી, (૧૭) બાંધણી, (૧૮) ચાંગા, (૧૯) પાડગોલ, (૨૦) ધુંટેલીઃ કા. દિ. ૨૪

**—માહે ઑક્ટોબરમાં**—(૧) બોડેલી તા. સંખેડા; **પેટલાદ મહાલનાં** (૨) માણુજ, (૩) માનપુર, (૪) ભંડેરજ, (૫) સાંસેદ, (૬) રામોદડી, (૭) ભુરાકોઇ, (૮) કણિયાઃ કા. દિ. ૧૭

**—માહે નવેંબરમાં-પેટલાદ મહાલનાં**—(૧) સુંદરા, (૨) રૂણુજ, (૩) પલોલ, (૪) ડાલી, (૫) ગાડા, (૬) બાલીંટા, (૭) લીંબાલી, (૮) મેઘલપુર, (૯) મઘરોલ, (૧૦) માલાવાડા, (૧૧) બાંટવા, (૧૨) ડભોઉ, (૧૩) ભડકદ, (૧૪) દેવા, (૧૫) રૂણ, (૧૬) નવાગામ, (૧૭) પેટલી, (૧૮) ડેમોલ, (૧૯) થલેંડી, (૨૦) કલોલી, (૨૧) રામોલ, (૨૨) ગંગાપુરા, (૨૩) રામપુર, (૨૪) પલાણા. કામ દિન ૨૩

**૨. મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ભાઇશંકર ટી. ઠાકર-માહે ઑગસ્ટમાંઃ**—(૧) ફત્તેપુર તા. અમરેલી, (૨) વડોસણ તા મહેસાણા વા, **ચાણસ્મા મહાલનાં** (૩) શંખલપુર, (૪) એંદલા વા. (૫) કાસરી, (૬) ચડાસણા, (૭) ધરમપુરા ખાંટ વા. (૮) ધરમોડા, (૯) સેંધા વા. (૧૦) વેણપુરા, (૧૧) અંબાળા, (૧૨) આદીવાડા, (૧૩) દેઠીવાડા, (૧૪) ખાંભેલ, (૧૫) ભાટસર, (૧૬) ગોખરવા, (૧૭) કંબોઇ, (૧૮) ખોરસમ, (૧૯) બ્રાહ્મણવાડા, (૨૦) છમીછા, (૨૧) મણિયારી (૨૨) ધારિયલ (૨૩) મોઢેરા કા દિ. ૨૧.

**—માહે સપ્ટેમ્બરમાં-ચાણસ્મા મહાલનાં** (૧) કારોડા, (૨) ગેલીઆ વાસણા, (૩) વડાવલી, (૪) ફિચાલ, (૫) વસાઇ, (૬) જસલપુર, (૭) રૂપપુર, (૮) ધરમોડા, (૯) જીતોડા, (૧૦) જાખાના, (૧૧) ધાણોધરડા, (૧૨) ગંગેટ, (૧૩) રૂણુંજ તા. પાટણ;

**મહેસાણા મહાલનાં** (૧૪) મેવડ, (૧૫) પુનાસણ વા., (૧૬) ચલોવા વા. (૧૭) પોળાસણ: કા. દિ. ૨૪.

**—માહે ઑક્ટોબરમાં—ચાણસ્મા મહાલનાં**—(૧) ચવેલી, (૨) વડાવલી, (૩) પીપળ, (૪) ધીણોજ, (૫) ગેરાદ: કા. દિ. ૭.

**૩. ડામનગર મહાલ માનદ પ્રચારક રા. નંદલાલ પુ. ત્રિવેદી—માહે સપ્ટેમ્બર—ઑક્ટોબરમાં**—(૧) નારણગઢ, (૨) કાંચરડા, (૩) ધ્રુફણીઆ, (૪) રૂપાવટી, (૫) ગણેશગઢ.

તપાસણી દરમ્યાન પ્રચારકોએ જે જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના—સમજૂતરૂ આપી હોય તેનો યોગ્ય રીતે અમલ કરવા જે તે મંત્રીભાઈઓને ખાસ ભલામણ છે.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

# ગુજરાત સાહિત્ય સભા તરફની ગ્રંથસમીક્ષા

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે કરાવવામાં આવતું સમીક્ષાનું કામ ચાલુ વર્ષે નીચેના ત્રણ વિભાગમાં વહેંચી નાખી તે દરેક વિભાગવાર જુદા જુદા સમીક્ષકો નીમવામાં આવ્યા છે:—

**વિભાગ ૧ લો:—**
વિષય:—કવિતા, નાટક, નવલિકા, નવલકથા.

**સમીક્ષક:—**
પ્રો. ગૌરીશંકર ચુ. ઝાલા.
નં. ૧૩ પાર્વતી મેન્શન
ગ્રાન્ટ રોડ. મુંબાઇ ૭

**વિભાગ ૨ જો:—**
વિષય:—નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળસાહિત્ય, પ્રવાસ, વગેરે.

**સમીક્ષક:—**
શ્રી. મુનિકુમાર ભટ્ટ
"તપોવન" પ્લોટ નં. ૪૩૨
કૃષ્ણનગર, **ભાવનગર**

**વિભાગ ૩ જો:—**
વિષય:—વિજ્ઞાન, ભૌતિક વિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શરીરવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, શાસ્ત્રીય સાહિત્ય વગેરે.

**સમીક્ષક:—**
ડૉ. ભદ્રમુખ કલ્યાણરાય વૈદ્ય
ડિપાર્ટમેન્ટ ઑફ કેમિકલ
ટેકનોલોજી, મુંબાઇ યુનિવર્સિટી
માટુન્ગા મુંબાઇ-૧૯

તો દરેક પ્રકાશકો તથા લેખકોને આગ્રહપૂર્વક વિનંતિ કરવાની કે તેઓએ પોતાનાં પ્રકાશનો તથા કૃતિઓ ઉપર જણાવેલા સરનામા પ્રમાણે તે વિભાગના સમીક્ષકને મોકલી આપવાં.

# વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ

## સ્થળ : દરાપુરા તા. પાદરા

## પત્રિકા ૨ જી

( આ પત્રિકા વાંચતા પહેલાં ' પુસ્તકાલય 'ના નવેંબર '૪૪ ના અંકમા પ્રસિદ્ધ થયેલી પહેલી પત્રિકા જેમણે વાંચી ન હોય તેમણે તે ખાસ વાચી લેવી. )

૧ દરાપુરા તા. પાદરા મુકામે ભરાનારી ઉપરોક્ત પરિષદના પ્રમુખ તરીકે અમદાવાદના સુપ્રસિદ્ધ સમાજસેવક ડૉકટર શ્રી. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇની વરણી થઇ છે, અને સ્વાગતપ્રમુખ તરીકે દરાપુરાના શ્રી. ભાઇલાલભાઇ દાદાભાઇ અમીન ( કોડીનાર વિભાગ નાયબસુબા )ની વરણી થઇ છે.

૨ પરિષદ ભરવાની તારીખો હાલ તો જાન્યુઆરી '૪૫ ની તા. ૨૧–૨૨ રવિ–સોમ નકકી થઇ છે. આ તારીખોમાં કોઇ કારણે ફેરફાર થશે તો વડોદરાનાં સ્થાનિક પત્રોમાં તેની જાહેરાત કરવામાં આવશે.

૩ પરિષદનું કાર્ય તા. ૨૧ ના રોજ સાંજના ૪॥ વાગે શરૂ થઇ, તા. ૨૨ મીના રોજ બપોરના બાર વાગે તેની પૂર્ણાહુતિ થશે. આ બે દિવસનો કાર્યક્રમ સામાન્ય રીતે નીચે મુજબ રહેશે.

### તા. ૨૧ રવિવાર

સાંજના ૪॥ થી ૬॥ સ્વાગતગીત, ઇશ્વરપ્રાર્થના, સ્વાગતપ્રમુખનુ ભાષણ, પ્રમુખની વરણી, પ્રમુખનું ભાષણ, પ્રાંત પુ. મંડળનું નિવેદન તથા સંદેશ-વાચન અને વિષય વિચારિણી સમિતિની ચૂંટણી.

,, ૭ થી ૮॥ વિષય વિચારિણી સમિતિની બેઠક ( ઠરાવોની પસંદગી માટે )

રાતના ૯ થી ૧૧ મનરંજન કાર્યક્રમ ( સંવાદો, રાસ, દુહા, ગરબા વગેરે )

### તા. ૨૨ સોમવાર

સવારના નિબંધવાચન, ઠરાવો, પ્રમુખશ્રીનુ ઉપસંહારનુ ભાષણ.

,, ૮॥ થી ૧૧॥ આભાર, ફુલહાર, રાજગીત વગેરે.

૪ પરિષદનું કાર્ય તા ૨૧ મીએ સાંજના ૪॥ વાગે શરૂ થવાનુ હોઇ પરિષદમા આવનાર જે તે મહાલના પ્રતિનિધિ તથા પ્રેક્ષક ભાઇઓએ–વડોદરા તરફથી આવનારે વિશ્વા-મિત્રીથી સવારના ૧૦–૨૫ તથા બપોરના ૧–૩૦ ઉપડતી ટ્રેનમા તથા પાદરા મહાલમાંથી આવનાર ભાઇઓએ જંબુસર તરફથી ઉપડતી બપોરની ટ્રેનમા–પાદરા આવી જવું જોઇએ. પરિષદનું સ્થળ દરાપુરા ત્યાંથી ફકત એક જ માઇલ છે બિસ્તરા-પોટલા માટે પાદરા સ્ટેશન ઉપર વાહનનો બંદોબસ્ત રહેશે

૫ પરિષદમાં આવનાર પ્રતિનિધિ અને પ્રેક્ષક ભાઈઓને પોતાની સાથે બિછાનું જરૂર પૂરતું ઓઢવાનું તથા જળપાત્ર લાવવા ખાસ વિનંતિ કરવામાં આવે છે.

૬ આ પરિષદમાં રજૂ કરવા જેવા નિબંધો તથા રજૂ કરવા જેવા ઠરાવો જે ભાઈને મોકલવાની ઇચ્છા હોય તે ભાઈએ ડિસેમ્બર આખર સુધીમાં નીચેના સરનામે મોકલી આપવા

૭ પરિષદમાં આવવાની ઇચ્છા રાખનાર પ્રતિનિધિ તથા પ્રેક્ષક ભાઈઓએ નીચે પ્રમાણેની પોતાની હકીકત તા. ૭ જાન્યુઆરી સુધીમાં નીચે જણાવેલ સરનામે અચૂક મોકલી આપવી:

(૧) નામ, (૨) ગામ તાલુકા સાથે, (૩) પ્રતિનિધિ કે પ્રેક્ષક, (૪) શિક્ષક કે ખાનગી વ્યક્તિ, (૫) તમારા પુસ્તકાલયમાં તમે કયા હોદ્દા ઉપર છો તે, (૬) પરિષદના રસોડે જમવાના છો કે કેમ ? જમવાના હોય તો કેટલી ટંક, ( આ સંબંધમાં પહેલી પત્રિકાની ૫ મી કલમ ખાસ જોવી. ) (૭) કઇ બાજુથી કઇ ટ્રેનમાં પાદરા સ્ટેશને ઉતરશો તે. (૮) જી. બી. એસ. રેલવેના કન્સેશનની માગણી કરી છે. જો તે મળે તો તમો જી. બી. એસ. રેલ્વેના કયા સ્ટેશનથી કયા સ્ટેશન સુધી એનો લાભ લેવા માગો છો તે ખાસ જણાવશો. ( જો કન્સેશન મળશે તો, કન્સેશન ફોર્મમાં તમારૂં નામ તથા જણાવેલાં સ્ટેશન ભરી તે તમારા તરફ મોકલાશે ). (૯) પોસ્ટ સાથેનું ચોક્કસ સરનામું.—

૮ પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ ધરાવનાર વડોદરા પ્રાંતનાં તમામ ભાઇબહેનોને આ પરિષદમાં પધારવા ખાસ આમંત્રણ છે.

૯ પરિષદ અંગે પુસ્તકાલયવિષયક પ્રદર્શન પણ ભરવાનું ઠરાવ્યું છે. આ સંબંધીની આ સાથે જ પ્રસિદ્ધ થયેલી ત્રીજી પત્રિકા સૌ કોઇને વાંચવા ખાસ ભલામણ છે.

પત્રવ્યવહારનું સરનામું:—
મંત્રી, વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળ
C/o સેન્ટ્રલ લાઇબ્રેરી, વડોદરા.
વડોદરા તા. ૮–૧૨–૪૪

**ચિમનભાઇ છ. અમીન**
મંત્રી, વડોદરા પ્રાંત પુ. મંડળ
**ચિમનભાઇ દા. અમીન (દરાપુરા)**
**ડાહ્યાલાલ ના. પરીખ (પાદરા)**
ઉપપ્રમુખો, સ્વાગત મંડળ

---

## ન્યુયોર્કનાં પુસ્તકાલયમાં પાછો લવાયેલો ગ્રંથભંડાર

દુશ્મન વિમાની હુમલાના ભયના કારણે ખસેડવામાં આવેલાં કિંમતી પુસ્તકો અને હસ્તલિખિત ગ્રંથો ન્યુયોર્કના જાહેર પુસ્તકાલયમાં ફરીથી પાછાં લાવવામાં આવ્યાં છે. આ ચીજોની કિંમત લગભગ ૨૬૦ લાખ ડોલર થાય છે અને કુલ ૨૭૦૦૦ ગ્રંથો છે. આ ચીજોમાં ૧૪૫૪–૫૫ માં યુરોપમાં સૌથી પહેલું છપાયેલું ગુએટનબર્ગનું બાઇબલ, કોલંબસે ૧૫–૨–૧૪૯૩ ના રોજ અમેરિકાની શોધને લગતો લુઇડ સાન્ટાન્જેલને લખેલ પત્ર, જ્યોર્જ વોશિંગ્ટને અમેરિકાના લોકોને કરેલું સંબોધન, ચૌદમી સદીનો ચિત્રસંગ્રહ, વિલિયમ કેક્સટને પ્રસિદ્ધ કરેલાં ઇગ્લેંડના ક્રોનિકલો અને તોલેમીની ભૂગોળ વગેરેનો સમાવેશ થાય છે.

વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ અંગેનું

# પુસ્તકાલય–પ્રદર્શન

## ( દરાપુરા તા. પાદરા. )

### પત્રિકા ૩ જી

દરાપુરા તા. પાદરા મુકામે તા. ૨૧, ૨૨ રવિ, સોમ જાન્યુઆરી '૪૫ના રોજ ભરાનારી વડોદરા પ્રાંત પાંચમી પુસ્તકાલય પરિષદ અંગે પુસ્તકાલયવિષયક પ્રદર્શન પણ ભરવાનું ઠરાવ્યું છે. તે માટે નીચે પ્રમાણેના વિભાગો ગોઠવાશે:

**૧ સામયિક વિભાગ** : જેમાં ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં દૈનિકો, સાપ્તાહિકો, પખવાડિકો, માસિકો, ત્રિમાસિકો ને વાર્ષિકોના અંકો અને તે ઉપરાંત અંગ્રેજી તથા હિંદીમાં પણ પ્રસિદ્ધ થતાં ખાસ જાણવા જેવાં સામયિકોના અંકોને પણ સ્થાન અપાશે. આ અંકોનાં લવાજમ અને પ્રસિદ્ધિસ્થળ સાથેની એક યાદી પણ બૉર્ડ ઉપર મૂકવામાં આવશે.

**૨ પુસ્તકવિભાગ** : (૧) શિષ્ટ લેખકોના વાંચવા જેવાં કેટલાંક પુસ્તકો, (૨) બાલ સાહિત્ય, (૩) સ્ત્રીસાહિત્ય, (૪) ગ્રામપુનર્ઘટના અને ખેતીવાડીનાં પુસ્તકો, (૫) ઉત્તમ જીવનચરિત્રો, (૬) હસ્તલિખિત અને તાડપત્ર વગેરે પરનું પ્રાચીન સાહિત્ય, (૭) આરોગ્ય તથા નીતિવિષયક પુસ્તકો વગેરે વગેરેને આ વિભાગમાં સ્થાન અપાશે.

**૩ રમતગમતનાં સાધનો**

**૪ પુસ્તકાલયને ઉપયોગી સામગ્રી** : જેવી કે ફોર્મો, કાર્ડ કેટલૉગની પેટી, ફરતા પુસ્તકાલયની પેટી વગેરે.

**૫ દીવાલપત્રો, નકશા વગેરે** : આ વિભાગમાં વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિની પ્રગતિ દર્શાવનારા નકશાઓ, ચાર્ટસ, દીવાલપત્રો વગેરે રજૂ કરાશે.

**૬ પુસ્તકાલયવિષયક પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો**

પત્રો માસિકોના તંત્રીઓને આ પ્રદર્શનના સામયિક વિભાગ માટે, પોતાનો છેલ્લો અંક નીચેના સરનામે મોકલી આપવા ખાસ વિનંતિ છે:

પરિષદમાં પધારનાર સૌ ભાઈઓ આ પ્રદર્શનનો લાભ લેવા ચૂકશે નહિ એવી આશા છે.

પત્રવ્યવહારનું સરનામું :
મંત્રી, સ્વાગત મંડળ
વડોદરા પ્રાંત પાંચમી પુ. પરિષદ
C/o સા. પુસ્તકાલય,
મુ. પો. દરાપુરા, (તા. પાદરા)
તા. ૮–૧૨–૪૪

**ચિમનભાઇ દાદાભાઇ અમીન**
**ડાહ્યાલાલ નાથાલાલ પરીખ**
ઉપપ્રમુખો · સ્વાગત મંડળ
વડોદરા પ્રાંત પાંચમી પુ. પરિષદ
દરાપુરા, તા. પાદરા.

# આત્મિક ચિંતન

## વેરાનમાં જળ વહેતાં કરજો.

આજના ગૃહખંડોમાં કદાચ તમને નહિ દેખાય પણ જે ખંડની અંદર બહારથી આવેલાં માનવીઓ મળવાનાં હોય એ ઓરડાને આંગણે આપણે ત્યાં તોરણ બાંધવામાં આવતું.

તમને બોલાવનાર વ્યક્તિ તમને દેખીને સ્મિત કરે એ સાથેસાથ, તોરણ પણ તમારું ' સ્વાગત ' કરતું. એ ચળકતું અને ખંડમાં દાખલ થતાં પહેલાં તમને એ આકર્ષતું.

આ રીતે તમારે તમારી રીતભાતમાં સામા આવનારાની સમક્ષ ચળકાટ ઊભો કરવો જોઈએ. તોરણથી ખંડ રૂડો લાગે છે તેમ તમારા ચારિત્ર્યના રંગથી તમારી શોભા જાગે છે.

ખંડ પર તોરણ ચળકતું હોય અને ખંડની અંદર બેસનારાની જીવનની રજૂઆતમાં રંગત ન હોય તો સંબંધ જામતો નથી.

બીજાઓના વિકાસની વાત સાંભળી સંતોષ માની લેવાની રીત બરાબર નથી. પારકાં વીરત્વ પરત્વે ઉમળકો રાખવો યોગ્ય છે, પણ એ ઉમળકાએ એની પોતાની મનની વાડીને પણ મ્હેકાવવી જોઈએ.

બીજાઓના ઉત્કર્ષ એ કયારેય કોઈની ઈર્ષા ન બનવી જોઈએ. કારણ કે ઈર્ષા એ અજ્ઞાનનું બાળક છે. બધી જ બાબતમાં બીજાઓનું અનુકરણ કરી સંતોષ પામવો એ એક પ્રકારનો આપઘાત છે.

માનવમાં જે શક્તિ ભરી છે એ માટેનું એક સરસ વાકય એક મહાન માણસે ઉચ્ચાર્યું છે

માનવીની શક્તિ બાદબાકીના આડા લીટાને પલટાવી, એના પર ઊભી લીટી મારી એને ' વત્તા ' બનાવી શકે છે.

એટલે કે રચનાત્મક દૃષ્ટિબિન્દુ માનવીની આસપાસના વેરાનમાં જળનો સંચાર કરાવી શકે છે. ' નથી 'ને ' છે 'માં ફેરવી શકે છે.

જીવનમાં આવી દૃષ્ટિ ન હોય તો એ આયુષ્યનું એક નર્યું ખોખું બની રહે છે.

નબળા માણસો ઘણી વાર કસરતબાજોની મશ્કરી કરે છે. અશુદ્ધિથી ભરેલા માનવીઓ અનેક વાર શુદ્ધિની મજાક ઉડાવે છે.

તમારામાં જે કાંઈ ' હોય ' એને તમે સમજો અને એને તમે આગળ કરો. તમારામાં ન હોય એને માટેનાં ફાંફાં મારો નહિ.

આ પ્રકારનું ભાન થવું એમાં પણ રાહત છે. તમે તમારા મન સાથેની એ વાત સમજી તમારી પોતાની જવાબદારી ઓછી કરી શકો છો.

વારે વારે, તમે તમારાં જીવન માટે બચાવ કર્યા કરો નહિ. કોઇ વાર તમે આક્રમણકારી વલણ પણ અખત્યાર કરો. અને તમને જણાશે કે તમે જે વસ્તુ સાધી શકતા નહોતાં એ સાધના તમે તમારી કરી શકયા છો.

હીણપદ એ કેટલીક વાર મગજની અંદરના ખોટા ખ્યાલનું પરિણામ હોય છે. કેટલાક માણસો પોતાની મેળે હીણપદ સ્વીકારી લે છે. અમુક પરિસ્થિતિએ તમને ઉથલાવી નાખ્યા હોય પણ એનાથી હીણા પડવાની જરાય જરૂર હોતી નથી.

જીવનની અંદર જે એક ખુરશી મંડાણી છે એ ખુરશી તમારી જ માગણી કરે છે, જો તમે એ ખુરશીને ઓળખો, જો તમે તમારા વ્યક્તિત્વને ખીલાવો, જો તમે ડહોળા પ્રસંગોને પાછળ રાખો.

જિંદગીએ તમને સુંવાળી જગ્યા ભલે ન આપી. ભલે તમને ખડબચડી જમીન આપી, પણ એથી હતાશ થઇ તમારે એ જમીન ઉપર ફસડાઇ પડવાની જરૂર નથી.

તમારામાં શક્તિ ભરી છે એને એવે સમયે યાદ કરશો તો તમારી જમીન તમારી કલ્પના પ્રમાણે આકાર લઈ લેશે.

( "વંદેમાતરમ"ના એક અંકમાંથી )

---

# ચિંતારાણી સાથે વિવાહ કરનારાઓ

એક ભાઇ છે. ચિંતારાણી સાથે એમણે એમની મેળે લગ્ન કરી નાખ્યાં છે. આ લગ્નમાંથી જે સંતાનો જન્મ્યાં છે એમાની મોટી દીકરીનું નામ ઉપાધિ છે, નાના દીકરાનું નામ આફત છે અને બીજા એક પુત્રનું નામ સંતાપ છે. એમનો સંસાર સુખી છે; એ એમણે એમના વિચિત્ર મગજને કારણે દુઃખી બનાવી દીધો છે.

ચિંતારાણી સાથેનાં એમનાં લગ્ન માનસલગ્ન છે. ચિંતાને એમણે એમનું મસ્તક સોંપી દીધું છે, પણ દુનિયાની દૃષ્ટિએ એમના ઘરમા એક ગરવી ગૃહિણી હરેફરે છે, ઘરનું કામ કરે છે. સ્વભાવે એ ગૃહિણી શાંત છે. એમનાં બે બાળકો પણ છે. ઘરસંસાર સુખી છે તોયે આ સંસારી ચિંતારાણીને કારણે વધુ ને વધુ સુખ માટે ઝાંવા નાખી રહેલ છે અને એ સુખ પ્રાપ્ત થતું નથી એથી એ દુખી છે એમ મનાવી રહેલ છે.

એ જ્યારે રમત રમવા જાય છે ત્યારે રમતને એ એટલી ગંભીર બનાવી દે છે કે હારજિતની એમના પર સીધી અસર થાય છે. નાનામા નાની વાતે. પાનાં રમતા હોય છે અને ઉતરમાં થોડી ભૂલ થાય છે તો એ ત્યારપછી વિચાર્યા જ કરતા હોય છે કે એ બરાબર પાનું ઊતર્યા હોત તો એમની હાર ન થાત.

એટલે રમત એમના મનને આનંદમા રાખવાને બદલે ઘણી વાર એમના મનને ઊંધુ ઉથલાવી નાખે છે.

એમની કમાણી જરાય ખોટી નથી, પણ એ માને છે કે એમના પર જગતનો

અન્યાય ઊતરી રહ્યો છે. વધુ કમાણી કરવાની નક્કર યોજના કરવાને બદલે એ ઓછી કમાણીની વ્યથા જાળવી રાખે છે.

મોતી હાથ કરનાર એક તરવૈયાની વાત સમજવા જેવી છે. એણે સારામાં સારાં આઠ મોતી એકઠાં કર્યાં. દરિયાને તળીએ જઈ એણે આ સાહસ ખેડયું. એનું સાહસ સફળ થયું. પણ એ સફળતા ઉજવવાને બદલે એ તરવૈયાએ તો રીતસર રોદણાં રોવા માંડયાં.

"અરર ! જો બીજાં બે મોતી હાથ લાગી ગયાં હોત તો મારી પાસે દસ મોતી થઈ જાત ને હું મોટો વેપાર કરત."

આઠ મોતી મેળવ્યાનું સુખ એની પાસેથી ઝૂંટવી લેનાર માત્ર બે મોતી જ હતાં: એણે એના પુરુષાર્થને આ રીતે બે મોતીની ખોટથી ફિક્કો બનાવી દીધો.

આ રીતે ઘણા માણસો પાસે આઠ મોતી હોય છે, પણ એમની પાસે દશ મોતી હોતાં નથી એની ચિંતામા ને ચિંતામાં તેઓ મેળવેલાં આઠ મોતી પણ ગુમાવી બેસે છે.

આનો અર્થ એવો નથી કે જે કાંઇ મળે એનાથી સંતોષ લઇ લેવો અને નવા ક્ષેત્ર પર તાળું લગાડી દેવું. આનો અર્થ એ છે કે, માણસે એની આગેકદમને પીછેહઠમાં ન જ ફેરવી દેવી જોઇએ.

કેટલાક ધનવાનો વધુપડતા દુખી થાય છે, કારણ કે તેઓને લાખોનાં સપનાં ખોટી રીતે સતાવતાં હોય છે. પાચ લાખ હોય એ દસ લાખ મેળવવા માટે પુરુષાર્થ ભલે કરતો પણ પાંચ લાખ ઓછા છે એની વ્યથામાં એ ઊતરી પડે તો એના જીવનમાં અંધાધુંધી પેસે છે.

અમુક ચીજ નથી એટલા ખાતર માનવીએ એના મનને ભાંગી નાખવું ન જોઇએ. 'નથી' એ એવો શબ્દ છે કે ગમે તે ક્ષણે એ ઉપટી જાય છે. 'નથી' ને ઉથલાવવા માટે તમારામાં વ્યક્તિત્વ નથી એમ પૂરવાર કરવાની જરૂર નથી.

'મારી પાસે આટલી સગવડ હોત તો હું આમ કરી નાખત'—આવું વાક્ય બધી વખત માન વધારનારુ હોતું નથી. સગવડ હોય એ તો સંજોગો ઉપર આધાર રાખે છે. સગવડ ન હોય છતાં ઇન્સાન સગવડવાળાઓને પાછળ રાખી શકે ત્યારે એની શક્તિનો પરિચય જગતને મળે છે.

તમારી પાસે વિમાન હોય તો એની અંદર બેસી તમે તરત જ આકાશમાં ઉડી શકો છો, પણ તમારી પાસે વિમાન ન હોય તે છતાં તમારામાં તાકાદ હોય તો તમે તમારી આગળ વિમાન બોલાવી શકો છો અને તમારી શકિતથી હાજર થએલું વિમાન બીજાં વિમાનોને પાછળ રાખી દે તો એમાં મઝા છે.

તમે દુબળી કલ્પના કરશો તો તમારી સિદ્ધિ દુબળી જ હશે. તમારું ઉડ્ડયન બળવાન હશે તો તમે જે જમીન પર ઊતરશો ત્યાં તમને લેવા માટે બીજું બળ હાજર થશે.

સરવાળાના નર્યા શોખ ખાતર કેટલાક માનવીઓ એમની રિદ્ધિસિદ્ધિને ઓળખતા રહે છે. આમા રિદ્ધિસિદ્ધિનું અપમાન છે.

કાળાં પાટીઆં ઉપર સરવાળા સારા લાગે, ચોપડા ઉપર સરવાળા સારા લાગે પણ, હૈયા ઉપર આખો દિવસ સરવાળો જ મૂકનાર હૈયાની ગુલાબીને મારી નાખે છે.

એક શોખીન પાસે ગુલાબનું રૂ હોય અને બીજા પાસે ગુલાબના અત્તરની આખી શીશી હોય પણ જેની પાસે રૂ હોય છે એની સુવાસ જગતમાં તારિફ પામે છે. કારણ કે સુવાસને પણ સંયમ રાખતાં આવડવું જોઇએ. સુવાસ પણ વાસનો સરવાળો જ કર્યા કરે તો એ જલદ બની જાય છે.

બીજાઓ લહેર કરે છે માટે તમારે લહેર કરવી જોઇએ, એ લાગણી એક વાત છે; પણ બીજાઓ લહેર કરે છે માટે તમને એટલી લહેર ઓછી મળે છે એવી વલણ રાખનારા માણસો જીવનની લહેરને સમજતા નથી.

જીવન જીવવા માટે પહેલી જરૂર પડે છે તમારા શ્વાસની. આ શ્વાસનો તાલ બગાડવો હોય તો ચિંતારાણી સાથે લગ્ન કરજો.

ફિકર કરવી એ કોઇ ક્ષણે જરૂરી હશે, પણ ઉપજાવી કાઢેલી ફિકર તો માણસને પહેલો તારાજ કરે છે.

નાનકડામાં નાનકડું સસલું પણ એનો જીવ બચાવી શકે છે, કારણ કે એ ચોક્કસ ક્ષણે લાંચી ખાઇ શકે છે. સસલાની પાછળ શિકારી કૂતરો પડે છે, પછી સસલું ભાગે છે. સીધેસીધું એ ભાગે છે, પણ શિકારી કૂતરો બરોબર પાસે આવે છે ત્યારે સસલું એકાએક લાંચી લઇ લે છે અને એ ઉગરી જાય છે.

તમારી પાછળ આફત શિકારીની જેમ દોડી આવે તો એ લગોલગ થાય ત્યાં સુધી તમે જરૂર એમાંથી ઉગરવાનો માર્ગ સસલાની પેઠે શોધી કાઢજો.

આફત પાછળ પડી છે એનો ખ્યાલ રાખી તમે પહેલેથી પડી ભાંગશો તો તમારો શિકાર પણ સાવ સસ્તો બની જશે. આફતને પણ એની તાકાદ અજમાવવા દેજો.

તો જ તમારા બળનો તમે બરાબર અંદાજ કાઢી શકશો.

( "વંદેમાતરમ્"ના એક અંકમાંથી )

---

# ખાદ્ય પદાર્થોની વૈજ્ઞાનિક સૂકવણી

ખાદ્ય વસ્તુઓ લાંબા સમય સુધી જાળવી રાખવાની વ્યવહારૂ યોજનાઓ માટે ઘણી મહેનત લાંબા વખતથી મનુષ્ય કરી રહેલ છે. ખાદ્ય પદાર્થ અને ખાસ કરીને શાકભાજી અને ફળફળાદિ જ્યાં જ્યાં બહુ પ્રમાણમાં ઉત્પન્ન થાય છે ત્યાં જ વપરાશમાં નહિ આવવાથી, તેમને દૂર પ્રદેશમાં ત્વરિત વાહનવ્યવહારના અભાવે મોકલી નથી શકાતાં તેથી, સડી જાય છે અને નકામાં થઇ જાય છે; જ્યારે જ્યાં જ્યાં આવી ચીજો નથી પાકતી ત્યાંના લોકોને તે વસ્તુઓ વગર ચલાવી લેવું પડે છે અથવા તો તેની અછત ભોગવવી પડે છે. એટલે જો હવે આવી જનસુખાકારીની ઉપયોગી વસ્તુઓ એકાદ વર્ષ સુધી સાચવી શકાય તો ઉગાડનારને ફાયદો થાય એટલું જ નહિ, પરંતુ જ્યાં બિલકુલ ઉત્પન્ન નથી થઇ શકતી એવા પ્રદેશને પણ પહોંચતી કરી શકાય અને અતિ લાભદાયી થાય.

આ મુશ્કેલી પહેલાં તો મુરબ્બા વગેરેની બનાવટથી કંઇક અંશે હળવી થઇ. પરંતુ

તેમાં ફળફળાદિનો કુદરતી સ્વાદ બદલાઇ જાય છે એટલે તેની લહેજત જોઇએ તેવી સંતોષકારક નથી આવતી. ત્યારપછી સમય અને અંતરથી થતા બગાડને અટકાવવા રેફ્રીજરેટર ( શીતજનકયંત્ર )નો ઉપયોગ થવા માંડયો. એથી બહારના ઉષ્ણુતામાનની અસર નથી થતી અને દરેક પદાર્થ ઠંડી હવામાં રાખવાથી તેને બગડતાં ઘણી વાર લાગે છે; એટલે લાંબા સમય સુધી તેની કુદરતી સ્થિતિમાં જેમનો તેમ રહે છે. તેથી જ અત્યારે હિન્દની તાજી કેરીઓ અથવા તો ઓસ્ટ્રેલીઆનું તાજું માંસ વિલાયતમાં પહોંચે છે. પરંતુ મનુષ્યની મહેચ્છાને મર્યાદા નથી. તેને તો જોઇએ છે માત્ર ખીસામાં લઇને ફરી શકાય તેવી ખોરાકની ટીકડીઓ; અને છતાં તેમાં પોષક તત્ત્વો પૂરતાં હોવાં જોઇએ. તેમ જ કુદરતી આસ્વાદ અને લહેજત પણ તેવાં જ રહેવાં જોઇએ. આ બધો સુમેળ સાધી મનુષ્યની મહેચ્છા પૂર્ણ કરવા વિજ્ઞાનની મદદથી હવે 'સૂકવણી' (Dehydration)ની ક્રિયાનો અખતરો-શરૂ થયો છે.

તડકામાં સૂકવી ફળ તથા શાકભાજીની ' કાચરી ' કરી રાખવાની પ્રથા તો હિન્દુસ્તાનમાં યુગજૂની અને જાણીતી છે. અત્યારે ઋતુ ઋતુનાં શાક જેવાં કે ગવાર, ભીંડા, રિંગણાં ઇત્યાદિ જ્યારે સસ્તાં અને બહુ મળે છે ત્યારે તેના કકડા કરી તડકામાં સૂકવી, કાચરી કરી, અછતના સમયમાં તેને શાક તરીકે વાપરવાનું હિન્દની કોમેલ ગૃહિણીઓ જાણે છે. આ આપણી ઘરગથ્થુ રીત છે. વૈજ્ઞાનિક રીતે સૂકવણી કરી કાચરી કરવાની રીત તો લડાઇ શરૂ થયા પછી જ હસ્તીમાં આવી છે. વિગ્રહની જરૂરીઆતો પૂરી પાડવા વિજ્ઞાનમાં ઘણી શોધખોળ થઇ રહી છે અને તેથી તેનો વિકાસ ઘણો થઇ રહ્યો છે. વૈજ્ઞાનિક રીતે ખાદ્ય પદાર્થોની સૂકવણીની ક્રિયા એ પણ આધુનિક વિજ્ઞાનની એક ઉપયોગી પ્રગતિ છે.

આ ક્રિયાથી માત્ર દૂધ કે શાક જ નહિ પણ ઈંડાં, માંસ, મચ્છી, ફળફળાદિ ઇત્યાદિ એટલી કુશળતાથી સૂકવી નાખવામાં આવે છે કે તેમાં રહેવું પોષક તત્ત્વ અને તેની કુદરતી લહેજત કાયમ રહે છે. માત્ર ખાવા વખતે તેને ફરીથી પાણીમાં પલાળવા પડે છે. આ બધો આભાર આધુનિક વિજ્ઞાન અને તેમાં પણ ખાસ કરીને રસાયણ અને વનસ્પતિશાસ્ત્રની શોધખોળનો જ છે.

" સૂકવણી " એટલે પાણી કાઢી નાખી, કોઇ પણ પદાર્થનું કદ અને વજન ઘટાડી લાંબો સમય તેની જ કુદરતી સ્થિતિમાં તે જળવાઇ રહે તેવું કરી નાખવું. આ માટેનાં ઘણાં કારખાના હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમાં શરૂ કરવામાં આવ્યાં છે, અને તેમાં શાકભાજી જેવાં કે રીંગણાં, કોબી, ગાજર, ફલાવર, ડુંગળી, બટેટાં વગેરેની સૂકવણી તૈયાર કરવામાં આવે છે.

## સૂકવણીની રીત

સૂકવણીની જુદી જુદી રીતો છે પરંતુ ટૂંકમાં તેનું વર્ણન નીચે પ્રમાણે આપી શકાય

(૧) પહેલાં તો શાકભાજી વગેરેને કાળજીપૂર્વક પાણીથી ધોવામાં આવે છે અને તેમાંથી કોહી ગએલાં કે સડેલાં કાઢી નાખવામાં આવે છે. સારામાં સારી જાતને જ ઉપયોગમાં લેવાય છે.

(૨) ત્યારપછી તેની છાલ ઉતારવામા આવે છે. આ કાર્ય માટે ખાસ યંત્ર હોય છે,

અને તેમાં એક ચકકર હોય છે, જે ફરે છે. આ ચકકરની સપાટી સીમેન્ટની અને ખરબચડી બનાવવામાં આવે છે. આથી છાલ જલદી ઊતરી જાય છે. એ જ વખતે પાણીની છાલકો મારવામાં આવે છે, તેથી ઊતરી ગએલી છાલ તુરત જ ધોવાઇને નીકળી જાય છે. આ પ્રમાણે બે વાર કરવાથી છાલ બધી ઊતરી જાય છે અને ધોવાઇ જાય છે. એક કટકી પણ છાલ ન રહી જાય તેની ઘણી કાળજી રાખવી જોઇએ.

(૩) છાલ ઉતારેલાં શાકની કરચો બનાવવામાં આવે છે. તે માટે ખાસ બીજા યંત્રમાં નાખવામાં આવે છે. આ યંત્રમા લોઢાની ધારવાળી પતરીઓ ( Blades ) હોય છે. દરેક પતરી લગભગ ૩/૧૬ ઇંચને અંતરે ગોઠવેલ હોય છે. અને વધારે જાડી કરચો ન થાય તે માટે જ આ અંતર માપસર રાખવું પડે છે. બહુ જાડી કરચોને સુકાતાં અને રંધાતાં વાર લાગે છે, તે ઇચ્છનીય નથી. વળી બહુ ઝીણી કરચો થાય તો હેરફેર દરમિયાન ભૂકો થઇ જાય તેમ જ રાંધતી વખતે કટકી થઇ જાય. કરચો તૈયાર થયા પછી તેને પાણીમાં રાખવામાં આવે છે. તેથી તેની ઉપર હવામાંના પ્રાણવાયુની અસર નથી થતી, અને રંગ બગડતો નથી ત્યારપછી તેને ઉકળતા પાણીમાં પાંચેક મિનિટ સુધી બોળી રાખવામાં આવે છે, જેથી Enzymes નાબૂદ થાય છે. ફરીથી ઠંડા પાણીથી ધોવામાં આવે છે, એટલે તેમાંનો સ્ટાર્ચ નીકળી જાય છે, અને પછી તેને સૂકવણીના યંત્ર ( Dydarator )માં મૂકવામાં આવે છે. આ યંત્રમાં વરાળથી તપાવી પદાર્થ માંહેનું પાણી ઉડાડી દેવામાં આવે છે.

સાધારણ રીતે શાકભાજીમાં આશરે ૯૦ ટકા પાણીનો ભાગ હોય છે. આ પાણી ( Dehydrates ) જલવિમોચન કાઢી નાખવામાં છે. તેથી તેના વજનમાં ઘણો ઘટાડો થઇ જાય છે. દષ્ટાંત તરીકે, એક ટન કોબીની કાચરીમાં એક ટન લીલા કોબી કરતાં દશગણો ખોરાકનો જથ્થો આવી શકે અને એક ટન સૂકવેલું માંસ તેટલો જ તાજા માંસ કરતાં ત્રણગણો ખોરાક આપી શકે.

પદાર્થ માંહેનું આ પાણી ઉડાડવા માટે કેટલો વખત લાગે તે પદાર્થની જાત ઉપર નહિ પરંતુ તેની અંદર રહેલા પાણીના પ્રમાણ ઉપર વિશેષ આધાર રાખે છે. દાખલા તરીકે બટેટાને સાત કલાક, જ્યારે રીંગણાને કે ટમેટાને દશ કલાક જોઇએ. જો કે બધું પાણી બાષ્પીભવનથી ઊડી જાય છે, છતાં આ રીતે સૂકવેલાં શાકમાં તેની જાત અનુસાર લગભગ ૬ ટકા પાણી રહે જ છે.

**કદ તથા વજનનો ઘટાડો**

આ પ્રમાણે સૂકવણી અથવા તો કાચરી કર્યા પછી હાઇડ્રોલીક પ્રેસથી દબાવીને આ ખાદ્ય પદાર્થની ટીકડીઓ અથવા તો નાના લંબચોરસ કકડાઓ બનાવવામાં આવે છે. તેથી જગ્યા બહુ જ થોડી રોકાય છે. કેરોસીનના એક ડબ્બામાં આવી રીતે તૈયાર કરેલા શાકનો ત્રીસ પાઉન્ડ ભરી શકાય, જ્યારે તેમ કર્યા વગરનું શાક માત્ર પાંચથી છ પાઉન્ડ સમાવી શકાય. આ પ્રમાણે કદ તેમ જ વજનનો ઘટાડો થતાં થોડી જગ્યામાં ઘણો મોટો જથ્થો સમાવી શકાય. આ સગવડ તો અત્યારના લડાઇના સંજોગમાં વાહનવ્યવહારના મર્યાદિત ઉપયોગને અંગે બહુ જ અગત્યની છે. આ પ્રમાણે સૂકવેલું અને ડાળ પાડેલું શાક

તેમ જ અન્ય ખાદ્ય સામગ્રીઓ ડબ્બાઓમાં ભરી રેણ મારી દૂર પ્રદેશમાં મોકલવામાં આવે છે. અનુભવથી એમ જાણવામાં આવ્યું છે કે લગભગ બધી જાતનું શાક, માત્ર ડુંગળી સિવાય, એક વર્ષ આવી સ્થિતિમાં સચવાઇ રહે છે. ડુંગળીની કાચરીનો રંગ સમય જતાં કાળાશ પકડે છે. તેની વાસ અને બીજા ગુણો તે જરા પણ છોડતી નથી. આ ક્રિયાથી વજન, કદના ઘટાડા ઉપરાંત પદાર્થને લાંબા સમય સુધી જેવી અને તેવી કુદરતી સ્થિતિમાં સાચવી શકાય છે. એ જ આ સુકવણીની ક્રિયાની વિશિષ્ટતા છે.

## સૂકવણીની બીજી રીત

ઉપર વર્ણવ્યા ઉપરાંત બીજી નવી રીતો પણ ચાલુ થઇ રહી છે, અને કેટલાક પદાર્થોની અંદર તે વિશેષ સંતોષકારક નીવડેલ છે; ફેર માત્ર એટલો જ છે કે પહેલાંની માફક ગરમ પાણીમાં ડૂબાડયા વગર ધાતુની થાળીઓમાં શાક ભરવામાં આવે છે. આ થાળીઓ એક લંબચોરસ વાસણમાં બરાબર બંધબેસતી મૂકવામાં આવે છે. અને પછી તે વાસણને વરાળથી ગરમ કરવામાં આવે છે. એકી સાથે લગભગ બાર થાળીઓ ગોઠવી શકાય છે. તેમાં પોલાદની અથવા તો એલ્યુમીનીઅમની જાળી હોય છે. તેની ઉપર શાકના કકડાઓ ગોઠવી દેવામાં આવે છે. લાકડાં કે લોઢાનો ઉપયોગ ન કરી શકાય કારણ કે તેથી રંગ બગડે છે. ત્યાર પછી તેમાંથી હવા કાઢી નાખી અંદરનું દબાણ દર ચોરસ ઇંચે દશથી બાર પાઉન્ડ જેટલું જ અને તે પણ બારથી તેર મિનિટ સુધી જ રાખવામાં આવે છે. દરેક જાતનાં શાક માટે આટલું જ દબાણ ચાલી શકે છે.

આ રીતના ફાયદા નીચે મુજબ છેઃ—

(૧) પહેલી વખત ધોયા સિવાય શાકને પાણીનો સ્પર્શ નથી થતો. એટલે પાણીમાં દ્રાવ્ય પોષક તત્ત્વો નીકળી જતાં નથી.

(૨) કેટલીક જાતોમાં સમય ઓછો લાગે છે. તેથી વીટામીન 'સી' કે જે બહુ જ પોષક અને જરૂરી છે, તે તેમનું તેમ રહે છે.

(૩) સુકવણીને લાંબો વખત પાણીમાં બાફવી પડતી નથી, એટલે તેમાંનાં પોષક તત્ત્વો, ક્ષારો અને નૈસર્ગિક સુવાસ એમ ને એમ રહે છે.

(૪) વિશેષ સારી સ્થિતિમાં સચવાઇ રહે છે

## સૂકવણી રાંધવાની રીત

હવે આવાં સુકવેલાં શાક કે અન્ય પદાર્થો ખાવા માટે તૈયાર કરવાં હોય ત્યારે તેના કકડા જુદા પાડી ઉકળતા પાણીમાં નાખવાથી પાછું તે પાણી ચૂસી લે છે. (જેમકે આપણે ચા બનાવીએ છીએ તેમ ). પાણી જરૂર પૂરતું જ લેવું, જેથી બધાં તત્ત્વોનું દ્રવણ ન થતાં જળવાઇ રહે. આ પ્રમાણે કરતાં એક નાનો આશરે અઢી ઇંચ પહોળો અને અર્ધો ઇંચ જાડો એવો કોબીનો કકડો અર્ધો ડઝન માણસોને પૂરો પડી શકે તેવો થાય છે. આ શું ઓછી આશ્ચર્યની વાત છે ? એ જ સૂચવે છે કે આપણા ખોરાકના પ્રશ્નમાં વિગ્રહ અને વિજ્ઞાનથી મોટી ક્રાન્તિ આવી રહી છે.

બટાટાને તેના અંદરની આંખો વગેરે કાઢી સાફ કરવાં પડે છે, અને ત્યાર પછી ઉપરની રીતે તેની પણ કોચરી કરાય છે. તેમાં લગભગ સાત કલાક લાગે છે, અને પાણીનું

પ્રમાણુ ૭ ટકાથી ઓછું તો થઈ શકતું જ નથી. નવ ટકાથી વિશેષ પાણી રહી જાય તો બટાટા લાંબો વખત રહેવાની ખાતરી નહિ. બટાટાની ટીકડીઓ કે કકડા નહિ કરતાં તેને હવા ન પેસી શકે તેવા ડબ્બામાં ભરી દેવામાં આવે છે. તેથી વર્ષથી પણ વધારે વખત સંચવાઈ રહે છે. અને આ કાચરીને ફરીથી પાણીમાં નાખો એટલે અર્ધા કલાકમાં ખાવા જેવાં તૈયાર થઈ જાય છે.

રસાયણશાસ્ત્રની આ નવી શોધખોળ અને વિકસિત થતી શાખાઓ જુદી જુદી રીતે મધ્યસ્થ સરકાર તરફથી નક્કી કરવામાં આવેલ છે. અને આ કામની ખાસ તાલીમ લીધેલ રસાયણશાસ્ત્રીઓ પણ રોકવામાં આવે છે. હજુ પણ તેને વિકસાવવા અને પ્રચાર કરવા ખોરાકખાતાના નિષ્ણાત અમલદારો પ્રયાસ કરી રહ્યા છે*

પ્રૉ. શાન્તિરાય આણંદરાય વૈષ્ણવ

---

# અદ્વિતીય અખબાર

દુનિયામાં અનેક સુપ્રસિદ્ધ વર્તમાનપત્રોની હકીકત વાંચતાં માણસને અનેરો આનંદ થાય છે. પણ એક વર્તમાનપત્ર એવું છે કે, એના જેવું નિયમિત અને વિશિષ્ટ પત્ર દુનિયાના કોઈપણ ખૂણામાં હોવું સંભવિત નથી. આ પત્ર છે મદ્રાસ ઈલાકાના નેલોર ગામમાં. આ વર્તમાનપત્ર દૈનિક છે છતાં એ વર્તમાનપત્ર કાગળ વિનાનું છે અને માટે જ એ વિશિષ્ટ પ્રકારનું વર્તમાનપત્ર છે. એ પત્રના તંત્રી છે શ્રી. ઇન્દ્રકાન્તી સુબ્રહ્મન્યમ્. એને નથી નડતો કાગળનો પ્રશ્ન કે નથી નડતા કાગળનિયમનના હુકમો ! નથી એને ટપાલનો કે નથી ઓફિસોનો ખર્ચ.

એક સીમેન્ટ લગાડેલી દીવાલ પર એ માણસ નિયમિત સમાચારો લખે છે. એની પાસે સાધનમાં રંગીન ચૉક છે. એ બધા જ સમાચારોને રંગીન ચૅાકથી લખે છે. નકશાઓ પણ દોરે છે. ખાસ અગત્યના મોટા સમાચારોને એ મોટા અક્ષરોથી અને રંગીન ચોકથી આલેખે છે ! રોજ સવાર થતાં પહેલાં આખી દિવાલ ચીતરાઈ ગઈ હોય છે. જગતનાં બધાં જ આંદોલનો એ દીવાલ ઝીલે છે. દુનિયાના એક એક સમાચારને એ દીવાલ પર સ્થાન છે. આ ભીંતપત્રિકા માટે જીલ્લા માજીસ્ટ્રેટનું ડેકલેરેશન લેવું પડતું નથી. કલકત્તા કે દિલ્હી ખાતે કવોટા માટે અરજી કરવાની હોતી નથી એટલું જ નહિ પણ એક જ ભીંતપત્રિકા પર સરકારને એટલું બધું ધ્યાન આપવું પડે છે કે સી. આઇ. ડી. ખાતાના પોલિસને રોજ સવારે ત્યાં જઈને એ બધા સમાચારોની કાગળ પર નકલ કરવી પડે છે.

× × ×

વહેલા મળસ્કે શ્રી. સુબ્રહ્મન્યમ્ એ દીવાલ પર સમાચારો લખવા બેસી જાય છે. આગલું લખાણ એક ભીના કકડાથી લૂછી નાખે છે. એ દીવાલ તદ્દન સાફ થઈ ગયા પછી તેમાં ચોક્કસ આઠ કૉલમ કાયમને માટે આંકેલી હોય છે. તેમા દરેક કૉલમવાર જુદા જુદા વિષયના સમાચાર લખાય છે. એક કૉલમમાં પરદેશને લગતા સમાચારો, બીજીમા હિંદને લગતા,

---

* "પ્રજાબંધુ"ના એક અંકમાથી

ત્રીજીમાં મદ્રાસ ને ચોથીમાં લૂંટ, ચોરી વગેરે એવા વિષયોના વિભાગો પાડી નાખવામાં આવ્યા હોય છે. સુરજ ઉગતાં પહેલાં તો આ ભીંત અક્ષરોના રંગબેરંગી સાથીઓથી ભરાઇ જાય છે. આ દિવાલ નેલોરના મુખ્ય રસ્તા પર આવેલી છે એટલે ત્યાં વાંચનારા માણસો સવાર થતાં જમા થવા માંડે છે. શ્રી. સુબ્રહ્મન્યમ્ માત્ર એ જ કામ કરે છે. એ સિવાય બીજું કામ કરતા નથી.

આ ભીંતપત્રિકા વાંચનારાઓ પાસેથી પૈસા લેવામાં આવતા નથી. જેને એ સમાચારો વાંચવા હોય તે ત્યાં ઊભો રહીને (ગમે તેટલી વાર) એ સમાચાર વાંચી શકે છે. તો પછી સહેજે એ પ્રશ્ન ઉભો થાય કે એ માણસ એની આજીવિકા માટે શું કરે છે ? એની પણ એણે વ્યવસ્થા રાખી છે. જેમ આપણાં બધાં જ વર્તમાનપત્રોએ જા. ખ. ને આવકનું અગત્યનું સાધન બનાવ્યું છે, તેવી જ રીતે ઇન્દ્રાકાન્તી સુબ્રહ્મન્યમે પણ જા. ખ. ને આવકનું સાધન બનાવ્યું છે એ સમાચારો ભેગા ભીંત પર જા. ખ. પણ લખાય છે. એ જા. ખ. ની આવક પણ પ્રમાણમાં એને સારી હોય છે. એટલે જા. ખ. ની આવકમાંથી એને એનો ખર્ચ છૂટી રહે છે. એ ઉપરાંત એને ચાક સિવાય બીજો તો કશો ખર્ચ જ નથી. એને મદદનીશ તંત્રીની જરૂર નથી કે પ્રૂફ કાઢવાનાં મશીનની જરૂર.

× × ×

નેલોરમાં તો આ 'ભીંતપત્રિકા' સુવિખ્યાત છે. છાપાં વાંચનારાઓ પણ એક વખત આ ભીંત પરના સમાચારો તો વાંચવાના જ ! એ લખાણ ત્યાંની માતૃભાષામાં જ કરવામાં આવે છે. એનાં મથાળાં ખૂબ આકર્ષક હોય છે. એ ભીંત પરના સમાચારો આજુબાજુના બધા જ વિસ્તારોમાં ધીમે ધીમે પ્રસરે છે કેટલીક વાર એ ભીંત પર કટાક્ષ-ચિત્રો પણ આલેખવામાં આવે છે નેલોરની પ્રજા પર આ સમાચારોની ખૂબ લાગવગ છે. ગમે તેની પોલ પણ સવાર થતાં ભીંત પર છપાવાની જ. આ બધામાં પેલાં પોલિસના માણસોનો આ સમાચારો ઉતારતાં દમ નીકળી જાય છે. સવારે થતાં નિયમિત પોલિસનો એક માણસ આવીને એ સમાચાર ઉતારવા બેસી જાય છે. મિ. ઇન્દ્રકાન્તી સુબ્રહ્મન્યમના આ પત્રને મેનન્સરની જરૂર નથી, ગીલ્ર લાગવાનો ભય નથી; કારણ કે ગીલ્ર લાગતા પહેલાં તો આગલા સમાચારો ભુંસાઇ ગયા હોય છે, અને વાંધાભરેલી હકીકત સાબીત કરવાને સાબિતીઓ શોધવાની રહે છે.

× × ×

કેટલીક વાર અગત્યની બાબતોમાં મિ. સુબ્રહ્મન્યમ પોતાનો મત પણ પોતાની સહી સાથે એ ભીંતપત્રિકા પર ઉતારે છે. કોઇ રહસ્યઘટનાનું પણ આલેખન કરે છે. શહેરની સભા–કાર્યક્રમ વગેરે પણ એના પર છપાય છે. હવે તો એ ભીંતપત્રિકા લગભગ વ્યવસ્થિત થઇ ગઇ છે. ત્યાં માણસોની ગીરદી તો ઓછી થતી જ નથી. વરસના ૩૬૫ દિવસ આ ભીંત પર દુનિયાના બધા જ સમાચારો જાહેર થાય છે. વર્તમાનપત્રોના બધા જ સમાચારો આમાં આવી જાય છે. એ ઉપરાંત આજુબાજુનાં ગામોમાંથી આવતી 'ખાસ ખબરો ખાસ ખબરપત્રી તરફથી' એ સહીથી છપાય છે. વર્ષોથી શ્રી. સુબ્રહ્મન્યમનો આ ધંધો થઇ પડ્યો છે. એ સમાચરો ભેગા કરવા પછી શ્રી. સુબ્રહ્મન્યમ આખો દિવસ મહેનત કરે છે, હિંદમાં તો આવું વર્તમાનપત્ર બીજું કોઇ જ નથી.

("હિન્દુસ્તાન–પ્રજામિત્ર"માંથી)

# આવતા માસની કાર્યદિશા

૧ તમારા અંદાજમાં મંજૂર થયા પ્રમાણે પ્રાંત પંચાયત મદદ અને સરકાર મદદની પાવતીઓ પુસ્તકાલય ખાતા તરફ જલદી મોકલો.

૨ લોકમદદની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલો અને કાયમનિધિની રકમ જે તે સ્થળે મૂકવા તજવીજ કરો.

૩ શાળામાં જે પુસ્તકાલયો છે તે પૈકી કેટલાક પુસ્તકોનાં કબાટની આજુબાજુ ભંગાર અને કચરો નાખી મૂકે છે અને શાળાનાં જૂનાં દફ્તરો ખડકી રાખે છે, તેમ પુસ્તકાલયનાં પુસ્તકોમાં ઉધેઈ લાગી પુસ્તકો ખરાબ થાય છે તે બાબત યોગ્ય સ્વચ્છતા સફાઈ રાખવા કાળજી રાખો.

૪ કસ્બા પુસ્તકાલયોમાં પણ પુસ્તકાલયની વ્યવસ્થા તરફ અને પુસ્તકોના વર્ગીકરણના કામે ગ્રંથપાલોની કેટલીક નિષ્કાળજી જણાય છે તો પુસ્તકો સુવ્યવસ્થિત રાખવા અને વિષયવાર ગોઠવવા તજવીજ કરવી.

૫ ઠરેલા ધોરણ કરતાં વાચકોને વધુ પુસ્તકો વાંચવા નહિ આપતાં થોડાં થોડાં પુસ્તકો નિયમ પ્રમાણે આપવા તજવીજ કરવી, જેથી વધારે માણસોમાં પુસ્તકનો ફેલાવો થઇ શકે.

૬ ત્રિમાહી પત્રકો જેમના તરફથી ન આવ્યાં હોય તેમણે વેળાસર મોકલી આપવાં.

૭ હજુ ભણીને ભૂલી ન જાય એ ઉદ્દેશસર શાળામાંથી ઉઠી ગયેલાં પછાત કોમનાં તથા બીજાં બાળકોની યાદી શાળા તેમ જ પુસ્તકાલયના દફ્તરે રાખવા ઠર્યું છે તે બાબત અમલ થવા મંત્રીઓનું અને રા. મહાલ શાળાધિકારી સા. નું ધ્યાન ખેંચવામાં આવે છે.

વડોદરા,
તા. ૯–૧૨–'૪૪

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

મધ્યવર્તી પુસ્તકાલય                                    સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૫ સને ૧૯૪૪-૪૫

# વિષય

### ગુજરાત વર્નાક્યુલર સોસાયટી-અમદાવાદનાં ભેટપુસ્તકોના રવાનગી ખર્ચની રકમ વેળાસર મોકલવા બાબત

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની કારોબારી સમિતિએ ઠરાવ્યું છે કે નોંધાયલાં પુસ્તકાલયો પાસેથી "બુદ્ધિપ્રકાશ"ના રવાનગી ખર્ચના રૂ. ૦-૮-૦ અને ભેટપુસ્તકોના રવાનગી ખર્ચના રૂ. ૧-૦-૦ મળી દરવર્ષે રૂ. ૧-૮-૦ લેવા. તે પ્રમાણે સને ૧૯૪૩-૪૪ ના વર્ષ માટે મળેલી રકમ "ગ્રંથ અને ગ્રંથકાર"નું પુસ્તક રવાના થતાં પૂરી થશે. તો સન ૧૯૪૪-૪૫ ના ભેટપુસ્તકો તથા "બુદ્ધિપ્રકાશ"ના રવાનગીખર્ચની રકમ રૂ. ૧-૮-૦ મોકલી આપવા સૌ નોંધાયલાં પુસ્તકાલયોને સૂચના છે. જેમના તરફથી આ રકમ મળશે તે પુસ્તકાલયોને સન ૧૯૪૪-૪૫ નું પ્રથમ ભેટ પુસ્તક "શુક્રતારક" રવાના થશે.

વળી સદર સોસાયટી તરફથી પ્રગટ થનાર ડૉ. આનંદશંકર ધ્રુવ સ્મારકગ્રંથના ગુજરાતી વિભાગની કિંમત રૂ. ૮) રાખી છે. પરંતુ સોસાયટીના આજીવન સભ્યો તથા નોંધાયલાં પુસ્તકાલયોને આ ગ્રંથ રૂ. ૭) માં આપવામાં આવશે. જેમણે અત્યાર અગાઉ આખા ગ્રંથ માટે રૂ. ૯) ભરી નામ નોંધાવ્યા છે તેમને વધારાની કોઈ પણ રકમ લીધા સિવાય આ ગ્રંથના બન્ને વિભાગ (ગુજરાતી અને અંગ્રેજી) આપવામાં આવશે.

સબબ જે આજીવન સભ્યો અને પુસ્તકાલયો આ ગ્રંથ હવે ખરીદવા ઇચ્છતાં હોય તેઓ તેની કિંમત વેળાસર મોકલી પોતાની નકલ નોંધાવી લેશે એવી આશા છે.

ઉપર પ્રમાણેની જરૂરી તજવીજ કરવા રાજ્યનાં નોંધાયલાં સાર્વજનિક પુસ્તકાલયોને સૂચવવામાં આવે છે.

વડોદરા,
તા. ૨૪-૧૧-૧૯૪૪ } પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

## સૂચના નં. ૬ સને ૧૯૪૪-૪૫

# વિષય

## સસ્તા સાહિત્યની પુસ્તકખરીદી માટેની ઉદાર યોજનાઓ

આથી વડોદરા રાજ્યમાં સરકાર મદદ લઇ ચાલતાં સાર્વજનિક પુસ્તકાલયોને આ મોંઘવારીના સમયમાં ઉપયોગી અને શિષ્ટ પુસ્તકો સસ્તાં અને સરળતાથી મળે તે માટે સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી તેના સ્થાપક સ્વ. ભિક્ષુ અખંડાનંદની પુણ્યતિથિ નિમિત્તે સૌ કોઇ સસ્તી કિંમતે પુસ્તકો મેળવી શકે એવી આઠ યોજનાઓની એક પત્રિકા પ્રસિદ્ધ થઇ છે.

જે ગ્રામ કે કસ્બા પુસ્તકાલયોને આવા શિષ્ટ અને સસ્તા સાહિત્યની ઉણપ હોય તેમને આ પત્રિકા વેળાસર મંગાવી તેમાંની પસંદ પડતી યોજનાનાં પુસ્તકો મળવા માટે પુ. સ. સ. મંડળને તા. ૧૦-૧-૪૫ પહેલાં લખશે તો તે માટે તેઓ ઘટતું કરશે. જે પુસ્તકાલયો પરભાર્યાં પુસ્તક ખરીદતાં હશે તેઓ પરભાર્યાં આ હકીકત મંગાવી શકશે.

| | છાપેલી કિં. | વેચાણ કિં. |
|---|---|---|
| યોજના નં. ૧ ( ખાસ કરીને સંપૂર્ણ મહાભારતના સાત ગ્રંથો અને સ્વ. પઢીઆરનાં પુસ્તકો ) | ૭૪-૦-૦ | ૫૫-૦-૦ |
| યોજના નં. ૨ ( વેદાંતના વિષયપરનાં પુસ્તકો ) | ૫૨-૧૨-૦ | ૪૦-૦-૦ |
| યોજના નં. ૩ ( નવા વિચારો અને વૈદકનો સેટ ) | ૫૧-૦-૦ | ૪૦-૦-૦ |
| યોજના નં. ૪ ( વૈષ્ણવોનો સેટ ) | ૬૦-૧૯-૦ | ૪૮-૦-૦ |
| યોજના નં. ૫ ( સ્ત્રી તથા બાળોપયોગી પુસ્તકોનો સેટ ) | ૪૫-૧૫ ૦ | ૩૫-૦-૦ |
| યોજના નં. ૬ ( સંત ચરિત્રોનો સેટ ) | ૩૭-૮-૦ | ૨૮-૦-૦ |
| યોજના નં. ૭ ( બધા વિષયોને લગતાં ૫૪ પુસ્તકોનો સેટ ) | ૧૦૬-૧૩ ૦ | ૬૫-૦-૦ |
| યોજના નં. ૮ ( સસ્તા સાહિત્યનાં હાલ મળતાં લગભગ તમામ પુસ્તકો ) | ૩૦૧-૮-૦ | ૨૨૫-૦-૦ |

જેને જે યોજનાનાં પુસ્તકો જોઇએ તે પોતાની સમિતિમાં તાત્કાલિક નિર્ણય કરી ઘટિત તજવીજ કરશે એવી આશા છે.

વડોદરા,
તા. ૧૫-૧૨-૪૪

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

## સૂચના નં. ૭ સને ૧૯૪૪-૪૫

# વિષય

## અંદાજપત્રોની મંજૂરીઓ વિષે કેટલીક સ્પષ્ટતા

ગ્રામ, કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોમાં અંદાજપત્રો મંજૂર કરવા ઘટિત તજવીજ કરી છે. ત્રણ વર્ષની સરાસરી લક્ષમાં રાખીને અંદાજ મંજૂર કરવાનું લક્ષમાં લીધું છે. પ્રત્યેક પુસ્તકાલયે વાચનપ્રચાર વિશેષ કરવો જોઇએ. તે અંદાજ બનાવતી વખતે તેમણે ખાસ લક્ષમાં લેવું જોઇએ. પુસ્તકાલયમાં જેટલાં પુસ્તકોની સંખ્યા હોય તેના કરતાં વાચન માટે બહાર ગયેલાં પુસ્તકોનો ઇશ્યુ નંબર અવશ્ય વધેલો હોય તો જ અનુમાન થઇ શકે કે પુસ્તકાલયમાં જે પુસ્તકો છે તે લોકભોગ્ય છે. એ સ્વાભાવિક છે કે તર્તજ વાંચેલું પુસ્તક એક વાચકને ફરી વાંચવાનું મન ન થાય પણ તે ઘણા વાચકોમાં વંચાવી શકાય. એકલા વર્તમાનપત્રના ગણ્યાગાંઠયા વાચકો સાર્વજનિક પ્રવૃત્તિમાં રસ લે અને આખાય સમાજમાં તેની પુષ્કળ જરૂરીઆત છે એમ દલીલ જ કર્યાં કરે તેના કરતાં તેની ઉપયોગિતા કેટલી થઈ છે તેનું પ્રતિપાદન કરવા મંત્રી ગ્રંથપાલો આધારભૂત પ્રચાર કરી નવું બળ જુવાનોમાં લાવશે તો ખરેખર પુસ્તકાલયો પાછળ ખર્ચાતી રકમની યથાર્થતા જળવાશે.

ચાલુ સાલે વર્તમાનપત્રોના ભાવ ઘણા ઘટયા છે તેથી અંદાજમાં સામાન્યતઃ ફેરફાર કર્યો છે. કાયમનિધિમાં ઓછી રકમ મૂકી મોટું અંદાજ બનાવવાની લાલચો રોકી છે. અને કસ્બાઓ જેમણે ગઇ સાલે જે પોતાના પર પડેલા કાપ માટે ગામડાઓમાં વાચનપ્રચાર વધે એ હેતુસર ઉદારતા બતાવી છે તેમણે ચાલુ સાલે તેમના ચાલુ વર્ષના અંદાજમાં મંજૂર કરેલી રકમમાં બાધ ન આવે તે તરફ બનતી કાળજી રાખવામાં આવી છે.

જ્ઞાનપ્રચારના આ મહાયજ્ઞમાં શિક્ષકો જે ઉદાર ભાવે કાર્ય કરે છે અને ગામ-આગેવાનો અને બાળકોને ઉદાર ભાવે મદદ આપે છે તે આપવાનું ચાલુ જ રાખશે અને પોતાની ખર્ચ કરવાની શક્તિમાં ઉત્તરોત્તર દરેક પુસ્તકાલય પ્રગતિ કરી સામાન્ય જનતામાં તેનો બહોળો પ્રચાર કરશે એવી આશા સાથે સને ૧૯૪૪-૪૫ નાં અંદાજો મંજૂર કરવામાં આવે છે અને તે હવે ગામડે પહોંચી ગયાં હશે. આશા છે કે સૌ કાર્યકરો આ પ્રવૃત્તિ આગળ ધપાવે. વાચનાલયોને મદદ સ્થાપિત થયેલાં પુસ્તકાલયોને મદદ આપતાં વધશે તો સવડ પ્રમાણે આપવામાં આવશે તે સૌ વાચનાલયોના કાર્યકરો ધ્યાનમાં લેશે એવી આશા છે.

વડોદરા
તા. ૧૫-૧૨-૪૪

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક.

# પુસ્તકાલય

## પુસ્તક ૧૯ મું

### [ જાન્યુઆરીથી ડિસેમ્બર ૧૯૪૪ ]

## લેખોની અનુક્રમણિકા

# લેખકોની અનુક્રમણિકા

# સામયિક દોહન વિભાગ

## સામયિક દોહન ( લેખકવાર )

## પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦માં મળતા
# નમુના (ફૉર્મ્સ)ની યાદી

નમુનો નંબર (આ પહેલાંના ભાવ રદ ગણવા)

| | | |
|---|---|---|
| (૧) | કસ્બા રજીસ્ટર (ગુજરાતી) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૬-૦ |
| (૨) | ,, ,, (અંગ્રેજી) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૬-૦ |
| (૩) | નામવારી (કક્કાવારી) રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૬-૦ |
| (૪) | વિષયવારી રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૬-૦ |
| (૫) | કર્તાવારી રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૬-૦ |
| (૬) | ઇસ્યુ બુક અડધા કાગળની | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૦-૦ |
| (૬અ) | ઇસ્યુ બૂક પા કાગળની | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦-૧૦-૦ |
| (૭) | વર્તમાનપત્રો અને માસિકોનું રજીસ્ટર | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦- ૯-૦ |
| (૮) | વંચાયલાં પુસ્તકોની વિષયવાર નોંધ રાખવાનું પત્રક (કસ્બા પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૦-૦ |
| (૯) | શિલકી સામાનનું પત્રક | ધા. ૧ (૨૪) નંગના રૂ. ૧- ૬-૦ |
| (૧૦) | હાજરીપત્રક | ૪૦ પાનની ચોપડી રૂ. ૦- ૯-૦ |
| (૧૧) | સૂચનાચોપડી | નંગ ૧ (૪૦ પાન)ના રૂ. ૦- ૯-૦ |
| (૧૨) | ભેટ ચોપડી | નંગ ૧ (૪૦ પાન)ના રૂ. ૦- ૯-૦ |
| (૧૩) | બારનીશી | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૦-૦ |
| (૧૪) | સભાના કામની નોંધ બૂક | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૬-૦ |
| (૧૫) | પાવતી બૂક | નંગ ૧ (૧૦૦ પાન)ના રૂ. ૦- ૯-૦ |
| (૧૬) | અરજી અને જામીનગીરીના ફોર્મ | ધા. ૧ (૯૬ નંગ)ના રૂ. ૧- ૦-૦ |
| (૧૭) | પાવતીનાં ફોર્મ | ધા. ૧ (૯૬ નંગ)ના રૂ. ૧- ૦-૦ |
| (૧૮) | ઇસ્યુ નંબર અને તારીખ નોંધવાની પટ્ટીઓ | ૧૦૦૦ નંગના રૂ. ૪- ૦-૦ |
| (૧૯) | પુસ્તકોનું રજીસ્ટર (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૬-૦ |
| (૨૦) | વાચકોની ખાતાવહી | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૦-૦ |
| (૨૧) | વાચકોનું રજીસ્ટર | ધા. ૧ (૪૮ નંગ)ના રૂ. ૧- ૦-૦ |
| (૨૨) | પુસ્તકની ડાબી બાજુએ અંદર ચોઢવાની શ્રીમંત મહારાજા સા૦ના ફોટાવાળી પટ્ટીઓ | ૧૦૦૦ નંગના રૂ. ૪- ૦-૦ |
| (૨૩) | પુસ્તક ઉઘરાણીનાં કાર્ડ | ૨૫ નંગના રૂ. ૦- ૪-૦ |
| (૨૪) | પુસ્તકની માગણીના કાર્ડ | ૨૫ નંગના રૂ. ૦- ૪-૦ |
| (૨૫) | વંચાયલાં પુસ્તકોનું વિષયવાર નોંધ રાખવાનું પત્રક (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૦-૦ |
| (૨૬) | નામવારી રજીસ્ટર (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૬-૦ |
| (૨૭) | વિષયવારી રજીસ્ટર ,, | ધા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧- ૬-૦ |
| (૨૮) | પુસ્તકની પૂઠે ચોડવાની નંબર લખવાની પટ્ટીઓ | ૬ પાનના રૂ. ૦- ૧-૬ |

**લખોઃ—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦**

પો. બો. નં. ૧૦, રાવપુરા—વડોદરા.

---


આ માસિક વડોદરામાં ' ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ 'માં અંબાલાલ વિ. ઠક્કરે પુસ્તકાલય સ. સ. મંડળ લિ.ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૮-૧૨-૪૪

Reg. No. 2210

# રૂપાનો ઘંટ

ભરમરેખા, પ્રણય અને પરિણય વગેરે અતિ સુંદર, રસાળ નવલકથાઓના કર્તા રા. ચુનીલાલ વ. શાહ કૃત આ ટૂંકી વાર્તાઓનો સંગ્રહ કુમાશ ભરી મીઠી, પ્રેમ સુગંધ ભરી કથાઓ દ્વારા વાંચનારને ખૂબ આનંદ આપે તેવો છે. પહેલી જ વાર્તા "રૂપાનો ઘંટ" તદ્દન અભિનવ શૈલીએ લખાયલી છે અને તેમાંની પાર્વતી તો કવિવર ટાગોર કિંવા શરદ્‌બાબુની કલમની યાદ આપે છે. દરેક વાર્તા એક એક નવી સૃષ્ટિ પરથી પડદો ઊંચકી, નવો નવો રસ ઉપજાવી દરેક સ્વભાવ–વૃત્તિવાળા વાચકને સંતોષ આપવા શક્તિશાળી બને છે. કોઈપણ પ્રકારનો કંટાળો આવતો નથી; કેમકે લખાવટ નોંખી નોંખી શૈલીથી થઈ છે, અને તે જ લેખકની ખૂબી છે. અઢીસો પાનાની રા। રૂપિયા કિંમત વાજબી ગણાય.

એ જ લેખકની નવલકથા ભરમરેખા (રૂ. ૩।।)ને પ્રણય અને પરિણય (રૂ. ૩।।)ની નકલો તો હવે ખલાસ થવા આવી છે.

શ્રી. જ્યોતીન્દ્ર દવે કૃત રંગતરંગના પાંચ ભાગોનું સમગ્ર ગુચ્છ દરેક પુસ્તકાલયમાં રાખ્યાથી આખું ગામ પેટ ભરી કાયમ હસ્યાં કરશે.

શ્રીગોપાલની "પરાધીન" નવલકથા, ઝઘડતાં કુટુંબોમાં પ્રેમ અને એખલાસની વૃદ્ધિ કરે તેવી છે. અને નવા જુવાનો અને વડીલો તરફ માન અને પૂજ્યવૃત્તિ ઉપજાવ્યા વિના નહિ જ રહે. કિંમત રૂ. ૩।।.

બધા ચોપડીવાળા વેચે છે.

O——ગાંડીવ——O

ગરવી ગુજરાતણનું સર્વોત્તમ માસિક

# ગુણસુન્દરી

તંત્રી : શ્રી. જયવતી દેસાઈ

વાર્ષિક લવાજમ

| હિંદમાં | પરદેશમાં |
|---|---|
| રૂ. ૫–૦–૦ | શિલીંગ ૧૨ |

ગ્રાહક ન થયા હોય તો લવાજમ મોકલી નામ નોંધાવો.

કેટલાંક વસાવવા યોગ્ય પ્રાણવાન પ્રકાશનો

**શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ**

ભા. ૧–૨ મૂલ્ય : રૂ. ૩–૧૨–૦

* * *

**રાજયોગી યાને પરમાર ધારાવર્ષદેવ**

ભા. ૧–૨ મૂલ્ય : રૂ. ૮)

* * *

**બલહઠ ઉર્ફે કાહ્નવડા**

ભા. ૧–૨ મૂલ્ય : રૂ. ૬।।

* * *

**વડોદરા** મૂલ્ય : રૂ. ૦–૮–૦

* * *

**સૂરત** ભા. ૧–૨ મૂલ્ય : રૂ. ૧

* * *

**મહાસભાનો ઇતિહાસ**

ભા. ૧–૨–૩ મૂલ્ય રૂ. ૧૧

તમારી લાયબ્રેરીમાં અવશ્ય વસાવવા લખો:—

વ્યવસ્થાપક: **લુહાણામિત્ર પ્રેસ,** રાવપુરા : વડોદરા.